

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ



તંત્રી
ધીરુ પરીખ

શિશિર
૨૦૪૯

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૩ સળંગ અંક ૨૧૧ દ્વિજ અંક ૧૩૯

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર ૨૦૪૯ : સળંગ અંક ૨૧૧ : દ્વિજ અંક ૧૩૯



41153

**તંત્રી**
**ધીરુ પરીખ**




સલાહકાર
રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અંકની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400608
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 20952

# આગોતરા ગ્રાહકની યોજના

## • કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તંભરૂપ પ્રકાશન •

### ?હાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સંપૂર્ણ પદ્યાનુવાદ

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઈટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સંભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસંતતિલકા છંદમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણ ?ે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રંથની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો અગાઉના અંકમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અંતે મહત્ત્વના સંદર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઈન્ડિંગમાં તૈયાર થશે. આ ગ્રંથ એપ્રિલ ૧૯૯૩ના અંતમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રંથની કિંમત રૂ. ૨૫૦-૦૦ રહેશે. પરંતુ ૩૧મી માર્ચ ૧૯૯૩ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦-૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦-૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦-૦૦નો આ ગ્રંથ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦-૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦-૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

**કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯**

## કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા-કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | | |
|---|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/- | કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/- | કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/- | કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/- | કે તેથી વધુ |

વિશ્વકવિતા ગ્રન્થસંગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો. રૂ. ૧૧,૦૦૦ના આપના દાનથી આપે જણાવેલ ભાષાના પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઈચ્છો તેનું નામ આ કબાટો પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

**'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

સં. ૨૦૪૯ કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૩

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म ए धि ॥

આધુનિકતા એટલે નાગરિકતા. આધુનિકતા નાગરિકતા, urbanisme. આધુનિકતા એ આધુનિક નગરની છે અને આધુનિક નગર એ ઔદ્યોગિક ક્રાંતિની સરજત છે. બસોએક વરસથી ઔદ્યોગિક ક્રાંતિ અને પછી વરસથી યંત્રવૈજ્ઞાનિક ક્રાંતિને કારણે આજે જગતભરમાં આધુનિક નગરો છે. અને એમાં એક આધુનિક ંસ્કૃતિ, નવો સમાજ, નવો મનુષ્ય, નવું માનસ અસ્તિત્વમાં છે. આધુનિકતાની કવિતાના કેન્દ્રમાં ગ્રામપ્રદેશ નગર, આધુનિક નગર, નાગરિકતા, આધુનિક નાગરિકતા છે, પ્રકૃતિ નહીં, માનવપ્રકૃતિ છે; નાગરિક ાક-નૈસર્ગિક મનુષ્ય નહીં; નાગરિક મનુષ્ય છે; સામાજિક મનુષ્ય નહીં, વૈયક્તિક મનુષ્ય છે; સમાજ નહીં, વ્યક્તિ ધુનિકતાની કવિતામાં નગરના નામનો ઉલ્લેખ હોય કે ન હોય પણ એમાં જે સંવેદન છે, સભાનતા, માનસ, ., મનોદશા આદિ વસ્તુવિષય તથા એને અનુકૂળ અને અનુરૂપ શૈલીસ્વરૂપ છે એમાં તો માત્ર નાગરિકતા જ છે. કેવુંક છે આ સંવેદન ? આધુનિક નગર, આધુનિક નગરસંસ્કૃતિ એક અરાજકતા- chaos છે. એમાં કશું નથી, નિત્ય નથી, એમાં ક્ષણેક્ષણે પરિવર્તન છે; બધું ખણ્ડખણ્ડ, છિન્નભિન્ન, શીર્ણવિશીર્ણ છે; બધું વેરવિખેર, ..છેરણ છે; બધું વર્ણસંકર, ચિત્રવિચિત્ર, માયાવી છે. આધુનિક નગર fourmillante city કીડીયારું નગર, 'city, માયાવી નગર છે. એમાં સમ્બન્ધ કોની સાથે હોય ? ક્યાંથી હોય ? એથી એમાં મનુષ્ય માત્ર - કવિ ì એક passerby, un passent, un flauner, ક્ષણમાં અહીં, ક્ષણમાં તહીં એવો રખડૂ છે. એમાં મનુષ્યને હમાં એકાન્ત અને એકાન્તમાં સમૂહનો અનુભવ થાય છે. એની મનુષ્યને એકલતા, અલગતા, અસઙ્ગતાનો ભવ થાય છે. એ સર્વથી, પ્રકૃતિથી, સમાજથી, અરે, પોતાની જાત સુદ્ધાંથી, પોતાના વ્યક્તિત્વના કેન્દ્ર સુદ્ધાંથી ।વખૂટો, છિન્નવિચ્છિન્ન થયો છે. એથી એ છિન્નભિન્ન થયો છે. મનુષ્યને જેમ જેમ નગર પ્રત્યે વધુ ને વધુ ત્મીયતાનો, નિકટતાનો અનુભવ થાય છે તેમ તેમ એને વધુ ને વધુ એકાકીતાનો, નિરાસક્તતાનો અનુભવ થાય . એથી જ રઙ્ગદર્શિતાની કવિતામાં જેમ આત્મલક્ષિતા હતી તેમ આધુનિકતાની કવિતામાં આન્તરમુખતા છે. ધુનિક નગરમાં આ ક્ષણેક્ષણના બાહ્ય પરિવર્તનને કારણે આન્તરચેતનાનું પરિવર્તન અશક્ય છે. એથી મનુષ્યને ર્વાસન, નિબદ્ધતા, નિઃસહાયતા, નિરાધારતા, નિઃસત્વતા, નિર્વીયતા, નીરસતા, નિર્વેદનો અનુભવ થાય છે. ..ધુનિકતાની કવિતામાં મનુષ્ય એ દ્વિદલ, દ્વિરૂપ મનુષ્ય homo duplex છે. એથી એનું વિકૃત અને વિરૂપ વ્યક્તિત્વ, ભાજિત અને વિરોધાભાસી વ્યક્તિત્વ છે. એનામાં સઙ્ઘર્ષ અને સન્દિગ્ધતા છે. એનામાં દ્વૈત અને દ્વિધા છે. Modernism, pluralizes, surrealizes. આ છે આધુનિક મનુષ્યનું, આધુનિક કવિતાનું, એના વસ્તુવિષયનું સંવેદન. ાસ્તવ અને સત્ય. આ સંવેદન અનેક પ્રયોગો દ્વારા પ્રગટ થાય છે.

નિરંજન ભગત

## વિમર્શ

# ગુજરાતમાં હિન્દી કાવ્યની પરંપરા
# અને
# સુન્દરમ્‌ની હિન્દી કવિતા

ડૉ. રજનીકાન્ત જોશી

હિન્દીભાષી પ્રદેશ નિકટવર્તી હોવાને કારણે; વલ્લભ સંપ્રદાય, સ્વામિનારાયણ સંપ્રદાય, સૂફી સંપ્રદાય તથા જૈનધર્મ આદિની અસરને કારણે તથા ગુજરાતના મુસલમાન બાદશાહો અને રાજપૂત રાજ્યોના કારણે પણ હિન્દીના વિકાસ તથા પ્રસારનાં પ્રમાણ ગુજરાતમાં વિશેષ જોવા મળે છે. સાથે સાથે અહીં એ પણ નિર્દેશ કરવો આવશ્યક ગણાશે કે ગુજરાતીની જેમ હિન્દી પણ શૌરસેની અપભ્રંશમાંથી ઊતરી આવેલી ભાષા હોવાને કારણે પણ ગુજરાતની પ્રજા માટે હિન્દી પોતાની માતૃભાષા જેવી સાહજિક ભાષા તરીકે વ્યવહારમાં ઉપયોગી બનતી આવી છે. જેમ કે, નરસિંહ મહેતા, મીરાંબાઈ, સમર્થદાસ, માધવદાસ, દાદૂ દયાલ, અખો, મુકુન્દ ગુગલી, આનન્દઘન, પ્રાણનાથ, લાલદાસ, જીવણદાસ, રવિસાહેબ, ખીમસાહેબ, મોરારસાહેબ, લાલદાસ-સાહેબ, વિક્રમ-સાહેબ, મૂળદાસ, પ્રીતમદાસ, નિરાંત, ધીરા ભગત, ગવરીબાઈ, મહાત્મા કલ્યાણદાસ, સન્તરામ મહારાજ, સન્ત કેવલપુરી, ત્રિવિક્રમાનન્દ, બ્રહ્માનન્દ સ્વામી, સન્ત કુબેરદાસ, કરુણાસાગર, હરિદાસ, ભોજા ભગત, મનોહર, હરિસિંહ, છોટમ, કાજી અનવર, દેવોસાહેબ, વસ્તો વિશ્વમ્ભર,. દીન દરવેસ, કૃષ્ણદાસ, ભાણ નભુલાલ, નિર્મલદાસ, મહાત્મરામ અર્જુન, મુડિયા સ્વામી, નૃસિંહાચાર્ય, રત્નો ભગત, સાગર, ઓંકારેશ્વરી, રજ્ઞ અવધૂત જેવા અનેક કવિઓએ હિન્દીમાં કાવ્યરચનાઓ કરી છે.

ગુજરાતના રાજાઓના દરબારોમાં હિન્દી કવિઓનું વિશેષ સ્થાન હતું. ડિઙ્ગલમાં કવિતા કરનારા ભાટચારણો તથા વ્રજભાષામાં કવિતા કરતા કવિને પણ દરબારમાં વિશેષ સન્માન મળતું. કચ્છના મહારાજા લખપતિજી(ઈ.સ. ૧૭૫૧-૬૧)એ તો ભૂજમાં વ્રજભાષાની પાઠશાળા પણ સ્થાપી હતી. રાજકોટના રાજકુમાર મહેરામણસિંહે, સૌરાષ્ટ્રના ઝાલા અમરસિંહજીએ તથા કચ્છના મહારાજા લખપતિજીએ હિન્દીમાં સુન્દર રચનાઓ કરી હતી. આમ, ગુજરાતના સર્જકોનાં અનેક નામો ગણાવી શકાય, જેઓએ હિન્દીમાં કાવ્યરચનાઓ કરી છે. કેટલાંક ઉદાહરણો જોઈએ :

*'કહાં લગાઈ એતી દેર, અરે અરે સાંવરે.*
*હૌં ગુજરાતી સિવકો ઉપાસી. પૂજૌં સાંઝ સબેર,*
*ભક્તિ મર્મ કે સાર ન જાનૌ, હાંસી કરાઈ મેરી ઢેર'*

*નરસિંહ મહેતા*

*મેરા મન મતિવાલા મધુ પીવે, પીતે બારેમ્બારો રેં*
*હરિરસ રાતો રામ કે સદા રહૈ ઈકતારો રે.*

*દાદૂ દયાલ.*

*'હરિકું હેરતાં રે, સખી મે રે હેરાણી,*
*સરિતા લીન અલી રે સિન્ધુ કુંવા હુલર પાણી.'*

*અખો*

પિયા બોલંતે મૈં હી રે બોલૂં
સાંઈ બિના ઘૂંઘટ નાહીં ખોલું
અહર્નિશે ખેલું સાંઈ સૈંતી.

*

બોલૂં બાત પિયુ કેહ તેતી.
સો જાને જીસે બિચે એતી.

અખો

અબ હમ અમર ભયે ન મરેંગે
યા કારણ મિથ્યાત દિયો તજ, ક્યૂંકર દેહ ધરેંગે.

આનન્દઘન

સબકો પ્યારી અપની જો હૈ કુલકી ભાષા.
.....
બિના હિસાબે બોલિયાં, ગિને સકલ જહાન
સબકે, સુગમ જાન કે, કહૂંગી હિન્દુસ્તાન.

પ્રાણનાથ

'ક્યા કિસી કામ, અપના દિલ સમજાના
ક્યા લઈ આયા ક્યા લઈ જાયગા, જ્યો નિરન્તર નામ.

રવિસાહેબ

ચકવી રૈન પડે જબ રોવે.
અપના પિયુજીસે પ્રીત લગાઈ
ચરન-કમલ ચિત પ્રોવે.

મોરારસાહેબ

બાહર શત્રુ બહુણે, જો કોઈ શૂરા હોય
પ્રીતમ મન ભીતર (કિ) રહે માર શકે નહિ કોય.

પ્રીતમદાસ

મેરી મેરી ગત કરો, તેરી કાયા નાંહી
ક્યા સગાઈ કાયા જીવકી છોડ ચલે બન માંહી.

ધીરા ભગત

જપતપ કિયે હરિ ના મિલે પૂરન પરિબ્રહ્મ રાય.
સદ્ગુરુ કી કિરપા ભયે, હરિ સ્હેજે મિલ જાય.

ગવરીબાઈ

માયા કી વિધિ જાત ન જાની
પણ્ડિત હોય કે લોક પ્રબોધે જ્ઞાન કથે હોય જ્ઞાની.

બ્રહ્માનન્દ સ્વામી

સન્તો દિયા રે અગમ પર ડેરા
પિયા પિયાલા જેણે પ્રેમરસ કેરા,
નાથકૂં નિરખ્યા નેરા.

ભોજા ભગત

નિર્ગુણ નામ જપો, અહર્નિશ નિર્ગુણ નામ જપો
જાતે જ્ઞાન બઢે નહીં પ્રભુકો, સો તપ કાયકૂં તપો.

છોટમ

મનવા તનમેં તો તપાસી.
સારાસાર ભેદ નહીં જાન્યા.
કહા ભયો ગયો કાશી.

ભાણ

અન્દર ગોતા લગાવ પ્યારે
બાહેર ઢૂંઢત જનમ ગમાયાં
હાથમેં કછુ ના આય.

રઝ અવધૂત

હિન્દીનું આદિરૂપ યા અરમ્ભિક સ્વરુપ ગુજરાતમાં આપણને હેમચન્દ્રાચાર્યરચિત સિદ્ધહેમશબ્દાનુશાસનમાં જોવા મળે છે. આ ઉપરાંત, જૈનાચાર્ય મેરુતુઙ્ગરચિત 'પ્રબંધચિંતામણિ'ના દોહાઓમાં પણ હિન્દીત્વનાં દર્શન થાય છે તેમ જ શ્રીધરરચિત રણમલ્લ છંદ તથા પદ્મનાભ રચિત 'કાન્હડદે પ્રબંધ'માં પણ હિન્દી સંસ્કાર જોવા મળે છે. પરન્તુ જેને હિન્દી કે હિન્દીભાષા સ્પષ્ટપણે કહી શકાય એવા ભાષાપ્રયોગો તો ભાલણની કવિતામાં જોવા મળે છે. અને તે પણ વ્રજ ભાષામાં જ.

ગુજરાતી કવિ ભાલણ રચિત 'ભાગવત દશમસ્કન્ધ'માં પાંચ પદો વ્રજભાષામાં પ્રસ્તુત છે. ભાલણનો સમય ઈ.સ. ૧૪૮૯નો માનવામાં આવે છે. આથી આ સમય જો અધિકૃત ગણાય તો તે સુરદાસ પૂર્વેનો ગણાય અને આમ આ ગુજરાતી કવિને ગુજરાતમાં વ્રજમાં કાવ્ય રચનાર પ્રથમ કવિ તરીકેનો યશ પ્રાપ્ત થાય. ભાલણની વ્રજભાષા એની રચના દ્વારા જોઈએ :

*વ્રજ કો સુખ સમરત સ્યામ*
*પર્નકૂટી સો બીસરત નાહી*
*ન ભાવત સુન્દર ધામ,*
*બદીર માત્ર નવનીતિ કે કારન,*
*ઉખલે બાંધે તે બહુધામ.*

ભાલણ પછી કેશવદાસ કાયસ્થ, નરસિંહ મહેતા, બૈજુ બાવરા, કૃષ્ણદાસ, મુકુંદ ગુગલી, ત્રિકમદાસ તેમજ ચાણોદના દયારામનું આ પરત્વેનું પ્રદાન પણ ધ્યાનાર્હ ગણાયું છે. ગુજરાતી ગરબી અને બંસીબોલના કવિ દયારામે તો વ્રજ હિન્દીમાં ૧૨,૦૦૦ જેટલાં પદો રચ્યાં છે અને ૪૫ ગ્રન્થો પણ પ્રસ્તુત કર્યા છે.

ફ્રેન્ચ ઇતિહાસલેખક ગાર્સા-દ-તાસીએ પોતાના હિન્દી સાહિત્યના ઇતિહાસ ગ્રન્થ 'ઇસ્તવાર દ લ લિતરૈત્યૂર ઐદુઈ એ ઐંદુસ્તાની'માં કવિ દયારામનો વ્રજભાષાના ગુજરાતી કવિ તરીકે પુરસ્કાર કર્યો છે. દયારામની એક રચનામાં વ્રજભાષાનું સુન્દર ઉદાહરણ છે. જેમ કે નારીસૌન્દર્યનું આકર્ષણ તથા મોહકપણું કપાળે શોભતો ચાંલ્લો સ્વાભાવિકપણે ધ્યાન ખેંચતો હોય છે. રાધાએ ચાંલ્લાની મધ્યમાં નાનકડો કસ્તૂરી ચાંદલો ચોટાડ્યો છે. કૃષ્ણ આ આકર્ષણથી બાકાત કેવી રીતે રહી શકે ? કવિ દયારામ કહે છે -

*ઐરી ! ઐ બેંદી કા સમાર દિનિ વે*
*લાડિલી ! લાલ બેંદી બીચ મૃગ મદ*
*સુન્દરિ શ્યામ પિયે હિયરા હર્યો વે...*
*(દયારામ, રત્નમાલા, પૃ.૩૧)*

જોકે કહેવાય છે એ પ્રમાણે પેટલાદની એક નાગર મહિલા કવિના આ ચાંલ્લા-વર્ણનથી મુગ્ધ બની ડભોઈ પહોંચી ગયેલી. એ સમયે દયારામ વર્ષાસનના કામ માટે વડોદરા ગયેલા. તેમને મહિલાના સમાચાર મળતાં તેઓ વર્ષાસનનું કામ બાજુએ મૂકીને ડભોઈ પહોંચી ગયેલા અને એ મહિલાને પન્દર દિવસ સુધી માનસહિત રોજ રોજ નવી નવી રચનાઓ સંભળાવી વિદાય આપેલી. આ ઉપરાંત શ્રી લલ્લુભાઈ ગોવર્ધનદાસે પણ વ્રજભાષામાં દોહા-રચનાઓ કરેલી —

*એક નહીં વહાં કુછ નહીં, એક તહાં ભય ખૂબ,*
*એક અનેક કહાં કહે, તુમ હમ દોનોં રૂપ.*

*

*ત્યાગત તો બહુતેક હૈ. ત્યક્વા ત્યાગે કોઈ,*
*ત્યાજ્ય ગ્રાહ્ય જૂં લગ રહે, સુખી ન હોવે સોઈ.*
*(વિદેહયુક્ત લલ્લુભાઈ ગોવર્ધનભાઈનું જીવન ચરિત્ર : પૃ. ૧૭૩).*

દયારામ પછી કવિ હર્ષદાસ, ગિરધર, સઙ્ગીતશાસ્ત્રી આદિત્યરામ, રાજકુમારી જામલુતા પ્રતાપબાલા, કવિ બ્રહ્માનન્દ, સહજાનંદ સ્વામી તેમ જ અન્ય અનેક કવિયોએ ગુજરાતમાં હિન્દીમાં રચનાઓ કરી. ગુજરાતી ચારણ કવિ સાંયઝુલાએ તો ચારણી-ડિઙ્ગલ ભાષામાં પણ કવિતા કરી છે. સાંયઝુલાએ 'પવાડા' કાવ્યપ્રકારમાં નાગદમણનું કાવ્યસર્જન કર્યું.

આ કાવ્યરૂપ ગુજરાતી અને મરાઠી ભાષાઓમાં પ્રચલિત છે. 'પવાડા'માં વીરોના પરાક્રમોનું વર્ણન કરવામાં આવે છે. કવિ સાંયઝુલાએ નાગદમણના મઙ્ગલાચરણમાં પણ આનો નિર્દેશ આ પ્રમાણે કર્યો છે :

*પૌવાડો પન્નગા સિરે, જદુપતિ કીને જાય.*

કૃષ્ણની લીલાઓનું વર્ણન નાગદમણમાં વિશિષ્ટ રીતે કરવામાં આવ્યું છે. આ પ્રકારનાં વર્ણનો ભાગતતૃપુરાણ, વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, હરિવંશપુરાણ, અને બ્રહ્મવૈવેર્તપુરાણમાં પ્રાપ્ત થાય છે. કૃષ્ણલીલાનાં આવાં વર્ણનો હિન્દીમાં સુરદાસરચિત છે અને ગુજરાતીમાં નરસિંહ મહેતાએ સંક્ષિપ્ત પણ હૃદયસ્પર્શી વર્ણન કર્યું છે. સૂરદાસે તો વ્રજભાષામાં જ નાગદમણનું વર્ણન કર્યું છે. જ્યારે નરસિંહ મહેતાએ ગુજરાતીમાં જ કૃષ્ણકથા વર્ણિત કરી છે. બંને ઉદાહરણો અહીં પ્રસ્તુત છે :

*તાણ્ડવ ગતિ મુણ્ડન પર નિર્તત બનમાલી*
*પંપંપં પગ પરકત ફંફંફં ફ્નન ઊપર.*
*સૂરદાસ*

*મારી માતાએ બેઉ જન્મ્યા.*
*તેમાં હું નટવર નાનડો*
*જ્ગાડ તારા નાગને*
*મારું નામ કૃષ્ણ કહાનડો.*
*નરસિંહ મહેતા*

જોકે નરસિંહ મહેતાએ 'જહારે પાર ઉતારો જી થાંને નિજ ભક્તન કી આન' જેવાં પદો વ્રજભાષામાં રચ્યાં જ છે. અર્થાત્ એ પ્રકટ જ છે કે ગુજરાતી કવિઓએ પણ વ્રજભાષાશૈલી અત્યન્ત સાહજિક રીતે અપનાવી છે. વ્રજભાષાનાં વ્રજ ક્ષેત્રિય સ્થળો નિર્દેશવા જઈએ તો પાટણ, પ્રભાસપાટણ, જૂનાગઢ, જામનગર, દ્વારકા, રાજકોટ, ભાવનગર, ચાણોદ, ડભોઈ, ચરોતર પ્રદેશ તેમ જ વડોદરા, આણન્દ આદિ કેન્દ્રો ગણાવી શકાય, જ્યાં માતૃભાષા ગુજરાતીની સાથે સાથે હિન્દી ભાષા પણ પ્રચાર પામી અને વ્રજભાષા હિન્દીમાં ગુજરાતી કવિઓએ કાવ્યસર્જન કર્યું. આથી હજુ આજે પણ ગુજરાતમાં વ્રજભાષામાં કાવ્યસર્જન થતું જોવા મળે છે. આ દૃષ્ટિએ આપણા ટોચના કવિ સુન્દરમ્ તેમની હિન્દી રચનાઓને કારણે ધ્યાનાર્હ બન્યા છે. આથી અહીં સર્વપ્રથમ સુન્દરમ્‌ની હિન્દી કવિતા વિશે વિશ્લેષણ કરીએ એ પૂર્વે 'વ્રજ' અને હિન્દી પ્રદેશના વ્રજ ભાષાના પુરસ્કર્તાઓનો પણ નિર્દેશ અસ્થાને નહીં ગણાય.

'વ્રજ' શબ્દનો જૂનો અર્થ હતો પશુઓ, ગાયો-પશુસમૂહ ગોચરની જમીન યા સ્થાન, ગોવાળોનું ગામ, સમૂહ અને વૃંદાવન વગેરે કદાચ પશુપાલનના આધિક્યને કારણે વ્રજપ્રદેશ શબ્દ ખ્યાતનામ બન્યો હોય. આગળ જતાં એ પ્રદેશભાષા વ્રજભાષા તરીકે ઓળખાઈ. વિશુદ્ધ વ્રજભાષાની દૃષ્ટિએ જોઈએ તો મથુરા, અલીગઢ તથા આગ્રા જિલ્લો આ ક્ષેત્રમાં આવે છે. સાહિત્ય અને લોકસાહિત્યની દૃષ્ટિએ વ્રજભાષા અત્યન્ત સમૃદ્ધ ભાષા ગણાય છે. પરિણામે હિન્દીભાષી પ્રદેશોની બહાર પણ વ્રજભાષામાં સાહિત્યસર્જન જોવા મળે છે. સુરદાસ, તુલસીદાસ, નન્દદાસ, રહીમ, રસખાન, બિહારી, દેવ પદ્માકર, સોમનાથ, મતિરામ, કેશવ, ભિખારીદાસ, કુલપતિ, અમીરદાસ, જગન્નાથદાસ, રત્નાકર જેવા અનેક કવિઓએ વ્રજભાષામાં કવિતા કરી. રાજસ્થાનમાં મીરાંબાઈનું ભક્તિપ્રચુર પદોનું વૈભવી પ્રદાન તો ખરું જ, પરન્તુ પન્જાબ, ગુજરાત અને મહારાષ્ટ્ર જેવા અહિન્દી પ્રદેશોમાં પણ આ ભાષામાં કાવ્યસર્જન થવા લાગ્યું. લગભગ ૧૫મી સદીના ઉત્તરાર્ધમાં જ વ્રજભાષા પરિમાર્જિત બની સાહિત્યની ભાષાના રૂપે વિકસિત થતી રહી છે. જોકે વ્રજભાષાનું પ્રારમ્ભિક રૂપ ઇ. ૧૦૦૦ની આસપાસના રચિત ગ્રન્થોમાં જોવા મળે છે. આથી 'સન્દેશરાસક' પ્રાકૃત પૈંગલમ્‌વામાં વ્રજનું ભાષાગત સૌન્દર્ય જોવા મળે છે. હેમચન્દ્રના વ્યાકરણમાં વ્રજનું આવું જ સૌન્દર્ય જોવા મળે છે. અર્થાત્ આદિકાલીન વ્રજભાષામાં કે જ્યારે તે અપભ્રંશથી ખૂબ જ પ્રભાવિત હતી. મધ્યકાળની વ્રજભાષામાં અરબી, ફારસી અને તુર્કી શબ્દોનો મેળો જોવા

મળે છે. મધ્યકાળના ગુજરાતી કવિ દયારામે પણ પોતાના વ્રજભાષાના ગ્રન્થોમાં પણ અરબી-ફારસી શબ્દોની સાથે ભારતીય પ્રત્યયો જોડ્યા છે, જેમ કે —

*'સાધન સાધિ ન હોં સક્યોં, તા કો મોહિ ન તાપ,*
*મરદી હિય હરિ વરદ કી, સા ન સાધ્ય ન આપ.'*
*(હિન્દી સતસઈ - પરમ્પરામેં દયારામ, પ્રો. રઘુનાથ ભટ્ટ, પૃ. ૧૩૩)*

અર્વાચીન કાળમાં હિન્દી સાહિત્યક્ષેત્રે વ્રજભાષામાં સર્વશ્રી લલ્લૂલાલ, ભારતેન્દુ હરિશ્ચન્દ્ર, જગન્નાથદાસ, રત્નાકર, વિદ્યાવતી 'કોકિલ' અને અન્ય કવિઓ પણ આજપર્યન્ત વ્રજભાષામાં કવિતા સર્જન કરે જ છે. અર્વાચીન હિન્દી કવિતામાંથી એક કાવ્યાંશ પ્રસ્તુત છે જે સુરદાસનું સ્મરણ કરાવે છે. કૃષ્ણની બાળ-લીલાનું વર્ણન જેવું સુરદાસનું હતું તેવું જ વિદ્યાપતિ કોકિલની નીચેની પઙ્ક્તિઓમાં જોવા મળે છે —

*મૈયા મૈં કુછ કહન ચહૌં,*
*તૈં દિખરાય ગગન કો ચન્દા*
*ઐસો મોંહિ ભોરાયો,*
*અબ બિરજાનો મૈં નાન્હેં કર*
*ચન્દા ગહન ચહૌં.*
*(સ્નાતાયત પૃ. ૫૩.)*

આ જ પ્રમાણે અહિન્દીભાષી પ્રદેશોમાં પણ વ્રજભાષા તથા હિન્દીમાં સર્જનકાર્ય જોવા મળે છે. ગુજરાતમાં અનેક ધાર્મિક સમ્પ્રદાયોને કારણે વ્રજભાષામાં હિન્દી કવિતાક્ષેત્રે ઘણો મોટો ફાળો રહ્યો છે. આગળ ઉપર નિર્દેશ કર્યો છે એ પ્રમાણે કચ્છભુજમાં તો વ્રજભાષાની પાઠશાળા પણ અસ્તિત્વમાં આવી છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કવિ દયારામે તો વ્રજભાષામાં વ્રજભાષાના ટોચના કવિને શોભે એવું જ કાવ્યસર્જન કર્યું.

અર્વાચીન કાળમાં ઉલ્લેખનીય નામોમાં કવિ સુન્દરમ્, રાજેન્દ્ર શાહ, પિનાકિન્ ઠાકોર, પ્રભાવતી કાપડિયા, કુ. મધુમાલતી ચોકસી વગેરેનાં નામો લઈ શકાય. પ્રથમ ત્રણ કવિઓ એ હિન્દી તથા વ્રજભાષામાં કાવ્યરચના કરી છે, જ્યારે અન્ય કવિઓની કવિતા હિન્દીમાં મળી આવે છે.

શ્રી પિનાકિન્ ઠાકોરે હિન્દીમાં જૂજ જ ગેયરચનાઓ કરી છે, જેમ કે, "કરના હૈ, નિર્માણ હમેં નવભારત કા નિર્માણ" આદિ. આ કવિનાં ગીતો આજથી ત્રણેક દસકા પૂર્વે ઠીકઠીક ગવાતાં હતાં. શ્રી પિનાકિનભાઈ ગુજરાતીના ખ્યાતનામ કવિ છે, અને એક સમયે નૃત્યકાર તરીકેની ખ્યાતિ પણ ધરાવતા હતા. 'મેરી પીડા પ્યાર હો ગઈ, પતઝડ આજ બહાર હો ગઈ,' 'મૈ ઠહરી, આઁસૂકી બેટી, જરા, ઠહર, ફૂલોકા સાથી' જેવી રચનાઓ આપનાર કુ. મધુમાલતી ચોકસીએ પણ હિન્દીમાં સરસ કવિતા કરી છે.

આ ઉપરાંત અન્ય અનેક કવિઓ છે. જેઓની માતૃભાષા ગુજરાતી, હિન્દી, મરાઠી, તમિલ, તેલુગુ, કન્નડ છે, અને તેઓ હિન્દીમાં કાવ્યસર્જનમાં પ્રવૃત્ત છે. જોકે તેમની રચનાઓ છન્દોમુક્ત તથા આધુનિક પ્રકારની વિશેષ માત્રામાં જોવા મળે છે. આથી અહીં કેવળ વ્રજભાષા હિન્દી તથા હિન્દીમાં કાવ્યસર્જન કરનાર કવિઓનો નિર્દેશ કર્યો છે. જેમાં ક્રમશઃ કવિ રાજેન્દ્ર શાહ, કવયિત્રી પ્રભાવતી કાપડિયા તથા કવિ સુન્દરમ્ ધ્યાનાર્હ છે.

કવિ રાજેન્દ્ર શાહે વ્રજશૈલીમાં ધ્યાન ખેંચે એવી કેવળ છ રચનાઓ કરી છે, જેનાં શીર્ષકો છે : 'હો સાંવર થોરી અંખિયનમૈં', 'પ્રભુ મૈં પ્રેમ કિયો નવ જાનું,' 'અજહું કે દિન', 'મુલક બિરાના', 'હિય હરિ લિયો હરાય' અને 'અજહું ન આયો સંજોગ' (સંકલિત કવિતા પૃ. ૧૪૬થી ૧૪૯). સુરદાસનો કનૈયો રાધાને પ્રેમની છાલકમાં

કેવી'ક તો પરોવી લે છે, એ તો સર્વવિદિત છે. પણ અહીં 'કેવડિયાનો કાંટો'ના કવિ 'હિય હરિ લિયો હરાય'માં રાધાને આ પ્રકારે ખીલેલી બતાવે છે :

*હિય હરિ લિયો હરાય.*
*દામિની કો ડાર, સખી, યહ*
*તન મન દિયો જલાય*

*વંજુ કુંજ મહં રંજન મંજુલ*
*બાંસરી રહ્યો બજાય,*
*સાવન કી ઘન જામિન, મોસે*
*મારગ લહ્યો ન જાય.*

*છલ છલ જમુના છલકે મોરા*
*બોલે, સો ન સહાય*
*વરસિ વરસિ અવ સાંવર રાધા*
*અઋ્રુ અઋ મિલાય.*
*(સંકલિત કવિતા : રાજેન્દ્ર શાહ, પૃ. ૧૪૮-૪૯)*

આમાં, 'હિય હરિ લિયો હરાય', 'કો ડારે,' 'તન મન દિયો જલાય,' 'બંસરી રહ્યો બજાય', 'મોસે મારગ લહ્યો ન જાય', 'મોરા બોલે', 'સો ન સહાય', 'અવ સાંવર' આદિ ભાષાપ્રયોગો તેમનો વ્રજભાષા પરનો કાબુ પુરવાર કરે જ છે.

ગુજરાતી કવયિત્રી પ્રભાવતી કાપડિયા (ઈ.સ. ૧૯૦૧-૧૯૭૫)એ ૨૨ જેટલી હિન્દી રચનાઓ રચી છે, જેનો નિર્દેશ કરવો અહીં આવશ્યક ગણાશે. જેમ કે,

*મત જાના સાંવરિયા, પ્રીત જોરી કે*
*જાના હો તબ હિય ન લુભાના... મત જાના.*
*(પ્રભાકિરણ : સં. રજનીકાન્ત જોશી : પૃ. ૧૭૧)*

*દેખો દેખો સંવરિયા ! મૈ ઠાડી હૂં.*
*(એજન સં. રજનીકાન્ત જોશી, પૃ. ૧૭૭)*

પ્રભાકિરણની પ્રસ્તાવના 'ભક્ત હૃદયની ભાવ-સરવાણી' શીર્ષક અન્તર્ગત શ્રી અનન્તરાય રાવળે લખી છે. તેઓ શ્રીમતી પ્રભાબહેનની હિન્દી રચનાઓ માટે લખે છે :

*"પ્રભાકિરણ'નાં છેલ્લાં બાવીસ પૃષ્ઠો વાચકોનું ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિ. એમાં છપાયેલ રચનાઓ વ્રજશૈલીની હિંદીમાં છે. એ ભાષાશૈલી કવયિત્રીને ગુજરાતી જેટલી જ સહજતાથી ફાવ્યાનું એ સિદ્ધ કરે તેમ છે. એમાંની ભાવસામગ્રી લેખિકાના ભક્તહૃદયને ગોપીભાવ અને મીરાં-ભાવ કેવા સહજ હતા એ બતાવી આપે છે.*

*(એજન પૃ. ૩૫)*

કવયિત્રી પ્રભાવતી કાપડિયાનો વિસ્તૃત પરિચય 'પ્રભાકિરણ' અને 'એક આત્મનિવેદકની અભિવ્યક્તિ'માંથી પ્રાપ્ત કરી શકાશે. તેમની ગુજરાતી ઉપરાંત હિન્દી રચનાઓ જોતાં એ પ્રકટ થાય છે કે તેઓ કબીર, સુર તથા મીરાંબાઈની ભાવાભિવ્યક્તિથી સુપરિચિત હશે જ. શ્રી અનન્તરાય રાવળે તેમના વિશે સાર્થક જ કહ્યું છે કે,

'શ્રીમતી પ્રભાવતી ચુનીલાલ કાપડિયા સંસ્કારબળે તેમ જ સત્સંપર્કે મધ્યવય પછી વિશેષ ઈશ્વરાભિમુખ બનેલાં જીવ હતાં'.

આજથી લગભગ વીસેક વર્ષ પૂર્વે હિન્દી સાપ્તાહિક 'ધર્મયુગ'માં એકતારા સાથેના મીરાંના ભક્તિમય ચિત્ર સાથે એક હિન્દી ભક્તિકાવ્ય પ્રકાશિત થયેલું, તેની પ્રથમ બે પઙ્ક્તિ અહીં પ્રસ્તુત છે :

*મેરે પિયા મૈં કછુ નહીં જાનૂં,*
*મૈં તો ચુપ-ચુપ ચાહ રહી.*

અને તન્ત્રીએ ભક્તિની ચરમ અવસ્થાની આ રચનાને અન્તે નામનિર્દેશ કર્યો હતો — સુન્દરમ્. હા. આપણે તો એ જાણીએ જ છીએ કે 'મેરે પિયા' યાત્રા કાવ્યસઙ્ગ્રહની અન્તિમ રચના છે, જેને સઙ્ગીતકાર શ્રી અતુલ દેસાઈ અને અનેક ગાયકોએ કણ્ઠ પણ આપ્યો છે. સુન્દરમ્‌ની આ હિન્દી રચના વિષે હિન્દી કવિ સુમિત્રાનન્દન પન્ત અને કવયિત્રી મહાદેવી વર્માએ પણ ભારોભાર પ્રશંસા કરેલી. વ્રજભાષામાં રચિત ભક્તિની ચરમોત્કર્ષ અવસ્થાનું સુરેખ ચિત્ર કવિએ 'ચુપ-ચુપ ચાહ રહી, 'ચુપ ચુપ નાહ રહી' અને 'પલ પલ બ્યાહ રહી' જેવી લયાત્મક બાનીમાં ચિત્રિત કર્યું છે. 'સ્વ'નો, 'શરીર'નો પૂર્ણતયા 'વિલય' અને ક્ષણે-ક્ષણની ભરપૂર ચાહનામાં પરોવાયેલી વ્યક્તિ જ્યારે એમ કહે કે 'મૈં તો પલ પલ બ્યાહ રહી' ત્યારે તેને પ્રભુસમર્પિત અવસ્થા જ કહેવી રહીને ! માટે જ કવિ સુન્દરમ્‌ની હિન્દી કાવ્યરચના 'મેરે પિયા' જ નહીં, પણ આવી અન્ય અનેક કવિતા ય કવિને હિન્દીના પણ સશક્ત કવિ કહેવા આપણને બાધ્ય કરે છે.

સુન્દરમ્‌ની હિન્દી કવિતા પ્રકાશિત તો ઓછી થઈ છે, અને અપ્રકાશિત વધારે. તેમની હિંદી રચનાઓ ગુણવત્તાની દૃષ્ટિએ તો ગુજરાત અને શ્રી અરવિન્દ આશ્રમ (પાણ્ડિચેરી)નું ગૌરવ વધારનારી જ છે. 'બાંધ ગઠરિયાં' (૧૯૩૧) 'મેરે નન્ના' (૧૯૩૬) 'હંસ હંસ ક્યોં રોતી હૈ' (૧૯૩૭) 'આપ કે બગૈર' (૧૯૩૭) 'હમ કો તુમ સમ' (૧૯૪૧) 'ઢૂંઢ ઢૂંઢ તોહે (૧૯૪૧) 'મોરી ઝંઝટ સબ' (૧૯૪૧) 'મેરે પિયા' (૧૯૪૧) 'ઈસ જિન્દગીમેં વહ ઘડી' (૧૯૪૩) 'આઈ બસન્ત બહાર' (૧૯૪૪) 'અબ તો ઈન નયનન' (૧૯૪૪) 'હમારી ઉમ્મીદેં' (૧૯૪૪) મથાળા હેઠળની કવિશ્રી અરવિન્દ આશ્રમમાં સ્થાયી થયા પૂર્વેની રચનાઓ છે. જ્યારે અન્ય રચનાઓ ૧૯૪૫માં શ્રી અરવિન્દ આશ્રમમાં સ્થાયી થયા પછીની છે. કવિમાં શ્રી અરવિન્દદર્શનના સંસ્કાર ૧૯૩૦-૩૧માં શ્રી અરવિન્દરચિત મહાકાવ્યની ભૂમિકાનું કાવ્ય 'Love and Death'ના વાચનને કારણે તથા શ્રી અરવિન્દના અન્ય સાહિત્યના અભ્યાસથી પડેલા તેથી જ તેમના પ્રત્યેક મહાપ્રશ્નનો ઉકેલ તેમને શ્રી અરવિન્દના તત્ત્વજ્ઞાનમાંથી જ પ્રાપ્ત થાય છે. આથી તેઓ કહી દે છે, કે —

*મૈંને અપને સબ સફરોં કા*
*પાયા યહાં કિનારા*
*મૈંને અપને સબ સપનોં કા*
*,પાયા યહાં મિનારા.....*
*મૈંને પાયા યહાં કિનારા (૧૯૪૫)*

સર્વશ્રી નિરઞ્જન ભગત અને સુરેશ દલાલની પ્રશ્નોત્તરીમાં સુન્દરમે જવાબ આપેલો કે,

*"વેદ-ઉપનિષદ, ગીતા, બ્રહ્મસૂત્રથી માંડી વિવેકાનન્દ ને રાધાકૃષ્ણન્ સુધીનું તત્ત્વ તો હું જોઈ વળ્યો હતો. અને ત્યાંનો ત્યાં જ હતો. ગાંધીજીની પ્રાર્થનાઓ કે મઙ્ગળપ્રભાતનાં મહાવ્રતો કશી કામયાબી આ મૂળ પ્રશ્નના ઉકેલમાં બતાવી*

*શક્યાં ન હતાં. મન્દિરો કે આશ્રમો કે તીર્થયાત્રાઓ એમાં કશો વ્યવહારુ ઉકેલ હતો જ નહિ."*

અને છેલ્લે સુન્દરમ્ કહે છે :

> *"શ્રી અરવિન્દની સક્રિયતાની સામે જઈને ઊભો રહ્યો... એમનાથી કેટલીયે ઉત્ક્રાંત કક્ષાની સક્રિયતા મેં જોઈ, અનુભવી અને મારા બધા પ્રશ્નોના ઉકેલનાં બારણાં ઊઘડી ગયાં."*

'પાયા યહાં કિનારા' (અપ્રકાશિત)માં જ કવિ આગળ કહે છે કે,

*"ઉલઝન સભી સુલઝ પાયી અબ*
*મુક્ત ભઈ મધુધારા*
*બિખર ગયે બાદલ, ધ્રુવ મેરા*
*ચમક ઊઠા હૈ સિતારા"*

કવિના વ્યગ્ર માનસને શ્રી અરવિન્દદર્શનમાં જે પ્રકારની પરમ શાન્તિનો અનુભવ થાય છે તથા જે પ્રકાશ મળે છે તે પરત્વે તેઓ કહે છે :

*'અબ ભૌરે કો કમલ મિલા હૈ*
*અન્ધે કો ઉજિયારા*
*બેબસ કો બલ મિલા અનર્ગલ*
*દૃઢતમ મિલા સહારા.*

શ્રી અરવિન્દાશ્રમમાં કવિના જવાથી ગુજરાતી કાવ્યાકાશે સોપો જ પડી ગયેલો કે હવે કવિ અને કવિતાનું શું થશે ? આ પ્રકારની શઙ્કા, વેદના કે વસવસો અનેક સુન્દરમ્પ્રેમીઓએ એ સમયે વ્યક્ત કરેલો. આમ થવું એ અત્યન્ત સ્વાભાવિક જ હતું. પણ કવિને ક્યાં ચિન્તા હતી ? તેમને તે જે પ્રકાશમાર્ગ અને એમાં શિખરના ઉન્નત ગિરિશૃઙ્ગ-નિવાસીનાં જે પ્રકારે દર્શન થયેલાં તે જોતાં તેઓ તો વ્યક્ત કરે જ છે કે,

*"ચલ ભૈયા લે લે કમ્બલ નિજ,*
*બાજ રહા હૈ નક્કાડા;*
*ઉસ રસનિધિ કે ગહન જલોંસે*
*આય રહા હૈ ઈશારા"*

'નગારા' કે 'નગાડા' ને સ્થાને 'નક્કાડાં'નો ભાષાપ્રયોગ કર્યો છે. ઉપરાંત હિન્દીમાં 'આય'નો સુમધુર ભાષાપ્રયોગ 'આવવા'નો સંકેત કરે છે, વસ્તુતઃ આ બધાં પરિવર્તનો ભાષાના ફેરફાર કરતાં કવિની શ્રીઅરવિન્દદર્શન પ્રત્યેની જે અખૂટ શ્રદ્ધા યા એક પ્રેમિકાની જેમ તે પ્રત્યેના આકર્ષણનો ભાવ છે. શ્રીઅરવિન્દ માટે કવિ સુન્દરમ્ કેટલો અગાધ અને આકર્ષક આનન્દ પીરસી જાય છે ! 'ઉસ રસનિધિ કે ગહન જલોંસે...'

પછી તો સુન્દરમ્ને જે શાતા વળે છે, કે જે અવસ્થા પ્રાપ્ત થાય છે તેનો નિર્દેશ તેઓ આ પ્રમાણે કરે છે :

*"મા, તેરે ચરણોંમેં આકર ચંચલ હુઆ અચંચલ*
*અધ્રુવ કે ધ્રુવ મિલા સુનિશ્ચલ પાકર તેરા અઞ્ચલ."*

*

*દૂર બસા થા અબ તક જો આ ખડા રહા વહ આંગન*
*ચિરવિરહિત કો પ્રાપ્ત હુઆ પ્રિયતમ કા પરમાલિઙ્ગન*
*અબ નયનોંકા મિટા ભટકના, ભૂલ ગયા મન ક્રન્દન*
*જીવન કે બીહડપનમેં ક્યા મહક ઉઠા સુરનન્દન.*

ઉપર્યુક્ત કાવ્યપઙ્ક્તિઓ 'મા તેરે ચરણોંમેં' (અપ્રકાશિત)ની છે. કવિની આ રચના પાણ્ડિચેરીમાંના નિવાસ પછી ૨૦-૭-૧૯૪૫ના રોજ રચાયેલી. આમ, કવિ શ્રીઅરવિન્દ આશ્રમના સાન્નિધ્યમાં પૂર્ણપણે સમર્પિત બની આનન્દપ્રદ શાન્તિ અને પરમ પ્રેમની પ્રાપ્તિ થઈ હોય એવો દિવ્ય આનન્દ વ્યક્ત કરે છે. કવિની માતૃભાષા ગુજરાતી છે. પોતાની ભાષામાં હાર્દિક ઉદ્દગારો સહજપણે સર્યા કરે એ તો સ્વાભાવિક ગણાય. પરન્તુ તેઓ ગુજરાતીની સાથે સાથે હિન્દીમાં પણ લગીરે ઊણા ઊતરે એમ નથી. હિન્દીમાં વ્રજભાષા અંતર્ગત તો તેમની કાવ્યપઙ્ક્તિઓમાં ક્રમશઃ કૂંપળો ફૂટ્યા જ કરે એવી લયાન્વિત સુમધુર ભાષાગત મનોહરતા વારે વારે જોવા-માણવા મળે છે.

સુન્દરમ્‌ની વ્રજરચનાઓ પરમ્પરાઓને આગળ ધપાવે છે. વિશેષ કરીને અર્વાચીન ગુજરાતી કવિઓમાં વ્રજ હિન્દીની દૃષ્ટિએ સુન્દરમ્‌નું સ્થાન અગ્રગણ્ય જ ગણાય. હા, તેમની વ્રજ હિન્દી રચનાઓ લગભગ ૭૫ જેટલી થવા જાય છે. છતાં કહેવું પડશે કે તેમની આ હિન્દી રચનાઓ પૂર્ણતઃ વ્રજ નહીં પણ વ્રજ સંસ્કાર કે વ્રજછાંટવાળી ગણાય. છતાં છે તો આ બધી જ રચનાઓ ગુજરાતી માહોલમાં રચાયેલી હિન્દી ભાષાના સંસ્કારોથી સમૃદ્ધ . જેમ કે ૧૯૩૧માં સર્વપ્રથમ જે હિન્દી કવિતા સુન્દરમે રચી તે 'બાંધ ગઠરિયાં'માં ભાષાપ્રયોગો વ્રજના વાતાવરણને ખડું કરી આપે છે. વળી આ જ રચનામાં કવિ 'પખાવજ ને સ્થાને પખાજન પ્રિયતમ-પિયુ ને સ્થાને 'પીવ' જેવા આકર્ષક શબ્દપ્રયોગો કરી કવિતાના રસ તથા અર્થને સચોટ બનાવે છે. પ્રથમ ચારેક પઙ્ક્તિઓ અહીં પ્રસ્તુત છે :

*બાંધ ગઠરિયાં*
*મૈંતો ચલી*
*રુમ ઝુમ બાજત ઝાંઝા પખાજન*
*છુમ-છુમ નર્તન હોવત રી,*
*પીવ કે ગીત બુલાવત મોહે બાંધ ગઠરિયાં...*

સુન્દરમ્‌ની હિન્દી રચનાઓ જૂજ પ્રકાશિત થઈ છે. આથી ગુજરાત બહાર હિન્દી કવિઓમાં આ કવિ સ્થાન પામી શક્યા નથી. હવે તેમનો હિન્દી કાવ્યોનો એક સંગ્રહ અમદાવાદની 'ભારતીય ભાષા સાહિત્ય સંસદ' તરફથી પ્રકાશિત થવામાં જ છે, જેમાં કવિની પ્રકાશિત-અપ્રકાશિત અર્થાત્ બધી જ હિન્દી રચનાઓ સઙ્કલિત હશે. અહીં કેટલીક અન્ય ધ્યાનાર્હ રચનાઓના અંશ વર્ષાનુક્રમે જોઈએ :

*હંસ હંસ ક્યોં રોતી હો*
*અખિયાં, હંસ હંસ ક્યોં રોતી હો ?*
*(૧૯૩૭)*

*'ઢૂંઢ ઢૂંઢ તોહે હો ગઈ રતિયા'*
*રો રો કર મોરી ફૂટ ગઈ છતિયા*
*(૧૯૪૧)*

*

*"યહ કોકિલ કૂજત મતવારી*
*ફૂલ ફૂલ કી ભર પિચકારી,*

*ખેલત હોરી કુંવર કન્હાઈ*
*સબ જીવન હુઆ બસન્ત.*

'મૈં રાધા બન જાઉંગી', 'ઝૂક આઈ બદરિયા', 'તુમ બિન નૈન ઉદાસી', 'તોરે ચરણ દુલારે' જેવી ગુજરાતને ગૌરવ અપાવનારી હિન્દી રચનાઓ સુન્દરમ્‌ને યશપ્રદાન કરનારી જ ગણાશે. અહીં એ પણ નિર્દેશ કરવો આવશ્યક ગણાશે કે વ્રજ હિન્દી કે વ્રજભાષા એટલે મથુરા અને તેની આસપાસના વિસ્તારમાં બોલાતી ભાષા છે. એ વિસ્તારમાં વસતા લોકો 'વ્રજ' તરીકે ઓળખાય છે અને એ લોકો ગુજરાત-ગુજરાતીની જેમ 'વ્રજ-વ્રજી તથા તેઓ જે ભાષા બોલે છે તે વ્રજભાષા તરીકે ખ્યાતનામ બની. આમ, આપણા પ્રમુખ કવિ સુન્દરમ્ હિન્દીમાં ઉત્કટ ભક્તિની અભિવ્યક્તિ માટે વ્રજમય બન્યા. હા, ભાષા ભલે તેમણે વ્રજગત રાખી, પણ તેમાં યથાવકાશે ગુજરાતીનું માધુર્ય પ્રવેશ્યું છે. તેમનાં કાવ્યોમાં રાધાકૃષ્ણ પણ દેખાશે, અને કવિની સમર્પણ અભિવ્યક્તિ તો શ્રીઅરવિન્દ અને શ્રી માતાજી તરફની પણ ખરી જ. શ્રીઅરવિન્દ આશ્રમ, પોણ્ડિચેરીમાં કવિના સ્થાયી નિવાસ પછી તે તેમની હિન્દી રચનાઓ 'મો મન બાસ કરો' (૧૯૫૦) 'તુમ આઓ શ્યામ દુલાર' (૧૯૫૧) 'મૈં બની બનરાવન જોગનિયા' (૧૯૫૩) 'કાહે કો રતિયા બનાઈ' (૧૯૫૮), 'બાજે બાંસુરિયા' (૧૯૬૮), 'હે મધુર મધુરતમ' (૧૯૭૦) 'હૃદય શ્રીઅરવિન્દ' (૧૯૭૧) અને છેલ્લે ૧૯૯૦માં રચાયેલી 'અય મેરે સાંવરા'ની અભિવ્યક્તિ તો જાણે સાંવરા પાસે જવાનો કવિ આપણને સઙ્કેત આપતી ન હોય તેવી લાગે છે ! તેમની આ આખરી અપ્રકાશિત રચના અહીં પ્રસ્તુત છે :

*'અય મેરે સાંવરા,*
*તોહે કિતની બાર પુકારું*
*બાર-બાર તેરા નામ ઉચારું*
*દેખ યહાં કી દુનિયા ક્યા હૈ*
*કૌન કિસીકા કોઈ ન જાને,*
*તુઝકો મૈં અપના હી જાનૂં*
*અય મેરે સાંવરા...*
*આજા ક્યોં આયા નહીં અબતક*
*મૈં બૈઠત સોચ રહૂંગી કબતક*
*મેરા સિર તેરે ચરનનમેં*
*અય મેરે સાંવરા.*

આ છેલ્લી પઙ્ક્તિઓ તો કવિનો સૂફીપણાનો ભાવ આપણને પણ માણવા પ્રેરતો જણાય છે. વળી, શું આ પઙ્ક્તિઓ સ્વયં કવિ માટેની આવનાર સમયની આગાહી તો નહોતી કરતી ને ?

કવિએ હિન્દી કાવ્ય અન્તર્ગત એકમાત્ર બાળગીત-હાલરડું પણ લખ્યું છે, 'મેરે નન્ના'. આ રચનામાં કવિએ બાળમાનસ-સઙ્ગત અભિવ્યક્તિ જ કરી છે. શિશુને પારણામાં ઝુલાવતાં ઝુલાવતાં એને પ્રલોભનોમાં 'અનેક બાજા' 'મોહર' 'ભૈયા' લાવી આપવાનો એની માતા સઙ્કેત કરે છે. અને છેલ્લે છેલ્લે કદાચ અજાણતાં પણ કવિથી ન રહેવાતાં વ્યક્ત થઈ જ જાય છે કે —

*"અજી રે સો જાઓ મેરે નન્ના,*
*તુમકો દૂંગી દુગુના*
*અય મેરે મિરિકિવ મતવાલા,*
*દિનભર સુખ સે સો લો,*

*સોને કે દિન બહુત નહીં હૈ,*
*જીવનભર હૈ લડના.*

અર્થાત્ અત્યારે તો સૂઈ લે, પછી આખરે તો જીવનમાં સંઘર્ષ કરવાનો જ છે ને ? આવો પ્રછન્ન પરિપેક્ષ્ય કેમ ? 'કડવી વાણી'ના 'કોયા ભગત'ની વાણી જ જોઈ લ્યો !

કવિની હયાતીમાં તેમના કાવ્યસંગ્રહો (૧) કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો (૧૯૩૩) (૨) કાવ્યમઙ્ગલા (૧૯૩૩) (૩) વસુધા (૧૯૩૯) (૪) 'યાત્રા (૧૯૫૧) અને (૫) 'વરદા' (૧૯૯૦)નું પ્રકાશન થયેલું. જોકે કવિ 'વરદા'નું પ્રકાશન જોઈ શક્યા નહોતા. 'વરદા'માં 'યાત્રા'ની જેમ જ અન્તિમ કાવ્યરચના કવિએ હિન્દી જ પ્રસ્તુત કરી છે. 'કિસ સે પ્યાર' (પૃ.૧૪૫) ત્યાર પછી તેમની વિદાય પછી 'મુદિતા' (૧૯૯૧) અને 'ઉત્કંઠા' (૧૯૯૨)નું પ્રકાશન થયું. 'મુદિતા'ની પ્રસ્તાવના તો 'વરદા'ની જેમ સ્વયં સુન્દરમે જ લખેલી તા. ૬-૨-૧૯૮૯, સોમવતી અમાવાસ્યા. આ અન્તિમ કાવ્યસઙ્ગ્રહ 'મુદિતા'માં ચાર હિન્દી કાવ્યરચનાઓ 'તુમ બિન' (પૃ. ૧૦) 'સૂરત તોરી' (પૃ. ૪૦) 'જ્યોં જ્યોં (પૃ. ૮૯) અને કભી-કભી (પૃ.૯૫) પ્રકાશિત થઈ છે.

કભી કભીમાં તો કવિ વ્રજભાષામાંથી સરકી જઈને હિન્દુસ્તાનીમાં ઊતરી આવે છે. આમ, ભાષાની દૃષ્ટિએ સુન્દરમે ગુજરાતી ઉપરાંત હિન્દી, વ્રજહિન્દી (વ્રજભાષા) તથા ઉર્દૂ મિશ્રિત હિન્દી અર્થાત્ હિન્દુસ્તાનીમાં સફળતાથી પ્રયોગો કર્યા છે. 'કભી કભી'ની પંક્તિઓ આ પ્રમાણે છે :

*ઈસ જિન્દગીમેં વહ ઘડી આતી કભી કભી,*
*ઉજડે ચમનમેં ખુશ્બુકી લહેરેં કભી કભી.*

*ખ્વાબમેં તેરી સૂરત આતી કભી કભી,*
*જલતી જમી પે આપકી બૂંદે કભી કભી.*

*મેરે જિગર, તડપના તો તડપ કભી કભી,*
*નસીબ હોતી મૌતકી રહમ કભી, કભી.*

*બિગડના હૈ અગર તો બિગડો મત કભી કભી*
*થોડી મુહબ્બત હોતી હૈ ગહન કભી કભી.*

*યોં તો લગાતા બાંગ હૂં રહ રહ કભી કભી*
*ખામોશી કી હદ હોતી હૈ, મગર કભી કભી.*

*(મુદિતા પૃ. ૯૫)*

વસ્તુતઃ હિન્દી કવિતા અન્તર્ગત સુન્દરમ્‌ની આ 'કભી-કભી' એકમાત્ર જ ગઝલ રચના છે. સુન્દરમે ગુજરાતી કાવ્યરચનામાં જે સુરેખ માવજત વિવિધ છંદો દ્વારા કરી છે એવી જ માવજત હિન્દીની ગેય-રચનાઓની સાથે સાથે આ હિન્દુસ્તાની અર્થાત્ ફારસી-ઉર્દૂ મિશ્રિત ગઝલમાં પણ કરી જ છે. ઉપરાંત કવિની 'હમારી ઉમ્મીદેં' (૧૯૪૪), 'મજદૂર કે મુખસે' (?) અને 'ન કિસીકી રાહમેં - ન કિસીકી ચાહમેં' (૧૯૫૨) જેવી હિન્દુસ્તાની રચનાઓમાં પણ ફારસી-ઉર્દૂની શૈલીની સ્વાભાવિક રીતે જ મસ્તીથી વેધકતા તથા પરમ શક્તિ પ્રત્યેની પરમ બુલંદી વ્યક્ત થઈ છે :

*હમારી ઉમ્મીદે બરબાદ સબ હો.*

*ન બાગમેં, મુકામ મેં*
*ન ખ્વાબમેં, ન જામ મેં*

*તર કદમ કા છાંય મ*
*તેરી કદમ કી છાંય મેં.*

*કબ્રમેં મુર્દો સરીખે સબ ગડે બેહોશ થે,*
*હોશમેં આકર સભી અબ ખોલ આંખે ચલતે હૈં.*

આમ, સુન્દરમની હિન્દી કવિતા માટે એ સ્પષ્ટપણે કહેવું પડશે કે સુન્દરમે સુન્દર સક્ષમ હિન્દી કવિતા કરી છે. કાવ્યત્વ પ્રકટે અને કવિતા સર્જાય એ જ કવિતા માટે સ્વાભાવિક છે, પરન્તુ આજે હિન્દીમાં તો જોડકણાંવાળી-કણાની જેમ ખૂંચતી કવિતા (?) જોવા મળે છે. વળી, ખંડકાવ્ય અને મહાકાવ્ય લખવાની જાણે સ્પર્ધા ચાલી ન હોય એવી સ્થિતિ સર્જાઈ છે. એવે સમયે આ ગુજરાતી કવિની હિન્દી રચનાઓ જ્યારે સઙ્કલિત બની પ્રકાશિત થશે ત્યારે અવશ્ય મોખરાનું સ્થાન મેળવશે જ. સુન્દરમ્ ગુજરાતી કવિતાક્ષેત્રે ભલે ટોચનું સ્થાન પ્રાપ્ત કરી શક્યા, પણ અર્વાચીન ગુજરાતીઓની હિન્દી રચનાઓ અન્તર્ગત પણ તેઓ મેદાન મારી જ જાય છે. અરે ! 'મુદિતા'ની 'તુમ બિન'ની આ પઙ્ક્તિઓ,

*"તુમ બિન નાહિં, કટેગી રૈન*
*પિયા બિન નાહિં મિટૈગી રૈન.*
*(પૃ. ૧૦)*

તથા આ જ કવિતાસઙ્ગ્રહની 'સૂરત તેરી'ની આ પંક્તિઓ જુઓ —

*"ઈત યમુના, ઈત ગઙ્ગા*
*ઈત વહી કદમ્બકી ડાલ,*
*હમરો વસ્ત્ર હરન વહી બૈઠો*
*વિહંસ રહ્યો નંદલાલ*
*સૂરત તોરી નયનમેં બસ ગઈ શ્યામ*
*ઘડી ઘડી પલ પલ નિશિ દિન આઠોં ધામ,*
*વહી દરસ અભિરામ... સૂરત.*
*(મુદિતા પૃ.૪૦)*

ભક્તિપ્રચુર ઉપર્યુક્ત અભિવ્યક્તિ આપણને મીરાંબાઈ અને સુરદાસનું સ્મરણ કરાવી આપે છે. સુન્દરમ્‌ની બધી જ હિન્દી રચનાઓ ભક્તિપ્રચુર રચનાઓ છે અને સાચા અર્થમાં તેઓ સફળ રહ્યા છે. અલબત્ત, આપણે કહેવું જોઈશે કે તેમની બધી જ હિન્દી કવિતા વ્રજભાષામાં નથી. તેમની આ પ્રકારની કવિતાને વ્રજસંસ્કારની રચનાઓ, નાગરી હિન્દીની રચનાઓ અને હિન્દુસ્તાની અર્થાત્ ઉર્દૂ-ફારસી મિશ્રિત હિન્દી રચનાઓ ગણાવી શકાય. આમ, કવિ સુન્દરમ્‌ની હિન્દી કવિતા જોતાં ગુજરાતની અર્વાચીન હિન્દી કવિતા પરિપ્રેક્ષ્યે તેમનું મૂર્ધન્ય સ્થાન ઊપસી આવે છે. હિન્દીના કવિ સુમિત્રાનન્દન પન્ત સાથે સને ૧૯૭૫માં સુન્દરમ્‌ની ગુજરાતી હિન્દી કવિતા બાબતે વાત નીકળતાં તેઓ જ બોલી ઊઠ્યા કે 'સુન્દરમ્ તો સુન્દરમ્ હી હૈ'. હા, સર્જનક્ષેત્રે પણ ગમે તે સાહિત્યપ્રકાર હોય, વાર્તા, વિવેચન, અનુવાદ કે પછી કવિતા, અને તે પણ ગુજરાતી કવિતા હોય કે હિન્દી કવિતા, સુન્દરમ્ તો સુન્દરમ્ જ હોય ને ! ગુજરાતમાં હિન્દી કાવ્યની પરમ્પરા અને સુન્દરમ્‌ની હિન્દી કવિતા જોતાં જોતાં એ પણ પરિલક્ષિત થાય છે કે વિગત વર્ષોની હિન્દી કાવ્યસર્જનની પરંપરા અને અત્યાધુનિક કવિઓની સર્જનપ્રવૃત્તિઓ જોતાં એ સ્પષ્ટ જ છે કે આ પરંપરા સદાય પ્રવૃત્ત રહેશે એમાં શઙ્કા નથી.

## સન્દર્ભ સૂચિ
## (ગુજરાતી-હિન્દી)


૧. યાત્રા : સુન્દરમ્
૨. વરદા : સુન્દરમ્
૩. મુદિતા : સુન્દરમ્
૪. સઙ્કલિત કવિતા : રાજેન્દ્ર શાહ
૫. પ્રભાકિરણ : (પ્રભાવતી કાપડિયાની ગુજરાતી-હિન્દી કાવ્ય રચનાઓનો સઙ્ગ્રહ) સં. રજનીકાન્ત જોશી.
૬. દયારામ રત્નમાલા
૭. તપોવન : સં. પ્રા. સુરેશ દલાલ
૮. વિદેહમુક્ત લલ્લુભાઈ ગોવર્ધનદાસનું જીવનચરિત્ર.
૯. કવિ સુન્દરમ્રચિત હિન્દી કાવ્યોની હસ્તપ્રત
૧૦. એક આત્મનિવેદકની અભિવ્યક્તિ : રજનીકાન્ત જોશી
૧૧. ભાવનિર્ઝર (હિન્દી કાવ્યસઙ્ગ્રહ) કુ. મધુમાલતી ચોક્સી.
૧૨. ગુજરાત કે સન્તો કી હિન્દી વાણી. સં. ડૉ. અમ્બાશઙ્કર નાગર
૧૩. ગુજરાત કે હિન્દી ગૌરવ ગ્રન્થ સં. ડૉ. અમ્બાશઙ્કર નાગર
૧૪. ભારત કા ભાષા સર્વેક્ષણ - ૯.
૧૫. સૂરસાગર - ૧-૨.
૧૬. વ્યાવહારિક હિન્દી : ડૉ. પૂરનચન્દ ટણ્ડન
૧૭. હિન્દી સતસઈ પરમ્પરામેં દયારામ સતસાઈ : પ્રા. રઘુનાથ ભટ્ટ
૧૮. ઋતાયન : વિદ્યાવતી 'કોકિલ'

## શાન્ત ઉત્સવ

રાજેન્દ્ર શાહ

નહીં અધર-કમ્પ કે પલક લોચનેયે નહીં:
તથૈવ વદનેથી ત્હારી દ્યુતિ સદ્ય આ લક્ષ્યમાં-
ગઈ હૃદય સોંસરી : જ્યહીં કળી શકું રક્તમાં
અબોલ ઉર-વેણ, ને અચલ દૃષ્ટિનીયે છવિ.

અને મુખર હું, મુદામહીં મદીય જાણે હવે
રહું સરલ ગાઈ, - વેણુમહીં ફૂંક જેવી તવ.
ઝીલે નિખિલ જે પ્રતિધ્વનિત વક્ષ ત્હારે, પ્રિય.
અહો વિભવ ! શાન્ત ઉત્સવ-વિલાસ ! હૈયું દ્રવે.

સમાહિત ભલે રહ્યાં કરણ સર્વ : પ્રસ્પન્દને
નિરન્તર વહન્ત જે વિમલ યુગ્મ-આનન્દને.

## રતિ

રાજેન્દ્ર શાહ

'તું છો મ્હારું જમણું લોચન.' એણે કહ્યું.
'ને તું મ્હારું વામ છો નયન.'
મ્હારું એ કથન.

'તું મ્હારો છે સૂર્ય, મ્હારો દિવસ ઉજ્જ્વલ'
'તું મ્હારી ચન્દ્રિકા, સુધા સ્યન્દતી છો યામિની
ધવલ.'

બે નેત્ર, દૃષ્ટિનું એનું વિશાળ છે ક્ષેત્ર :
ન દર્શન-ભેદ.

સમ્મુખ આપણે, - સમ્મુખ દક્ષિણ-વામ :
સમ્મુખ રવિ ને શશી, પૂર્ણિમા નિતાન્ત આઠે યામ.

કપોલ ઉપર સાન્ધ્ય અરુણાઈ જેવું રમે સ્મિત :
અધર ઉપર અમીબિન્દુ, — મહીં સિન્ધુનું છે ગીત.

## વર્ષા (દોહરામાં)

મણિલાલ હ. પટેલ

અષાઢ

માથે ગાજે મેવલો ડસ ડસ ડારે વીજ
'અષાઢે અમ આવશું' આવો, આવી બીજ.

ઊંડો ઊંડો ગાજતો સમીસાંજનો મેઘ
ગયા ગુલાબી ચાકરી ઘરમાં ઝૂરે તેગ.

નવલખ ધારે આભલાં ઝીણી ધારે નાર
બેઉ થકી બચવું ઘણું અઘરું છે આ પાર.

કણ કણ ઊગે ઓરતા પળપળ ફૂટે પાંખ
જળજળ માયા ઝળહળે જોતી જળની આંખ.

મઘમઘ માટી મ્હેકતી રગરગ હળ હલ્લાય
નિર્મળ કન્યા કોડા લૈ વ્રત ઊજવવા જાય.

કાજળ કાળો મેઘ છે જાણે યમનો વેશ
નારી ! કાળા મેઘથી પણ કાળા તવ કેશ.

ઝળહળ જળની છાલકે હભળક જાગ્યા ચોર
સોઽમ સુણી માટીની વળતું બોલ્યા મોર.

ઝરણે ઝાંઝર પ્હેરિયાં નદીએ પ્હેર્યાં નીર
ઓસરીઓ ઊભી રહી જળનાં પ્હેરી ચીર.

જાગ્યા વીંછી જાતથી દરથી નીકળ્યા સાપ
ફુત્કારે, વીંટળાય બે પણ ના શમતો તાપ.

પાસે પાસે આવતા પરમેશ્વરના રથ
દ્વાર ઉઘાડી દોડિયાં તો નીકળ્યો મન્મથ.

શ્રાવણ

ઊતર્યા દેવો આભથી ચારે બાજુ વાસ
અડકોદડકો રમ્યા કરે તડકા સાથે ઘાસ.

દિવસે ઊઘડે પોયણાં સાંજે મનનાં દ્વાર
ફૂલ રાતું મધરાતનું લૈ જાતું ઓ પાર.

મેઘે આંજી આંખડી જોબન મેળે જાય
કોક રિસાયું ખેતરે મનડું બહુ પસ્તાય.

લીલી ઓઢી ઓઢણી પીળી પાવા જોડ
છેલછોગાળી પાઘડી હૈયાં બકતાં હોડ.

વળી વળી વરસ્યા કરે તરુવર તડકો મેહ
સાદ પાડતા ડુંગરા નદીઓ નરદમ નેહ.

પવન ચકોરી ચેતના ચઞ્ચળ છે ચગડોળ
ચઞ્ચળ નારી મોરલા બોલે વિહ્વળ બોલ.

જળને વાચા ફૂટતી જળને ઊગ્યા નખ
જળની કરવત કાપતી જળથી જળનાં દખ.

રતિસુંવાળા વાયરા મલમલિયો અન્ધાર
ઢળતી રાતે ન્હાય છે નેવાં નીચે નાર.

કાચી ભીંતો ઓગળી ઊગી આવ્યું ઘાસ
પર્વત પાદર ઘર સુધી પતઙ્ગિયાંનો વાસ.

## પરપોટો

જગદીશ ત્રિવેદી

અનન્તાબ્ધિમાં
એક પરપોટો ઊઠ્યો.
સપાટી પર ઘૂમે એવો થઈ ચકચૂર
મારા સમું છે કોણ !
સમીર-સુન્દરી
અવકાશમાં ત્યાં નર્તને એવી ચગી —
સ્હેજ સ્પર્શી જ્યાં ગઈ
પાલવકિનારી —

## ધૂળ ને ઢેફાં

જગદીશ ત્રિવેદી

ભલે અમે ભૈ ધૂળ ને ઢેફાં —

ઊમડઘૂમડ વાદળ ઘેરાશે,
સમીરના કોમલ કણ્ઠેથી
ભીના ભીના સ્વર રેલાશે
રજ રજ પોઢ્યા પ્રાણ અમારા
આકુળવ્યાકુળ થઈ પમરશે.
અમે ઘટામાં ક્યાંક છુપાઈ
ધીરા ધીરા સ્વર ગુઞ્જરશું.

ભલે અમે ભૈ ધૂળ ને ઢેફાં.

## મોર કાં બોલે ?

કિશોર મોદી

લાગણી સ્વર સ્વયં વગાડે છે,
એકબે ધૂન મન જગાડે છે,
ટોડલે રોજ મોર કાં બોલે ?

આ પ્રતીક્ષા સતત હવાને પણ
ઋજુ રોમાઞ્ચમાં રમાડે છે,
ટોડલે રોજ મોર કાં બોલે ?

સ્પર્શ આરતથી સળવળી ઊઠે,
રત કુંવારું ગગન લગાડે છે,
ટોડલે રોજ મોર કાં બોલે ?

સાંજ વેળા તો યાદ થઈ વરસે,
દિલ ભરીને વિરહ ઉગાડે છે,
ટોડલે રોજ મોર કાં બોલે ?

કસ્તૂરી જેવું હોય છે કિશોર,
ઝાંપલી ખુશબૂથી ઉઘાડે છે,
ટોડલે રોજ મોર કાં બોલે ?

## પુનર્જન્મ

જગદીશ ત્રિવેદી

હું પક્વ — વૃક્ષ પરનું ફળ — મ્હેક મ્હેક,
આવી રહી રહી અને લહરી હવાની —
હિન્દોલી જાય ઘડી અત્ર, ઘડીક તત્ર.
ક્યારે ખરી પડીશ વૃન્ત થકી અચિન્ત
એ આશમાં ધરતી અઙ્ક પ્રસારી બેઠી !

એને બધું વિદિત કે, ફળ દિવ્ય આ તો
છે સૂક્ષ્મ બીજ ઉરમાંહી અસઙ્ખ્ય એના;
ને એટલે હૃદયના તલને ઉઘાડી
બેઠી અમીટ દૃગથી ધરતી — ખરું કે
લેવા ઝીલી નયન ઉત્સુક એહનાં કૈં !

ઝૂલી લઉં પવનની હમાણાં ઝીલીને
હું યે સુગંધમય લ્હેર, ન જાણું ક્યારે
છૂટીશ વૃન્ત થકી : ડાળ કઈ લલાટે
મારે હશે લિખિત : જ્યાં ફરી હીંચવાનું !

## મોઘમમાં

નટરાજ બહ્મભટ્ટ

મોઘમમાં હોય ખરી મઘમઘતી મોજ
અને ખુલ્લામાં હોય બધું ખાલી.
વાણીથી કેટલુંય ચ્હાય તે વખાણો
પણ દાદ ખરી આપે છે તાલી.

હોઠોનાં બીડેલાં બારણાંની તેડથી
મલમલિયું સ્મિત સરી જાતું,
આંખ્યોથી અડક્યાના અદકેરા સુખની
આંખ્યુંથી થાય ભલી વાતું.
ફોગટ ફુલાવો તે ફીકું લાગે
જ્યારે લાઘવમાં હોય ખરી લાલી.... મોઘમમાં

શ્રાવણિયો બોલે તો સાકર લાગે
અને પરસે તો લાગે છે પીંછું,
ભાદરવો ભાંભરીને કાન કરે કાણા
ને ચટકે તો લાગે છે બીછું.
ટોળાં જામે કે નર્યો ગોકીરો હોય
અને મુઠ્ઠીભર હોય ત્યાં ખુશાલી... મોઘમમાં

## પથ

જગદીશ ત્રિવેદી

નિવૃત્ત હું —
ખખડતું તરુપર્ણ સુક્કું,
મારી ક્ષણેક્ષણ સરે મુજ સઙ્ગ મિઠ્ઠી,
રઙ્ગીન કૈં સ્મરણના ઊઠતા તરઙ્ગો —
અક્કેકને ગણી લઉં, વળી વિસ્મરું હું.

વાતાયને કદીક બેસી વિલોકતો હું :
કેવો પ્રલમ્બ પથ —
(આજ સુધી અજાણ ! )
— માર્ગની બેય બાજુ
ઝૂક્યાં તરુ, વિહગ ડાળ પરે હિન્દોલે.

જોઈ રહું પથ પરે બસ તાકી તાકી
કેવાં દીસે પથિકનાં મુખ ભિન્ન ભિન્ન !
હેરું : અહો વદન આ સહુમાં રમન્ત
મારા જ તે વદનની ઝીણી ઝીણી રેખા !

ને સાંજના છલકતો પથ છોળ છોળ —
શાળા છૂટ્યે ઘર જતાં શિશુવૃન્દ ભાળી
હૈયે ઊઠે અભરખા ભણવા જવાના !
(ત્યારે ભણ્યો નહિ ગણ્યો કશુંયે : ગુમાવ્યું ?)

ને ત્યાં શશીકુટિરપ્રાઙ્ગણ માંહીં વ્યોમે
ધીરે ધીરે ધવલ ચાંદની વિસ્તરન્ત —
હું ઢોલિયે ઢળું અને ઉરપુષ્પ ખીલે ! —
શી ફોરતી ગહન ગોઠડી ચન્દ્ર સાથે !

ક્યારેક શૂન્ય થકી સઙ્ગીત-પઙ્ખી આવી
ખેંચી જતું અગમ પ્રાન્ત વિષે ક્યહીંક !

પ્રવૃત્તિમાં પરિચયો બનતાં ઉવેખ્યા,
નિવૃત્તિમાં સ્વજન — અઙ્ગત — એ બન્યાં સૌ!

## તરવૈયાનું ગીત

મેહુલ ત્રિવેદી

હાથ હલેસાં આજ બનીને કહે નીરને આપ પ્રેરણા
નવી જીતની.
ઊંડાણોની સાથે લડતાં મળી સફળતા છબછબ નામે
અમર પ્રીતની.
એક કૂદકે હવા બીકથી દૂર ખસે ને
પડતી એના ઊંડા ખોળે
ત્યાં જ ઉછાળે એ એનાથી થાય અલગ ને
સમાય પરપોટાને ટોળે.
ડાબા-જમણા તટ બે છો ને વાતો કરતા વ્હાલ તણી
મુજ અજબ રીતની
હાથ હલેસાં આજ બનીને કહે નીરને આપ પ્રેરણા
નવી જીતની.
નીલ રજ્જુના એના કોમળ તન પર
નફ્ફટ સૂરજના બહુ ચટકા લાગે !
પતઝિયાના ઊડવા જેવા તરવાને ભૈ
નટખટ ફણગા તોયે જાગે !
બધા તરજ્ઞો એક થઈને શોભા ધરશે પાંગરવાના
મધુર ગીતની
હાથ હલેસાં આજ બનીને કહે નીરને આપ પ્રેરણા
નવી જીતની

## હાઈકુ

રાજેન્દ્ર શાહ

બીન મૃદઙ્ગે
દરબારી કાનડે
ઘૂમટો ખૂલે.

## જોયું

સતીશ જે. દવે

સપનાની પાર જોયું,
લો, બેસુમાર જોયું.

ટુકડો થયો સૂરજ કે,
રાતે સવાર જોયું ?

ભાંગી પડેલ ભીંતે,
શું શું બહાર જોયું ?

મનની ભીતરનું ભાળે,
એવું 'રડાર' જોયું ?

મેં બન્ધ આંખથીયે,
જોયું, ધરાર જોયું.

## નદીને નામ હોય છે...

સુરેન્દ્ર જી. કડિયા

હા,
નદીને નામ હોય છે
ઝરણાને નથી હોતું !

મહાસાગરને મળતાં જ
નદીનું પાણી
પાણીમાં ભળી જાય છે
ને નામ ખારાશમાં !

પેલી મીઠાશ તો
આગને આંબતી
ઊંચે ચડીને
ઝરણું થઈને જ ઝરે છે....!
ને છતાંય
નદીને નામ હોય છે
ઝરણાને નથી હોતું....!!

## એકલવાયું ગીત

રતિલાલ સથવારા

એકલવાયું ગીત,
હવે હું સાવ ભુલાયી પ્રીત.

કાળમીંઢ વરસે છે મુજ પર એકલતાનો શ્રાપ,
પળપળનો મૂંઝારો કેવો રહ્યું નહીં કૈં માપ !
હવે નહીં કોઈ મીત,
હું બેસૂરું સંગીત.

ભડભડ સળગે ખેતર મારું પહોંચી ઊંચી જ્વાળા,
પાણીની આશામાં બેઠો કોણે બાંધ્યા પાળા ?

રામવિહોણી પ્રીત,
હું એકલવાયું ગીત.

## મનની મીરાં નાચી નથી !

ઉશના

રોમરોમે સળગતી આરત હજી જાગી નથી,
એટલે મન્દિરની ઝાલર હજી વાગી નથી !

માય મારા એક મુઠ્ઠી જેવડા આ આભમાં,
દે મને બસ એટલી, ચાહત વધુ માગી નથી !

છે હજુ સમજણ અમારી સાવ ભોળી ને ભલી,
ચાલતાં રસ્તે કદી ઠોકર કશી વાગી નથી !

શઙ્ખ તો ફૂંકાય છે વરસો થયાં ચારે તરફ,
તો પછી કાં યુદ્ધની નોબત ભલા ગાજી નથી ?

ઝાંઝરી કાં ગઝલની 'ઉશના' હજુ ઝનકી નથી ?
ઘૂંઘરું બાંધી પગે મનની મીરાં નાચી નથી !

## મળે

શાહરભાઈ રબારી

એક નાનું ઘર અને ખેતર મળે.
આંગણે બે મોર ને તેતર મળે.

ઢાળિયે વાળી શકું હું કોશ પાણી,
બે બળદ ગાડું અને નેતર મળે.

એક શેઢે બોરડીનું ઝાડ ને,
એક શેઢે ઢાળ ને કોતર મળે.

તાંસળામાં છાશ પીવા લ્હેરથી,
વાછરું ને ગાય ને ગોચર મળે.

સાવ શાન્તિ વિશ્વમાં સ્થાપી શકું,
જો મળે તો એટલી તેવડ મળે.

## કુઝ્ઝડીને·

હર્ષદેવ માધવ

ઊડવાના આ સતત ખાલી તમાશા કુઝ્ઝડી
સૂર્યથી શેકાઈ જાતા પણ ન વાંસા કુઝ્ઝડી.

કઈ તરફ જાશું - અટકશું - આભનું ટપકું થશું ?
આભને તો માર્ગ સીધા કે ન ત્રાંસા કુઝ્ઝડી.

આપણે આકાશ નામે ડાળનું છીએ પરણ
પણ ક્ષિતિજ એ આપણી અન્તે નિરાશા કુઝ્ઝડી.

એ ભલે ઠોકર બનીને પાય અથડાતા નથી
વાદળો - લટકાયલા છે ગુપ્ત જાસા કુઝ્ઝડી !

ક્યાં જશું નાસી અને આકાશ પણ છે પીઝ્ઝરું
જાળની જઝ્ઝાળના આ એ જ ફાંસા કુઝ્ઝડી.

દૂર તે નજદીક લાગે દૂરનું સામીપ્ય આ
આપણા નિઃશ્વાસ આપણને દિલાસા કુઝ્ઝડી.

મશ્કરી કરશે આ દરિયો આપણી તરસ્યું વિશે
ઝાંઝવાં પી ચાલતાં થઈ જઈએ પ્યાસા કુઝ્ઝડી.

# પ્રેમ એક વૃક્ષ

હર્ષદ ચંદારાણા

આપણો પ્રેમ એક વૃક્ષ છે —

આનન્દમાં હોઉં ત્યારે
તેની ટગલી ડાળીએ ઝૂલી લઉં છું -

મન થાય ત્યારે
તેની મઞ્જરીઓમાં ખૂલી જઉં છું -

થાકું છું ત્યારે
તેની છાયામાં બેસી લઉં છું -

આપણો પ્રેમ એક ઘેઘૂર વૃક્ષ છે.

□

આપણો પ્રેમ એક વૃક્ષ છે -

જે પવનની ઠેકડી કરે છે
અને વર્ષા સાથે ગોઠડી -
તડકા સાથે પ્યાર
અને તિમિરથી તકરાર -

આપણો પ્રેમ નટખટ વૃક્ષ છે.

□

આપણો પ્રેમ એક વૃક્ષ છે -

જેના થડની ડાબી બખોલમાં
પાંદડું ઓઢી
કોણ પોઢી ગયું છે ?

આપણો પ્રેમ ઓરડાળું, હૂંફાળું વૃક્ષ છે.

□

આપણો પ્રેમ એક વૃક્ષ છે -

જેની ડાળીઓ
બધી જ દિશાઓમાં ફેલાઈ છે -

આ વૃક્ષે ઢાંકેલો
ભૂમિનો વિસ્તાર
એટલે
તારું અને મારું તન -
આ વૃક્ષે રોકેલો
નભનો વિસ્તાર
એટલે
તારું અને મારું મન -

આપણો પ્રેમ પર્ણોથી સભર વૃક્ષ છે.

□

આપણો પ્રેમ એક વૃક્ષ છે -

જેની ડાળે ડાળે
પક્ષી ગીતો ગાય છે -
દૂરદૂર
જ્યાં સુધી સમ્ભળાય છે તેના સૂર -
ત્યાં સુધી
વિસ્તરેલું છે આ વૃક્ષ -

આપણો પ્રેમ સદાય ગાતું વૃક્ષ છે.

□

આપણો પ્રેમ એક વૃક્ષ છે -

તેની ઓથે છે
કાયમ
આપણાં મળવાનાં અઞ્જળ -
એ જ છે
તેનાં મીઠાં ફળ —

આપણો પ્રેમ પક્વ ફળોથી લચેલું આમ્રવૃક્ષ છે.

## જાચ્છિ — જાઉં છું

### સુભાષ મુખોપાધ્યાય

### અનુ. ભોળાભાઈ પટેલ

પ્રસિદ્ધ બંગાળી કવિ જ્ઞાનપીઠ એવોર્ડ (1992) વિજેતા કવિ સુભાષ મુખોપાધ્યાયની એક વિશિષ્ટ રચનારીતિની કવિતા મૂળ અને અનુવાદ સાથે આપી છે. આ અનુવાદ તો મૂળ સુધી જવા માટે સીડીરૂપ માત્ર છે. મૂળમાં જે શબ્દલીલા, પ્રાસલીલા છે, તે તો કોઈ સમર્થ ગુજરાતી કવિ જ અનુવાદમાં લાવી શકે.

એક વ્યક્તિ તરીકે જગતમાં આપણે કયા સમ્બન્ધોથી બન્ધાયેલા હોઈએ છીએ ? આપણી ચેતના પર જાણેઅજાણે જગતની કઈ મુદ્રાઓ ચિરઅઙ્કિત થઈ જાય છે, અને જ્યારે આપણે વિદાય લેવાની આવે ત્યારે કોની કોની વિદાય લેવાની છે ? માત્ર કેટલાંક આત્મીઓની ? ના, આત્મીય તો છે પૃથ્વી, પ્રકૃતિની ચરાચર સૃષ્ટિ. દેખીતી લાગતી સૂચિ કેટલી તો ભાવબોધક છે તે તરત સમજાય છે. એ બધા તન્તુઓ છે, જેનાથી આપણે બન્ધાયેલા છીએ, આપણે જરા જવા કરીએ કે એ પણ થોડા ખેંચાઈ આવવાના.

કવિતા વિલમ્બિતમાંથી દ્રૂત તરફ ગતિ કરે છે, છેલ્લે જતાં જતાં, એ પણ ધ્યાનમાં આવશે. પહેલાં 'યાચ્છિ' - જાઉં છું એ ચાર પદો પછી આવે છે, પછી ત્રણ પદો પછી, પછી બે પદો પછી. છેલ્લે જતાં એક પદ પછી. 'યાચ્છિ' ઉચ્ચારાય છે 'જાચ્છિ'. અહીં લિપ્યન્તરમાં જાચ્છિ રૂપ આપ્યું છે. બઙ્ગાળીમાં 'ઓ' સમ્બોધનરૂપે પણ છે, અને 'ઓ' એટલે 'અને' પણ થાય. મૂળ કવિએ એનો પણ લાભ લીધો છે.

—અનુવાદક

૧

ઓ મેઘ
ઓ હાવા
ઓ રોદ
ઓ છાયા
જાચ્છિ

ઓ ફૂલેર સાજિ
ઓ નદી, ઓ માઝિ
વનેર જોનાકિ
ઓ નીડ, ઓ પાખિ
જાચ્છિ

ઓ છૂંચ
ઓ સુતો
ઓ છિટેર જામા
ફિતેબાँધા જુતો
જાચ્છિ

૧

હે વાદળ
હે પવન
હે તડકા
હે છાંયડા
જાઉં છું

હે ફૂલની ડાળી
હે નદી, હે નાવિક
વગડાના આગિયા
હે માળા, હે પક્ષી
જાઉં છું

હે સોય
ને દોરા
હે છિંટના ઝબ્બા
દોરીબાંધ્યા જોડા
જાઉં છું

ઓ છબિ
ઓ પાન
મમતા
ઓ ટાન
જાચ્છિ.

ઓ ચોખેર ચાવા
ઓ છાદ, ઓ સિંડિ
ઓ માટીર દાવા
ઓ કાઠેર પિંડિ
જાચ્છિ.

ઓ સ્મૃતિ, ઓ આશા
ઓ ઝિંઝિ, ઓ ઝાઉ
ધોઁયા ઓ કુયાશા
બઉનિ ઓ ફાઉ
જાચ્છિ.

ઉ નુનેર માટિ
ઓ હાઁસ, ઓ ડિમ
ઓ તાપ, ઓ હિમ
ઓ શીતલપાટિ
જાચ્છિ.

ઓ ચુની
પન્ના
ઓ હાસિ
કાન્ના
જાચ્છિ.

ઓ ગોરુ મહિષ
ઓ ધાનેર શિષ
જાનલા દુયોર
ઓ સાઁઝ ઓ ભોર
જાચ્છિ.

ઓ જલ ઓ ઝડ
ઓ ઈંટ પાથર
ઓ બેંગ, ઓ સાપ.
પુણ્યિ ઓ પાપ
જાચ્છિ

ઓ કાજલલતા
ઓ પુરનો કથા
પર્દા પાપોશ
લડાઈ આપોશ
જાચ્છિ.

હે છબી
હે પાન
મમતા
ને ખેંચાણ
જાઉં છું.

હે આંખની નજર
હે છાપરા ને સીડી
હે માટીના ઓટલા
હે લાકડાની ઘોડી
જાઉં છું.

હે સ્મૃતિ, ને આશા
હે તમરા ને ઝાઉ
ધુમાડા ને ધુમ્મસ
બોણીને અંબોડ
જાઉં છું.

ચૂલાની માટી
હે બતક, હે ઈંડા
હે તાપ ને ટાઢ
હે કોમળ તૃણશૈય્યા
જાઉં છું.

હે નીલમ
ને પન્ના
હે હાસ્ય
ને રુદન
જાઉં છું.

હે ગાય અને ભેંસ
હે ડાંગરના છોગલા
બારી ને બારણાં
હે સાંજ ને સવાર
જાઉં છું.

હે પાણી ને આંધી
હે ઈંટ ને પથ્થર
હે મેંડક ને સાપ.
પુણ્ય અને પાપ
જાઉં છું.

હે કાજલલતા
હે પુરાણી કથા
પરદાને પાયદાન
લડાઈ ને મેળ
જાઉં છું.

ઓ ઊંચું, ઓ નીચું
　ઓ આમ, ઓ લિચુ
　　મુખ ચુમ્બન
　　　બાહુ બન્ધન
　　　　જાચ્છિ.

ઓ કોંચા લંકા
　ઓજન, સંખ્યા
　　બોમા, બન્દુક
　　　પિછન સમુખ
　　　　જાચ્છિ.

ઓ બાંગ્લાભાખા
　ઓ રવિ ઠાકુર
　　નિકટ ઓ દૂર
　　　ઓ ક્ષુત્પિપાસા
　　　　જાચ્છિ.

શીત બસન્ત
　આદિ ઓ
　　અન્ત
　　　જાચ્છિ.

ઓ દિન
　દૂપુર
　　પુણ્યિપુકુર
　　　જાચ્છિ.

ઓ ખડ
　ઓ કુટો
　　સાચ્ચા ઓ ઝૂટો
　　　જાચ્છિ.

ઓ લેપ
　ઓ કોંથા
　　ઓ બઈ, ઓ ખાતા
　　　　જાચ્છિ.

ચિરુનિ, આયના
　ઓ ચિતા
　　હાયના
　　　જાચ્છિ.

ઓ ગોલગલ્પ
　અનેક
　　અલ્પ
　　　જાચ્છિ.

હે ઊંચા ને નીચા
　હે આંબા ને લીમડા
　　મુખચુમ્બન
　　　બાહુબન્ધન
　　　　જાઉં છું.

હે લીલા મરચા
　વજન ને સઙ્ખ્યા
　　બોમ્બ ને બન્દૂક
　　　પાછળ ને આગળ
　　　　જાઉં છું.

હે બાઙ્ગલા ભાષા
　હે રવિ ઠાકુર
　　નિકટ ને દૂર
　　　હે ક્ષુધા ને તૃષા
　　　　જાઉં છું.

શીત વસન્ત
　આદિ ને
　　અન્ત
　　　જાઉં છું.

હે દિવસ
　બપોર
　　પુણ્ય પુકુર
　　　જાઉં છું.

હે ખડ
　ને પરાળ
　　સાચા ને જૂઠા
　　　જાઉં છું.

હે લેપ
　ને કન્થા
　　હે ચોપડી ને ચોપડા
　　　　જાઉં છું

કાંસકા ને આયના
　હે ચિત્તા
　　ને વરુ
　　　જાઉં છું.

હે કપોલકલ્પના
　અનેક
　　અલ્પ
　　　જાઉં છું.

આષાઢ
શ્રાવણ
હતયૌવન
જાચ્છિ.

નાકેર લોલક
દુઃખ
ઓ શોક
જાચ્છિ.

ઓં ચીને બાદામ
પોસ્ટકાર્ડ
ખામ
જાચ્છિ.

ઓ કાજ, ઓ છૂટિ
ઓ ભાત
ઓ રુટિ
જાચ્છિ.

ઓ મિલ, છંદ
ખોલા
ઓ બંધ
જાચ્છિ.

ઓ ભાલો, ઓ પાજી
ઓ પુંથી
ઓ પાઁજિ
જાચ્છિ.

ઓ શુરૂ ઓ શેષ
સમકાલ
દેશ
જાચ્છિ.

ચશમાર માપ
ઓ પાયેર છાપ
જાચ્છિ.

ઓ આમેર બોલ
ઓ પૂજો ઓ દોલ
જાચ્છિ.

ઓ નામઠિકાના
ઓ કચુરિપાના
જાચ્છિ.

આષાઢ
શ્રાવણ
હત યૌવન
જાઉં છું.

નાકના લોલક
દુઃખ
ને શોક
જાઉં છું.

હે શીંગચણા
પોસ્ટકાર્ડ
પરબીડિયા
જાઉં છું.

હે કામ, ને રજા
હે ભાત ને
રોટી
જાઉં છું.

હે પ્રાસ ને છન્દ
ખુલ્લા ને
બન્ધ
જાઉં છું.

હે ભલા ને બૂરા
હે પોથી
ને પઞ્ચાઙ્ગ
જાઉં છું.

હે આરમ્ભ, ને અન્ત
હે ખરા ને
ખોટા
જાઉં છું.

હે ચશ્માંના ખોખા
હે પડેલાં પગલાં
જાઉં છું.

હે આંબાના મોર
હે પૂજાને દોલ
જાઉં છું.

હે નામ ઠેકાણા
પત્તરવેલના પાન
જાઉં છું.

ઓ ઈદેર ચાંદ
સાધઆહ્લાદ
જાચ્છિ.

ઓ ગાડીર ચાકા
સરઘસ ઓ ઝન્ડા
જાચ્છિ.

જલ્દિ, આસ્તે
હાતુડી, કાસ્તે
જાચ્છિ.

ઓ મશા, ઓ માચ્છિ
જાચ્છિ.

ઓ દેહ, ઓ પ્રાણ
જાચ્છિ.

ઓ ધ્યાન ઓ જ્ઞાન
જાચ્છિ.

ઓ આડિ, ઓ ભાન
જાચ્છિ.

પ્રણામ, આદાબ
જાચ્છિ.

ઓ ફૂલ
જાચ્છિ.

ઓ પથ
જાચ્છિ.

પુતુલ
જાચ્છિ.

શપથ
જાચ્છિ.

ઓ છાયા
જાચ્છિ.

ઓ માયા
આચ્છિ.

ઓ મિઉ...

હે ઈદના ચાંદ
ઈચ્છાને અહ્લાદ
જાઉં છું.

હે ગાડીના પૈડા
સરઘસ ને ઝન્ડા
જાઉં છું.

જલદી આસ્તે
હથોડી દાતરડા
જાઉં છું.

હે મચ્છર ને માખી
જાઉં છું.

હે દેહ, હે પ્રાણ
જાઉં છું.

હે ધ્યાન, હે જ્ઞાન
જાઉં છું.

ઓ રિસામણાં ને મનામણાં
જાઉં છું.

પ્રણામ, આદાબ
જાઉં છું.

હે ફૂલ
જાઉં છું.

હે પન્થ
જાઉં છું.

ઢીંગલી
જાઉં છું.

સોગન્દ
જાઉં છું.

હે છાયા
જાઉં છું.

હે માયા
આવું છું.

હે મિયાઉં...

# મેઘદૂત

## મહાકવિ કાલિદાસ કૃત — અનુ. રાજેન્દ્ર શાહ

### पूर्वमेघ

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारात्प्रमत्तः
शापेनास्तंगमितमहिमा वर्षभोग्येण भर्तुः ।
यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥ १॥

तस्मिन्नद्रौ कतिचिदवलाविप्रयुक्तः स कामी
नीत्वा मासान्कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुम्
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥ २ ॥

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो- ।
रन्तर्वाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ।
मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥ ३ ॥

प्रत्यासन्ने नभसि दयिताजीवितालम्बनार्थी
जीमूतेन स्वकुशलमयीं हारयिष्यन् प्रवृत्तिम् ।
स प्रत्यग्रैः कुटजकुसुमैः कल्पितार्घाय तस्मै
प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥ ४ ॥

धूमज्योतिःसलिलमरुतां संनिपातः क्व मेघः
संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।
इत्यौत्सुक्यादपरिगणयन्गुह्यकस्तं ययाचे
कामार्ताः हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥ ६ ॥

जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानां
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूपं मघोनः ।
तेनार्थित्वं त्वयि विधिवशाद् दूरबन्धुर्गतोऽहं
याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥ ६ ॥

संतप्तानां त्वमसि शरणं तत्पयोद प्रियायाः
संदेशं मे हर धनपतिक्रोधविश्लेषितस्य ।
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥ ७ ॥

त्वामारूढं पवनपदवीमुद्गृहीतालकान्ताः
प्रेक्षिष्यन्ते पथिकवनिताः प्रत्ययादाश्वसन्त्यः ।
कः सन्नद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां
न स्यादन्योऽप्यहमिव जनो यः पराधीनवृत्तिः ॥ ८ ॥

### પૂર્વમેઘ

કોઈ કાન્તા-વિરહ સમ વર્ષેકનો પામી શાપ
સ્વામી દ્વારા, ગત્ત વિભવ તે, મત્ત કર્તવ્ય ચૂક્યા
યક્ષે, રામાચલ હરિત કુઞ્જે કુટીરે નિવાસ
કીધો, જ્યાંનાં જનક-તનયા-સ્નાનથી શુદ્ધ વારિ.

તે કામીએ પ્રિય-વિરહમાં માસ કૈં અદ્રિમાંહે
ગાળ્યા; જેના -વલય સરતાં હેમનું - રિક્ત હાથ.
ત્યાં આષાઢી પ્રથમ દિવસે શૈલશૃઙ્ગે છવાયો
દીઠો એણે રમણ-રત માતઙ્ગ-શો રમ્ય મેઘ.

ત્યાં ઊભો તે જયમત્યમ કરી કૌતુકો પ્રેરનાર
સામે, રોધી નયન-જલ, શોચી રહે યક્ષ-દાસ,
મેઘેછાયું નભ લહી સુખી તે ય જો વ્યગ્રચિત્ત
તો શું આલિઙ્ગન ચહત પ્રેમીતણું, દૂર જે હો.

આવેલો શ્રાવણ લહી, પ્રિયા-પ્રાણ-આધાર એવા
પોતાના કૌશલ-ખબરને આપવા અભ્ર સઙ્ગ
એનો, ખીલ્યાં કુટજ કુસુમે ભાવના-અર્ઘ અર્પી
પ્રીતે પેર્યાં મધુર વચને, હૃદ્ય સત્કાર કીધો.

ધૂમ જ્યોતિઃ સલિલ અનિલે યુક્ત એ મેઘ ક્યાં ને
ક્યાં સન્દેશો કથન-પટુ પ્રાણી થકી પ્રેષણીય !
શોચી એવું કંઈ ન, અતિ ઔત્સુક્યથી યક્ષ યાચે :
કામે પીડ્યા જડ-સજીવ-ભેદે સ્વભાવે અબોધ.

તું છો જન્મ્યો જગ-વિદિત તે પુષ્કરાવર્ત વંશે,
જાણું ઈચ્છા-તનુ ધરત તું ઈન્દ્રનો મુખ્ય સાથી,
તેથી પ્રાર્થું; વિધિવશ ગયો બન્ધુથી દૂર તે હું,
યાચ્ચા સારી અફળ ગુણીની, હીનથી સિદ્ધ ભૂંડી.

તું છો દુઃખીજન શરણ, હે મેઘ, મ્હારી પ્રિયાર્થ
સન્દેશો જા લઈ, ધનપતિ ક્રોધથી દૂર ત્હેનો.
જાવું ત્હારે નગર અલકા, ધામ જે ગુહ્યકોનું,
બાહ્યોદ્યાને હર-શિરની જ્યોત્સ્નાથી જ્યાં શુભ્ર હર્મ્ય.

જોશે તુંને પવનપર આરૂઢ, કેશાન્તધારી
શ્રદ્ધાથી, તે પથિકજન-કાન્તા બધી આશ્વસન્તી.
ત્હારે આવ્યે કવણ વિરહી વલ્લભાને ઉવેખે ?
મ્હારા જેવો નહિ અવર જેની પરાધીન વૃત્તિ.

मन्दं मन्दं नुदति पवनश्चानुकूलो यथा त्वां
वामश्चायं नुदति मधुरं चातकस्ते सगन्धः ।
गर्भाधानक्षणपरिचयान्नूनमावद्धमालाः
सेविष्यन्ते नयनसुभगं खे भवन्तं वलाकाः ॥ ९ ॥

જોને પ્રેરે રુચિકર ત્હને વાયરો મન્દ મન્દ,
ને જો વામે સુર મધુર સારઙ્ગના બન્ધુ જેવા,
ગર્ભાધાન-ક્ષણ લહી, થઈ એક હારે નિબદ્ધ,
સેવી રે'શે દગ-પ્રિય ત્હને વ્યોમમાંહી બલાકા. ૯

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी -
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥ १० ॥

તું ત્યાં જોશે દિવસ-ગણના તત્પરા એકનિષ્ઠ
પત્ની, ભાભી તવ, ત્વરિત તું જાય ને તો અવશ્ય.
આશાતન્તુ, હૃદય પ્રણયે પુષ્પ-શાં અઙ્ગનાનાં
રક્ષી રે'છે તુરત, બહુધા નષ્ટિથી વિપ્રયોગે. ૧૦

कर्तुं यच्च प्रभवति महीमुच्छिलीन्ध्रामवन्ध्यां
तच्छ्रुत्वा ते श्रवणसुभगं गर्जितं मानसोत्काः ।
आकैलासाद् विसकिसलयच्छेदपाथेयवन्तः
संपत्स्यन्ते नभसि भवतो राजहंसाः सहायाः ॥ ११ ॥

જેથી થાતી અવનિ સુફલા ઊગી રે'તા શિલીન્ધ્રે,
ને તે ત્હારી શ્રવણ-મધુરી સાંભળી ગર્જનાને
પાથેયે લૈ બિસ કમલના માનસોત્કણ્ઠ હંસ
સાથી થાશે ગગનમહીં કૈલાસ આવ્યા સુધીના. ૧૧

आपृच्छस्व प्रियसखममुं तुङ्गमालिङ्ग्य शैलं
वन्द्यैः पुंसां रघुपतिपदैरङ्कितं मेखलासु ।
काले काले भवति भवतो यस्य संयोगमेत्य
स्नेहव्यक्तिश्चिरविरहजं मुञ्चतो बाष्पमुष्णम् ॥ १२ ॥

કાઞ્ચી જેની રઘુપતિતણા વન્દ્ય પાયાઙ્કિતા શી,
તે ઊંચેરા તવ પ્રિય સખા શૈલની લે અનુજ્ઞા.
જેને ત્હારો સમય સમયે થાય સંયોગ તે આ
રેલે ઊનાં દગ-જલ, થતો વ્યક્ત જ્યાં સ્નેહભાવ. ૧૨

मार्गं तावच्छृणु कथयतस्त्वत्प्रयाणानुरूपं
संदेशं मे तदनु जलद श्रोष्यसि श्रोत्रपेयम् ।
खिन्नः खिन्नः शिखरिषु पदं न्यस्य गन्तासि यत्र
क्षीणः क्षीणः परिलघु पयः स्रोतसां चोपभुज्य ॥ १३ ॥

ત્યારે તું આ સુણ હું કહું તે પન્થ પ્રસ્થાન યોગ્ય,
ને તે સાથે, પયદ, મુજ સન્દેશને કર્ણ-રમ્ય.
થાક્યો થાક્યો જ્યહીં, શિખરપે ત્યાં તું લેજે વિરામ,
પીતાં જાવું ઝરણજલ જ્યાં થાય તું ક્ષીણકાય. ૧૩

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभिः
दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धाङ्गनाभिः ।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन् स्थूलहस्तावलेपान् ॥ १४ ॥

આ શું, જાણે પવન ગિરિનું શૃઙ્ગ જાતો હરીને !
હેરે ઊંચે ચકિત નયને મુગ્ધ સિદ્ધાઙ્ગના સૌ.
આ સ્થાનેથી નિચુલ-નમણા, ઉત્તરે આભમાં જા.
પન્થે લેતો કર પરિહરી સ્થૂલ તે દિઙ્ગજોના. ૧૪

रत्नच्छायाव्यतिकर इव प्रेक्ष्यमेतत्पुरस्तात्
वल्मीकाग्राद् प्रभवति धनुःखण्डमाखण्डलस्य ।
येन श्यामं वपुरतितरां कान्तिमापत्स्यते ते
बर्हेणेव स्फुरितरुचिना गोपवेषस्य विष्णोः ॥ १५ ॥

સામે જોઈ મણિ-કિરણ સોહમણું ઈન્દ્રચાપ,
જેનો થાતો પ્રભવ અહીંના અગ્રના વલ્મિકેથી,
જેથી ત્હારું વપુ પરમ લાવણ્યથી શ્યામ સોહે,
બર્હી-પીંછે જ્યમ રુચિથી શોભી રહે ગોપ-વિષ્ણુ. ૧૫

त्वय्यायत्तं कृषिफलमिति भ्रूविकारानभिज्ञैः
प्रीतिस्निग्धैर्जनपदवधूलोचनैः पीयमानः ।
सद्यः सीरोत्कषणसुरभि क्षेत्रमारुह्य मालं
किञ्चित्पश्चाद् व्रज लघुगतिर्भूय एवोत्तरेण ॥ १६ ॥

ત્હારું દીધું કૃષિ-ફલ ગણી, ભ્રૂવિકારે અજાણી
જોશે તુંને જનપદની નારી દગે સ્નેહપૂર્ણ.
તાજી ખેડે સરસ પમર્યાં ક્ષેત્ર ઊંચાં ચડીને,
પાછો ત્યાંથી ફરી કંઈક, જા ઉત્તરે વેગ સાધી. ૧૬

त्वामासारप्रशमितवनोपप्लवं साधु मूर्ध्ना
वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः ।
न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ॥ १७ ॥

ત્હારાં નીરે વન-દવ શમ્યો જોઈને, હે કુલીન,
ધારે તુંને, શ્રમિત સમજી, શીર્ષ પે આમ્રકૂટ.
આશા રાખી પ્રથમ ઉપકારે, નિજી મિત્ર આવ્યે,
આડું જોતો કૃપણ પણ ના, તો પછી ઉચ્ચનું શું ! ૧૭

छन्नोपान्तः परिणतफलद्योतिभिः काननाम्रैः
त्वय्यारूढे शिखरमचलः स्निग्धवेणीसवर्णे ।
नूनं यास्यत्यमरमिथुनप्रेक्षणीयामवस्थां
मध्ये श्यामः स्तन इव भुवः शेषविस्तारपाण्डुः ॥ १८ ॥

પાકેલાં જે ફળ ધરત તે રાન આમ્રે છવાયા
અદ્રિશૃઙ્ગે જવ તું ચડશે વેણિને સ્નિગ્ધ વર્ણ :
સાચે ત્યારે અમર યુગલે થાય તે પ્રેક્ષણીય,
મધ્યે શ્યામ સ્તન સમ ધરા, શેષ તે કૈંક પીત.

स्थित्वा तस्मिन्वनचरवधूभुक्तकुञ्जे मुहूर्तं
तोयोत्सर्गद्रुततरगतिस्तत्परं वर्त्म तीर्णः ।
रेवां द्रक्ष्यस्युपलविषमे विन्ध्यपादे विशीर्णां
भक्तिच्छेदैरिव विरचितां भूतिमङ्गे गजस्य ॥१९॥

કુઞ્જે, જેમાં વિપિન-વનિતા ક્રીડતી, ત્યાં ઘડીક
થોભી, રેલી જલ, અધિક વેગે થજે માર્ગ પાર.
જોજે રેવા અસમ ઉપલે વિન્ધ્યપાદે વિશીર્ણ,
જાણે આંકી ગજ-તનુપરે ભૂતિની ભક્તિ-રેખા.

तस्यास्तिक्तैर्वनगजमदैर्वासितं वान्तवृष्टिः
जम्बूकुञ्जप्रतिहतरयं तोयमादाय गच्छेः ।
अन्तःसारं घन तुलयितुं नानिलः शक्ष्यति त्वां
रिक्तः सर्वो भवति हि लघुः पूर्णता गौरवाय ॥ २० ॥

ત્હેનું તીખા વનગજમદે મ્હેકતું લેઈ નીર,-
જમ્બૂકુઞ્જે ગતિ-શિથિલ જે, મેઘ હે, વૃષ્ટિકીધ,-
જાજે, ત્હારો અનિલ શકશે ના ધરી તોય-બોજ,
ખાલી તે સૌ લઘુ થઈ રહે, ગૌરવે પૂર્ણતા જ.

नीपं दृष्ट्वा हरितकपिशं केसरैरर्धरूढै-
राविर्भूतप्रथममुकुलाः कन्दलीश्चानुकच्छम् ।
दग्धारण्येष्वधिकसुरभिं गन्धमाघ्राय चोर्याः
सारङ्गास्ते जललवमुचः सूचयिष्यन्ति मार्गम् ॥ २१ ॥

જોઈ, લીલાં કપિશ, વિકસ્યાં કેસરે અર્ધ, નીપ;
ને મ્હોરેલી પ્રથમ મુકુલે કન્દલી નીર-તીરે;
ઉર્વી કેરી, ઉષિત વનની લેઈ મીઠી સુગન્ધ,
સારઙ્ગો તે ઝરમર ઝરન્તા ત્હને માર્ગ ચીંધે.

अम्भोविन्दुग्रहणचतुरान्चातकान् वीक्ष्यमाणाः
श्रेणिभूता परिगणनया निर्दिशन्तो वलाकाः ।
त्वामासाद्य स्तनितसमये मानयिष्यन्ति सिद्धाः
सोत्कण्ठानि प्रियसहचरीसंभ्रमालिंगितानि ॥ २२ ॥

જોતા, ઝીલે ગગનજલ તે ચાતકોને સુદક્ષ,
ને નિર્દેશે કરી ગણતરી, બદ્ધશ્રેણી બલાકા :
નાદે ત્હારા ભ્રમ-વિકલ આલિઙ્ગતી અઙ્ગનાથી,
સિદ્ધો તે સૌ હૃદયથી ત્હને આપશે આવકાર.

उत्पश्यामि द्रुतमपि सखे मत्प्रियार्थं यियासोः
कालक्षेपं ककुभसुरभौ पर्वते पर्वते ते ।
शुक्लापाङ्गैः सजलनयनैः स्वागतीकृत्य केकाः
प्रत्युद्यातः कथमपि भवान्गन्तुमाशु व्यवस्येत् ॥ २३ ॥

વેગે મ્હારી પ્રિયતમ સખી કાજ તું જાય, જોઉં,
તોયે કાલક્ષય કુકુભના શૈલ શૈલે પરાગે;
કેકા ભીને નયન કરી, સત્કાર દેશે મયૂર,
કોઈ રીતે પણ તરત આગે જવું, બન્ધુ, ત્હારે.

पाण्डुच्छायोपवनवृतयः केतकैः सूचिभिन्नै-
र्नीडारम्भैर्गृहवलिभुजान्माकुलग्राम चैत्याः ।
त्वय्यासन्ने परिणतफल श्यामजम्वूवनान्ताः
संपत्स्यन्ते कतिपयदिनस्थायिहंसा दशार्णाः ॥ २४ ॥

આછી પીળી ઉપવનતણી કેતકે ગીચ વાડ,
શેરીમાંનાં વિહગ બલિ-ભોગી રચે નીડ વૃક્ષે,
ત્હારે આવ્યે ફળ-લચિત તે શ્યામ જામ્બૂવનાન્ત
દેશે, રે'શે સ્થિર થઈ કંઈ કાલ, હંસો દશાર્ણ.

तेषां दिक्षु प्रथितविदिशालक्षणां राजधानीं
सद्यः फलमविकलं कामुकत्वस्य लब्धा ।
पास्यति स्वादु यस्मा-
मुखमिव पयो वेत्रवत्याश्चलोर्मि ॥ २५ ॥

એમાં લોકે પ્રથિત વિદિશા નામની રાજધાની,
ત્યાં જૈને તું તરત ફલ કામીતણું પૂર્ણ પામી,
તીરે આવી ગરજી અદકું, જેથી ભૂભઙ્ગ જેવું
વીચી - સોહ્યું વદન, જલ તે વેત્રવન્તીનું પીજે.

नीचैराख्यं गिरिमधिवसेस्तत्र विश्रामहेतो-
स्त्वत्संपर्कात्पुलकितमिव प्रौढपुष्पैः कदम्बैः ।
यः पण्यस्त्रीरतिपरिमलोद्‌गारिभिर्नागराणा-
मुद्दामानि प्रथयति शिलावेश्मभिर्यौवनानि ॥ २६ ॥

ત્હારા સ્પર્શે પુલકિત થયા નીપના ફુલ્લ પુષ્પે,
તે નીચૈ પર્વત ઉપર તું થોભજે થાક ખાવા :
જે નિર્દેશે, રતિ-સુરભિ વારાઙ્ગની ગુહાથી
કેવી ત્યાંના નગરજનની તન્ત્રહીણી યુવાની.

जालोद्गीर्णैरुपचितवपुः केशसंस्कारधूपै-
र्बन्धुप्रीत्या भवनशिखिभिर्दत्तनृत्योपहारः ।
हर्म्येष्वस्याः कुसुमसुरभिष्वध्वखेदं नयेथाः
लक्ष्मीं पश्यन् ललितवनितापादरागांङ्कितेषु ॥ ३६ ॥

જાળીમાંથી વહત કચ-સંસ્કાર-ધૂપે તું પુષ્ટ,
સ્નેહે બર્હીથકી ભવનના નૃત્યની ભેટ પામી,
હર્મ્યે જોઈ વિભવ નમણી નારને લાલ પાય,
ને મ્હેકન્તો કુસુમથકી, - ત્યાં પન્થનો લે વિસામો. ૩૬

भर्तुः कण्ठच्छविरिति गणैः सादरं वीक्ष्यमाणः
पुण्यं यायास्त्रिभुवनगुरोर्धाम चण्डीश्वरस्य ।
धूतोद्यानं कुवलयरजोगन्धिभिर्गन्धवत्या-
स्तोयक्रीडानिरतयुवतिस्नानतिक्तैर्मरुद्भिः ॥ ३७ ॥

સ્વામી જેવું ગળું શિવ ગણે માનથી એમ જોયો
જાજે હો તું ત્રણ ભુવનના નાથને પુણ્ય ધામ.
ભૂરાં પદ્મે દીધ મહક, ને ગન્ધવન્તીતણાં જ્યાં
નીરે ક્રીડા-રત યુવતિથી તિક્ત ઉદ્યાન-વાયુ. ૩૭

अप्यन्यस्मिन्जलधर महाकालमासाद्य काले
स्थातव्यं ते नयनविषयं यावदत्येति भानुः ।
कुर्वन्सन्ध्यावलिपटहतां शूलिनः श्लाघनीया-
मामन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥ ३८ ॥

જો હો ત્હારું જવું પ્રહર અન્યે મહાકાલ પાસે,
તો તું રે'જે રવિ નયનથી જ્યાં સુધી હોય દૃષ્ટ :
સન્ધ્યા-સેવા શિવની કરજે મન્દ્ર સૂરે પ્રશસ્ય,
જેથી પામે ફલ સુખદ તું ત્હારી સૌ ગર્જનાનું. ૩૮

पादन्यासक्वणितरशनास्तत्रलीलावधूतैः
रत्नच्छायाखचितवलिभिश्चामरैः क्लान्तहस्ताः ।
वेश्यास्त्वत्तः नखपदसुखान्प्राप्य वर्षाग्रबिन्दू-
नामोक्ष्यन्ते त्वयि मधुकरश्रेणिदीर्घान्कटाक्षान् ॥ ३९ ॥

ચાલે કાઞ્ચી રણકઝણતી તત્ર વારાઙ્ગનાની,
જેના રત્ને ખચિત ધરિયા ચામરે હસ્ત થાક્યા :
તે વેશ્યાઓ ક્ષત નખતણા શામતાં વૃષ્ટિબિન્દુ
ઝીલી, માંડે તવ પ્રતિ અલિ-શ્રેણી-શી વક્રદૃષ્ટિ. ૩૯

पश्चादुच्चैर्भुजतरुवनं मण्डलेनाभिलीनः
सान्ध्यं तेजः विकसितजपापुष्परक्तं दधानः ।
नृत्यारम्भे हर पशुपतेरार्द्र नागाजिनेच्छाम्
शान्तोद्वेगस्तिमितनयनं द्रष्टभक्तिर्भवान्या ॥ ४० ॥

પશ્ચાત્ ઊંચા વનતરુ-ભુજા-મણ્ડલે તું નિમગ્ન,
સાંજે ધારી વિકસિત જપા-પુષ્પ-શી દીપ્તિ લાલ :
નૃત્યારમ્ભે શિવની ગજ-ચર્મે રહી પૂર ઇચ્છા,
ત્હારી ભક્તિ સ્તિમિત નયને શાન્ત જોશે ભવાની. ૪૦

गच्छन्तीनां रमणवसतिं योषितां तत्र नक्तं
रुद्धालोके नरपतिपथे सूचिभेद्यैस्तमोभिः ।
सौदामिन्या कनकनिकषस्निग्धया दर्शयोर्वीम्
तोयोत्सर्गस्तनितमुखरो मा स्म भूर्विक्लवास्ताः ॥ ४१ ॥

જાતી ક્રીડાભવન પ્રતિ જે યોષિતા રાત્રિમાંહીં,
રોધાયો જ્યાં ઘન તિમિરથી રાજમાર્ગે પ્રકાશ;
પૃથ્વી, - વીજે નિકષ પરની સ્વર્ણરેખા-શી - ચીંધ,
ગર્જી વર્ષી મુખર નહિ થા, ભીરુ ના બ્હાવરી હો. ૪૧

तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायां
नीत्वा रात्रिं चिरविलसनात् खिन्नविद्युत्कलत्रः ।
दृष्टे सूर्ये पुनरपि भवान्वाहयेदध्वशेषं
मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थ कृत्याः ॥ ४२ ॥

કોઈ એવી સદનછતમાં સુપ્ત છે જ્યાં કપોત,
ગાળી રાત્રી ત્યહીં, ચિર વિલાસે વધૂ-વીજ થાક્યે;
જાવું ત્હારે પુનરપિ પથે શેષ, થાતાં પ્રભાત.
ઢીલું મૂકે નહિ સુહૃદ લૈ મિત્રનું સાધ્ય કાર્ય. ૪૨

तस्मिन्काले नयनसलिलं योषितां खण्डितानाम्
शान्तिं नेयं प्रणयिभिरतो वर्त्म भानोस्त्यजाशु ।
कमलवदनात्सोऽपि हर्तुं नलिन्याः
कररुधि स्यादनल्पाभ्यसूयः ॥ ४३ ॥

તે વેળાએ નયનજલને ખણ્ડિતા યોષિતાનાં
સ્નેહે લૂછે દયિત, ત્યજ એથી ત્વરે સૂર્ય-માર્ગ.
એયે આવે કમલ-મુખ જે પદ્મિનીનું તુષારે
ભીનું, લ્હોવા પરત; કર રોધાય તો થાય રુષ્ટ. ૪૩

गम्भीरायाः पयसि सरितश्चेतसीव प्रसन्ने
छायात्मापि प्रकृतिसुभगो लप्स्यसे ते प्रवेशं ।
तस्मादस्या कुमुदविशदान्यर्हसि त्वं न धैर्या-
न्मोघीकर्तुं. चटुलशफरोद्वर्तनप्रेक्षितानि ॥ ४४ ॥

ગમ્ભીરાનાં સરલ મન-શાં નિર્મળાં નીરમાંહીં
છાયારૂપે સહજ નમણા પામશે તું પ્રવેશ.
તેથી એનું ધવલ કુમુદે, મીન પ્રોષ્ઠી સમાન,
જોવું છોળે, વિફલ કરવું યોગ્ય ના ધૈર્ય સેવી. ૪૪

तस्या किञ्चित्करधृतमिव प्राप्तवानीरशाखं
हृत्वा नीलं सलिलवसनं मुक्तरोधोनितम्बम् ।
प्रस्थानं ते कथमपि सखे लम्बमानस्य भावि
ज्ञातास्वादो विवृतजघनां को विहातुं समर्थः ॥ ४५ ॥

ત્હેનું કિઞ્ચિત્ કરગહીં ધર્યું, નેતરે જે ભરાયું,
ખેંચી નીલું જલ-વસન ખુલ્લા કરેલા નિતમ્બ :
કેમે જાવું તવ, સુહૃદ, ઝૂકી રહે જ્યાં તું ઝાઝો,
માણ્યું તેવો, પ્રગટ જઘનાને શકે કોણ ટાળી ? ૪૫

त्वन्निष्यन्दोच्छ्वसितवसुधागन्धसंपर्करम्यः
स्रोतोरन्ध्रध्वनितसुभगं दंतिभिः पीयमानः ।
नीचैर्वास्यत्युपजिगमिषोर्देवपूर्वं गिरिं ते
शीतो वायु परिणमयिता काननोदुम्बराणाम् ॥ ४६ ॥

ત્હારી ધારાથકી અવનિ-ઉચ્છ્વાસ-ગન્ધે સુરમ્ય,
નાસારન્ધ્રે ધ્વનિ-મધુર માતઙ્ગથી જે પિવાયો,
એવો શીળો પવન વનને ઉમ્બરાનાં ફુલાવી,
ધીરે તુંને અભિલષિત તે દેવશૃઙ્ગે વહેશે. ૪૬

तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघीकृतात्मा
पुष्पासारैः स्नपयतु भवान् व्योमगंगाजलार्द्रैः ।
रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूना-
मत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥ ४७ ॥

ત્યાં તું થૈને કુસુમ-વપુ, જ્યાં સ્કન્દનો નિત્ય વાસ, -
રક્ષા કાજે ત્રિદિવપતિના સૈન્યની, ચન્દ્રમૌલિ-
દેવે દીધું અનલ-મુખ આદિત્યથી ઉગ્ર તેજ, -
સ્નાને એને ઘર સુમન જે વ્યોમગઙ્ગા-જલાર્દ્ર. ૪૭

ज्योतिर्लेखावलयि गलितं यस्य बर्हं भवानी
पुत्रप्रेम्णा कुवलयदलस्पर्धि कर्णे करोति ।
धौतापांगं हरशशिरुचा पावकेस्तं मयूरं
पश्चादद्रिग्रहणगुरुभिर्गर्जितैः नर्तयेथाः ॥ ४८ ॥

જ્યોતિર્લેખા વલયવત પીંછુ ખરેલું, ભવાની
કર્ણે ધારે, કમલદલ નીલાં ત્યજી, પુત્ર-પ્રેમે.
નેત્રે સોહ્યા, શિવ-વિધુ-સમા સ્કન્દકેરા શિખીને,
ગર્જી, ઘેરા ગિરિ-રવ થકી પ્રેરજે સ્વૈર નૃત્યે. ૪૮

आराध्यैनं शरवणभवं देवमुल्लंघिताध्वा
सिद्धद्वन्द्वैर्जलकणभयाद्वीणिभिर्मुक्तमार्गः ।
व्यालम्बेथा सुरभितनयालम्भजांमानयिष्यन्
स्रोतोमूर्त्या भुवि परिणतां रन्तिदेवस्य कीर्तिम् ॥ ४९ ॥

આરાધીને યહ ગુહ પછી પન્થ ઓળઙ્ગી જાજે,
જે છોડેલો જલ-ભયથી વીણાધર્યા સિદ્ધ-યુગ્મે :
સન્માનીને, સુરભિ-તનયા-મેધથી મૂર્ત રૂપે
ઉર્વી-અઙ્કે સરિત, યશ જે રન્તિનો, થોભજે કૈં. ૪૯

त्वय्यादातुं जलमवनते शार्ङ्गिणो वर्णचौरे
तस्या सिन्धो पृथुमपि तनुं दूरभावात्प्रवाहं ।
प्रेक्षिष्यन्ते गगनगतयः दूरमावर्ज्य दृष्टि-
रेकं मुक्तागुणमिव भुवः स्थूलमध्येन्द्रनीलम् ॥ ५० ॥

જોતાં લાગે તનુ - પૃથુ છતાં - દૂરથી, તે પ્રવાહે
જ્યારે લેવા જલ તું નમશે, વિષ્ણુના વર્ણ-ચોર,
ત્યારે જોશે નભ-વિહરનારાં ઢળી મીટ માંડ,
મોતીમાળા અવનિતણી, મધ્યે મહા ઇન્દ્રનીલ. ૫૦

तामुत्तीर्य व्रजपरिचितभ्रूलताविभ्रमाणां
पक्ष्मोत्क्षेपादुपरिविलसत्कृष्णशारप्रभाणाम् ।
कुन्दक्षेपानुगमधुकरश्रीमुषामात्मबिम्बम्
पात्रीकुर्वन्दशपुरवधूनेत्रकौतूहलानाम् ॥ ५१ ॥

જાજે તીરે પર; પરિચિતા ભ્રૂલતાના વિલાસે,
પક્ષ્મો ઊંચી નજર, વિલસે ત્યાં પ્રભા કૃષ્ણ-ગૌર,-
કુન્દક્ષેપે ચલિત અલિશોભા હરે, - યોગ્ય ત્હેના
ત્હારે થાવું, - દશપુરવધૂ-નેત્રનાં કૌતુકોને. ૫૧

ब्रह्मावर्तं जनपदमथ च्छायया गाहमानः
क्षेत्रं क्षत्रप्रधनपिशुनं कौरवं तद् भजेथाः ।
राजन्यानां शितशरशतैर्यत्र गाण्डीवधन्वा
धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन्मुखानि ॥ ५२ ॥

બ્રહ્માવર્તે જનપદ તું છાયાથી છાયી રહીને,
ક્ષત્રીયોના વધની સ્મૃતિ જેવા કુરુક્ષેત્ર જાજે.
ધારાથી તું જ્યમ કમલને, તેમ ગાણ્ડીવધારી
પાર્થે તીણાં શત શરથી જ્યાં ક્ષત્રનાં શીર્ષ ઢાળ્યાં. ૫૨

हित्वा हालामभिमतरसां रेवतीलोचनाङ्काम्
बन्धूप्रीत्या समरविमुखो लाङ्गली याः सिषेवे ।
कृत्वा तासामभिगममपां सोम्य सारस्वतीना -
मन्तःशुद्धस्त्वमपि भविता वर्णमात्रेण कृष्णः ॥ ५३ ॥

ત્યાગી હાલા પ્રિય, નયનમાં જેવી હો રેવતીના;
બન્ધુપ્રેમે હળધર ત્યજી યુદ્ધ, સેવી રહ્યા જે,
થાવું ત્હારે અભિગત ત્યહીં, સૌમ્ય સારસ્વતીનાં
નીરે, થાશે ઉર તવ શુચિ, શ્યામ તું માત્ર વર્ણે. ૫૩

तस्माद् गच्छेरनुकनखलं शैलराजावतीर्णां
जह्नोः कन्यां सगरतनयस्वर्गसोपानपंक्तिम् ।
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्यैव फेनैः
शम्भोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥ ५४ ॥

ત્યાંથી જાજે કનખલ કને, ઊતરી જહ્નુકન્યા
શૈલેથી જ્યાં, સગરસુતની સ્વર્ગશ્રેણી સમાન,
ફીણે રે'તી ભ્રુકુટિ ગિરિજા-વક્ત્રની તે ઉવેખી,
ને જે ધારી રહી શિવજટા, ઈન્દુને ઊર્મિ-હસ્તે. ૫૪

तस्याः पातुं सुरगज इव व्योम्नि पूर्वार्ध लम्बी
त्वं चेदच्छस्फटिकविशदं तर्कयेस्तिर्यगम्भः ।
संसर्पन्त्या सपदि भवतः स्रोतसि च्छायया सा
स्यादस्थानोपगतयमुनासंगमेवाभिरामा ॥ ५५ ॥

ત્યાં તું વ્યોમે સુર-ગજ સમો, પૂર્વ ભાગે ઝુકેલો
ઈચ્છે પીવા સ્ફટિક સરખાં નીર વાંકો વળીને,
ત્યારે છાયા તવ તરત વ્હેતી થશે તે પ્રવાહે,
ના હો સ્થાને, તદપિ યમુના-યોગ જેવી સુરમ્ય. ૫૫

आसीनानां सुरभितशिलं नाभिगन्धैर्मृगाणाम्
तस्या एव प्रभवमचलं प्राप्य गौरं तुषारैः ।
वक्ष्यस्यध्वश्रमविनयने तस्य शृङ्गे निषण्णः
शोभां शुभ्रत्रिनयनवृषोत्खातपंकोपमेयाम् ॥ ५६ ॥

થાતી જ્યાંની સુરભિત શિલા નાભિ-ગન્ધે મૃગોની,
તે ગઙ્ગાના પ્રભવ-ગિરિને પામીને ઓસ-ગૌર,
બેઠો શૃઙ્ગે શ્રમ પથતણો ઊતરે એમ તું, તો
ઊછાળેલા ધવલ, શિવ-નંદી-પદે, પઙ્ક જેવો. ૫૬

तं चेद्वायौ सरति सरलस्कन्धसं घट्टजन्मा
बाधेतोल्काक्षपितचमरीवालभारो दवाग्निः ।
अर्हस्येनं शमयितुमलं वारिधारासहस्रै-
रापन्नार्तिप्रशमनफला संपदो ह्युत्तमानाम् ॥ ५७ ॥

વણટોળે જો દવ પ્રગટ સઙ્ઘર્ષથી દેવદારે,
ને જો એની તણખ ચમરી ગાયના વાળ બાળે,
તું છો એનું શમન કરવા યોગ્ય, ધારે સહસ્ર,
પીડાર્તોનાં દુઃખ હરતી છે સમ્પદા શ્રેષ્ઠિઓની. ૫૭

ये सरंम्भोत्पतनरभसा स्वांगभंगाय तस्मिन्
मुक्ताध्वानं सपदि शरभा लंघयेयुर्भवन्तम् ।
तान्कुर्वीथास्तुमुलकरकावृष्टिपातावकीर्णान्
के वा न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः ॥ ५८ ॥

ત્હેં મેલ્યો જે પથ, તદપિ જે વિભ્રમે વેગવાળા
તે ઉલ્લંઘે શરભ તુજને, તે સ્થળે, અઙ્ગભઙ્ગે.
કીજે ત્હેને અલગ કપરા વૃષ્ટિપાતે કરાના,
કોનો થાતો અભિભવ ન, જો મોઘ આરમ્ભ, યત્ન. ૫૮

तत्र व्यक्तं दृशदि चरणन्यासमर्धेन्दुमौलेः
शश्वत्सिद्धैरुपचितवलिं भक्तिनम्रः परीयाः ।
यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः
संकल्पन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः ॥ ५९ ॥

ત્યાં મણ્ડાયા શિવ-ચરણ પાષાણમાં સ્પષ્ટ, નિત્ય
સિદ્ધે સેવ્યા; પરિક્રમણ તુંથી ય હો ભક્તિ-નમ્ર.
જેને જોતાં ભવ-તનુ-લયે ઊર્ધ્વમાં પાપશુદ્ધ
શ્રદ્ધાળુ સૌ ગણપદતણી પ્રાપ્તિ શોચે સદાની. ૫૯

शब्दायन्ते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
संसक्ताभिस्त्रिपुरविजयो गीयते किन्नरीभिः ।
निर्हादी ते मुरज इव चेत्कन्दरेषु ध्वनिः स्यात्
संगीतार्थो ननु पशुपतेस्तत्र भावि समग्रः ॥ ६० ॥

છેડી રે'તા સ્વર મધુર કે વાંસ વાયા સમીરે,
ભાવાવેગે ત્રિપુરજયના કિન્નરી ગાય ગીત,
ત્હારો નાદ-ધ્વનિ ગિરિગુહામાં મૃદઙ્ગે થયા-શો,
તો સઙ્ગીતે પશુપતિતણા તત્ર એકત્ર સર્વ. ૬૦

प्रालेयाद्रेरुपतटमतिक्रम्य ताँस्तान्विशेषान्
हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौंचरन्ध्रम् ।
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभि
श्यामः पादो बलिनियमनाभ्युद्यतस्येव विष्णोः ॥ ६१ ॥

ઓળઙ્ગીને તટ હિમગિરિ પાસના, ને વિશેષે
હંસદ્વાર - ભૃગુપતિતણી કીર્તિ-શું - ક્રૌઞ્ચરન્ધ્ર :
ત્યાંથી ત્રાંસો કંઈક થઈને ઉત્તરે તું જશે, ત્યાં
શોભે નીલા બલિ-શિર ધર્યા વિષ્ણુના પાય જેવો. ૬૧

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसन्धेः
कैलासस्य त्रिदशवनिता दर्पणस्यातिथिः स्याः ।
शृङ्गोच्छायैः कुमुदविशदैर्यो वितत्य स्थितः खम्
राशीभूतः प्रतिदिशमिव त्र्यम्बकस्याट्टहासः ॥ ६२ ॥

જાતાં ઊંચે અતિથિ બનજે અપ્સરા'દર્શ જેવા
તે કૈલાસે, દશમુખ કરે સાનુ-સાંધા ખરેલા :
શૃઙ્ગે ધોળાં કુમુદ સરખાં, તું તદા વ્યોમ-વ્યાપ્ત,
જાણે ભેળું પ્રતિદિન થયું શમ્ભુનું અટ્ટહાસ્ય. ૬૨

उत्पश्यामि त्वयि तटगते स्निग्धभिन्नाञ्जनाभे
सद्यःकृत्तद्विरददशनच्छेदगौरस्य तस्य ।
शोभामद्रेस्तिमितनयनप्रेक्षणीयां भवित्री-
मंसन्यस्ते सति हलभृतः मेचके वाससीव ॥ ६३ ॥

તાજા છેદ્યા દ્વિપ-દશન-શા ગૌર તે શૈલશૃઙ્ગે
ત્હારું રે'વું મસૃણ-સુરમા-શું છવાઈ, તદા તે
શોભા થાશે અચલતણી જોવા સમી આર્દ્ર નેત્રે,
જાણે ઓઢી લીધ હળધરે શામળું વસ્ત્ર અઙ્ગે. ૬૩

हित्वा तस्मिन् भुजगवलयं शंभुनादत्तहस्ता
क्रीडाशैले यदि च विचरेत् पादचारेण गौरी ।
भंगीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥ ६४ ॥

આઘું મેલ્યું વલય અહિનું, તે ધરી શમ્ભુ-હસ્ત,
ગૌરી ક્રીડા-ગિરિ પર વિહારે જતી ચાલતી જો,
રોધી ભારે જલ-ચય તદા અઙ્ગની ભઙ્ગિથી ત્યાં
વ્હેલો એવો, મણિતટ-ચડાણે, તું સોપાન થાજે. ૬૪

तत्रावश्यं वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयं
नेष्यन्ति त्वां सुरयुवतयो यंत्रधारागृहत्वम् ।
ताभ्यो मोक्षस्तव यदि सखे धर्मलब्धस्य न स्यात्
क्रीडालोलाः श्रवणपुरुषैर्गर्जितैर्भीषयेस्ताः ॥ ६५ ॥

ત્યાં તો નક્કી વલય-કુલિશે કર્ષતી નીર ત્હારાં,
માણી રે'શે સુર-યુવતિઓ સ્નાન, લાધ્યું ફુવારે.
છોડે ના જો, સુહૃદ તુજને ઘામની યાતનાથી,
તો તે ક્રીડા-વિચલ સહુને ડારજે ઘોર નાદે. ૬૫

हेमाम्भोजप्रसवि सलिलं मानसस्याददानः
कुर्वन्कामं क्षणमुखपटप्रीतिमैरावतस्य ।
धुन्वन्कल्पद्रुमकिसलयान्यंशुकानीव वातैः
नानाचेष्टैर्जलद ललितैर्निर्विशेस्तं नगेन्द्रम् ॥ ६६ ॥

ઊગે સોના-કમલ જ્યહીં તે માનસે નીર પીને,
પ્રીતે ઐરાવત-વદનનું વસ્ત્ર થાજે ક્ષણેક,
વાથી કલ્પદ્રુમ કિસલયો કમ્પવી ચૈલ જેમ,
લીલાથી કૈં લલિત, ઘન, તું માણજે એ નગેન્દ્ર. ૬૬

तस्योत्संगे प्रणयिन इव स्रस्तगंगादुकूलां
न त्वं दृष्ट्वा न पुनरलकां ज्ञास्यसे कामचारिन् ।
या वः काले वहति सलिलोद्गारमुच्चैर्विमानैः
मुक्ताजालग्रथितमलकं कामिनीवाभ्रवृन्दम् ॥ ६७ ॥

ત્હેના ખોળે, જ્યમ પ્રિયતણા, ગઙ્ગના સ્રસ્તવસ્ત્ર
જેવી, જાણી લઈશ અલકા, પેખતાં, સ્વૈરચારી,
મોતીગૂંથ્યા અલક શિરપે કામિનીના, તથૈવ
ઊંચાં હર્મ્યે ઝીલતી જલમન્દ્રે, સમે, અભ્રવૃન્દ. ૬૭

## નવું લવાજમ

આપનું લવાજમ જો ડિસેમ્બર ૧૯૯૨ના અંક સાથે પૂરું થઈ ગયું હોય તો નવા વર્ષનું લવાજમ રૂપિયા ૫૦ તરત જ મોકલી આપશો, જેથી કવિલોકની આપની ફાઈલ અતૂટ રહે. અઙ્કો મર્યાદિત સઙ્ખ્યામાં છપાતા હોઈ લવાજમ સવેળા ભરી દેવું હિતાવહ છે. આજીવન લવાજમ રૂપિયા ૪૦૦/-

# આસ્વાદ

વિજય શાસ્ત્રી

## સદ્‌ભાગ્ય

તે રાહ જુએ છે
ભાગ્ય તેની પર તૂઠે તેની
કો'ક ઘોડદોડ-શરતના વિજેતાની જેમ
કો'ક બિનવારસી લાખોની મિલકત મળી જાય તેની.

તે પાદરીનાં દર્શને જાય છે
ધાર્મિક પ્રશ્નોત્તરી વાંચે છે
પછી રાહ જુએ છે
કશાક ચમત્કારની.

અને હું જો તેને કશુંક કહું
તોયે તે માનશે નહીં
જીવન કાંઈ માત્ર ભાગ્યને આધીન
ઘટના નથી.

માત્ર સુન્દર ભાગ્ય તે જ જીવન નથી
જીવન તો છે
હૃદયને તમે કશા પણ કારણ વગર
ગાતું રાખી શકો છો કે નહીં (તેની કલા).

આ જ હું તેને કહું
પણ (આ સાંભળીને) તે માત્ર
રડવું શરૂ કરી દેશે.

એના હૃદયને ક્યારેય પણ
એકાદ નાનકડું ગીત ગાવાનું પણ
જડ્યું નથી નિમિત્ત.

— રેમણ્ડ સોસ્ટર

રતોવઈ સુખી થઈ જવાની આકાંક્ષા છાનીછપની પણ માનવમાત્રમાં અવારનવાર લપકારા લઈ લેતી હોય છે. અને માનવીને મળેલા વાસ્તવમાં જ્યારે રાતોરાત સમૃદ્ધ થઈ જવાની કોઈ શક્યતા નથી વરતાતી ત્યારે તે પેલી 'ભાગ્ય' નામની જડીબુટ્ટી તરફ મીટ માંડતો થઈ જાય છે. સહજ અને સ્વાભાવિક રીતે કશું સુખદ બનવાનું ન હોય ત્યારે ભાગ્ય નામની આકસ્મિકતાનો આશ્રય લેવા માનવી સળવળે છે. કેનેડાના કવિ રેમણ્ડ સોસ્ટરના આ કાવ્યની નાયિકા એક સરેરાશ જીવન જીવતી સ્ત્રી છે અને સુખની પ્રબળ છતાં નિષ્ફળ ઝંખનાએ તેનામાં એટલી તો હતાશા આણી દીધી છે કે નજર સામે દેખાતા સાદાસીધા જીવનમાં તો ક્યાંય એને સુખની લેશમાત્ર શક્યતા જણાતી નથી, અને પ્રત્યેક સરેરાશ માનવની જેમ તે પણ ઘોડદોડની શરતમાં યા આકસ્મિક રીતે મળી જતા લાખોના વારસાની રાહ જોતી જીવી રહી છે.

સ્વકલ્પિત સુખના આદર્શને સાકાર કરવાના પ્રયત્નોમાં તે ભગવાનની સહાયની પણ અપેક્ષા રાખે છે. બંગાળી વાર્તાકાર બાલાઈચાંદ મુખોપાધ્યાય 'બનફૂલ'ની 'ભગવાન' નામની એક વાર્તામાં જુદાં જુદાં પાત્રો પોતપોતાની તકલીફો દૂર કરવા પ્રાર્થના કરે છે. કોઈ વાઘના ત્રાસમાંથી પોતાને છોડાવવા, નાથુ નામના એક પાત્રની મા નાથુને રૂપાળી વહુ મળે એ માટે, કોઈ પોતાને અદાલતમાં જીત મળે તે માટે, કોઈ પરીક્ષાની સફળતા માટે તો વળી એક પ્રૌઢા પડોશણનાં ઘરેણાં ઉતરાવવા માટે પ્રાર્થના કરે છે, ફિલસૂફ ભગવાનને સમજવાની શક્તિ સાંપડે તે માટે પ્રાર્થના કરે છે. ભગવાને બધાંને 'તથાસ્તુ' કહ્યું અને તરત જ માથે સરસવનું તેલ ચોપડી લાંબી સોડ તાણી ઊંઘી ગયા. આ વાર્તાની જેમ કશાક ચમત્કારની અપેક્ષાએ ધર્મધ્યાન કરતી ચીતરીને કવિએ નાયિકાને પણ ઉપલાં પાત્રોની સગોત્ર બનાવી દીધી છે.

પણ કવિનું તો દૃઢ માનવું છે કે આવાતેવા કશાય અસ્વાભાવિક ચમત્કારોને જીવન સાથે સાંકળવાની જરૂર નથી, કેમ કે જીવન તો છે એક

સ્વસ્થ સ્વાભાવિકતા. ગાંધીજીએ પોતાના 'હિન્દ સ્વરાજ' પુસ્તકમાં ઇતિહાસશિક્ષણનો વિરોધ કરતાં કહ્યું હતું કે ઇતિહાસ તો માત્ર કેટલાંક યુદ્ધોની જ વિગતો કહે છે પણ એ યુદ્ધોના અમુક આંકડાઓ બાદ કરતાં માનવજાત જે શાન્તિકાળમાં જીવતી આવી છે તેની નોંધ ઇતિહાસે લીધી નથી. ખરો ચમત્કાર એ છૂટીછવાઈ અસ્વાભાવિક ઘટનાઓમાં નહીં પણ તે તે ઘટનાઓને બાદ કરતાં જે એક અખણ્ડ, સનાતન સ્વાભાવિક જીવનના વહનની પ્રક્રિયા ચાલી રહી છે તેમાં જોવો જોઈએ. એકાદ યુદ્ધને મહત્ત્વ આપવા કરતાં યુદ્ધ વગર જિવાયેલા ખાસ્સા મોટા સમયખણ્ડને ચમત્કાર ગણવાની સૂઝ આપણને પડતી નથી.

એટલે જ કવિ કહે છે કે ચમત્કારના કશા પણ કારણ વગર, જે સ્વાભાવિક છે, સહજ છે તેમાં જ સુખ માની હૃદયને ગાતું રાખી શકાય તે જ સાચું જીવન. સ્વાભાવિકને સુખ માનવાની સૂઝસમજ કેળવવાનું મનીષીઓ કહે છે ત્યારે માનવમાત્ર પેલી નાયિકાની જેમ 'રડવું શરૂ કરી દે છે'. ચમત્કારલોલુપ માનસને સહજતા પચતી નથી. સહજતા પોતે જ એક પ્રચણ્ડ ચમત્કાર છે તે તેને કેમેય કરીને સમજાતું નથી. આથી જ કવિ કહે છે કે જીવન – સ્વાભાવિક અને સહજ જીવન – જેવો પ્રચણ્ડ ચમત્કાર સતત બની રહ્યો હોવા છતાં જે પોતાને કમનસીબ માની બીજા કોઈ ભભકાદાર ચમત્કારની રાહ જોયા કરે છે તે ખરેખર કમનસીબ જ છે.

---

## સાભાર સ્વીકાર

આપણા મૂર્ધન્ય કવિશ્રી સુન્દરમ્‌ના ૧૯૫૧માં પ્રકટ થયેલા કાવ્યસંગ્રહ 'યાત્રા' પછી સુદીર્ઘ કાળે એમની અપ્રકટ કાવ્યરચનાઓની 'ગ્રંથચતુષ્ટય' શ્રેણીમાં પ્રકટ થયેલા બે કાવ્યસંગ્રહો :

વરદા : ડિમાઈ કદનાં ૧૫૪ પૃઠ, કાચું પૂઠું, રૂ. ૪૦

મુદિતા : ડિમાઈ કદનાં ૧૩૨ પૃઠ, કાચું પૂઠું, રૂ. ૪૦

બન્નેના પ્રકાશક - આર. આર. શેઠની કંપની, ફુવારા પાસે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧

આરણ્યક : શ્રી રાજેન્દ્ર શાહનો ૧૯મો કાવ્યસંગ્રહ.
ક્રાઉન કદનાં ૯૬ પૃઠ, કાચું પૂઠું, રૂ. ૩૦

કુન્તલ : શ્રી બાલમુકુન્દ દવેનો 'પરિક્રમા'નો અનુગામી કાવ્યસંગ્રહ.
ડિમાઈ કદનાં ૫૪ પૃઠ, કાચું પૂઠું, રૂ. ૩૦

પ્રાપ્તિસ્થાન - નવભારત સાહિત્ય મંદિર, પતાસા પોળ સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

# અવલોકન

## હરીશ વટાવવાળા

## ... અને મૌન તૂટે છે.

કવિ એની આન્તરચેતના દ્વારા આત્મ-સંવેદનાઓને પ્રકટ કરે છે. જ્યારે એ સંવેદન શબ્દ બનીને પ્રકટ થાય ત્યારે શબ્દની સૃષ્ટિનું સર્જન થાય છે. આ શબ્દને સંસ્કારવાનું કામ સર્જકનું છે. કવિ જ્યારે શબ્દાલેખન કરે છે ત્યારે પૂર્વનિર્ધારિત કે પૂર્વનિયત કશું જ હોતું નથી. કવિનો શબ્દ તો કવિની આન્તરચેતનામાંથી તેની આન્તરત્વચાને ચીરીને બહાર આવે છે. આવો શબ્દ કવિને અને કવિતાને યશ આપે છે.

અહીં જે સર્જકની કવિતાની ઓળખ કરીએ છીએ તે કવિ ડૉ. પ્રદીપ પંડ્યા વ્યવસાયે ચિકિત્સક છે. અને એટલે જ તેઓ માનવમનનાં ઊંડાણને તાગી શક્યા છે. આવા સંવેદનશીલ કવિનો શબ્દ જ્યારે કવિતા બનીને પ્રકટ થાય ત્યારે તેમાં ચિન્તન પણ જરૂર પ્રકટે. તેમના કવિચિત્તમાં સઙ્ગ્રહી રાખેલી સંવેદનાનું 'મૌન તૂટે છે'* ત્યારે તેમના ખાનગી જીવનના, વ્યવસાયના, મિત્રોના, પ્રેમિકાના, પત્નીના, પુત્ર-પુત્રી, મિત્ર પત્ની વગેરેના સમ્બન્ધોના તીવ્ર અનુભવો કવિતા બનીને પ્રકટ થાય છે. તેમ છતાં આ તબીબ જ્યારે કવિતાની પાસે જાય છે ત્યારે તેમને સમજાય છે કે કવિતાનો શબ્દ એટલે 'કાગળની હોડીમાં બેસીને ઘૂઘવતો સાગર પાર કરી જવાની ધગશ...'. ખરેખર કવિતાની આરપાર નીકળી જવું ઘણું જ અઘરું છે. તેનો પાર પામી શકાતો નથી.

શબ્દના સામે કાંઠે પહોંચવાની તીવ્ર ઇપ્સા લઈને જીવતો આ કવિ કહે છે કે -

*- હવે હું*
*એકલો પડી ગયો છું*
*...*
*ખણ્ડેર થઈ ગયેલાં વર્ષોનાં*
*એકાન્તમાં પ્રતીક્ષા કરું છું*
*મારા એકલાની જ (પૃ. ૧૮)*

સુસઙ્કલિત કલ્પનાસમૃદ્ધિ આ કવિની કવિતાનું આકર્ષક લક્ષણ છે.

*માણસ ફક્ત એક જ દિવસ*
*જીવે છે*
*જ્યારે એ મૃત્યુ પામે છે*
*...*
*માણસ ફક્ત એક જ દિવસ*
*જીવે છે અને એ જ દિવસે*
*મૃત્યુ પામે છે. (પૃ : ૫૬)*

*ઢળતી આ સાંજની વેળાએ*
*ચાલ, અનન્તની વાત કરીએ*
*આકાશમાં ન્હાતા સૂર્યોની વાતો કરીએ.*
*...*
*ઢળતી આ સાંજે*
*ચાલ આથમતા સૂરજની વાતો કરીએ. (પૃ : ૪૬)*

*ખોવાઈ જવાનું તો સહેલું છે જિન્દગીમાં*
*આપણે આપણાથી ખોવાવાનું કેવું લાગશે ?*
*કેટલા ભયાનક લાગશે આયનાઓ*
*આપણા જૂના સમ્બન્ધો કેવા લાગશે ? (પૃ : ૪૪)*

*તારાં ચુમ્બનોની ભીનાશ હજુ સાચવી છે.*
*એ કંઈ ઝાકળ નથી, સૂર્યના સ્પર્શથી ઊડી જાય.*
*(પૃ. ૩૯)*

*જન્મોના વિરહ પછી*
*આપણે મળ્યાં*
*થોડીક સદીઓ તો*
*સાથે રહીશું જ (પૃ. ૩૪)*

કવિની સર્ગશક્તિ અહીં ભાવોચિત મર્યાદાને વશ થઈને પ્રકટે છે. તેથી જ તો ભાવની કોમળતા, અપાર્થિવતા અને ભવ્યતા, વાણીનું મધુર સઙ્ગીત, અલઙ્કારની ચારુતા, કલ્પનાની મોહકતા, અર્થની વ્યઞ્જકતા અને ચિન્તનની ગહનતા જોવા મળે છે.

*હું બદ્રીનાથ કે*
*કેદારનાથને*
*નમન કરતો જ નથી*
*કરોડો લોકો જે*
*શ્રદ્ધાથી*
*બદ્રી - કેદારને*
*નમન કરે છે*
*એ શ્રદ્ધાને*
*હું નમન કરું છું (પૃ : ૧૧)*

આ કવિતામાં કવિનું આધ્યાત્મિક ચિન્તન પ્રકટે છે.શિષ્ટમધુર શૈલી, સંસ્કારદૃષ્ટિ અને ભાષા પરનું પ્રભુત્વ કવિતાની ગુણવત્તામાં આગવું છે. તેથી જ આ રચનાઓ ભાવકચિત્તને પુનઃ પુનઃ આસ્વાદ લેવા લલચાવે છે.

આ કવિને મન સમ્બન્ધો એટલે આત્મજનની પ્રતીક્ષા છે. અને સમ્બન્ધોમાંથી પ્રકટ થતી આત્મસંવેદનાઓનું નિરૂપણ તેઓ ખૂબ જ સરળ બાનીમાં આલેખે છે. તો પ્રણયનિરૂપણ કરતી કેટલીક રચનાઓમાં પણ લાગણીની સચ્ચાઈનાં દર્શન થાય છે. ત્યારે તેમને દીવાલો ખાલી ખાલી / એકાન્ત ભરેલું (પૃ : ૧૩) લાગે છે અને કહે છે કે - 'તમારાં સ્વપ્નોમાં પણ હું તમને મળ્યો નથી.' (પૃ : ૧૪) આ અભિવ્યક્તિમાં કવિની અમૃતમય ક્ષણોનાં દર્શન થાય છે.

તેમ છતાં નવોન્મેષ સર્જતા આ કવિએ હજી શબ્દને વધુ ને વધુ પળોટવાની જરૂર છે. શબ્દનું સમ્માર્જન કરી નવ્ય શબ્દ પ્રકટાવવા માટે સર્જક-સજ્જતા કેળવવાની જરૂર છે. ગદ્ય કવિતાનું પ્રથમ લક્ષણ એ છે કે તે ક્યાંય મુખર થવી જોઈએ નહીં. આશા રાખીએ તેમનો આવતી કાલનો શબ્દ બળવત્તર થઈને પ્રકટે.

---

* અને મૌન તૂટે છે : ડૉ. પ્રદીપ પંડ્યા, આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧, રાયખડ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, રૂ. ૨૦

# એક પ્રજા - એક રાષ્ટ્ર

## પ્રજાસત્તાક દિનના પર્વ પ્રસંગે
## આપણા સૌનો દૃઢ સંકલ્પ

**મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલના નેતૃત્વ હેઠળ ગુજરાતની પ્રજાએ તેનાં આગવાં ખમીર, પુરૂષાર્થ, એકતા અને સહકાર વડે સાધેલી પ્રગતિની આ છે સંક્ષિપ્ત ઝાંખી. ચાલો, આપણે સૌ સાથે મળી શાંતિ અને એકતા કાયમ કરીએ.... રાજ્યની પ્રગતિને ઝડપી બનાવીએ**

- **ઔદ્યોગિક વિકાસ :** ૧૯૯૨ના પ્રથમ છ મહિનામાં અખિલ ભારતના કુલ ઔદ્યોગિક પરવાના અને ઇરાદાપત્રોમાં ગુજરાતનો આશરે ૨૦ ટકા જેટલો હિસ્સો, - લઘુ ઉદ્યોગ ક્ષેત્ર હેઠળ ચાલુ વર્ષ દરમ્યાન નવેમ્બર, ૧૯૯૨ સુધીમાં નોંધાયેલા ૬૬૫૧ ઉદ્યોગો અને તે દ્વારા ૩૩,૫૭૪ રોજગારનું કરાયેલું નિર્માણ.
- **ઉર્જા :** વીજળી ઉત્પાદન માટેની સ્થાપિત ક્ષમતા ૩૦ નવેમ્બર ૧૯૯૨ના રોજ ૫૫૭૭ મે.વોટ સુધી પહોંચી છે.
- **નર્મદા યોજના :** મુખ્ય મંત્રીશ્રીના અધ્યક્ષપણા હેઠળ એક અલગ સરદાર સરોવર. પુનર્વસવાટ સંસ્થાની સ્થાપના. યોજનાની અસર પામેલાં ગુજરાતના ૪૫૦૦ કુટુંબોમાંથી ૩૯૭૨ કુટુંબોને ફાળવવામાં આવેલી ખેતીની જમીન. ઉપરાંત અસર પામેલાં કુટુંબોને ઘરના પ્લીન્થ સુધીના બાંધકામ માટે કુટુંબ દીઠ રૂપિયા દસ હજાર સુધીની ઉદાર સહાય આપવાનું ઠરાવાયેલું ધોરણ.
- **દૂરદર્શન પ્રાદેશિક સેવાનો પ્રારંભ :** દેશમાં રાજ્યવ્યાપી નેટવર્ક મેળવવામાં ગુજરાત ૮મું રાજ્ય. અમદાવાદ દૂરદર્શન કેન્દ્ર દ્વારા રાજ્યભરનાં ૩૨ કેન્દ્રોને સાંકળી લેતી પ્રાદેશિક સેવાનો આરંભ. રૂપિયા ૪ કરોડના ખર્ચે અમદાવાદ દૂરદર્શન સંકુલમાં સ્થપાયેલું ઉપગ્રહ ભૂમિમથક.
- **સાક્ષરતા મિશન ઓથોરીટીની પુનઃરચના :** ગુજરાત સરકારે રાજ્યમાં સન ૧૯૯૫ સુધીમાં ૧૫થી ૩૫ વય જૂથના ૫૦ લાખ નિરક્ષરોને સાક્ષર બનાવવાના લક્ષ્યાંકને સિદ્ધ કરવા તથા પ્રૌઢ શિક્ષણની કામગીરીને ઝડપી બનાવવાના હેતુથી મુખ્ય મંત્રીશ્રીના અધ્યક્ષસ્થાને ૨૩ સભ્યોની ગુજરાત રાજ્ય સાક્ષરતા મિશન ઓથોરીટીની કરેલુ પુનઃરચના.
- **પછાત વર્ગ કલ્યાણ :** પછાત વર્ગોના સર્વાંગી વિકાસ માટે રાજ્યના પ્રત્યેક તાલુકાઓમાંથી એકેક પછાત ગ્રામની પસંદગી કરી ખાસ રોજગાર કાર્યક્રમ અન્વયે ફાળવવામાં આવેલી રૂપિયા ૫ લાખ સુધીની રકમ.
- **હોવર ક્રાફ્ટ સર્વિસનો પ્રારંભ :** ભારતની સહુ પ્રથમ હોવર ક્રાફ્ટ સર્વિસ. દેશની અને ખાસ કરીને ગુજરાતની જનતા માટે ઘોઘા-સુરત વચ્ચેની હોવર ક્રાફ્ટ સેવાનો થયેલો શુભારંભ.
- **ગ્રામ વિકાસ :** ગ્રામ વિકાસના કામોને અગ્રતા આપી આઠમી પંચવર્ષીય યોજના માટે કુલ રૂપિયા ૯૬૧ કરોડની કરેલી જોગવાઈ જેમાં રૂપિયા ૫૭૬ કરોડ ભારત સરકાર તથા રૂપિયા ૩૮૫ કરોડ રાજ્ય યોજના હેઠળ થનારો ખર્ચ.
- **સંકલિત ગ્રામવિકાસ કાર્યક્રમો :** રાજ્ય સરકારે સંકલિત ગ્રામ વિકાસ કાર્યક્રમ અન્વયે સઘન પ્રયાસો હાથધરી ચાલુ વર્ષે ઓક્ટોબર, ૯૨ સુધીમાં રૂ. ૧૨.૧૫ કરોડના ખર્ચ દ્વારા ૩૩,૮૮૭ જેટલા લાભાર્થીઓને આપેલી સહાય.

## હેરી મૈં તો...

હેરી મૈં તો દરદ દીવાની
મેરો દરદ ન જાને કોય.
ઘાયલકી ગતિ ઘાયલ જાણે
જો કોઈ ઘાયલ હોય :
જૌહરીકી ગતિ જૌહરી જાણે
કી જન જૌહર હોય.
સૂલી ઉપર સેજ હમારી
સોવણ કિસ બિધ હોય ?
ગગનમંડલ પર સેજ પિયાકી
કિસ બિધ મિલણા હોય ?
દરદકી મારી બન-બન ડોલું
બૈદ મિલ્યા નહિ કોય;
મીરાં કી પ્રભુ પીર મિટેગી
જબ બૈદ સાંવરિયા હોય

મીરાંબાઈ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસન્ત ૨૦૪૯ : સળંગ અંક ૨૧૨ : દ્વિજ અંક ૧૪૦

ॐ રસાત્મકમ્



તન્ત્રી : ધીરુ પરીખ

ॐ વિમર્શ



ॐ અનુવાદ



ॐ શિશુલોક



ॐ આસ્વાદ



ॐ અવલોકન




સલાહકાર

રાજેન્દ્ર શાહ ❊ નિરંજન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અંકની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 20952

## આગોતરા ગ્રાહકની યોજના

# ❖ કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તમ્ભરૂપ પ્રકાશન ❖

## મહાકવિ ડૅન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સમ્પૂર્ણ પદ્યાનુવાદ

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડૅન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સમ્ભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસન્તતિલકા છન્દમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રન્થની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો અગાઉના અઙ્કમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અન્તે મહત્ત્વના સન્દર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઇન્ડિઙ્ગમાં તૈયાર થશે. આ ગ્રન્થ એપ્રિલ ૧૯૯૩ના અન્તમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રન્થની કીમત રૂ. ૨૫૦-૦૦ રહેશે. પરન્તુ ૩૧મી માર્ચ ૧૯૯૩ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦-૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦-૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦-૦૦નો આ ગ્રન્થ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦-૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦-૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સઝીન રૂપ આપવા

# સવિશેષ ફણ્ડ માટે અપીલ

છેલ્લાં ૩૫ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસઙ્ગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસઙ્ગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રન્થો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યા છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસઙ્ગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારમ્ભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રન્થો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સઙ્ગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાઙ્ક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભણ્ડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/- | કે તેથી વધુ |
| ૨. સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/- | કે તેથી વધુ |
| ૩. શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/- | કે તેથી વધુ |
| ૪. સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/- | કે તેથી વધુ |

વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો. રૂ. ૧૧,૦૦૦ના આપના દાનથી આપે જણાવેલ ભાષાના પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઈચ્છો તેનું નામ આ કબાટો પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

વસન્ત વિ. સં. ૨૦૪૯ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૯૩

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



પદ્યનાટકસર્જકનું કાર્ય અર્જુનના મત્સ્યવેધ જેવું કપરું છે. એણે એક પગ પદ્યમાં ને બીજો નાટકમાં રાખીને રઙ્ગ-કવિતાની સિદ્ધિ માટે શરસન્ધાન કરવાનું રહે છે. પદ્ય અને નાટક બેયની મહાન પરમ્પરાઓ સાથે કામ પાડી તેણે પોતાનો અભિનવ નાટ્યપ્રયોગ રજૂ કરવાનો રહે છે. તે કેવળ પદ્યસિદ્ધિ માટે પદ્યનાટક રચતો નથી; પ્રધાન લક્ષ્ય તો નાટ્યગત કલાસિદ્ધિ જ રહે છે; પરન્તુ એ માટે પદ્યગત-અભિવ્યક્તિગત પાસાંની વધુ સભાનતાથી-એકાગ્રતા-વિચારણા કરવી અનિવાર્ય થઈ જાય છે. પદ્યનાટકમાં પદ્ય પ્રયોજતાં, તેનાં વિવિધ સ્વરૂપોના વિનિયોગનો; પ્રાસવિધાન, અલઙ્કારવિધાન વગેરે પાસાંનો ખ્યાલ કરવાનો રહે છે. પદ્યનાટક એના સર્જક પાસે વિશેષભાવે કલાશિસ્ત ને કલાવિવેકની અપેક્ષા રાખે છે. નાટ્યગત ભાવતત્ત્વનો પદ્યમાં અનુપ્રવેશ થાય એ એણે જોવાનું રહે છે. નાટક પ્રત્યક્ષતાની કળા હોઈ સ્વાભાવિક રીતે જ એમાં કથનાત્મકતા કે વર્ણનાત્મકતાના ભોગ ન બની જવાય એ માટે સાવધ રહી ક્રિયાત્મક સંવાદાત્મકતા પદ્યમાં લાવવા સક્રિય રહેવાનું હોય છે.

ખરેખર તો કોઈ પણ કાવ્યકૃતિ કે નાટ્યકૃતિને પોતાનો આગવો આન્તરલય હોય છે-જેમ પ્રત્યેક વ્યક્તિની પોતાની આગવી ચાલ હોય છે એમ જ. આપણે 'રિધમ ઑફ ધ નોવેલ'ની વાત જો કરતા હોઈએ તો 'રિધમ ઑફ ધ ડ્રામા'ની વાત કરવામાં પણ પૂરતું ઔચિત્ય છે. નાટ્યપદ્યની સાર્થકતા પોતાનો લય છેવટે તો સમગ્ર કૃતિના ચૈતસિક લયમાં રૂપાન્તરિત થાય એમાં જ રહેલી છે. નાટ્યપદ્યે કરીને સમગ્ર પદ્યનાટક એક અખણ્ડ લયવાહી રચના બને છે કે કેમ એ જ આપણા રસનો વિષય હોઈ શકે. પદ્યનાટકમાં જે જે છન્દોલયો પ્રયોજાય તે સર્વની ઑરકેસ્ટ્રાની રીતે એક સુસંવાદી લયાત્મક તાહેર ઊપસી આવે એ ઇચ્છનીય છે. પદ્યનાટકની એ પ્રકારની અખણ્ડ લયચેતના તેની જીવન્તતા-સ્વાભાવિકતાની બની રહે છે.

— ચંદ્રકાન્ત શેઠ

# લાભશઙ્કર ઠાકરની કવિતામાં ભઙ્ગુરતાનું નિરૂપણ

પારૂલ રાઠોડ

વીસમી સદીની કલાઓમાં મનુષ્યના અનુભવમાં રહેલી પાયાની ભઙ્ગુરતાનો ઘેરો પડઘો છે. પરિણામે સાહિત્યકલા અને અન્ય લલિતકલાઓની પરમ્પરાગત તરાહોમાં ભારે ઊથલપાથલો થઈ છે. અનેક મૂળગામી ક્રાન્તિઓ થઈ છે. આ યુગવ્યાપી કલાચેતના અદ્યતન યુગના કોઈ પણ સર્જનને જાણ્યે-અજાણ્યે અસર પહોંચાડે છે. આધુનિક કલાસર્જનમાં ભઙ્ગુરતાની અનુભૂતિ તેની વિધવિધ મુદ્રાઓ સાથે કલારૂપ પામી છે. મનુષ્યના અસ્તિત્વને કેન્દ્રસ્થ માનતી દાર્શનિક વિચારધારાનો પરોક્ષ પ્રભાવ આધુનિક સર્જકોની રચનાઓમાં ઝિલાયો છે. જીવ, જગત અને ઈશ્વર વિશેની ચીલાચાલુ ફિલસૂફીએ જેની અવગણના કરેલી તે માનવીય જીવન અને અસ્તિત્વ સાથે સઙ્કળાયેલી પાયાની અનુભૂતિ તેમની રચનાઓનું હાર્દ બને છે. પરમ્પરાગત મૂલ્યોની નિઃસારતા, નૈતિક ધોરણોની સાપેક્ષતા અને સામાજિક ધોરણોની અધૂરપોના અન્તે વ્યક્તિ જે ભઙ્ગુરતાને અનુભવે છે તેનું આધુનિક સાહિત્ય નિરૂપણ કરે છે. કશાયના અવલમ્બનને આધારે જીવવાનું હવે આજના માનવી માટે શક્ય રહ્યું નથી. વિજ્ઞાનના વિકાસને કારણે અને પરમતત્ત્વ વિશેના સંશયને કારણે એક વ્યવસ્થિત જગત છિન્નભિન્ન થઈ ગયું. માનવીએ જાતે જ રચેલી સઙ્કુલતાને માયા ગણીને મિથ્યા કહી દેવાની શાહમૃગી વૃત્તિ આજના સર્જનમાં જોવા મળતી નથી. પરન્તુ આ છિન્નભિન્ન વિશ્વ સાથેના સમ્બન્ધની એક નવી ભૂમિકાની શોધ શબ્દના માધ્યમ દ્વારા કરવા ઇચ્છે છે. ધર્મ અને શાશ્વત જેવા કોઈ તત્ત્વમાં તેમને શ્રદ્ધા નથી. રાજેન્દ્ર શાહ જેવા કંઈક અધ્યાત્મરઙ્ગે રઙ્ગાયેલા કવિ પણ ગાઈ ઊઠે છે :

*ચિરકાલીન કૈં ન, શાશ્વત*
*અહીં છે કેવલ આ વિવર્તન.*

અને એ તો વિવર્તોમાં ય ઋતલીલા કદાચ જોતા હોય. પણ અદ્યતન સર્જક તો વિવર્તોને કેવળ છિન્નભિન્ન રૂપે જ જોવાનું સાહસ કરી શકે છે. બલકે એવી અનિવાર્યતા અનુભવી શકે છે. લાભશઙ્કર ઠાકર જેવા આધુનિક સર્જકના સર્જનમાં પણ મનુષ્યના વ્યક્તિત્વ સાથે સઙ્કળાયેલા આ બધા પાયાના પ્રશ્નો રચવાનું હાર્દ બને છે. આવું પ્રત્યક્ષીકરણ અને એ અનુભૂતિ પ્રગટ થાય છે, ન કોઈ તત્ત્વચિન્તનના નિબન્ધમાં કે તે ફિલસૂફીમાં. — એ પ્રગટ થાય છે 'ખણ્ડિત કલ્પનોના ઢગમાં' (એલિયટ) અદ્યતન કવિતા કે કથામાં.

ભઙ્ગુરતાની અભિજ્ઞા, બધી જ બાહ્ય - સાંસ્કૃતિક સામાજિક સંરચનાઓથી અલિપ્ત થઈને પોતાના હોવાપણા વિશે નવેસરથી વિચારણાની લાભશઙ્કર ઠાકરને ફરજ પાડે છે. ૧૯૮૫માં સુમન શાહ સાથેની મુલાકાતમાં તેમણે "અસ્તિત્વની વ્યર્થતાની વાત કરવા ચાહું છું એમ નથી; કાવ્યપ્રક્રિયામાં, શબ્દપ્રક્રિયામાં જે કંઈ પ્રગટ થાય છે એને અનુભવું છું.... સ્વયં સામે, જાત સામે વિદ્રોહ છે. બધું અન્દર જ તૂટતું જાય છે. અન્દર બધું તોડીફોડીને સ્વરૂપ પામવાનો આ આવેશ પણ, નિરર્થક આવેશ, કરુણ નહીં પણ હાસ્યને જન્માવે છે." એવો એકરાર કર્યો છે ને અન્તે તો સર્જક-કેફિયતને પણ બાજુ પર રાખીને તેમની કાવ્યપ્રક્રિયામાં આ અનુભૂતિનું કેવી રીતે રૂપાન્તર થાય છે એ જોવું એ જ આપણું કામ છે.

અસ્તિત્વને ઓળખવાની, પામવાની, તેના સાચા સ્વરૂપની નિકટ જવાની આ પ્રક્રિયા જેટલી રસપ્રદ છે

તેટલી જ વેદનાજનક પણ છે. સ્વત્વની આગવી ભૂમિકાની શોધ કરતા આ કવિની ચેતના ફિલસૂફીની વિવિધ ધારાઓમાં વિહાર કરીને આવે છે. કવિના અસમ્પ્રજ્ઞાત ચિત્તે ભગવદ્ગીતા, વેદાન્ત, બૌદ્ધદર્શન કે સરરિયાલિઝમ, અસ્તિત્વવાદ, એબ્સર્ડ જેવી પાશ્ચાત્ય વિચારધારાનો પ્રભાવ ઝીલ્યો છે. અસ્તિત્વના અર્થને શોધવાના, પામવાના બૌદ્ધિક તાર્કિક અભિગમો વન્ધ્ય બની ગયા છે. અસ્તિત્વની ખોજમાં નીકળેલા સર્જકને કોઈ પરમતત્ત્વની ઝાંખી થતી નથી.

*હું રોલિંગ શટર છું*
*મને છેદો, તપાવો, ઘસો કે ટીપો*
*પણ હું અહીં જ ઊભો રહીશ.*

અરે ! આ તો ભગવદ્ગીતામાં આત્મા વિશે યોજાયેલા ક્રિયાપદો. ને અહીં એ 'રોલિંગ શટર' વિશે ! પરમ્પરાગત આશ્વાસનોની અને શ્રદ્ધાવચનોની ઠેકડી ઉરાડી કવિ એક નવું જ કલ્પન પોતાની જાત માટે પ્રયોજે છે. — રોલિંગ શટરનું. આ એક કલ્પન છે, સમીકરણ નથી. અવાજો, ચક્રાકાર ગતિ, યાન્ત્રિકતા, બજારુપણું, ઉપયોગવાદ, સામાન્યતા-કેટકેટલા અધ્યાસો એમાંથી ઊઘડતા આવે છે.

'સ્વ' વિશેની આ અભિજ્ઞા લાભશઙ્કર ઠાકરની સમગ્ર સર્જનપ્રક્રિયાનું કેન્દ્રબિન્દુ બને છે. 'વહી જતી રમ્ય ઘોષા'થી તે 'કાલગ્રન્થિ' સુધીની કવિતામાં કે 'મરી જવાની મજા'થી 'પીળું ગુલાબ અને હું' જેવાં નાટકોમાં કે 'કોણ ?' અને 'અકસ્માત' જેવી નવલકથાઓમાં મનુષ્યના ભીતરી વાસ્તવમાં આકાર લેતી ચિત્તસ્થિતિઓ નિરૂપાઈ છે. અહીંયાં લાભશઙ્કર ઠાકરની કવિતામાં ભઙ્ગુરતાની અનુભૂતિના આ વિવર્તો કેવી રીતે સર્જનરૂપ ધારણ કરે છે તે તપાસવાનો ઉપક્રમ છે.

લાભશઙ્કર ઠાકર પાસે આધુનિક યુગમાં અનિવાર્યપણે ઉપલબ્ધ એવી ભઙ્ગુરતાની અભિજ્ઞા માત્ર છે. માનવીય અસ્તિત્વના ભાવજગત કે વસ્તુજગત સાથે સઙ્કળાયેલા વિવિધ પ્રશ્નોની અભિવ્યક્તિ માટે આજનો સર્જક પરમ્પરાગત રીતે ઈશ્વર સમ્બન્ધી માન્યતાઓ કે આધ્યાત્મવાદનો પોતાની આગવી રીતે આધાર લે છે. એટલે આજનો અસ્તિત્વમીમાંસક સર્જક બહુધા ન તો કેવળ ભૌતિક વસ્તુજગતવાદી છે કે ન તો કેવળ અધ્યાત્મવાદી. મુખનું મહોરું હઠાવી દર્શન દેવા મોહનને સ્તવતા અને શબ્દની ડોલ કાણી હોવા છતાં ઊંડા કૂવામાંથી છલકાતી ખેંચી લાવવા, હરખભેર દામણ ખેંચતા અને શબ્દની ચાંચુડી ઘડાવી સઙ્કરજનને સાદ્યન્ત કોચવાની, વિશેષણની ચાદર ઓઢીને ઘસઘસાટ ઊંઘી ગયેલા શબ્દને જગાડવા તત્પર લાભશઙ્કર ઠાકરના સર્જનમાં ભારતીય જ્ઞાનમીમાંસાનો પ્રભાવ છે અને છતાં તેમના પહેલા કાવ્યસઙ્ગ્રહ 'વહી જતી રમ્ય ઘોષા'માં જ પરમ્પરાગતતામાંથી છૂટીને વાસ્તવની નક્કરતાનો પરિચય છે.

*પથ્થર હવે પથ્થર બન્યા છે*
*પઙ્ખી હવે પઙ્ખી બન્યાં છે.*

પત્થરનું પત્થરત્વ અને પઙ્ખીનું પઙ્ખીત્વ સ્વીકારી લેવું એ નર્યા વાસ્તવનો સ્વીકાર છે. પત્થર એ કશાયનું પ્રતીક, કલ્પન કે તરઙ્ગીપણાનું સાધન નહીં પણ વાગી શકે કે અથડાય તો લોહી નીકળે એવો પત્થર. એ ઈશ્વર કે બીજું કશું જ નથી. અને એ જ રીતે પઙ્ખી પણ નાજુક કે કોમળ ભાવોનું પ્રતીક નહીં પણ પઙ્ખી જ છે. આવાં પઙ્ખીઓ અને પત્થરો વિશે કવિ હવે કોઈ ભ્રમમાં નથી. અને એમાંથી અનુભૂતિ થાય છે ભઙ્ગુરતાની. 'તડકો' કવિતા પણ આવી જ અનુભૂતિનું કાવ્ય બને છે. તડકો એ કવિના વ્યક્તિત્વનો જ એક અંશ છે. ઈશ્વર પેઠે બૃહદ્ થયેલા તડકાના ટુકડાઓ કે જે દરિયામાં, માછલીઓની મોંફાડોમાં, થડમાં, અન્ધકારની યોનિમાં, ગાડરમાં, બોરસલ્લીની આંખોમાં, ચમ્બેલીના પાનમાં અને ખિસકોલીના કાનમાં, ન્હાતી લક્ષ્મીના રોમેરોમને સમ્ભોગવાની ક્રિયામાં ખણ્ડિત થઈને વહેંચાઈ ગયા છે એને લાભશઙ્કર એકમેકની નિકટ લાવી અખણ્ડરૂપે પામવાનો પ્રયત્ન કરે છે પણ

કાવ્યાન્તે તડકો મૂર્તરૂપ પામ્યા વિના જ છટકી જાય છે. આ નહીં પામવાની વેદના બીજાં અનેક કાવ્યોમાં વિસ્તરે છે, અને એમાંથી સર્જાય છે 'માણસની વાત' નામનું દીર્ઘકાવ્ય.

'સ્વ'થી સભાન બનેલ આ કવિ 'માણસની વાત'માં વૈશ્વિક પરિસ્થિતિને સન્દર્ભે પોતાના અસ્તિત્વને મૂલવીને સમગ્ર માનવજાતની વેદનાને વ્યક્ત કરવાનું તાકે છે.

*બત્રીસ વરસથી થરકતા દીવાની વાટમાં જોઉં છું*
*દીપકના બે દીકરા કાજળ ને અજવાસ.*

અન્ધકાર અને પ્રકાશ, દિવસ અને રાત્રિ, પ્રકૃતિનાં આ બન્ને તત્ત્વોનો કવિને અનુભવ છે. પ્રકૃતિનાં આ બે તત્ત્વોની વચ્ચે રોલિઙ્ગ શટર બનીને પડેલા મનુષ્યની અહીંયાં વાત છે. જેને છેદો, તપાવો, ઘસો કે ટીપો - કોઈ જ ફરક નથી પડવાનો. આવી પરિસ્થિતિમાંથી બચવા માટે મધ્યકાલીન કવિની જેમ કોઈ દૈવી કે પારગામી તત્ત્વનો આધાર આ કવિ નથી લેતા પરન્તુ—

*હું માનું છું : જિંદગી જીવવા જેવી છે*
*દુઃખ, દરદ, કઙ્ગાલિયત, ક્રૂરતા, મૃત્યુ*
*આ બધું છતાં ય હું આમાં માનું છું.*

ભલે, માનવીય સૃષ્ટિ ભઙ્ગુર હોય, ક્ષણજીવી હોય દુઃખદાયક હોય, લાભશઙ્કરની કવિતામાં એનો નકાર નથી, પૂરેપૂરો સ્વીકાર છે. વાસ્તવથી છટકવાની અહીં કોઈ યોજના નથી. શરીર અને મનને શારી નાંખતી આ વાસ્તવિકતા એ ભઙ્ગુરતાનું એક વિશિષ્ટ રૂપ છે. છતાં, માનવીય સન્દર્ભે બહારના, કશા શાસ્ત્રે કે ધર્મે આપેલા મૂલ્યમાં આજના માનવીને શ્રદ્ધા રહી નથી. એ તો કહે છે કે —

*હું ઈશ્વરના અસ્તિત્વમાં નથી માનતો*
*હું નથી માનતો માનવી આત્માની અમરતામાં.*

આત્મા અમર છે, શાશ્વત છે એવી ભ્રમણા તો અર્વાચીન કવિતાથી જ ભાંગી ગઈ છે. શાન્તિ અને શ્રદ્ધાના કવિ શ્રી ઉમાશઙ્કર જોશી પણ આત્માનાં ખણ્ડેરોની વાત કરે છે :

*આત્મા તણાં અરધ ભગ્ન ઊભેલ અર્ધા*
*ખણ્ડેરની જગપટે પથરાઈ લીલા.*

પણ ઉમાશઙ્કરનું દર્શન ભઙ્ગુરતાનું નથી. 'જનોત્કર્ષે હસે પરમ ઋતલીલા અભિરમે' એ એમનો પાયાનો અનુભવ છે. ક્ષણભર ભલે એ છિન્નભિન્ન હોય, પણ કવિની શ્રદ્ધા છે કે અન્તતોગત્વા કોઈ ઋતલીલાનો જ આ ભઙ્ગુરતાયે એકમાત્ર અંશ છે. લાભશઙ્કર ઠાકર તો અહીં મનુષ્ય હોવાનું જ મહત્ત્વ કરે છે. પછી એ મનુષ્યપણું ભલે કોઈ વૈશ્વિક ઋતલીલા સાથે સાંકળી ન શકાય.

*માણસ માણસ જ છે*
*અને તેથી તે કશું જ નથી.*

'કશું જ ન હોવા'ની લાગણી માણસના હોવાપણા સાથે સઙ્કળાય છે. આ નક્કર વાસ્તવના ચિત્રણમાં કટાક્ષ રહેલો છે. આ કટાક્ષ પણ આજના પરિવેશ વચ્ચે મૂર્ખ અથવા બુદ્ધિશાળી રહેવા સર્જાયેલા મનુષ્યની કરુણતાને વ્યઞ્જિત કરે છે. અન્તે તો હતાશ થવા કરતાં મુરખ થવાની પસન્દગી એમને ભાગે આવે છે.

*હું હતાશ થવા કરતાં*
*મુરખ થવાનું પસન્દ કરું છું*
*પણ એ મારા હાથની વાત નથી.*
*કશું જ મારા હાથની વાત નથી.*

આધુનિક કવિ વ્યઙ્ગ, વિડમ્બના, ઉપહાસના કાકુઓ દ્વારા ભઙ્ગુરતાને વ્યક્ત કરે છે. જે અખણ્ડ અને અદ્વૈત દેખાય છે તેમાં રહેલી ખણ્ડિતતાને છતી કરે છે.

*ઈરણા રાણી ચકચકતી અથડાતી આવે*
*સુપનામાં.*
*ઈરણા બારી કચકચતી અથડાતી ફૂટે*
*સુપનામાં.*

ઈરણા રાણી આવે તો છે મોહક સ્વરૂપ ધારણ કરીને પણ સ્વપ્નમાં. આથી કવિને કેવો અનુભવ થાય છે ?

*તારતમ્યોની વચ્ચે*
*ફફડતી પાંખની વચ્ચે*
*પ્રણયનું એક તે ઈંડું*
*હજુ સેવી શકાયું ના*
*અને આ વાંઝણી ભીંતો.*

પરમ પુરુષ કે ઈશ્વર વિશેની માન્યતાઓ આખા ય કાવ્યમાં વિડમ્બના બનીને આવે છે. ઈશ્વરની સર્વજ્ઞતા અને માણસની સ્વતન્ત્રતા વચ્ચે અહીં સઙ્ઘર્ષ છે. આ સઘળું ભાંગી જાય તેવું છે અને દૈવી આલમ્બન કોઈ નથી એવી અનુભૂતિ કવિને નિર્ભ્રાન્ત બનાવે છે.

'મારે નામને દરવાજે'માં કવિનું અનુભૂતિવિશ્વ વધારે વિશદ અને સઙ્કુલ બને છે. અસ્તિત્વને ઓળખવાની, 'સ્વ'ને પામવાની કવિની મથામણ 'સ્વ' સાથે વિખૂટાપણાનો અનુભવ ભઙ્ગુરતાની તીવ્ર લાગણી જન્માવે છે.ભઙ્ગુરતાનો અનુભવ આ કાવ્યસઙ્ગ્રહમાં જાત ઉપાલમ્ભ, વેદના, વ્યથા, વિરતિ, વિડમ્બના, વિફળતા જેવા અનેક રૂપોમાં પ્રબળ આવિષ્કાર પામે છે. અસ્તિત્વના આ બોજમાંથી છટકવું શક્ય નથી. જે છે તે આ જ પરિસ્થિતિ છે, જીર્ણત્વપ્રાપ્ત આ બઙ્ગલાને દરવાજે ઊભા રહેવાનું. શબ્દ પણ તેમાંથી બચાવી શકે તેમ નથી.

સમી સાંજનું ઘરડું પક્ષી, કપાયેલી પાંખોવાળા કબૂતરની ફફડાટ, ચામાચીડિયા અને ડિમ્બની ચીસો, ઝાંખોપાંખો જીર્ણબઙ્ગલો, રુદ્ધ રસ્તા, દીવાલમાં પડેલી તિરાડ, કાટમાળ, વન્ધ્યાના ગર્ભાશયની રિક્તતા, મરેલું પતઙ્ગિયું, કાચના ખણ્ડિત ટુકડા, તમરાના સૂકા પાંદડા જેવો તૂટી ગયેલો અવાજ વગેરે અનેક પ્રતીકો ભઙ્ગુરતાની અનુભૂતિને અભિવ્યક્ત કરે છે. વાસ્તવિક અસહ્ય પરિસ્થિતિ અને માનવીય દૂર્બળતા કવિને વેદનાના ઊંડા પ્રવાહો સુધી ખેંચી જાય છે. એટલું જ નહીં, એ શબ્દનાં વિવિધ રૂપો દ્વારા સર્જનાત્મક બનીને આવે છે.

## માધ્યમની અપર્યાપ્તતાનો અનુભવ

લાભશઙ્કર ઠાકરના સર્જનમાં ભઙ્ગુરતાનો અનુભવ હજી વધારે પાયાના પ્રશ્ન તરફ લઈ જાય છે. એ પ્રશ્ન છે આ મૂળગત અનુભૂતિનો, અભિવ્યક્તિનો મૂળ પ્રક્રિયા સાથેનો જ સમ્બન્ધ. બીજી રીતે કહીએ તો આ અનુભૂતિનો ભાવ સાથેનો સમ્બન્ધ. શબ્દસંરચના અપર્યાપ્ત હોવી એ સમગ્ર વાસ્તવની અખિલાઈનો ભઙ્ગ કરનારું પરિબળ અન્તે બને છે. શબ્દપ્રપઞ્ચ પ્રયોજવો એટલે અસ્તિત્વની સમગ્રતાનો અનુભવ ભગ્ન થયો જ સમજો. ભઙ્ગુરતાનો આ એક ઝીણો અનુભવ છે. લાભશઙ્કરમાં એ જ અનુભવ પોતીકી રીતે ધ્વનિત થયા કરે છે. ભાષાના જે માધ્યમ દ્વારા કવિ વ્યક્ત થવા માંગે છે એ માધ્યમ પૂરતું નથી. રણજિતરામ સુવર્ણચન્દ્રકનો અસ્વીકાર કરતાં આ સર્જક કહે છે કે "શબ્દ દ્વારા હું મ્હને અને મ્હારા સન્દર્ભને સમજવા મથું છું." પણ લાભશઙ્કર ઠાકરનો અનુભવ શો છે ? આ જ વાતને આગળ વધારતાં તેઓ કહે છે. "શબ્દ દ્વારા હું મને અને મ્હારા સન્દર્ભને, મ્હારા પ્રયોજનને પામી શક્યો નથી." માધ્યમ વિશેની આ શઙ્કા અને અશ્રદ્ધા લાભશઙ્કર ઠાકરના સર્જનમાં વવિધ મુદ્રામાં પ્રગટે છે. 'બૂમ કાગળમાં કોરા' કાવ્યસઙ્ગ્રહના શીર્ષક દ્વારા જ લાભશઙ્કર ઠાકર શબ્દોની નિરર્થકતાનો અનુભવ કરાવે છે. આપણને વારસામાં, સંસ્કારમાં મળેલા શબ્દો તો ચોમાસામાં દેખાતા અળસિયા જેવા છે, મોસમી. એમના હોવાનો સન્દર્ભ ઋતુ પછી તો ગુમાવી બેસે. ભાષા પરત્વે એક પ્રકારના વૈતથ્યનો કવિને અનુભવ થાય છે. વાણી સાથેનું કવિનું તાદાત્મ્ય નીચેની પઙ્ક્તિમાં સ્પષ્ટ થાય છે.

*વાણીને મેં પ્રેમ કર્યો છે કિશોરવયથી*
*પવનથી વ્યસ્ત બનેલા વાળને સરખા કર્યા નથી*
*ને આંખ બીડીને*
*ચામડીને સાંભળ્યા કરી છે.*

છતાં, કવિને અનુભવ શો છે ? શબ્દબ્રહ્મના

ઊકળતા તેલમાં બત્રીસ બત્રીસ વર્ષ બળી ગયાનો, નચિકેતાની આંખોમાં તાકવા છતાં શબ્દે પછી ક્યારેય આંખો ઉઘાડી નથી. શબ્દે કવિને કોઈ સાર્થકતાનો પૂર્ણતાનો અનુભવ નથી કરાવ્યો. કવિ હોવાનો કે થવાનો કે થયાનો કેફ ક્ષીણ ક્ષીણ થઈ જાય છે. કવિનું મન નિરક્ષર રેક જેવું બની જાય છે. આથી જ કવિ કહે છે :

*શબ્દ પાસે પણ મારી કોઈ આશા નથી.*
*કવિની શ્રદ્ધા મ્હને રઝળો બનાવી શકશે નહીં*

અને છતાં કવિની પ્રતિજ્ઞા તો —

*પણ હે શબ્દ ! તારા કટિપ્રદેશમાં આવેલા*
*નાભિચક્રને પામ્યા વગર હું જમ્પીશ નહીં*

માધ્યમ સામેનો આ વિદ્રોહ એ આધુનિક કવિની વિશિષ્ટ અનુભૂતિ છે. માધ્યમ વડે જ નાશ કરવાની વૃત્તિ-પ્રવૃત્તિ આ કવિઓમાં જોવા મળે છે. ખરેખર તો સર્જક શબ્દ દ્વારા પૂર્ણ રીતે અભિવ્યક્ત થવા માંગે છે. અભિવ્યક્તિના માધ્યમ તરીકે શબ્દને - ભાષાને અનુરાગથી સ્વીકારે છે. ભાષા સાથે આત્મસાત થવાના પ્રયત્નો કરે છે. પણ શબ્દો આ જીવનની અનર્થતાને ભેદી શકે તેમ નથી.

*ડોલ શબ્દની કાણી રે*
*ઊંડા કૂવાનાં પાણી રે*

શબ્દની ડોલ ભલે કાણી હોય પણ એક ક્ષણ લાભશઙ્કર ઠાકર એવું બોલી ઊઠે છે ક

*આ આવી છલકાતી લઈને*
*ભરચક ભરચક પાણી રે.*

પણ વિડમ્બના એ છે કે ઊંડા કૂવામાંથી કવિ સુધી પહોંચે એ પહેલાં તો ડોલ ખાલી થઈ જાય છે. ભરચક પાણીની ઝંખના મૃગજળમાં પરિણમે છે. અને બાકી રહે છે તીવ્ર બનતી ભઙ્ગુરતાની અનુભૂતિ.

આકાશમાં સૂર્ય નથી, પૃથ્વી પર વૃક્ષ નથી, નદીમાં પાણી નથી. એટલે કે કશાયની પ્રતીતિ ન હોવા છતાં ય પિસ્તોલ તાકીને ઊભેલા ભેદી પુરુષને પામવાની - અસ્તિત્વના શાશ્વત સ્વરૂપની સમજ મેળવવાની અભીપ્સા શમી નથી. પણ જે શબ્દપ્રદેશોના માધ્યમથી કવિ ત્યાં પહોંચવા માંગે છે તે તો ખાલી અને ભૂખરા સૂકા, વેરાન, અન્તહીન છે. શબ્દના પોપડાના ભઙ્ગાણમાંથી વહેતા લાવામાંથી કાવ્યઘુમ્મટો રચાય છે પણ એ જ કવિના નાશનું નિમિત્ત બને છે.

શબ્દની ડોલ ભલે કાણી હોય છતાં ડૂબવાનું કે તરવાનું તો શબ્દને જ સહારે ને ? હા, ચૂપ રહી શકાય. પણ આ કવિના સ્વભાવમાં એ નથી. એ તો બમણા મિજાજપૂર્વક બોલી ઊઠે છે :

*હું કવિતાગ્રસ્ત કવિઇશણ્ડ*
*શબ્દની સામે કરું છું બણ્ડ શબ્દોથી.*

શબ્દ સાથેનો, ભાષા સાથેનો કવિનો સમ્બન્ધ કેવો છે ?

*ગો વિના વછ કિમ જીવિ, વણ વારિ કિમ મીન ?*
*આભ વિના પઙ્ખી નવ જીવિ, શબ્દ વિના હું દીન.*

એક બાજુ શબ્દ એ એમના જીવનનો આધાર છે તો બીજી બાજુ શબ્દની ડોલ કાણી હોવાનો વાસ્તવિક અનુભવ પણ છે. જે ભાષાને નાનપણથી તીવ્રતાથી ચાહી છે એ ભાષા પણ લાભશઙ્કર ઠાકરને અભિવ્યક્ત કરવામાં અસમર્થ નીવડે છે. માધ્યમની અપર્યાપ્તાને કારણે કવિનો ભઙ્ગુરતાનો અનુભવ બેવડાય છે.

*આપણે સતત છીએ*
*સતત ખર્યા કરવાની ક્રિયા રૂપે*
*આપણું આ જે હોવું —*
*It cannot be expressed in speech.*

સતત ખર્યા કરવાની ક્રિયારૂપે અસ્તિત્વનું હોવું, અને એનું ભાષામાં પ્રગટ ન થઈ શકવું, ભઙ્ગુરતા જન્માવે છે. શબ્દના આદિરૂપ પાસે જવું છે કવિને અને માણસની આંખોમાં, મસ્તકમાં, હૃદયમાં શિરાએ શિરામાં શબ્દનો જે પ્રચ્છન્ન પ્રવાહ વહેલો હોય છે તેને કાગળ પર તરતો મૂકવો છે પણ કવિની અનુભૂતિ છે કે કાગળ અને શબ્દપ્રવાહ વચ્ચે આછો અમથો ય

સેતુ રચાયો નથી. એક બાજુ કવિને માટે ભાષા એ જ જીવન છે. બીજી બાજુ કવિ એમની આ રોજની ભાષામાંથી રોમાઞ્ચ ગુમાવી બેઠા છે. ભાષાની શક્તિ સાથે કામ પાડતાં ભાષાની મર્યાદાનો અનુભવ તેઓ નિવારી શક્યા નથી. તે તો પૂછે છે :

*"હું ક્યાં શોધું*
*કૂંપળનું ખૂલવું ભાષામાં ?*
*હું ક્યાં શોધું*
*વૃક્ષોનું ઝૂલવું ભાષામાં ?*

રહી છે માત્ર તર્કની સપાટીવાળી ભાષા. એ ભાષા, મૂળરૂપ, મૂળ શબ્દને ઢાંકી દે છે. નષ્ટ કરી દે છે, પરિણામે

*"પ્રેમ" શબ્દથી "ધિક્કાર" પ્રગટ થયો છે.*
*"અહિંસા"એ "હિંસા"ને પ્રગટ કરી છે.*
*ભાષામાં ગરબડ થઈ છે પાયાની.*

ભાષા પરત્વે, કવિકર્મ પરત્વેની આ વિતથતા એક વૈયક્તિક પ્રકારની આધ્યાત્મિક વિરતિ સુધી કવિને પહોંચાડે છે. કવિને ભાષા સાથે તર્ક ઘેરી લે છે. ચેતનાની એક અનિવાર્ય નિબદ્ધ સ્થિતિનો અનુભવ અકળાવે છે. ભાષા દ્વારા ભાષાની પાર પહોંચવું છે. આ આન્તરવિરોધ છે. પણ એ જ તો સત્ય છે. સત્યનો આ વિચિત્ર રીતનો સાક્ષાત્કાર કવિની વેદનાને તીવ્ર કરે છે, અને આ વેદનામાં જ કવિજીવનની કૃતકૃત્યતાનો આનન્દ બચ્યો છે. કશુંક લખાણની બહાર, ભાષાની પાર રહી જાય છે એ તર્કના ચીપિયાથી પકડાય એવું નથી. અને એનો ઇન્કાર કરીને સત્યને સાચવી શકાય તેમ નથી.

ભાષાગત ભઙ્ગુરતાનો આ અનુભવ લાભશઙ્કર ઠાકરના 'પ્રવાહણ' દીર્ઘ કાવ્યમાં મૂર્તતા પામે છે. પરમ્પરિત કાવ્યભાષાની સામે કવિ નવી જ ભાષારીતિ પ્રયોજે છે. કમોડ પર થતી ઉત્સર્ગક્રિયા કાવ્યોત્સર્ગનો પર્યાય બની છે. શરીર અહીં એક અખણ્ડ હસ્તી બનીને આવે છે. પઞ્ચેન્દ્રિયોથી અનુભવાતું સઘળું કવિના સર્જકસ્પર્શે અહીં મૂર્ત, જીવન્ત બની રહે છે. અસ્તિત્વવિષયક મૂળગામી પ્રશ્નોની શોધમાંથી આ કવિતા જન્મે છે.

શરૂઆતમાં જ —

*નિશ્ચિત આ કમોડ, ચકાકાર ઘૂમતું*
*ને કશું ય ના નિશ્ચિતની ક્ષણ પર બેઠા છીએ.*

ના-નિશ્ચિતની, ભઙ્ગુરતાની ક્ષણ પર કવિ બેઠા છે. અન્દર ઘણું બધું સઘરાયેલું પડ્યું છે. પણ કશું બહાર આવતું નથી, અને કાવ્ય ચેતના વલવલે છે પણ સર્જન શક્ય બનતું નથી. અન્દર જે શિલાવત્ સઘાત પામીને પડ્યું છે તેને કવિતામાં આકાર આપવાની, પ્રગટ કરવાની મથામણ અન્તે તો નિષ્ફળતાજન્ય "ઊંહ...ઊંહ" ઊંહકારમાં પરિણમે છે. કવિતાની અશક્યતાની વેદના છતાં કવિ કાવ્યસર્જનપ્રવૃત્તિને છોડી શકે તેમ નથી. એક બાજુ છે 'ગૂઢાતિગૂઢની અભેદ્ય નક્કર ધાતુની દીવાલો" અને બીજી બાજુ કાવ્યસર્જનની અશક્યતા. જીવનની સામગ્રી અને કાવ્યના માધ્યમ બન્ને વિશે આ કવિને સંશય છે. છતાં ઉપાલમ્ભ, વિડમ્બના, ઉપહાસ, ભર્ત્સના કે જલ્પના દ્વારા આખરે તો શબ્દમાં જ વેદનાનું રૂપાન્તર થાય છે.

ભઙ્ગુરતાની આવી તીવ્ર અનુભૂતિ 'કાલગ્રન્થિ'માં પણ તારસ્વરે વ્યક્ત થાય છે. મધ્યકાલીન કવિતામાં આંબલિયાની ડાળ આધારરૂપ, આશ્વાસનરૂપ કે શાશ્વતનું પ્રતીક બનીને આવે છે. લાભશઙ્કર ઠાકરને પણ આંબાની ડાળ દેખાય છે, પણ કેવી છે આ આંબાની ડાળ ?

*ઊંચી રે ઊંચી આંબલિયાની ડાળ*
*પાંદડા વગરની \ સૂકી \ જર્જર*

એ માત્ર ઊંચી છે એટલું જ નહીં, પણ પાંદડા વગરની, સૂકી અને જર્જર છે. અને વળી કુહાડીથી કપાતી જાય છે. શાશ્વતતાના પરમ્પરાગત પ્રતીકને ભઙ્ગુરતાના પર્યાય તરીકે આ આધુનિક સર્જક પ્રયોજે છે અને અસ્તિત્વનું સ્વરૂપ પણ એને મન 'ઠૂંઠા જેવું' છે. કુહાડીથી કપાતી આ એકમાત્ર આંબાની ડાળ નિરાધાર હોવાની લાગણી

પ્રેરે છે. આ નિરાધારતાની ભાવના આક્રોશ જન્માવે છે તો કળાના માધ્યમ વિશેની આશઙ્કા પણ હજી શમી નથી. શાશ્વતને પામવાની મથામણ અને કશું ય ન મળવાથી નિર્ભ્રાન્ત થયેલા કવિનો અનુભવ છે :

*ઘણું ય સખળડખળ કર્યું શતાબ્દીઓ સુધી*
*પણ એક ટીપું જો નીકળે સમ ખાવા જેટલું*

અને આથી જ, જો સત્ય હોય તો તે એક જ છે "કાલગ્રન્થિ". કેવી છે આ 'કાલગ્રન્થિ' ?

*કાલગ્રન્થિ*
*તું મહાસમર્થ છે, નથી કરી કોઈએ તને ઉત્પન્ન*
*તું આદિ, મધ્ય અને અન્તથી રહિત છો.*

'વહી જતી....'થી તે 'કાલગ્રન્થિ' સુધીનો લાભશઙ્કર ઠાકરનો અનુભવ ભઙ્ગુરતાનો છે. પરન્તુ ભાષાની અનેક શક્યતાઓ તાગતાં તાગતાં, તેમણે જે કાવ્યરૂપો આપ્યાં છે તે તો કલાના આનન્દનો અનુભવ કરાવે છે. અખો જો અક્ષયરસનો કવિ છે તો લાભશઙ્કર ઠાકર અક્ષયપીડાના કવિ છે. "શ્વાસ લઉં તો પીડા, લાઠા, શ્વાસ મૂકું તો પીડા" પણ આ પીડા શબ્દના વિવિધ રૂપોમાં, રસાસ્વાદમાં પરિણમે છે અને એ રીતે અપર્યાપ્તપણાની અનુભૂતિનું કાવ્યમાં રૂપાન્તરણ થાય છે. ભઙ્ગુરતાનો વેદનાજનક અનુભવ કાવ્યાસ્વાદમાં પરિણમે છે.

## લઘરો – ભઙ્ગુરતાનું અન્તિમ સ્વરૂપ ?

ભઙ્ગુરતાનો ઉત્કટ કાવ્યાનુભવ લાભશઙ્કર ઠાકરના સર્જનમાં લઘરાની મિથમાં પરિણમે છે. 'લઘરો'માં ભઙ્ગુરતાની તીવ્ર અભિજ્ઞા છે. ઉપહાસ, વિડમ્બના અને હાસ્ય દ્વારા કવિ જાતચકાસણી કરે છે. પરમ્પરાથી લેવાતા જતા શ્વાસના ચક્રમાં ગોળગોળ કશે જ ગયા વગર ઘૂમ્યા કરવાનું છે. પરમ્પરા તોડવાના કે કશાક ક્રાન્તિના વિચારો નર્યા હાસ્યાસ્પદ છે. 'લઘરો' દ્વારા કવિ આ બધાનો નકાર કરે છે.

આમ તો, લઘરો શબ્દ આપણી ભાષામાં અસુઘડ, મેલોઘેલો, ગન્દો-ગોબરો એવા અર્થસન્દર્ભમાં પ્રયોજાય છે પણ, અહીંયા લઘરો એથી પણ વિશેષ બનીને આવે છે. કવિચેતનાના ઊંડાણમાંથી, પોતાની જ જાત સાથેના સઙ્ઘર્ષમાંથી લઘરાનો જન્મ થાય છે. કવિ પ્રસ્તાવનામાં કહે છે તેમ 'તીવ્ર તાદાત્મ્યથી આત્મસાત્ કરેલા પરમ્પરિત જીવન અને કવનના નેગેશનમાંથી 'લઘરો' જન્મ્યો છે." લઘરાની આ દુનિયા કેવી છે ? જ્યાં શિખરો ઊંચાં-અને નીચી ખીણ છે. જ્યાં મૃગજળનું મીણ ઓગળે છે. વિરોધાભાસી પ્રતીકોનું સંયોજન અહીં ભઙ્ગુરતાના અનુભવને દૃઢાવે છે અને લઘરાની આ દુનિયામાં

*ચડ ચડ કરતું ગીત ગળે છે.*
*ભડ ભડ કરતી પ્રીત મરે છે.*

અને છતાં જીવવાની, ટકી રહેવાની એક અદમ્ય આકાઙ્ક્ષા તો છે જ. અને કવિ પાસે તો શબ્દ સિવાય બીજું કયું માધ્યમ હોય ? આથી જ,

*શબ્દોને પકડીને વાલમ*
*શિખરોને જડકીને વાલમ, ચોંટી હું રહ્યો*

પરન્તુ, આ આશ્વાસન પણ ફળદાયી બનતું નથી. તરત જ કવિને પ્રતીતિ થાય છે શબ્દોના તકલાદીપણાની. શબ્દોના તો નીચે ગાબડાં ગરે છે એને પકડીને કેમ જિવાય ? કાવ્યને અન્તે કવિ એક વાર નહીં પણ ત્રણ ત્રણ વાર કહે છે કે કવિ મારે નથી થવું. આ જ પ્રતીતિ લઘરાવિષયક આગળનાં કાવ્યોમાં પણ ઘૂંટાય છે. સોળ વરસની સુન્દરીના રૂપમાં, કરમાં વરમાળા લઈને કવિતા આવે છે પણ કવિની દશા તો —

*શબ્દોની લસરે છે લીલી ચામડી*
*કાળું મુખ રે વિકરાળ*
*પડછાયો બ્હારે ને ભીતર પ્રાણ છે*
*એને કેમ કરી પમાય ?*

] કવિલોક : માર્ચ-એપ્રિલ ૧૯૯૩

ભાષા વિશેની આ અશ્રદ્ધા, એમાંથી જન્મતી વેદના અન્તે ઉપહાસ અને વિડમ્બનામાં પરિણમે છે. છતાં લઘરાવિષયક આ પાંચ રચનાઓમાં અખિલાઈ છે. સમગ્રતાનો અનુભવ થાય છે. પરન્તુ, 'લઘરો' કાવ્યસઙ્ગ્રહમાં તો કવિ આ મિથને પણ તોડે છે. શાશ્વતને પામવાના બધા જ પ્રયત્નો છતાં જ્યારે કશું જ સ્પષ્ટ થતું નથી ત્યારે એ આક્રોશથી ચિત્કારી ઊઠે છે : Where are you ? પ્રત્યુત્તરમાં શબ્દોમાં દટાયેલા અસઙ્ખ્ય લઘરાઓ ઊંચકાઈ આવે છે. 'લઘરા' દ્વારા કવિએ મનુષ્યની ચેતનાના એકેએક ખણ્ડને પ્રકાશિત કર્યો છે. ડીમિથીફિકેશનની આ આખીય પ્રક્રિયા વેદનાજનક છે. 'લઘરો'ની પ્રસ્તાવનામાં કહે છે તેમ, "એ લઘરાને, પોતાની શબ્દચેતનામાં, કાવ્યચેતનામાં અવિભાજ્ય થઈ ગયેલા લઘરાને ખોતરવામાં, ઉખેડવામાં, પાડવામાં, પછાડવામાં શબ્દચેતનાના કોષેકોષ તળે ઉપર થયા છે, વલોવાયા છે, પછડાયા છે, ઘસાયા છે, છોલાયા છે, લોહીલુહાણ થયા છે."

આમ, લાભશઙ્કર ઠાકરનો લઘરો એ ભઙ્ગુરતાનું વાસ્તવિક સ્વરૂપ છે. આ અનુભૂતિનું શારીરરૂપ છે. લાભશઙ્કર પહેલાં 'લઘરા'નું મિથ જન્માવે છે અને પછી આ મિથને તોડે છે. પૂર્વકાલીન લઘરામાં સમગ્રતા છે, અખિલાઈ છે. પણ પછી તો એમને સમજાય છે કે એનો પણ કશો અર્થ નથી. આથી પોતે જ સર્જેલા મિથનું ડિમિથીફિકેશન કરે છે. આ રીતે તેમની પ્રસ્તાવનાનું, 'લઘરો' કાવ્યસઙ્ગ્રહની પૂર્વે આપેલી સર્જક કેફિયતનું પણ મહત્ત્વ છે. ડિમિથીફિકેશનની આ પ્રક્રિયા લાભશઙ્કર ઠાકરના સર્જનમાં આગવું સ્વરૂપ પામે છે. અસ્તિત્વના ભઙ્ગુર સ્વરૂપ વિશે સૌથી વધુ નિર્ભ્રાન્ત લાભશઙ્કર ઠાકર છે. તેઓ માને છે કે ઇન્દ્રિયાનુભવ જ સત્ય છે એનાથી આગળ જઈ શકાય નહીં. અને છતાં તેઓ ચાર્વાકને અનુસરતા નથી. તત્ત્વજ્ઞાન અને સાહિત્ય બન્નેના સીમાડા અહીં એકરૂપ બની જાય છે. મનુષ્યનો મૂળભૂત અનુભવ ભઙ્ગુરતાનો છે અને સર્જનમાં અવતરતી ભઙ્ગુરતા, ભઙ્ગુરતા રહેતી નથી, ઝળહળતો કલાપદાર્થ બનીને આપણા આનન્દાનુભવનું નિત્ય કારણ બની રહે છે.

*

---


## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન વ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફોર્મ નં.૪, રૂલ નં.૮)]

૧ પ્રકાશન-સ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
૨ પ્રકાશન સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે
૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ (પ્રકાશક)

# ગુજરાતી ગઝલના છન્દો વિશે થોડુંક

## રાજેશ વ્યાસ 'મિસ્કીન'

આગળના લેખોમાં આપણે અરબી પીઝ્ગળના છન્દોની ચર્ચા કરી અને હવે ગુજરાતી ગઝલોમાં જોવા મળતા છન્દોની ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે ગુજરાતી ગઝલોનું સ્વરૂપ અને તેની છન્દચર્ચા અરુઝના મૂળ છન્દોને વળગી રહીને કરવામાં ગુજરાતી ગઝલ ઉપર અત્યાચાર જેવું લાગે છે. વળી છન્દનું સ્વરૂપ નક્કી કરવામાં ગણનો ફાળો વિશેષ છે : ત્યારે ઉર્દૂમાં જોવા મળતા શુદ્ધ ગણબિમ્બમાંથી તો માત્ર બે જ ગણ ય-ગણ લગાગા, ફુઉલુન અને ર-ગણ ગાલગા ફાઈલુન છે. ફારસી કવિતા રચનામાં ગણ સમ્બન્ધી એક અતિ ચુસ્ત નિયમ જોવા મળે છે. ગણમાં જે ગુરુ હોય તેના સ્થાને એક લઘુ અને તે પછી એક હલન્ત (ખોડો) અક્ષર મૂકી શકાય. એક લઘુ અને એક હલન્ત અક્ષરને સબબે ખફીફ કહે છે. આથી એમ કહી શકાય કે એક ગુરુના સ્થાને સબબે ખફીફ મૂકી શકાય. તે જ રીતે જે ગણમાં સબબે ખફીફ હોય ત્યાં ગુરુ મૂકી શકાય. ફારસી અને અરબી ભાષામાં મૂળાક્ષરો વ્યંજન છે અને તે બધા જ હલન્ત છે. ગુજરાતીમાં એક ગુરુના સ્થાને બે લઘુ અને બે લઘુના સ્થાને એક ગુરુ મૂકવાનો રિવાજ જોવા મળે છે. જ્યારે ફારસી કાવ્યશાસ્ત્રમાં બે લઘુનો એક ગુરુ ગણવામાં નથી આવતો. બે લઘુ બે લઘુ જ ગણવામાં આવે છે.

ર-ગણ અને ય-ગણ સિવાયના શુદ્ધ ગણબિમ્બમાં અન્ય ત્રણ ગણ સમાન છે. ગાલગાગા સ્વરૂપવાળા. જ્યારે અન્ય લગાગાગા, ગાગાલગા, લગાલલગા લલગાલગા, ગાગાગાલ સ્વરૂપવાળા ગણમાં લગાગાગા, ગાગાલગા, લગાલલગા સ્વરૂપની ગઝલો ઉપર ખેડાણ થયેલું જોવા મળે છે. આથી એમ કહી શકાય કે ગુજરાતી ગઝલને નીચેના ગણ વિશેષ ફાવ્યા છે.

૧. ગાગા
૨. લ ગાગા
૩. ગાલગા
૪. લગાગાગા
૫. ગાલગાગા
૬. ગાગાલગા
૭. લગાલલગા

આપણે એ જાણીએ છીએ કે આવૃત સન્ધિ છન્દમાં કોઈ પણ સન્ધિનું આવર્તન જુદી જુદી રીતે શક્ય છે. વળી એક ગુરુના સ્થાને બે લઘુ અને બે લઘુના સ્થાને એક ગુરુ મુકવાની છૂટ લઈ શકાતી હોવાથી લલગાલગા અને લગાલલગા ગણની ગઝલો શુદ્ધ સ્વરૂપ ગુજરાતીમાં જોવા નથી મળતી. જોકે આમાં કશું જ ખોટું નથી. સાલિક પોપટીયાનો અપ્રગટ રહેલો લેખ નસીમના ગઝલસંગ્રહ ધૂપદાનના પૃ. ૫૮, ૫૯, ૬૦ ઉપર પ્રગટ થયો છે એના શબ્દો જોઈએ "ગુજરાતીમાં અરબી પિંગળના પારિભાષિકો અને સ્વરૂપો પાયાવત પ્રચલિત કરવાથી ઝાઝો અર્થ સરે એમ લાગતું નથી... અરબી પિંગળની પરિભાષા ગુજરાતીમાં પ્રચલિત થવાને બાધક થાય એ સ્વાભાવિક છે. એ માટે 'લ' 'ગા'નું સ્વરૂપ સરળ છે. એમાં જ સઘળી પ્રચલિત બહેરો યોજી કાઢવાનું વધુ સરળ છે. ... આ પ્રકારે માત્રાની નિકટ અને ધ્વનિને અનુરૂપ રહી શકાશે."

એક ગઝલકાર તરીકે મ્હારું માનવું છે કે અરબી પીઝ્ગળમાંથી જે ગુજરાતીને અનુકૂળ હોય તેવા છન્દોને વૃત્તછન્દોના નિયમ મુજબ ઢાળવા જોઈએ જેથી છન્દ પરત્વેની અરાજકતા ઓછી થાય. ગુજરાતી ગઝલકારોએ રચેલી ગઝલોના છન્દો જે ગુજરાતીને વિશેષ અનુકૂળ હોય તેવા છન્દોનું એક શાસ્ત્ર રચવું જોઈએ.

ગઝલમાં યતિસ્થાન ક્યાં એ પ્રશ્ન પણ વણઉકલ્યો જ રહ્યા કરે છે. વિવિધ મતમતાન્તરોને લીધે કેવળ અટકળો કરીને જ સન્તોષ માનવો પડે છે. કદાચ આથી જ પાઠક સાહેબ બૃહત પિંગલ (ઑગ-સપ્ટે. ૧૯૫૫)નાં પૃ. ૫૪૭ ઉપર જણાવે છે કે "ગઝલોમાં પંક્તિની અન્દર યતિ એટલે જાતિછન્દોમાં આવતી શબ્દાન્ત યતિ જેવું

કઈ છે કે નહીં ? હોય તો ક્યાં ક્યાં ?" એજ રીતે પૃ. ૫૨૩ ઉપર તેઓ જણાવે છે કે "કોઈ પણ એક શબ્દને આપણે સન્ધિ ગણી શકતા નથી. શબ્દો ગોઠવતાં પઠનમાંથી કોઈ જુદો જ સન્ધિ નીકળી આવે છે." ફારસી પિઙ્ગળની પરિભાષામાં એક જ છન્દમાં આખી સન્ધિ ફરી જવાના ઘણાં દૃષ્ટાન્તો જડી આવે છે.

એક જ પઙ્ક્તિમાં એક જ સન્ધિના ભિન્ન લગાત્મક રૂપોનું મિશ્રણ થતું જોવા મળે છે. દા.ત. ગાગાલગા અને લગાગા-ના મિશ્રણવાળા ઘણા શેર મળી આવે. ક્યાંક 'ગાલ' અને તેના પર્યાય તરીકે 'લગા' પણ મૂકવામાં આવે છે. ક્યારેક આખી ગઝલની કોઈ પણ પઙ્ક્તિ બરાબર બેસતી ન જણાય માત્ર કાફિયા - રદીફને આધારે તેની સન્ધિ નક્કી કરવી પડે છે. અને તેમાં પણ એક ગઝલના એક જ શેરમાં સન્ધિ બદલાતી પણ જણાય છે. દા.ત. ગાલગા ગાલગા લગાગાગા, ગાલગાગા લગાલગા ગાગા ગઝલનું પઠન પણ આમ સન્ધિને કારણે બદલાઈ જતું હોય છે. ક્યારેક છન્દનું માપ સાચવવા ઉચ્ચારમાં છૂટ લેવી પડતી હોય છે. કટાવ, રોળા, લાવણી, સવૈયાનું ગોત્ર એક છે. અને નિશ્ચિત ગોત્ર હોવાને કારણે છન્દ વિવિધ રીતે પ્રયોજવામાં પણ સરળતા રહે છે. આથી ગઝલના છન્દો માટે પણ ગોત્ર નક્કી કરવાં જરૂરી છે. કારણ કે સપ્તકલમાં અનેક સંયોજનોની શક્યતાઓ છે.

અગાઉના લેખોમાં આપણે જોઈ ગયા કે શુદ્ધ ગણબિમ્બ દસ છે.

| | |
|---|---|
| ૧. લગાગા | ૬. ગા, લગા, ગા |
| ૨. ગાલગા | ૭. લલગાલગા |
| ૩. લગાગાગા | ૮. ગાગાગાલ |
| ૪. ગાગા લગા | ૯. ગાલ, ગા, ગા |
| ૫ લ ગા લ લ ગા | ૧૦. ગા, લગા, ગા |

પંરન્તુ આ શુદ્ધગણબિમ્બ જે દસ છે તેમાંથી ૬, ૯, ૧૦ ગાલગાગા છે. જે ઉર્દૂ, ફારસી કવિતા રચનામાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. પરન્તુ આપણે તો આ ત્રણને બદલે એક જ ગણ તરીકે આગળ ચર્ચા કરીશું. પહેલો ગણ લગાગા એટલે કે ફુલુન ગણને આપણા ય-ગણ સાથે સરખાવી શકાય. આ અંગે આપણે આની આગળના લેખમાં ચર્ચા કરી ગયા છીએ.

હવેના ગણો-માંથી ગુજરાતી ગઝલમાં જોવા મળતા અને વિપુલ શક્યતાવાળા છન્દોની માત્ર યાદી આપીને સંક્ષિપ્તમાં ચર્ચા કરવાનો ઉપક્રમ છે. બીજો ગણ એટલે કે ગાલગા ને આપણે ૨-ગણ તરીકે ઓળખીએ છીએ. ગુજરાતી ભાષાના ૮ ગણોમાંથી ભ-ગણ અને ન-ગણને બાદ કરતાં અન્ય છ ગણ જોવા મળે છે. પરન્તુ શુદ્ધ ગણબિન્દુમાં તો ય-ગણ અને ૨-ગણ જ છે.

ગુજરાતી ગઝલમાં જોવા મળતા છન્દોની વાત કરતાં કરતાં ગુજરાતી ગઝલના છન્દશાસ્ત્રની રૂપરેખા વિચારવાનો પણ અહીં પ્રયાસ કર્યો છે. કારણ કે ગુજરાતી ગઝલોને પોતાનું આગવું સ્વરૂપ, ભાષાનું આગવું બન્ધારણ વગેરે છે. પાયામાં સંસ્કૃત વૃત્તના સંસ્કારો વગેરે છે.

ગુજરાતી ગઝલોમાં જોવા મળતા છન્દોને જે તે છન્દમાં પ્રયોજાયેલા વિશેષ ગણને આધારે જે તે ગણન: પેટા પ્રકારમાં મૂકવા જોઈએ. આમ કરવાથી મૂળ ગણ અને તે ગણ સાથે અન્ય ગણોના કેટલા મહત્તમ સંયોજનો થઈ શકે તેનો પરિચય શક્ય બનશે. વળી જે છન્દને હરિગીત ગઝલ કે શિખરિણી ગઝલ એમ કહેવા કરતાં એ છન્દને જે ગઝલકારે વિશેષ પ્રયોજ્યો હોય કે એ છન્દમાં જે ગઝલકારે યાગદાર ગઝલ આપી હોય તે ગઝલકારનું નામ જે તે છન્દને આપવું જોઈએ તેવું મારું માનવું છે. આમ કરવાથી કયો છન્દ કયા ગઝલકારે વિશેષ ખેડ્યો છે તે જાણી શકાશે. એ છન્દ પર સર્વોત્તમ કામ થયાના ઉદાહરણ હાથવગા રહેશે અને સીમાસ્તમ્ભ રૂપ ગઝલકારોથી પેઢી દર પેઢી પરિચિત રહેશે. નવા છન્દો ઉમેરાતા જશે. શયદાછન્દ, ઘાયલ છન્દ, મરીઝ છન્દ, આદિલ છન્દ, ઈર્શાદ છન્દ આમ કહેવામાં મને કશું જ ખોટું જણાતું નથી. પ્રત્યેક ગઝલકારને અમુક છન્દ કે છન્દો વિશેષ પ્રિય હોય છે. વારંવાર તે પ્રયોજતો હોય છે અને તેને લીધે જ-

જે તે છન્દ ગઝલકારના હાથે એટલો ઘૂંટાતો હોય છે કે તે શુદ્ધ સ્વરૂપે સન્ધેડા ઉતાર પ્રગટ્યો હોય.

અત્યાર સુધીના મોટાભાગના ગુજરાતી ગઝલસંગ્રહો, મેગેઝીનો વગેરેમાંથી પસાર થતાં મને શુદ્ધ ગણબિમ્બ નીચે મુજબ જડ્યા છે.

| | | | |
|---|---|---|---|
| ૧. ગાગા | | | |
| ૨. લગાગા | ય-ગણ | ૮. લગાલગા | |
| ૩. ગાલગા | ર-ગણ | ૯. ગાલગાલ | |
| ૪. ગાગાલગા | | ૧૦. ગાલલગા | |
| ૫. લગાગાગા | | ૧૧. ગાગાલ | ત-ગણ |
| ૬. ગાલગાગા | | ૧૨. લગાલ | જ-ગણ |
| ૭. લલગાલગા | | ૧૩. ગાગાગા | મ-ગણ |

ઉપરના મુખ્ય ૧૩ ગણોમાંથી પ્રથમ સાત ગુણશુદ્ધ સ્વરૂપે પ્રયોજાયેલા હોય તેવી ગઝલો વધુ જોવા મળે છે. આ સાત ગણમાં જ મોટાભાગની ગઝલો રચાયેલી જણાય છે. વળી આ સાત ગણમાંથી સાતમા ગણને બાદ કરતાં પ્રથમ છ ગણમાં અનેક સન્ધિઓના સંયોજનો જોવા મળ્યાં છે અને તે ખૂબ પ્રચલિત થયાં છે.

ગુજરાતી ગઝલમાં વધારે લઘુ આવતા હોય તેવી સન્ધિવાળી ગઝલો ખાસ જોવા મળતી નથી. લલગાલગા સન્ધિ ગઝલમાં સળંગ નિભાવાયેલી જોવા નથી મળી, બલ્કે આગળ જતાં લલગાલગા-નું રૂપાન્તર ગાગાલગામાં જ થઈ ગયેલું જોવા મળ્યું છે. આથી લલલ -ન ગણ, ગાલલ - ભ-ગણ કે લઘુનું પ્રમાણ વધારે હોય તેવા લલલગા ફઈલતુન જેવા ગણની ચર્ચા અહીં કરી નથી.

(૧) પ્રથમ ગણ - ગાગા

ગાગાની સન્ધિ આપણી ગઝલોમાં એક મહત્ત્વની સન્ધિ જણાય છે. ઉપર જોઈ ગયા તેમ બે ગુરુ એટલે કે ગાગા ને પ્રથમ ગણ આપણે ગણ્યો છે જ્યારે ૧૩મો ગણ ગાગાગા એટલે કે મ-ગણ ને છેલ્લો ગણ્યો છે તે બન્ને આમ તો એક જ કહી શકાય. આથી ઉપરના ૧૩ ગણોમાંથી પહેલા અને તેરમા ગણની ચર્ચા આ પ્રથમ ગણ રૂપે અહીં કરી છે.

[1] કવિલોક : માર્ચ-એપ્રિલ ૧૯૯૩

ગાગા ના બે, ચાર, છ, આઠ કે તેથી વિશેષ આવર્તનો દ્વારા કે તેમાં એકાદ લઘુ-ગુરુ ઉમેરીને કે ઓછો કરીને લખાયેલી અનેક ગઝલો જોવા મળે છે. આ સન્ધિ ગઝલકારોની પ્રિય સન્ધિઓમાંની એક ગણી શકાય. ગાગા-ના ખૂબ જાણીતા આવર્તનો દ્વારા લખાયેલી ગઝલોનાં થોડાંક ઉદાહરણો જોઈએ.

(૧) ગાગા
માનવ
પામર
આદિલ
શાયર. - આદિલ મનસુરી

અહીં એ વાત ખાસ યાદ રાખવી જોઈએ કે જેમ રદીફ લાંબી તેમ તે નિભાવવી અઘરી. તે જ રીતે છન્દ જેમ નાનો તેમ તેમાં કાવ્યતત્ત્વ સિદ્ધ કરવું અઘરું હોય છે. માત્ર પ્રયોગ કે તોફાન તરીકે આવું લખી શકાય પણ તેમાં કાવ્યતત્ત્વ કેટલું ? કૃતિ સિદ્ધ કેટલી થાય છે ? જેવા પ્રશ્નો ઊભા રહે છે.

(૨) ગાગા ગાગા

ગાગાનાં બે આવર્તનવાળી સન્ધિમાં લખાયેલી ગઝલોમાં પણ ઉપરના પ્રશ્નો થાય ખરા પરન્તુ ઓછા. આ સન્ધિમાં લખાયેલી થોડીક સુન્દર ગઝલો નજરે ચઢે છે ખરી.

ગાગા ગાગા
આગળ પાછળ,
આવળ બાવળ
કુંપળ કુંપળ
કણસે ઝાકળ — અમૃત ઘાયલ

(૩) ગાગા ગાગા ગાગા ગાગા
રૂપ થયું છે દૃષ્ટિ આગળ,
પાછળ પાછળ હોય ન મૃગજળ.
એ આવ્યાની આશા જાગી,
દ્વાર ઉપર ખખડી જ્યાં સાંકળ.
— સાબિર વટવા

ગુરુનું આઠ વખતનું આવર્તન થવાથી ઉપરનો છન્દ બને છે જે ગુજરાતી કટાવ છન્દની ચાલને બરાબર મળે છે. ગુરુના સ્થાને બે લઘુ મૂકી શકાય છે. પરન્તુ આવા તમામ ગુરુવાળી સન્ધિની ગઝલમાં પઙ્ક્તિના તમામ સ્થાનમાં ગુરુ હોય તો વધુ સારું પણ એમ ન બનતાં બે લઘુ મુકાયેલા પણ જોવા મળે છે. આમાં કશું ખોટું નથી. પરન્તુ ઘણી વાર તો સમગ્ર પઙ્ક્તિમાં ૧૬ માત્રા જ ગણીને આગળ ચાલવું પડે છે. સાબિર વટવાની ઉપરની પઙ્ક્તિઓની પહેલી પઙ્ક્તિ ગાલલ ગાગા ગાગા ગાલલ એમ છે પરન્તુ સમગ્ર ગઝલ તે રીતે જોવા જઈએ તો ચાલતી નથી. જો તે મુજબ ચાલતી હોત તો અલગ છન્દ ગણી શકાય પણ આપણે એક ગુરુ બરોબર ૨ માત્રા અને ૧ લઘુ એટલે એક માત્રા એમ ગણીને ૧૬ માત્રા જ ગણવી જોઈએ.

(૪) ગાગા ગાગા ગાગા ગા

મારા ઘરમાં હું શું છું ?
પત્થરનું પારેવું છું.
— ચીનુ મોદી

ઉપરના શેરમાં ગુરુનાં સાત આવર્તન જોવા મળે છે.

ગાગા ગાગા ગાગા ગાલ
ગાગા ગાગા ગાગા ગાલ
ગાગા ગાગા ગાગા ગા -
ગાગા ગાગા ગાગા ગાલ

કાચો છું તો સમજણ આપ
કાં તો પાછું બચપણ આપ

મનની સાથે મતલબ છે
પણ ક્યાં માગું છું કણ આપ.
— રાજેશ વ્યાસ

આ છન્દમાં લખાયેલી ગઝલોને જોતાં તેનું સ્વરૂપ પ્રથમ બે પઙ્ક્તિમાં અન્તિમ ગાગા ને બદલે ગાલ મૂકવામાં આવ્યા છે પરન્તુ સમગ્ર ગઝલમાં પઙ્ક્તિ નં. ૩, ૫, ૭, ૯માં માત્ર સાત ગુરુ જ જોવા મળે છે. એટલે એમ કહી શકાય કે ઉપરની પઙ્ક્તિઓમાં બે છન્દ નજરે પડે છે. એક ગઝલમાં બે છન્દો વ્યવસ્થિત રીતે છેક સુધી નિભાવાયા હોય તેવાં અનેક ઉદાહરણો મળી શકે. અહીં એ મૂકવાથી વાત લમ્બાઈ જવાની અને એક છન્દમાં બીજા છન્દ ભળી જવાની ગેરસમજ થવાની બીક હોવાથી મૂકવાનું ટાળ્યું છે.

ગાગા ગાગા ગાગા ગાલ આ છન્દ લખાયેલી ગઝલોમાં એક વાત તરફ ખાસ ધ્યાન ખેંચે છે કે પ્રથમ બે પઙ્ક્તિઓ એટલે કે મત્લાના શેરમાં અન્તે લઘુ આવતો હોય છે તે મોટેભાગે ગઝલની ૩, ૫, ૭, ૯ પઙ્ક્તિઓમાં લઘુનું સ્થાન સભાનપણે જાળવી શકાયું હોતું નથી. બલ્કે એ પઙ્ક્તિઓમાં ગાગા ગાગા ગાગા ગાલ ને બદલે ગાગા, ગાગા, ગાગા, ગાગા જ જોવા મળે છે. આમાં મૂળભૂત સંસ્કારો તો ૮ ગુરુ સ્થાનના જ સુદૃઢ હોય છે એ ગણી શકાય. ઉદા :

મીઠાં શમણાં વસમાં શૂળ,
મારી ગઝલોનાં બે મૂળ.
ફાલી ફૂલી રહેશે ઘાયલ
ગઝલોનાં છે ઊંડાં મૂળ.
— અમૃત ઘાયલ

(૬) ગાલલ ગાગા ગાગાગા

ક્યાંય જડે ના દુનિયામાં
આજ થયો છે માણસ ગુમ.
— ખાદિમ કુતિયાનવી
(પાકિસ્તાની ગુજરાતી ગઝલકાર)

આ છન્દની છન્દ ૪ સાથે સરખામણી કરીએ તો કહી શકાય કે છન્દમાં પણ ૭ ગુરુ એટલે કે ૧૪ માત્રા છે અને અહીં પણ ૧૪ માત્રા તો છે જ. વળી લઘુ-ગુરુનાં સ્થાન અત્યન્ત ચુસ્તતાથી પાળવામાં પણ નથી આવતા તો શા માટે બેઉ છન્દને એક ન ગણવા ? એક ગઝલકાર તરીકે બન્નેની પઠનછટા આગવી અને સ્પર્શી જાય તેવી છે. બાકી તો આ છન્દમાં સ્થાન નિશ્ચિત ન રાખીએ તો છન્દ ૪ બની જ જવાનો છે.

## હાવભાવ
(ગીત)

રાજેન્દ્ર શાહ

ગ્રામ કન્યા

ત્હેં તો પાણીની માછલી વીંધી,
'લ્યા ભૂરિયા, પાણીની માછલી વીંધી !
ત્હને કોણે આ આવડત ચીંધી,
'લ્યા ભૂરિયા, કોણે આ આવડત ચીંધી ?

એકલો હરાયો તું વગડાને ખૂંદતો ને
ક્યાંય ઠરી ઠામ ના જણાતો,
ટૌ'કો કરીને કોણ ખેંચતું કે વ્હેણમાં
એના તું જાય રે તણાતો !

નીચેનું વ્હેણ જાય ઊંચેરું એમ તું
દોડી ગયો રે મસ્સ હોંશે,
કાંઠે સમાય નૈ એવી કૈં લ્હેરખી
પીધી ત્હેં એક ત્હારી પોશે !

ત્હને કોણે આ આવડત ચીંધી,
'લ્યા ભૂરિયા કોણે આ આવડત ચીંધી ?
ત્હેં તો પાણીની માછલી વીંધી,
'લ્યા ભૂરિયા, પાણીની માછલી વીંધી !

કુમાર —

કોની વદ્ધાયલી ચાલ રે 'લિ ચાવલી,
કોણ કોની આયું અડફેટમાં ?
આટલાં આ ઊભરાતાં વેણે મ્હને રે વાહ
લેવા તું ચાહતી લપેટમાં !

મ્હારે ભલાં રે મ્હારો વગડો, ને
સીમનું ખેતર, ને ખાંભે તળાવડી,
ખેડું જમીન એમ જળને ય બાવડે
જોઈતી નથી રે કોઈ નાવડી
- કાંઈ દુઃખતું જણાય ત્હારા પેટમાં.

જા રે તું, જા જરા થોભી, 'લી જોઉં
ત્હને, ચાળે દેખાવડી ઝાઝી;
આ'વી નજરની ન વીજળી'લી નાખીએ
રે કોઈ પણ જાય મહીં દાઝી.
હજી ઊભી રહી તું અહીં એંટમાં
રે વાહ લેવા તું ચાહતી લપેટમાં !

કન્યા —

અલ્યા આઘો આઘો તે જાય કાંહે ?
તું ભૂરિયા, આઘો આઘોતરે કાંહે ?
અહીં આવ રે તું આવ મ્હારી પાંહે
'લ્યા ભૂરિયા, આવ રે આવ મ્હારી પાંહે.

મોગરાની વેલીએ જો મ્હેક મે'લી છૂટી
તે વાયરો વાયલ એની વાંહે,
લ્હેરિયાં લિયે રે એક, બીજાનું ઘૂમવું
આમ તેમ દાઈને બાંહે !

વચલા આ પ્હોરનો રે તાપ લોથ, આવ
મ્હારી ચીતરેલી ઓઢલીની છાંહે,
તરસ્યો થિયો તો નીર ટાઢાં છે આંહિ
આડા ખેતરની વાવડી માંહે.

તું આઘો આઘો રે જાય કાંહે ?
'લ્યા ભૂરિયા, આઘો આઘોતરે કાંહે ?
અહીં આવ રે તું આવ મ્હારી પાંહે
'લ્યા ભૂરિયા, આવ રે આવ મ્હારી પાંહે.

કુમાર —

આઘું ઓરું ન કાંઈ મ્હારે, 'લી બાવરી
આઘું ઓરું ન કાંઈ મ્હારે,
વેગળું હોયે ને તો' ઓરડું ને
ગામનું પાદર ન વેગળું લગારે.

બીજું ન કાંઈ રહ્યું કામ કે વળીવળી
આવતી, નજર મ્હારી, આડે ?
કેટલાંય બ્હાનાં બનાવટી તું કાઢતી ને
અમથી અમથીય વાત માંડે !
ત્હારું સગલું ત્હને કોઈ વારે ?

કોઈની કટેવને જો સાથ જરી દીધો
તો આપણી ય એ જ બની રે'તી,
ખોળિયાનીમાંહી એક તણખો ખરે,
ને પછી, જાય રે સમૂળગું ચેતી,
લાય પોતે પોતાને મર ઠારે.

આઘું ઓરું ન કાંઈ મ્હારે, 'લિ બાવરી
આઘું ઓરું ન કાંઈ મ્હારે,
એક સરખી તું સાંજ ને સવારે 'લિ બાવરી,
સરખી તું સાંજ ને સવારે.

કન્યા —

વાહ રે સવાર ને સાંજ ત્હારી ભૂરિયા,
ઊઘડતે પ્હોર હું તો રાતી, ને
આથમ્યે ઓઢતી રે ઓઢણી કાળી,
રજ્જનો જુએ ન જરી ભેદ ? ભલી આંખ
ત્હારી રે'તી રે એકરૂપ ભાળી !

આંબાની ડાળનો હો મરવો તું ચૈતરી,
સાખનો ન શેરડો લાગ્યો,
ઘોમ તો ચોમેર હવે ધખતો થિયો,
ન હજી તાપ ત્હારો માંહ્યલો વાધ્યો.
વગડે વિહજ્જનો અછો અછો અજંપ,
— કેવાં ટહુકાની આલતાં તાલી !

કુમાર

હમજ્યા વિનાનો ત્હારો આવડો લખારો,
અલિ, હાંભળી લીધી રે વાત આળા :
ઊંચીનીચી હો મર થાય ત્હારી પાંખ
તોય છોડતી નથી રે કાંઈ ડાળી.

વાયરો પલાણવાનું આવડ્યું જો હોત ને
તો અંકાશી આંગણું ઓરું,
ઘાટીલું તો ય નીર વ્હેણનાં ન લીધ તો
રે'તું રે ઢોચકું કોરું.
પાંખડી ખૂલી કે મ્હેક નીસરી બહાર
એને કોઈ રે શકે ન કદી ખાળી.

હાઈકુ

ગોખે દીપક —
અમાસને અન્ધાર
અજ્ઞ રોમાઞ્ચ.

## અરધે રસ્તે રે !

દીપક ત્રિવેદી 'દીપ'

નદી-કિનારે જાવું સે...
ખળખળ ખળખળ થાવું સે...
— શુકનવન્તા ગીત અરધે રસ્તે રે !!
પડઘામાં પથરાવું સે ... ખોબામાં ઝિલાવું સે....
— મધમીઠું સઙ્ગીત અરધે રસ્તે રે !!
ઝાકળના દરવાજા સે... માલીકોરે રાજા સે...
— ઊઘડે આખી પ્રીત અરધે રસ્તે રે !
તળિયે જઈને નહાવું સે...
ભીતરમાં ભીંજાવું સે...
— આ તો કેવી રીત અરધે રસ્તે રે !
મારી માથે દરિયો સે...
દરિયા પર સાંવરિયો સે...
— સાંવરિયો નવનીત અરધે રસ્તે રે !!
ઢોલ-નગારાં પડઘમ સે...
શરણાયુંમાં વા'લમ સે...
— વગડે આખું ચિત્ત અરધે રસ્તે રે !

નદી-કિનારે જાવું સે...
ખળખળ ખળખળ થાવું સે...
— શુકનવન્તા ગીત અરધે રસ્તે રે !!

### હાઈકુ

ગઠરી છૂટી
કણ વેરાયા, કરે
ઉજાણી પક્ષી.

રાજેન્દ્ર શાહ

## હથેળિયુંમાં

ભાવેશ જેતપરિયા

હથેળિયુંમાં અવળી સવળી સળવળ રેખા તાણી,
મણ મણ હાંફે પારેવાંની લહરક લહરક વાણી.

હોઠે લચકે પડછાયો ને પ્યાલી લાગી વ્હાલી,
આછાં અમથાં જીવતરની આ હરખપદુડી તાલી.
ફગ ફગ ફગતી કાબરચીતરી વાણી ફૂટે ઘાણી.

અહીંયાં કાનસ ચાનસ માણસ એકસરીખા લાગે,
ફાનસ સાથે ઝગમગ જેવી ઓળખ આપી ભાગે.
ગાન્ધારીની આંખે ઢમઢમ રેલાણી સરવાણી.

શ્વાસે ફરતા આવી પૂગ્યા ધગધગ છાતીટાણાં,
પાણીના પરપોટા જેવાં છમછમ છનનન ગાણાં.
લાંબા હાથે આકાશેથી સોડ સામટી તાણી.

## પછી

નીતિન વડગામા

પછી જ્યાં ચરણને ગમે ત્યાં જવાનું,
પછી મન તણા અશ્વને નાથવાનું.

પછી પારદર્શક નજરમાં ભળીને,
પછી દૃશ્યને એમ ઊકેલવાનું.

પછી કલરવોનોય બન્ધાય માળો,
પછી તો ગળું મોકળું મેલવાનું.

પછી અધવચાળેય રહેવું સલામત,
પછી સાવ કાંઠે જઈ ડૂબવાનું.

પછી આંખમાં એક ભ્રમ ઊગવાનો,
પછી સ્થળ હશે ત્યાંય જળ લાગવાનું.

## લખીને મૂકી દીધી

બેન્યાઝ ધ્રોલવી

કલ્પના દોડી, લખીને મૂકી દીધી,
મેં ગઝલ થોડી, લખીને મૂકી દીધી.

આંસુની ભીંતે અરીસો જોખમી છે,
જિન્દગી ફોડી, લખીને મૂકી દીધી.

દશ્ય પહાડી આંખના કાંઠે છલકતા,
આ નદી દોડી, લખીને મૂકી દીધી.

રાત-દિવસ ઊર્મિઓ મારી પકડમાં,
મેં સ્મૃતિ મરોડી, લખીને મૂકી દીધી.

પેનમાં થોડો શબદ દરિયો ભરી લે,
મેં ગઝલ હોડી, લખીને મૂકી દીધી.

## ગીત ગાતાં થઈ ગયાં

ઉમેશ ઉપાધ્યાય

લ્યો, અમે પણ ગીત ગાતાં થઈ ગયાં.
શું થયો પગરવ વસન્તી
ઉરની કળીઓ હસન્તી,
વાયરા પણ શીત વાતા થઈ ગયા.
પક્ષીનું ઊડવું નિહાળી
મન ગયું દઈ હાથતાળી
ને અમે ખુદથી ખોવાતા થઈ ગયાં.
ફૂલ કોઈના હાથમાં છે,
શી મધુરપ વાતમાં છે !
એ વાતમાં અવ લીન થાતાં થઈ ગયાં.
લ્યો, અમે પણ ગીત ગાતાં થઈ ગયાં.

## એક ગઝલ

બાલુભાઈ પટેલ

પાણી જ ક્યાં વર્તાય છે, દરિયાથી રણ સુધી;
લીલી તરસ સુકાય છે, દરિયાથી રણ સુધી.

ચાલે છે રોજ કોઈ પલળતા પગે અહીં;
રેતી બધે વેરાય છે, દરિયાથી રણ સુધી.

ભીનાશનું તો ક્યાંય કશે નામ પણ નથી;
આ શું છે જે છલકાય છે, દરિયાથી રણ સુધી ?

રસ્તામાં રેબઝેબ આ રેતીના કાફલા
ભૂલા પડી જવાય છે, દરિયાથી રણ સુધી.

'બાલુ' કોઈને ક્યાંય પરબ માંડવી નથી,
બાકી બધુંય થાય છે, દરિયાથી રણ સુધી.

## તુલના

હરીશ જસદણવાળા

પક્ષીઓની જાત સાથે આ સમય સરખાવીએ,
પારદર્શક આભ સાથે આ સમય સરખાવીએ.

મૂળથી ડાળી સુધી એ ઓળખાયો છે હવે,
વૃક્ષના આકાર સાથે આ સમય સરખાવીએ.

સાંભળું છું કાન દઈ એમાંય ધબકારા હતા,
ચાલ, કોઈ શ્વાસ સાથે આ સમય સરખાવીએ !

માટીથી વાદળ સુધી એની અસરની છાપ છે,
કે સૂરજના રાજ સાથે આ સમય સરખાવીએ !

## યાદ કર

માવજી માહેશ્વરી

ખ્વાબ તૂટ્યાની ઘડી તું યાદ કર,
શ્રાદ્ધ છે સઘળું મને તું યાદ કર.

મેઘછાયું આભ પણ તારું હતું,
તું ન તારા રણ વિશે ફરિયાદ કર.

કોણ કોને ક્યાં મળે એ વાત પર,
ભર બજારે તું ન ખોટા વાદ કર.

ઘાવ ભર, કાં દે હજી પણ વેદના,
આમ અન્તરિયાળ ના બરબાદ કર.

આપણી પણ આગવી કેડી હતી,
વાટ ભૂલ્યાની ઘડી તું યાદ કર

## જીવનધારા

ઇન્દુકુમાર ત્રિવેદી

જોઈ લીધી
   મેં જીવનધારા
કોઈને ચરણ
   ચન્દનધારા
કોકને ઊના
   રણધખારા
કોઈને
   વ્હાલપ વર્ષાધારા
કોક એકાકી
   સાવ નોંધારા
એ જ
એ જ છે સૂરજ ચાંદ ને તારા
આયખું આખું તેજ-અન્ધારાં.

## કાશ

નિર્મિશ ઠાકર

તમારી નજરમાં
હું
સદા આથમતો જ હોઉં છું.
હમેશાં એક માત્ર -
આથમણી બારીએથી
મને જોનાર, હે મિત્ર...
તમે નહીં માનો
હું
સદા ઊગતો પણ હોઉં છું !
કાશ,
તમારી પાસે
એક ઉગમણી બારી પણ હોત !

## અનઙ્ગ

ઇન્દુકુમાર ત્રિવેદી

થઈ હતી ભસ્મ કરાલ કોપથી,
કન્દર્પ-કાયા પ્રજળી ત્રિનેત્રથી,
પામ્યો નહીં રે રતિ દિવ્ય એ હજી
એથી
યુગોથી
અસઙ્ખ્ય અઙ્ગે
અનઙ્ગ થૈ મન્મથ એ ભમે છે ? !
અનઙ્ગ થૈ મન્મથ રે ભમે છે !

## જે નથી તે

સૉલિડ મહેતા

જે નથી તે
હો સમીપે

ભેદ ખોલ્યો
આ અરીસે

દાખલામાં
તું તરીકે

ખેરવી છે
ક્ષણ સમીરે

સાદ પાડું
ક્યાં ફરીને

પાંગરે છે
મન બગીચે

## વાંચો

સૉલિડ મહેતા

દૂર વાંચો
પાસ વાંચો

છમ્મલીલું
ઘાસ વાંચો

આંસુઓની
વાસ વાંચો

રોજ મનને
ખાસ વાંચો

શેષ બાકી
શ્વાસ વાંચો

કૈં નહીં તો
ભાસ વાંચો

## રેખા નથી

સૉલિડ મહેતા

રેખા નથી
હાથો વગી

ચાલ્યા અમે
શ્વાસો લગી

ઘટના બધી
માટીપગી

અફવા ફરી
આભે ચગી

ક્ષણ મૌનની
ના ઝગમગી

આ આંખને
કોણે ઠગી ?

## હશે

સૉલિડ મહેતા

આગળ હશે
પાછળ હશે

આખ્ખું નગર
ઝળહળ હશે

ધબકારવશ
પળપળ હશે

વરસાદમય
વાદળ હશે

મન આપણું
કાગળ હશે

જૈ કૈં હશે
કેવળ હશે

## છે ભૈ

સૉલિડ મહેતા

કેમ છે ભૈ
એમ છે ભૈ

મન વિશે શું
વ્હેમ છે ભૈ

જે નથી તે
પ્રેમ છે ભૈ

શ્વાસ : ફૂલો
જેમ છે ભૈ

ક્ષણ બધીયે
હેમ છે ભૈ

સાવ અમથી
નેમ છે ભૈ



## સ્વપ્ન-જાગૃતિ

ઇન્દુકુમાર ત્રિવેદી

જ્યાં
પોપચાં નીન્દરમાં ઢળ્યાં.....
ત્યાં જોઉં
અચિન્ત હું વાદળમાંથી શ્વેત
કર્પૂર શ્વેત
ધીરે ધીરે ઊતરી સુન્દરી કો'....
ખોલી બીડેલાં મૃદુ પોપચાંને
સામે ઊભી સુસ્મિત કુન્દ વેરતી
તહીં
પૂછ્યું મેં
'અહો ! ઘણાં વર્ષ પછી તું ક્યાંથી ? !
છવાયું ત્યાં છેક અપાર મૌન . . . .

ને
ન્યાળું હું
એ નયનોથી એનાં
ધીમે ધીમે આંસુ ઝમી રહ્યાં'તાં.....
મારાંય તે લોચન અશ્રુભીનાં
જાગી જઈ જોઉં
ત્યાં તો ઉશીકે ભીનું 'મેઘદૂત'.

### હાઈકુ

નભ-ગોરભ્યો
ઘન ગાજે સમ્ભ્રાન્ત
મોરની કલા.

રાજેન્દ્ર શાહ

## હોય છે

ભરત ભટ્ટ 'તરલ' •

પાંખો ન હોય તો ય પીંખાવાનું હોય છે,
માણસને પીઞ્જરામાં પુરાવાનું હોય છે.

પ્રત્યેક પળમાં પામીએ પરિચય નવોનવો,
જીવતરમાં રોજરોજ ઘૂંટાવાનું હોય છે.

આવાગમનની કોઈ દિશાની ખબર નથી,
મનને તમામ રીતે સજાવાનું હોય છે.

મુદત પૂરી થતાં જ ઉપાડી શકો સ્વયમ્
થાપણની જેમ દોસ્ત, મુકાવાનું હોય છે.

અવસરની જેમ આવ્યા અને ઓગળી ગયાં,
આ મીણબત્તી જેમ બુઝાવાનું હોય છે.

## કરી શકું

સુશીલા ઝવેરી

જો ગ્રીષ્મની બપોરને શ્રાવણ કરી શકું,
તો વિશ્વના અગ્નિ તણું વારણ કરી શકું.
શું છે સમય એ તો મને કંઈયે ખબર નથી;
જો થઈ શકે તો થાય ભીની ક્ષણ કરી શકું.
શું સાધના, અધ્યાત્મ શું, એ જાણવું નથી;
કેવળ અહમ્‌ના પ્હાડને કણકણ કરી શકું.
વિદ્યા નથી કો સાધવી ના જ્ઞાનની જરૂર;
હૈયા સમા જો ગ્રંથનું વિવરણ કરી શકું.
ના મૂલ્ય હીરાની પરિભાષા તણું કશું;
જો સત્યનું તાટસ્થ્યથી તારણ કરી શકું.
આ વિશ્વ થૈ જાશે મનોહર કેટલું બધું;
જો જડ મહીં હું સ્નેહ સઞ્ચરણ કરી શકું
ના આભ ફાટે, થીંગડાં ફાટે દઈ શકું;
તૂટેલ તો હૈયા તણું ઝારણ કરી શકું.

## તમે 

મનસુખ લશ્કરી

તમે
   મરચી ઉગાડો કે શેરડી
   ઘર બનાવો
      કતલખાનું ચણાવો
         કે કબર બાંધો
            તો ય

            આ જમીન
            કાંઈ કે'તાં કાંઈ
      એક અક્ષરેય બોલશે નહીં

            બસ
            જોયા કરે છે બધું
            ચુપચાપ

હું એટલો સ્થિતપ્રજ્ઞ
   હજીય બની શક્યો નથી
ને તો ય
કેટલી લીલપ ભરી આંખે
જોઈ રહી છે મને
અ-તૂલ મમત્વથી !

## ચિત્ર

જગદીશ ત્રિવેદી

અમ્ભોધિ-શાં ગહન આ મુજ નેત્રમાંહી
રઙ્ગીન મ્હેં નજરની પીંછી બોળી બોળી
અન્ધારના પટ અનન્ત પરે સુંવાળા,
દોર્યું રૂડું નિખિલ વિશ્વતણું અપૂર્વ
જે ચિત્ર તે
દીવાનખણ્ડમહીં હીંચકતું હવામાં

## રિમઝિમ

પિનાકિન્ ઠાકોર

રિમઝિમ બુન્દે રે શત ધારે
રણઝણતી વરસાદ સિતાર
આભ ધરા ચહુઓર છલકતાં આ પારે ઓ પાર.

કેસરિયા સૂરમાં ઉઘડે પ્રભાત કેવાં,
ભૈરવ ગમ્ભીર રૂપ રમતાં દર્શાય;
નજરું ભરાય હજુ આઘેરી વાત એવાં,
જોગિયાની કાયા કેવી કમનીય સ્પર્શાય;
ગૂંજે કાલિઙ્ગડાની સ્વર લહર કર્ણમાં ને
રૂપ એના સ્વર એના ધરતાં આકાર.

કોટિ કોટિ તારલા એ સૂરનાં સ્વરૂપે,
રાગોનાં રૂપ રમ્ય ધરતાં રેલાય;
કોની એ અઙ્ગુલીએ એવાં એ અપરૂપે,
કાળના કિનાર કામ્ય કેવા ખેલાય.
કણ્ઠના તે કામણને અધરો પર ધારીને
લેતું કોણ અદ્ભુત આ સ્વરના અવતાર.

અન્તરતમ આરતને ઓવારે કોણ આ !
પગલું મેલે અંદીઠ છન્દમાં અરૂપ :
એની અનુભૂતિના આભાસે કોણ આ !
ફેલાતા ફોરાતા ફાગણિયા ધૂપ.
કોનાં નિરખાય રૂપ એવાં મનમોહક કે
કલ્પના એ કોડે ઝૂરે વારવાર.

## ખાંપણું

બારે તે મહિને આવેલાં સુરખાબ,
   છવાય સોવર આભ
         પચ્છાળા કણ્ઠથી.

ગજેન્દ્ર શાહ

## છત્રી

જગદીશ ત્રિવેદી

હે ગગન !
જેટલી વરસાવવી તારે અગન
એટલી વરસાવજે તારે નયન —
આંહી ઢળીને ઢોલિયે
બેફામ ઊજવું આજ હું મધ્યાહ્ન, હો...
ઘેઘૂર જો આ વૃક્ષની
છત્રી નીચે !

## હાંસિયો

'ઉશના'

જીવવા માટે
સાવ કોરો ને સાવેસાવ ટૂંકો
કાગળ પકડાવી દીધો તેં મારા હાથમાં.
એમાંય,
એનો ચોથો ભાગ તો દબાવી બેઠો આ હાંસિયો !
પછી બોલ,
જીવવું કેમ મારે એમાં આટલું લાં...બું જીવન.. ?

છતાંયે મેં કોશિશ તો કરી જ.
અને આમ ને આમ હું જીવી ગયો :
પહેલા પેરામાં
ભાંખોડિયાં ભરતું
વહાલપના તળાવમાં ભૂસકા મારતું
રમકડાંના ગાર્ડનમાં રમકડું થઈ જતું
દાદીમા પાસેથી સાંભળેલી વારતાને મમળાવતું
પરીઓના દેશમાં ખોવાઈ જતું
પળમાં રિઝાતું
પળમાં રિસાતું
પળમાં મનાતું
ગાંડુંઘેલું ડહાપણ
ડાહ્યુંડમરું ગાંડપણ
ઈશ્વરની આંખનું આસમાની ભોળપણ
કાચી કેરીના કટકા જેવું ખટમીઠું
મારું બાળપણ !
બીજા પેરામાં જીવ્યો હું
અશ્વમેધયજ્ઞના પચ્ચકલ્યાણી અશ્વ પર
દિગ્વિજય કરવા નીકળેલું
ધરાને ધ્રુજાવતું
રાતુંમાતું
મદમાતું
અલકાતું
મલકાતું
છલકાતું
અટવાતું
અથડાતું
પછડાતું
  અ
ન્તે
ઘડપણમાં
  ખરી પડતું
    મારું યૌવન !
આટલું જીવતાંમાં તો
પાનું આખું ભરાઈ ગયું
પેનમાં શાહી પણ ખૂટવા આવી
ઘડપણને જીવવા
કાગળમાં ક્યાંયે જગા પણ ન રહી
સિવાય કે -
મનહૂસ પેલો હાંસિયા
  સાવ કોરોધાકોર !
    સાવ નવરોધૂપ !

## આદિ શબ્દ

**રાજેશ વ્યાસ**

શબ્દ મૂળ સૃષ્ટિનું શબ્દ દેહનું બન્ધન,
સૃષ્ટિ બ્હાર નીકળવા એ જ માત્ર અવલમ્બન.

શબ્દને અતિક્રમવા જ્યાં કરે છે ઈચ્છા મન,
શબ્દના સહારેથી શબ્દ – રાજ્યનું ભે દન.

સ્થૂળ-સૂક્ષ્મ ભાવોનો લય-ઉદય અનાદિથી,
શબ્દ આ સ્વયમ્ પોતે કાળનું જ આવર્તન.

મન્ત્રમયી ભૂમિ જે મધ્યમા આ શબ્દોની,
દ્વાર નિત નવા ખોલે મનનું થઈ શકે શોધન.

શબ્દ એ જ ચિદ્-રશ્મિ વ્યક્તાવ્યક્ત બન્નેયે,
શબ્દ છેક ક્યાં સુધી લઈ જતું સરળ સાધન.

શબ્દ એ જ ભૂમિ છે જ્યાંથી સૂરિગણ કાયમ,
દેવનેય જે દુર્લભ એનું કરે છે દર્શન.

## મોકલું છું

**રાજેશ વ્યાસ**

એ ભલે લાગે છે અક્ષર મોકલું છું,
ઘૂઘવ્યા ભીતર એ સાગર મોકલું છું.

તું સ્વયમ્ ઝળહળ છે જાણું છું છતાંયે
કોડિયું મારું આ થરથર મોકલું છું.

થઈ ગયું મોડું પડ્યું જન્મોનું છેટું,
તો ય લાગે છે સમયસર મોકલું છું.

હાંસિયામાં ક્યાં લગી ઊભું રહે એ
તેં કદી દોર્યું'તું એ ઘર મોકલું છું.

નામ, જાતિ, ધર્મ તો આ દેહને છે,
છે બધાથી પર એ ભીતર મોકલું છું.

તેં સતત ઝઙ્ખ્યો ને હું ઉજવી શક્યો ના,
એ જ હા, હા એ જ અવસર મોકલું છું.

## સદાય ગમતું

**મફત ઓઝા**

તારું સ્મરણ -
છાતી પર ઊગેલું વૃક્ષ
મઞ્જરી ભર્યું મઘમઘ મહેક્યું ટહૂકો પહેરી
ઊડ્યું
ખીલ્યું મેઘધનુષ અષાઢનું.

કેડી લેતી વળાંક —
સાવ અજાણ્યું પગલું સવારનું ઝાકળ ઢાંક્યું
સ્પર્શ પવનનો
ખળખળ વહેતું ઝરણું.

ફૂટે ઈંડું —
ઊઘડે આંખ ખીલતું ગગન પીછું ફરફરતું
પરોઢનું
પાંદડું એક ખરતું
ત્યાં વન આખેઆખું ઊગતું.

દોડે હરણ —
મૃગજળ ઝળહળતું જળ રેલાતું ગાતું
ઝૂકે ડાળ..
રણે મધપૂડો થઈ ઝૂમતું

તારું સ્મરણ —
લહર પર લહરનું વહેવું સમુદ્રનું
પૂનમે ભરતી જેવું ચડવું
ને પછી પરાગ જેવું પમરી પસરી જવું ગમવું.

## ખાંપણું

ડાળીએ બેઠો વાયસ, ચાંચમાં પૂરી
શ્વાનની જોઈ સબૂરી
ઊંચે મીટ માંડતી.

**રાજેન્દ્ર શાહ**

# અનુવાદ

## મેઘદૂત

### મહાકવિ કાલિદાસ કૃત — અનુ. રાજેન્દ્ર શાહ

### उत्तरमेघ

विद्युद्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्रा
या वः काले प्रहतमुरजाः स्निग्धगम्भीरघोषम् ।
अन्तस्तोयं मणिमयभुवस्तुंगमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥ १ ॥

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धं
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामाननश्रीः ।
चूडापाशे नवकुरबकं चारुकर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥ २ ॥

यस्यां मत्तभ्रमरमुखराः पादपा नित्यपुष्पाः
हंसश्रेणिरचितरशना नित्यपद्मा नलिन्यः ।
केकोत्कण्ठा भवनशिखिनो नित्यभास्वत्कलापाः
नित्यज्योत्स्नाप्रतिहततमोवृत्तिरम्याः प्रदोषाः ॥ ३ ॥

आनन्दोत्थं नयनसलिलं यत्र नान्यैर्निमित्तै-
र्नान्यस्तापः कुसुमशरजादिष्टसंयोगसाध्यात् ।
नाप्यन्यत्र प्रणयकलहाद् विप्रयोगोपपत्ति-
र्वित्तेशानां न च खलु वयो यौवनादन्यदस्ति ॥ ४ ॥

यस्यां यक्षाः सितमणिमयान्येत्य हर्म्यस्थलानि
ज्योतिच्छायाकुसुमरचितान्युत्तमस्त्रीसहायाः ।
आसेवन्ते मधुरतिफलं कल्पवृक्षप्रसूतं
त्वद्गम्भीरध्वनिषु शनकैः पुष्करेष्वाहतेषु ॥ ५ ॥

मंदाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भि-
र्मन्दाराणामनुतटरुहां छायया वारितोष्णाः ।
अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः
संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥ ६ ॥

नीवीवन्धोच्छ्वसितशिथिलं यत्र विम्वाधराणां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु ।
अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपान्
ह्रीमूढानां भवति विफलप्रेरणाचूर्णमुष्टिः ॥ ७ ॥

### ઉત્તરમેઘ

ત્હારે વિદ્યુત, સુરધનુ વળી સ્નિગ્ધગમ્ભીરઘોષ,
તો ત્યાંયે છે લલિત લલના, ચિત્ર, તાને મૃદઙ્ગઃ
તું ધારે જો જલ, મણિ ધરામાં ત્યહીં; તુઙ્ગ તું, તો
એવાં એનાં સદન - તુલનામાં સહી સર્વ રીતે. ૧

હસ્તે નીલોત્પલ, અલકમાંહીં કળી કુન્દકેરી,
આભા પાણ્ડુ વદન પર તે લોધ્રનાં કેસરોની,
ચૂડાપાશે કુરબક નવાં, ચારુ કર્ણે શિરીષ.
ને સેંથીમાં, તવ અભિગમે, નાર સોહે કદમ્બે. ૨

પુષ્પે સોહ્યાં તરુવર, સદા ગુઞ્જના ભૃઙ્ગની જ્યાં,
કાઞ્ચી હંસે રચિત નલિનીકેરી, - જે નિત્યપદ્મા;
કેકાઘેલા જ્યહીં ગૃહ-શિખીની કળા નિત્ય ભાસે,
ને જ્યાં જ્યોત્સ્નાહત તમ, સુદાના સુરમ્ય પ્રદોષ. ૩

આનન્દે જ્યાં દગજલ, નહીં અન્ય કોઈ નિમિત્તે;
સંયોગે જે શમત સ્મરનો તાપ, તેથી ન અન્ય;
જો હો તો તે પ્રણય-કલહે, તે વિના ના વિયોગ,
યક્ષીને ના વય અવર, એ યૌવને નિત્ય રાજે. ૪

જેમાં યક્ષો લઈ નિજ સખી, શ્વેત રત્ને સજાયા,
તારા-છાયા સમ કુસુમથી સોહતા હર્મ્ય-પ્રાન્તે
સેવે ક્રીડાફલ મધુ ત્યહીં પાંગર્યું કલ્પવૃક્ષે,
ત્હારાં ઘેરાં ગરજનમહીં, ઢોલ ધીમે બજાવી. ૫

સ્વર્ગઙ્ગાનાં હિમ સલિલથી સિક્ત એવી હવાએ,
તીરે ઊભાં સુરતરુની છાયા હરે અઙ્ગ-તાપ :
જ્યાં સન્તાડ્યાં મણિ કનકની વેળુમાં ઠીક ઊંડે
શોધે ખેલા-રત અમરની વાઞ્છિતા કન્યકાઓ. ૬

નીવી છૂટ્યે શિથિલ સરતું વસ્ત્ર બિમ્બાધરાનું,
ખેંચે ખુલ્લે કર દયિત જ્યાં શીઘ્ર કેલી કરન્તાં;
સામે ત્યારે ઝળહળત આચ્છાદવા રત્ન-દીપ
લજ્જામૂઢાતણું વિફલ ફેંકેલ તે મુષ્ટિ કઙ્કુ. ૭

नेत्रा नीताः सततगतिना यद्विमानाग्रभूमी-
रालेख्यानां स्वजलकणिकादोषमुत्पाद्य सद्यः ।
शङ्कास्पृष्टा इव जलमुचस्त्वादृशाजालमार्गै-
र्धूमोद्गारानुकृतिनिपुणा जर्जरा निष्पतन्ति ॥ ८ ॥

વાએ પ્રેર્યા સતત, ગત જે સાતમે માળ સદ્યે,
દોર્યાં ચિત્રો જલકણથી ભીનાં કરી ડોળી, સદ્ય
આશઙ્કાથી, ઘન તવ સમા, છિન્ન થૈ, જાળીએથી
નાસે, ધૂમાકૃતિ ગ્રહણમાં સર્વ રીતે પ્રવીણ. ૮

यत्र स्त्रीणां प्रियतमभुजालिङ्गनोच्छ्वासिताना -
मङ्गग्लानिं सुरतजनितां तन्तुजालावलम्बाः
त्वत्संरोधोपगमविशदैश्चन्द्रपादैर्निशीथे
व्यालुम्पन्ति स्फुटजललवस्यन्दिनश्चन्द्रकान्ताः ॥ ९ ॥

તું આડે જ્યાં નહિ, વિશદ તે ચન્દ્રતેજે નિશીથે
આલિઙ્ગીને પ્રિયતમ-ભુજા હાંફતી જે ત્વરાએ,
એનો એવો સુરત-રમણનો બધો અઙ્ગ-થાક,
સૂત્રે ગૂંથ્યા જલ ટપકતા લે હરી ચન્દ્રકાન્ત. ૯

अक्षीणान्तर्भवननिधयः प्रत्यहं रक्तकण्ठै-
रुद्गायद्भि र्धनपतियशो किन्नरैर्यत्र सार्धम् ।
वैभ्राजाख्यं विबुधवनितावारमुख्या सहायाः
बद्धालापाः बहिरुपवनं कामिनो निर्विशन्ति ॥ १० ॥

ગાતા હોંશે ધનપતિતણી કીર્તિ તે કિન્નરોની
સાથે, કામી ક્ષય-રહિત સમ્પત્તિનાં ધામવાળા,
લેઈ સઙ્ગે અમર-ગણિકા-રત્ન ગોષ્ઠી કરન્તા,
જાતા નિત્યે ઉપવન-વિહારાર્થ વૈભ્રાજમાંહી. ૧૦

गत्युत्कम्पादलकपतितैर्यत्रमन्दारपुष्पैः
पत्रच्छेदैः कनककमलैः कर्णविस्रंसिभिश्च ।
मुक्ताजालैः स्तनपरिसरच्छिन्नसूत्रैश्च हारैः
नैशो मार्ग : सवितुरुदये सूच्यते कामिनीनाम् ॥ ११ ॥

જ્યાં કેશેથી ચલન-હલને સ્રસ્ત મન્દાર પુષ્પો,
ને કર્ણેથી કનક કમલો પાંખડી પાંખડીથી;
મોતી-પ્રોવ્યા સ્તન ઉપરના હાર જ્યાં છિન્નસૂત્ર,
વ્હાણે તે સૌ નિશિ-પથ રહ્યાં સૂચવી કામિનીના. ૧૧

मत्वा देवं धनपतिसखं यत्र साक्षाद् वसन्तम्
प्रायश्चापं न वहति भयान्मन्मथः षट्पदज्यम् ।
सभ्रूभङ्ग प्रहितनयनैः कामिलक्ष्येष्वमोघै-
र्तस्यारम्भश्चतुरवनिताविभ्रमैरेव सिद्धः ॥ १२ ॥

જાણી આંહીં ધનપતિસખા શમ્ભુનો છે નિવાસ,
કન્દર્પે ના અલિ-પણછનું ચાપ-લીધું ડરીને,
તોયે કામીજનતણું કરી લક્ષ્ય, ભ્રૂભઙ્ગ સાથે
વીંધી, નિશ્ચે ચતુર વનિતાથી થતો હાવ સિદ્ધ. ૧૨

वासश्चित्रं मधु नयनयोर्विभ्रमादेशदक्षम्
पुष्पोद्भेदं सह किसलयैर्भूषणानां विकल्पान् ।
लाक्षारागं चरणकमलन्यासयोग्यं च यस्या-
मेकः सूते सकलमवलामण्डनं कल्पवृक्षः ॥ १३ ॥

પ્રેરી રે'તાં મધુ, વસન રઙ્ગીન નેત્રે વિલાસ,
પુષ્પો સાથે કિસલય બને ભૂષણોના વિકલ્પ,
શોભા દેવા અરુણ અળતો યોગ્ય પાદામ્બુજે જ્યાં,
સ્ત્રી-લાવણ્યે સકલ વર-દા એક ત્યાં કલ્પવૃક્ષ. ૧૩

तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयं
दूराल्लक्ष्यं सुरपतिधनुश्चारुणा तोरणेन ।
यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तवकनमितो बालमन्दारवृक्षः ॥ १४ ॥

પ્રાસાદેથી ધનવિભુતણા ઉત્તરે કૈં નિકેત
જે દેખાતું સુરધનુ સમા તોરણે, તે અમારું.
ત્યાં પત્નીએ મુજ, તનયશું આંગણામાં ઉછેર્યું;
હાથે લેતાં સ્તબક નમતું બાલ-મન્દાર વૃક્ષ. ૧૪

वापी चास्मिन्मरकतशिलाबद्धसोपानमार्गा
हेमैश्छन्ना विकचकमलैः स्निग्धवैदूर्यनालैः ।
यस्यास्तोये कृतवसतयो मानसं संन्निकृष्टं
न ध्यास्यन्ति व्यपगतशुचस्त्वामपि प्रेक्ष्य हंसाः ॥ १५ ॥

ત્યાંની વાવે મરકત-શિલાબદ્ધ સોપાન માર્ગ,
જે સોહન્તી કનક-કમલે, સ્નિગ્ધ વૈદૂર્ય-નાળે,
એનાં નીરે નિતે વસી રહ્યા હંસ ચિત્તે પ્રસન્ન,
ઝઙ્ખે ના માનસ નિકટ એવું છતાં, હેરી તુંને. ૧૫

तस्यास्तीरे रचितशिखरः पेशलैरिन्द्रनीलैः
क्रीडाशैलः कनककदलीवेष्टनप्रेक्षणीयः ।
मद्गेहिन्या प्रियइति सखे चेतसा कातरेण
प्रेक्ष्योपान्तस्फुरिततडितं त्वां तमेव स्मरामि ॥ १६ ॥

તેના તીરે શિખર નમણાં ઈન્દ્રનીલે રચાયું,
એવો ક્રીડાગિરિ કનક-કેળે સદા દર્શનીય.
એ છે વ્હાલો મુજ પ્રિય સખીને, સખા, એ સમાન
જોતાં તુંને તડિત સહ, એને સ્મરું વ્યગ્ર ચિત્તે. ૧૬

रक्ताशोकश्चलकिसलयः केसरश्चात्र कान्तः
प्रत्यासन्नौ कुरबकवृतेर्माधवीमण्डपस्य ।
एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी
काङ्क्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनास्याः ॥ १७ ॥

આંહી બન્ને, -બકુલ લહર્યા લાલ પર્ણે અશોક,
સોહે પાસે કુરબક સજ્યા મણ્ડપે માધવીના,
વાચ્છે પ્હેલું વદન-મદિરાને મિષે દોહેદોના,
બીજું ત્હારી સહ મુજ સખીનો ચહે વામ પાય. ૧૭

तन्मध्ये च स्फटिकफलका काञ्चनी वासयष्टिः
मूले बद्धा मणिभिरनतिप्रौढवंशप्रकाशैः ।
तालैः सिञ्जावलयसुभगैर्नर्तितः कान्तया मे
यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ॥ १८ ॥

ત્હેની વચ્ચે સ્ફટિક ફલકે હેમનો સ્તમ્ભ એક,
મૂળે ટાંક્યા મણિથકી, યુવા વાંસલીલા પ્રકાશે.
તાલે, કાન્તા મુજ વલયની કિઙ્કિણીએ નચાવે
તે ત્યાં બેસે, દિવસ નમતાં મોરલો મિત્ર ત્હારો. ૧૮

एभिःसाधो हृदयनिहितैर्लक्षणैर्लक्षयेथा
द्वारोपान्ते लिखितवपुषौ शंखपद्मौ च दृष्ट्वा ।
क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम् ॥ १९ ॥

આલેખેલાં જ્યહીં કમલ ને શઙ્ખ છે દ્વાર પાસે,
સાધો, ધાર્યાં હૃદયમહીં એ લક્ષણે જાણ ત્હેને.
હાવાં એ છે ભવન થયું નિસ્તેજ મ્હારા વિયોગે,
લોપાયો જ્યાં રવિ, ખલુ ન ખીલે ત્યહીં પદ્મકાન્તિ. ૧૯

गत्वा सद्यः कलभतनुतां शीघ्रसंपातहेतो
क्रीडाशैले प्रथमकथिते रम्यसानौ निषण्णः ।
अर्हस्यन्तर्भवनपतितां कर्तुमल्पाल्पभासं
खद्योताली विलसितनिभां विद्युदुन्मेषदृष्टिम् ॥ २० ॥

ત્યાં તું થાજે ગજશિશુસમો શીઘ્ર નીચે જવા, ને
બેસી ક્રીડાગિરિ, શિખરપે રમ્ય, પૂર્વે કહેલા;
તેજે જેની વિલસતી પ્રભા આગિયાની, તું તેવી
આછી આછી કરી ભવનમાં માંડજે વીજદૃષ્ટિ. ૨૦

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकित हरिणीपेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवति विषये सृष्टिराद्येव धातुः ॥ २१ ॥

જ્યાં ધાતાની યુવતિ વિષયે આદ્ય જે સૃષ્ટિ, તેવી
તન્વી શ્યામા, રુચિર દશના, ઓષ્ઠની બિમ્બ લાલ,
ઊંડી ડૂંટી, કૃશ કમરની, લોલ નેત્રે મૃગીશી,
શ્રોણીભારે અલસ ગતિની, ને સ્તને કૈં ઝુકેલી. ૨૧

तां जानीथाः परिमितकथां जीवितं मे द्वितीयं
दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ।
गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालां
जातां मन्ये शिशिरमथितां पद्मिनीवान्यरूपाम् ॥ २२ ॥

બોલે ઝાઝું નહિ, અવર તે પ્રાણ મ્હારા તું જાણ;
વિચ્છેદે જે મુજ બની રહી ચક્રવાકી સમાન,
ઉત્કણ્ઠાએ વિકલ, દિવસો આટલા જ્યાં વહેલા,
બાલા જાણે અવ હિમહતા પદ્મિનીને જ રૂપ. ૨૨

नूनं तस्या प्रबलरुदितोच्छूननेत्रं प्रियायाः
निःश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठं ।
हस्तन्यस्तं मुखमसकलव्यक्तिलम्बालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणक्लिष्टकान्तेर्बिभर्ति ॥ २३ ॥

સૂજ્યાં જેવાં અધિક રુદને નેત્ર મ્હારી પ્રિયાનાં,
ઝાંખી એની અધર પરની રક્તિમા ઉષ્ણ શ્વાસે,
છૂટા કેશે, કરતલ વિષે તે નહીં સ્પષ્ટ આસ્ય,
ત્હારી છાયામહીં વિધુ સમું દૈન્ય એણે ધરેલું. ૨૩

आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा
मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ।
पृच्छन्ती वा मधुरवचनां सारिकां पञ्जरस्थां
कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति ॥ २४ ॥

ત્યાં જોશે તું પ્રથમ રત પૂજામહીં, વા વિભાવે
આલેખન્તી કૃશ મુજ તનુ, વ્રેહથી જે થયેલું.
કિંવા પૂછી રહી ટહુકતી પિઞ્જરે સારિકાને,
સ્વામીને તું સ્મરતી રસિકે ? ત્હેની તું યે પ્રિયા છો. ૨૪

उत्संगे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।
तंत्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचित्
भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती ॥ २५ ॥

કે ખોળાના મલિન વસને, સૌમ્ય હે, લેઈ વીણા
મ્હારા નામે રચિત પદને ચાહી ગાવા જતી ત્યાં
તન્ત્રી ભીની દગજલથી તે મેળવી કૈંક લેતી
વારેવારે કૃતિ નિજ છતાં મૂર્ચ્છના વિસ્મરન્તી. ૨૫

शेषान्मासान्गमनदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पैः ।
संयोगं वा हृदयनिहितारम्भमास्वादयन्ती
प्रायेणैते रमणविरहेष्वंगनानां विनोदाः ॥ २६ ॥

કિંવા માંડી વિરહ-દિનથી માસ બાકી રહ્યા તે
ભોંયે મૂકી કુસુમ ગણતી, જે ધર્યા દેહલીએ.
માણી રે'તી હૃદય વસિયા સઙ્ગ વા યોગ-સૌખ્ય,
આવા છે કૈં પ્રિય-વિરહમાં કામિનીના વિનોદ. ૨૬

सव्यापारामहनि न तथा पीडयेन् मद्वियोगः
शंके रात्रौ गुरुतरशुचं निर्विनोदां सखीं ते ।
मत्संदेशैः सुखयितुमलं पश्य साध्वीं निशीथे
तामुन्निद्रामवनीशयनां सौधवातायनस्थः ॥ २७ ॥

પીડે એને નહિ દિવસને કાર્ય મ્હારો વિયોગ,
રાત્રે કિન્તુ વ્યથિત વધુ ત્હારી સખી, શોચતો હું.
નિદ્રાહીણી અવનિ-શયને જોઈ સાધ્વી નિશીથે,
સન્દેશે તું મુજ, કર સુખી, સદ્મ-ગોખે રહીને. ૨૭

आधिक्षामां विरहशयने संनिषण्णैकपार्श्वां
प्राचीमूले तनुरिव कलामात्रशेषां हिमांशोः ।
नीता रात्रिः क्षणइव मया सार्धमिच्छारतैर्या
तामेवोष्णैर्विरहमहतीमश्रुभिर्यापयन्तीम् ॥ २८ ॥

ચિન્તા સેવ્યે કૃશ, શયનમાં એકલી એક બાજુ,
પૂર્વાકાશે જ્યમ વિધુકલા રેખ, જે માત્ર શેષ.
મ્હારી સાથે રતિસુખમહીં રાત્રિ વીતી નિમેષે,
ઊનાં આંસુ દ્રવતી વિરહે દીર્ઘ ગાળે હવે તે. ૨૮

पादानिन्दोरमृतशिशिराञ्जालमार्गं प्रविष्टान्
पूर्वप्रीत्या गतमभिमुखं संनिवृत्तं तथैव ।
खेदाच्चक्षुः सलिलगुरुभिः पक्ष्मभिश्छादयन्तीं
साभ्रेऽह्नीव स्थलकमलिनीं न प्रबुद्धां न सुप्तां ॥ २९ ॥

આવ્યાં જાળી થકી હિમ-સુધા-રશ્મિ જે ચન્દ્રનાં તે
પૂર્વ પ્રેમે લહી, તુરત એવી જ લે દૃષ્ટિ વાળી,
ખેદે નેત્રો જલજલ ભર્યાં છાવરે પાંપણોથી;
મેઘે છાયો દિન, -કમલિનીને ન નિદ્રા, ન સૂધ. ૨૯

निःश्वासेनाधरकिसलयक्लेशिना विक्षिपन्तीं
शुद्धस्नानात्परुषमलकं नूनमागण्डलम्बम् ।
मत्संयोगः सुखमुपनयेत्स्वप्नजोऽपीति निद्रा-
माकांक्षन्तीं नयनसलिलोत्पीडरुद्धावकाशम् ॥ ३० ॥

સ્નાને કોરી અલક-લટ ઝૂકી કપોલે ઢળેલી
એને કૂણા અધર દહનારા નિસાસે વિખેરી
રે'તી, સ્વપ્ને પણ મુજ મળે યોગ-ઉલ્લાસ એથી
નિદ્રા ઇચ્છે, પણ નયન-નીરે ધરી આડ, ના'વે. ૩૦

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा तां मयोद्वेष्टनीयाम् ।
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत् सारयन्तीं
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण ॥ ३१ ॥

બાંધી પૂર્વે વિરહ-દિવસે જે શિખા પુષ્પહીન,
જે શાપાન્તે દુખરહિત મ્હારા કરે મુક્ત થાય :
તે વેણીને કઠિન, અડતાં ખૂંચતી ગૂંચવાળી,
ગાલે આવી, નખભર કરે સારતી વારવાર. ૩૧

सा सन्यस्ताभरणमबला पेशलं धारयन्ती
शय्योत्संगे निहितमसकृद् दुःखदुःखेन गात्रं ।
त्वामप्यस्रं नवजलमयं मोचयिष्यत्यवश्यं
प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥ ३२ ॥

ત્યાગી ભૂષા સકલ, અબલા ધારતી ચારુ કાયા
શય્યામાંહીં વિકલ ઉરની આરતે વાર વાર.
તું યે નિશ્ચે નવજલ સમાં અશ્રુ રેલી રહેશે :
પ્રાય : સર્વે ધરત કરુણાવૃત્તિ, જે આર્દ્ર હૈયે. ૩૨

जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मा-
दित्थं भूता प्रथमविरहे सामहं तर्कयामि ।
वाचालं मां न खलु सुभगंमन्यभावः करोति
प्रत्यक्षं ते निखिलमचिराद् भ्रातरुक्तं मया यत् ॥ ३३ ॥

જાણું મ્હારા પર તવ સખીનો ભર્યો સ્નેહભાવ,
તેથી તો હું પ્રથમવિરહે આ દશા શોચું એની.
પ્રેરે ના કૈં અધિક કથને આમ, સૌભાગ્ય મ્હારું,
કીધું તે સૌ અચિર તુજને, બન્ધુ, પ્રત્યક્ષ થાશે. ૩૩

रुद्धापाङ्गप्रसरमलकैरञ्जनस्नेहशून्यं
प्रत्यादेशादपि च मधुनो विस्मृतभ्रूविलासम् ।
त्वय्यासन्ने नयनमुपरिस्पन्दि शंके मृगाक्ष्याः
मीन क्षोभाचलकुवलयश्रीतुलामेष्यतीति ॥ ॥ ३४ ॥

નીચે આવ્યા અલક, નહિ આંજેલ રોધે અપાઙ્ગ,
છોડી દેતાં ત્યમ જ મધુને વિસ્મરી ભ્રૂવિલાસ:
ત્હારું પાસે જવું, નજર ઊંચી કરે, ત્યાં મૃગાક્ષી,
શોભા નીલોત્પલ સમ ધરે, -મીન સઞ્ચાર લોલ. ૩૪

वामाश्चास्याः कररुहपदेर्मुच्यमानो मदीयै-
र्मुक्ताजालं चिरपरिचितं त्याजितो देवगत्या ।
संभोगान्ते मम समुचितो हस्तसंवाहनानाम्
यास्यत्यूरुः सरसकदलीस्तम्भगौरश्चलत्वम् ॥ ३५ ॥

મ્હારા કીધા ક્ષત નખ વડે ના હવે દૈવયોગે,
મોતી કેરો પરિચિત ઘણો હાર જે તેય ત્યક્ત.
મ્હારા હાથે નિધુવન પછી યોગ્ય જે ચાંપવાને
તે ડાબી સાથળ ફરકશે, કેળશી, ગૌરવર્ણ. ૩૫

तस्मिन्काले जलद यदि सा लब्धनिद्रासुखास्या-
दन्वास्यैन्यां स्तनितविमुखो याममात्रं सहस्व ।
माभूदस्या प्रणयिनि मयि स्वप्नलब्धे कथंचित्
सद्यः कण्ठच्युतभुजलताग्रन्थि गाढोपगूढम् ॥ ३६ ॥

તે વેળા, હે જલદ, સુખથી હોય પોઢી રહેલી,
તો તું પાસે પ્રહરભર થોભી જજે નાદ-રુદ્ધ.
જોજે, સ્વપ્ને પ્રિયતમ મ્હને હોય પામી ભુજાથી
કેમે બાંધી રહી, તરત તે ગ્રન્થિ ના જાય છૂટી. ૩૬

तामुत्थाप्य स्वजलकणिकाशीतलेनानिलेन
प्रत्याश्वस्तां सममभिनवैर्जालकैर्मालतीनाम् ।
विद्युद्गर्भः स्तिमितनयनां त्वत्सनाथे गवाक्षे
वक्तुं धीरः स्तनितवचनैर्मानिनीं प्रक्रमेथाः ॥ ३७ ॥

ત્હેને ત્હારી સલિલ-કણ-શીળી હવાએ ઉઠાડી
દેજે આશ્વાસન તું, કલિકાએ વળી માલતીની;
બેસી ગોખે, નિહિત હ્રદયે વીજ રાખી, સુધીર !
ધીમા નાદે, સ્તિમિત નયના માનિનીને કહેજે. ૩૭

भर्तुर्मित्रं प्रियमविधवे विद्धिमामंबुवाहं
तत्संदेशैर्हृदयनिहितैरागतं त्वत्समीपम् ।
यो वृन्दानि त्वरयति पथि श्रम्यतां प्रोषितानां
मन्द्रस्निग्धैर्ध्वनिभिरबलावेणीमोक्षोत्सुकानि ॥ ३८ ॥

સ્વામીકેરો તવ હું, સુભગે ! મિત્ર જીમૂત જાણ,
સન્દેશાને કુશળ, હ્રદયે ધારી, આવ્યો સમીપ.
પન્થે થાક્યા સહુ વિકલ જે છોડવા પ્રોષિતાની
વેણી, પ્રેરું મધુર રવથી તેમને પાય વેગ. ૩૮

इत्याख्याते पवनतनयं मैथिलीवोन्मुखी सा
त्वामुत्कण्ठोच्छ्वसितहृदया वीक्ष्य संभाव्य चैवम् ।
श्रोष्यस्यस्मात् परमवहिता सौम्य सीमन्तिनीनां
कान्तोदन्तः सुहृदुपनतः संगमात्किंचिदूनः ॥ ३९ ॥

આ'વું કે'તાં, પવનસુતને મૈથિલીએ, તથૈવ
ઉત્કણ્ઠે ઉન્મુખ હ્રદય-દોલે લહી તે વધાવે.
ધ્યાને આ સૌ પછીથી સુણશે, સૌમ્ય સોહાગિનીને
મિત્રે આણી ખબર પ્રિયની, કૈંક સંયોગ જેવી. ૩૯

तामाष्युमन् मम च वचनादात्मनश्चोपकर्तुं
ब्रूयादेवं तव सहचरो रामगिर्याश्रमस्थः ।
अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः
पूर्वाभाष्यं सुलभविपदां प्राणीनामेतदेव ॥ ४० ॥

હે આયુષ્મન્ મુજ વચનને, ભદ્રતાએ સ્વકીય,
કે'જે ત્હારો સહચર વસે રામશૈલે કુટીરેઃ
ત્હારું પૂછે કુશલ, અબલે, વ્રેહમાં પ્રાણધારી,
આ'વું પહેલું કથવું દુઃખ પામી રહેલાં જનોને. ૪૦

अङ्गेनाङ्गं प्रतनु तनुना गाढतप्तेन तप्तं
सास्त्रेणाश्रुद्रुतमविरतोत्कण्ठमुत्कण्ठितेन ।
उष्णोच्छ्वासं समधिकतरोच्छ्वासिना दूरवर्ती
संकल्पैस्तैर्विशतिविधिना वैरिणा रुद्धमार्गः ॥ ४१ ॥

અંગો અંગે, તનુ તનુ વડે, તપ્ત ઝાઝા તપ્યાથી,
કન્દે તેને વિલપતથી, ને ઉત્સુકાને અધીરે,
નિશ્વાસન્તી અધિકતર જે તે થકી, દૂરવર્તી
કલ્પી યોજે, રિપુ વિધિથી ત્હેનો થતાં માર્ગ રુદ્ધ. ૪૧

शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्तात्
कर्णे लोलः कथयितुमभूदाननस्पर्शलोभात् ।
सोऽकतिक्रान्तः श्रवणविषयं लोचनाभ्यामदृष्टः
त्वामुत्कण्ठाविरचितपदं मन्मुखेनेदमाह ॥ ४२ ॥

છાનું હો ના કંઈ તદપિ ત્હારી સખીની સમીપ,
કામી કર્ણે લળત કથવા જે મુખ-સ્પર્શ લોભે.
આઘેરો તે શ્રવણ-દૃગની સીમની પાર હાવાં,
રાગે પ્રેર્યું, રચિત પદ આ પાઠવે, બોલું તે હું. ૪૨

श्यामास्वंगं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं
वक्त्रच्छायां शशिनि शिखिनां वर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्
हन्तैकस्मिन्क्वचिदपि न ते चण्डि सादृष्यमस्ति ॥ ४३ ॥

કાયા પેખું પ્રિયકમહીં, ને દૃષ્ટિ નેત્રે મૃગીની,
ચન્દ્રે છાયા મુખની, કચને મોરના પિચ્છ-ભારે,
આછી આછી સરિત લહરે નીરખું ભ્રૂવિલાસ,
રે એકેમાં નહિ નહિ કદી, ચણ્ડિ, સાદૃશ્ય ત્હારું. ૪૩

धारासिक्तस्थलसुरभिणस्त्वन्मुखस्यास्य वाले
दूरीभूतं प्रतनुमपि मा पञ्चवाणः क्षिणोति ।
धर्मान्तेऽस्मिन्विगणय कथं वासराणि व्रजेयु-
र्दिक्संसक्तप्रविरलघनव्यस्तसूर्यातपानि || ४४ ||

વર્ષાભીની સુરભિત ધરા જેવું જે આસ્ય ત્હારું,
તેથી દૂરે ગત, કૃશ મ્હને પીડતો પઞ્ચબાણ.
કેવી રીતે દિવસ ગણને જાય આ ઘામ અન્તે ?
સંસક્તા જ્યાં દિશ વિરલ મેઘે અને મ્લાન તાપ. ૪૪

त्वामालिख्य प्रणयकुपितां धातुरागै शिलाया-
मात्मानं ते चरणपतितां यावदिच्छामि कर्तुम् ।
अस्रैस्तावन्मुहुरुपचितै दृष्टिरालुप्यते मे
क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ कृतान्तः || ४५ ||

આલેખીને પ્રણય-કુપિતા પ્રસ્તરે ગેરુ રઙ્ગે
તુંને, ઇચ્છું તવ પદ પડેલો મ્હને દોરવાને,
ત્યારે મ્હારી સતત જલ-વ્હેણે થતી લુપ્ત દૃષ્ટિ,
આ રીતેયે મિલન અમ સાંખે નહીં ક્રૂર કાલ. ૪૫

मामाकाशप्रणिहितभुजं निर्दयाश्लेषहेतो-
र्लब्धायास्ते कथमपि मया स्वप्नसंदर्शनेषु ।
पश्यन्तीनां न खलु वहुषो न स्थलीदेवतानां
मुक्तास्थूलास्तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति || ४६ ||

સ્વપ્ને સન્દર્શન તવ કરી કોઈ રીતે ય તુંને
આશ્લેષે હું દૃઢ ધરું, કરી, બાહુ લમ્બાવું શૂન્યે :
જોનારી તે સ્થલ-સકલની દેવતા આંસુ સારે
મોતીદાણા સમ, કિસલયે તે પડ્યાં ના, ન એવું. ૪૬

भित्वा सद्यः किसलयपुटान्देवदारुद्रुमाणां
ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन प्रवृत्ताः ।
आलिंग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः
पूर्वं स्पृष्टं यदि किल भवेदङ्गमेभिस्तवेति || ४७ ||

ભેદી સદ્યઃ કિસલય કળી દેવદારુ દ્રુમોની,
તેનાં ક્ષીરે પરિમલ ભર્યો દક્ષિણે જે વહન્ત,
આલિઙ્ગું તે હિમગિરિતણા વાયુને હું, સહેતઃ
સ્પર્શી પ્હેલો, ગુણવતિ, ત્હને, આવતો એમ ધારી. ૪૭

संक्षिप्येत क्षण इव कथं दीर्घयामा त्रियामा
सर्वास्वस्यास्वहरपि कथं मन्दमन्दातपं स्यात् ।
इत्थं चेतश्चटुलनयने दुर्लभप्रार्थनं मे
गाढोष्माभिः कृतमशरणं त्वद्वियोगव्यथाभिः || ४८ ||

કેવી રીતે ક્ષણ સમ બને યામિની દીર્ઘયામા,
કેવી રીતે દિવસની બધી હાલતે તાપ ઓછો ?
આ'વું મ્હારું, ચટુલ-નયને, ચિત્ત પ્રાર્થે નકામું,
ઝાઝા તાપે વ્યથિત તવ વ્રેહે કીધો નિઃસહાય. ૪૮

नन्वात्मानं वहु विगणयन्नात्मनैवावलम्वे
तत्कल्याणि त्वमपि नितरां मा गमः कातरत्वम् ।
कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण || ४९ ||

શોચી આવું મનમહીં ખરે હું સ્વયં ધૈર્ય ધારું,
તો, કલ્યાણી, તું પણ વધુ ના કૈં થતી રે અધીરી.
કોને લાધ્યું સતત સુખ, કે એકલું દુઃખ કોને ?
નીચી ઊંચી સ્થિતિ થતી રહે ચક્રનેમિ પ્રમાણે. ૪૯

शापान्तो मे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ
शेषान्मासान्गमय चतुरो लोचने मीलयित्वा ।
पश्चादावां विरहगुणितं तं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु || ५० ||

જ્યારે ઊઠે અહિ-શયનથી વિષ્ણુ- હું શાપમુક્ત.
ગાળી લેજે મુદિત નયને શેષ તે ચાર માસ.
ત્યારે, ઝાઝી વિરહમહીં, જે એષણા વૃદ્ધિ પામી
માણીશું તે શરદ-નિશિ-જ્યોત્સ્નામહીં બેઉ રઙ્ગે. ૫૦

भूयश्चाहं त्वमपि शयने कण्ठलग्ना पुरा मे
निद्रां गत्वा किमपि रुदती सस्वनं विप्रवुद्धा ।
सान्तर्हासं कथितमसकृत्पृच्छतश्च त्वया मे
दृष्टः स्वप्ने कितव रमयन् कामपि त्वं मयेति || ५१ ||

ને કીધું છે, 'શયનમહીં તું એકદા કણ્ઠલગ્ના
સૂતેલી ને રુદન કરતી જાગી, ને વારવાર
પૂછ્યું ત્યારે મુખ મલકતે ત્હેં કહેલું મ્હને કે
સ્વપ્ને દીઠો, શઠ, અવર સઙ્ગે ત્હને મ્હેં રમન્તો ! ૫૧

एतस्मान्मां कुशलिनमभिज्ञानदानाद्विदित्वा
मा कौलीनाच्चकितनयने मय्यविश्वासिनी भूः
स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगा-
दिष्टे वस्तुन्युपचितरसा प्रेमराशी भवन्ति || ५२ ||

જાણી મ્હારું કુશળ, દયિતે, આ અભિજ્ઞાનથી તું
થાજે શઙ્કા રહિત અપવાદોથી, હે કૃષ્ણનેત્રી.
બોલે લોકો, 'પ્રણય વિરહે નષ્ટ થાતો, ન એવું
ઇચ્છ્યું માણ્યું યદિ નહિ, વધી તે બને પ્રેમ-પુઞ્જ ૫૨

| | |
|---|---|
| अश्वास्यैव प्रथमविरहोदग्रशोकां सखीं ते<br>शैलादाशु त्रिनयन वृषोत्खातकूटान्निवृत्तः ।<br>साभिज्ञानप्रहितकुशलैस्त्वद्वचोभिर्ममापि<br>प्रातःकुन्दप्रसवशिथिलं जीवितं धारयेथाः ॥ ५३ ॥ | પ્હેલા ત્રેહે વ્યથિત બહુધા તે સખીને દિલાસો<br>દેઈ, તું નન્દિથી ખનિત જે શૃઙ્ગ ત્યાંથી જ સદ્ય<br>પાછો આવી, સ્મૃતિસહ પ્રિયાની કરી કાન્ત વાત,<br>મ્હારાં અઙ્ગે -કુસુમ કરમાયાં સમાં- પૂર પ્રાણ. ૫૩ |
| कच्चित्सौम्य व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे<br>प्रत्याख्यातुं न खलु भवतो धीरतां तर्कयामि ।<br>निःशब्दोऽपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः<br>प्रत्युक्तं हि प्रणयिषु सतामिप्सितार्थक्रियेव ॥ ५४ ॥ | સ્વીકાર્યું ત્હે હૃદયમનથી, સૌમ્ય, આ બન્ધુકાર્ય,<br>તું છોને હો અરવ, નહિ તેને ગણું હું નકાર.<br>બોલે ના કૈં પણ તું જલ દે યાચતા ચાતકોને,<br>સાધ્યું, ઈચ્છ્યું પ્રિયજનનું, પ્રત્યુક્તિ તે સજ્જનોની. ૫૪ |
| एतत्कृत्वा प्रियमनुचितप्रार्थनावर्तिनो मे<br>सौहार्दाद्वा विधुर इति वा मय्यनुक्रोशबुद्ध्या ।<br>इष्टान्देशाञ्जलद विचर प्रावृषा संभृतश्री-<br>र्माभूदेवं क्षणमपि च ते विद्युता विप्रयोगः ॥ ५५ ॥ | પ્રાર્થું આ'વું અનુચિત છતાં ઈષ્ટ તે કાર્ય સાધી,<br>સૌહાર્દે વા વિધુર લહી, કારુણ્યને ભાવ કિંવા,<br>વર્ષાની શ્રી સહ વિહરજે, મેઘ, સૌ ઈષ્ટ દેશે,<br>મા હો આવો ક્ષણ પણ ત્હને વીજથી વિપ્રયોગ. ૫૫ |
| इति उत्तरमेघ | ઈતિ ઉત્તરમેઘ |

## 'ફોલ એ....'

ગીતા પરીખ

'ફોલ' એ કોઈ અગોચર હાથે છાંટ્યો ચોગમ અબીલ ગુલાલ,
'ફોલ' એ પર્ણેપર્ણે ઝળહળ થાતી અભિનવ દીપકમાળ.

'ફોલ' એ હરિયાળી પર ગૂંથાઈ જાતી રઙ્ગરઙ્ગની જાળ,
'ફોલ' એ લીલા, પોપટી, પીત, સુવર્ણી, કેસરી કુમ્કુમ થાળ.

'ફોલ' એ કુદરત કેરાં અઙ્ગે અઙ્ગે ચેતનનો ચમકાર,
'ફોલ' એ વિધવિધ રઙ્ગે અગમ ઊમઙ્ગે વાસન્તી વણઝાર.

'ફોલ' એ તેજે તગતગ થતાં વનોનો જોશે ઝગમગ પ્રાણ,
'ફોલ' એ અવનીકેરી આભે ઝૂલતી રઙ્ગરૂપની લ્હાણ.

'ફોલ' એ સન્ધ્યાકાશે રઙ્ગલીલાનો તેજ ઝરન્તો ફાલ,
'ફોલ' એ નર્તન્તા નટરાજ તણા તાણ્ડવનો તાલ કમાલ.

'ફોલ' એ વનરાજીના કેસરિયાનો છેવટનો શણગાર,
'ફોલ' એ દિન-દીપકનો વેગ ભરેલો અન્તિમ કો ઝળકાર.

'ફોલ' એ આયુકેરા અન્તતણો મગરૂર ભવ્ય સ્વીકાર,
'ફોલ' એ અન્તમહીં પણ અનન્ત થાતો દૈવી સાક્ષાત્કાર !

('ફોલ' — અમેરિકામાં પાનખર પહેલાનો અત્યન્ત રમણીય સમય.)

# શિશુલોક

## બાળકાવ્યની કેડીએ

બાળક વિનાનો સમાજ ન હોઈ શકે તો બાળકાવ્ય વિનાની કવિતા કેવી ? બાળકાવ્ય એટલે જ વિસ્મયનું વિશ્વ ! બાળકને ગાવાનું મળે ત્યાં નાચવાનું હોય જ ! હાથતાલી અને પગની ઠેક એ જ એમની હસ્તી અને મસ્તી. એમની લીલામય સૃષ્ટિ ખીલી ઊઠી દાદાદાદી સુદ્ધાંને લયહિલ્લોળે ચઢાવે. કહો, આવાં બાળકાવ્યોને ઉવેખે કેમ પાલવે ? એટલે કવિલોકમાં બાળકાવ્યો સ્થાન પામે છે.

સામ્પ્રત શિક્ષણ વ્યવસ્થાનો પ્રારમ્ભ બાળમન્દિરથી થાય છે. એમાં નૃત્ય અને ગીત સાથે બાળકની ચેતનાનું અવતરણ થાય તેના સ્વીકારની વાત સાર્વત્રિક બની ચૂકી છે. સમૂહગાન એની ગતિ બની બેઠી છે. એને માટે દ્રુત લય અને તરઙ્ગલીલા અનિવાર્ય થઈ પડ્યાં છે. આ સ્વરૂપ તો લોકગીતોમાં ભરપૂર વહેતું રહ્યું છે. પણ નૂતન શિક્ષણ વ્યવસ્થાના પાયામાં, અને પ્રાર્થના અને સાંસ્કૃતિક કાર્યક્રમોની ભૂમિકાઓમાં સમૂહગાનનું મહત્ત્વ વધી રહ્યું છે. એને કારણે બાળકાવ્યની રચના લયબદ્ધ અને ભાવશુદ્ધ રહે તે માટેની માવજત પણ આવશ્યક બની છે.

બાળમન્દિરો, આશ્રમ શાળાઓ, બુનિયાદી વિદ્યાલયો, અવૈધિક શાળાઓ, પ્રૌઢશિક્ષણ વર્ગો વગેરેમાં શાસ્ત્રશુદ્ધ બાળકાવ્યો ઉપયોગી થશે.

હવે અમારા સમક્ષ નવા બે પ્રશ્નો ઊભા થાય છે : ૧. નવાં નવાં બાળકાવ્યો લખવાને ઘડાયેલી કલમોનો સહયોગ પ્રાપ્ત કરવો અને ૨. 'કવિલોક'નો ફેલાવો બાળમન્દિરથી પ્રાથમિક શાળાઓ સુધી કરવો. આ કામમાં કવિઓ, સાહિત્યિકો, શિક્ષકો, શુભેચ્છકો વગેરેનો સહયોગ પણ જોઈએ. તે માટે સહુને નમ્ર વિનન્તી છે.

### સરવર નીરમાં

માણેકલાલ પટેલ

નિરમળ સરવર નીરે ઊતરી
રમવા લાગે ગગન !
કિરણે કિરણે ઊઠે ઝબકી
કોઈ છાનું સપન !
લળી લળીને સરસિજ મલકી
ફરકાવી દે વસન,
લહરે લહરે સરકી છલકી
શીતળ વાય પવન.
ભમરા ગાઈ ગાઈ ઊજવે
રઙ્ગ-રાગનો જગન !
મ્હારા રમતા મનને મળતું
વ્હાલું વ્હાલું સજન !

### અદકો નાતો

માણેકલાલ પટેલ

ધરતી સાથે મારો અદકો નાતો,
જાગું, સૂઉં એની ગોદે ગાતો.

નિત્ય સવારે ઊઠું તાજા હાસે,
નાચું કૂદું વનના પરાગ શ્વાસે;
ફૂલ થઈને હું જ ફોરતો જાતો,
ધરતી સાથે મારો અદકો નાતો.

નિત્ય સાંજરે ઘરે આવતો પાછો,
છલ છલ થાતો ઉમઙ્ગ આંજું ખાસો,
નિજના પરિવારે બેસી છલકાતો
ધરતી સાથે મારો અદકો નાતો.

## વા-ઝૂલણિયો

રા. હ

આ ડાળીએ બાંધ્યો હીંચકો, વા-ઝૂલણિયો;
ને ચડી ગયાં તે ચકી-ચકો, વા-ઝૂલણિયો.

આ કોયલ કાળી બોલતી, વા-ઝૂલણિયો,
ને માંજર મોઢું ખોલતી, વા-ઝૂલણિયો.

આ હવા ચડી જો હેલ્લારે, વા-ઝૂલણિયો,
ને વગડે ઠેલંઠેલ્લારે, વા-ઝૂલણિયો.

આ ગોપ વગાડે જોડિયો, વા-ઝૂલણિયો,
ને ટહુકે રમતી છોડીઓ; વા-ઝૂલણિયો.

આ ફૂલની ફોરમ નીકળી, વા-ઝૂલણિયો,
ને સઘળે સહુમાં ગૈ ભળી, વા-ઝૂલણિયો.

## અડધી રાતે

રાજેન્દ્ર શાહ

કોણ બારણું ખખડાવે છે સૂની માઝમ રાતે ?
નામ દઈ બોલાવે ના શે, કોણ હશે એ જાતે ?

હશે કોઈ ઓચિંતુ આવિયું ? -કે ચમ્બલનો ડાકુ ?
ખાલી હાથ જવું કે જાઉં રામપુરી લઈ ચાકુ ?

કોણ ? -પૂછવા ચાહું, મારે ગળે અવાજ દબાતો,
જણાય મારે અજ્ઞ હવાનો ભૂર ભાર, અકળાતો.

પડખું ફરતાં સરી સ્વપ્નની નાગચૂડ ને ભીતિ,
મ્હને ખબર ના પડી પાછલી રાત કેમ ગઈ વીતી.

## ગોરસઆંબલી

રા. હ.

મામાના ઘરના વાડામાં મઝાની ગોરસઆંબલી,
મોસમ તો એવી કે ઓછાં પાન અને ઝાઝી ફળી.

નહિ બહુ મોટું, નહિ બહુ નાનું એવું છે એ ઝાડ,
ચાર જણાએ ભેળા થઈને પાડી એ પર ધાડ :

ગોરસ ગોરસ આંબલી
નહિ ખાટી, નહિ ખારી,
નહિ તીખી, નહિ તૂરી,
ગળપણનું ના નામ ભલેને
લાગે તો ય મધુરી,
ગોરસ ગોરસ આંબલી

ખવાય એટલી ખાઈ લીધી ને વળી ભરી ગજવામાં,
કામ લાગતી
શેરીમાં આવી બકરી તો એને ખવાડવામાં.

## મારે ઝરુખે

યોસેફ મેકવાન

મારે ઝરુખે સસલા જેવો તડકો રમે,
એ તો બહુ ગમે.
મારે ઝરુખે પરી સરીખી ચાંદની નમે,
એ તો બહુ ગમે.
મારે ઝરુખે કદીક વાયરો ભમતો ભમે,
એ તો બહુ ગમે.
મારે ઝરુખે ખિસકોલીઓ દાણા જમે
એ તો બહુ ગમે.
મારે ઝરુખે દિવાળી-દીવડા ટમક ટમે
એ તો બહુ ગમે.

## શ્રદ્ધાઞ્જલિ

### સ્વ. બાલમુકુન્દ દવે

વડોદરા જિલ્લામાં મસ્તુપુરા ગામમાં તા. સાતમી માર્ચ ઓગણીસસો સોળના દિવસે જન્મ લઈ તા. ૨૯મી ફેબ્રુઆરી ઓગણીસસો ત્રાણુના દિવસે પોતાના તિથિ લેખેના ૭૮માં વર્ષના પ્રવેશદિને જ એમણે દેહ છોડ્યો.

મિત ભાષી પ્રકૃતિએ ઋજુ અને કવિતા ક્ષેત્રે પોતાની વિશિષ્ટ બાની રચનારીતિ, કૃતિના સ્વરૂપવિષે વિવેકપૂર્ણ પસન્દગી એની આન્તરિક સમૃદ્ધિથી છલોછલ એવાં કાવ્યોથી આ કવિ એક ઉચ્ચ કોટિના સર્જક તરીકે સિદ્ધ થઈ ચૂક્યા હતા. તળપદી, મધુર છતાંયે સચોટ ભાષા-ભઙ્ગિથી વેધક બનેલી કૃતિઓથી સૌન્દર્યના ચાહક સૌ નગરવાસી અને ગ્રામનિવાસીઓના હૃદયમાં એ પ્રસ્થાપિત હતા. એમના તર્કયુક્ત મર્મથી અને સાર્થક કટાક્ષથી એ સાધ્યું પાર પાડી શકતા. ગ્રામજીવન અને ગ્રામજનોના અનેક લયો અને શબ્દો ભાવનાઓથી પૂર્ણ એમાં અનેક પાસાંઓને આવરી લેતી સંસ્કૃતિને અભિવ્યક્તિ આપતી અનેક રચનાઓ લોકોના અંતરમાં જાણેઅજાણે ધબક્યા કરે છે. 'પરિક્રમા' એ એમનો પહેલો કાવ્યસંગ્રહ અને કુન્તલ એ બીજો. બાળકોના માટે સોનચંપો, અલ્લક દલ્લક અને ઝરમરિયાં એમ ત્રણ સઙ્ગ્રહો છે.

ઘટમાં ગંગા અને બીજા ચારથી પાંચ એ પણ આમ જનનાં હૃદયસ્પર્શી રેખાચિત્રો કરેલાં છે. મહાત્મા ગાંધીજી અંગે ત્રણ હજાર પઙ્ક્તિઓ રચી છે અને આપણાં ભજનોનો રસાસ્વાદ કરાવતા લેખોનો 'પ્યાસ અને પરબ' સઙ્ગ્રહ પ્રગટ થવામાં છે. એમને આપણા સૌની ભાવભરેલી શ્રદ્ધાંજલિ, અને પરમ શાન્તિની પ્રાર્થના.

### સ્વ. નન્દકુમાર પાઠક

પઞ્ચમહાલ જિલ્લાના ગોઠ ગામમાં ૧૯૧૫ની ૨૫મી જાન્યુઆરીએ જન્મી ૩-૧-૯૩ના દિવસે અવસાન પામનાર શ્રી નન્દકુમાર પાઠક એક સરસ 'સંવેદના' અને 'લહેરાતાં રૂપ' બે કાવ્ય સઙ્ગ્રહોના સર્જક કવિ. 'વૈશાખી વાદળ' એ એકાંકીનો સઙ્ગ્રહ અને 'ભાડે આપવાનું છે' અને 'પારકી જણી' બે ત્રિઅઙ્કી નાટકોના સફળ નાટ્યલેખક અને 'મોભમાં પાણી' એ નવલકથા પણ એમણે લખી છે. એકાઙ્કી સાહિત્ય સ્વરૂપ એ વિવેચના અને પાશ્ચાત્ય નાટ્યસાહિત્યમાં સ્વરૂપ એમ બે અભ્યાસપૂર્ણ રચનાઓ આપી છે. ૧૯૩૮માં ગુજરાતી સાહિત્યમાં બી.એ. કરીને સેન્ટ્રલ ન્યૂઝ ઑર્ગેનિઝેશન દિલ્હીમાં અનુવાદક અને પ્રવક્તા તરીકે શરૂઆતમાં કામ કર્યું, બાદ આકાશવાણીમાં જોડાઈને ત્યાંથી સહાયક કેન્દ્ર નિયામક તરીકે નિવૃત્ત થયા ત્યારબાદ ગ્રન્થનિર્માણ બોર્ડ અમદાવાદને થોડાંક વર્ષ સહાયક સંપાદક તરીકે સેવા આપી ત્યારબાદ તેઓ વિજ્ઞાપનનું કાર્ય કરતી સંસ્થા સાથે પણ ઠીક ઠીક જોડાયેલા રહ્યા.

તેમણે યુસુફ મહેરઅલીના ચરિત્રલેખનના અંગ્રેજીનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, તથા આપણા નેતાઓ તેમજ સમાજવાદની પુનર્વિચારણા આદિ પ્રકીર્ણ લખાણો પણ કરેલાં છે. એકાઙ્કી નાટક વિષે તાત્ત્વિક અભ્યાસ લેખ તેમ જ 'યયાતિ' ત્રિઅઙ્કી નાટક, 'યયાતિ' પદ્યનાટક અને અન્ય સઙ્ગીતિકાઓ તેમજ 'તક્ષક' નાટક હજુ અપ્રગટ છે. આવા સરલ કવિ, નાટકકાર અને નવલકથા લેખક, અમદાવાદ કેન્દ્ર પરથી પ્રથમ શ્રી બટુભાઈ ઉમરવાડીઆના નાટક માલાદેવીના તેમના નિર્દેશનમાં પ્રથમ નાટ્યપ્રવેશ કરીને નિર્માતા સુધી પહોંચનારને મારી અને આપણા સૌની શ્રદ્ધાંજલિ સાથે પરમ શાંતિની પ્રાર્થના.

પિનાકિન્ ઠાકોર

## હીરાબહેન પાઠક

### કાહે કો ?

કાહે કો રતિયા બનાઈ ?
નહીં આતે, નહીં જાતે મનસે,
તુમ ઐસે ક્યોં શ્યામ કનાઈ ? — કાહેકો૦

હમ જમના કે તીર ભરત જલ,
હમરો ઘટ ન ભરાઈ,
ઐસો ઘટ ક્યોં તુમને દિયો,
જાકો તુમ બિન કો ન સગાઈ ? — કાહેકો૦

ચલત ચલત હમ વૃન્દાવન કી
ગલી ગલી ભટકાઈ,
સબ પાયા રસ, પિયા પિલાયા,
તુમરી સુરત ન દિખાઈ. — કાહેકો૦

હમ ઐસે તો પાગલ હૈ પ્રભુ,
તુમ જાનો સબ પગલાઈ,
પાગલકી ગત પાગલ સમજે,
હમેં સમઝો, સુન્દર રાઈ ! — કાહેકો૦

'કવિતા' સામયિકમાંથી. — **સુન્દરમ્**

### પ્રભુપાગલપન

વ્રજ બોલીની છાંટવાળાં હિન્દી પદો, ગુજરાતી પ્રાચીન કવિતામાં સમાવેશ પામેલ એક બહુમૂલ્ય સમ્પત્તિ છે. એ અર્વાચીન ગુજરાતી કવિતામાં પણ ક્યાંકક્યાંક છે ખરાં. છેક ગાંધીયુગ લગી આવતાં, કવિ સુન્દરમે એ પ્રકાર હૃદ્યપણે અપનાવેલો છે. વ્રજ બોલીનો ગુજરાતી ભાષા જોડેનો ઐતિહાસિક નાતો છે. એથી સહજપણે આવાં હિન્દી પદો ગુજરાતી કવિતાનાં અઙ્ગભૂત બની ઘર કરી ગયાં છે. સુન્દરમ્‌નું આ અતીવ સુન્દર મધુરા ભક્તિનું પદ પ્રેમલક્ષણા ભક્તિનું સહજ માધુર્ય પ્રગટ કરે છે. આવાં એકાધિક પ્રેમભક્તિનાં પદો કવિની પ્રતિભાનું વરદાન પામેલાં છે. તે કૃષ્ણપાગલ ગોપીહૃદયની પ્રેમભક્તિનાં અસ્સલ (genuine) કાવ્યો છે. પ્રભુપ્રેમની મુગ્ધતા, અનન્યતા, સાધિકાર સમર્પિતતા અને વિશેષ તો ઝઙ્ખનાની તીવ્રતા, ભાવકનું વશીકરણ કરે તેવી રજૂઆત પામ્યાં છે. એની અનૂઠી નજાકત સાથેનો સચેતતાનો સ્પન્દ ગીતને ઉદાત્ત કરી દે છે. આ ગીતોમાં સુન્દરમ્‌નું કવિકર્મ કૃતાર્થ બની જતું હોય તેવું સન્તર્પક બનેલું છે.

આ ગીતમાં ગોપી કિંવા પ્રભુપાગલ જીવની ઉત્કટ આરત અનુભવાય છે, જે ભાવાર્દ્ર કરે છે. અત્રે છે ગોપીનો પ્રભુપ્રતિનો ઓળમ્ભો. એટલે કે સરોષ ફરિયાદરૂપે ઠપકો; તે સાથે તેની પ્રેમપરવશતાની નિજી લાચારીમાં ભક્તિની સ્વીકૃતિ : અને તેમાંથી જન્મતી દીનતાનો સકરુણ ભાવ. ઝઙ્ખના કવિ સુન્દરમ્‌ના સર્જનનું પ્રેરક પરિબળ છે. આ વિરહિતતાથી ઝઙ્કૃત ભાવતન્ત્ર તેમની સિસૃક્ષાને ઉદ્દિપ્ત કરે છે. ખૂબી તો એ છે કે કવિની નિજી અન્તર્ગત ભાવોત્કટતા, ગીતમાં આપોઆપ કલાકસબને સજી દે છે. આટલા નાનકડા ગીતમાં કલાકસબ શ્લેષાલઙ્કાર સ્વરૂપે પ્રગટ થાય છે. ત્રણેક શ્લેષાલઙ્કૃત શબ્દો સ્ફુરતાં, ભાવસઘનતાનો તે બાઢ બતાવે છે. એમાંનો એક રૂઢ શ્લેષ છે : અન્ય બે, કવિના પોતાના હોઈ નવા, તાજગીવાળા લાગે છે.

ગીત ગોપીહૃદયના પ્રેમના ઓળમ્ભાથી આરમ્ભાય છે.

*કાહે કો રતિયા બનાઈ ?*
*નહીં આતે, નહીં જાતે મનસે,*
*તુમ ઐસે ક્યોં શ્યામ કનાઈ ?*

ગોપી સરોષ કૃષ્ણને કહી રહી છે. તેં એવો તે કેવો પ્રેમ કર્યો કે આવે જ નહિ ? વળી આવે નહિ છતાં અને તેથી આ ચિત્તમાંથી ખસે જ નહિ ? હે કનાઈ તું આવેજાય નહિ એવો 'શ્યામ — કપટી કેમ છે ? 'કનાઈ' સમ્બોધન લાડવાચક અને મીઠું છે. તો 'શ્યામ' શબ્દ, કપટી હોવા ઉપરાંત શ્લેષથી કૃષ્ણવાચક પણ સાથેસાથે છે. કૃષ્ણનાં આ બન્ને સમ્બોધનો આવાં પદોમાં રૂઢ થયેલાં હોઈ પ્રચલિત છે. કૃષ્ણને શામળા શબ્દથી તે નિન્દી રહી છે, અને વળી હેત પણ 'કનાઈ' સમ્બોધનના સાહચર્યે, શ્યામ અર્થનું હેત પ્રતીત થાય છે.

અહીં 'રતિયા' શબ્દ પણ શ્લેષવાચક બનીને સુન્દર કાવ્યપ્રેરક ભાવસઘનતા નિષ્પન્ન કરે છે. ગોપી કૃષ્ણની અવળપ પ્રત્યે રૂઠેલી છે. એ કૃષ્ણની રાત્રી-અભિસારિકા છે. એટલે તે કૃષ્ણની રતિને-પ્રેમને, તેના લગાવને નિન્દે છે : સાથે સાથે કૃષ્ણે મિલનઅર્થે સઙ્કેત કરેલી રાત્રીની પળોને ય તે નિન્દે છે. આમ 'રતિયા' શબ્દથી પ્રેમ અને રાત્રી ઉભયના ભાવાર્થો કાવ્યસઙ્ગત બની રહે છે. 'રતિયા' એ દૃષ્ટિએ શ્લેષરૂપે ચમત્કૃત શબ્દ બની રહે છે. સુન્દરમ્‌નો એ તાજગીસભર શ્લેષ છે.

આ 'રતિયા'ના રાત અર્થનો વ્યઙ્ગ્યાર્થ પણ કવિને અભિપ્રેત હોય. આપણા ધર્મે જીવનો શિવવિરહ તે આત્માનું ઘોર અન્ધારું ગણ્યું છે. ગીતામાં ભૂતમાત્રની નિશાનો ઉલ્લેખ છે, તે આ અર્થમાં. આપણે બ્રહ્માકાર દશાને જીવની ચરમ અને પરમ પ્રાપ્તિની અભીપ્સા લેખીએ છીએ. તેમાં અન્તરાયરૂપ તમામ પરિબળો તે પ્રકાશના અવરોધો છે. નરસિંહ મહેતાએ જીવની ઈશ્વર પ્રત્યેની સગુણોપાસનાને, નિર્ગુણ બ્રહ્મસાધનાની દૃષ્ટિએ ઊણી લેખી છે. એ ઐકાન્તિક નિર્ગુણ અવસ્થાના નિદર્શને કહે છે :

*'સ્વામીનું સુખ હતું માહરે ત્યાં લગી,*
*ત્યાં લગી હદ હતી રાત કેરી,*
*સ્વામીના સુખતણો સ્વાદ ભાગી ગયો,*
*જ્યાહરે ઓચિન્તો ઉદિયો સૂર વેરી.*
*સૂરના તેજમાં સાવ સમરસ થઈ,*
*સ્હેજમાં પિયુ મારો ગયો સમાઈ*
*પિયુને પગલે હું ખોળવાને ગઈ,*
*પિયુને ખોળતાં હું ખોવાઈ.'*

'ખોવાઈ' તે જ સ્વના વિગલનની ચરમ બ્રહ્માકાર અવસ્થા. 'પિયુને પગલે' તે સગુણ ભક્તિની અવસ્થા છે; પણ તેના વડે નિર્ગુણ તરફની ગતિ કરી શકાય. જો સગુણના સ્વીકારમાં જીવની મર્યાદા-હદનું સૂચન છે, તો બીજી બાજુ તેના વડે, તેના દ્વારા પરમગતિનો યે સમ્ભવ છે. અત્રે, સગુણોપાસક હોઈને જીવ અર્થે મર્યાદિત ચેતના છે; અને તેથી જ ગોપીને વિરહ છે : અને એનો સન્તાપ છે. જુઓ પછીની કાવ્યસુન્દર પઙ્ક્તિઓ :

*'હમ જમનાકે તીર ભરત જલ,*
*હમરો ઘટ ન ભરાઈ;*
*ઐસો ઘટ ક્યોં તુમને દિયો*
*જાકી તુમ બિન કો ન સગાઈ ?*

ગોપી અર્થાત્ જીવની ભક્તિમાં માનુષી મર્યાદાને કારણે સન્તાપ છે. ભક્તિ-જમુનાનાં જલ ભરતી ગોપીનું દુઃખ કે 'મારો ઘડો જ ન ભરાયો !' તે પ્રભુને પાત્ર ન બન્યો. અહીં 'ઘટ' એટલે કે પાત્રની વાતને આડશે, 'ઘટ' એટલે કે અન્તરાત્માનો સઙ્કેત પણ સાથેસાથે છે જ. બન્ને અર્થોની ભાવસઙ્ગતિ છે. શ્લેષ દ્વારા જીવનો એ સન્તાપ છે કે ભક્તિનો અલૌકિક અનુભવ ન નીપજી શક્યો. હજી તો ગોપીનો એ ભાવ આગળ ચાલે છે. અને છતાં, વિષમતા તો એ છે કે એ જીવને ઈશ્વર સમો કોઈ આધાર નથી. આમ પ્રભુ સઙ્ગેનું અનન્ય સગપણ અને છતાં પ્રભુને પામવામાં અન્તરાય, તે ભક્તના જીવનપ્રયોજનની વ્યર્થતાની વેદના ને વક્તા ઉત્કટ આરતથી કહેવાઈ છે.

પછીની પઙ્ક્તિઓમાં ગોપીભાવના રૂપકે જીવ 'વૃન્દાવનની ગલી'માં ભટકવાનું કહે છે; તે છે આ સંસારની વિધવિધ આંટીઘૂંટીઓ અને તેના પ્રપઞ્ચિત વ્યવહારોમાં અટવાતા ભ્રાન્તજીવની સંજ્ઞા છે. એ હોઈ શકે જીવના ભક્તિપ્રયોજનની વિવિધ મથામણો પણ

આ સંગ્રહમાં કૃષ્ણ, રાધા, ગોપી, મીરાં જેવાં પૌરાણિક અને પ્રાચીન પાત્રોને લઈને કવિએ સનાતન એવાં ભાવ સંવેદનોને જે રીતે કાવ્યસ્થ કરેલાં છે તે પણ આ સંગ્રહના આસ્વાદ્ય અંશોમાંનો એક અંશ છે.

*"સીમાડે ઊગેલા લીલુડા ટહુકામાં*
*માધવનું નામ નહીં ગોતું,*
*માધવનું નામ મારા હૈયામાં બાંધ્યું છે*
*શાને હું નામ કહી છોડું ?"*

ઉપરોક્ત જેવી કાવ્યપઙ્ક્તિમાં કવિની કલ્પનાપ્રતિભાનો અણસારો મળી રહે છે. આ કૃષ્ણ-ગોપી-મીરાં વિષયક ગીતરચનાઓમાં 'માધવનું યાદવવન' 'ગોપીની વ્યથાકથા' 'મીરાંનું છેલ્લું ગીત' વગેરે રચનાઓ વિશેષ આસ્વાદ્ય છે. 'જીવજી એટલે હેસ્સો...હેસ્સો' પ્રયોગાત્મક ગીતરચના તરીકે, 'તડકિલ બપ્પોરનું ગીત' વિષય અને અભિવ્યક્તિના નાવીન્યની દૃષ્ટિએ, 'પાળિયાનું ગીત' પાળિયાના મૃત કે ગતસંવેદનોને આકારિત કરતી રચના તરીકે માણવા જેવી ગીતરચનાઓ છે.

આ સંગ્રહની ગદ્યરચનાઓમાં સ્મૃતિ વિષયક રચનાઓનું બાહુલ્ય ઊડીને આંખે વળગે છે.

*"તારી / યાદના લીલાછમ / પ્રદેશોમાં / બાવળના ફૂલમાં મ્હોરેલો સૂરજ ઘૂવડની આંખમાં કણસ્યા કરે છે."*
*"આંગણામાં / ઊગી / નીકળેલી / સ્મૃતિઓના છોડ ઉપર પડેલા / કોસ્મેટીક ઝાકળના / સ્પર્શે / મારી બુઢ્ઢી થઈ ગયેલી લાગણીઓ સળવળ્યા કરે છે."*

પ્રસ્તુત કાવ્યપઙ્ક્તિમાં કલ્પના અને અભિવ્યક્તિની તાજપ તથા આધુનિકતાનો સંસ્પર્શ વર્તાય છે. આવા જ એક ગદ્યકાવ્યમાં સવારનું આસ્વાદ્ય ચિત્ર માણવા જેવું છે :

*"એક / સવારે / આકાશ જામી ગયું; / તારાઓએ /*
*ડૂબકી મારી ગગનમાં*
*પક્ષીઓ / બની ગયાં કલરવ"*
*"સવારે / ધુમ્મસ છાયો રસ્તો / વાવમાં જઈને ડૂબ્યો;*
*બેઉ બેઉ ફૂટી નીકળ્યાં છે કકુંવરણાં પગલાં;*
*સમય તો / કાજળ બનીને છૂપાઈ ગયો છે; / કોડભરી કન્યાની આંખોમાં."*

પ્રકૃતિ અને પ્રણય આ સંગ્રહની રચનાઓના મુખ્ય વિષય રહ્યા હોવા છતાં બન્ને વિષયના સન્દર્ભમાં જે અવનવાં ભાવસંવેદનોને જે શબ્દો સાંપડ્યાં છે તે જ કવિની મથામણને કવિતા સુધી પહોંચાડી શક્યા છે. અભિવ્યક્તિની તાજપ આ સંગ્રહની રચનાનું જમા પાસું છે.

નગરના છદ્મવેશને તથા સમ્બન્ધોની પોકળતાને વ્યઞ્જિત કરતી 'નગર' રચના; ગ્રામ્ય પરિવેશને મૂર્ત કરતી 'ખેતર' રચના, પ્રયોગાત્મક વલણ ધરાવતી 'દરિયાવત્ દુહા' રચના પણ આ સંગ્રહની નોંધપાત્ર રચનાઓ છે.

'સૂરજ ઊગવાની ક્ષણ'ની રચનાઓમાં અવગાહન કરતાં જણાય છે કે ખરેખર હરિશભાઈની કવિપ્રતિભાનો સૂરજ ઊગવાની ક્ષણ આવી પહોંચી છે. સૂર્ય ઊગી ચૂક્યો છે. ધીમે ધીમે વધુ તપશે. ઊર્ધ્વગતિ કરશે અને સાહિત્યવ્યોમને વિશેષ પ્રકાશિત કરશે એવી આશા રાખીએ.

⁂

## સોનચમ્પો

રક્ષની વાડીએ મોર્યો સોન રે ચમ્પાનો છોડ :
અમને ન આવડ્યાં જતન જી !
ઊપર અમ ભોમકામાં શેનાં રે ગોઠે, જેનાં
નન્દનવન હોય રે વતન જી ?

વજ્જરની છાતી કરીએ, તોય રે દુલારા મ્હારા !
ધીરે જીવન કોરે ઘાનાં ઘારાં જી :
કૂવાને થાળે જેવા કાથીકેરા દોરડાના
થોડે થોડે લાગે રે ઘસારા જી !

દેશ રે ચડે ને જેવો અન્ધારે ભમતો પન્થી
ગામની ભાગોળે સારી રાત જી :
ઘરની ઓસરીએ તેવી, ઠેબાં રે ખાતી તું વિણ
બાવરી બનેલી ત્હારી માત જી !

બાવળની કાંટ્ય જેવી ભવની ભુલામણીમાં
આરે કાંઠે ઝૂરે મા ને તાત જી !
સામે રે કાંઠે ત્હારા દૈવી બગીચા બેટા !
વચ્ચે આડા આંસુના અખાત જી !

બાલમુકુન્દ દવે



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



ગ્રીષ્મ : ૨૦૪૯

મે-જૂન ૧૯૯૩ સળંગ અંક ૨૧૩ દ્વિજ અંક ૧૪૧

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ ૨૦૪૯ : સળંગ અંક ૨૧૩ : દ્વિજ અંક ૧૪૧

**રસાત્મકમ્**



**તન્ત્રી : ધીરુ પરીખ**

**વિમર્શ**



**અનુવાદ**



**શિશુલોક**



**આસ્વાદ**



**અવલોકન**



સલાહકાર

રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અંકની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦

ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688

મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 20952

## આગોતરા ગ્રાહકની યોજના

# ❖ કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તમ્ભરૂપ પ્રકાશન ❖

## મહાકવિ ડૅન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સમ્પૂર્ણ પદ્યાનુવાદ

---

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડૅન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સમ્ભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસન્તતિલકા છન્દમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રન્થની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો અગાઉના અઙ્કમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અન્તે મહત્ત્વના સન્દર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઇન્ડિઙ્ગમાં તૈયાર થશે. આ ગ્રન્થ ૧૯૯૩નાં ઓગસ્ટમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રન્થની કિંમત રૂ. ૨૫૦-૦૦ રહેશે. સઞ્જોગવશાત્ આ અનુવાદનું પ્રકાશન થોડું વિલમ્બાયું હોવાથી આગોતરા ગ્રાહકો નોંધવાની તારીખમાં છૂટ મુકાઈ છે. આથી ૩૧મી જુલાઈ ૧૯૯૩ પહેલાં ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦-૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦-૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦-૦૦નો આ ગ્રન્થ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦-૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦-૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સઘન રૂપ આપવા

# સવિશેષ ફણ્ડ માટે અપીલ

છેલ્લાં ૩૫ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસઙ્ગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસઙ્ગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રન્થો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસઙ્ગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારમ્ભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રન્થો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સઙ્ગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાઙ્ક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભણ્ડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | | |
|---|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/- | કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/- | કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/- | કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/- | કે તેથી વધુ |

વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો. રૂ. ૧૧,૦૦૦ના આપના દાનથી આપે જણાવેલ ભાષાના પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઈચ્છો તેનું નામ આ કબાટો પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

**'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૯

# કવિલોક

મે-જૂન ૧૯૯૩

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## દૃષ્ટિ

"સ્થૂલ દૃષ્ટિ, તીક્ષ્ણ દૃષ્ટિ, અન્તર્દૃષ્ટિ, દિવ્યદૃષ્ટિ — આમાં સ્થૂલ રીતે વિષયને માટે ફલદાયક દર્શન, સ્પર્શન, શ્રવણ ઇત્યાદિ સમસ્ત દેહધારીને તો છે સુલભ. શિક્ષણ અને અભ્યાસ દ્વારા એથી ઉપર ઊઠતાં, આંખ-કાનના સાધારણ જોવા-સાંભળવામાં કંઈક ને કંઈક ફેરફાર જણાય. કેટલીયે વાર શિકારને ગુમાવ્યા પછી શિકારી પક્ષી, એની આંખ અને ચાંચ તેમ જ આંગળીના નખનું શિક્ષણ પામીને, વાદળની ઉપરથી લક્ષ્યવેધ કરે છે. એ જ છે એના આક્રમણનું કૌશલ, દૃષ્ટિનું કૌશલ. કેટલાય દિવસના શિક્ષણ અને અભ્યાસ પછી બધી ઇન્દ્રિયો આ દક્ષતા પ્રાપ્ત કરી શકે છે. ...કૌરવ-પાંડવ મળીને એકસો પાંચ ભાઈ. દ્રોણાચાર્યે એમની આનુમાનિક આવડતની પરીક્ષા લીધી ત્યારે જોયું કે એકસો ચાર ભાઈની તો છે માત્ર આંખ, દૃષ્ટિ છે કેવળ એક અર્જુનમાં. દ્રૌપદીના સ્વયંવર સમયે, દૃષ્ટિરહસ્યની નિર્ધારણારૂપે, એની સ્વચ્છતારૂપે અર્જુનની પરીક્ષા થઈ હતી. સ્વયંવર-સ્થળે દેશ-દેશના ધનુર્ધર એકત્ર થયા હતા; કૃપ, કર્ણ ઇત્યાદિ અનેક વીર. પરન્તુ, લક્ષ્યવેધના સમયે, કોઈની આંખે જોઈ દ્રૌપદીના રૂપની પ્રભા, કોઈએ જોઈ પોતાના ગળાના મણિ-હારની ચમક, લક્ષ્યવેધની જે યથાર્થ સામગ્રી એ તો જલની અન્દર ઘૂમતા સુદર્શનચક્રના પ્રતિબિમ્બની આડે રહેલા એક બિન્દુ જેવી જ જણાતી. એ વિષયે તો રાજાઓ રહ્યા નિતાન્ત અન્ધ, કેવળ અર્જુનની જ દૃષ્ટિએ એનું લક્ષ્ય કરી એને વીંધ્યું."*

કોઈ પણ કલાની સંસિદ્ધિ માટે, લક્ષ્યવેધ કરતી આ દૃષ્ટિ કેળવવી અનિવાર્ય છે.

*લે. અવનીન્દ્રનાથ ઠાકુર : 'બાગેશ્વરી શિલ્પ પ્રબન્ધાવલી'માંથી.

# ગુજરાતી ગઝલના છન્દો વિશે થોડુંક - ૨

## રાજેશ વ્યાસ - 'મિસ્કીન'

બે ગુરુના એક આવર્તનથી લઈને આઠ, દસ કે બાર આવર્તન સુધીની ગઝલો જોવા મળે છે.

બે ગુરુના આઠ આવર્તન

(૭) ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા

*સાત સમન્દર તરવા ચાલી જ્યારે કોઈ નાવ અકેલી*
*ઝઝ્ઝા બોલી ખમ્મા ખમ્મા હિમ્મત બોલી અલ્લાબેલી*

— શૂન્ય પાલનપુરી

આ સન્ધિ ધરાવતી ગઝલોમાં તમામ ગુરુ જ આવતા હોવાને લીધે છન્દોભઙ્ગ થવાની શક્યતાઓ ઓછી રહે છે. ક્યારેક ગુરુના આવર્તનોમાં એકાદ લઘુ ઉમેરીને પણ સુન્દર ગઝલો લખાયેલી છે. આનું એક સરસ ઉદાહરણ મનોજ ખણ્ડેરિયાની 'દરવાજો' ખોલ ગઝલ છે.

(૮) ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગાલ

*કૈં ઝળહળ ઝળહળ જેવું છે દરવાજો ખોલ*
*આ મરવું ઝાકળ જેવું છે દરવાજો ખોલ*

ગાગા ગાગા ગાગા ગાગા ગાગા ગાગા

*તેજ હશે કે ઝરમર, સૌરભ કોણ હશે આ*
*કૈં નમણી અટકળ જેવું છે દરવાજો ખોલ.*

— મનોજ ખણ્ડેરિયા

આ ગઝલમાં મત્લામાં અને તે પછી દરેક શેરના બીજા મિસરામાં એક લઘુ પ્રયોજાયેલો જોવા મળે છે. ગુજરાતી ગઝલોમાં મત્લામાં અને તે પછી દરેક શેરના બીજા મિસરામાં એટલે કે જેમાં કાફિયા રદીફ આવે છે તે પઙ્ક્તિમાં એકાદ લઘુનો ઉમેરો કે ઘટાડો કરીને લખાયેલી ગઝલો ઠીક ઠીક જોવા મળે છે.

પ્રથમ ગણબિમ્બની ચર્ચા પૂરી કરતાં પહેલાં અહીં એ વાત જણાવી દઉં કે ત્રણ ગુરુનો ગણ આપણે ત્યાં જોવા મળે છે અને ઉર્દૂમાં બે ગુરુના સ્વરૂપને મુતદારિક છન્દના ફાઇલુન ગણના વિકારમાંથી બનતા ફઅલુન ગણરૂપે જ સમાવી લેવામાં આવ્યો છે. જ્યારે ગઝલની આ ચર્ચામાં મ્હેં બે ગુરુને પ્રથમ ગણ તરીકે મૂકવાનો પ્રયાસ કર્યો છે. તેનું કારણ બે ગુરુના સ્વરૂપમાં જોવા મળેલી ગઝલો અને તેને લીધે મળતી સાફસૂથરી ગઝલો છે.

(૨) દ્વિતીય ગણબિમ્બ :

લગાગાનું સ્વરૂપ ધરાવતો આ ય ગણ છે. આ સ્વરૂપ ભુજઙ્ગી છન્દને મળતું આવે છે. ગુજરાતી ગઝલોમાં આવર્તનો વધારીને કે ઘટાડીને લખવામાં આવતી ગઝલોને એક છન્દની ગણવી વધારે હિતાવહ છે. આથી વિવિધ આવર્તનોવાળી ગઝલોના શેર ઉદાહરણ તરીકે એક જ છન્દની નીચે મૂક્યા છે.

(૯) લગાગા લગાગા લગાગા લગાગા

*કતલ તું કરે ને ખબર કંઈ પડે ના*
*તને આવડે તે મને આવડે ના.*

— અમૃત ઘાયલ

*ગગન સાથ લઈ ઊતરે એ ફરકતું*
*વિહગ પાંખથી જે ખરી જાય પીછું.*

— મનોજ ખણ્ડેરિયા

આમ તો એક જ છન્દ વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન

હોય જ છે. અહીં એક જ છન્દનાં બે ઉદાહરણ બે અલગ પેઢીના ગઝલકારોના શેરના એટલા માટે આપેલાં છે કે ગઝલના અભ્યાસીઓને છન્દ, લય, શબ્દપસન્દગી રજૂઆત, વગેરે દૃષ્ટિએ એક જ છન્દ બે અલગ પેઢીના ગઝલકારો કેવી અલગ અલગ રીતે સફળતાથી પ્રયોજી શકે છે તેનો ખ્યાલ આવી શકે. અહીં એક વાત નોંધવી જોઈએ કે ગુજરાતી ગઝલમાં જેમ પેઢીઓ બદલાય છે તેમ તેમ છન્દની પસન્દગીઓ પણ બદલાય છે. જોકે માત્ર છન્દ જ નહીં કાફિયા, રદીફ, વિષયવસ્તુ, નિરૂપણરીતિ દરેક દૃષ્ટિએ ફેરફાર જોવા મળે છે. પરન્તુ ગુજરાતી ગઝલના તબક્કાઓવાર છન્દોનો અભ્યાસ કરીએ તો પેઢી બદલાતાં છન્દપસન્દગીઓ પણ બદલાયેલી જોવા મળે છે. જ્યારે અમુક છન્દો આરમ્ભકાળથી હજુ પણ ગઝલકારને મુગ્ધ કરતા રહ્યા છે.

(૧૦) લગાગા - આઠ આવર્તન

*ઘડીભર પ્રકાશી પડ્યો જે ધરા પર ગગનમાં ફરી*
*એ સિતારો ન આવે,*
*બને તો તમે પણ મને જાવ ભૂલી*
*મને પણ તમારા વિચારો ન આવે.*

— ગની દહીંવાલા

(૧૧) લગાગા લગાગા લગાગા લગા

*નગરમાંય સામાં મળે ઝાંઝવાં,*
*અહીં એ કઈ વેતરણમાં હશે .*

— રમેશ પારેખ

(૧૨) ગાલગાગા લગાગા લગાગા

*માન તો એ ખરેખર ખરું છે*
*થાક એ તો પગે ઘૂંઘરું છે.*

— મનોજ ખંડેરિયા

(૧૩) ગાગા લગાગા

*સત છે અસત છે*
*સરતું જગત છે*
*મંઝિલ બરાબર*
*રસ્તો ગલત છે*

— શેખાદમ આબુવાલા

લગાગાના આવર્તનોવાળી ગઝલોમાં અન્ય ગણનાં મિશ્રણો પ્રમાણમાં ઓછાં જોવા મળે છે. લાંબી બહરમાં ગઝલ લખવા માટે આ છન્દ ઉત્તમ ગણી શકાય. સ્વર-ગૂંથણી માટે પણ લગાગાના વધુ આવર્તનોવાળી ગઝલો કર્ણપ્રિય ધૂનવાળી જોવા મળે છે.

(૧૪) લગાગા લગાગા લગાગા લગાગા લગાગા
લગાગા લગાગા લગા

*ભટકતાં ભટકતાં ભટકતાં ભટકતાં પહોંચ્યો હું*
*મ્હારા સ્વાગત સુધી,*
*અપેક્ષાઓ રાખી હતી ધોધની ત્યાં મળ્યાં માંડ*
*તુચ્છ ઝરણ એકબે*

— રમેશ પારેખ

(૩) ત્રીજા ગણબિમ્બનું સ્વરૂપ ગાલગા એટલે કે ૨ ગણનું છે. દલપતપિંગળમાં દર્શાવેલ 'સ્રગ્વિણી' છન્દ સાથે આને સરખાવી શકાય.

*ગાલગા ગાલગા ગાલગા ગાલગા*
*કોઈ ત્હારું નહીં તો તું ત્હારો થજે*
*આભ ચમકાવતો શુક્ર તારો થજે.*

— હેમન્ત દેસાઈ

ગાલગાના બે, પાંચ, છ, આઠ એવા વિવિધ રીતે આવર્તનો દ્વારા રચાયેલી ગઝલો જોવા મળે છે. જેનાં થોડાંક ઉદાહરણો જોઈએ.

(૧૫) ગાલગા ગાલગા

*ટૂંકમાં આ જગત*
*એટલે બગલગત*
*વાહ ઘાયલ ગઝલ*
*શાન સાથે ગમત*

— ઘાયલ

(૧૬) ગાલગા - પાંચ આવર્તનો

*કંઠ રૂંધાયેલા સાદની એ અવસ્થા હતી*
*હા હતી ઘોર ઉન્માદની એ અવસ્થા હતી.*

— રાજેન્દ્ર શુક્લ

(૧૭) ગાલગા - છ આવર્તનો

*હોઠથી સ્મિતને કોઈ છીનવી ગયું આંખ જોતી રહી*
*ચાલતાં ચાલતાં સ્વપ્ન તૂટી ગયું આંખ જોતી રહી.*

— આદિલ મન્સુરી

(૧૮) ગાલગા - આઠ આવર્તનો

*એક વાતાવરણ સરજીએ હરપળે,*
*આ જગતની સભા કાન દઈ સાંભળે,*
*હું કવિતા બનું તું બની જા વિષય*
*લાગણીવશ હૃદય લાગણીવશ હૃદય.*

— ગની દહીંવાલા

(૧૯) ગાલગા ગાલગા લગાગાગા

*ઠેસ પ્હોંચાડવી છે હૈયાને*
*કોઈ તાજું ગુલાબ લઈ આવો.*

— કાબિલ ડેડાવણી

અન્ય બે રીતે પણ આ સન્ધિ જોવા મળે છે. (૧) ગાલગાગા લગાલ ગાગાગા (૨) ગાલગાગા લગાલગા ગાગા. આમ એક છન્દને જુદી જુદી ત્રણ વ્યક્તિ જુદી જુદી ત્રણ રીતે વાંચે અને સમજે તેવું બની શકે.

(૨૦) ગાલગા લગાગાગા

*દૂર કેમ લાગે છે*
*પાસના કિનારાઓ*
*અન્તરાય મન્ઝિલમાં*
*થઈ પડ્યા ઉતારાઓ.*

— શેખાદમ

(૨૧) ગાલગા લગાલગા

*આભ ઓગળી ગયું,*
*સાગરે ભળી ગયું.*

— આદિલ મન્સુરી

(૨૨) ગાલગા ગાલગા લગાગા ગાલ

*આંખમાં ઉંઘને ભરે છે કોણ ?*
*ને સપન થઈને વિસ્તરે છે કોણ ?*

— આદિલ મન્સુરી

ઉપરનો છન્દ ગઝલમાં પૂરેપૂરો જળવાયેલો નથી મળતો ૩,૫ જેવી એકી સંખ્યાની પઙ્ક્તિઓમાં ગાલગા ગાલગા લગાગાગા એમ જોવા મળે છે. અહીં એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે જ્યારે રદીફનો અન્ત્યાક્ષર લઘુ હોય છે ત્યારે ગઝલના મત્લા સિવાયના એક સંખ્યા ધરાવતા મિસરાઓમાં અન્તે લઘુ સચવાયેલો જોવા મળતો નથી. આ નિયમ નથી પરન્તુ આ લખનારને ગઝલોના અભ્યાસમાંથી સૂઝેલું વિધાન છે.

(૪) ચોથો ગણ ગાગાલગા. હવેના તમામ સપ્તકલ સન્ધિવાળા છે. સપ્તકલમાં અનેક સંયોજનોની શક્યતાઓ હોવાથી ગુજરાતી ગઝલના છન્દો માટે ગોત્ર નક્કી કરવાં જરૂરી છે.

ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગાલગા

આવું સાંભળતાં જ "હું જાઉં છું, હું જાઉં છું ત્યાં આવશો કોઈ નહીં" કલાપીની એક ગઝલ યાદ આવી જાય. આ છન્દ રમલ છે અને આગળ આપણે જોઈ ગયા તેમ રમલ જેટલો સરળ છન્દ છે તેટલો જ છેતરામણો પણ છે. ગુજરાતી ગઝલોમાં આ છન્દ અતિપ્રચલિત છન્દોમાંનો એક કહી શકાય. મોટાભાગની ગઝલોમાં ગાલગાગા અને લગાગાગા- ના જ આવર્તનો, સંયોજનો અને વિકારો જોવા મળે છે.

કલાપીની ગઝલોનું ઉદાહરણ જોઈએ છીએ ત્યારે તેમની ગઝલો માટે એકબે વાત ખાસ ધ્યાનમાં રાખવા

જેવી છે. "કલાપી ગઝલોમાં સોળે કળાએ ખીલ્યા છે, કલાપી એટલે જ ગઝલ". આવાં વિધાનો વાંચી - સાંભળીને ગઝલના છન્દો અને તેના સ્વરૂપને સમજવા માટે કલાપીની ગઝલોનો નવોદિતોએ અભ્યાસ કરવો જરૂરી નથી. તેમની ગઝલોમાં પ્રાસ એટલે કે કાફિયા ચુસ્તતાથી જળવાયેલા જોવા મળતા નથી. છન્દ પણ સાફસુથરો ઓછો જોવા મળે છે વળી 'મધુવન'માં શ્રી હરીન્દ્ર દવે પૃ. ૬ ઉપર જણાવે છે તેમ "સનમ અને સુરા શબ્દનો હેતુવિહીન પ્રયોગ જેટલો કલાપીમાંથી મળી આવશે એટલો કદાચ આ સૈકાના કોઈ કવિમાં ન પણ મળે." આથી ફરી ફરીને નવોદિત ગઝલકારોને ખાસ કહેવાનું કે કલાપીની ગઝલો અભ્યાસની દૃષ્ટિએ, છન્દ શીખવા માટે કે ગઝલ લખવા માટે ખાસ ઉપકારક નીવડે તેમ જણાતું નથી.

(૨૩) ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગાલગા

*હું જાઉં છું હું જાઉં છું ત્યાં આવશો કોઈ નહીં,*
*સૌ સૌ દીવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઈ નહીં*

— કલાપી

*આ આપણે ડૂબી ગયાં તરતાં રહ્યાં પગલાં છતાં,*
*વેરાન ઘર વાતાવરણ ડૂમાય છે મનમાં છતાં.*

— ચિનુ મોદી

અરુઝમાં ગણોની સંખ્યાના આધારે શેરના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. (૧) મુરબ્બા (ચતુષ્ગણી) (૨) મુસદસ (ષડ્ગણી) અને (૩) મુસમ્મન (અષ્ટગણી). મોટાભાગે ઉદાહરણમાં ટાંકવામાં આવતા શેર ચાર, છ કે આઠ ગણી હોય છે પરન્તુ અહીં આ લેખમાળામાં એ નિયમને ધ્યાનમાં ન રાખતાં એક ગણીનો દાખલો પણ ટાંક્યો છે.

(૨૪) ગાગાલગા

*ઊભાં લડે*
*આડાં નડે.*

— હરિકૃષ્ણ પાઠક

(૨૫) ગાગાલગા ગાગાલગા

*સુક્કા પવનનું ધણ હશે,*
*સામે હશે એ રણ હશે.*

— ચિનુ મોદી

(૨૬) ગાગાલગા ગાગાલગા ગાગાલગા

*રાધે પરસ્પર પ્રાસથી રટું ત્હને*
*કે મૌનના ઉલ્લાસથી રટું ત્હને*

— રાજેન્દ્ર શુક્લ

(૨૭) ગાગાલગા ગાગાલગા ગાગાલગા લગા

*એની અસર જો બેયના હૈયા લગી નથી*
*તો માનજો કે પ્રેમની એ માંદગી નથી*

— બેફામ

(૨૮) ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગાલ

*ધોખો દઈ રહ્યા છે નઝારા નયનને આજ*
*સમજી રહ્યા છે ઉન્નતિ લોકો પતનને આજ.*

— તન્વીર વાસાવડી
(પાકિસ્તાની ગુજરાતી ગઝલકાર)

(૨૯) ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગા

*એવી અદાથી હાસ્ય એ વેરી ગયાં કે બસ*
*જાણે કોઈ ગઝલની રજૂઆત થઈ ગઈ.*

— તન્વીર વાસાવડી

(૩૦) ગાગાલગા લગાગા ગાગાલગા લગાગા

*કાજળભર્યાં નયનનાં કામણ મ્હને ગમે છે,*
*કારણ નહીં જ આપું કારણ મ્હને ગમે છે.*

— અમૃત ઘાયલ

(૩૧) ગાગાલગા લગાગા

*મિતવા નથી અટૂલી*
*મનની ભરી મટૂલી*

*મ્હેં મેળવી જુદાઈ*
*પીઝા ત્હમે કબૂલી*

— મનોહર ત્રિવેદી

(૩૨) ગાલગા ગાગાલગા

*સાંજ છે ઘેરી અકળ*
*ને પવન-લહેરી અકળ*
*ગહનમાં કોના વહે ?*
*ભૈરવી ભેરી અકળ*

— મનોહર ત્રિવેદી

(૩૩) ગાગાલગા લગાલગા ગાગાલગા લગા

*એથી વિશેષ પ્રેમનો બદલો કશો નથી,*
*એને ભૂલી જવા વિશે એની રજા મળી.*

— મરીઝ

અહીં એક વાત ધ્યાન રાખવી જોઈએ કે આ છન્દ અને ગાગાલગા ગાગાલગા ગાગાલગા લગા આ બન્ને એકબીજામાં ભળી જાય તેવું મોટે ભાગે બનતું જોવા મળ્યું છે. આ છન્દોમાં લખાયેલી ગઝલોમાં મોટે ભાગે એકબે છન્દોનું મિશ્રણ અને ક્યાંક મોટા પાયે છન્દોભઙ્ગ થયેલો જોવા મળે છે.

(૩૪) ગાગાલગા લગાગા લગાગા લગાલગા

*એ રીતથી છવાઈ ગયા છે ખયાલમાં,*
*આવેશને ગણી મેં લીધો છે વહાલમાં.*

અહીં લી નો ઉચ્ચાર લઘુ કરવો પડે છે.

(૩૫) ગાગાલગા લગાલ લગાગા લગાલગા

*મન રાતભર વિચાર કરે છે કમાલ છે,*
*પડખાં ઘસી સવાર કરે છે કમાલ છે.*

— ઘાયલ

(૩૬) ગાલગા ગાગાલગા ગાગાલગા લગા

*ચાકડો ત્હારો અને ત્હારો જ પિણ્ડ છે,*
*ઘાટનો દેખાવ ને હું બે ઘડી બધાં.*

— હરેશલાલ
(ક્રમશઃ)

## ગઝલ વિશે

### અશોકપુરી ગોસ્વામી

ગુજરાતી ગઝલની સામ્પ્રત સ્થિતિથી સન્તુષ્ઠ થઈ ગયેલા સર્જકોને બન્ધિયાર તળાવની લીલ ખસેડી ગઝલની શુદ્ધ વિભાવનાની જાણ કરવાનો અહીં ઉપક્રમ છે.

ગુજરાતી ગઝલનો વર્તમાન કેટલાક સર્જકોને ભલે આકર્ષક લાગતો હોય પણ એની ચારુતા, એની કુમાશ આધુનિકતાના પૂરમાં ધોવાઈ ગઈ છે. કૃતક આધુનિકતાના આક્રમણથી ગઝલનું આગવાપણું નાશ પામે તેવી સ્થિતિ પેદા થઈ. આ પ્રયોગખોરી નિરર્થક, કૃતક અને પરિણામશૂન્ય છે એમ અનુભવીને કેટલાક સર્જકોનો બદલાવ તેમની હવેની, હમણાંની ગઝલોનાં વલણો અને લક્ષણોથી છતો થવા માંડ્યો છે તે એક શુભ સઙ્કેત છે.

બાકી, વાસીકૂસી કલ્પનો, અસ્પષ્ટ અભિવ્યક્તિ અને શ્લથ બાની વડે ગઝલમાં જે આગન્તુક તત્ત્વ પેઠું તે સુજ્ઞજનોને કઠે તેવું હતું. ગઝલમાં વધતી જતી સન્દિગ્ધતા વિશે, ગઝલ પર છવાયેલા આ ગોરમ્ભાના કાયમીપણા વિશે વિચારશીલ ચિન્તિત હતા.

આ વાત કોઈને વિવાદાસ્પદ પણ લાગે, પણ હું એટલું તો ચોક્કસ અનુભવું છું કે આધુનિકતાના જુવાળથી ગઝલનું સાચું સ્વરૂપ સમૃદ્ધ નથી થયું, અને સિદ્ધ પણ નથી થયું. સ્વાભાવિક રીતે જ ગઝલનામધારી

રચનાઓ અને પ્રતિગઝલોથી અભ્યાસુઓ અકળાયા છે. ગઝલ પોતાની ઓળખ ગુમાવી રહી છે એવી ભીતિ પણ વ્યક્ત થવા માંડી છે. આધુનિકતાના કુપ્રભાવે માત્ર કાફીઆ-રદીફ પ્રયોજીને, છન્દ-બહેર જાળવીને બાલીશ ગઝલ જોડનારા ઉત્સુકોએ લાપસીમાં લીટા કરવા જેવી રમત કરીને ગઝલો રચી, કહી, મુશાયરામાં ગજવી. આમ કરી ગઝલને ઘણી હાનિ પહોંચાડી છે, ગઝલની ગતિને અવરોધી છે, એ તો સૌને હવે સમજમાં આવ્યું છે. દોઢ-બે ડઝન અનુશાસનહીન કવિઓ એકસરખાં પ્રતીક, કલ્પનો, થોડી ચતુરાઈ, થોડી શબ્દરમત, અનુકૂળ પડે તેવી પદાવલીમાં યોજીપ્રયોજી બીબાઢાળ ગઝલો ઊંધું ઘાલી ઢાળવામાં વ્યસ્ત છે, મસ્ત છે. હજીયે છે !

હા, આપણા સદ્ભાગ્યે, ગઝલના સદ્ભાગ્યે અમુક સભાન ગઝલકારો પ્રયોગને નામે ગઝલને આડે પાટે લઈ ગયા પછી સવેળા ચેતી જઈ થોડું ફણટાઈને પણ હવે પાછા ફર્યા છે. આધુનિકતામાં આઘે જઈ પાછા મૂળ ખીલે, મૂળ કેન્દ્ર તરફ આપમેળે વળ્યા છે. આ સભાનતા, આ મથામણ એ જ ગઝલશુદ્ધિની દિશા છે.

હવે કોઈને એમ પ્રતિપ્રશ્ન થાય કે જો આધુનિકતાના વિસ્તરણથી શુદ્ધ ગઝલ નથી બનતી તો શુદ્ધ ગઝલની ઓળખ શું ? એ સંજ્ઞા કયાં લક્ષણો અને વલણોને ચીંધે છે ? એવી ગઝલો લખાઈ છે ખરી ? આની વિસ્તૃત ચર્ચા નહીં કરતાં એ વિશેના માત્ર મુદ્દાઓ, કેટલાંક તથ્યો/તારણોનો ફક્ત નિર્દેશ જ અહીં કરીશ.

ગઝલ, વિરહના તલસાટની અભિવ્યક્તિનું સહજ અને સક્ષમ વાહન છે. આપણી ગુજરાતી ગઝલે આ ભાવને સારો એવો ઘૂંટ્યો તો છે જ. પણ, વચમાં છઠ્ઠા-સાતમા દાયકાથી અત્યાર સુધીના સમયગાળામાં આ પ્રણાલીનો ભઙ્ગ થયેલો જોઈ શકાય છે. પરિણામે ગઝલ સ્થગિત થઈ ગયેલી અનુભવાય છે. તલસાટની અનુભૂતિને દિદારની દશામાં સાક્ષાત્કારની કક્ષાએ લઈ જવામાં મરીઝ, ઘાયલ, ગની વત્તાઓછા અંશે સફળ થયાય છે. એમના સમકાલીનોની ગઝલમાં આ ભાવ છૂટક છૂટક, ક્યારેક ક્યારેક જોવા મળે છે. પણ તેમાં સ્વરૂપના અને સાતત્યના પ્રશ્નો તો ઊભા રહે છે જ. એ પછીના પીઢ અને પ્રસિદ્ધ ગઝલકારોમાં એ ચમત્કાર થયાનાં, થવા માટેનાં લક્ષણો ઝબકીને વિલાઈ જતાં માલૂમ પડે છે. આધુનિકતાના ખોખરા ખખડાટમાં તગઝ્ઝૂલનો રઙ્ગ જ જ્યાં ફિક્કો પડે, ત્યાં તસવ્વુફનો છાંટો તો ક્યાંથી અડે ? પરિણામે પ્રયોગોને નામે નરી તોડફોડ થઈ. આ અર્થહીન તોડફોડને લીધે અસલ ગઝલનો ચહેરોમહોરો જ ભૂંસાઈ ગયો. આ ગાળાની ગઝલોને ધ્યાનપૂર્વક જોતાં જણાઈ આવે છે કે આ રચનાઓ એક જ બીબામાં ઢળાઈ છે.

જોઈશું થોડાં ઉદાહરણો ?

(૧) *પરપોટા રૂપે પાણી ઉપર ઉપસી આવતી,*
*મૃગજળ બનીને રેતીમાં છલકાય શૂન્યતા.*

(૨) *આ સભરતા હાડપિઞ્જર જેવી છે,*
*શૂન્યતાથી જો અતીત ધોઉં કદી.*

(૩) *નીકળું છું આ તારા નગરમાં અને,*
*શૂન્યતા થઈને ટોળું મળે છે અહીં.*

(૪) *હું ગુલાબી સાંજ ઓગળવા દઉં*
*કે ક્ષિતિજ પર શૂન્યતાનું ઘણ હતું.*

(૫) *અણસમજનું ચાલવું અવિરતપણે,*
*શૂન્યતાનું ફાલવું અવિરતપણે.*

પરમ્પરાના સન્તમત સૂફીવાદને બદલે, આધ્યાત્મિક ફિલસૂફીને બદલે, ચિન્તન અને મનનના દર્શનને બદલે ગઝલ ફેલફિતુરીના ઢાળે ઢળી, ગબડી. સન્તબાનીને બદલે સપાટ બાની પ્રયોજાઈ. હા, આગળ કહ્યું તેમ જે કોઈ ગઝલ સર્જકોએ આ સમજ મેળવી, કેળવી સર્જન કર્યું તેમણે ઉત્તમ પરિણામો સમ્પડાવી આપ્યાં. પણ મ્હને લાગે છે કે તે અભ્યાસ વિના અનાયાસે આવ્યાં છે/હશે. એટલે જ તો તેનું પ્રમાણ અલ્પ અને અલપઝલપ રહ્યું છે, જૂજ રહ્યું છે. એનો અભ્યાસ થાય કે એની નોંધ લેવાય એટલું સિદ્ધ કે

સમૃદ્ધ ન થયું. આવી ઘટનાઓને આપણે અભિવ્યક્તિના બાનીના નાવીન્યના સન્દર્ભે જ જોઈ, માત્ર. આ કેડી કેડી રહી, ગઝલનો રાજમાર્ગ ન બની.

આ વલણો/લક્ષણો પ્રતિબિમ્બિત કરતી ગઝલ કૃતક આધુનિક ગઝલથી નીચેની બાબતે જુદી પડે છે.

(અ) ગઝલમાં એક ચોક્કસ પ્રકારનું ચિન્તન જીવનદર્શન રજૂ થતું હોય છે.

(વ) ગઝલમાં આ સમજની આ અભિવ્યક્તિની ખાસ બાની હોય છે.

(ક) એને વિષયનો કશો જ બાધ નથી,. પણ જે તે વિષય ભક્ત, પ્રેમીની દૃષ્ટિએ જ નિરૂપાય તેવી અપેક્ષા રહે છે.

(ડ) ગઝલ કોશિયા ભાષામાં નથી લખાતી. એમાં બોલચાલના શબ્દોનો અને પ્રેમબાનીનો મહિમા છે.

ગઝલના આવા આગવા સંવેદન અને તેના અન્દાજે બયાંથી આજનો ગઝલકાર સભાન થશે, સજ્જ થશે તો શુદ્ધ ગઝલની મુદ્રા ચોક્કસ ઉપસવાની. આ પ્રકારની ગઝલનાં લક્ષણો નીચે મુજબનાં જોવા મળે :

(૧) એનું સન્ધાન ગઝલની મૂળભૂત પ્રણાલી સાથે હોય.

(૨) જીવન અને જગત વિશેનું એમાં ચિન્તન/મનન, દર્શન હોય. એમાં અધ્યાત્મ અને સન્ત-પરમ્પરાનાં લક્ષણ જોવા મળે.

(૩) એ આધુનિકતાની ફેશનને નકારશે, છતાંય એ સદાબહાર હશે, તરોતાજા હશે.

(૪) આ ગઝલ, ગઝલના અન્તસ્સત્ત્વની માવજત કરે. ગઝલની અસલિયત, તગૃઝ્ઝૂલના/તસવ્વુફના મિજાજને જાળવે.

(૫) એ ભાષાની ચબરાકી, શબ્દરમતો, પાણ્ડિત્યપૂર્ણશૈલીથી મુક્ત હોય. એને લયલઢણ કે રોજિન્દા બોલચાલની ભાષાનો છોછ ન હોય.

(૬) એ સર્જક-ચેતના સાથે જોડાયેલી હોય.

(૭) એ અભિવ્યક્તિની સૂક્ષ્મતાને તો તાગે પણ એને દુર્બોધતા ન ખપે.

ઉપરનાં લક્ષણો અને વલણો ધરાવતી ગઝલને હું શુદ્ધ ગઝલ કહું છું. આ સમજ, સર્જન, વિવેચન બન્ને માટે અગત્યનો મુદ્દો બને એ જ આશય.

ગઝલને જોકરની ભાષા, રાજદરબારના વાચાળ વિદુષકની ભાષા બનતી બચાવવાનો સૌએ સહિયારો પુરુષાર્થ કરવો રહ્યો. આપણો સર્જક તગૃઝ્ઝુલના પડાવથી કે તસવ્વુફના પડાવથી ગતિમાન થવામાં કેટલો સરળ સફળ રહ્યો છે એ તો આવતીકાલની ગઝલનો ગ્રાફ જ કહેશે.

બાકી અત્યારે તો —

*કસર હજીય છે એ પણ સ્વીકારવાનું છે,*
*ગઝલનું લોઢું હજી પણ તપાવવાનું છે.*

*ફક્ત આ રીતથી આકાશ આવશે હેઠું,*
*ગઝલના તખ્તને ઊંચે ઉઠાવવાનું છે.*

આમ છતાંય હે સર્જક, હે વિવેચક મિત્ર ત્હને ન સમજાય તો —

*ગઝલના વિશે તર્ક ખોટા ન કરીએ*
*ત્હને છૂટ છે અર્થ પૂછી જવાની.*



## જલને ઝૂલણિયે

રાજેન્દ્ર શાહ

જલને ઝૂલણિયે ઝૂલતાં હો
ઝૂલતાં હો
ઝૂલતાં હો ઝીલીએ નેહેઃ
છોળ-છણટકાવ હોંશભેર કાંઈ એવો
કે બન્નેય છાવર્યાં મેહે.

દાવમહીં દીજિયે રે ડૂબકી
હો ડૂબકી...
ડૂબકીમાં માછલી ડર્ચે;
આવીએ ચટોચટ્ટ ઊછળીને બ્હાર
બોલી ઊઠીએ રે હર હર ગર્જે.

એકમેક મેર નેણ માંડ્યાં, ને
લાગ્યાં હો લાગ્યાં હો
મોતી નીતરતાં દેહે;
પાંખ મહીં પાંખ જેમ પક્ષીની, આપણેય
બાથમહીં એમ બેઉ ઐહે.
જલને ઝૂલણિયે ઝૂલતાં હો
ઝૂલતાં હો ઝૂલતાં હો ઝીલીએ નેહે.

## ઉઠાવ નાંગળ

રાજેન્દ્ર શાહ

એઈ રે ભાયા....
ઉઠાવ નાંગળ, વળતી આવે વીળ,
હો કૂવે મોકળો કીજે પાલ.
સુખાણ લીજે હાથમાં, હવે સફર-ટાણું
શ્રીફળ-શકુન આલ.

વ્હેવારિયાનો મળિયો તે અવ
વીખરાયેલો મેળો :
કોઈનો થિયો ખાલી, કોઈનો
ભલ્લો ભર્યો ખેલો.
કાળને ઓવાર જોયલી કેવી
હોડ-હાકોટે બેઉ બાજુની ચાલ !

અવ તો ભૂરું આભ, ને નીચે
ઊછળે એવાં પાણી :
વચ્ચે ધોળી આપણી ધજા,
વાયરે એની વાણી.
ફેણથી ફેણે નાચતાં જાઈં,
દૂરનાં ઓરાં દેખાય રે ઘર લાલ.

•

- ❑ કલા નથી વિલાસ-વિહારનું ક્ષેત્ર. એ છે સમ્પરાય, યુદ્ધ એ છે ઘર્ષણોથી તીક્ષ્ણ કરતું ચક્ર. — Millet
- ❑ કલા કપોલકલ્પનાને અનુસરે છે, બે અન્તિમોના સંયોજન માટે, જે છે નિસર્ગ પ્રત્યેની નિતાન્ત અનુકૂલ એવી નિષ્ઠા અને કેવલ સમ્પૂર્ણ સ્વાતન્ત્ર્ય. એવું સ્વાતન્ત્ર્ય કે એથી એ અભિનવ નિર્મિતિનો સર્જનનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે. — Braequement

# વિશ્વામિત્રીના વનપ્રાન્તે

રજનીકાન્ત પચ્ચોળી

(૧)

છુપાઈને સરકી જતી
કાળી રૂપાળી નાગણી,
વાંકા વળાંકો
વહેણ વાંકાં
ભમર લેતાં,
વાળ જાણે અપ્સરાના
ઢાંકી નિતમ્બો
પાનીએ જાતા અડકવા.
વટપદ્રની નારી જ નહીં,
નદી યે ય બાંકી !

(૨)

વિશ્વામિત્રીના વનપ્રાન્તે
ઊંચાં ઊંચાં
ઊભાં ચતુર્ભુજ તાડ
એક એકની દ્વાદશ શાખા
આકાશે પથરાય
ઘટામાં ગેબી લય ચીતરાય.

લીલા લીલા સાપના જેવા
તાલવૃન્તની
લીલી આંખે ફૂટતાં જાયે પાન
આજ વૃન્તનાં લીલાં વલયો
વિશ્વામિત્રી પહેરે
વિશ્વામિત્રી મેનકાપુત્રી
મૈનાકી અહીં
રૂમઝૂમ નાચે, જાય દોડતી.

(૩)

તાડની આ વનરાજિ
ગુપ્ત બધું છે
કોઈ ન આવે આ ઓવારે
લાખો લોકો પેલી બાજુ
મેલે દોટાદોટ
છતાંયે નથી કોઈને ભાળ
અહીં આ ઓવારો છે
પ્રાતઃકાળે મૈનાકી અહીં
બેસી સજે શણગાર.

(૪)

તાડની આ વનરાજિ વચ્ચે
મૈનાકીનું મંદિર...
જુએ બલાકા હાર ઉપરથી
ઊડતી આવે ઉત્તરમાંથી
પણ નહીં ઊતરે એક બલાકા
ઓ વારે આ ...
મત્સ્ય સ્વર્ણના ભાળે તોયે
ઊતરે નહીં અહીં એક બલાકા
કેમ કે તેઓ જોઈ ગઈ છે
ઊંચે ઊંચે તાડ શૃઙ્ગ પર
માળા અહીંયાં પક્ષીરાજના.
શિબિરાજની સારી કાયા
ખાય છતાંયે ભૂખ્યા ભૂખ્યા
તેવા પક્ષીરાજ અહીં છે
મૈનાકીનું રક્ષણ કરતા
આણ તેમની અહીંયાં વર્તે

(૫)

તાડની આ વનરાજિ..
મૈનાકી શણગાર કરે અહીં
લાંબા કાળા વાળ ઓળવા
સ્વર્ણ મત્સ્યની આંખ જડેલી
હાથી દાંતની ઝીણી કાંસકી
હાથ ફરે ને લટો ચળકતી
વલયાકૃતિઓ રચતી નાચે
અમ્બરથી આ વાળ સુગન્ધિત
મહેંકી ઊઠે મીઠી વાસે
વિશ્વામિત્રીના વનપ્રાન્તે.

(૬)

ઈર્ષાળુ ઇન્દ્રે પ્રેરેલી
તપોનિષ્ઠ પિતાની ક્ષતિનું
માત-પિતાએ ત્યજી દીધેલું
ભોળું નાનું રૂપ રઝળતું
આ વન પ્રાન્તે.

## શી ઊભરી

**પિનાકિન્ ઠાકોર**

એક ભીતરની લહર આનન્દની શી ઊભરી !
કો સપ્ત રઙ્ગી ઇન્દ્રધનુની ઝાંય અન્દરમાં ઝરી,
કોક પાતાળી પ્રગટતી પૂર્ણતાની નિર્ઝરી,
કો ગહનના લય લઈ ઝઙ્કૃત અનાગત નીતરી.

ક્યારે મને એ સ્વર મળે, કેવા મળે શબ્દો વિશદ,
ને સરસ અભિવ્યક્તિ ને આકાર સુન્દર અવતરે,
આ વિશ્વનો પામી રહું સંસ્પર્શ અદ્ભુત ઊર્ધ્વદ;
વાણી તણો વર આયુને અનુભૂતિ સાર્થક શી કરે !

આ અગોચર ને અશબ્દ અરૂપ આકાશી ચરમ,
વ્યાપો અનાયાસે અગમ અસ્તિત્વમાં પ્રગટો પરમ.

## કેમ કરીને લખીએં

**રમણીક સોમેશ્વર**

લેખણ અધવચ્ચે બટકી ગઈ,
સાજણ, કેમ કરીને લખીએં.
લખવું છે, આ ટેકરીઓમાં સરી જતું
સસલાનું ટોળું
ટેકરીઓને કાંઠે ઊભું તળાવ ભોળું
જોયા કરતું લીલા નકરી
લખવી છે એ —

લેખણ અધવચ્ચે બટકી ગઈ સાજણ,
કેમ કરીને લખીએં.
હોવાની પાંખોમાં ફફડે સીમ
ભુજઙ્ગો ફેણ ઉછાળે
રાત શ્વાસમાં મસળી
ખેતર ભળું-ભાંખળું ભાળે
ચકલીની આંખોમાં લેખણ બોળી,
સાજણ,
લખવું છે આ બચ્યું-સચ્યું ચોમાસું
લખીએ કઈ રીતે !
લેખણ બટકી ગઈ અધવચ્ચે —
લખીએં કેમ કરીને સાજણ....

## હાઈકુ

**રાજેન્દ્ર શાહ**

બેઉ ઓરડે
ઝળાંઝળાં અન્ધાર :
દેહલી દીપે

## કા'ન રાધાનો

ચન્દ્રહાસ

ક્યાં છે પેલો જગત ભમતો કા'ન ગોકુળ-ઘેલો ?
એને મ્હારે નજર ભરીને નીરખી આજ લેવો,
ન્હાનો ત્યારે ઘર ઘર જઈ ચોરીને નિત્ય ખાતો
શીંકે-મૂક્યાં નવનીત અને તોય એ ગોપી વ્હાલો.

ન્હાના હાથે ગિરિવર ધરી ગામ ગોકુળ તાર્યું,
જૈ પાણીમાં ડૂબકી દઈને નાગનું શીશ ઝાલ્યું,
માનો વ્હાલો ભરી ભરી કટોરી પીએ દૂધ તાજું,
માટી ખાધી, મુખ વિકસ્યું ને મા જુએ વિશ્વ આખું.

માસી મારી સ્તન ચૂસી લઈ, પૂતના રાક્ષસી એ;
ગાડું ભાંગ્યું, અજગર ચીર્યો, દૂત સૌ કંસના એ,
જે જે આવ્યા દૂત બની બધા કંસના સૌ સિધાવ્યા,
ના કો એકે પણ બચી શક્યો, કા'ન ગોકુળ-રાજા.

વ્હેલો ઊઠે, વ્રજભૂમિં લઈ જાય ગાયો ચરાવા,
ત્યાં મધ્યાહ્ને, મધુર સૂરથી મોરલી-ગાન ગાતા
જાગી ઊઠે સીમ સૂની સૂતી, નીર વ્હેતી યમુના,
જાગી ઊઠે ઘરઘર સૂતી ગોકુળે ગોપ-કન્યા.

આભે ઊગ્યો શરદ ઋતુનો પૂર્ણિમા ચન્દ્ર એણે
વાયી વેણુ મધુર સૂર ત્યાં ગુંજતા કુઞ્જકુઞ્જે.
દોડી આવ્યાં શયન ત્યજીને, ગોપ ને ગોપી સર્વે
ઘૂમ્યાં રાસે રજનીભર સૌ, ખેલતાં કા'ન સઙ્ગે.

છોડી ચાલ્યો વ્રજની ભૂમિને, જાય એ તો મથુરા,
કંસ-ધ્વંસે, યદુપતિ બન્યા રાજવી, દુઃખ ભાંગ્યાં,
છોડી ચાલ્યો ફરીથી મથુરા, દ્વારિકા છે વસાવી;
ઝાઝા જીત્યો નૃપતિ પણ ના લીધ શિર્ષે કિરીટ.

અન્તે પેલા ભીષણ રણમાં પાર્થના સારથી થૈ
બોધી ગીતા, કર નથી લીધું શસ્ત્ર એકેય એણે
એ યોગીને નમન કરતા યોગી સૌ દૃષ્ટિ નાખી,
મ્હારે એના ચરણ ચૂમવા ભીતરે દૃષ્ટિ રાખી.

ના, ના, એને તીરથી વિંધતો પારધી કો લપાઈ
એ તો પેલા ગગન સરખો વિશ્વમાં જાય વ્યાપી
સઙ્ગે જાયે સૂર મુરલીના ઊડીને આભ ઊંડે,
સઙ્ગે જાયે મુજ જીવનની ચેતના વિશ્વકુઞ્જે.

## વૃક્ષ

જગદીશ ત્રિવેદી

ઘેઘૂર ડોલે તરુ એક ધીંગુ,
ને નીડ ઝૂલે ત્યહીં ડાળડાળે,
ને પર્ણપર્ણે ચળકી રહ્યા છે
દૈવી સ્વરો પક્ષીગણો તણા કૈં !

આકાશ આખું તરુને વીંટાયું —
ને સૂર્ય ને ચન્દ્ર ચ તારલાઓ
ટોળે વળીને તરુછાંય બેસી
કૈં કૈં કરે ગોઠડીઓ હસીને !

ઘેરા રવે ઘૂઘવતો અફાટ
ત્યાં વૃક્ષ કેરી ચહુઓર અબ્ધિ !
શાં ઘૂઘવે તેજલ નીર ઊંડાં —
અજ્ઞાય આંખો જલતેજ-ધોધે !

અનન્ત એ અબ્ધિ મહીં હવે તો
છે વૃક્ષ આખું તરબોળ તેજે !

## પ્રેમ

પીયૂષ પણ્ડ્યા 'જ્યોતિ'

વિરામતો સન્ધ્યાના સાળુમાં
જે આ સૂર્ય, એટલે પ્રેમ ?
આ વિરહીની આંખોમાં
નિશ્વાસન્તો તે ચન્દ્ર એટલે પ્રેમ ?

## નિદ્રા-અનિદ્રા

હીરાબહેન પાઠક

નિદ્રાની નદીનું પાત્ર, છલછલ છલકાતું :
ઘુઘ્ઘુ ઘુઘ્ઘુ ઘોડાપૂર ઊમટતું, ઊભરાતું :
ફરી વળે છાઈ દે ચેતના બધી — આવરે.
અવશ કરી મૂકે જડી ઘસારે
એ તે અભાન મૂઢતા ? મૂર્છા ?
કે પછી,
નવનવું ઊગવાને
ચિત્તને શાતાનું પરિપ્લાવન ?

*

નિદ્રાની નદીનું પાત્ર, સાવ ખાલીખમ્મ !
સિલકમાં ટીપુંયે ના ટક્યું જલ,
એવી રેતાળ રિક્તતા,
ફાટી ઉઘાડી આંખને
નકરી વાસ્તવિકતા ધરતી કેરી,
લૂખીસૂકી સપાટીની સભાનતા નરી.
એ તે ચિત્તનું બેચેન
પોલાણ પોકળ ?
કે વાસનાની ભરમાર ?

## મ્હેક

પીયૂષ પરડ્યા 'જ્યોતિ'

આ મહેકે
એ ખરે શું રાતરાણી ? -
કે હશે એ
કોઈ ઉરની મૌનવાણી ?

## નિદ્રામાંની અનિદ્રા

હીરાબહેન પાઠક

રાત પડતાં,
ચિત્ત નિજ પાત્રને
દિનભરના સઘળા ઊધમાતો
વ્યવહારો, ગડમથલો, ધમાલો
ઠાલવી ખાલી કર્યા; પૂરાં કર્યાં, પૂરાં કરી,
પાત્રને ચેનથી
માંજી કરીને, કર્યું સાફ
લીંપી કર્યો કંટેવાળ.

ને પછી ઊંધથી ઊંધું પાડિયું
નિતરવા મૂકી છાંડિયું.
પછીના દિનને કાજ.
ત્યાં તો,
અધવચ્ચે જાગૃતિ જાગી ગઈ.
પાત્રને ચત્તું કર્યું ?
ને શું કર્યું ?
રાતની નિરાંતવી પળે
સર્વ સાંભરતાં
દિનભરની બનેલી બાબતો
ઘૂંટવા માંડી.
ડ્હોળાયેલ પ્રવૃત્તિવમળો ઘમસાણે
તીવ્રતાએ ઘૂમરાવા લાગિયાં
સવેગે સૌ ઘૂંટાવા માંડિયાં
મહીંથી એ શાન્ત એકાન્તની પળે
નવનીત તરી આવ્યું શુદ્ધ દ્દષ્ટિનું
ચિત્તે તે સમ્ભરી લીધું
પછીના દિનને કાજ.

## ન્હાનાં ન્હાનાં પાપ

જયન્ત પાઠક

ન્હાનાં ન્હાનાં ઘણાં થયાં છે પાપ
સમજણમાં, અણસમજણમાં
ઈરાદાપૂર્વક, આપોઆપ.
હોંસે હોંસે
આંગણમાં ઊગવા કરતું જે ઘાસ
તેને ખચખચ ખરપી નાખ્યું;
ન સાંભળ્યો ધરતી-ઉરનો રે ઊંડેરો નિઃશ્વાસ.
સવારમાં ઊઘડ્યાં જે આંગણ ફૂલ
આશાભર્યાં, ઝાકળ ઠર્યાં —
તે હજી હવામાં કરે પમરવા હાસ
ત્યાં તો ચૂંટી લીધાં;
દેવપૂજામાં, વાળવેણીમાં, મૂક્યાં ફ્લાવરવાઝ.
ભમરાઓ ને પતઙ્ગિયાની સોબતની
ગીત-રઙ્ગની
રૂહેંસી નાખી અરે એમની આખેઆખી આજ.
દુનિયાદારી દોડ, કેટલાં કાજ
લમ્બાયેલા કૂણા કોમળ
કેટકેટલા તરછોડ્યા રે હાથ !
મ્હેફિલમાં મુખ મોડી
આનન્દભવનને છોડી
બજારની ગીર્દીમાં મ્હાલ્યો કોલાહલની સાથઃ
ચારે બાજુ ચણી લીધી મેં મારી નક્કર ભીંત
છત-છપ્પરથી ઢાંક્યું સૂરજ ચન્દર તારાસ્મિત
સહજાનન્દસિસોટી ભૂલી
ભેદભરમની ભાષાઓથી ભરીપૂરી મ્હેં લૂલી.
ન્હાનાં ન્હાનાં પાપ
માણસ હોવાનો શાપ...



## વૃક્ષ જુએ

નલિન રાવળ

પર્ણ પર્ણે પક્ષી-કિલકોર ભરેલું,
નદીકાંઠે ઝૂકેલું
વૃક્ષ જુએ
વ્હેલી સવારે જે શિશુ કિરણની સાથ રમતું....
તે
એકાએક ક્યાં ચાલ્યું ગયું ?

સાંજ ઢળતાં
મ્હેકતા અન્ધારમાં સ્હેલતા આવી ચડ્યા
જે પ્રેમીઓ
ચૂમ્બને ચીતરી હૃદયનું વ્હાલ...
ક્યાં ત્વરિત ચાલ્યાં ગયાં ?

તારકભરી મધરાતમાં
ચન્દ્રભીંજી ડાળને સાહી -થડને અઢેલી સ્હેજ
જે ઊભેલ...
હવામાં ગુઞ્જતો રણકાર મૂકી
કઈ તરફ ચાલ્યો ગયો ?

## પ્રેમ

રાજેન્દ્ર શાહ

પ્રેમ-
  શુચિ ગઙ્ગનું વહન -
ઉન્નત અદ્રિનું આર્દ્ર ઉર
નિરન્તર નિર્ઝરન્ત, તૃપ્ત,
        તૃપ્તિકર, — એનું
વિશાળ સાગરે વિસ્તરણ,
વિગલન :
પ્રેમ, - શુચિ ગઙ્ગનું વહન.

## ત્હમે

મનસુખ લશ્કરી

ત્હમે
દરિયાને ત્યાં બેસવા ગયા
ને વાત વાતમાં
એક ગ્લાસ પાણી
પીવા માગીને એને
છોભીલો પાડતા આવ્યા !

ત્હમે
સામે ચાલીને
બારીના કાચ પાસે ઊભા રહ્યા
ને ખાલી પ્રતિબિમ્બ માગીને એને
ઝંઘવાણો કરતા આવ્યા !

ત્હમે
ચાલતા ચાલતા
વૃક્ષને મળવા ગયા
થાક્યા-પાક્યા લાંબે વાંહે થયા
ને અમસ્તો જ
રસ્તાનો ને ચરણોનો ઉલ્લેખ કરી
બિચારાને નાહકનું
ભોંઠું પાડતા આવ્યા !

## ખાંયણું

રાજેન્દ્ર શાહ

ગાય ગમાણે વાગોળે હરિયાળી,
નેણની પાંપણ ઢાળી;
જુએ નભ ચન્દ્રમા.

## શ્વાસ

બાલુભાઈ પટેલ
(સૌજન્ય : હરીશ વટાવવાળા)

શ્વાસ જીવતર છે ને જીવતર શ્વાસ છે,
આયખું આખું નિરન્તર શ્વાસ છે.

એક અવિરત પ્રશ્ન છે આ જિન્દગી;
એનો સીધો સાદો ઉત્તર શ્વાસ છે.

લાગણી, ધબકાર વત્તા વેદના;
એના સરવાળે બરાબર શ્વાસ છે.

રજ કે ખૂશ્બુની એને ખોટ શી ?
ફૂલ ચહેરો છે ને અત્તર શ્વાસ છે.

'બાલુ' આજે કોઈ પણ ઘરના વગર
ઊંઘ વેરણ છે ને અધ્ધર શ્વાસ છે.

## બધું સરખું જ છે

હેમેન શાહ

લાગતું દેખાવે ભાતીગળ, બધું સરખું જ છે,
વાયુ, પૃથ્વી, અગ્નિ, જળ, કૂંપળ, બધું સરખું જ છે.

રજની એકાદ કેડી પકડી લેજો આગવી,
એ પછી સ્થિર હોય કે ચઞ્ચળ,
બધું સરખું જ છે !

ડગ ભરો, ભોંઠા પડો, તો કોણ હસતું હોય છે ?
યુગ યુગાન્તર થાય તોપણ છળ બધું સરખું જ છે.

એ જ સન્દેશો, ભલે ભાષા હશે જૂની-નવી,
જીર્ણ મૂળાક્ષર હો કે ઝાકળ, બધું સરખું જ છે.

હોય છે ગજગ્રાહ તો સામ્પ્રત સમયની
ઓળખાણ !
તે છતાં કાળાન્તરે કેવળ બધું સરખું જ છે.

## અન્તે

રાજેશ વ્યાસ

વિશ્વ પાસેથી, મળ્યું જે કંઈ, કરું સાદર પરત,
વૃક્ષ, પક્ષી, પર્વતો, ઝરણાં અને સાગર પરત.

બાળપણથી આજ લગના પ્રશ્ન ને ઉત્તર પરત,
લાગણી, ને સ્વપ્ન, આશાઓ, સ્વયં અન્તર પરત.

દેવતા-ગુરુ-પિતૃઓના ઋણભર્યું જીવતર પરત,
ચોપડે જે ચીતર્યાં એ અક્ષરેઅક્ષર પરત.

એકલા બેસી વગાડ્યું ખૂબ એ જન્તર પરત,
હોંશથી સૌએ ઉકેલ્યા એ બધા અવસર પરત.

એ જ ઈચ્છા કોઈનું પણ ઋણ ના બાકી રહે,
ઓ ધરા લે ઘર પરત, ઓ કાળ લે ઉમ્મર પરત.

## સકળ જગત

રાજેશ વ્યાસ

રૂપ-ગન્ધ-સ્પર્શ-રસ-શબ્દમય સકળ જગત,
ચિત્તના જ તેજથી દૃશ્યમય સકળ જગત.

દૂર જ્યાં જવા ચહ્યું, લાગતું ન કૈં રહ્યું,
ભીતરે ફરી જડ્યું, તેજમય સકળ જગત.

દેહથી પડી છૂટા, સાવ અધ્ધરે ઊભા,
જ્યાં નજર કરી અમે, ધુમ્રમય સકળ જગત.

કૈંક કસ્તૂરી સમું ભીતરે હશે જરૂર,
કર્મમય રહ્યું સતત સુગન્ધમય સકળ જગત.

હું જ જળરૂપે વહ્યો, જળચરી થઈ રહ્યો,
મ્હેં જ તો રચ્યું હતું જાળમય સકળ જગત.

## પત્થર

મદનકુમાર અગ્જારિયા 'ખ્વાબ'

મીણ અવતારી શકું પત્થર વિશે,
કાશ ! કંઈ ધારી શકું પત્થર વિશે.

પીપળો પાષાણ ફાડી, પાંગરે,
ભેજ ભણ્ડારી શકું પત્થર વિશે.

આંખના પત્થરપણાની વાત છે,
આંસુ ના સારી શકું પત્થર વિશે.

કંઈક તો, હે જીભ ! કોમળ થા હવે !
કંઈક ઉચ્ચારી શકું પત્થર વિશે.

પત્થરો પણ સાવ પત્થર ક્યાં રહ્યા ?
ફૂલ કણ્ડારી શકું પત્થર વિશે.

## ઊંડે જવું છે

દિલીપ જોશી

મૂલાધારથી છેક ઊંડે જવું છે
ચિદાકાશ મધ્યે કહે શું નવું છે ?

ફક્ત ત્યાં જ દીવાનગી વ્યક્ત થાતી,
એ ખોબો ધરે છે કે જ્યાં ઝાંઝવું છે !

દિશા ઊર્ધ્વગામી પલાણી તુરંગે,
હવે કોની દુનિયાનું ઘર માંડવું છે ?

બધાં વિશ્વ પગલાંમાં આળોટવાનાં,
કસબ એ જ લોકોને મન ચાહવું છે !

પડે ધ્રાસકા કૈંક સાંજે-સવારે,
હકીકત ગણાતો ગલત ધારવું છે !

અવાજો બટકતા ગયા મૂળસોતા
ફરી ક્યાંથી ક્યાં નામ ગુંજાવવું છે ?

## એક સાંજુકી તન્દ્રા

ઉશનસ્ (શિખરિણી)

અહીં સન્ધ્યા, ડૂબે રવિ દિવસના પશ્ચિમ તટે;
અને ત્યાં, એ મ્હારા વતન ઘરમાં દીપ પ્રગટે
ઘીની ગન્ધે દેવસ્થલ-તુલસીની ડીલ લટકે
અને એ આલોકે ઝટ અતીતલોકે વય હટે;

— અને હું તન્દ્રામાં સરકું છું રહી જ્યોત થરકી,
ચળે વસ્તુઓના ઘર મહીં, કશું લુપ્ત ઝબકી
જતું ઓળાઈ રે' તરત...શું હતું ઓ બા શું જ નહીં,
નહીં બાપા, કોઈ ત્રિપુટી ગઈ પેલી જ ફરકી.

અને એ આભામાં અંબવનથી, ઓસારની મહીં
ફળીમાં જોઉં જર્જર વડીલ, વ્હાલે નીતરતા
મળે કે પૂછે જે ખબર, મુજ ટેકે સ્થિર થતા; —
—થયો મોટો, તોયે શિશુ ગણતી એ પેઢી જ ગઈ !
અહો, કેવાકેવા જણ જરી વધુ વ્હાલવરતી
ગયા આ શેરીથી ગુજરી ! 'ઘર' બસ, કશું નથી !

## વૈશાખી સાંઝે

ઉશનસ્ (પૃથ્વી)

ઢળી સરસ સાંજ છે નમી ગયેલ વૈશાખની :
ઢળેલ ધરતી પરે, ધરતી યે ઢળી પશ્ચિમે;
ઢળ્યો છું સમયે - વયે, વય ઢળેલ આયુસ્સીમે;
સમષ્ટિ વરણાઈ પક્વ ફળ શી; છટા સાખની !

નિહાળી રહું ઓટલા ઉપરથી પડ્યો ખાટલે :
કશી નીકળી આવજા ઉભય બાજુએ સાંજુકી !
કીડીની નવ હોય હાર, કણ અન્નનો મોં-મૂકી !
ભરેલ ટલવાઈ ખાલીખમ ટીંપલે-ચોટલે;

નિહાળી રહું આવજા પથની બેઉ બાજુ થતી :
કશુંક ઘર જેવું બેઉ ભણી નક્કી છે; છે ગતિ
ભમે ક્યહીં જવાય તો ય અહીંથી જ ગેહ પ્રતિ :
જનાર જણ જેટલાં, મન ય તેટલાં, ને ગતિ !
નિહાળી રહું સાંજુકી ધરતી; પ્રીતથી વત્સલે :
રહો પ્રથમી-પ્રાણ, પ્રીત, ઘર નિત્ય આવાં, ભલે.

## ડુંગર ઢળી શકે

દિલીપ જોશી

જો ટેકરામાં ઉદ્દમ ઇચ્છા બળી શકે;
બે-ચાર પત્થરોને ઝરણાં મળી શકે.

પાણી સદાય વલખે એની તરસ વિષે,
નીરભર નગર એ ક્યાંથી માયા કળી શકે !

ક્યારેક આસમાની ટોચે ઊભાં હતાં,
સ્વપ્નો તો હર ગલીમાં પાછાં વળી શકે !

મોસમ મિજાજ કેવળ વરસે અહીં ત્યહીં,
ઈશ્વરની મુગ્ધતા પર માથાં ઢળી શકે !

આક્રોશ એ રીતે પણ વ્યક્તાય છે સતત —
નાજુક પવન વહીને ડુંગર ઢળી શકે !

## ....વચ્ચે મૂક ના

વિનોદ ગાંધી

સત્યને દર્પણની વચ્ચે મૂક ના,
લાગણી સગપણની વચ્ચે મૂક ના.

બેગણી વધશે અને વ્યાપી જશે,
પ્યાસને તું રણની વચ્ચે મૂક ના.

આપણા બે જણની અંગત વાતને
જાહેરમાં તું ગામની વચ્ચે મૂક ના.

વાતનું સાતત્ય જાળવ, તે છતાં
વાતને તું 'પણ'ની વચ્ચે મૂક ના.

ઠેઠ નાભિથી પ્રગટતા સૂરને
તું કદી રણઝણની વચ્ચે મૂક ના.

આપણા અણમોલ આ સમ્બન્ધને
ધાતુની ખણખણની વચ્ચે મૂક ના.

## અમે માણસો

કરસનદાસ લુહાર

પત્થર, છૂરા ને બન્દૂકો લઈ દોડીએ છીએ,
માણસપણાને એમ અમે તોડીએ છીએ.

કે, તોડીએ છીએ જ અમે એવું કંઈ નથી;
લો, આગ આગથીય અમે જોડીએ છીએ.

ગાંધીતણું 'હે રામ...!' હવામાં તરી રહ્યું;
તેથી અમે ગોળીઓ હજુ છોડીએ છીએ.

પહેલાં વધાવીએ છીએ આ વહેવું લોહીનું;
છાપાં મહીં એને પછી વકખોડીએ છીએ.

ધબકી રહેલ માણસો અમને ગમ્યાં નથી;
પત્થર બનાવી પૂતળાંઓ ખોડીએ છીએ.

બેસે કણસલાં બૉમ્બના એકેક છોડને;
ક્યારાઓ એવી કામનાના ગોડીએ છીએ.

## ક્યાં સુધી ?

કિશોર મોદી

કોઈ હાંસિયો થવાનું ક્યાં સુધી ?
કોણ કાફિયો થવાનું ? ક્યાં સુધી ?

લોહીમાં દરિયા સમો પડકાર છે,
રોજ પાળિયો થવાનું ક્યાં સુધી ?

શાશ્વતી માયા ઉકેલી જોઈએ,
આમ ચાડિયો થવાનું ક્યાં સુધી ?

જીવવાનું કંઈ સરળ હોતું નથી,
દોસ્ત, નોળિયો થવાનું ક્યાં સુધી ?

આખરે કિશોર મિજાજ રાખવા,
એક તાંબિયો થવાનું ક્યાં સુધી ?

## ગઝલ - ૧

બાપુભાઈ ગઢવી

રોટલાનો હોય તો કોઈ ન્યાય તોળે;
આપણા મનપ્રશ્નમાં શીદ હાથ બોળે ?

તો કદીક તળિયું ય તાગ્યું હોત તારું;
જો ચડ્યા ના હોત હોડી કે હિલોળે !

એમને અઢળક આપું સોનવરણાં;
ને જુઓ મ્હારા ઉપર એ શાહી ઢોળે !

રાત આખી સ્વપ્ન પણ જોયાં હતાં, ને
વાટ જોઈ'તી દિવસભર કાગડોળે !

છોડ બાપુભાઈ આ તો છોડિયાં છે;
શબ્દ ત્હારા કાંઈ ચોમાસે ન કોળે !

## ગઝલ- ૨

બાપુભાઈ ગઢવી

એક તો એની તરફ સૌ ઢાળ ઢળતા;
ને અમારા પર નરી વરસે સજળતા !

શી ખબર કેવી રીતે ડૂબી જવાયું;
એટલી તો ક્યાં હતી મ્હારી કુશળતા ?

દઈ સ્મરણ અમને ભૂલી જાવું ત્હમારું;
કોઈ ઊંઘી જાય રાખી દીપ જળતા !

સાવ અમથો કેમ હું ભાંગી પડું છું ?
શ્વાસ આવે છે કે કોઈ ઘાવ વળતા ?

થઈ ગઝલ અટકી અમારી હોશિયારી;
શેષ કાગળ પર રહી ત્હારી સરળતા !

## આ શ્હેરમાં

હરદ્વાર ગોસ્વામી

આપણા ઘરમાં ય પૂછીને જવાનું હોય છે આ શ્હેરમાં
જન્મથી લઈને મુસીબત આવવાનું હોય છે
આ શ્હેરમાં.

પૂછશો ના કે અમારી તો દશા કેવી અહીંયાં છે હવે?
દાંત વચ્ચે જીભ માફક જીવવાનું હોય છે આ શ્હેરમાં.

કે વગાડે છે જુઓ સૌ લોક બન્ને બાજુએથી ઢોલકી,
સૌનુંપણ બસ હાયે હા લ્યો, રાખવાનું હોય છે
આ શ્હેરમાં.

ઊંઘતાને પણ ચડાવી દે શૂળી પર,
છે રસમ એવી અહીં,
હરક્ષણે રે હરપળે બસ, જાગવાનું હોય છે
આ શ્હેરમાં.

સાવ પણ બિન્દાસ થઈને તું ભલે
હરદ્વાર આજે તો ફરે.
પણ તમારે કાલ તો ફોટો થવાનું હોય છે
આ શ્હેરમાં.

## ભૂલી ગયો

જિતુ પુરોહિત

ઝંખનાનો એક દરિયો પી ગયો.
એમ કરતાં શૂન્યમાં ડૂબી ગયો.

આંખમાં ખૂંચી કણી સહવાસની;
તે પછીની વાતને ભૂલી ગયો.

રેત પાછળ રેતનો વિસ્તાર લઈ;
એક રણથી એક રણ પહોંચી ગયો.

એ પછીથી હાથ માથે હાથ છે;
બેક સ્પર્શો કાગદી આપી ગયો.

લે, હવે તું વાંચ આખી જિન્દગી;
કેંક પૃષ્ઠો પર કથા છાપી ગયો.

## પ્રસન્ન છે

દિનકર 'પથિક'

સપનાં ય અસ્તવ્યસ્ત છે, દૃશ્યો વિછિન્ન છે,
આંખોની આસપાસમાં આ શાનું ચિહ્ન છે ?

જ્યાંથી પસાર થઈ ગયો એ હદ ઉપર જુઓ:
વૃક્ષો, નદી, તળાવ ને રસ્તાય ખિન્ન છે.

ગાથા હવે હું આંસુની અકબન્ધ શું લખું ?
દદડે છે આંખથી અને રસ્તામાં છિન્ન છે.

હર પળ નદીની જેમ તે બદલે છે વ્હેણને,
અશ્રુ ભલેને એક છે, વૃત્તાન્ત ભિન્ન છે.

પામી ગઝલ મ્હને, અને, પામ્યો ગઝલને હું
હું પણ પ્રસન્ન છું અને, તે પણ પ્રસન્ન છે.

## દોહરા

યશવન્ત ઠક્કર

હાલુંચાલું ભીડમાં, અળગી રાખી જાત.
ડગલે પગલે સાચવું, હૈયા કેરી વાત.

તમને મળવા નીકળ્યો, જોયો એવો ઘાટ
સૂકાં સૂકાં પાંદડાં, ખરતાં ઊભી વાટ.

તડકા જેવું જીવતર, છાંયો ત્હારું નામ
થાક્યાપાક્યા કોક દી, લીધો છે વિશ્રામ.

દર્પણ તોડ્યાં જાય છે, સગપણ તોડું કેમ ?
એવી રીતે જાળવું, જાણે સાચું હેમ.

તોરણ બાંધ્યાં બારણે, આવ્યા ના મે'માન
પગરવ ક્યારે સાંભળું, તરસે મ્હારા કાન.

બોલ્યુંચાલ્યું માફ છે, કોણે રાખ્યું યાદ ?
નજરે આવું કોક દી, પાડી દેજો સાદ.

કેવી લીલા ખેલતા, કાગળ અક્ષર સાદ
છોડ્યો પણ છૂટે નહીં, એવો લાગે રસ

## આખરી સહવાસ

શશિશિવમ્

વ્હેતા પવન, ત્હારા બધા, ઉચ્છ્વાસ છે;
મ્હારા જીવનના એ જ તો સૌ શ્વાસ છે.

લ્હેરો ઉપર લ્હેરો વહે છે હરઘડી;
ત્હારી સવારી દૂર પણ મુજ પાસ છે.

ભીંસી રહ્યાં આ ઘોર અન્ધારાં સજડ,
સૂર્યના ભીતર કશા અજવાસ છે.

ભેટી પડ્યાં છે, ફૂટતાં કિરણો મ્હને,
ત્હારાં નયનમાં મુજ નયનનો વાસ છે.

ફૂલો બધાં હસતાં ખીલ્યાં છે સામટાં,
ને આ ગઝલ તુજ હાસ્યની જ સુવાસ છે.

સાતે સ્વરો આકાશથી વરસી રહ્યા;
શો નાદ-આદિનો ભીતર એહસાસ છે.

આકાશ છે ઝળહળ, ઉરે વિશ્વાસ છે.
આપણો ત્યાં આખરી સહવાસ છે.

## ફરી પાછા

મનીષ પરમાર

મ્હેકના અક્ષર ફરી પાછા લખું,
પત્રના ઉત્તર ફરી પાછા લખું.

કોઈ સૂની સાંજના રણો ઉપર,
સ્વપ્નનાં ઘર ઘર ફરી પાછા લખું.

ટાંકણેથી હું પુરાણી યાદને,
કોતરી પત્થર ફરી પાછા લખું.

ઊડવાના ઓરતાઓ પાંખમાં,
પીઞ્જરે અમ્બર ફરી પાછા લખું.

તું બળ્યો છે આગવી રીતે મનીષ,
સળ ધુમાડા પર ફરી પાછા લખું છું.

## ફરી ફરી

રમણીક અગ્રાવત

ટોળું આવે છે
મ્હારા આંખકાનનાકમોંહાથપગ
તમામ ઇન્દ્રિયો ઊતરડી જાય છે
મ્હારે તો આ પૃથ્વીની પળો હજી પીવી હતી
ઊંઘથી લૂંટવી હતી અનર્ગળ રાતો
સૂરજથી ભરી દેવાં હતાં મ્હારાં એકેએક છિદ્ર
સૂંઘીને સઙ્ઘરવા હતા મબલખ સ્પર્શો
તૂટી પડી હવા એકાએક સનેપાત જેમ
છિદ્ર છિદ્રમાં પેસી ધડધડાટ
ફુગ્ગા જેમ ફૂલાવી
તગતગતી માંસપેશીઓ ફાડતી
ફોટી પડી હાંફળા શહેરની ફાંફળી સનસનાટી
શેરીઓમાં ઢસળી પડ્યા આંખોના ડોળા
ટોળાં આવે છે
આખી શેરીમાં લમ્બાઈને પડેલા મ્હારા હાથ
કચડતાં ટોળાં આવે છે...

## અઞ્જળ

પ્રફુલ્લા વોરા

ફૂલની ભાષા સમું ઝાકળ મળે,
શ્વેત કોરા ફલક પર વાદળ મળે.

આપણું હોવું બને પર્યાય જો,
લાલ કઙ્કુ - છાંટણે અઞ્જળ મળે.

ભાગ્યનું પરબીડિયું અકબન્ધ છે
ક્યાંક સમજણ, ક્યાંક તો અટકળ મળે.

ક્યાંક ટહુકી જાય આ પીળી ક્ષણો,
શબ્દમાં ભીનાશની જો પળ મળે.

સાવ સૂનું આયખું ઉત્સવ બને,
દીપ શ્રદ્ધાનો કદી ઝળહળ મળે.

## ત્રણ ગઝલ

હર્ષદ ચંદારાણા

(૧)

એક દરિયા સમેત કાગળમાં
બેઉ કાંઠાની રેત કાગળમાં.

આપણા વચ્ચે બન્ધ દરવાજો
ખોલવાનો આ બેત કાગળમાં.

તું ને હું માત્ર જ્યાં મળી શકતાં
ઢાઈ-અક્ષર-નિકેત કાગળમાં.

પત્રમાં કર તું ત્હારા હસ્તાક્ષર
લાલ ગુલાબ શ્વેત કાગળમાં.

ડૂબું છું... ડૂબું છું.... અરે ડૂબ્યો
કેવું છલકે છે હેત કાગળમાં.

(૨)

છોડ ચિન્તનની નાવ કાગળમાં
છે છલોછલ તળાવ કાગળમાં.

સાત સાગર તરું સરળતાથી
ડૂબવાનો સ્વભાવ કાગળમાં.

હું ઉપાડું કલમ; પછી મ્હારા -
ભાવ તેમ જ અભાવ કાગળમાં.

મ્હારા મનને મળ્યો અરીસો છે,
હૂબહૂ હાવભાવ કાગળમાં.

આ અહીં મ્હારી સ્વપ્નભૂમિ છે,
તેથી નાખ્યો પડાવ કાગળમાં.

ત્હારું એકાન્ત રાખ તું અક્ષત,
ઢોળી દે શાહી, લાવ, કાગળમાં.

(૩)

મ્હારી સૃષ્ટિ અનન્ત કાગળમાં,
ચાર ખૂણા દિગન્ત કાગળમાં.

ફેરવું નિત્ય શબ્દની માળા,
મ્હારી ભક્તિ જ્વલન્ત કાગળમાં.

હાલ ઈશ્વર રહ્યો છે કાગળ પર,
ત્હારું યે સ્થાન સન્ત કાગળમાં.

સુણ, કોકિલનું ગાન શબ્દોથી,
મીઠી ગુઞ્જે વસન્ત કાગળમાં.

કાવ્ય, કાગળનું ફૂલ, પણ ખુશ્બો
ફેલે વિશ્વો પર્યન્ત કાગળમાં.

## અકબન્ધ છે

નટવર વ્યાસ

શબ્દ, કોરો પત્ર, શ્યાહી ને કલમ અકબન્ધ છે,
મૌનને પ્રગટાવવા, આખો જનમ અકબન્ધ છે.

હોઠ ક્યાં ખોલ્યા કદી યે, સ્પષ્ટતા કરવા કશી.
પાંપણો વચ્ચે હજુ એનો ભરમ અકબન્ધ છે.

શબ્દ તો છે દમ્ભના કિલ્લાનું સોનેરી કવચ
ને વળી ભીતર ઘણાં એનાં અહં અકબન્ધ છે.

લે, ચકાસી જો, ટકોરો મારીને અસ્તિત્વને;
મુઠ્ઠીમાં મ્હારી હજુ મ્હારાં કરમ અકબન્ધ છે.

# સજ્જડ બીડેલી પળ

સતીન દેસાઈ

મન ઊઘડતાં વેંત મળે કેં અવસરના દરવાજે સાંકળ,
સજ્જડ બીડેલી પળ.
આ સદીઓ અન્ધાર વહે કે ચ્હેરાઓની આગળપાછળ
સજ્જડ બીડેલી પળ !

ધડકનને નિર્ણાયક નીમી કોણ રમત ખેલે છે પળની શ્વાસોનાં મેદાને
એજ અજમ્પે હોઠ નજરમાં, શબદશબદમાં ભીંસે અટકળ,
સજ્જડ બીડેલી પળ.

ખણ્ડેરોનાં અન્ધારાંને મૌન ઉલેચી પ્હેરે છોને મબલખનાં અજવાળાં,
સ્મરણો કે ઈતિહાસ ઝબકતા અણસારોનું લૂછે કાજળ
સજ્જડ બીડેલી પળ.

ઊડવા-ખરવાના અર્થોની જાણ વિના કેં તાણ વિના પળપળ સીંચે છે સપનાં
ઊંડે ઊંડે પાતાળોને માટીના નામે આપે છળ
સજ્જડ બીડેલી પળ.

ઘરવું, વિસ્તરવું, લ્હેરાવું પ્હાડો આકાશોને ક્યારે વીતક જેમ નડે છે !
નડતરની ઘટનાનું રણ તો દરિયો વાદળ, આંસુ ઝાકળ !
સજ્જડ બીડેલી પળ.

ખોલે વાસે, વાસે ખોલે એ જ અનુક્રમ હોય છતાંયે મળતી અપવાદોમાં
ભેદ સપાટીને તળતળના, એ જ અકળ જે પામે છે જળ
સજ્જડ બીડેલી પળ.

પળ સદીઓ ગાથા ગાતી, પાર અપારે વ્હાણો વ્હેતી, બાંધે જ્યારે લઙ્ગર,
ત્યારે વ્હેતી થાશે પળપળ, હોવાનો સઢ સાંકળતી પળ
સજ્જડ બીડેલી પળ.

## હમ સબ એક હૈ

રમણીક અગ્રાવત

આ ભીડને જો એક ફૂંક મારું ને —
પણ પછી કરચો વાગે એનું શું ?
બસ આ,
આ જ વિચારે આ કાચનું કમઠાણ પાલવીએ છીએ
બસમાં કોણી અડે, પારકો શ્વાસ
ગળા લગી પેસી જાય
આંગળીઓ ચેપાઈ જાય, ઝાલેલો સળિયા
છૂટી પડે ધરાર
અરે અકસ્માત થઈ પડે તો અણગમતા
આદમી જોડે ય
એક મરણપથારી મળે,
તોય સહી લઈએ છીએ બધું
સહેવાની આગોતરી ટિકિટ કઢાવીએ છીએ
કણ્ડક્ટર પાસેથી

વહેતાં વૃક્ષો ને ડોલતી ક્ષિતિજ
ગતિશીલ આકારમાં ઢળી વધુ રૂપાળાં થઈ જતાં ઘર
પૂરપાટ સરતી ભૂમિનો ઘેરો રક્ષ નીરખવાનું બારીસુખ
બધાને નસીબ તો ક્યાંથી ?

કડૂચા પરસેવાના સગપણે એકમેક અડોઅડ
ભીનીભદ ભાતમાં ગોઠવાઈ જઈએ છીએ

કણ્ડક્ટરની ઘણ્ટડીની રાહમાં અધ્ધરતાલ
અને પછી ભાગી છૂટવું પાછું જોયા વિના
બસ અટકે ન અટકે ત્યાં....
બારણામાંથી ફણ્ગોળાતા જ
રાહ જોઈને ઊભેલું સૂત્ર વળગી પડે
'સતયુગ આયેગા, અવશ્ય આયેગા.'

## ખાંયણું

રાજેન્દ્ર શાહ

વાટ-વિહોણી વિજન એવી વાવે
કોણ પિયાસી આવે ?
મૂંગા સહુ ઝાડવાં.

## મળે

જયેશ દવે

કાગળ લખ્યો છે ઝાડને લીલાશ જેવું તો મળે,
ચીઠ્ઠી લખી છે આભને ભીનાશ જેવું તો મળે.

આખા નગરમાં ચોતરફ એકાન્તના આવાસ છે,
કે ઘર મળે, ને ઘર મહીં સહવાસ જેવું તો મળે.

છે કઈ ગલીમાં જિન્દગી જેવું; નથી એની ખબર,
મ્હેં સાદ દીધો છે હવાને શ્વાસ જેવું તો મળે.

દેખાય છે ટોળાં અહીંયાં શૂન્યતાના ચોતરફ,
અથડાઈને પડઘાય એવા સાદ જેવું તો મળે.

સેવ્યા કરું છું સેંકડો વર્ષોથી ઈંડાં આભનાં,
ને કોચલું છેદી ઊડે એ પાંખ જેવું તો મળે.

## અઙ્કે

ઇન્દુકુમાર ત્રિવેદી

ત્યાં
માત-અઙ્કે શિશુ, સૌમ્ય સોહે
જેનાં દિસે શાં ઋજુ-રમ્ય ગાત્ર !
કરી રહ્યું ના સ્તન-પાન માત્ર.
અહો ! એ તો
એકીટસે વત્સલ લોચનોથી
કરી રહ્યું સ્નેહ-સુધાનું યે તે :
ને બેઉ તૃપ્ત
ઉરનો ધબકાર એક.

• • •

## જળમાર્ગી વેપારીની પત્નીનો પત્ર

રીહાકુ (ચીની કવિ) અનુ. પ્રો. બી.એસ.નિમાવત

મ્હારા વાળ કપાળ પર સીધા કપાયેલા હતા,
હું આગળના દરવાજે ફૂલો ચૂંટતી
રમતી રહેતી.
ત્હમે વાંસની લાઠી પર ઘોડો-ઘોડો રમતા
આવ્યા મ્હારી કને, ત્હમારા હાથમાં હતું
કોઈક વાદળી રઙ્ગી ફળ.
પછી આપણે બન્ને ચોકાન ગામ સુધી
સાથે ગયાં, બે ન્હાનાં શિશુઓ,
શઙ્કારહિત, અણગમારહિત.
ચૌદ વર્ષની ઉંમરે હું ત્હમારી સાથે
પરણી, હું કદી હસતી નહીં,
બહુ શરમાળ હતીને તેથી.
દીવાલ સામે માથું નીચું રાખી
બેસી રહેતી.
ત્હમે મ્હને હજારો વાર બોલાવતા
પણ હું તો ત્હમારી સામે આંખ
પણ મિલાવી શકતી નહોતી.
પન્દર વર્ષે મારી શરમ ગઈ,
મ્હારી માટી ત્હમારી માટીમાં
ભળી ગઈ હમ્મેશ-હમ્મેશને માટે.
સોળ વર્ષે ત્હમે ગયા
કૂ-તો-યેન નદી વાટે,
ભયઙ્કર વમળોવાળી નદી વાટે.
પાંચ મહિના થઈ ગયા,
વાંદરાઓ છાપરા પર વેદનાભરી
ચિચિયારી કરતા.
ત્હમે ગયા'તા ત્યારે
ત્હમારા પગ ઊપડતા નહોતા.
હવે તો દરવાજા આગળ સેવાળ
ઊગી ગઈ છે - ઊંડી ગાઢ
સેવાળ - ન નીકળે તેવી સેવાળ !
પર્ણો આ પાનખરના પવનથી
વહેલાં પડવા માંડ્યાં છે
પતઙ્ગિયા ય હવે પીળાં પડવા
માંડ્યાં છે — પશ્ચિમના ઘાસ ઉપર
આ બધાંમાં હું સૌથી વધારે
દુઃખી છું.
હું હવે વૃદ્ધ થવા માંડી છું.
જો ત્હમે કીઆંગ નદીનાં સાંકડાં
પાણીમાંથી આવો તો
મ્હને અગાઉથી જણાવજો
હું ત્હમને ચો-ફૂ-સા સુધી
સામે લેવા આવીશ.

## જાવ, મ્હારાં ગીતો

એઝરા પાઉન્ડ, અનુ. પ્રો. બી. એસ. નિમાવત

જાવ મ્હારાં ગીતો એકાકી ને અસન્તુષ્ટ પાસે જાવ
જાવ માનસિક રીતે તૂટેલાં ને પરમ્પરાના ગુલામો
પાસે જાવ.

જાવ ને પહોંચાડો મ્હારો શોષકો સામેનો આક્રોશ !
શીતળ જળનાં મોજાંની જેમ જાવ.
અજ્ઞાત શોષણની સામે ઉઠાવો ત્હમારો અવાજ.

કલ્પનાહીન જુલ્મોની સામે બોલજો,
બન્ધનો સામે બુલન્દ અવાજે બોલજો,
કણ્ટાળાથી મરતાં બૂર્ઝવા પાસે જાવ,
પરાંની મહિલાઓ પાસે જાવ,
દુઃખી પરિણીતાઓ પાસે જાવ,
જેની નિષ્ફળતા છુપાયેલી પડી છે ત્હેની પાસે જાવ,
દુર્ભાગી કજોડાંઓ પાસે જાવ,
ને જામીનગીરીરૂપે મુકાયેલી સ્ત્રી પાસે જજો.

જજો ત્હમે કોમળ-કોમળ વાસનાથી પીડિતો પાસે,
જજો એવા લોકો પાસે જેમની નાજુક ઇચ્છાઓ
સન્તોષાઈ ન હોય
જગતની જડતા પાસે સડાની જેમ જજો,
આ'ની સામે ત્હમારી તીવ્ર ધાર સાથે જજો.
ત્હમારા તારને કસીને જજો.
આત્માની અણીને ધારને સજીને જજો.
મિત્રતાભરી વાણી સાથે જાવ
ખુલ્લી, બોલકી વાણી સાથે જાવ
નવાં અનિષ્ટો અને નવાં શુભને શોધવા તત્પર
રહેજો.

કોઈ પણ પ્રકારના જુલમ સામે ત્હમારા અવાજ
ઉઠાવજો
પ્રૌઢત્વથી જાડી ચામડીવાળાં બનેલાં પાસે જજો
ને જજો ત્હેમની પાસે જેમણે બધો જ રસ
ગુમાવી દીધો હોય.
એ'વા તરુણો પાસે જજો જે કુટુમ્બમાં જ ગુઙળાઈ
મરતા હોય
અરે ! એક જ ઘરમાં ત્રણ-ત્રણ પેઢીને સાથે જોવી
કેટલું ભયઙ્કર છે !
જાણે એક જૂનું વૃદ્ધ વૃક્ષ ને સડતી
પડતી કેટલી ડાળીઓ !
જાવ, તમે અભિપ્રાયોનો, આગ્રહોનો વિરોધ કરજો
લોહીના આ'વા શાક-ભાજી જેવાં સમ્બન્ધોનો
વિરોધ કરજો.
કોઈ પણ પ્રકારની અબાધિત માલિકીની
સામે જગાવજો જેહાદ !
જાવ, મારાં ગીતો, જાવ.

## સ્ત્રીઓ

લૂઇઝી બોગાન, અનુ. પ્રો. બી. એમ. નિમાવત

સ્ત્રીઓમાં નિર્જનતા નથી હોતી
તેઓ બહુ-ફલા, બહુ-પુષ્પા હોય છે.
ધૂળવાળી રોટલી ખાઈને એમના આત્માની
ઉષ્ણ, સાંકડી કોટડીમાં સન્તુષ્ઠ.
તેઓ શિયાળાના લાલ ઘાસને ખાતા ઢોરને નથી
જોતી
તેઓ સ્વચ્છ ને છીછરા બરફના પાણીના કલરવને
સાંભળતી નથી.
તેઓ રાહ જુએ છે પ્રવાસની.
જ્યારે નમવાનું હોય ત્યારે તે અક્કડ બને છે
ને પરોપકારનો ભાવ એ પોતાની વિરુદ્ધ વાપરે છે.
પુરુષને આની કંઈ ગતાગમ પણ નથી હોતી.
ખેતરના વિવિધ પાકો વિષે એ નથી વિચારતી
કે નથી વિચારતી કુહાડીથી કપાયેલ લાકડા વિશે.

તેનો પ્રેમ છે આતુરતા ભરી અર્થહીનતા,
અત્યન્ત કઠણ કે અત્યન્ત મૃદુ.
કાનમાં કહેવાયેલ શબ્દોમાં તેને બૂમ કે રુદન
સમ્ભળાય છે.
તે ઊમ્બરામાં જિન્દગીને લઈ જઈને
વહેવા દે છે.

## પરી

રાજેન્દ્ર શાહ

ભાઈ : બે'ન
બા તો કહે છે વાતે વાતે,
ચાંદરણાંનાં અજવાળાંમાં અડધી રાતે
વનવગડાની ફૂલ-કુઞ્જમાં,
ઝીણી ઝીણી ગળા-ગુઞ્જમાં,
રજ્ઞ રજ્ઞની પાંખે નમણી,
નાજુક ન્હાની રમણી જેવી
રમવા આવે કંઈક, ઊતરી
કોઈ લોકથી પરી.

વ્હેલો વ્હેલો
રાત પડે ત્યાં સૌથી પ્હેલો
હું તો ઊંઘી જાઉં ભલે, પણ
કદીક તું તો કરે જાગરણ,
તો તું ક્હેને
તેં તો એને જોઈ હશે ને ?
તું ક્યારે યે એ સૌ સાથે ભળી જઈને
રમવાને ગઈ ખરી ?

બહેન : હં...અ...
મ્હને એક દી
ચાર-પાંચ તે લઈ ગઈ'તી
તળાવ તીરે,
પછી ઊતર્યાં નિરમળ નીરે.
ચડી જઈને કમલ કમળ પર, —
અમે ય જાણે હળવી હળવી લહર લહર પર,
ઠેક લઈને રમતાં રાસે
ધવલ ઉજાસે
આથમણે ત્યાં ચન્દ્ર જાય ને
પરી બધીયે લોપ થાય ને
હું પાડું જ્યાં સાદ, ત્યહીં તો
કોણ મ્હને મૂકી ગઈ પાછી પથારીમાં તે
મ્હને ન આવે યાદ.

## હાલરડું

રાજેન્દ્ર શાહ

હળુ હળુ હાલર હાલો
પોઢે મ્હારો બાળ રૂપાળો.

ઘૂરઘુર ઘમ્મર વલોણે ગોકુળિયું ઘર ગાજે,
જઈ રહી પનિહારીઓ ઘાટે ગાગર ભરન કાજે,
નેણ મીંચ્યાનું મિષ કે
કે જુએ નીંદરમાં કોઈ સોણલું ભલું ?
એમ ત્હારાં બેઉ રૂપનો ચાળો. પોઢે૦

કોઈ ખિલોના નહિ ત્હને તો મોરની ગહેક વ્હાલી,
જાય દોડી અડબડીએ વારંવાર, શકાય ન ઝાલી;
કોઢમાં ગાયું ભાંભરે એનો
શેરડો ત્હારે હોઠ સુહાતો...
સૌમહીં તું આવ નિરાળો. પોઢે૦

કાંઈ બીજાંથી અદકાં ત્હને માખણ-મીસરી બાવે,
મુખમાં મે'લું તે મોર, અધીર, હાથ બેઉ ભરી લાવે;
ઓઘરાળું ત્હારું મુખ ને
બોખા મુખનું ત્હારું હસવું ઠાલું,
જોઉં તું છો મુજ કા'નડ કાળો. પોઢે૦

## ચાંદરણું

નટવર પટેલ

ઘરમાં આવે ચાંદરણું
ન્હાનું ન્હાનું ચાંદરણું.

નળિયાંમાંથી સરતું એ,
ભોંયે ખરતું ચાંદરણું.

ધીરે ધીરે ખસતું એ
ધોળું ધોળું ચાંદરણું.

ગોળ પતાસા જેવું એ
જોવું ગમતું ચાંદરણું.

પપ્પાજીનાં ચશમાં જેવું
આરમ્પારમ્ ચાંદરણું.

મમ્મીજીનાં કઙ્કણ જેવું
તગતગ થાતું ચાંદરણું.

આકાશેથી મ્હારા ઘરમાં,
રમવા આવે ચાંદરણું.

## ડાહ્યો ડમરો થઈને....

નટવર પટેલ

ડાહ્યો ડમરો થઈને આજે બાથરૂમમાં જાઉં,
ચડ્ડી કાઢી, ડોલ પાણીએ બેઠો બેઠો ન્હાઉં.

સાબુ લઈને ચોળું,
માથું ધોળું ધોળું,
ફીણ ચડાવી ફોદેફોદા બાવો ન્હાનો થાઉં,
ડાહ્યો ડમરો થઈને આજે બાથરૂમમાં જાઉં.

બરડે વન્દો ચડતો,
ગલીપચી એ કરતો,
હાથ મારીને પકડી જોતાં હું તો ભૈ ગભરાઉં,
ચડ્ડી કાઢી ડોલ પાણીએ બેઠો બેઠો ન્હાઉં.

ચીસ પાડીને દોડુ,
મમ્મીને હું ખોળું,
ભીનો ભીનો સાબુવાળો મમ્મીને લપટાઉં,
ડાહ્યો ડમરો થઈને આજે બાથરૂમમાં ન્હાઉં.

## ઓ ખિસકોલી ! ખિસકોલી !

ચંદ્રકાન્ત શેઠ

ઓ ખિસકોલી ! ખિસકોલી
તું ચટકમટક લટકાળી !
તું રમત કરે રઢિયાળી !
સૌને જોતાં ગમી જાય તું, સૌને લાગે વ્હાલી !
ઓ ખિસકોલી ! ખિસકોલી !

તું મીઠા માણે મેવા,
તું સૌની પામે સેવા,
છોટામોટા સૌયે ખીલે ત્હારી આગળ કેવા !
ઓ ખિસકોલી ! ખિસકોલી !

તું દ્હાડો આખો ફરતી,
તું ગેલ ઘણીયે કરતી,
સૌને કેવી મજા કરાવે ડાળ ડાળ પર સરતી !
ઓ ખિસકોલી ! ખિસકોલી !

તું ચટાપટાળી ચમકે,
તું રેશમ સરખી સરકે,
હેત રામજીનું ત્હારામાં કેવું મીઠું થરકે !
ઓ ખિસકોલી ! ખિસકોલી !

## ઝટપટ મોટો થઉં....

ચંદ્રકાન્ત શેઠ

મા, તું એવું કશુંક કર કે
 ઝટપટ મોટો થઉં;
પપ્પાજીની બેગ લઈને હું જ ઑફિસે જઉં ! —
થાય ટિકિટ છો આખી મારી,
 હું એ પોતે લઉં;
હો જમવામાં આખું ભાણું,
 હું ત્યાં પૈસા દઉં !
અન્ધકારમાં દીવો કરવા હું જ એકલો જઉં ! —

સૌને દઉં હું બિસ્કિટ-ગોળી,
 મીઠી વાતો કહું;
બાબો આવે, બેબી આવે,
 હું દાદાજી થઉં !
તું ને પપ્પા બન્ને ડોલો, એમ હવે હું ગઉં ! —

## કલ્લુ મ્હારો ભિલ્લુ રે !

રમેશ ત્રિવેદી

ભાઈબન્ધ મ્હારો કલ્લુ છે.
કલ્લુ જેવો લલ્લુ છે.
લલ્લુજી તો જોષી છે.
કલ્લુ ભૈ પડોશી છે.

ઘરની સામે મન્દિર છે,
મન્દિર પાસે મસ્જિદ છે.
ગણેશજીનો ઉન્દર છે,
મસ્જિદ તો ભૈ સુન્દર છે.

મસ્જિદને ક્યાં તાળું છે ?
મન્દિર બહુ રૂપાળું છે.

મન્દિરમાં હિણ્ડોળો છે.
જામ્યો જાણે મેળો છે.

કલ્લુ, લલ્લુ ભેળા થઈ,
નાચે-કૂદે ગાઈ ગાઈ :
" હાથી-ઘોડા પાલખી,
જય કનૈયાલાલ કી !"

"આજે તો ભૈ, ઈદ છે,
કલ્લુ ભૈની જીદ છે :
ના, લડ્ડુ કે ચૂરમાં રે,
ખાઈએ ખીર-ખુરમાં રે !"

કલ્લુ અને સલમા રે,
બેઉ પઢે છે કલમા રે.
કલ્લુભૈની સાથે રે,
ભેટીએ કેવા બાથે રે !

ના, ટોપી કે ટીલ્લુ રે,
કલ્લુ મારો ભિલ્લુ રે,
દૂધ-મલાઈ-રબડી રે,
રમીએ કબડ્ડી કબડ્ડી રે !

## કેરી

માણેકલાલ પટેલ

કચકચ ખાટી કાચી કેરી
રસબસ મીઠી પાકી કેરી

સજ્જ ચડીને પવન્ન વા'તો
સ્નેહ વહીને કોકિલ ગાતો.

બ્હેન પૂછતી ખાશે કેરી ?
ભાઈ ચૂસતો બબ્બે કેરી.

# પરમ તત્ત્વનો આનન્દનાદ

## વ્રજલાલ દવે

કાયાને કોટડે બન્ધાણો,
અલખ મ્હારો લાખેણા રઙ્ગમાં રઙ્ગાણો.
કોઈ રે જ્યાં ન્હોતું ત્યારે
નિજ તે આનન્દ કાજે
ઝાઝાની ઝઙ્ખનાઓ કીધી,
ઘેરા અન્ધકાર કેરી મૂંગી તે શૂન્યતાને
માયાને લોક ભરી લીધી;

અનાદિ અઙ્કાશ કેરી અણદીઠ લ્હેરુંમાંયે
રણૂઙ્કી રહ્યો રે ગીત છન્દે.
અઙ્ગડે અડાય એ'ને, નયને લહાય એ'વો
પરગટ હુઓ રે ધૂળ ગન્ધે.

નજરુંનો ખેલ એણે રચ્યો ને
જોનારથી જ્યાં
અળગો સન્તાણો અણજાણ્યો,
જાણ રે ભેદુએ જોયો નિજમાં, બીજામાં
જેણે પોતે પોતાને સઙ્ગ માણ્યો.

રાજેન્દ્ર શાહ

કવિ ન્હાનાલાલ પછી ઉત્કૃષ્ઠ ગીતરચનાઓ કરનાર કોઈ કવિ હોય તો તે રાજેન્દ્ર શાહ છે. તત્સમોના વિનિયોગમાં પણ આ સર્જક કલાકાર જ રહ્યા છે. ત્હેમની કેટલીક મર્યાદાપૂર્ણ રચનાઓ આગળ ધરીને ત્હેમની ગીતશક્તિને ઉતારી પાડવાનું હીન સાહસ થાય ત્યારે આપણને દુઃખદ આશ્ચર્યોનો જ અનુભવ થાય છે. ઢાળ અને લયનાં વૈવિધ્ય અને અપીલ માટે રાજેન્દ્રની સર્જકતા મહદંશે અપૂર્વ જ રહી છે. સ્વસ્થ શ્રુતિથી ત્હેમનાં ગીતોનું પાન કર્યા પછી વર્ષો સુધી ભાવપૂર્ણ ઉદ્ગારોનું અનુગુઞ્જન ચાલ્યા જ કરે; સ્મૃતિપર સુગન્ધમય દ્રવ્યનો જાણે કે છણટકાવ થયા જ કરે. અન્ય સર્જકોને પણ તેમની ગીતરચનાનો રાગપાશ છોડતાં વર્ષો લાગે છે.

આ રચના તો ભજનની છલકાતી પરમ્પરાગત ગેયતાથી મર્મ-સ્પર્શી બનેલું ગીત છે. ભજનના પ્રલમ્બ ઢાળની સઙ્ગતને લીધે તેનું વ્યાપન જાદુઈ બની જાય છે. ઉપનિષદોની સાથે રમતું તત્ત્વજ્ઞાન ઘણી વાર વિરોધાભાસ અલઙ્કારોને રજૂ કર્યા કરે છે. પશ્ચિમની મીમાંસામાં વિરોધાભાસ અલઙ્કાર બીજી કક્ષાનો ગણાય છે. પણ ઊંચી તાત્ત્વિક ભૂમિકા પ્રગટ કરવા માટે ઉપનિષદકારોએ આ અલઙ્કારને સાર્થક કર્યો છે; ચિન્તન સાથી કર્યો છે. પરમ તત્ત્વ 'અણુથી પણ અણુ અને મહતથી પણ મહત'; 'તે પાસે છતાં દૂર' જેવી ઉક્તિઓ પરમ તત્ત્વની રમ્યતા અને ભવ્યતાને સહજપણે ઊંડળમાં લઈ લે છે. પ્રથમ બે પઙ્ક્તિઓમાં આ વિરોધાભાસની રઙ્ગત માણી શકાય છે :

*"કાયાને કોટડે બન્ધાણો,*
*અલખ મારો લાખેણા રઙ્ગમાં રઙ્ગાણો."*

પરમાત્મા તો શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે; તે નિરઞ્જન છે; નિરાકાર છે. આવું વર્ણન બ્રહ્મના સ્વરૂપને રજૂ કરે છે. પણ આ બ્રહ્મનું હથિયાર તો માયા જ. આ માયાના સઙ્ગમાં બ્રહ્મ ઈશ્વર બની જાય છે; વિશ્વકર્તા, વિશ્વસંહર્તા બની જાય છે.

કવિતા જેમ નિરાકારને સાકાર બનાવીને વિસ્મય અને સુન્દરતાના અવનવા ઘાટ રચી દે છે તેમ પરમાત્મા પણ સાકારરૂપે વિશ્વના સર્જન-સંવર્ધનમાં-વિસર્જનમાં રાચે છે. વિવિધ દેહો અને દશ્યો રચે છે, વિલોપે છે.

રમ્યતા-ભવ્યતાનાં તીર્થો રચે છે. વિવિધ ઘટમાળ રચે છે.

કવિ હરખાઈને કહે છે કે મ્હારો અદૃષ્ટ નિરાકાર પરમાત્મા સાકાર થઈને સ્વેચ્છાએ કાયાના કોટડામાં બન્ધાઈ ગયો. અહીં 'મ્હારો' શબ્દ પરમાત્મા પ્રત્યેની કવિભક્તિની પ્રતીતિ કરાવે છે, તેમની આત્મીયતાની શાખ પૂરે છે.

નિરઞ્જન પ્રભુ લાખેણા રઙ્ગમાં રઙ્ગાઈ ગયા છે, માયારૂપી સહચરી સાથે લાખેણા અર્થાત્ અતિ મૂલ્યવાન રઙ્ગમાં રઙ્ગાઈ ગયા છે. નિરઞ્જનને રઙ્ગ લાગે એ કેવી રહસ્યમય અને છતાં મનોગમ ઘટના છે !

વિશ્વસર્જનની ઘટના વિશે ઉપનિષદોમાં કેટલાક સ્મરણીય મન્ત્રો છે. "તે એકાકી રમમાણ હતા." 'હું એક છું બહુરૂપ થાઉં' આવા મન્ત્રો પરમાત્માના ભાવમય સ્વરૂપની અને રહસ્યમય શક્તિની ઝાંખી કરાવે છે. સ્થૂળ, બહુરૂપ થવાનો પરમનો સઙ્કલ્પ જ કેવી મહાન ઘટના ! પરમાત્માને સઙ્ગાથ જોઈતો હતો. તેથી ત્હેમણે જડચેતનનું વિશાળ વિશ્વ રચ્યું. આમ પરમાત્મા જાતે બન્ધાઈને વિશ્વમાં મુક્તપણે ડેરા નાખીને રહ્યા છે.

રાજેન્દ્રે આ ગીતની પ્રથમ બે પઙ્ક્તિઓમાં આસ્વાદ્ય દશ્યચિત્ર પ્રત્યક્ષ કર્યું છે; ચમત્કારી વિરોધાભાસ ખડો કર્યો છે. સોરઠી બોલીની છાંટ તો શરૂથી માંડીને વારંવાર મધુરપ ઘૂંટ્યા કરે છે. 'એકોહમ્ બહુસ્યામ્'ની સઙ્ગતિ 'ઝાઝાની ઝઙ્ખના' જેવા પ્રાસાદિક શબ્દોથી સહજ ભાવે રજૂ કરી દીધી છે.

આપણા વેદાન્તની કલ્પના પ્રમાણે માયામાં સ્પન્દન થયું. આથી અનુક્રમે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને માટી જેવાં મહાભૂતો ઉદ્ભવ્યાં. કવિ તેમની પોતાની રીતે મનોરમ સઙ્ગીતિને ગુઞ્જતી કરે છે. કવિ રટે છે :

*"ઘેરા અન્ધાર કેરી મૂંગી તે શૂન્યતાને*
*માયાને લોક ભરી દીધી."*

સર્જન પૂર્વે ખાલીખમ અવકાશ અને સૂનકાર હતા. પઞ્ચભૂતોએ મનોહર માયાલોક રચ્યો; શબ્દને યાત્રા કરવાનો લાગ મળ્યો. શબ્દની આ સફર તો અનન્ત બની છે. જગતના મિથ્યાપણાનો લેશમાત્ર અણસાર આપ્યા વિના કવિએ સૃષ્ટિની લીલામયતાને ધબકવા દીધી છે.

પરમાત્મા જાણે મહાકવિ બનીને ગીત અને છન્દથી રણઝી રહે છે. ગીત અને છન્દનો રણકાર એટલે પરમ ચૈતન્ય અને જીવોના અભેદમય સમ્બન્ધની ગુઞ્જી રહેતી સૂક્ષ્મ કવિતા ! રૂપાધીન પરમાત્માનું વિસ્મયભર્યું ચિત્ર માણવા જેવું છે :

*"અઙ્ગડે અડાય, એને નયને લહાય*
*એ'વો પરગટ હુઓ રે ધૂળ ગન્ધે"*

ફૂલથી માંડીને આકાશનાં તેજવર્તુળો સુધી પરમ તત્ત્વનો રૂપકાત્મક વિલાસ છે. 'ધૂળગન્ધે પરગટ હુઓ' કહીને કવિએ સુગન્ધની સાથે રૂપ, રસ અને સ્પર્શની પણ વ્યઞ્જના કરી છે. 'હુઓ' તો દૂરના અતીતનો ખ્યાલ આપી દે છે.

વિરાટ જ્યારે સાકાર બને ત્યારે રમ્યતાનો રાસ રચાય છે, આનન્દનો સમૈયો ભરાય છે. પણ દેહાત્મ બુદ્ધિમાં ડૂલ થયેલી અનેક વ્યક્તિઓ પરમાત્મા પ્રત્યક્ષ હોવા છતાં તેમને દેખતી નથી. પરમાત્મા પણ નજરબન્ધીની વિદ્યા જાણનાર મહાન જાદુગર છે.

*"નજરુંનો ખેલ એણે રચ્યો ને*
*જોનારથી અળગો સન્તાણો*
*અણ જાણ્યો...."*

સકલ સૃષ્ટિનું ધારક તત્ત્વ કે બળ તો પરમાત્મા છે. ચર્મચક્ષુઓ અને ઇન્દ્રિયો કે મનને પરમાત્મદર્શન થતું નથી. પ્રાણીમાં પ્રાણ સઞ્ચારનાર અને ભીતરના તેજોમય તત્ત્વને ઝઙ્કૃત રાખનાર તો પરમ તત્ત્વ જ છે. તેજોમય દૃષ્ટિ ઊઘડે, આવરણ હઠે ત્યારે પેલા પરમ આનન્દમયનો સઙ્ગ થાય, પ્રાપ્તની પ્રાપ્તિ થાય, ધન્યતાની અનુભૂતિ થાય. ઉપશમના સ્થાયીને રજૂ કરતાં કવિ કહે છે :

*"પોતે પોતાનો સઙ્ગ માણ્યો"*

આ ઉદ્ગારો ઉત્તમ કવિ અને પરમાત્માને એકસરખા સ્પર્શે છે. જીવોના ધબકારની ગતિ સાથે પરમની ઝીણી સિતારી સંવાદ સાધે છે. પરમના સન્તાનો અને પરમ વચ્ચે અભેદ છે જ. આથી કવિ સૂચવે છે કે વિશ્વના સહુ તત્ત્વોમાં મહાલતો પરમાત્મા પોતાના જ તરણોમાં વ્યાપીને આનન્દસિન્ધુ બનીને છલકાયા કરે છે. અહીં રજૂ થયેલો વિરોધાભાસ અત્યન્ત આસ્વાદ્ય છે. મૂંગી શૂન્યતા, રણકી રહેવાની દિવ્ય ગતિ અને કઠિન, નજરુંનો ખેલ અને જાગ રે વેદુ જેવા ઉદ્ગારો સહજ રમ્ય છે. કવિએ પરમના વિલાસની ભવ્યતા પ્રગટ કરીને આનન્દનું રમ્ય મહિમાગીત રચ્યું છે.

## સાભાર સ્વીકાર

**અન્તરતમ**

જયવન્ત લ. દેસાઈનાં ૫૮ કાવ્યોનો બીજો સંગ્રહ. કાચું પૂઠું, કાઉન પૃ. ૬૪, રૂ. ૨૬. મુખ્ય વિક્રેતા - ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧

**નીલામ્બરી**

નન્દિતા અધ્વર્યુનો પ્રથમ કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, કાઉન પૃ. ૭૦, મૂલ્ય જણાવ્યું નથી. પ્રકાશક પોતે જ. ૫૩, કામેશ્વર ટ્વિન્સ, અમદાવાદ-૩૮૦૦૧૫

**કિમ્ અધુના ?**

નિખિલ ખારોડના ૪૨ કાવ્યોનો પ્રથમ સંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃ.૭૩, કિંમત જણાવી નથી. મુખ્ય વિક્રેતા - પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ નાકા, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧

# અવલોકન

## વેદનારસિત આનન્દનું ગાન

### પ્રસાદ બ્રહ્મભટ્ટ

### બે અક્ષર આનન્દના : જયન્ત પાઠક

'બે અક્ષર આનન્દના' જયન્ત પાઠકનો નવમો કાવ્યસઙ્ગ્રહ છે. 'શૂળી ઉપર સેજ' (૧૯૮૮)ના આ અનુગામી સઙ્ગ્રહનાં મોટા ભાગનાં કાવ્યો ૧૯૮૮ પછી લખાયેલાં છે. 'મર્મર' (૧૯૫૪)થી કાવ્યયાત્રા આરમ્ભનાર કવિની મનીષા શું છે ? અનુગાંધીયુગના આ સમર્થ કવિ સઙ્ગ્રહના આરમ્ભે જ કહી દે છે :

*બે અક્ષર આનન્દના પાડી શકું તો બસ.*

સહૃદયોને અહીં અનુગાંધીયુગના એક પ્રમુખ કવિ નિરઞ્જન ભગતની આ પઙ્ક્તિઓ યાદ આવશે :

*'હું તો બસ ફરવા આવ્યો છું.*
*હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું ?'*

રાજેન્દ્ર શાહ પણ તેમના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'ધ્વનિ'ના પ્રથમ કાવ્ય 'નિરુદ્દેશે'માં કંઈક આવો જ ભાવ વ્યક્ત કરે છે. ગાંધીયુગની કાવ્યસૃષ્ટિથી અનુગાંધીયુગના કવિઓની કવિતાને જુદી પાડનાર કવિમિજાજ આવી રચનાઓમાં દૃષ્ટિગોચર થાય છે. સઙ્ગ્રહની એક રચના 'નથી જોઈતું'માં જયન્ત કહે છે :

*મ્હારે ક્યાં અનહદ આકાશે ભળવું છે ?*
*મ્હારે ક્યાં ગેબી ગહનોમાં ગળવું છે ?*

આપણને પ્રશ્ન થાય કે તો પછી શું કરવું છે ? કવિ કહે છે :

*ઊડવું છે, ટહુકા કરવા છે, પળ બે પળ રમવું છે*
*લ્હેરોમાં લીલા કરવા છે, વમળોમાં ભળવું છે. (પૃ. ૭)*

દુનિયાની દૃષ્ટિએ જે પ્રવૃત્તિઓ નિરર્થક છે, નકામી છે, તુચ્છ છે એ કવિને ગમતી પ્રવૃત્તિઓ છે. કવિ ન તો સૂરજને ઝઙ્ખે છે, ન પૃથ્વીને, તેઓ તો ઝઙ્ખે છે :

*જરાક ઉષ્મા, જરા જોઈએ જોવાને અજવાળું*
*જરાક ગમતો ગન્ધ, હૃદય બે ભીની ધડકનવાળું !*

પ્રકૃતિ અને પ્રેમ - જયન્તની કવિતાના બે મુખ્ય વિષયો. આ કાવ્યમાં કવિએ એ બે પ્રત્યેનું પોતાનું આકર્ષણ અભિવ્યક્ત કર્યું છે. આ રચનામાં જોવા મળતી સરળ સ્વાભાવિકતા સમગ્ર સઙ્ગ્રહની પણ ઊડીને આંખે વળગે એવી વિશેષતા છે. સઙ્ગ્રહની કોઈ રચનામાં દુર્બોધતા જોવા નહીં મળે.

જીવનની ઉત્તરાવસ્થામાં રચાયેલી આ સઙ્ગ્રહની રચનાઓમાં કવિ તરીકે અને વ્યક્તિ તરીકે પણ એકન્દરે સફળતા પ્રાપ્ત કરેલ જયન્ત પાઠકનો સન્તોષનો, શમનો, સમાધાનનો ભાવ જોવા મળે છે. સઙ્ગ્રહની અન્તિમ રચના 'બસ હવે'માં પોતે બહુ રમ્યા, ભમ્યા એનો સન્તોષ પ્રગટ કર્યા પછી અન્તિમ પ્રયાણ માટેની પોતાની તૈયારી દર્શાવતાં કવિ કહે છે :

*બસ, હવે બહુ રમ્યા*
*ઘેર જઈએ, જુઓ*
*ઓટલે ઊભી એ આંખ ખેંચી જુએ*
*વાટ અધીરાઈમાં.. મા. (પૃ. ૪૮)*

જીવનના અન્ત સમયે માણસ સમ્ભવતઃ પોતાની માને યાદ કરે છે. જેના થકી પોતે સંસારમાં આવ્યો હતો. જીવ સટોસટની લડાઈ લડવા જતો એક સૈનિક કવિ જ્યોર્જ બારકર 'To My Mother' નામક વિરલ કાવ્યમાં જીવનની સમ્ભવિત અન્તિમ ક્ષણોની પૂર્વે

માતાને ભવ્ય અન્જલિ અર્પે છે. આપણા કવિ પણ અહીં અને સઙ્ગ્રહના એક બીજા કાવ્ય 'મા'માં માતાને પરમ આદરપૂર્વક સ્મરે છે.

દીર્ઘ જીવન શાપ છે કે વરદાન એ તો આપણે કહી શકતા નથી પણ જેમને દીર્ઘ જીવન મળે છે એમણે વાર્ધક્યનો સ્વાદ ચાખવો જ પડે છે. કવિએ કેટલીક કૃતિઓમાં વાર્ધક્ય સાથે સઙ્કળાયેલી સંવેદનાઓને શબ્દસ્થ કરી છે. એ રચનાઓ પૈકી 'વાર્ધક્ય' પારમ્પરિક સોનેટ છે. 'વિસર્જન'માં પઞ્ચેન્દ્રિયની વિસર્જન પામતી ઘટના આ રીતે નિરૂપાઈ છે :

*વેરવિખેર છે બધું — ઊખડું ઊખડું*
*ગણ્યાં ગાંઠ્યાં મૂળિયાંને વળગીને ઊભેલું આ વૃક્ષ*
*અસ્તિત્વનું — એકદા લીલુંછમ, હવે રુક્ષ. (પૃ. ૧૩)*

આ પઙ્ક્તિઓનો તાજગીપ્રદ રૂપક અલઙ્કાર અને અન્ત્યાનુપ્રાસ વાર્ધક્યને સુપેરે પ્રત્યક્ષ કરાવી રહે છે. કાવ્યમાં પછી વિસર્જનની પ્રક્રિયા ઝીણવટથી આલેખાઈ છે. વૃદ્ધાવસ્થામાં આંખે મોતીયો આવે ને ઝાંખું દેખાય એ સહુ જાણે છે. કવિ આ વાત આવી કાવ્યાત્મક રીતે પ્રગટ કરે છે :

*ચાલી જાય આંખ*
*મૂકીને પાછળ મેલા અરીસાની ઝાંખ.*

પ્રાસ જેવી સ્થૂળ, બાહ્ય પ્રયુક્તિ પાસેથી પણ સિદ્ધહસ્ત કવિએ કેવું કામ કઢાવ્યું છે! સરળતાનું સૌન્દર્ય અહીં અનુભવી શકાય છે. 'વૃદ્ધ દમ્પતી'નું શબ્દચિત્ર પણ આસ્વાદ્ય છે.

જગતમાં જે જન્મે છે એ મરે છે. સર્જનની સાથે જ વિસર્જન થાય છે. ક્ષર જગતમાં બુદ્ધિશાળી વ્યક્તિ અક્ષરની શોધ કરે છે. કવિ પણ આવી સભાનતાથી બોલી ઊઠે છે :

*ડાળ-પાંદડાં-ફૂલ બધાંને ખીલવું ખરવું*
*અક્ષર ઊંડે મૂળ વૃક્ષનું, મૂળમાં ચાલો ! (પૃ. ૧૨)*

વૃક્ષના મૂળમાં પહોંચવું એટલે નશ્વર વિશ્વમાં જે શાશ્વત છે તેની ખોજ કરવી. વૃક્ષમાં બીજ અને બીજમાં વૃક્ષ જોતો નરસિંહ અહીં યાદ આવી ચડે. વૃદ્ધત્વ વિષયક રચનામાં અન્તે કવિએ મીરાંને તો સ્મરી છે જ. ત્રીજા નેત્રની પ્રસાદી પામેલાં આ સન્ત કવિઓ જે રહસ્ય પામ્યા હતા, તે રહસ્ય પામવાની મથામણ જયન્ત પણ કરે છે. એ મથામણને અન્તે એમને સમજાય છે કે :

*કશું એક છે જે બહુ થૈ રમે છે*
*જીવે છે મરે છે, ઊગે — આથમે છે; (પૃ. ૧૨)*

આ કશાકની ખોજમાં, તલાશમાં ભમનારાને કવિ કહે છે કે એ તત્ત્વ તો 'રમી આપમાં, આપમાં જે શમે છે !' (પૃ. ૧૨) 'એકો'હમ્ બહુસ્યામ્'નો પડઘો પ્રથમ પઙ્ક્તિમાં સાંભળી શકાય છે. ઉપનિષદનું તત્ત્વજ્ઞાન નરસિંહની જેમ જયન્તે પણ સહજ સરળ ભાષામાં વ્યક્ત કર્યું છે.

પરન્તુ નરસિંહ મહેતા અને જયન્ત પાઠક વચ્ચે મૂળભૂત તફાવત છે. નરસિંહને જગત અને જગન્નિયન્તા વિશે જે પ્રતીતિ થઈ એને અનુરૂપ પોતાના જીવનને પ્રભુપરાયણ તે બનાવી શક્યા. જયન્ત બૌદ્ધિક ભૂમિકા પર જગતની નશ્વરતા વગેરે સમજે છે પણ તેમનું મન ખીલે બાંધવા છતાં સાંકળ તોડીને નાસે છે અને ગલીગલી ભટકે છે. સઙ્ગ્રહની પ્રથમ રચના 'શું કરીએ !'માં પોતાની મૂંઝવણ વ્યક્ત કરતાં કવિ કહે છે :

*ઘડીકમાં આ બાજુ ઢળે છે*
*ઘડીકમાં ઓ બાજુ ઢળે છે*
*ઘાટ વગરની લોટી છે, રૂહે સંસારે ના સરસીજી*
*શું કરીએ મ્હેતા નરસીંજી ! (પૃ.૧)*

પોતાની આવી ડોલાયમાન મનઃસ્થિતિને કવિએ સઙ્ગ્રહની અનેક કૃતિઓમાં વાચા આપવાનો પ્રયાસ કર્યો છે. 'પાનબાઈનો વલોપાત' વાસ્તવમાં તો આપણા કવિનો

વલોપાત છે. લોકગીત જેવી સહજ સરળ અને સચોટ બાનીમાં કવિ પોતાની માયાબદ્ધતા વ્યક્ત કરે છે :

*મેરુ ચળે ને તોય મનડું ડગે ના એવો*
*સુણ્યો સો વાર ઉપદેશજી;*
*ભમરડી મ્હારી ભમે ભ્રમણામાં રાતદી' ને*
*ઠરવાનું જાણે નહીં લેશજી;*
*અમરાપરીની વાટે સતીજી વાગે મ્હને*
*ઠેર ઠેર માયા કેરી ઠેસજી.* (પૃ.૩)

જયન્તની આવી આત્મલક્ષી રચનાઓ અમુક અંશે પરલક્ષી પણ છે. કવિ પોતાની જે નબળાઈઓ, મર્યાદાઓ પ્રગટ કરે છે તે મોટા ભાગના મનુષ્યોની પણ છે જ. આધુનિક સમયના આપણા કવિ મધ્યકાલીન કવિઓની જેમ ઉપદેશ આપવાનું પસન્દ કરતા નથી પણ એવા ઉપદેશનું પાલન સામાન્ય મનુષ્ય માટે કેવું દુષ્કર છે એ પોતાને નિમિત્ત બનાવી સ્પષ્ટ કરે છે. આપણા કવિ પાણીમાં તરસી માછલીને જોઈ હસતા જ્ઞાની નથી. તેમની સહાનુભૂતિ તો જેમ જેમ પાણી પીએ તેમ તેમ તરસ અને મનનો સન્તાપ જેનો વધે છે એવી માછલી સાથે છે. કારણ, તેઓ જાણે છે : 'બીજાં તો ઠીક, અરે આપણી સઙ્ગાથ ક્યહીં રૂહે છે તે આપણીય જાત !' (પૃ. ૬) માણસ જો પોતાની જાતને જ સુધારી ન શક્યો હોય તો અન્યને ઉપદેશ આપવાનો અર્થ શો ? કવિ 'ક્યારે ?'માં ઊંચા મઞ્ચ પરથી ફેંકાતા અને ટોળામાં વહેંચાતા શિખામણના સાકરિયા શબ્દને સાંભળે તો છે પણ એવા શબ્દો ઉચ્ચારતા જનમેજમરાયને સામું પૂછે છે : 'તું ત્હને ક્યારે સાંભળશે ભાઈ ? !...' (પૃ. ૧૯)

કવિ શબ્દના બન્દા છે તેથી 'સર્જનની ક્ષણ'માં શબ્દનો મહિમા તો કરે છે, પણ બીજી બાજુ 'શબ્દોનું શું કામ, અમારે બાવનબા'રો રામ ! (પૃ.૩૪) એમ કહી અન્તે રામ તો મૌનમાં જ રમે છે એમ સૂચવે છે. આપણા સમયના સમર્થ શબ્દ સ્વામી ઉમાશઙ્કર જોશીની સ્મૃતિમાં રચાયેલી કૃતિમાં પણ અન્તે કવિ કહે છે :

*કહ્યું કવિ બહુ ત્હમે અહીં*
*શબ્દ મહીં*
*નિરન્તર સાચવીને પણ સાચી સમજ કે*
*છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે. (પૃ. ૪૭)*

શબ્દનો સ્વામી જ મૌનનો મહિમા પ્રમાણી શકે ને ! પ્રકાશને પામવા માટે પણ પહેલાં તો અન્ધકારને સમજવો પડે. 'तमसो मा ज्योतिर्गमय'ની 'प्रार्थना' કરનાર કવિને પણ અન્તે તો જ્યોતિર્ગમય પાસે પ્રાર્થવું પડે છે :

*મ્હને આપો આપો ગહન ગૂઢ રોમાઞ્ચક રહસ્*
*ત્હમારું સન્તાડી શકું ઉરખૂણે એટલું તમસ્ ! (પૃ.૪)*

સઙ્ગ્રહની અનેક કૃતિઓમાં કવિ અન્ધકારની વાત કરે છે. 'રવિ, રવિ' રટતા પોતાના મૂરખ મનને કવિ કહી દે છે :

*આ બ્રહ્માણ્ડ ભરી, દસ આંગળ*
*ઊર્ધ્વ રહ્યો અન્ધાર,*
*જે આદિમાં હતો, અન્તમાં*
*હશે વળી નિરધાર. (પૃ. ૫)*

પ્રકાશ જેવું સત્ય છે તેવું જ અન્ધકાર પણ સત્ય છે. સૂર્ય અન્ધકારને હટાવી શકે છે પણ 'નિત્ય ને હંમેશનાં નકરાં અન્ધારાં' એનાથી પણ ક્યાં હટે છે ? 'અન્ધારાં-અજવાળાં' વચ્ચેનો પરસ્પર સમ્બન્ધ દર્શાવતાં કવિ કહી દે છે :

*આંજી નાખે એવાં અજવાળાંનું તે શું કામ !*
*એ તો બીજું અન્ધારાનું નામ ! (પૃ. ૧૭)*

કવિ વારાફરતી અજવાળાં અને અન્ધારાંનો લ્હાવો લેવાની અભિલાષા વ્યક્ત કરે છે પણ તેમને મનગમતું તો છે થનગનતું આવેલું અન્ધારું. અન્ધારાનું એક આસ્વાદ્ય કલ્પન કવિ આપે છે :

*ઓરડામાં ટમટમતા દીવાને ફરતું અન્ધારું;*
*પથારી, સોડ, સોડમાં જમ્પેલું હૂંફાળું અન્ધારું. (પૃ. ૨૧)*

પ્રથમ પઙ્ક્તિમાં પ્રકાશને વેરી વળેલા અન્ધારનું ગતિશીલ ચિત્ર બીજી પઙ્ક્તિમાં માનવભાવની વ્યઞ્જના પામી સજીવ બની રહે છે. અન્ધારા વિષયક ત્રીજી રચનામાં અન્ધારની વ્યાપકતાને કવિએ કાવ્યાત્મક રીતે તાદૃશ કરી છે :

*અન્ધારાનું અજ્ઞ પડ્યું છે અન્ધારાને ઓઢી*
*અન્ધારે આકાશચહેરે તારક દીધા ચોઢી;*
*સૂરજના મધપૂડા પાછળ ભમતું ભમતું*
*અન્ધારાનું રીંછ ટેકરી ઊતરે નમતું નમતું ! (પૃ. ૨૧)*

લાભશઙ્કરના તડકાવિષયક તથા પ્રિયકાન્તના પુષ્પ વિષયક કાવ્યોની યાદ તાજી કરાવે એવું જયન્તનું આ અન્ધકાર વિષયક કાવ્ય પણ સર્જનોન્મેષનો અનુભવ કરાવતું આસ્વાદ્ય મોતી છે.

જયન્તની કવિતાનો એક શક્તિશાળી ઉન્મેષ તેમની પ્રકૃતિવિષયક કવિતામાં પ્રગટ્યો છે. આ સઙ્ગ્રહમાં પણ થોડાંક ઉલ્લેખનીય પ્રકૃતિકાવ્યો સાંપડે છે. આ કાવ્યોમાં 'ગ્રીષ્મ'ના 'તડકા' અને 'ઓતરા-ચીતરાના તાર'ને બલિષ્ઠ રીતે મૂર્ત કરવાનો પ્રયાસ કવિએ કર્યો છે. પણ ધ્યાનાકર્ષક તો બને છે તોફાની તડકાનું જઙ્ગલી પશુ તરીકેનું વર્ણન. એના ધસમસતા આગમનની ચેતવણી આપતાં કવિ કહે છે :

*ચઢે ઓટલે, મારે માથું, ધસે કદાવર કાય*
*ગરમ ગરમ અગનીરેલો પેશાબ પીળો રેલાય;*
*લાલ-પીળો બપ્પોર ચઢી આવ્યો છે એનો*
*ઝાલી ઝૂલતો સ્કન્ધ*
*કરો બારણાં બન્ધ ! (પૃ. ૨૬)*

લા.ઠા.ના તડકા કરતાં જ.પા.નો તડકો કેવો નોખો છે ! તેમણે ગ્રીષ્મનાં કેટકેટલાં રૂપો આલેખ્યાં છે ! વાર્ધક્યમાં પણ કવિનો કુતૂહલભાવ જળવાઈ રહ્યો છે. તેથી તો તેઓ 'જીવ-જન્તુની કૌતિકકવિતા' કરી શકે છે. વર્ષો સુધી દૂર રહ્યા છતાં કવિ વતનને વિસ્મર્યા નથી. 'વતનની શિયાળુ સવાર' તેમને યાદ આવે છે તો વળી 'વરસાદે વતન સાંભરતાં' વનો અને એનો વૈભવ એમની મનોસૃષ્ટિમાં પ્રત્યક્ષ થાય છે. અશ્વિન મહેતાનો તસવીર ગ્રન્થ જોઈને 'એક જળયાત્રા'એ નીકળેલું કવિનું મન કાંઠે કાંઠે વહેતું વહેતું 'બન્ધાતું લાંગરતું ચાલે વતનવહાલની ગાંઠે !' (પૃ. ૪૬). દુનિયાનો છેડો ઘર છે. તેથી સમયની સાથે સાથે આવજા કર્યા પછી કવિ કહે છે : 'ચાલું થોડે દૂર લગી, વળી ઘેર પાછો ફરું છું.' (પૃ. ૩૮)

'અન્તરીક્ષ'ના ભલાજીને હજુ કવિ ભૂલ્યા નથી. એ 'ભલાજી, મને—' નામક રચના જોતાં કહી શકાય. પૂર્વાર્ધનાં સઙ્ગ્રહોમાં સઙ્ખ્યાબન્ધ પ્રણયકાવ્યો આપનાર કવિ અહીં 'બે શૃઙ્ગાર મુક્તકો'થી સન્તોષ માને છે. અહીં 'એક જુનવાણી ઢબની કવિતા' અને 'બોધનું એક પદ' પણ પ્રાપ્ત થાય છે. 'મૃગયા'નાં નદીકાવ્યો સાથે થોડુંક અનુસન્ધાન ધરાવતા કવિની વિશિષ્ટ કરડ નદી વિશે પણ કવિતા અહીં મળે છે. પણ ખાસ નોંધપાત્ર તો છે આ સઙ્ગ્રહમાં મળતું કૃષ્ણકાવ્યોનું નાનકડું ગુચ્છ. આપણા કવિ ભક્ત નથી પણ પ્રેમી છે તેથી કૃષ્ણને તેઓ આવી રીતે પામવા ઇચ્છે છે :

*વાંકીચૂકી વાટે*
*વિચરીને વરવો છે મારે નટવરને શિર સાટે. (પૃ. ૩૧)*

આનું કારણ આપતા કવિ કહે છે કે મૂળથી જ જે વાંકો છે અને આડેઅવળે કેડે જેને ફેરવવાનો ફાંકો છે એને સીધે મારગે કેવી રીતે મળી શકાય ? આ વાંકો શામળિયો છોગાળો છે અને 'કાંકરીચાળો' કર્યા વિના રહે તેવો નથી. એના પ્રેમમાં પડેલી ગોપી જાણે છે કે એના કાંકરીચાળાથી આખા ગામમાં હોબાળો થવાનો. બધું સહન કર્યા પછી પણ મળવાનું શું ? કૃષ્ણ તો ચેડ કરનારને રાણી ગણે છે અને વહાલ કરનારને બે બદામનાં. એને 'ફરિયાદ' કરવાનો પણ કશો અર્થ નથી એમ કહી ગોપાઙ્ગના અફસોસ કરે છે :

*પ્હેલી જ વારમાં સમજ્યાં જો હોત*
*કે પ્રીત હતી નટવરની નામની —*
*ઘરમાં ને ગામમાં ઠાલાં ગવાયાં*
*ના તેમનાં રહ્યાં કે ના આમનાં ! (પૃ. ૩૩)*

કવિની દશા આ ગોપાઙ્ગના જેવી છે. તે સંસારનું સુખ પણ પૂરેપૂરું પામી શકતા નથી અને મીરાંની જેમ ઈશ્વરી સુખ પણ. તેમની જિન્દગી તો અર્થહીન 'ઉધામા'માં જ પૂરી થાય છે. જીવનનાં વર્ષો એક પછી એક વહી જાય છે પણ વ્હેણ ઠરતાં નથી ને તેઓ પણ ઠરીને જલતલનાં દર્શન કરી શકતા નથી. પોતાની વ્યથાની વાત મીરાંને કરતાં તેઓ કહે છે :

*મીરાંજી, તમે ઠાકરનાં ચાકર તે જીત્યાં;*
*મીરાંજી, અમે સંસારી દ્વિધાના દાસ -*
*વીતક બહુ વીત્યાં. (પૃ. ૧૦)*

કવિને ભલે બહુ વીતક વેઠવાં પડ્યાં હોય, એમણે આપણને તો એમાંથી 'બે અક્ષર આનન્દના' જ આપ્યા છે. એ માટે આપણે એમના ઓશિઙ્ગણ રહીશું.

## કવિલોકનાં પ્રકાશનો

નીચેનાં તેર (૬થી ૧૮) પુસ્તકોની જૂજ નકલે બાકી છે. આ તેર પુસ્તકોનો સેટ નીચેના સરનામેથી ખરીદનારને રૂ. ૨૩૪-૦૦ને બદલે માત્ર રૂ. ૧૮૫-૦૦માં પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે. વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ ૪૦ ટકાનો લાભ આપ લઈ શકો છો:

| | | |
|---|---|---|
| ૧. | શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. | આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. | રાનેરી - મણિલાલ પટેલ | અપ્રાપ્ય |
| ૪. | સાત મહાકાવ્યો - સં. ધીરુ પરીખ | અપ્રાપ્ય |
| ૫. | પઞ્ચમહાકાવ્ય | અપ્રાપ્ય |
| ૬. | ટી.એસ. એલિયટ - સં. ધીરુ પરીખ | ૭૦-૦૦ |
| ૭. | ગદ્યકાવ્ય - સં. ધીરુ પરીખ | ૨૪-૦૦ |
| ૮. | આપણાં ઋતુકાવ્યો - સં. ધીરુ પરીખ | ૨૦-૦૦ |
| ૯. | જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પણ્ડ્યાનો કાવ્યસઙ્ગ્રહ | ૭-૦૦ |
| ૧૦. | પાર્થિવ - જગદીશ વ્યાસનો કાવ્યસઙ્ગ્રહ | ૭-૦૦ |
| ૧૧. | પરન્તુ - વિનોદ જોશીનો કાવ્યસઙ્ગ્રહ | ૭-૦૦ |
| ૧૨. | અરીસાઘર - બારીન મહેતાનો કાવ્યસઙ્ગ્રહ | ૭-૦૦ |
| ૧૩. | અર્થાત્ - અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસઙ્ગ્રહ | ૧૦-૦૦ |
| ૧૪. | પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫-૦૦ |
| ૧૫. | નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૬. | 'સાવિત્રી' - ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | ૨૪-૦૦ |
| ૧૭. | આગિયા - ધીરુ પરીખનો હાઈકુસઙ્ગ્રહ | ૧૫-૦૦ |
| ૧૮. | અઙ્ગપચીસી - ધીરુ પરીખનો છપ્પાસઙ્ગ્રહ | ૮-૦૦ |
| | | કુલ રૂ.૨૩૪-૦૦ |

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ.ઓ.થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મગાવનારે રૂ. ૧૦-૦૦ વધુ મોકલવા

પ્રાપ્તિસ્થાન : ગ્રન્થાગાર : જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

# રમખાણ કરતો કાવ્યપ્રલાપ

## ભરત મહેતા

['ટોળાં, અવાજ, ઘોંઘાટ' (કાવ્યસંગ્રહ) : લાભશઙ્કર ઠાકર, આર.આર.શેઠ, ૧૯૯૦, પૃ. ૧૧૬]

લાભશઙ્કર આપણી ભાષાના સાહસિક કવિ છે. કશુંક નવીન કર્યા વિના એમને ચેન નથી પડતું. હવે તો 'કૃતિ' વેળાનો અભિનિવેશ પણ વરતાવા દેતા નથી; છતાં કશીક નવીનતા વિના એમને ચેન નથી પડતું. એમની એવી બેચેની 'ટોળાં, અવાજ, ઘોંઘાટ'માં ગ્રન્થસ્થ છે. લાભશઙ્કરે પ્રસ્તાવનામાં નોંધ્યું છે તેમ 'પ્રવાહણ' ભલે આ સઙ્ગ્રહ પૂર્વે પ્રગટ થયું તેમ છતાં એને અનુગામી સમજવું. આ વિગત સૂચક છે. લાભશઙ્કરે આ વિધાન રચનાઓના સમયસન્દર્ભે કર્યું છે પરન્તુ કાવ્યકલાસન્દર્ભે આ વિધાન સાચું ઠરે છે ! ટોળાં..'નું દર્શન 'પ્રવાહણ'માં સળઙ્ગસૂત્ર બને છે તેથી.

જગન્નાથે રમણીય અર્થ આપનાર શબ્દને કાવ્યનો મોભો આપ્યો. આ 'રમણીય; એટલે 'સુન્દર' એમ નહીં પણ ભરતમુનિનું 'ક્રીડનીય' છે એવું સિતાંશુએ ખન્તથી ખોળ્યું છે. 'રમણીય' એટલે રમણયોગ્ય ક્રીડા. આવી verbal gamesમાં લાભશઙ્કર ક્યારનાય સરી પડ્યા છે. 'ટોળાં...' સઙ્ગ્રહ એમની verbal gamesનું પ્રતિનિધિત્વ કરે છે. વળી એ સહેતુક લવારો હોઈને આ સઙ્ગ્રહને હું રમમાણ કરતો 'કાવ્ય'પ્રલાપ તરીકે ઓળખાવવાનું પસન્દ કરું છું.

અહીં કેટલીક પ્રારમ્ભિક અરૂઢતાઓ છે તો એ પ્રારમ્ભને વિસ્તારતી અરૂઢતાઓ પણ છે. આ પ્રારમ્ભિક અરૂઢતાઓ અને તેના વિસ્તારને, તેની લમ્બાતી ત્રિજ્યાઓને માપીએ. અહીં કવિએ અનુક્રમમાં એકત્રીસ રચનાઓ દર્શાવી છે. હકીકતે ઓગણત્રીસ છે ! છેવાડે મૂકેલી બે કેફિયતને પણ કવિ કાવ્ય જ ગણાવે છે; તો બીજી તરફ કાવ્ય સઙ્ગ્રહમાંનાં બે ગીત, એક ગઝલ અને એક કટોકટી પરના કાવ્યને કવિએ અનુક્રમમાં દર્શાવ્યું જ નથી ! એમાં કવિનો ગીત, ગઝલ અને સામાજિક અભિજ્ઞતા સામેનો રોષ ભાળીશું ? કાવ્યસઙ્ગ્રહનું અન્તિમ કાવ્ય 'તબડક તબડક' બાળકાવ્ય છે તે અહીં મૂકવાની કવિવૃત્તિને નિર્દોષ ગણીશું ? લવારામાં ચાલેલી આખાય કાવ્યસઙ્ગ્રહની યાત્રાને જો કોઈ બાળકવેડાં ગણે તો ગણે એનેય ઇઙ્ગિત પૂરું પાડવાની ચેષ્ટા ગણીશું ? અહીં સર્જકમિત્રોને પત્ર લખતાં લખતાં સર્જકતામાં સરી પડાયું હોય તો એવા પાત્રાંશો પણ કાવ્યરૂપે મૂકાયા છે. કાવ્યના શીર્ષકો પણ અરૂઢ છે. દા.ત. 'અને વાગે છે પોતાને જ એકધારું એકાન્તમાં, ખાલીખમ', 'માત્ર લોચા અને અથવા આમ છે વસ્તુસ્થિતિ અત્યાર લગી તો', 'કાલક્ષેપ કરવા માટે પત્રબકવાસ ઉર્ફે ભાષાના કીચડમાં ડૂબકી દાવ ઉર્ફે આત્મનિમજ્જન', બે કાવ્યના શીર્ષક જ '?' છે; ત્રણ કાવ્યોના શીર્ષક 'શોધ' છે. એમાંય શોધ-૧, ૨, ૩ નહીં, પણ શોધ ૧, ૩, ૨ ! આવી પ્રારમ્ભિક અરૂઢતાથી જ ભીતિ પામી ભાવક કાવ્યમાં ન ખાબકે તો ઘણું ગુમાવે. આથી જ આવી તેવી સપાટી પરની અરૂઢતાની ત્રિજ્યાઓ લમ્બાતી લમ્બાતી ક્યાં લગ પહોંચે છે તે જોઈએ.

સમગ્ર ભાવસૃષ્ટિ તો અહીં પ્રશસ્ત જ છે; જીવન અર્થહીન થઈ ચૂક્યું છે છતાં એને જીવવાનું નાટક કર્યા કરીએ છીએ. જીવનના જ એક ભાગ રૂપે લખાતા કાવ્યોફાવ્યો પણ કાલક્ષેપ જ છે. આ બધી જાણતી ફિલસૂફીને પામવાની અહીં મજા એટલા માટે આવે છે કે કવિએ આ સઘળું બિલકુલ સરળતાથી કહ્યું છે ! ક્યાંક કવિની કટાક્ષકાકુવાળી કાવ્યબાની રસપ્રદ નીંગળે છે.

*'સ્કૂટર પર ખભે હાથ ટેકવીને બેઠેલાં*
*કે રિક્ષામાં ચીપકીને ચપોચપ કે શ્લિષ્ટ ચતુર્ભુજ*
*પણ સાવ વિશ્લિષ્ટ એકબીજાંથી.'*
*'છીંક ખાતું નાક ચમત્કાર, ખાંસી ખાતું દેડકું ચમત્કાર'*
*'કાંખ મહીં ઈઝમનું કો 'કુરકુરિયું તેડી.'*

કેટલાક કલ્પનો પણ ખૂબજ રસપ્રદ છે ! 'આસનબદ્ધ દવાની બાટલીઓ', 'સંવનન-મૂક માટીનું કપોતયુગ્મ',

'મન્ત્રમૂક મચ્છરો', 'સ્વરવ્યઞ્જનની લીલીછમ તાજી કૂંપળો' કાવ્યસઙ્ગ્રહનું નોંધપાત્ર 'નો ચોઈસ' કાવ્ય. સામાન્ય ઘટનાને ચકરાવે ચઢાવીને કવિ સાર્ત્રના 'No Exit' જેવો જ આનન્દ આપી શકે છે. ગરમીમાં હોટલના ઓટલે બેઠેલા કવિએ (કાવ્યનાયક અને કવિ એવો ભેદ લા.ઠા.માં ઓગળી ચૂક્યો છે) ઝભ્ભો કાઢી નાખ્યો છે. ઘા કરીને, ઝભ્ભાને ફેંકી દેવાની ચેષ્ટા કરતાં જ અટકી ગયા ! પણ કશું ક્યાં ફેંકી શકાય છે ?' એ વિધાન સાથે જ કવિતા લોઙ્ગજમ્પ મારે છે. દિવાસળીની પેટી પર આંગળીઓ પટકારીને તાલ શોધતા કવિને થાય છે કે તાલ જડતો નથી ! તરત જ બેગમ અખ્તરની ગઝલ - જિન્દગી કુછ ભી નહીં ફિર ભી જિયે જાતે હૈં' મુકાય. લોકપ્રિયતાનો આવો પોતીકા સન્દર્ભે સર્જનાત્મક વિનિયોગ કરવાનું વલણ લા.ઠા.માં ઘણીવાર દેખાયું છે. 'કાહે કોયલ શોર મચાયે રે' શીર્ષક જ જુઓ. 'No Choice' વિના જીવનને ઢસડ્યા કરવાનું છે ટોળાંઓએ, ખચ્ચરોએ. વિડમ્બના અને વિનોદ દ્વારા કવિનું દર્શન આસ્વાદ્ય બન્યું છે.

મનુષ્યજીવન જો ટેવ કે કર્મકાણ્ડ બની ચૂક્યું હોય તો એ જ મનુષ્યની ભાષા કે કાવ્યભાષાનું એવું જ હોય ને ? આખા કાવ્યસઙ્ગ્રહમાં કવિએ ભાષા અને કળાને પણ સકઞ્જામાં લીધી છે. ભાષા દ્વારા ભાષાની સાફસફાઈ અહીં રસપ્રદ નીવડી છે. અહીં મુકાયેલાં ઘણાં કાવ્યો કવિની કેફિયત સમા જ અનુભવાય છે. 'હું અટકવાનો નથી આ શોધમાં' કાવ્યમાં કવિ કહે છે અનુભૂતિની ક્ષણો તો ખિક્ ખિક્ કરતી બેઠી છે અન્દર પણ ભાષાનો આયનો ચોખ્ખો નથી તેથી ઝિલાતી નથી અકબન્ધ. 'આયનાને ફોડી નાખવાની ભૂલ હું કરીશ તો હું મરીશ'. આથી જ કવિ ભાષાને ભાષા બનાવવા દુર્દમ્ય પ્રયત્ન કરે છે. ક્યારેક કોક કલ્પનફલ્પન થઈ જાય તો ખુશ થવાય ?' રોજ અસઙ્ખ્ય બૂટોને પૉલિશ કરનારો બૂટની ચમક જોઈને ચકિત થતો હશે ?' આમ કવિને કંઈ કેટલાય પ્રશ્નો છે કાવ્ય અઙ્ગે, ભાષા અઙ્ગે. કાવ્યફાવ્યનું ચાલ્યા કરે છે. પઙ્ક્તિઓ આવે છે તું અને હું આ જગતમાં આવ્યા છીએ તેમ ઇચ્છાવગર ! આ કળાનું બખડજન્તર બેઝિકલી ફાટલું છે.

*'આ ભૂંડીભખ ભાષા નકામી નિરર્થક નાલાયક*
*મૂલપર્યન્ત સડેલી*
*ઉધઈ જેમ વળગી છે મારી ક્ષણોને ચુસ્ત : ચોપાસ*
*સાચું કહું છું આ લોખણ્ડી સળિયા જેવી બથોબથ*
*વાક્યરચનાઓ વચ્ચે જ*
*ગૂઙ્ગળાઈ મરવાનો અર્થ મનુષ્ય હોય...'*

આથી જ કાવ્યને દમનો રોગ કે ખૂજલી કહેતાં કવિ અટકતા નથી. ટેવ પડી છે તે 'ઘાણ' કાઢ્યા કરીએ છીએ ! આમ, સંસ્કૃતિવિરતિ, આત્મવિરતિ છેક કળા વિરતિ લગી વિસ્તરે છે. 'ઢસડાય છે બધું' પણ આ સન્દર્ભે જ જોવું જોઈએ.

અહીં સુજ્ઞ ભાવકને પ્રશ્ન થાય કે તો લા.ઠા. અટકી કેમ નથી જતા ? નિરઞ્જન ભગતની જેમ મૌનમાં કેમ સરી જતા નથી ? લા.ઠા. કહે છે 'No Choice'ના અન્તે આપઘાત માટે પણ ઇચ્છાશક્તિ જોઈએ ને ? આથી જ લા.ઠા.ના દેહાન્ત સુધી એમના કાવ્યકુતૂહલનો અન્ત નથી એમ લા.ઠા. કહે છે તે યથાર્થ છે ! લઘરા દ્વારા કરાયેલી self parody અહીં લવારા દ્વારા language Parody સુધી વિસ્તરે છે ! ગુજરાતી ભાવકનો લાભશઙ્કરે અનાયાસ આન્તરરાષ્ટ્રિયસૃષ્ટિ સાથે તાલમેલ કરાવ્યો છે એ પણ મ્હારે કહેવું જોઈએ. અહીં એક બીજું વલણ પણ ધ્યાનાર્હ છે. કથાસાહિત્યમાં સર્જક જાણીબૂઝીને વચ્ચે ટપકીને ભાવકની સાથે વઞ્ચના કે ગોઠડી કરીને સૃષ્ટિને સઙ્કુલ બનાવે છે. મધુરાયની 'કિમ્બલ રેવન્સવૂડ' કે 'ક્યાં છે ઘર ?' (જયન્ત ગાડીત) એનાં ઉદાહરણો છે. આવી ફેબ્યુલારીતિના અંશો અહીં પણ જોઈ શકાય છે. આ'વી ભૂમિકાએ જ આ લવારાનું મૂલ્યાઙ્કન કરીએ તો માલુમ પડશે કે લાભશઙ્કર આ સઘળું જાણીબૂઝીને કરે છે.

પ્રસ્તાવનામાં કવિ કહે છે. - 'હવે, હમણાં હું છુટ્ટો. મ્હારો આજ સુધીનો હિસાબ પ્રકાશિત થઈ ગયો, કાવ્યરચનાનો. થોડો પોરો ખાઈશ.'

લા.ઠા. મ્હારી ભાષાના સાન્તિયાગો છે. માર્લિન એમને મળે કે નહીં એની મ્હને ચિંતા નથી. એ કિનારે છબછબિયાં નથી કરતા એનો મ્હને આનન્દ છે. એમની ભાષાખેડ અનુગામીઓને પ્રેરશે એ નિઃશઙ્ક છે.

## ગમે પરન્તુ

મ્હને ગમે હે પ્રિય, ત્હારી અઙ્ગુલિ,
વસન્તની લ્હેર શી જે હૂંફે ભરી,
જેના મૃદુ સ્પર્શ થકી સમગ્ર
સુષુપ્ત આ લોહી ઊઠન્ત રણઝણી !

મ્હને ગમે હે પ્રિય, તાહરા કર,
અષાઢના વાયુ સમાન વેગથી
જે લે મ્હને ઘેરી, અણુ અણુ પછી
સન્તૃપ્તિની શી વરસી રહે ઝડી !

ગમે પરન્તુ અદકાં દૃગો તવ,
માધુર્ય ત્હારું જહીં ઉચ્છલન્ત
વહ્યા કરે ફૂલની ગન્ધ જેમ
ને માહરું મધુર-શું ઝૂમતું તહીં મન !

જશવન્ત લ. દેસાઈ




# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



વર્ષ : ૨૦૪૯

જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૩ સળંગ અંક ૨૧૪ દ્વિજ અંક ૧૪૨

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષ ૨૦૪૯ : સળંગ અંક ૨૧૪ : દ્વિજ અંક ૧૪૨

તન્ત્રી : ધીરુ પરીખ

❦ રસાત્મકમ્



❦ વિમર્શ



❦ અનુવાદ



❦ શિશુલોક



❦ આસ્વાદ



❦ અવલોકન



સલાહકાર
રાજેન્દ્ર શાહ ❊ નિરઞ્જન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અંકની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૯૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

## આગોતરા ગ્રાહકની યોજના

# ❖ કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તમ્ભરૂપ પ્રકાશન ❖

## મહાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કોમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સમ્પૂર્ણ પદ્યાનુવાદ

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કોમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સમ્ભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસન્તતિલકા છન્દમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રન્થની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો અગાઉના અઙ્કમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અન્તે મહત્ત્વના સન્દર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કોમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઇણ્ડિઙ્ગમાં તૈયાર થશે. આ ગ્રન્થ ઑગસ્ટ ૧૯૯૩ના અન્તમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રન્થની કીમત રૂ. ૨૫૦-૦૦ રહેશે. પરન્તુ ૩૧મી જુલાઈ ૧૯૯૩ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦-૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦-૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦-૦૦નો આ ગ્રન્થ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦-૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦-૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સઘન રૂપ આપવા

# સવિશેષ ફણ્ડ માટે અપીલ

છેલ્લાં ૩૫ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસઙ્ગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસઙ્ગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રન્થો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસઙ્ગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારમ્ભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રન્થો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સઙ્ગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાઙ્ક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભણ્ડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | | |
|---|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/- | કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/- | કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/- | કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/- | કે તેથી વધુ |

વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો. રૂ. ૧૧,૦૦૦ના આપના દાનથી આપે જણાવેલ ભાષાનાં પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઈચ્છો તેનું નામ આ કબાટો પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશો :

**'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

વર્ષા વિ. સં. ૨૦૪૯ કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૩

॥ ॐ वाङ् मे मनसि प्रतिठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કવિતાનું આહ્વાન

જીવનમાં કવિતાનું આહ્વાન દરેકને ઓછામાં ઓછું એક વખત તો આવે જ છે. કવિતા એટલે કોઈ રસાત્મક સંવેદન એવો અર્થ લઈએ તો આ વાત તદ્દન સ્પષ્ટ જ છે. એ'વાં સંવેદન વિના તો માણસ જીવી શકતો જ નથી. પણ કવિતા એટલે એક વિશિષ્ટ પ્રકારનું કલાસ્વરૂપ એવો અર્થ લઈએ તોપણ વાત સાચી છે એમ હું કહેવાની હિમ્મત કરું છું.

તો શું દરેક માણસ કવિતા કરે છે ? ના. દરેક માણસ કવિતા કરતો નથી, પણ કવિતાની પાસે તો જાય છે જ. ઘણી વાર કવિતા પોતે જ ત્હેની પાસે આવીને ઊભી રહે છે. ઘણી વાર તે પોતે જ ત્હેને શોધવા નીકળે છે. પણ એ બેનું મિલન તો કોઈ ને કોઈ ઉપાયે થાય છે જ.

પણ આવી રીતે કવિતા દરેક માણસનો કબજો લે છે એમ જો સ્વીકારીશું તો ઘણાને અનર્થ થતો લાગશે, ઘણાને અસત્યાભાસ લાગશે, ઘણાને પોતાનું ગૌરવ ખણ્ડિત થતું લાગશે, ઘણાને એ કેવળ અત્યુક્તિ લાગશે. પણ આ વાતને જુદી રીતે સમજવાની જરૂર છે.

કવિતાના હાથમાં સપડાનારના બે વર્ગ પડી જાય છે. એક કવિતાને પોતા દ્વારા પ્રગટ થવા દેનારાઓનો અને બીજો એ પ્રગટ થયેલી ઝીલનારાઓનો. જેના દ્વારા કવિતાનું પ્રાગટ્ય થતું રહે છે તે વર્ગનું, એટલે કે કવિનું, મહત્ત્વ તો દરેક સ્વીકારતા આવ્યા છે. એમનું મહત્ત્વ અવશ્ય છે જ. પણ જે કવિતાનો ભોક્તાવર્ગ છે તેનો કવિતાકલામાં જે મહત્ત્વનો ફાળો છે તે હજુ કલાની દૃષ્ટિએ પૂર્ણ રૂપે આપણે સમજતા નથી થયા.

— સુન્દરમ્

## વિમર્શ

# ગુજરાતી ગઝલના છન્દો વિશે થોડુંક - ૩

— રાજેશ વ્યાસ 'મિસ્કિન'

(૫) પાંચમો ગણ લગાગાગા છે.

*ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે*
*ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિપ્યારું ગણી લેજે.*

— બાલાશઙ્કર કન્થારિયા

*કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.*

— મણિલાલ નભુભાઈ

*હૃદયમન્થન કરી મ્હેં વાત કાઢી છે મનન માટે,*
*મળી છે દૃષ્ટિ જોવા કાજ ને આંખો રુદન માટે*

— શયદા

*કહો આ વેદનાનું દર્દ ક્યાં જઈ બોલવાનું છે,*
*અમારું દિલ દિલાવર ને ત્હમારું રૂપ ન્હાનું છે.*

— કપિલ ઠક્કર 'મજનૂ'

*જશે ચાલી જશે ગઈ એ વિચારે રાત ચાલી ગઈ,*
*ખબર પણ ના પડી અમને કે ક્યારે રાત ચાલી ગઈ.*

— અમીન આઝાદ

*કસુમ્બલ આંખડીના આ કસબની વાત શી કરવી ?*
*કલેજું કોતરી નાજુક મીનાકારી કરી લીધી.*

— અમૃત ઘાયલ

*પ્રભુના શીશ પર મ્હારું સદન થઈ જાય તો સારું,*
*ભલે ગઝા સમું એ મુજ પતન થઈ જાય તો સારું.*

— નાઝિર દેખૈયા

*રજા ત્યારે હવે દિલબર અમારી રાત થઈ પૂરી,*
*મશાલો સાવ બૂઝી તેલ ખૂટ્યું વાત થઈ પૂરી.*

— નાથાલાલ દવે

*રડ્યા બેફામ સૌ મ્હારા મરણ પર એ જ કારણથી,*
*હતો મ્હારો જ એ અવસર ને મ્હારી હાજરી નહોતી.*

— બેફામ

*નયનમાં આંસુઓની ધાર પર આવી ગયું હસવું,*
*મ્હને ત્યારે જ મ્હારા પ્યાર પર આવી ગયું હસવું.*

—શેખાદમ આબુવાલા

*કદી વસ્તી ભર્યું લાગ્યું કદી વેરાન વન જેવું,*
*જવાનીમાં જીવન પર થઈ શક્યું ક્યાં કંઈ મનન જેવું.*

— સૈફ પાલનપુરી

*હવે થાકી ગયો સાકી પુરાણા એ સુરાલયથી,*
*નશો ચડતો નથી મુજને ત્હમારા મ્હેકતા મયથી.*

— હરીન્દ્ર દવે

*સરસ બાજી મળી હોવા છતાં હું હાર પામું છું,*
*અને હાર્યા પછીથી એ રમતનો સાર પામું છું.*

— હેમન્ત દેસાઈ

*ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,*
*બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.*

— મનોજ ખણ્ડેરિયા

આમ લગાગાનાં ચાર આવર્તનોવાળી ગઝલોના ઉત્તમ કે જાણીતા શેર ટાંકતા જઈએ તો એ પણ એક દળદાર પુસ્તક બની રહે.

લગાગાગાનાં ચાર આવર્તનોવાળા છન્દને અરૂઝમાં હઝજ છન્દ તરીકે ઓળખાવ્યો છે એ આપણે જોઈ ગયા. બાલાશંકરથી લઈને છેક આજ સુધી આ છન્દ વારંવાર પ્રયોજાયેલો જોવા મળે છે. ભાગ્યે જ કોઈ એવો ગઝલકાર હશે જેણે આ છન્દમાં ગઝલો ન લખી હોય. સૌથી ઓછા છન્દદોષ પણ આ છન્દમાં લખાયેલી ગઝલોમાં જોવા મળે છે. સમગ્ર ગુજરાતી ગઝલોમાં વારંવાર નજરે ચઢતા જે ૧૦થી ૧૫ છન્દો છે તેમાંના પ્રમુખ છન્દોમાંનો આ એક છે. છતાં એમ કહી શકાય ખરું કે બેફામ, ગનીની પેઢીના ગઝલકારોમાં આ છન્દ વિશેષ ખેડાયેલો જોવા મળે છે. બેફામ સાહેબના 'માનસર' સંગ્રહમાં તો પ્રથમ ૪૦ ગઝલોમાં અને તે પછી પણ મોટાભાગની આ છન્દમાં જ લખાયેલી જોવા મળે છે.

છન્દનું સ્વરૂપ અને તેનાં ઉદાહરણની વાત કરતાં કરતાં તેની આજુબાજુની વાતોએ ચાલ્યો જ ગયો છું તો આ છન્દ વિશેની એક બીજી પણ આડવાત કરી લઉં. ગત પેઢીના ગઝલકારોની ગઝલો લાંબી બહરોમાં જોવા મળે છે. અને તેમાં મુખ્યત્વે લગાગાગાનાં ચાર આવર્તનો જોવા મળે છે. વળી આ છન્દ પઠન માટે, મુશાયરામાં રજૂઆત માટે, લાંબી રદીફ માટે એમ અનેક રીતે વિશેષ અનુકૂળ હોવાથી તેનું ખેડાણ પણ વિશેષ જોવા મળે છે.

અમુક રદીફને માટે અમુક જ છન્દ વિશેષ અનુકૂળ હોય છે. ઉદાહરણ તરીકે 'છે સાકી', 'લઈને આવ્યો છું', વગેરે. આ બન્ને રદીફો ઉપર મોટાભાગના ગઝલકારોએ શયદાના સમયમાં ગઝલો લખેલી જોવા મળે છે. અને તે બધી જ આ છન્દમાં જ રચાયેલી જણાય છે. ઉદાહરણ રૂપે ત્રણ શેર જોઈએ :

*નશો ક્યાં છે નશાનું તો અમસ્તું નામ છે સાકી,*
*હવે પીધી પછી પણ દિલને ક્યાં આરામ છે સાકી.*

— મરીઝ

*મદીરાનું મને આથી વધું શું કામ છે સાકી,*
*હતું જ્યાં દર્દ દિલમાં ત્યાં હવે આરામ છે સાકી.*

— બેફામ

*કહીં છે લ્હેર લીલા, ક્યાંક કાળો કેર છે સાકી,*
*કહું શું કે જગતનાં કેટલું અન્ધેર છે સાકી.*

— અમૃત 'ઘાયલ'

ગુજરાતી ગઝલોમાં બે લઘુ બરોબર એક ગુરુનો છૂટથી ઉપયોગ કરવામાં આવતો હોવાથી ક્યારેક લગાગાને બદલે તે સ્થાને સપ્તકલ સન્ધિના જુદાં જુદાં લગાત્મક રૂપો પ્રયોજાતાં જોવા મળે છે. અરૂઝની દૃષ્ટિએ આ દોષ ગણાય. રા. વિ. પાઠક બૃહત પિંગળના પૃ. ૫૩૬ પર જણાવે છે કે, 'ફારસી છન્દો લગાત્મક રૂપના સન્ધિવાળા જાતિછન્દો છે. અને ગુજરાતીમાં એના સન્ધિઓમાં લગાત્મક રૂપ શિથિલ બને છે.' પાઠક સાહેબનું આ વિધાન ગઝલોમાં આવતી સન્ધિઓ જોતાં સાચું જણાય છે. દા.ત. લગાગાગાને બદલે લગાલલગા કે અન્ય સન્ધિ ઘણી વાર પ્રયોજાયેલ જોવા મળે છે.

લગાગાનાં છ આવર્તન :

*કદાપી ત્રાસ દેવામાં નથી રાખી મણા આપે હવે*
*તો ચેન લેવા દો,*
*અમારાં દિલ જિગર બાળી કર્યાં છે તાપણાં આપે*
*હવે તો ચેન લેવા દો.*

— શૂન્ય પાલનપુરી

લગાગાગા લગાગાગા લગાગા

*તમારા પગ મહીં જ્યારે પડ્યો છું*
*હું સમજ્યો એમ આકાશે ચડ્યો છું.*

— શયદા

લગાગાગા લગાગાગા લગાગાગ* ગાગા

*ખબર ક્યાં છે કયું પગલું અટકવા મૂકું છું,*
*છે રસ્તો સાવ સીધો પણ ગ*િત ક્યાં સીધું છે.*

— હર્ષદ ત્રિવેદી

ગાલગા લગાગાગા ગાલગા લગાગાગા

*કેટલી નકામી ગઈ પ્રાણનીય કુરબાની,*
*લ્યો ફરી ક્યામતમાં થઈ ગયો સજીવન હું.*

— મરીઝ

ઉપરની જ પઙ્ક્તિને અડધી કરીને પણ ગઝલો લખાઈ છે :

ગાલગા લગાગાગા

*એકલા જવાનું ને*
*વાટ પણ અજાણી છે.*

— આદિલ મન્સૂરી

લગાગાગા લગાગાગા લગાગાગા લગાગા

*હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,*
*કલેજાં ચીરતી કમ્પાવતી અમ ભયકથાઓ.*

— ઝવેરચન્દ મેઘાણી

લગાગાગા લગાગાગા લગાગાગા

*વિધાતાએ લખેલું એક નાટક હું,*
*જીવનનો ખેલ હું ને ખેલનાયક હું.*

— તન્વીર વાસાવડી
(પાકિસ્તાની ગુજરાતી શાયર)

ગાગાલ લગાગાગા લગાગાગા લગાગા

*આ મીન બધાં જળનાં નિવાસી છે ખબર છે,*
*બેચાર ઘડીનાં એ વિલાસી છે ખબર છે.*

— અમૃત 'ઘાયલ'

ગાગાલ લગાગાગા ગાગાલ લગાગાગા

*તૃષ્ણાને અમે છાંડી છાંડીને ગળે બાંધી,*
*ગાંડી જ હતી તોયે ગાંડીને ગળે બાંધી.*

— અમૃત 'ઘાયલ'

ગાલગા લગાગાગા ગાલગા લગાગાગા ગાલગા લગાગાગા

*તાજ કણ્ટકોનો છે ધૈર્યનું સિંહાસન છે ક્રોસનું ઘરેણું છે,*
*પ્રેમના પ્રચારકને વેદનાથી નાતો છે યાતનાથી લેણું છે.*

— શૂન્ય પાલનપુરી

છઠ્ઠો ગણ એટલે કે ગાલગાગા અરુઝમાં જણાવ્યા મુજબ રમલ છન્દનો ગણ છે. ઉર્દૂ ફારસી કવિતાના મુખ્ય ૧૯ છન્દોમાં માત્ર રમલ જ એક એવો છન્દ છે જેના ૫૦ જેટલા પેટાપ્રકાર પડે છે. ગુજરાતીમાં પણ આ ગણ અત્યન્ત પ્રચલિત અને ગઝલકારોને પ્રિય જણાય છે. શ્રી રણછોડભાઈ ઉદયરામે રમલ માટે લખ્યું છે કે 'રમલના પદ સેવવા, એટલે રમલને ચડશે ચડવું, એ જ મોત સમજવું.'

આમ કહેવાનું કારણ આ છન્દની સરળતા છે. સરળતાથી આ છન્દ હોઠે ચડી જાય તેવો હોવાથી તેમાં રચાયેલ ગઝલોમાં દોષ પણ ઓછા જણાય છે. જો કે ગાલગાગાનાં ચાર આવર્તનોવાળી ગઝલો બહુ લખાયેલી જોવા મળતી નથી.

ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગાગા

*આંખમાંથી એ વહે છે કેમ છો એવું કહે છે,*
*સાંભળે જો એક જણ તો દોડતા અગિયાર દરિયા.*

— મનહર મોદી

ગાલગાગા ગાલગાગા ગાલગાગા

*મીણના જેવું અરે મન ઓગળે છે,*
*આંખની અન્દર કશું ભીનું બળે છે.*

— પ્રીતિ સેનગુપ્તા

ગાલગાગા ગાલગાગા

*લે કલમ એને વિપત લખ,*
*એક ઈચ્છાને સહજ લખ.*

— હનીફ સાહિલ

ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગા

*ચાર શેરીના નપાવટ ચોકમાં જઈને*
*મન ઊભું છે આજ કોની ડોકમાં જઈને.*

*એટલે મઘમઘ હવે દેખાઉં છું ત્હમને*
*અબઘડી આવી રહ્યો છું કોકમાં જઈને.*

— હર્ષદ ત્રિવેદી

ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા

*જીત પર હસતો રહ્યો ને હાર પર હસતો રહ્યો,*
*ફૂલની શૈયા ગણી અંગાર પર હસતો રહ્યો.*

— જમિયત પણ્ડ્યા 'જિગર'

ગાલગાગા ગાલગાગા ગાગા

*પ્રેમનો ક્યાં છે સહેલો રસ્તો,*
*કણ્ટકોથી છે ભરેલો રસ્તો.*

— નઝર ગફુરી
(પાકિસ્તાની ગુજરાતી ગઝલકાર)

ગાલગાગા ગાલગાગા ગાલગા

*દેહ માટીનો લઈ આવ્યા તો છો,*
*રાહમાં આગળ સમન્દર આવશે.*

— હનીફ સાહિલ

ગાલગા ગાગાલગા ગાગાલગા એમ પણ જો ઉપરના શેરને કોઈ વાંચે તો સ્વીકારવો જોઈએ. ભાવ પાસે યતિ મૂકવાથી છન્દનું સ્વરૂપ સમજવામાં સરળતા થાય છે એમ મ્હારું માનવું છે.

*કામ ના આવે રહે ના કામની,*
*જિન્દગી એવી બળી આરામની.*

— અમૃત 'ઘાયલ'

ગાલગાગા ગાલગાગા ગાલગાલ

*બેવફાની દોસ્તદારી હાયહાય,*
*હું જ છું મ્હારો શિકારી હાય હાય.*

— મરીઝ

ગાલગાગા ગાલગા

*હું વસું વનરાઈમાં,*
*પર્ણની તનહાઈમાં.*

— મનોજ ખણ્ડેરિયા

અહીં આપેલા છન્દો સિવાય પણ અન્ય છન્દો ગઝલોમાં જોવા મળે એ શક્ય છે. બને ત્યાં સુધી મોટાભાગના છન્દોને આવરી લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. અગાઉ જણાવ્યું હતું તેમ કાફિયાના વૈવિધ્યનો અભ્યાસ કરવા માટે અમૃત 'ઘાયલ' અને મનોજ ખણ્ડેરિયાની ગઝલો જોઈ જવા ભલામણ છે. છન્દના વૈવિધ્યની દૃષ્ટિએ ગની દહીંવાલા, મરીઝ, રાજેન્દ્ર શુક્લ, વગેરેની ગઝલો જોઈ જવી જોઈએ. સામાન્ય રીતે દરેક ગઝલકારને બેચાર છન્દો વિશેષ પ્રિય હોય છે. અથવા તો એમ કહી શકાય કે આ છન્દોમાં ગઝલો લખવી તેમને માટે વધુ સરળ હોય છે. મોટા ભાગના સઙ્ગ્રહોમાં સરેરાશ ૧૫, ૨૦ છન્દથી વધુ છન્દ જોવા ભાગ્યે જ મળતા હોય છે. ગનીભાઈના ગઝલસઙ્ગ્રહમાં છન્દોનું વૈવિધ્ય ઠીક ઠીક પ્રમાણમાં જણાય છે. શ્રી ભગવતીકુમાર શર્મા ગનીભાઈના સપ્તતિ પૂર્તિ અભિનન્દન ગ્રન્થ, 'શ્વાસ ઉચ્છ્વાસ' (૧૯૭૮)ના પૃ. ૩૩ પર જણાવે છે કે "ત્રણ કાવ્યસઙ્ગ્રહો મળીને એમણે લગભગ ત્રીસ ફારસી છન્દો પ્રયોજ્યા છે એ હકીકત નવતર ગઝલકારોની છન્દમર્યાદાના સન્દર્ભમાં ઉલ્લેખનીય છે."

એક ગઝલકાર ત્રીસેક છન્દોને પ્રયોજે તે ખરેખર ઉલ્લેખનીય બાબત છે. ક્યારેક ક્યારેક પુસ્તકનું અવલોકન કરનાર ગઝલસઙ્ગ્રહોના છન્દો વિશે લખવા બેસે તોપણ ઝાઝું લખી શકતો નથી. શ્રી જયન્ત વસોયા જેવા ગઝલકારના ગઝલસઙ્ગ્રહ 'અસર'નું અવલોકન કરતાં જગદીશ વ્યાસ 'કવિલોક' મે-જૂન ૧૯૮૪ પૃ. ૪૦ પર નોંધે છે કે "ગાલગાગા ગાલગાગા ગાલગા એ કવિને સૌથી વધુ માફક આવી ગયેલ બહેર છે. કેમ કે છોંતેરમાંથી છેંતાળીસ જેટલી ગઝલો એ બહેરમાં છે." આમ અમુક છન્દો ગમી જવાને કારણે કે હાથવગા થઈ જવાને કારણે કેવી એકવિધતા

સર્જાતી હોય છે તેની કલ્પના આવી શકે છે. બને ત્યાં સુધી સર્જકે એકના એક સ્વરૂપમાં પણ લાંબા સમય સુધી ખેડાણ કરવું એ તેની સર્જકતાને જોખમમાં મૂકવા જેવું કે નુકસાનકારક બની શકતું હોય ત્યારે ગણતરીના જ છન્દોમાં સઙ્ગ્રહોના સઙ્ગ્રહો આપવા સુધીની ગફલત કે બેજવાબદારી કવિની સર્જકશક્તિને માટે કેટલી નુકસાનકારક નીવડી શકે તે સમજી શકાય તેમ છે.

આવી જ એક બીજી વાત નવોદિતોએ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે બને ત્યાં સુધી મુશાયરાથી બને તેટલા દૂર રહેવું. મુશાયરાને લીધે ગઝલ લોકપ્રિય બની શકી છે પરન્તુ તેના સત્ત્વ અને ગુણવત્તાના જોખમે જ. મુશાયરાનો આશ્રય લેવાને પરિણામે શું બન્યું છે તે અઙ્ગે હરીન્દ્ર દવે 'મધુવન'ના સમ્પાદનમાં પૃ. ૬ ઉપર જણાવે છે તેમ "આખીયે પ્રવૃત્તિનું સઞ્ચાલક બળ લોકરઞ્જન બન્યું અને મુશાયરો એ શાયરોનું મિલન કે કવિસભાનો ગરવો અર્થ ધરાવતો શબ્દ મટી લોકરઞ્જન માટેના તમાશામાં પલટાઈ ગયો."

અનેક મુશાયરાઓના સફળ સઞ્ચાલક એવા ગઝલકાર શ્રી સૈફ પાલનપુરી તેમના ગઝલસઙ્ગ્રહ 'હિંચકો'ના પૃષ્ઠ ૨૩ ઉપર જણાવે છે કે "મુશાયરો એક એવી બાબત છે કે જેમાં 'શાએરી' કરતાં 'સફળતા'ની વધુ કદર થતી હોય છે."

આમ મુશાયરાઓ ગઝલની સાધના કરનારને માટે એક મોટી લપસણી ભૂમિ છે. છન્દોના શિથિલ સંસ્કારો તો પડે જ છે ઉપરાંત ગઝલમાં સૂક્ષ્મતાને બદલે સ્થૂળતા તરફનો ઝોક વધી જાય છે, સર્જકત્વ જોખમાય છે અને ગઝલકાર પણ પોતાના વિકાસના ભોગે વાણીવિલાસમાં સરી પડે છે. કારણ કે સૈફ સાહેબ જણાવે છે તેમ મુશાયરામાં ત્હમે કેટલી સત્ત્વશીલ ગઝલ રજૂ કરો છો ત્હેના કરતાં ત્હમે કેટલા સફળ થાઓ છો ત્હેના આધારે ત્હમારું ગઝલકાર તરીકે મૂલ્યાઙ્કન થયું હોય છે. આથી છન્દો શીખતા હોઈએ એ તબક્કે તો વાહ-વાહથી બચવું જ રહ્યું.

(ક્રમશઃ)

# એક ગીત : સાત રૂપ

## હરીશ વિ. પણ્ડિત

મારી સમક્ષ કવિવર ટાગોરના એક ગીતનાં સાત રૂપો છે. કવિ એક છે. અનુવાદકો અનેક : સર્વશ્રી ભોળાભાઈ પટેલ, કાન્ત, વીમાવાળા, ધૂમકેતુ, મણિલાલ હરિભાઈ દેસાઈ. મૂળમાંથી સીધો અનુવાદ કરનારા છે : ભોળાભાઈ, મણિભાઈ દેસાઈ. અઙ્ગ્રેજી ઉપરથી કરનારા છે કાન્ત, વીમાવાળા, મૂળમાંથી પદ્યાનુવાદ કરનાર રવીન્દ્રતત્ત્વાચાર્યશ્રી નગીનદાસ પારેખ છે. સ્વયં કવિએ મૂળમાંથી અઙ્ગ્રેજી અનુવાદ કર્યો છે. અર્થાત્ અનુવાદકોની પોતાની પસન્દગી છે. પસન્દગીની આ પ્રક્રિયા અભ્યાસ તરીકે તપાસીએ —

કવિશ્રીના આ ગીતની પ્રથમ પઙ્ક્તિ છે : 'આમારે તુમિ અશેષ કરે છ / એમનિ લીલા તવ.' સ્વયં કવિ અન્વય બદલે છે : 'ધાઉ હેસ્ટ મેડ મી એન્ડલેસ, સચ ઈઝ ધાય પ્લેઝર'. મૂળમાં પહેલાં મને (આમારે) અને પછી ત્હેં (તુમિ). ભોળાભાઈ પણ અન્વય બદલે છે : 'ત્હેં મને...' નગીનભાઈ પણ એ જ રાહે છે, 'ત્હેં તો મ્હને...' આપણાં ભજનોની પરમ્પરામાં 'તુમ' પહેલાં અને 'હમ' પછી હંમેશ આવે છે : એ છાપ પ્રસ્તુત અનુવાદકોના મનમાં હોવી જોઈએ. આ એક અનુમાન છે. ટાગોર મૌલિક અભિગમવાળા રહસ્યવાદી (જેમાંથી બાઉલ પરમ્પરા આવી) કવિ હતા, એનું આ પરિણામ હોય. પરન્તુ અભિવ્યક્તિનું પરિણામ સ્વયં કવિએ બઙ્ગાળી - અઙ્ગ્રેજીમાં આવતાં બદલ્યું કેમ ? કવિ જાણે !

આપણે ત્યાં 'અશેષ' વિશિષ્ટ અર્થ ધરાવે છે : 'આમારે તુમિ અશેષ કરે છ,' સ્વયં કવિ 'endless', નગીનભાઈ 'અશેષ', ભોળાભાઈ 'અનન્ત', કાન્ત

'અમર', વીમાવાળા 'અન્તરહિત' (અગ્રેજી ઉપરથી હોવાની મુશ્કેલી) મણિભાઈ 'અશેષ' : કાન્ત કવિ હોવાને કારણે સ્વૈરવિહારમાં ચાલ્યા જાય છે જ્યારે નગીનભાઈ મૂળને નિષ્ઠાપૂર્વક વળગી રહે છે. આ'વો બીજો શબ્દ છે 'લીલા' : 'એમનિ લીલા તવ...' (કવિ) : 'સચ ઈઝ ધાય્ પ્લેઝર (કવિ) : પૂર્વવાળા તરત માથું ધુણાવશે : કેટકેટલા વેદાન્તી અધ્યાસો લઈને પડેલો છે આ શબ્દ 'લીલા'. અને જુઓ, અગ્રેજી પરથી ઉતારનાર કાન્ત પણ 'લીલા' શબ્દ યોજે છે, 'એ'વી ત્હારી લીલા છે...', બાકીના ઘણાખરા 'લીલા' યથાતથ સ્વીકારે છે. 'Pleasure'- કોઈએ ન સ્વીકાર્યું, જોયું ? (ધૂમકેતુએ 'ઇચ્છા' લખ્યું એ માફ ! એ જિબ્રાનનો માણસ છે ને ?) સઙ્ગીતની દુનિયામાં આ વિદ્વાનોના સહારે પ્રવેશીએ : વાંસળી શું, વીણા શું, ફ્લ્યૂટ શું મુરલી શું : સિરિયલ જોનારા ભાવુકોય હવે નહિ ભરમાય ! નગીનભાઈ ડોલ્યા છે : કૈંક નદીતીરે ગિરિવર પર વિચર્યો લઈ મુરલી આ' - તરત મુરલીમનોહર શ્રીકૃષ્ણનો સન્દર્ભ સળવળે છે અને તે ટાગોરને અભિપ્રેત ન જ હોય. 'છોટો એ બૉશિરિરે'નું સીધું ભાષાન્તર ભોળાભાઈ આપે છે - 'આ ન્હાની વાંસળીને લઈને તું ફર્યો છે...' 'બરૂની ન્હાની વાંસળીને' (કાન્ત), 'બરૂની આ ન્હાનકડી દેહવાંસળીને' (ધૂમકેતુ), 'આ ન્હાની સરખી વાંસની વીણા' (વીમાવાળા), એ પાછા અગ્રેજી પરથી લખે છે, જેમાં 'ધીસ લીટલ ફ્લ્યૂટ..' એવું છે. સ્પષ્ટ છે કે વાંસળી/વીણા/મુરલી/ફ્લ્યૂટ આપણા અનુવાદકોના સઙ્ગીતના જ્ઞાન/અલ્પજ્ઞાનનું પરિણામ છે. બાકી નગીનભાઈ કાંઈ એવા ભાવુક કૃષ્ણભક્ત નથી જ. વાંસળીને પાછું રૂપક 'દેહવાંસળી' આપી દે, એ ધૂમકેતુને ફિલસૂફીના 'શોખીન' તરીકે જાણનારા સ્વીકારશે. આપણા સાહિત્યકારોએ અન્ય વિષયોમાં રસ નહિ લીધાનું આ પરિણામ છે. (હરિકૃષ્ણ પાઠક જેવા એટલે જ અજિત શેઠનાં દશ્યશ્રાવ્ય કાવ્યરૂપાન્તરોનો હમેશ વિરોધ કરતા હોય છે.)

કાવ્યનું સંવેદન આ રહ્યું :

*"તોમારિ એ અમૃતપરશે / આમાર હિયાખાનિ હારાલો સીમા, વિપુલ હરષે ઉથલિ ઉઠે વાણી..."*

— (ટાગોર)

સ્પષ્ટ વફાદાર અનુવાદ છે :

*"ત્હારા તે અમૃત સ્પર્શથી મ્હારું હૃદય પોતાની*
*સીમા ખોઈ*
*બેઠું, વિપુલ હર્ષથી વાણી ઊભરાય છે...'*

— (ભોળાભાઈ)

આ'ના એક પ્રયોગ 'વાણી'નાં પાઠાન્તરો તપાસીએ : અવાચ્ય વાણી (કાન્ત), અવર્ણનીય ધન્યવાદ (વીમાવાળા), અમર વાણી (ધૂમકેતુ), 'હર્ષમહીં સીમાઓ ભૂલ્યું, વાણીઝરણ ઊભરાયું...' (નગીનભાઈ) - અર્થાત્ વાણી સર્વત્ર કોમન છે છતાં વિશેષણમાં કેટલાં વૈવિધ્યો છે : અવાચ્ય, અમર, અવર્ણનીય, 'ineffable'-નું રૂપાન્તર કરતાં (મ્હારી પાસેની યુનિ.વાળી ઝેરોક્સ કોપીમાં) ભોળાભાઈના અક્ષરો બોલે છે, અદ્ભુત, અવર્ણનીય, શબ્દાતીત : આ'નું કારણ આપણી પરમ્પરામાં છે. વાણીને એણે જે ઉપાસી છે, આરાધી છે એ'ના અનુભવોના છાંટા અહીં ભાષાન્તર કરતાં દેખાયા છે. આખરે સર્જક વાણીનો સાધક છે જ. અલબત્ત, 'ઝરણ' - જેવામાં નગીનભાઈના ઔપનિષદિક સંસ્કારો જોર કરી ગયા લાગે છે.

સંવેદનની પ્રતીતિ આ છે : શ્રદ્ધાપૂર્વકની સ્વીકૃતિ :

*"મ્હારી આ એક જ અઞ્જલિમાં નિશદિન રેડી જવાનો,*
*યુગ યુગ વીત્યાં અન્ત ન આવ્યો, ઊણો હું તો સદાનો."*

(નગીનભાઈ)

— હવે કવિનો અગ્રેજી અનુવાદ : 'ધાય ઇનિફિટ ગિફ્ટ્સ કમ ટુ મી ઓન્લી ઓન ધીઝ વેરી સ્મોલ હેન્ડ્ઝ ઓફ માઈન. એજિઝ પાસ એન્ડ સ્ટીલ ધાઉ પોરેસ્ટ, એન્ડ સ્ટીલ ધેર ઈઝ રૂમ ટુ ફિલ...'

અને હવે મૂળ કાવ્યઅંશ : 'આમાર શુધુ એક ટિ મુઠિભરિ / દિતે છ દાન દિવસવિભાવરી / હલ ના સારા કત-ના યુગ ધરિ / કેવલિ આમ લબ.

— આ સમગ્રમાંથી એક પ્રયોગ 'મુઠ્ઠી' ધ્યાનાર્હ છે : સ્વયં કવિ અગ્રેજીમાં 'સ્મોલ હેન્ડ્ઝ', નગીનભાઈ, એક જ અઞ્જલિ', ભોળાભાઈ 'એક જ આ મુઠ્ઠી', 'બહુ ન્હાના હાથ', (કાન્ત), ન્હાનીસરખી હથેળી (વીમાવાળા), 'ન્હાનકડા હાથ' (ધૂમકેતુ), બે જ હાથો (મણિભાઈ). અર્થાત્ 'મુઠ્ઠિ' (-ટાગોર)ની સમાન્તરે ટકે એવો સમર્થ પ્રયોગ (અઞ્જલિ' (-નગીનભાઈ) મ્હને લાગે છે. એટલા માટે કે કૃતજ્ઞતાના સન્દર્ભે એ કાવ્યાર્થની વધુ નજીક છે. એવો જ આ એકરાર - 'ઊણો હું તો સદાનો' : આની સામે કવિશબ્દને મૂકી જુઓ - 'and still there is room to fill.' તરત જ અલ્પતાની અભિજ્ઞા નગીનશબ્દમાં સં-ભળાશે. અર્થાત્ ક્યારેક સર્જક કરતાંયે અનુવાદક મેદાન મારી જાય છે, એનું મૂળ છે એ કાવ્યરહસ્યને ખોલી આપે છે એમાં : હાજર છે મૂળ કાવ્ય ડૉ. ભોળાભાઈ પટેલના અક્ષરોમાં :

*આમારે તુમિ અશેષ કરે છ*
*એમની લીલા તવ*
*ફુરાયે ફેલે આબાર ભરે છ*
*જીવન નવનવ.*
*કત યે ગિરિ કત યે નદી-તીરે*
*બેડાલે બહિ છોટો એ બાઁશિરિરે*
*કત યે તાન બાજાલે ફિરે ફિરે*
*કાહારે તાહ કબ.*
*તોમારિ ઐ અમૃત પરશે*
*આમાર હિયાખાનિ*
*હારાલો સીમા, વિપુલ હરસે*
*ઉથલિ ઉઠે વાણી.*
*આમાર શુધુ એકટિ મુઠ્ઠી ભરિ*
*દિતેછ દાન દિવસવિભાવરી,*
*હલ ના સારા કત-ના યુગધરિ*
*કેવલિ આમ લબ. (મૂળ)*

* (અનુવાદશિબિર : ગુજરાત યુનિવર્સિટી આયોજિત : આયોજક ડૉ. ધીરુભાઈ પરીખ : એની એક બેઠક - અનુવાદનું તુલનાત્મક પરીક્ષણ : સઞ્ચાલક ડૉ. ભોળાભાઈ પટેલ : આ બેઠકમાં ગુજરાતભરની યુનિવર્સિટીના ગુજરાતીના પસન્દ કરેલા અધ્યાપકો હતા : એ સૌનું સ્નેહસ્મરણ અને બેઠકગુરુ ડૉ. ભોળાભાઈ પ્રતિ કૃતજ્ઞતાભાવ. તા. ૨૦-૨-૯૨) હ/પં.



તટસ્થ અને કડક આત્મનિરીક્ષણથી લેખકે પોતાની શક્તિની આંકણી કરી લેવી જોઈએ, પોતાની મર્યાદા જાણી લેવી જોઈએ. ગમે તેટલી થોડી શક્તિવાળો તે હશે તોપણ જો તે કદી આત્મવઞ્ચના નહિ કરે તો તેટલાથી પણ તે સાહિત્યની કીમતી સેવા બજાવી શકશે. સાહિત્યમાં પ્રભાવશાળી લેખનું સ્થાન બહુ મહત્ત્વનું છે, છતાં અસઙ્ખ્ય ન્હાના મોટા લેખકોના ફાળાથી સાહિત્યનું સમગ્ર મહાલય તૈયાર થાય છે.

— સુન્દરમ્

# રસાત્મકમ્

## હવે-૧

રાજેન્દ્ર શાહ

કેવુંય હો તવ બ્હાનું :
કપટ-કુશલ, હે વલ્લવ, હાવાં
કશુંય ન મુજથી છાનું..

તું છો યમુના-પુલિન-સલિલ-
ગિરિવર-વ્રજવિપિન-વિહારી;
ત્હને મળે પળ પણ ક્યાંથી ? રે...
જળ સમ જે પળનારી... !
ત્હારી ચાલ સકળ પહિચાનું...

અવસર વીતી ગયો, હવે નહિ
મળે રાત રઢિયાળી;
હું મ્હારે એકાન્ત નિકુઞ્જેં
શાન્ત વ્યથા રહું ગાળી :
લેશ ગમે ન અવ રમવાનું.

પોકળ ત્હારા બધા મલાવા,
પોકળ મુરલી-ધ્વનિ;
ભલે અહીં હું રહી એકલી
નરવી હો તવ સૂની :
ત્હારું વચન હવે નહિ માનું.

નરવી = કુંવારી, શુદ્ધ. / વલ્લવ = ગોવાળિયો

## હવે-૨

નિર્જન કાનન-રાતે,
અબોલ તું અવ, વલ્લભ,
ભીનાં લોચનિયે લજવાતે....

આવ, લૂછું અઞ્ચલથી ત્હારું
વદન થયું જલ-ઝાંખું,
સહી શકું એ'વું નહિ રે...
હું આવ, હેતથી પોંખું.
કઙ્કણ-કિઙ્કિણ-કિણણ સુહાતે.

કૌતુક ત્હારાં ઘણાં વિલક્ષણ,
તું સહુથી છે ન્યારો;
ને તોયે બાળકશો નરવો,
લાગે અદકો પ્યારો.
વળગ તું હોઠ-ફરકતી વાતે.

નિદ્રિત છે વનકુઞ્જ, વિહગ,
ને હળવી લહર હવાની
શમે ગગનમાં, સઙ્ગ સઙ્ગ આ
કર્ણ-ગુઞ્જ સમ બાની.
રે' ના હવે ભેદ એ નાતે.

નરવો = તદ્દન, નર્યો / વલ્લભ = પ્રિય, પતિ

## સઙ્કેત

તરુ-છાયાની
ધૂળે ચકલી ન્હાતી :
અભ્ર દિગન્તે.

## તરઙ્ગ

દાદુર કૂદી
તળાવ-નીરે પડે,
તરઙ્ગો તીરે.

## વૈશાખી પૂર્ણિમા

— પુષ્પા ભટ્ટ

મ્હારામાં આજે નવું જ પ્રભાત ઊઘડ્યું છે.
આજે છું હું સદ્યજાતા
આજ દિન સુધી મ્હેં મારા અનેક પ્રશ્નોના કુહકની
આડે
છડેચોક ઉપેક્ષા કરી'તી —
આ આભની, આ સૂર્યની, આ પવનની,
આ ધરતીની, આ ઢેફાની, આ પુષ્પની,
આ કણ્ટકની.
પણ આજે એક નવો સૌન્દર્યલોક ઊઘડ્યો છે હુંમાં.
વસ્તુમાત્રની પોતીકી અભિજ્ઞાનો આલોક ઊઘડ્યો
છે હુંમાં.
મ્હારા પ્રશ્નોની આડે મ્હેં ગુમાવી દીધ હતી —
મ્હારી સકલ સ્વસ્થતા — આત્મ-સ્થતા
પણ આજે આત્માની સુરભિત હરિયાળીમાં
મ્હારા અપાપવિદ્ધ અસલ અનાવિલ લોકમાં
પુનઃ પ્રવેશું છું.
જીવનમાં જે જે ઘટિત
એ'ની સમીક્ષા કરી શકે મ્હારું મસ્તિષ્ક.
જીવનના વિવિધ પ્રસઙ્ગોનાં પુષ્પો પર બેસી
રસપાન કરી શકે છે મ્હારું આ પતઙ્ગિયા જેવું મન.
જ્યાં જ્યાં આવી અદ્ભુત વળાંકની ક્ષણ
એ ક્ષણની વરણી કરી શકે છે મ્હારી અપ્રતિહતા
બુદ્ધિ.
જીવનમાં જે જે કંઈ ઊઘડ્યું
કુસુમરૂપે કે કણ્ટકરૂપે,
સંવાદરૂપે કે વિસંવાદરૂપે
વિલક્ષણતારૂપે કે વિચિત્રતારૂપે
એક તીવ્ર વિસ્મયનો લય અનુભવે છે મ્હારું ઋજુ
હૃદય.
મ્હારા પોતામાં હું સ્થાપી શકી છું
મન, બુદ્ધિ, હૃદયની integrity.
આ integrity જ મ્હારું જીવાતુભૂત તત્ત્વ
અને મ્હારી કૃતકૃત્યતા
અને આ ક્ષણે જ જીવન લાગે પરમ જીવનીય,
પરમ સ્પૃહણીય.
ભલેને દૂઝતા વ્રણો હોય !
અનેક હિમપ્રપાતો જીવનની પદ્મશ્રીને ઉદ્ધ્વસ્ત
કરવા મથી રહ્યા હોય
ભલેને ઝઞ્ઝાવાતો જીવનના ફૂલને ફૂંકી મારવા
તત્પર હોય !
ભલેને દારુણ દાવાગ્નિ જીવનજલને
શોષવા મથી રહ્યા હોય !
પણ હવે આ ક્ષણે મ્હને થયું છે સ્વથી સ્વનું
અભિજ્ઞાન.
અમૃતતત્ત્વનું અભિજ્ઞાન.
આ ક્ષણે જ સ્વથી જ સ્વમાં લીન છું હું.
સ્વથી જ સ્વમાં સન્તૃપ્ત છું હું.

## સન્નિધિ

રાજેન્દ્ર શાહ

નાગરિકાના કોમળ કાળા કેશે
કબરી ગૂંથેલ વેશે
સોહે રાનકેતકી.



## ભલે આવે ક્ષણ અન્તિમ વિદાયની

પુષ્પા ભટ્ટ

જ્યારે આવે મ્હારી અન્તિમ વિદાયની ક્ષણ
હું પક્વફલની જેમ ગરી જાઉં, ઝરી જાઉં.
ન અનુભવું સુખ, ન અનુભવું દુઃખ.
હોય માત્ર એક સમગ્રતાનો અનુભવ.
ઓહ ! મ્હેં કેવી વહી હતી અમ્લતા
કાચા આમ્રના જેવી આમતા
પણ એ જ અન્તતોગત્વા મધુરિમામાં પરિણમી.
અને અન્તે એ જ પરિણતિ.
એ જ અન્તિમ ગતિ.
એ જ અન્તિમ મુક્તિ.
નિજી વિકારો પણ ઓળખ્યા યથાર્થપણે
નિજી આહ્લાદ પણ એના યાથાર્થ્યમાં.
વ્રણો ઓળખ્યા.
પ્રસાદિતા પણ ઓળખી.
બન્ને સહ્યાં, રક્તવાહિનીઓમાં વહ્યાં !
જિન્દગી આખી જિજ્ઞાસાનો આતશ જલતો રાખ્યો
અને પછી...
એ નિરાયાસ જલતો રહ્યો
અને હા, એથી તો જિન્દગીની રાખ થઈ
તો એનેય મૌનમૂક સહી
એ રાખનું જ બનાવી દીધ ખાતર.
એનાથી જ અભિસીઞ્ચિત આ રક્ત.
હવે ના રહી, કોઈ દાદ, ફરિયાદ.
જાત સામેય નહિ,
પ્રિયજન સામેય નહિ,
જગન્નિયન્તા સામેય નહિ
સમાહાર કીધ સકલનો હવે નિજમહીં.
જાતને લીધ ઓળખી યથાર્થતામાં.
સમાશ્વાસન આટલું આ.
મ્હેં ચૂકવી શ્વાસેશ્વાસની કિમ્મત
પલેપલ દીપને જલતો જોયો
નિર્વાણની ગતિ તરફ સરકતો જોયો
એ દીપમાં આ અશ્રુનું સ્નેહત્વ — સ્નિગ્ધ પુરાતું
જોયું.
સ્મિતનાં ફૂલોને પાંગરતાં જોયાં
અને મુરઝાતાંય.
બધું જ કોઈ અદ્ભુત 'સા' પર આવીને ઊભું રહ્યું !
હૃદયની કોઈ અપૂર્વ ગીતિ છેડવા.
મૂલાધાર સ્થિત સુપ્ત ત્રિવલયા સર્પિણી છઞ્છેડવા.
હવે થયું :
ભલે આવે ક્ષણ, એને આવવું હોય ત્યારે
ભલે આવે ક્ષણ
અન્તિમ વિદાયની
મ્હારી અન્તિમ પરિણતિની.
ન હું એની પ્રતીક્ષા કરીશ,
ન ઉવેખીશ, ન ટાળીશ,
ભલે આવે ક્ષણ અન્તિમ વિદાયની
પવનલહરીની જયમ.

## રસોલ્લાસ

રાજેન્દ્ર શાહ

મહિને મીઠી એક જ પૂનમ રાત
રમતી રાખીએ જાત,
વ્હાલું ત્યાં ટૂંકડું.



## શ્રી નિરઞ્જન ભગતને

— કનુ સુથાર

યાત્રી કેવા સતત કરતી સૃષ્ટિની શાશ્વતીના !
પ્રેમી પૂરા, નવ કદી છતાં કોઈને બાંધનારા;
વા બન્ધાઈ પલકભરમાં ભ્રાન્તિને ભાંગનારા :
ગુસ્સામાં તો જનમભરનો પ્યાર ઝાઝો છુપાતો

પામે જે કો રસિકજન એ, ધન્ય બે જિન્દગાની.
કાવ્યોમાં કૈં અવિરત ધસે હૈયું રાગે ભરેલું;
પીએ પોતે નિકટ વસતા બન્ધુઓને પિવાડે.
જ્ઞાનીપ્રેમી, લગન લઈને બન્ધુતા સૌમ્યતાની.

પન્થે પન્થે જગતકવિતા માણતા ભવ્ય ગાને;
દિવ્યાત્માને ચરમ ફળતી એકલી આયુવેલી.
મૃત્યુધેર્યા જગમહીં જનો જીવતાં સૌ અધૂરું;
પામ્યાં ના એ પરમ ઋત કે સિદ્ધિ કો જીવવાની.

એવા વિશ્વે અમન મનથી આપ જીવી રહ્યા છો.
થાતાં થાયે કવિ-મનુજ કો એક લાખ્ખો મહીંયે.

## અસ્તવ્યસ્ત

'પ્રણય' જામનગરી

અસ્તવ્યસ્ત છે જાત
દિવસ જાણે પતઙ્ગ ઊડતો, દોર કપાઈ રાત
અસ્તવ્યસ્ત છે જાત.

કોઈ દિવસ અહીં બસ ચૂકવાનું, કોઈ દિવસ ટહુકાર,
આંખોમાં લઈ જીવ્યા કરવું લાખ પહાડી ભાર,
કિરણ સૂર્યનું ડોકાતું નહિ, અડાબીડ એકાન્ત,
અસ્તવ્યસ્ત છે જાત.

બદલાતી ઋતુઓનો પણ આવે નહિ અહીંયાં ખ્યાલ,
ઊંડી સમજણ કેરો બેઠો ખભા ઉપર વૈતાલ,
વ્યર્થ વારતા સાંભળતા સહુ વીત્યા જનમ છે સાત,
અસ્તવ્યસ્ત છે જાત.

## કાળનું જળ

ઉશનસ્

પલપલ, પલપલ
કાળું ભમ્મર કાળનું રે જળ
નિસ્તટ નિસ્તલ જાય છે વહી આગળ આગળ...
આગળ-આગળ...

કોઈને આરે કોઈને ઘાટે
રોકાયે નહીં કોઈને માટે
કોઈનેયે ઘર આઘીયે પલ
લાખ ભીડો દઈ બારણે સાંકળ,
લાખ ભીડો દઈ પાછળ ભોગળ
કાળનું રે જળ જાય છે વહી કેવળ આગળ,
આગળ આગળ...

ઈતિહાસના જથા, પુરાણ પ્રથા, સ્મરણ કથા;
બધું જ વૃથા, કેવળ વૃથા;
કશું જ ના રહે પાછળ, પાછળ;
પાછળ રૂહે તે કેવળ રે છળ, કેવળ રે છળ,
કાળનું રે જળ જાય છે વહી કેવળ આગળ,
કેવળ આગળ -

પાનખરે જે પાંદડાં ખરે ખરખર, ખરખર
એટલીયે નહીં એની કલકલ, એની ખળખળ
કાળનું રે જળ
કેવળ નિઃસ્વર મૂંગુંમંતર
જાય છે વહી આગળ આગળ
આગળ, આગળ....



## મેહુલિયો

પિનાકિન્ ઠાકોર

મેહુલિયો વર્ષાની ચૂન્દડીનો પાલવડો ઝરમર
સરકતો રાખે;
છલકાતી છાલકથી માદક શી મસ્તીભરી;
ઘડી ઘડી ઉઘાડી મુખડાની મોહિની ઝાંખે.
મેહુલિયો૦

વાદળિયા વ્હાલપની વરસાદી નીતરી,
પારદર્શક પાણીનાં પાતળિયાં પોત ધરી;
માટીની માયાવી મોંઘેરી મ્હેંક ભરી,
વાહુલિયે ચેતનાની છાયાથી ચીતરી;
છાંયડાને તડકાની લાજુડાં હાસથી મલકાતા હોઠની
મારકણી મોહકતા આંખે...
મેહુલિયો૦

આભલાના ચમકારે રૂપ ઘેરી રમણી,
ધરતી લજાય એવી લાલપ સોહામણી;
રોમરોમ કમ્પ્યા તે અઙ્કુર થઈ ફૂટ્યા,
વ્હાલપના વ્હાલ-મધુર વાયરા વછૂટ્યા :
લીલીછમ ઓઢણી લ્હેરતી લજામણી લીલેરા દરિયા
તે તરતા તરઙ્ગની પાંખે.
મેહુલિયો૦

મેહુલાની ચૂમી મઢેલ મુખડું ધરતીનું,
લાલી ગુલાબી રઙ્ગરમતીલી ભરતીનું,
ભાવો પલટાય ભાવિ શમણાંની આશમાં,
પડઘા પડે સાતરઙ્ગી આકાશમાં
હૈયે છલકાય લ્હેર લાગણી રે રાગણી,
શમણાંની શોભન્તી કાળજાની કામણની
ક્ષિતિજોની ઝાંખમાં રાખે.
મેહુલિયો૦

## સમ્પત્તિ

યોસેફ મેકવાન

સમ્પત્તિની બર્ફીલી ચટ્ટાન પરથી
માણસ ગબડે છે ત્યારે
રક્ત સ્કીઇઙ્ગ કરે છે !

સમ્પત્તિનાં જળ
દયાની નહેરોમાંથી
દાન-ફણ્ડફાળા રૂપે વહે છે
સહાયનું રૂપ લઈ
ત્યારે પેલાં ચરતાં ઘેટાં-બકરાંને
વધ માટે ઉછેરાય છે
એ'વી લાગણી થાય છે !

સમ્પત્તિનાં ખાતર
અબુધ-અજ્ઞાન ખોપરીઓનાં ખેતરોમાં
વાવવામાં આવે છે
ને એ લોકો લોહી ઉગાડે છે
પછી ભરપેટ એનો ઉત્સવ ઊજવે છે શહેરો !

સમ્પત્તિને
માણસ ઓઢે છે, પહેરે છે, સૂજે છે, ધજે છે,
ભજે છે
ને એ'માં ને એ'માં ઓગળે છે.
સમ્પત્તિ એ ઈશ્વરને છાંટવાનું અત્તર છે
ને એ જ
વિશ્વનું એકમાત્ર બખડજન્તર છે !



## વચ્ચે

સતીન દેસાઈ

સતત કૈંક વીંઝાય અણસાર વચ્ચે
સતત મ્હોરવાનુંયે તલવાર વચ્ચે !

ત્હને પામવાની રમત સાવ સ્હેલી,
પડું, આથડું કોક દીવાર વચ્ચે !

મનોમન ખીલે ને ખરે ત્યાં જ એ પણ,
નિરાધાર ક્યાં છે નિરાકાર વચ્ચે !

યુગોથી ઉઘાડી છે દશ્યોની બારી
બીડી ક્યાં શકું છું હું અન્ધાર વચ્ચે !

ધબક શ્વાસશ્વાસે વમળ ધૂમ્ર ગોટા
જુઓ કેવું પલળે છે અઙ્ગાર વચ્ચે !

તળે છેક પ્હોંચ્યા સમાધિના શ્વાસો,
અતલ એ જ બાકી છે સઞ્ચાર વચ્ચે !

રઝળતી, ઘૂઘવતી ને અફળાતી સદીઓ
ન આ પાર હોવું ન એ પાર વચ્ચે !

## શબ્દ

રાજેન્દ્ર શાહ

નીડેથી કોઈ સહસા નિજ પાંખ વીંઝી
ઊડે વિહઙ્ગ રમણે નભમાં વિશાળ;
જો, એમ શબ્દ ટહુકે ઉર-ગહ્વરેથી,
શ્રોતા હું, ચિત્ત મુજ રઞ્જિત એ જ છન્દે.



## ત્હમે પામો

સતીન દેસાઈ

કોઈ અશબ્દ નિરાકારને ત્હમે પામો,
અપાર ઝળહળી અન્ધાર ત્હમે પામો.

સઘન નથી જ સ્વયં નિરન્તર એ
અકળ તમામના સઞ્ચારને ત્હમે પામો.

સ્વરો ન કોઈ ગવાશે, ન રાગ છેડાશે,
કશે વિલુપ્ત થૈ ઝબકારને ત્હમે પામો.

પમાય એ'વું બધું હાથવેંત રહી જાશે,
ન પામવાની પળે પારને ત્હમે પામો.

ઉઘાડ-બન્ધને ક્યાં આંખ દ્વાર દિશ કોઈ,
પ્રદીપ્ત મૂળના ઝબકારને ત્હમે પામો.

અવાજ નાદ નિનાદોને સઙ્કરી શકશે.
સ્વરોમાં સ્પર્શના આકારને ત્હમે પામો.

વણી શકાશે ત્હમે મનની આરપાર રહો
ચણી ચણાય ના દીવાલને ત્હમે પામો.

અનન્ત અન્તનાં રેખાઙ્કનોને ભેદીને,
વહે સળઙ્ગ તે ધબકારને ત્હમે પામો.

ત્યજીને શ્વાસ કશે માંડવાના હોય ચરણ,
ચરણ મુકાય તે પગથારને ત્હમે પામો.

રહે અપૂર્ણ નિરાધાર દ્વાર દ્વારોમાં,
ન દ્વાર તાકો ન દીદારને ત્હમે પામો.



## દેખાડો

— મનસુખ લશ્કરી

મ્હારે માટે
ફોલીને
છોલીને
સમારી-સુધારીને
કે છાલ ઉતારીને
શબ્દો
લઈ આવતા નહીં !
હું એટલો બીમાર નથી.



પાણી હજીયે છે
આંખ્યુંની ભીતર
ઉગાડી લ્યો પીડા
હજી તમ-ત્હમારે



પ્રશ્નની મુસાફરી
બસ હોય છે
ઉત્તર તરફ.

## શબ્દ

પીયૂષ પરડવા 'જ્યોતિ'

અનાહત ગુહાથી સર્યો શબ્દ મ્હારો,
નિરન્તર થઈને દ્વિગુણ ગુઞ્જનારો,
થશે વિશ્વ-અવકાશમાં ઘૂમનારો.

## ઝાંખુંપાંખું

રાજેશ વ્યાસ

હવે ઘૂઘવે છાતીએ થઈને દરિયો,
હતું ચિત્રમાં જે ઝરણ ઝાંખુંપાંખું.

હશું કોક જન્મે ઘૂમ્યા સર્વ ખણ્ડે
જગાએ જગાનું સ્મરણ ઝાંખુંપાંખું.

અ'મે પોપની ટાઢમાં જળની મધ્યે,
રહ્યા જાગતા લઈ કિરણ ઝાંખુંપાંખું.

ગયું જે કંઈ એ રહ્યું સ્વપ્ન રૂપે,
હવે જીવવું એય પણ ઝાંખુંપાંખું.

મળી આંધળી મા અને લાખ ડૂસકાં,
કર્યું યાદ જ્યાં બાળપણ ઝાંખુંપાંખું

## પછી

રાજેશ વ્યાસ

રૂંવાડું ન ફરકે, ન ધ્રુસકાંય હોઠે,
પછી દુઃખ સઘળાં પડ્યાં એમ કોઠે.

બધે ટેસથી ગઈ - વગાડી જુદાઈ,
હતું કે પછીથી નહીં ક્યાંય ગોઠે.

પછી વેશ નરસિંહ, ગાલિબ સુધીના,
હતું જીવવું કોઈ ને કોઈ ઓઠે.

અનુવાદ એ'ના થયા સૌ ગઝલમાં,
કહી ના શક્યો તે ત્હને વાત મોઢે.

'પછી'નો ફરક શું વિગતવાર લખવો ?
પડે છે અહીં સાંજ ત્યાંના પરોઢે.

## પ્રશ્ન-પ્રતિઘોષ

દીપક ત્રિવેદી 'દીપ'

મીણબત્તી હોય તો સળગાવીએ —
આ ક્ષણોને કેમ કરતાં બાળીએ ?

લો, અમારી આંખ તો મીંચાઈ ગઈ,
પણ બધાં સપનાં કહો ક્યાં ઢાળીએ ?

તું પ્રગટતો હોય તો આ છાતીએ
મોરપીંછાંનું નગર ત્રોફાવીએ !

એક અઙ્ગૂઠે કરી'તી યાચના —
બોલ, કેવા શબ્દને પ્રગટાવીએ ?

વીજળી જેવું ચમકશે આંખમાં —
'દીપ' સાથે કોઈને અથડાવીએ !

## ક્યાં સુધી

જયેશ દવે

વેદના થઈને ગગનની નીતરું હું ક્યાં સુધી ?
મીણ લૈને આ સૂરજને ચીતરું હું ક્યાં સુધી ?

આંતરી લે છે મ્હને આ કાચઘરના આયના,
બિમ્બ થઈને કાચમાંથી પીગળું હું ક્યાં સુધી ?

ગામમાં ઘોંઘાટ છે લીલા શબદનો ચોતરફ,
પાનખરની ચીસ થૈને નીકળું હું ક્યાં સુધી ?

બન્ધ દરવાજા અહીં છે સૌ નદીઘરના છતાં
પાછળ પડેલી તરસને હું છેતરું તો ક્યાં સુધી ?

## છતાં

જગદીશ ત્રિવેદી

તું મ્હને
ધિક્કારે છે —
તરછોડે છે મ્હને
ડગલે ડગલે —
એટલો જ આવતો જાય છે
તું મ્હારી નિકટ
નિકટતમ.
ત્હારા આલીશાન મહેલના લોખણ્ડી બારા
તોતિઙ્ગ તાળાં ભીડીને
પાછો ફરવા જાય છે તું જ્યાં —
મ્હને ત્હારા મહેલમાં જોઈને
ભભૂકી ઊઠે છે રૂંવે રૂંવે તું !
તારાથી સુદૂર જવા
હુંય ઉત્સુક
છતાં —

## કરવત

જગદીશ ત્રિવેદી

મ્હને
ત્હેં બુદ્ધિનું કરવત ગ્રહાવી કર મહીં,
ફસાવ્યો,
વ્હેરું છું ટુક ટુક મ્હને
કૈંક યુગથી.



## બધું જ કામ છોડી

સંસ્કૃતિરાણી દેસાઈ

સુસ્ત બની ગયો છે જ્વાળામુખી
બધું જ કામ છોડી
સિગારેટના ધુમાડાનાં ચકરડાં બનાવવાનો
પ્રયત્ન કરતો
ક્યારનો ઊભો રહી ગયો છે એક જ જગ્યાએ,
તેમાં જ મશગૂલ થઈ.
તળેટીમાં ઊભા છે ન્હાના ન્હાના 'અર્ચિન'
જેવા તાડ ડોક કરી ઊંચી
ધુમાડાનાં ચકરડાં નીકળવાની રાહ જોતાં
જ્વાળામુખીની એકગ્રતા ન તૂટે
એટલે ઊભા છે ક્યારના હાલ્યાચાલ્યા વગર,
લાંબી થઈ ગઈ છે તેમની ડોક.
જ્વાળામુખીની ખાસ વિનન્તીથી ઊભું રહી ગયું
છે ઝરણું
બરોબર ગોઠવાઈને બેસી ગયું છે જલતરઙ્ગો વગર
ક્યારનું તળાવ બની
એ ક્ષણનો ફોટો પાડી લેવા
ઊભા રહી ગયેલા જ્વાળામુખીમાંથી તે જ વખતે
નીકળતા અર્ધવર્તુળાકારને,
ખેંચાઈ ગયેલી ડોકવાળા તાડ
અને ફોટોગ્રાફર ઝરણાને
ઝડપી લીધી મેં મારા ફોટાની ફ્રેમમાં.



## પત્રમાં

સુધીર પટેલ

ક્યારેક મૃગજળ તો કદી હો પત્રમાં,
અક્ષર બધા ઉપસાવતા સન્દેહ પત્રમાં.

આંખો વડે સ્પર્શી મ્હને પામી શકો હજી,
છે ભાવ-વાચક શબ્દરૂપે દેહ પત્રમાં !

ક્યાં કોઈ દિવસ રૂબરૂમાં શક્ય એ બને ?
તું જાત કર ખુલ્લી તજીને શેહ પત્રમાં !

કૈં લાગણી જૌહર કરે એમાં કૂદી કૂદી,
ભડભડ બળે છે શબ્દની જો ચેહ પત્રમાં !

— ને રાખી અધ્યાહાર લિખિતજ્ઞને 'સુધીર',
જીવન મહીં તો ઠીક, દીધો છેહ પત્રમાં !

## હવે તો હું જ છું

જિતુ ત્રિવેદી

શાખશાખે લૂમ છું
આવ તું, ફળદ્રુપ છું.

હું નશાનું પૂર છું
કેમ કે અઙ્ગૂર છું.

ઝાંઝવાં પાછળ ન જા
એક તોપણ બુન્દ છું.

ઊંટ થઈ દોડ્યા કરું
હું તરસથી દૂર છું.

હું મ્હને શોધું સતત
એટલે તો ગુમ છું

દર્પણો ફૂટી ગયાં
લ્યો હવે તો હું જ છું.

## On the Pulse of Morning

Maya Angelou

A Rock, A River, A Tree,
Hosts to species long since departed,
Marked the mastodon.
The disnosaur, who left dry tokens
Of their sojourn here
On our planet floor,
Any broad alarm of their hastening doom
Is lost in the gloom of dust and ages.
But today, the Rock cries out to us, clearly, forcefully,

Come, you may stand upon my
Back and face your distant destiny,
But seek no haven in my shadow.
I will give you no hiding place down here.

You, created only a little lower than
The angels, have crouched too long in
The bruising darkness,
Have lain too long
Face down in ignorance.
Your mouths spilling words
Armed for slaughter.
The Rock cries out to us today, you may stand upon me,
But do not hide your face.

Across the wall of the world,
A River sings a beautiful song,
It says, come, rest here by my side,
Each of you a bordered country,

## નવઉષાના સ્ફુરણ ટાણે

રજનીકાન્ત પચ્ચોળી

આ ખડક, સરિતા અને આ વૃક્ષ
અહીં સાક્ષી ઊભાં છે.
મહાકાય માસ્ટોડોન, ડાયનોસૉર ને એ'વી બધી
હસ્તી અહીં વિહરી, રમી મે'લી ગઈ અવશેષ તેનાં
ભૂખણ્ડના આ પટ ઉપર,
વિનાશની એ વેદનાના કરુણરવ
કાળના પેટાળમાં અવસાન પામ્યા.
આ ખડક, સરિતા અને આ વૃક્ષ
અહીં સાક્ષી ઊભાં છે.

પણ ખડક તે નિમન્ત્રે છે આજ આપણને :
"ભૂખણ્ડના આ પટ ઉપર આવો
વધાવો ભાગ્યને પુરુષાર્થથી
ખુલ્લા મને, ખુલ્લા દિલે મહેનત કરો
આળસુ ને કામચોરોને ન આશ્રય આંહીં મળશે.
ઊઠો, શરમ છોડો, ત્હમે બહુ દુઃખ વેઠ્યાં છે;
નથી ઊણા ત્હમે કંઈયે
ત્હમે દેવાંશુ છો સન્તાન પ્રભુનાં.
અજ્ઞાનના અન્ધારની આ પાર આવો
હિંસા તજીને નવજીવનપન્થે પળો !"

વિશ્વની દીવાલ ભેદીને
સરિત્ પોટોમેક સ્વર ગાય છે :
"આવી મળો આ હરિત કાંઠે
ઓ પ્રવાસી વિશ્વના, દેશી, વિદેશી
ગુઝ્ળાતા સરહદોની જાળમાં;
લોભલાલચને લીધે ખેડાયેલાં
યુદ્ધના ઓથારથી ભાંગ્યાંતૂટ્યાં
માનવીઓ અહીં તરી આવી ચડ્યાં.

Delicate and strangely made, proud,
Yet thrusting perpetually under siege.
Your armed struggles for profit
Have left collars of waste upon
My shore, currents of debris upon my breast.
Yet, today I call you to my riverside,
If you will study war no more. Come
Clad in peace and I will sing the songs
The Creator gave to me when I and the
Tree and the rock were one.
Before cynicism was a bloody sear across your
Brow and when you yet knew you still
Knew nothing.
The River sang and sings on.

There is a true yearning to respond to
The singing River and the wise Rock.
So say the Asian, the Hispanic, the Jew,
The African, the Native American, the Sioux,
The Catholic, the Muslim, the French, the Grek,
The Irish, the Rabbi, the Priest, the Sheikh,
The Gay, the Straight, the Preacher,
The privileged, the homeless, the Teacher.
They all hear
The speaking of the Tree.

They hear the first and last of every Tree
Speaks to humankind today. Come to me, here
beside the River,
Plant yourself bedise the River.
Each of you, descendant of some passed
On traveler, has been paid for.
You, who gave me my first name, you
Pawnee, Apache, Seneca, you

આવ્યાં ભલે, આવો હરિત કાંઠે અહીં
છે યુદ્ધનો વિરામ અહીં, રહો શાન્તિથી.

તે શાન્તિ જે પહેલાં હતી,
ત્હમારા મૂલ્યહ્રાસી આગમન પૂર્વે હતી,
પ્રભુએ દીધેલી શાન્તિ.
આ વૃક્ષ ને આ ખડક ને હું સરિત જેમાં
લહેરથી રહેતાં હતાં."

યુગોયુગોના અનુભવનું જ્ઞાન ધારે છે ખડક આ
ને સરિત આ પ્રેમથી
આવકારે છે ત્હમોને
ઓ એશિયાવાસી,
સ્પેનવાસી ને યહૂદી, આફ્રિકી
આદિવાસી અમરિકી ને સ્યૂ પ્રજા
ખ્રિસ્તી કૅથલિક, મુસ્લિમ, ફ્રૅંસિસી ને
ગ્રીસવાસી આયરિશ ને રબ્બાય ગુરુ ને પાદરી
સજાતીય પ્રેમપન્થી ને વિજાતીય, શેખ અરબી
સન્નદ્ધ ને ગૃહહીન, અધ્યાપક સહુ
સાંભળો આ વૃક્ષની વાણી વહે જે મર્મરે :

"આમ આવો આ સરિત્તીરે
અહીં રોપો ત્હમારી જાતને
સન્તતિ છો સૌ ત્હમે ભૂલ્યા મુસાફરની
અહીં હવે સુખથી રહો
ત્હમે જ તો આ નામ પાડ્યાં છે
અમારાં - વૃક્ષનાં -
પૉની પ્રજા ને અપાચી
ને વળી સેનેક
ચિરોકી બહાદુર — આ છાંય નીચે ઊછર્યાં.
ને સ્વર્ણ-લાલચમાં પડી વૃક્ષો હણ્યાં.
ઓ તુર્ક, આરબ, સ્વીડ, જર્મન, એસ્કિમો ને સ્કોટ
ને અશાન્ત આફ્રિકી
યોરુબા ને ક્રૂ બધા

Cherokee Nation, who rested with me, then
Forced on bloody feet, left me to the employment of
Other seekers—desperate for gain,
Starving for gold.
You, the Turk, the Arab, the Swede, the
German, the Eskimo, the Scot...
You, the Ashanti, the Yorba, the Kru, brought,
Sold, stolen, arriving on a nightmare
Praying for a dream.
Here, root yourselves beside me.
I am that Tree planted by the River,
Which will not be moved.
I, the Rock, I the River, I the Tree,
I am yours—your Passages have been paid.
Lift up your faces, you have a piercing need
For this bright morning dawning for you.
History, despite its wrenching pain,
Cannot be unlived, and if faced
With courage, need not be lived again.

Lift up your eyes upon
This day breaking for you.
Give birth again
To the dream.

Women, children, men,
Take it into the palms of your hands
Mold it into the shape of your most
Private need. Sculpt it into
The image of your msot public self.
Lift up your hearts.
Each new hour holds new chances
For new beginnings
Do not be wedded forever

સોદાગરો, સોદા થયેલા બન્દીઓ
વેચાયેલા ને વેચનારા
— સર્વે અહીં બસ એક સ્વપ્ને રત છો.

ખોડો તમારી જાતને આ નદીકાંઠે
ઊગ્યાં ઝાડની જેમ..
હું અમર તે વૃક્ષ છું
જડથી ઉખાડી ના શકો.
આ ખડક, સરિતા અને આ વૃક્ષ હું
આપણે સૌ એક થઈ અહિંયાં ઊભાં.
સમ્મુખ ઊભાં તે નવ ઉષાનાં
તેજકિરણોને વધાવો.
દુઃખદ છે ઇતિહાસ તે ભૂલ્યા વિના
હિમ્મતથી જીવન જીવશું તો
દુઃખનો વારો ન પાછો આવશે.
નેત્ર ખોલીને વધાવો તેજકિરણો
જન્મ આપો
નવયુગીન એક સ્વપ્નને...

હે સ્ત્રીઓ, હે બાળકો, હે માનવો
તે સ્વપ્નને આકાર આપો
લો હથેળીમાં ધરીને
તે સ્વપ્ન [illegible]
તમારી [illegible] ઇચ્છિતોનું...

આનન્દ પામો હે જનો
હર ઘડીમાં હર નવી સમ્ભાવના
તક નવી, પ્રસ્થાન નવલાં !
ભયબન્ધનો છોડી ઊઠો
ઢોર જેવા થઈ પડ્યા રહેવું હવે નહીં પાલવે.

ક્ષિતિજ પર આવી નડક કે છે જગા
નવ પદાર્પણ માંડવા
શુભ દિવસ આ શુભ ઘડી

To fear, yoked eternally
To brutishness.

The horizon leans forward,
Offering you space to place new steps of change.
Here, on the pulse of this fine day,
You may have the courage
To look up and out and upon me, the
Rock, the River, the Tree, your country.
No less to Midas than the mendicant.
No less to you now than the mastodon then.

Here, on the pulse of this new day
You may have the grace to look up and out
And into your sister's eyes and into
Your brother's face, your country,
And say simply Very simply,
With hope, Good morning.

ઉત્કણ્ઠ થઈ સામે જુઓ
આ ખડક, સરિતા અને આ વૃક્ષ
આ ત્હમારો દેશ છે
— માયડાસ જેવો છે

જેને અડે છે હાથ તે સોનું થશે —
પણ કોણ સોનું ખાય છે ?
તે જીવતો ભિક્ષાટને.
આ દેશ
જેટલો મહાકાય માસ્ટોડોનનો
તેટલો છે તમ બધાંનો, જાણજો !

આ નવ ઉષાના સ્ફુરણ ટાણે
પ્રેમથી નજદીક આવો
ભાઈબહેનો,
આંખમાં આંખો પરોવી
એકબીજાને અભિનન્દો
ઊગ્યું નવું આ સુપ્રભાત !"

...કવિની પ્રતિભા ઊંડી હોય છે તો તેનું ગાન જ, તેના સૂક્ષ્મ હૃદય અનુભવો જ જગત માટે પરમ દર્શન બની જાય છે.

પરમ દર્શનને આપણે આથી પણ વધારે અર્થમાં કવિતામાં ઘટાડી શકીએ છીએ. દર્શન એટલે જીવનનો સમન્વય, ઉકેલ, અને બન્ધમાંથી મુક્તિના માર્ગની આંકણી. પોતે જે કંઈ જોયું તે તેવી જ રીતે બીજાને બતાવવું એ જ બસ નથી. પણ એ જોયેલામાં જોનાર કઈ વિશેષતા બતાવે છે એ જરૂરનું છે. દરેક કવિમાં એક કાળે આ દર્શનની દૃષ્ટિ ખૂલે જ છે. એવો એકે સાચો કવિ નથી જે છેવટે દૃષ્ટા ન બન્યો હોય. કવિતા એની ઊંચી ભૂમિકાએ ચડી છેવટે તત્ત્વજ્ઞાન સાથે હાથ મિલાવી લે છે. એ તત્ત્વનું દર્શન જ જગતને ઘડે છે, જીવનના પ્રવાહોને પલટી નાખે છે, જીવનની મન્દતાને વેગીલી બનાવી દે છે, અને સૃષ્ટિ પર નવરચના પ્રગટાવે છે.

— સુન્દરમ્

# કવિ બિલ્હણકૃત ચૌરપઞ્ચાશિકા

અનુ : રાજેન્દ્ર શાહ

अद्यापि तां कनकचम्पकदामगौरीं
फुल्लारविन्दवदनां तनुरोमराजिम् ।
सुप्तोत्थितांमदनविह्वलतालसाङ्गीं
विद्यां प्रमादगुणितामिव चिन्तयामि ॥ १ ॥

અદ્યાપિ તે કનક-ચમ્પક-માળ ગૌરી,
ઉત્ફુલ્લ પદ્મ-વદના, મૃદુ રોમવાળી,
સૂતેલ જાગી રતિથી શ્લથ ગાત્રની જે -,
વિદ્યા પ્રમાદ- પરિણામ સમી, સ્મરું હું. ૧

अद्यापि तां शशिमुखीं नवयौवनाढ्यां
पीनस्तनीं पुनरहं यदि गौरकान्तिम् ।
पश्यामि मन्मथशरानलपीडिताङ्गीं
गात्राणि संप्रति करोमि सुशीतलानि ॥ २ ॥

અદ્યાપિ તે શશિમુખી નવયૌવનાને,
તે ગૌરકાન્તિ-સ્તનભાર-વતી પ્રિયાને,
હેરું ફરી સ્મર-શરાગ્નિથી પીડિતાને,
તો સર્વ ગાત્ર કરું શીતલ સદ્ય, હાવાં. ૨

अद्यापि तां यदि पुनः कमलायताक्षीं
पश्यामि पीवरपयोधरभारखिन्नाम् ।
संपीड्य वाहुयुगुलेन पिवामि वक्त्र
मुन्मत्तवन्मधुकरः कमलं यथेष्टम् ॥ ३ ॥

અદ્યાપિ પદ્મનયના લહું જો ફરીથી,
જે ક્લાન્ત પીવર પયોધર-ભારથી તે,
તો ભીડી બેઉ ભુજમાં કરું વક્ત્ર-પાન, -
ઉન્મત્ત ભૃઙ્ગ જ્યમ કઞ્જતણું - યથેષ્ટ. ૩

अद्यापि तां निधुवनक्लमनिःसहाङ्गी
मापाण्डुगण्डपतितालककुन्तलालिम् ।
प्रच्छन्नपापकृतमन्थरमावहन्तीं
कण्ठावसक्तमृदुवाहुलतां स्मरामि ॥ ४ ॥

અદ્યાપિ જે ન સુરતશ્રમને સહે ને
ધોળા કપોલ પર શ્યામલ વ્યસ્ત કેશે
પ્રચ્છન્ન પાપ થકી મન્થર કમ્પતી જે
કણ્ઠે ધરી કર સુકોમળ, તે સ્મરું હું. ૪

अद्यापि तां सुरतजागरघूर्णमान
तिर्यग्वलत्तरलतारकमायताक्षीम् ।
शृङ्गारसारकमलाकरराजहंसीं
व्रीडाविनम्रवदनामुषसि स्मरामि ॥ ५ ॥

અદ્યાપિ તે સુરત-જાગરણે અજમ્પ,
જેની રહી નજર લોલ દગે અપાઙ્ગ,
કેલીગૃહે - કમલને સર રાજહંસી -,
વ્હાણે ઢળેલ મુખ લજ્જિત, તે સ્મરું હું. ૫

अद्यापि तां यदि पुनः श्रवणायताक्षीं
पश्यामि दीर्घविरहज्वरिताङ्गयष्टिम् ।
अङ्गैरहं समुपगुह्य ततोऽतिगाढं
नोन्मीलयामि नयने न च तां त्यजामि ॥ ६ ॥

અદ્યાપિ, જો શ્રવ-સુદીર્ઘ-દગા ફરીથી
ન્યાળું, પ્રલમ્બ વિરહે જ્વરતપ્ત બાલા,
આલિઙ્ગને દઢ ધરી રહું અઙ્ગ અઙ્ગ,
ના ખોલું હું નયન, ને અળગી કરું ના. ૬

अद्यापि तां सुरतताण्डवसूत्रधारीं
पूर्णेन्दुसुन्दरमुखीं मदविह्वलाङ्गीम् ।
तन्वीं विशालजघनस्तनभारनम्रां
व्यालोलकुन्तलकलापवतीं स्मरामि ॥ ७ ॥

અદ્યાપિ તે સુરત-તાણ્ડવ સૂત્રધારી,
પૂર્ણેન્દુ-સુન્દર મુખી, મદ-વિહ્વલાઙ્ગી,
તન્વી વિશાળ-જઘના, સ્તનભાર નમ્રા,
વિક્ષિપ્ત કુન્તલ-કલાપવતી સ્મરું હું. ૭

अद्यापि तां मसृणचन्दनपङ्कमिश्र
कस्तूरिकापरिमलोत्थविसर्पिगन्धाम् ।
अन्योन्यचञ्चुपुटचुम्बनलग्नपक्ष्म
युग्माभिरामनयनां शयने स्मरामि ॥ ८ ॥

અદ્યાપિ જે મૃદુલ ચન્દન લેપ સઙ્ગ
કસ્તૂરિકાતણી સુગન્ધ રહી વહાવી,
અન્યોન્યને અધર-ચુમ્બન બન્ધ જેનાં
છે પક્ષ્મ, તે સુનયના શયને, સ્મરું હું. ૮

अद्यापि तां निधुवने मधुपानरक्तां
लीलाधरां कृशतनुं चपलायताक्षीम् ।
काश्मीरपङ्कमृगनाभिकृताङ्गरागां
कर्पूरपूगपरिपूर्णमुखीं स्मरामि ॥ ९ ॥

અદ્યાપિ જે રતિ સમે મધુપાન-રક્તા,
લીલૌષ્ઠ ને ચપળ નેત્રવતી કૃશાઙ્ગી,
છે અઙ્ગરાગ કીધ કેસર-કસ્તુરીથી,
ને પૂગ કર્પૂરભળી મુખમાં, સ્મરું તે. ૯

अद्यापि तत्कनकगौरकृतागरागं
प्रस्वेदविन्दुविततं वदनं प्रियायाः ।
अन्ते स्मरामि रतिखेदविलोलनेत्रं
राहूपरागपरिमुक्तमिवेन्दुबिम्बम् ॥ १० ॥

અદ્યાપિ જે કનક-પાણ્ડુર લેપવાળી
જેનાં રતિ-શ્રમ-વિચઞ્ચલ લોચનો, તે
પ્રસ્વેદ બિન્દુથકી પૂર્ણ પ્રિયાનું આસ્ય,
જે રાહુમુક્ત વિધુબિમ્બ સમું - સ્મરું તે. ૧૦

अद्यापि तन्मनसि संपरिवर्तते मे
रात्रौ मयि क्षुतवति क्षितिपालपुत्र्या ।
जीवेति मङ्गलवचः परिहृत्य कोपात्
कर्णे कृतं कनकपत्रमनालपन्त्या ॥ ११ ॥

અદ્યાપિ આવતી વળીવળી ચિત્તમાં તે,
રાત્રે મ્હને છીંક થતાં, ક્ષિતિપાલપુત્રી,
'જીવો' ન એમ શુચિ વેણ વદન્ત કોપે;
કર્ણે ધરે કનકપત્ર, રહી અબોલ. ૧૧

अद्यापि तत्कनककुण्डलघृष्टगण्ड
मास्यं स्मरामि विपरीतरताभियोगे ।
आन्दोलनश्रमजलस्फुटसान्द्रविन्दु
मुक्ताफलप्रकरविच्छुरितं प्रियायाः ॥ १२ ॥

અદ્યાપિ કુણ્ડલથી ઉજ્જ્વલ તે કપોલ;
ને આસ્ય તે પ્રિયનું જે વિપરીત યોગે -
આન્દોલન-શ્રમથી, મૌક્તિકના સમૂહ -
શાં સ્વેદબિન્દુથકી સોહી રહ્યું, સ્મરું હું. ૧૨

अद्यापि तत्प्रणयभङ्गुरदृष्टिपातं
तस्याः स्मरामि रतिविभ्रमगात्रभङ्गम् ।
वस्त्राञ्चलस्खलनचारुपयोधरान्तं
दन्तच्छदं दशनखण्डनमण्डनं च ॥ १३ ॥

અદ્યાપિ તે પ્રણય- ચઞ્ચલ દૃષ્ટિપાત,
ને કેલિ-નન્દમહીં ગાત્રની ભઙ્ગિ રમ્ય,
જાતાં સરી વસન પીન કુચ-પ્રદેશ,
ને દન્તચિહ્ન અધરે, હું સ્મરન્ત એનાં. ૧૩

अद्याप्यशोकनवपल्लवरक्तहस्तां
मुक्ताफलप्रचयचुम्बितचूचुकाग्राम् ।
अन्तः स्मितोच्छ्वसितपाण्डुरगण्डभित्तिं
तां वल्लभामलसहंसगतिं स्मरामि ॥ १४ ॥

અદ્યાપિ રક્ત કર વઞ્જુલ કૂંપળો શા,
મુક્તાની માળથકી ચુમ્બિત તે સ્તનાગ્ર,
મન્દ સ્મિતે પુલક પાણ્ડુ કપોલ-કેરી,
ને સંસ્મરું ગતિ મરાલ સમી, પ્રિયાની. ૧૪

अद्यापि तत्कनकरेणुघनोरुदेशे
न्यस्तं स्मरामि नखरक्षतलक्ष्म तस्याः ।
आकृष्टहेमरुचिराम्बरमुत्थिताया
लज्जावशात्करधृतं च ततो व्रजन्त्याः ॥ १५ ॥

અદ્યાપિ સ્વર્ણરજ રઞ્જિત ઊરુ-દેશે
એના, કરેલ નખરક્ષત ચિહ્ન જોયાં
મ્હેં, હેમશું રુચિર અમ્બર ખેંચતાં, ને
લજ્જાથી તે ધરી કરે, જતી; તે સ્મરું હું. ૧૫

अद्यापि तां विधृतकज्जललोलनेत्रां
पृथ्वीं प्रभूतकुसुमाकुलकेशपाशाम् ।
सिन्दूरसंलुलितमौक्तिकदन्तकान्ति
माबद्धहेमकटकां रहसि स्मरामि ॥ १६ ॥

અદ્યાપિ કાજળ ધરેલ વિલોલ નેત્ર,
ઊરુ-સ્તને વિપુલ, પુષ્પથી પૂર્ણ કેશ,
છે દન્તકાન્તિ શુભ મૌક્તિક શી, કરોમાં
છે હેમ-કઙ્કણ, હું તે સ્મરું છન્નયોગ. ૧૬

**(ક્રમશઃ)**

## સુધા

રાજેન્દ્ર શાહ

સુધા
            બોલતી વાણી કાલી કાલી;
આલતી કોમળ કરથી મ્હને તાલી તાલી.
થાળીને ફરે થાલી થાલી;
આવતું જતું હસતું એ'ને ખાલી ખાલી.
નચવતી હું ઝાલી ઝાલી;
ફૂલતું ફરાક એમ એ રહે ફાલી ફાલી.
રિસાઈ જાય રે ઠાલી ઠાલી;
બાગ-બગીચે ફરવા જંઈએ ચાલી ચાલી.
જોઈને એ'ની લાલી લાલી;
કેટલી બધી બધાંયને તે વહાલી વહાલી !

## સન્તૂ મોટો પન્તૂ

રા.શ.

સિલેટ લઈને બેઠો સન્તૂ,
જાણે મોટો હોય ન પન્તૂ,
ગ જેવો અક્ષર નહિ એકે,
લીટા દોરે, દોરી ચેકે !

હું જો એને શિખવાડું કંઈ,
તો પણ એ'નું મન માને નંઈ,
પોતાનું ચિતરેલું જોઈ,
હરખી હરખી નાખે ધોઈ.

ફરીફરીને ગોળ કુંડાળા,
કાળી પર ધોળાં રૂપાળાં;
ભલે ન પગ કે માથું છતાંયે,
ગણપતિની તે ફુન્દ જણાયે.

## સૌમિલ લાડકો

સુશીલા ઝવેરી

વાડકા પર વાડકો સૌમિલ મ્હારો લાડકો;
લાડકાને લ્હેર છે વરસાદની મહેર છે.
તાળા પર તાળું સૌમિલ બોલે કાલું,
કાલું કાલું બોલે ભાઈ, ભાવે એ'ને સીઝી મકાઈ.
મકાઈના એ દાણા ગણે પછી ચકીની જેમ ચણે;
ચણતાં ચણતાં પૂરું થાય, ચકલો એનો ગુરુ થાય.

તાળા પર તાળું સૌમિલ બોલે કાલું;
કાલું કાલું બોલે ભાઈ ભાવે એને બધી મીઠાઈ.
ગુલાબજામ્બુ, સૌમિલબાબુ હાથમાં તો મોટ્ટો જામ્બુ
ભાવે એને પેંડા, કરે એ બખેડા,
પેંડામાં છે કેસર; એક હતો વનેચર;
વનેચર વાંદરો, ઊતરે ચઢે દાદરો.
દાદરનાં પગથિયાં સાત, સૌમિલ કરે લાંબી વાત;
વાતમાં આવે મોર, સૌમિલ મિઠ્ઠો મોર.
મોર મીઠું ટહુકે, પાટી લઈને લખે;
પિપ્પી એને ભાવે, મામા એ'ના લાવે.

## નટડી ન્હાની

રાજેન્દ્ર શાહ

બા, જોને નટડી ન્હાની
રડી રહી ક્યારની
   છતાં તું કેમ ન રાખે છાની ?
આલ મ્હને એ'નો ઘૂઘરો
   કે ક્યાં છે તે બતલાવ :
આલ મ્હને તાસકમાં શીરો,
   કે તું એ ખવરાવ :
પછી તું જો...
   — બોખું હસતાં, કૌતુક એનાં તૂફાની.

## ચામાચીડિયું

રમેશ ત્રિવેદી

ઘરમાં જાણે ફરવા આવ્યું ચામાચીડિયું
સૌને કેવું મળવા આવ્યું ચામાચીડિયું !

ચારે બાજુ ચક્કર ભમતું ચામાચીડિયું,
અડકો-દડકો રમતું રમતું ચામાચીડિયું.

કાળું તો અન્ધારા જેવું ચામાચીડિયું,
લાગે ના કંઈ ડરવા જેવું ચામાચીડિયું.

સરરર કરતું જાણે તરતું ચામાચીડિયું,
વણથાકેલી પાંખે ફરતું ચામાચીડિયું.

રાત પડે કે જાગે કેવું ચામાચીડિયું !
દિવસ ઊગતાં ભાગે કેવું ચામાચીડિયું !

## ફૂલડાંનો ફાલ

માણેકલાલ પટેલ

આ ફૂલડાંનો ફાલ,
પલપલ દેતો વ્હાલ !

ખિલખિલ હસતાં રૂપ,
કિલેકિલ કરતાં ચૂપ;

કો રૂપેરી રજ્જ,
કો સોનેરી સજ્જ.

કળી કળીની કાય,
ફોરમ ફોરમ થાય !

## કાવડિયો મા'રાજ

બહેચરભાઈ પટેલ

કાવડિયો મા'રાજ ગામમાં
લાલ લૂગડાં ધારી,
ઘર ઘર આવે ભિક્ષા લેવા
નમન કરે નરનારી.

શ્રવણ સરખી ભક્તિ દાખવે
ભજતો જય જય રામ,
કાવડ મહીં ભગવાન રાખતો
જપતાં જાતા યામ.

ચપટી ચોખા, ઘીનો દીવો,
આપે માતા મ્હારી,
કાવડિયો મા'રાજ ગામમાં
લાલ લૂગડાં ધારી.

અમે છોકરાં બાવાજીને
કે'તાં જય જય રામ,
એ અમને પરસાદ આપતા
લેઈ રામનું નામ.

રોજ સવારે રામનામથી
શેરી ગુંજે મ્હારી,
કાવડિયો મા'રાજ ગામમાં
લાલ લૂગડાં ધારી !



# સાગર અને શશી

નલિન રાવળ

'સાગર અને શશી' કવિ કાન્તની પ્રસિદ્ધ રચના છે. ગુજરાતી કાવ્યસાહિત્યની કેટલીક ઉત્તમોત્તમ કૃતિઓમાં એનું અવિસ્મરણીય સ્થાન છે. અનેક દષ્ટિએ જેનું વિશ્લેષણ થઈ શકે અને છતાંય કંઈક વિશ્લેષાવું રહી જાય એવી રચનાઓમાં 'સાગર અને શશી'ની ગણના થાય છે. કાવ્ય પ્રથમ સ્પર્શે છે શબ્દ-ગત-અર્થગત-છન્દગત લયને કારણે. કાવ્યમાં લય એટલે જેમાં શબ્દ-છન્દ-અર્થ ત્રિવિધ સંસ્કારોનું એક આમૂલ રૂપાન્તર સધાયું હોય - શ્રુતિ, છન્દોલય અને ધ્વનિ રૂપે. કાવ્યમાં નર્યા લયનું કોઈ મહત્ત્વ નથી - મહત્ત્વ છે સાર્થલયનું. Significantrhythmનું. કાન્તની કવિતાનો એક મોટો મહિમા છે - વિશેષે કરી કાવ્યલેખનમાં પ્રવૃત્ત સૌ કોઈ માટે 'પૂર્વાલાપ'નું પઠન અનિર્વચનીય આનન્દનો પર્યાય લેખાય છે. પાઠક સાહેબની એક માર્મિક ઉક્તિ છે. — "છન્દ અને છન્દોભઙ્ગી એ કાવ્યભાવનાના શરીરનું નર્તન છે." — "પૂર્વાલાપ"ના સન્દર્ભમાં આ ઉક્તિનું રહસ્ય પમાય છે.

'પૂર્વાલાપ'ના છન્દોવિધાન, શબ્દસ્થાપત્ય અને વિલક્ષણ અર્થમાધુર્ય વિશે તેમ જ તેમાંની કેટલીક રચનાઓના પ્રાસ, અનુપ્રાસ અને અન્ત્યાનુપ્રાસ આદિની વિસ્તૃત સમજ માટે પાઠક સાહેબે કરેલી સૂક્ષ્મ વિચારણા અનિવાર્ય જોવી રહી.

'સાગર અને શશી'માં કલ્પનોત્થ લય સર્જનાત્મક લયનો અદ્ભુત વિનિયોગ થયો છે. અહીં શ્રાવ્ય auditory અને દશ્ય visual ગુણધર્મો પરસ્પર રૂપાન્તર પામી નવીન રસાયણરૂપે સમગ્ર કાવ્યાર્થને એવી રીતે રસે છે કે તેમાં કશીક ગૂઢતાનું તત્ત્વ પ્રવેશે છે. કાન્તની બે પ્રસિદ્ધ પઙ્ક્તિ છે. 'અનુભવતાણું ધ્યાનમાં ચિત્ર આવે' અને 'ચિત્ર સઙ્ગીત થાય.' અહીં ચિત્ર એટલે પ્રતિરૂપ Image દશ્યમુદ્રા. ચિત્તમાં આ દશ્યમુદ્રા સ્થિર થાય છે. બીજી અને મહત્ત્વની ભૂમિકાએ ચિત્ર સઙ્ગીતમાં પરિણમે છે. દશ્યમુદ્રા-દશ્યપ્રતિરૂપનું શ્રાવ્ય પ્રતિરૂપમાં પરિવર્તન થાય છે. કવિતાનું સઙ્ગીત વસ્તુતઃ કાવ્યાર્થનું ધ્વન્યાત્મક સ્વરૂપ છે. કાન્ત કાવ્યની પરમ ગતિનો સાક્ષાત્કાર સર્વસ્વને સારવતા નાદરૂપમાં કરે છે. એમના માટે પ્રયોજાયેલ આ પદ 'કોમલ કાન્ત પદાવલિ' આ અર્થમાં સાર્થ છે.

દરેક સમયને એના આગવા ગૃહીતો હોય છે. અર્વાચીન કવિતાના પ્રથમ સ્તબકના કવિજનોએ સ્વાભાવિક જ પ્રકૃતિજન્ય કલ્પનો આલેખ્યાં છે. કાન્ત, બળવન્તરાય અને ન્હાનાલાલે એકાધિક કાવ્યોમાં ચન્દ્ર, સાગર, સરિતા, કુસુમ આદિ કલ્પનોને પ્રયોજ્યાં છે. 'ભણકારા', 'શરદપૂનમ' અને 'સાગર અને શશી' આ ત્રણે રચનાઓમાં ઉક્ત કલ્પનોની ગતિ રૂપક-metaphorની દિશાની છે. - આ ક્ષણ પરાકાષ્ઠાની છે - આ ક્ષણે કાવ્ય અર્થચ્છાયાઓ ધારણ કરતું રસાનુભવના અનેક સ્તરે વિસ્તરે છે.

કાવ્યનો પાઠ સ્વર-વ્યઞ્જન આસ્ફાલનમાંથી પ્રકટતા લયસૌન્દર્યને પામવા અર્થે અનિવાર્ય છે કેમ કે કાન્તમાં તેનું તો મહત્ત્વ છે.

*આજ મહારાજ ! જલ પર ઉદય જોઈને*
*ચન્દ્રનો, હૃદયમાં હર્ષ જામે,*
*સ્નેહઘન, કુસુમવન, વિમલ પરિમલ ગહન*
*નિજ ગગન માંહી ઉત્કર્ષ પામે,*
*પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !*
*નવલરસ ધવલ તવ નેત્ર સામે !*

*જલધિજલદલ ઉપર દામિની દમકતી,*
*યામિની વ્યોમસર માંહી સરતી,*
*કામિની કોકિલા કેલિકૂજન કરે*
*સાગરે ભાસતી ભવ્ય ભરતી*

*પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !*
*તરલ તરણી સમી સરલ તરતી*
*પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી.*

કાન્તે કાવ્યને શઙ્કરાભરણ રાગની સંજ્ઞા આપી છે કેમ કે એક સઙ્ગીતકારે આ રાગમાં ગાન ગાયું હતું. — ન્હાનાલાલે પણ કાવ્યને શઙ્કરાભરણ રાગ ગણાવી વર્ણસઙ્ગીતને સામે રાખી ચર્ચા કરેલી જેનો પ્રતિવાદ નરસિંહરાવે કરેલો અને સાગર અને શશીના પદલાલિત્યનો અનુબન્ધ ઝૂલણા છન્દ સાથે જોડેલો, નરસિંહ મહેતાનું પદ :

*'નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યું,*
*તે જ હું તે જ હું શબ્દ બોલે'*

ઝૂલણા છન્દે સર્જેલો પ્રથમ ચમત્કાર છે. કાન્તે ઝૂલણા અને ભુજઙ્ગી છન્દની ચાલને તાકી છે. - અહીં પઙ્ક્તિએ પઙ્ક્તિએ જુદા લય એકમો છે. અહીં જે સઙ્ગીત - અર્થસઙ્ગીત છે તે લોકભાષાના અન્તરાલમાં વહે છે. એલિયટે કવિતાના સઙ્ગીતનો તે તે સમયની લોકભાષા સાથે અવિનાભાવી સમ્બન્ધ જોયો છે. The music of poetry then must be a music of its time. પણ કાવ્યમાં મહત્ત્વ છે કવિના વાગ્લયનું. 'સાગર અને શશી' કવિએ સર્જેલા પ્રશિષ્ટ વાગ્લયના જાદૂઈ આવિષ્કાર સમું છે.

કાન્તનાં વર્ણનાત્મક કાવ્યો સૌરાષ્ટ્રની દરિયાકાંઠાની નિસર્ગશ્રીનાં ચિત્રણો છે. ખણ્ડકાવ્યોમાં આ નિસર્ગચિત્રો કથનોર્મિની દોરે ગૂંથાઈ ધ્વન્યાત્મક સ્તરે વિકસી નાટ્યોર્મિ કવિતાનો પુદ્ગલ બાંધે છે. પ્રસ્તુત કૃતિઓનું સ્થળ છે ગોપનાથના દરિયાકાંઠાની વનશ્રી. ચાંદની વરસી રહી છે સર્વત્ર. સાગર-પૃથ્વી-આકાશને આવરતો ચાંદની-રસ્યો બૃહદ્ પરિવેશ કવિના હૃદયગગનમાં વ્યાપે છે - ઉત્કર્ષ પામે છે - ઉલ્લાસ રૂપે છલછલે છે. ચન્દ્રના ઉદય સાથે સાગરનાં મોજાંઓનો વધતો વેગ અને કવિના હૃદયમાં જામતો હર્ષ એમ સમાન્તર ક્રિયા વિકસતી રહી નિરવધિ આત્મોલ્લાસમાં લય પામે છે. આન્તરબાહ્ય અખણ્ડ વરસી રહી છે ઈશ્વરની પ્રસન્નતા-કરુણા. કવિને આ'ની પ્રતીતિ સદ્ય થાય છે અને એટલે જ કાવ્યનો ઉપાડ સમ્બોધનરૂપે — પ્રાર્થનારૂપે થાય છે :

*આજ મહારાજ ! જલ પર ઉદય જોઈને*
*ચન્દ્રનો, હૃદયમાં હર્ષ જામે.*

કુસુમવનમાંથી વહેતો પરિમલ વિમલ છે, ગહન છે, સ્નેહઘન છે. ઈશ્વરના નેત્ર સામે નીતરી ચાંદનીથી નવલ એવો ધવલરસ સર્વત્ર શાતા અર્પતો વહી રહ્યો છે. સંસારના આતપોનું-સન્તાપોનું શમન આ ધન્ય ક્ષણે, આ અલૌકિક ક્ષણે થયું. કવિ કૃતકૃત્યતા પ્રકટ કરે છે, પ્રાર્થે છે :

પુનઃ બાહ્ય પરિસરનું રોમાઞ્ચક દૃશ્ય રચાય છે :

જલધિજલદલ ઉપર વીજળી દમકે છે, રાત્રિ વ્યોમસરમાં સરે છે અને કોકિલાનું કૂજન વહે છે.

*કામિની કોકિલા કેલિકૂજન કરે*
*સાગરે ભાસતી ભવ્ય ભરતી*
*પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !*

આન્તરપ્રાસે સાધેલા જાદુઈ કીમિયા સમી`આ પઙ્ક્તિઓ છે.

સમષ્ટિમાં સારીય સૃષ્ટિ નાવ-તરણીની જેમ તરી રહી છે :

*તરલ તરણી સમી સરલ તરતી*
*પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી.*

આ પઙ્ક્તિઓમાંનું ભવ્ય અભિરામ કલ્પન વિશ્વનાં ઉત્તમ કાવ્યકલ્પનોનું સ્મરણ કરાવે તેવું બલિષ્ઠ છે. પ્રકૃતિના પરમ શાતાદાયક સાન્નિધ્યમાં આત્મપરિતોષને વ્યક્ત કરતો આ કાવ્યોદ્ગાર ઈશ્વર અનુગ્રહથી ધન્ય બનેલા હૃદયમાંથી·સરેલ પ્રાર્થનાના પર્યાય સમો છે.

# 'ઐહે'માં અદ્વૈતનું અસ્તિત્વ !

**રાધેશ્યામ શર્મા**

## જલને ઝૂલણિયે

— રાજેન્દ્ર શાહ

જલને ઝૂલણિયે ઝૂલતાં હો
ઝૂલતાં હો
          ઝૂલતાં હો ઝીલીએ નેહે :
છોળ-છણટકાવ હોંશભેર કાંઈ એવો
          કે બન્નેયે છાવર્યાં મેહે

દાવમહીં દીજિયે રે ડૂબકી
હો ડૂબકી...
          ડૂબકીમાં માછલી ડહે :
આવીએ ચટોચટ્ટ ઊછળીને બહાર
   બોલી ઊઠીએ રે હર હર ગઙ્ગે.

એકમેક મેર નેણ માંડ્યાં, ને
લાગ્યાં હો લાગ્યાં હો
          મોતી નીતરતાં દેહે;
પાંખ મહીં પાંખ જેમ પક્ષીની, આપણેય
          બાથમહીં એમ બેઉ ઐહે.
જલને ઝૂલણિયે ઝૂલતાં હો
   ઝૂલતાં હો ઝૂલતાં હો, ઝીલીએ નેહે.

(કવિલોક સળંગ અંક ૨૧૩, પૃ.૧૧)

એવું ઘણીવાર જોવા મળ્યું છે કે છન્દોબદ્ધ કાવ્યકૃતિઓમાં જે વિદગ્ધતાપૂર્વક પેશ આવે એવા સર્જકો ગીતરચનાઓમાં મુગ્ધતાને શબ્દ-પ્રત્યક્ષ કરાવવામાં એકધારી સફળતા ન મેળવે.

મુગ્ધતા, ભાવના પ્રત્યક્ષીકરણની દૃષ્ટિએ જ નહીં પણ કવિની ભાષા પ્રત્યેની મુગ્ધતા સહજ ગીત-આકારમાં ઢળી આવે એ અર્થ વિવક્ષિત છે.

કવિ રાજેન્દ્ર શાહ આમાં સાતત્યપૂર્વક વિરલ રહ્યા દેખાય છે. વિદગ્ધતા બહુવિધ પ્રકારની, પણ મુગ્ધતાના ઝાકળી સૌંદર્યની પિછવાઈ ઉડાડી મેલે એવી નહીં !

રિલ્કે-કાલિદાસ જેવા કહે, 'મારા એકાન્તનું રક્ષણ કરો', તો રાજેન્દ્ર જેવા સાધિકાર કહી શકે 'મારી મુગ્ધતાનું રક્ષણ કરું !' અન્દરના એકાન્તના રક્ષણ વિના, વિશુદ્ધ મુગ્ધતા ભાષાકીય પ્રદૂષણના વિચિત્ર કાળમાં ઊગરી શકે કેવી રીતે ?

વિદગ્ધતાનું આકર્ષણ સૂક્ષ્મ વાસના-વળગણ બની જાય પછી તો આન્તરિકક્ષેત્રે મૌગ્ધ્ય માટેની ભૂમિ અને ભૂમિકા જ જાણે ખવાતી જાય છે.

ગીતપક્ષી પોતાની પાંખો વિદગ્ધતાના વિસ્તારમાં નહિ એટલી મુગ્ધતાના નિબિડ દ્વીપ-વ્યાપમાં ઉઘાડે છે અને ફેલાવે છે... અહીં સહજ અભિવ્યક્તિનું સામ્રાજ્ય છે. અકુતોભય વિહરી શકાય.

'જલને ઝૂલણિયે' — મથાળાથી જ હીંચકાનો સઙ્કેત તાલ-લય-ઠેકાના પ્રદેશમાં ભાવક-શ્રાવકને દોરી જાય.

સ્થલ પરનો હિંડોલ, જલ પર મુકાતાં ઝૂલણો બની જાય એ તો ઠીક પણ 'જલને ઝૂલણિયે' કહીને જળ, હિંડોળાની ઉપમા પણ પ્રાપ્ત કરી લે છે. લોકગીતોમાં આવો ઉપયોગ લેવાના સંસ્કાર છે.

પ્રથમ પઙ્ક્તિથી જ 'ઝૂલતાં હો' 'ઝૂલતાં હો'. 'ઝૂલતાં હો' એમ ત્રણ વારના લય-આવર્તન પછી 'ઝીલીએ નેહે' પર દૃષ્ટિ આવતાં જ સ્નેહની ઉપસ્થિતિ સમજાતાં આવે છે. જલ-હિંડોલમાં ઝૂલતાં ઝૂલતાં શીકરોના 'હોંશભેર' છોળ-છણટકાવ કેવા છે ? કે 'બન્નેય છાવર્યાં મેહે'. અહીં બે જણ છે અને બન્નેય મેહ છાવર્યાં છે. 'છાવર્યાં' ક્રિયાપદ 'છવાયાં'ની ઝીણી સૂચના આપે છે, છતાં નેહ હંમેશા છાવરવાલાયક, ટાંકપિછોડે

કરી અજ્ઞતતાનો આસ્વાદ પ્રેરે એવું તત્ત્વ હોવાથી 'છાવર્યાં' બન્ધ બેસે છે. પણ એથી વિશેષ તો રમ્ય તથ્ય એ છે કે મેહ છાવરવાને બદલે છતું કરી આપે એવો છે. સુરેખાઙ્કિત કરે છે. 'હોંશભેર' છોળને છણ્ટકાવ વર્ણવાયો છે એમાં મુગ્ધ જળક્રીડા ગૂંથાઈ આવી છે.

બીજા અન્તરે જળક્રીડા(water-play) સ્પષ્ટ થઈ નીખરી છે... દાવમહીં દીજિયે રે ડૂબકી... પાછું ડૂબકીનું ત્રણવાર આવર્તન અને એની મધ્યે 'માછલી ડઙ્ખે'ની ઘટના. ભમરી, મધમાખીના ડઙ્ખ-સાહચર્યો સ્વાભાવિક છે, પણ માછલીનો ડઙ્ખ (!) અહીં અભિનવ આયામ ભાષા-મૂર્ત થયો છે. રાજેન્દ્રશાઈ સ્પર્શ, 'ડૂબકીમાં માછલી ડઙ્ખે' લીટીમાં પર્યાપ્ત અનુભવાશે. ડઙ્ખમાં મુખ્યત્વે અનુભવ વેદનાનો છે પણ પાણીની અન્દર દાવ માગીને ડૂબકી લગાવતાં માછલી કરડે અને જે ચટકો અચાનક લાગે એમાં સ્નેહની સંવેદના સાથે નેહનો ઓચિન્તો ચટાકો છે !

હવે ઝૂબકી મધ્યે જે તરલ સ્નેહલ માછલીનો ડઙ્ખ પામે એની સપાટી ઉપર બહાર ઊછળીને થતી વ્યક્તિ ધર્મસંસ્કારસંયુક્ત છે : 'બોલી ઊઠીએ રે હરહર ગઙ્ગે'... જળ-અન્દર : માછલી ડઙ્ખે, એને જળ-બહાર : હર હર ગઙ્ગે ! ગીત જેવી સહેલી, સાદી રચનામાં આવી દ્વૈધી (ambivalent)વૃત્તિ વણવી સહેલી નથી. 'આવીએ ચટોચટ્ટ ઊછળીને બહાર'માં 'ચટોચટ્ટ'ના વિનિયોગથી બહાર ઊછળીને આવનારાં પણ માછલી-સદશ પ્રસ્તુત થયાં વરતાય...

અન્તિમ ત્રીજા અન્તરામાં, ઉભય સ્નેહસિક્ત પર કેમેરા મણ્ડાયો છે :

*એકમેક મેર નેણ માંડ્યાં, ને*
*લાગ્યાં હો લાગ્યાં હો*
*મોતી નીતરતાં દેહે;*

માછલીના ડઙ્ખે બહાર ઊછળી 'હર હર ગઙ્ગે' બોલી ઊઠનારાં પરસ્પરને પ્રેક્ષી નયનસુખ માણી રહ્યાં છે. એકમેક મેર નેણ માંડવાની, નેત્રપલ્લવીની નિષ્પત્તિ કેવીક ? 'લાગ્યાં હો મોતી નીતરતાં દેહે'. લાગ્યાંના અહીં ત્રિ-આવર્તનથી નેત્રથી વારેવારે સ્પર્શોત્સવ માણવાના ઇઙ્ગિત આપણે પણ ઝીલી લઈએ. પાણીનાં ત્રૂટક બુન્દમાં દેહથી નીતરતાં મોતી લાગવાનો અનુભવ સ્પર્શક્ષમ (tactual) છે, ઉભય માટે. તેમજ ભાવકો કાજે.

કામ્ય દેહ પર મોતનમાળ વિખરાયેલી નિહાળ્યા બાદ બન્નેયની બેમાંથી એક થવાની — અદ્વૈત અનુભૂતિની — વૃત્તિ અપ્રતિરોધ્ય (irresistible) બને તો શું આશ્ચર્ય !

*પાંખ મહીં પાંખ જેમ પઙ્ખીની, આપણેય*
*બાથમહીં એમ બેઉ ઐહે.*

પઙ્ખીના પાંખપૂર્વકના આલિઙ્ગનનું સઘન કલ્પન પ્રેમી (-નાયક)ના ઉદ્ગારમાં તાદશ થઈ રહ્યું છે : આપણેય બાથમહીં એમ બેઉ ઐહે...

'પાંખ' સાથે 'બાથ'નો પ્રાસ અને 'બેઉ ઐહે'ની તળપદી માધુરી, ગીતની પરાકાષ્ઠામાં પરિણમે છે.

'ઐહે' પછીનો પૂર્ણવિરામ સાર્થક છે. 'ઐહે' શબ્દ કે એનો અર્થ વાંચવા, કોઈ પણ જોડણી-શબ્દ-અર્થ-કોશ શોધી વળો. નિષ્ફળ જશો.

'ઐહે'નો ભાવ-ધ્વનિ-અર્થ-તારતમ્ય કેવળ નેહ-મેહ-નીતરતા હૃદયકોશમાંથી જ સાંપડે.

'ઐહે' અસ્તિત્વ અને અદ્વૈતનો, અસ્તિત્વના અદ્વૈતનો તેમજ અદ્વૈતના અસ્તિત્વનો પ્રકટ તળપદ વિશેષ છે. કવિ રાજેન્દ્રના આવાં પ્રદાનથી ગુજરાતી બાષા-વાઙ્મય તથા ભાવક રળિયાત છે.

# સઙ્કુલ-રચનારીતિથી ગઝલ આવિર્ભાવ —

સંજુ વાળા

... કાવડ ...

છે સડક જેવી બારણામાં તડ
બન્ધ કમરોય થૈ ગયો ઉજ્જડ.

રોજ સુક્કાતો જાય છે આ વડ
કે સીંચું જળ અને ઊગે છે ખડ.

છાંયડા તીર્થધામ જેવા રે...
બેસવું થૈ ગયું હવે કાવડ.

ડાળ પર રહેવાનું ગમે છે હજી
મ્હારું સુક્કાપણુંય છે અણઘડ !

ઓરડા જેવડા આ બિસ્તરમાં
રાતના જેટલી પડે સાંકડ.

('પર્યંત'માંથી) — લલિત ત્રિવેદી

કાવ્યસંવિત્તિઓનું કેન્દ્રબિન્દુ બદલાઈને સ્વપ્ન-સૃષ્ટિમાંથી વાસ્તવ તરફી થયાને આમ તો ત્રણ-ચાર દાયકા થયા, પણ છેલ્લા બે દાયકાની કવિતામાં એ સૌથી વધુ ધ્યાન ખેંચનાર નીવડે છે. સાથે સાથે ગઝલ પણ ભાવ-ભાષા અને નિરૂપણાગત અભિનિવેશ ધારણ કરતી રહી. પ્રસ્તુત ગઝલના મત્લામાં પણ આ'વો જ ભાવસઙ્કેત જોઈ શકાય. હર્યાભર્યા ઓરડાની ઉજ્જડતામાં કારણરૂપ બને છે બારણાની તિરાડ. કાશ ! બારણામાં તિરાડ ન હોત. આ તિરાડ પણ કેવી ? પ્રવેશે છે આધુનિક પરિવેશનું એક પરિમાણ સડક. ધૂળિયા વાટ-મારગને બદલે અહીં આસ્ફાલ્ટ-ખચિત સડક પ્રયોજાય છે. પરન્તુ એ કોઈ શહેરનો જાહેર માર્ગ નથી. અહીં તો અવરજવરશૂન્ય સૂમસામ સડક છે. સડક છે કે તિરાડ ? હા, તો આ તિરાડ — ના, સડક વાટે ઉજ્જડતા કમરામાં આવી પહોંચી.

અહીં પણ કમરો 'બન્ધ' વિશેષણમણ્ડિત છે. કદાચ, આ ઉજ્જડતાના ભયથી બન્ધ હશે. પણ ઉજ્જડતાએ તો તેનો માર્ગ શોધી લીધો. એ તો આપણે જોઈ પણ ન શકીએ એવા સૂક્ષ્મરૂપેય પ્રવેશી શકે. પ્રવેશવું જ છે તો તિરાડે મળી જ રહેવાની. શું છે આ ઉજ્જડતા, સડક અને કમરો ? ભાવકે પ્રતીકાત્મક નિરૂપણ તરફ જવું પડશે. જીવનમાં ઘણા એ'વા પ્રસઙ્ગો આવે જેના કારણે જીવન છિન્નભિન્ન થઈ જાય. અહીં બાનીની સરળતા આસ્વાદ્ય છે. પદાવલિના ઘટાટોપ વિના પરિસ્થિતિસર્જક ઉપમા અને ઉપમેયને કવિ અથડાવે છે. આ અથડામણ તો આજકાલની નથી, પરન્તુ તેનાથી ઊભો કરેલો ભાવ કશુંક આગવું તાકે છે. કહી શકાય કે અહીં પરમ્પરા સામે બણ્ડ પોકારવાની કોઈ કોશિશ નથી. એ'ના જ ઉપયોગથી નવતા લાવવાની કવિની મથામણ છે. આ મથામણ એ જ આપણે મન તો કવિતા. પરિણામ ? સુજ્ઞ ભાવકો જાણે. આગળની પઙ્ક્તિઓ (પ્રથમ શે'ર કહીશું ને ?) તરફ જઈએ. પ્રથમ શે'રમાં પ્રકૃતિગત ત્રણ પરિમાણ કાર્યરત છે. મત્લામાં સામ્પ્રત જીવનનાં ત્રણ પરિમાણથી બન્ધાયેલો ભાવ અહીં વધુ ઘટ્ટ બને છે. હા, તો આ વડ, જળ અને ખડ સરખા વજનની ત્રણ શ્રુતિઓનું નાદસૌંદર્ય ભાવકને આશ્ચર્યમાં મૂકી આપે છે. જળસિઞ્ચન તો થાય છે વડવૃદ્ધિ માટે, પણ એમ તો બનતું નથી ! જેને ઉછેરવું છે તે સુક્કાતું જાય અને કંઈક જુદું જ ઊછરે આ તે કેવું આશ્ચર્ય ! અહીં જાદૂ જળમાં કે જળસિઞ્ચનારમાં ? કશું નક્કી થતું નથી. પ્રકૃતિની સમતુલા શું આ'વી ? ખડ ઊગે એ તો સ્વાભાવિક ઘટના છે પણ વડ સુક્કાતો કેમ જાય છે ? અહીં પણ જીવનની વિષમતાની જ વાત કવિ કરે છે. પણ કારણોની ઝઞ્ઝટમાં પડે તો કવિ શાનો ? કવિ તો આ આશ્ચર્યચકિત કરી નાખતી પ્રકૃતિની ચાલમાં આપણને

નિરાધાર છોડીને દૂર ઊભા રહી જાય છે. ભાવકોનો વિચાર કરીએ તો આ કારણોની તપાસ જ આનન્દ... આનન્દ... કવિ રાવજી પટેલની એક કવિતાની પઙ્ક્તિઓ અહીં સહજ યાદ આવી ગઈ... સાવધાન :

*'ત્હમારે તો કરવો છે સારસીનો અર્થ,*
*મ્હારી પાસે નથી કશો કવિતાનો નર્થ'*

મત્લાના સન્દર્ભમાં આ સ્થિતિ પણ કોઈ ભાવકને પ્રતીકાત્મક લાગે તો લાગવા દેવી. કોઈ આળપમ્પાળમાં ન પડીએ અને માત્ર અભિધાના સ્તરે વિહરીએ તો પણ પ્રકટતી ચમત્કૃતિ વાગોળવા જેવી છે. વાગોળીએ.

ગઝલના પછીના શે'રમાં રચનારીતિ થોડી બદલાય છે. દગ્ધ, આન્તરબાહ્ય રીતે બળેલાઝળેલા માણસની ઉક્તિરૂપે આ શે'ર આવે છે. ખભે કાવડ લઈને નીકળેલો યાત્રાળુ માર્ગમાં આવતા પ્રત્યેક તીર્થધામ પર વિસામો કરે એ જ રીતે અહીં પણ સહેજ છાંયડો જોયો નથી ને બેસી જવાયું નથી તેવી પરિસ્થિતિ ઊભી થઈ છે. કાવડ અને તીર્થધામથી જરા પણ ઓછું મહત્ત્વ છાંયડા અને બેસણાને આપી શકાય તેમ નથી. શે'ર જુઓ....

*'છાંયડા તીર્થધામ જેવા રે...*
*બેસવું થૈ ગયું હવે કાવડ'*

જીવનની અનેક વિમાસણો વચ્ચે એકાદ પણ મનગમતી ક્ષણ, જીવ્યે જવાનો ધક્કો મારે, અને ફરતી રહેતી કાવડની જેમ આવી જ ક્ષણોની શોધની કે તીર્થધામ જેવી શ્રદ્ધાને કારણે જિવાયે જતા જીવનની વાત છે. બીજા અર્થમાં જોઈએ તો કાવડનો અર્થ ગતિશીલતા. તીર્થધામ તો દુર્લભ પ્રાપ્તિ છે. સાચું તીર્થધામ તો ક્યારેક કોઈકને જ સાંપડે. પરન્તુ શ્રદ્ધા હજુ ડગી નથી. એટલે તો આ કાવડ. ધ્યેય લઈને નીકળી પડેલાને ક્યારેક તો તીર્થધામ મળી જ રહેવાનું. પરન્તુ એ ક્યાં ? અને ક્યારે ? આ પ્રશ્નનો ઉત્તર સહેલાઈથી મળે એમ નથી. ત્યાં સુધી તો ચાલ્યે જ રાખવાનું. અહીં રૂપકાત્મક શૈલીનો કવિ વિનિયોગ કરે છે, જેના કારણે ભાષાનો પણ સરસ ગ્રાફ રચાય છે.

છાંયડા = તીર્થધામ
બેસવું = કાવડ

એક બાજુ સામ્પ્રત જીવનની સમસ્યારૂપ છાંયડા અને બેસવું છે તો તેની સામે ભારતીય સંસ્કૃતિને ઉજાગર કરતા કાવડ અને તીર્થધામની કલ્પના શે'રની ગમ્ભીરતા પ્રકટ કરે છે. તીર્થધામ અને કાવડની વિભાવના છાંયડા અને બેસવુંમાં રૂપાન્તરિત થતાં કથનરીતિનું પણ સરસ ઉદાહરણ મળે છે. એ જ રીતે ઉલામિસરાના અન્તે આવતો 'રે' (અરે ! ના સન્દર્ભે ?) ભાવને તીવ્રતા આપનાર સાબિત થાય છે. એક વિચાર, એક મૂંઝવણ દર્શાવીને કવિ અટકે છે પરન્તુ એ ભાવકના મનમાં અનેક ભાવ જગાડનાર કથાનક બની રહે છે. શે'રની આસ્વાદક્ષમતા અનેક રીતે વિસ્તરે છે.

ઈચ્છા-મહેચ્છાનો કોઈ અન્ત નથી. પહોંચ બહારનું તાગવાની માણસની આદિમ ઝઙ્ખના પ્રકટ-અપ્રકટ રીતે વ્યક્ત થયા જ કરતી હોય છે. ઈચ્છાને એથિક્સ ન હોય. ગઝલના પછીના શે'રમાં આ'વો કશોક ભાવ ઘૂંટાય છે. લીલીછમ ડાળની સહોપસ્થિતિમાં સુક્કાપણાના સન્દર્ભે આવતી 'મ્હારું'ની વૈશ્વિકતા માનવચિત્તની એક પ્રકારની લાક્ષણિકતા સમી નિર્દેશાઈ છે. જે નથી તે પામવાની સ્વાભાવિક — સંવેદનપટુતા અહીં વ્યક્ત થાય છે. જીવનની છેક છેલ્લી સ્થિતિએ જઈ ચડ્યા પછી પણ સતત વળગી રહેવાની મહત્ત્વાકાંક્ષા, કવિ સઙ્કુલતાથી નિરૂપે છે. સમય સાથે બદલાતી જતી અવસ્થાઓથી અપરિચિત અથવા તો નિશ્ચિત અન્તની ખબર પડી ગયા પછી પણ તેનાથી અજાણ રહેવું તે અણઘડતા જ ને ? પરન્તુ અહીં તો જાણ સાથેની અજાણતા છે. નરી બેફિકરાઈ છે. ખબર તો છે કે એકાદ ફઙ્ગોળો વાગશે અને ડાળથી વિચ્છેદ નક્કી જ છે, તો પછી બેચાર પળ જે કાંઈ હાથ લાગી તેને લીલીછમ ડાળના સહારે જ જીવી લેવી. અહીં એક ભાવ અણઘડતા કરતાં પણ જાણી ગયા પછીની નિર્લેપતાનો વર્તાય છે. પણ કવિ તો આર્ષદ્રષ્ટા. કોઈ ત્રીજી જ ઘટના ઘટે અને અન્ત આવે તે પહેલાં

મહામાયાથી સઙ્કેલાઈ જવું તેવી સમજના આધારે જ ડાળને વળગી રહેવાની મહેચ્છાને અણઘડતા કહી હશે. ખરેખર સ-રસ ભાવ સ-રસ શબ્દોમાં વ્યક્ત થયો છે :

*'ડાળ પર રહેવાનું ગમે છે હજી,*
*મ્હારું સુક્કાપણુંય છે અણઘડ !'*

આપણી કવિતામાં 'To be or not to be'ને પ્રયોજવાની અનેક કવિઓએ અનેક રીતે મથામણ કરી છે. આ સ્થિતિ જ ક્યારેક આશીર્વાદ તો ક્યારેક અભિશાપ બની રહે છે. જે છે એ પૂરતું નથી અથવા તો કશાક અભાવવશ ચિત્ત વિહ્વળ બની જાય અને પેલો ભાવ-અસમ્પ્રજ્ઞતા કે અર્ધઅસમ્પ્રજ્ઞતામાંથી છલાઙ્ગ મારીને પ્રકટ થાય. સમજ હોવા છતાં સમાધાન થઈ શકતું નથી. અહીં કવિશ્રી રાજેન્દ્ર શુક્લનો એક શે'ર યાદ આવે છે :

*'મનને સમજાવો નહીં કે મન સમજતું હોય છે*
*આ સમજ, આ અણસમજ એ ખુદ સરજતું હોય છે.'*

મનની જ વિવિધ લીલાઓ દશ્ય અને અદશ્યમાં વિસ્તરી રહે છે. આ લીલાગત સૂક્ષ્મ વિરાટ અને વિરાટ સૂક્ષ્મ ભાસે. ગઝલના છેલ્લા શે'રમાં માનસિક આન્દોલનની ચરમ સીમા વ્યક્ત થાય છે. કૈંક રમણાઓમાં રમમાણ મનને રાતનો દીર્ઘપટ પણ ટૂંકો પડે છે. ચાર દીવાલો વચ્ચે ભરાઈ રહેલ મનની જાગીર તો સમષ્ટિ છે, પરન્તુ તેના વિહારમાં નડે છે દીવાલો. સ્વપ્ન અને જાગૃતિના તાણાવાણામાં ગૂંથાઈ ગયેલ માનવ અસ્તિત્વની વિટમ્બણા અહીં વ્યક્ત થઈ છે. બિસ્તરનું વિસ્તૃતીકરણ અને રાત્રીની સઙ્કુચિતતાથી રચાતો 'બિસ્તર' અને 'સાંકડ' શબ્દોનો અર્થ શબ્દકોશ પૂરતા મર્યાદિત નહીં રહેતાં જુદા જ અર્થસઙ્કેત તરફ દોરી જતો લાગે. અહીં બિસ્તરમાં રૂપાન્તરિત થતો આફ્રિકો ઓરડો એક પ્રકારની માનસિક વ્યગ્રતાને તાકે છે. આ વ્યગ્રતા બીજા મિસરાથી વધુ અસરકારક બને છે. આ પણ મનની જ લીલા. એકમાંથી અનેક શક્યતાઓ ઊભી કરતું રચનાવિધાન અને સુગ્રથિતતા ઊભી કરતું ભાષાબળ ભાવસૃષ્ટિનાં ઉદ્ધારક બને છે. જોકે શે'રની વાચના જ ભાવકને અપેક્ષિત આપવા સમર્થ છે :

*'ઓરડા જેવડા આ બિસ્તરમાં*
*રાતના જેટલી પડે સાંકડ'*

ગઝલની ભાષા તો સરળ છે પણ એ સપાટી પરની નથી. અહીં અર્થવહનની અનેક શક્યતાઓ જોઈ-પ્રમાણી શકાય તેમ છે. તે જ રીતે ખફીફની ચાલમાં ભાવસંવેદન અને ભાષાનું પોત ઓગળી ગયેલું જણાય છે. નવ્ય કાફિયા પ્રયોજનની તાજગી પણ અહીં નોંધવી ઘટે. ગઝલની મૂળભૂત વિભાવના ગમે તે હોય પણ હમણાં હમણાં લખાતી અને આજના માણસનાં સામ્પ્રત સંવેદનો ઝીલતી તેમ જ 'કળા ખાતર કળા'ના સિદ્ધાન્તને અનુસરતી સામ્પ્રત ગઝલ આજની બલ્કે, આજની કવિતાની જરૂરિયાત છે. બદલાતી જતી સંવેદનક્ષિતિજો કવિતામાં પણ હાજરી પુરાવે તે આવકારદાયક જ ગણાય. કવિ લલિત ત્રિવેદીની કેટલીક ગઝલો જોતાં આ બાબત પ્રમાણી શકાય તેમ છે. આપણા કાવ્યાનન્દને પોષે તેનાથી વધુ આપણે શું જોઈએ ? અસ્તુ.

---

ગીતનાં ત્રણ મુખ્ય અઙ્ગ છે, તેનો શબ્દદેહ, તેનો રસપુદ્ગલ, અને તેનું વિષયનિરૂપણ. શબ્દદેહ લય અને તાલના આધારે રચાય છે.... ગીત એક જ ઊર્મિ કે વિચાર કે ઘટનાને રજૂ કરે છે... વિષયને માટે જેટલો જરૂરી જણાય તેટલો વિસ્તાર ગીતમાં આવી શકે... તેના રસપુદ્ગલને કોઈ પ્રકારની મર્યાદામાં નહિ બાંધી શકાય... ગીતનું ગીતત્વ રહ્યું છે વિષયનિરૂપણની તેની વિશિષ્ટ રીતિમાં.

— સુન્દરમ્

---

# લાગણીના વહેણમાં તરતી કવિતા

હરીશ વટાવવાળા

['મૌનઘર' : (૧૯૯૨). કવિ ડૉ. ગોપાલ શાસ્ત્રી પ્રકાશક : સાધના શાસ્ત્રી. નરસિંહજીની પોળ, વડોદરા-૩૯૦ ૦૦૧, કિ. રૂ. ૨૫/-]

આ કવિની ઓળખ તો ઈ.સ. ૧૯૭૧માં પ્રકટ થયેલ કાવ્યસંગ્રહ 'ઝંખના'થી થઈ હતી. કવિતાનો એ મુગ્ધભાવ પરિશીલન પામતાં પામતાં પરિપક્વ થઈ 'મૌનઘર' સુધી વિસ્તરે છે. પરન્તુ 'મૌનઘર'ની કવિતામાં ઘેરી ઉદાસીનતા, આઘાત-પ્રત્યાઘાતે એમને ઘેર્યા હોય તેમ જણાય છે. તેથી જ તો તેમની કાવ્યબાનીમાં માણસમાં રહેલી ઋજુતા, મુલાયમતા, કરુણતા, વિફળતાના કેટલાક ચહેરાઓની ભાષાભિવ્યક્તિ અને ભાવાભિવ્યક્તિ વાંચી શકાય છે.

'મૌનઘર' પૂર્વે ડૉ. ગોપાલ શાસ્ત્રીની બે કૃતિઓ, ઝંખના (કાવ્યસંગ્રહ) અને ત્રણ ચહેરા (નવલિકાસંગ્રહ), પ્રકટ થયાં છે. આ બન્ને સ્વરૂપો પોતાને વ્યક્ત કરવા માટે માફક આવ્યાં છે.

નવનવોન્મેષશાલિની પ્રજ્ઞાનો પરિપક્વ પ્રતિભાનો સન્તર્પક પરિચય તો તેમની 'ગઝલવિષયક' ગઝલમાંથી મળી આવે છે. એટલે જ 'મૌનઘર'માં કવિની આત્મસંવેદનાનાં દર્શન થાય છે. અને એ સંવેદનામાંથી પ્રકટ થતો શબ્દ કવિતા બનીને ભાવક સમક્ષ ખુમારીથી ઊભો રહે છે. ત્યારે તેવા શબ્દનું સ્વાગત કરવાનું મન જરૂર થાય. ત્હેમના આ નવોન્મેષ શબ્દની ખુમારી તો આ શેઅરમાંથી પ્રકટ થાય છે :

— *આ શબ્દના શિશુની મમતનું શું પૂછવું !*
*ત્હારાથી શક્ય હોય તો તેડી બતાવ તું.*

(પૃ. ૨)

તો -

વાક્ અને અર્થ, લાલિત્ય અને માધુર્યના મિલનનો આ માણવા જેવો શેઅર તેમની 'અફવા' ગઝલમાંથી મળે છે :

— *આ ચમકતી રેત નિર્જન પટ ઉપર*
*ચાંદની લઈ રાત ફરવા નીકળી.*

(પૃ : ૧૫)

કવિચિત્ત સંવેદનશીલ છે જેથી અનુભૂતિનું ઊંડાણ અને અભિવ્યક્તિની ચોટ તેમની 'સ્મૃતિસંવેદના'ની ગઝલો પૃ. ૧૩, ૧૮, ૨૦ અને ૨૧માંથી એટલી જ તીવ્રતાથી પ્રકટ થાય છે :

— *દર્દની સોગાત આપી છે ત્હમે*
*અશ્રુભીની રાત આપી છે ત્હમે.*

(પૃ. ૨૦)

— *ત્હેના ગયા પછીથી ઓરડો રડી પડ્યો,*
*તરડાઈ ગઈ છે આરસી પ્રેમાળ ભીંતની.*

(પૃ. ૨૧)

આમ તો ગઝલના દરેક શેઅરની અભિવ્યક્તિ સ્વતન્ત્ર હોય છે. પરન્તુ 'મૌનઘર'ની ગઝલો તપાસતાં એકસૂત્રીપણું જોવા મળે છે. આમ કવિનું ભાવસાતત્ય તેમ જ સંવેદનસાતત્યનું સાયુજ્ય રચાય છે અને ગઝલનું સૌન્દર્ય ખીલી ઊઠે છે.

કવિની લાગણી જ્યારે શબ્દમાં પ્રકટ થાય ત્યારે તેની વેદના શૂળ જેમ ભોંકાય છે. તેમ છતાં પણ તે ચીસ પાડી શકતો નથી, પોતે વ્યક્ત થઈ શકતો નથી અને વ્યક્ત-અવ્યક્તની અસમઞ્જસ પળોની દ્વિધામાં તે આ રીતે પ્રકટ થાય છે.

— *લાગણીને મૌનમાં ઢાળી દીધી,*
*વાત મ્હારી એ રીતે વાળી દીધી.*

(પૃ. ૨૨)

— *હવે સૂર્ય ઊગવાનાં એંધાણ ક્યાં*
*છવાયું તિમિર આંખમાં ઉમ્રભર.*

(પૃ. ૧૮)

કવિએ પરમ્પરામાં રહીને પણ નવોન્મેષ પ્રકટાવવાનો પ્રયત્ન કર્યો છે. કવિની યાત્રા કવિતા તરફની રહી છે. તેથી તે કવિતાને આત્મસાત્ ન કરે ત્યાં સુધી કવિતામાં પ્રયોગો કરવા જરૂરી નથી. એટલે જ તેમણે પ્રયોગો કર્યા નહીં હોય! પરન્તુ ત્હેમની કવિતામાંથી વિશાળ જનજીવનના સૂક્ષ્મ અવલોકનનું આલેખન થયેલું જોવા મળે છે. ત્હેમનાં ગીત અને ગઝલો ગેયમધુર અને ઉદ્બોધક છે.

'મૌનઘર'માં કેટલાક ગઝલવિષયક અશ્આર ગઝલને તાજગી આપે છે. તેમાં ત્હેમની ગઝલપ્રીતિ અને ગઝલખુમારીનાં દર્શન થાય છે :

— *ગઝલના રણને કદી છેડી બતાવ તું*
*એક ન્હાનું સરખું તૃણ, ઉખેડી બતાવ તું.*

— *કેવું ગઝલનું પોત છે અકબન્ધ શું કહું ?*
*એક શબ્દ તસુભાર ખસેડી બતાવ તું.*

(પૃ. ૫)

— *ફરી એક ચચ્ચળ લહેર પામવી છે,*
*ગઝલના સ્વરૂપે ત્હને ચાહવી છે.*

— *મ્હને દર્દની લાગણી પાછી આપો.*
*ફરી દર્દરૂપે ગઝલ માણવી છે.*

(પૃ. ૧૪)

'મૌનઘર'માં અધ્યાત્મ રંગે રંગાયેલી ભગવી ગઝલો પણ માણવા મળે છે.

— *શ્વાસની આ વાટ સંકેલો હવે,*
*મોતને એકાદ ક્ષણ ઠેલો હવે.*

— *કોણ વણતું જાય ચાદર મોતની,*
*કોણ કહે છે ચાલ તું વહેલો હવે.*

(પૃ. ૧૩)

— *એ'ના વિના જીવવાનું ભાગ્યમાં જો હોય તો*
*મૃત્યુ હવે તું આવ, મ્હને ત્હારો ડર નથી.*

(પૃ. ૧૬)

— *ખુદ પ્રતીક્ષા લઈ ગઈ મૃત્યુ સુધી,*
*કોણ અહીં ઝૂરે મિલનની ક્ષણ વિના.*

(પૃ. ૯)

'મૌનઘર'ની ગઝલોમાં ક્યાંક વૈચારિક સામ્ય જોવા મળે છે. ઉ.ત. પૃ. ૧૯નો છેલ્લો અશ્આર અને પૃ. ૨૦નો મકતાનો શેઅર, પૃ. ૧૦નો બીજો અશ્આર અને પૃ. ૨૦નો બીજો અશ્આર, પૃ. ૧૩નો ત્રીજો અસાર અને પૃ. ૧૮નો ત્રીજો અશ્આર.

ઉ.ત. —

— *કેવી આપી ત્હેં મ્હને સોગાત આ,*
*આંસુભીની રાત, વહી જા તું હવે*

(પૃ. ૧૯)

— *દર્દની સોગાત આપી છે ત્હમે,*
*અશ્રુભીની રાત આપી છે ત્હમે.*

(પૃ. ૨૦)

પૃ. ૫ ઉપરની ગઝલમાં પુરાકલ્પન-Myth-આયાસપૂર્વક યોજેલું જણાય છે. 'સમય' રદીફને સાંકળીને કૃષ્ણની વાંસળીનું સંયોજન કરેલ છે તે શેઅરને ઉપકારક બનતું નથી તેમ જ એ જ ગઝલના છેલ્લા અશ્આરના 'સાનિ' મિસરામાં 'સમય'ની શબ્દની પુનરુક્તિથી શેઅરનું સૌન્દર્ય ઝંખવાય છે તેમ જ આ મિસરામાં કાફિયા જળવાયો નથી. પરન્તુ પૃ. ૧૫ ઉપરની 'અફવા ગઝલ'માં પુરાકલ્પનને તેમણે જે રીતે ખપમાં લીધું છે તે પણ ધ્યાનાર્હ અને આસ્વાદ્ય બને છે. આ Myth ગઝલમાં રસાઈવળાઈચળાઈ ઓગળીને વહે છે. જુઓ —

*ડાળ ઝૂકી'તી કૂવા પર એ રીતે,*
*જાણે રાધા પાણી ભરવા નીકળી.*

(પૃ. ૧૫)

ક્યાંક ક્યાંક બન્ધારણદોષ જોવા મળે છે. તેમ છતાં એટલું જરૂર કહેવાનું મન થાય કે —

*લાગણીના પૂરને ખાળી જુઓ,*
*જિન્દગીને સહેજ પમ્પાળી જુઓ.*

(પૃ. ૭)

કવિ જેટલા ગઝલમાં હેરે છે તેટલા ગીતમાં નથી. તેમનાં કૃષ્ણવિષયક ગીતોમાં 'પ્રતીક્ષા' (પૃ. ૨૭ અને ૨૮) ગીતમાં કવિએ શબ્દો દ્વારા આન્તરમનની વ્યથાને ઘૂંટી છે. કૃષ્ણને પામવાની ઈપ્સા તારસપ્તકે પહોંચે છે. એટલે સુધી કે જો ક્ષરદેહે ન આવો તો —

*એક વાર શમણામાં આવો હો શ્યામ*
*મ્હેં તો યુગ યુગથી આંખ બન્ધ કીધી.*

(પૃ. ૨૭)

*ઘટઘટમાં ઘૂંટાયા શ્યામ ત્હમે શ્વાસ બની,*
*કેમ કરી પ્રીત હવે તોડું ?*

(પૃ. ૨૮)

આ બન્ને ગીતોમાં 'સતત' શબ્દ આયાસપૂર્વક મૂકેલ હોવાથી લય તૂટે છે.

પૃ. ૨૯ ઉપરના ગીતમાં હિન્દી શબ્દ 'પલકો' મૂકેલ છે તેના સ્થાને 'પાંપણમાં' શબ્દ મૂક્યો હોત તો તે વધુ યોગ્ય રહેત. તેમ છતાં ગીતની આ પઙ્ક્તિમાં આરોપાયેલ કલ્પન માણવા જેવું છે :

*વાદળ વિનાનું મારું ઝક્કનાનું આભ*
*હવે વરસે છે સમણાની રાખમાં.*

પૃ. ૩૦ ઉપરના ગીતમાં ઉત્તરમાંથી પ્રશ્ન અને પ્રશ્નમાંથી ઉત્તર અને વળી પ્રશ્ન. આમ દોરીવણાટ થતો હોય તેમ ગીતની ગૂંથણી સન્તર્પક તેમ જ આસ્વાદ્ય છે. તેમાં કવિનું રચનાકોશલ ધ્યાનાર્હ બને છે :

*આંખોને સાગરનું નામ અમે દઈએ*
*તો દષ્ટિનું નામ શું કહીએ ?*
*દષ્ટિ તો જીવતરનાં નીતરેલાં નીર*
*સખિ ઢળતી પાંપણને શું કહીએ ?*

પૃ. ૩૧ ઉપરના ગીતમાં 'અપલક' શબ્દથી ગીતનો ઉપાડ લયને અવરોધે છે તો પૃ. ૩૨ અને પૃ. ૩૫ ઉપરનાં ગીતોમાં આવતાં : 'દરિયા જેવા દરિયાને પણ લાગી ઊની લૂ', 'આશાનાં તરણાં', 'કલરવની દુનિયામાં નીરવ એકાન્ત' કલ્પનો ધ્યાન ખેંચે છે.

એઝરા પાઉન્ડે કહ્યું છે કે, 'કોઈ પણ કવિ જિન્દગીભર અનેક કલ્પનોને પ્રયોજે એ કરતાં એક જ કલ્પનને એની વિવિધ શક્યતાઓને કેન્દ્રમાં રાખીને પ્રયોજે એ ઇષ્ટ છે.' આ સન્દર્ભે ગીતમાં કૃષ્ણવિષયક અને અછાન્દસ કાવ્યોમાં 'બા'વિષયક કાવ્યો તેમ જ 'તૃષા'ને સમ્બોધીને લખાયેલ કાવ્યો ધ્યાન ખેંચે છે :

*'સ્ટીલના ડબ્બામાં મૂકેલું*
*બાનું દાંતનું ચોકઠું*
*હજીય મ્હને જોઈ*
*હસી પડે છે ખડખડાટ.'*

(પૃ. ૫૧)

આ પઙ્ક્તિઓમાં રહેલ સ્મૃતિસંવેદના અને 'બા' સાથેનો અવિનાભાવી સમ્બન્ધ ભાવકમનને લાગણીના પ્રવાહમાં તરતું મૂકે છે.

ખૂબ જ સરળ અભિવ્યક્તિ, માર્મિક ભાષાશૈલી, અર્થસભર પદવિન્યાસ અને લયમધુર ગેયતાથી ડૉ. ગોપાલ શાસ્ત્રીની કવિતાઓ સ-રસ સન્તર્પક બની ભાવબોધ કરાવે છે, તેમ જ નદીજળ જેમ અખણ્ડ પ્રવાહે વહેતી અને કળીની જેમ આપોઆપ ઉઘાડ પામતી કવિતાઓ છે. ત્હેમના જ શબ્દોમાં કહીએ તો —

*સમાધિસ્થ મન ને અચેતન દશા,*
*હવે ફક્ત શબ્દો છે હોઠો ઉપર.*

(પૃ. ૧)

# હમસફર અજવાળું : 'આશ્ચર્ય વચ્ચે' ....

ડૉ. હરીશ 'તથાગત'

['આશ્ચર્ય વચ્ચે' (પ્ર.આ. : ૧૯૯૨), અમૃત 'ઘાયલ', પ્રકા. : રજિસ્ટ્રાર - શ્રી એસ.એન.ડી.ટી. મહિલા વિદ્યાપીઠ, મુમ્બાઈ-૨૦, પૃષ્ઠ : ૯૬, મૂલ્ય : રૂ. ૫૫/- મુ. વિક્રેતા : નવભારત સાહિત્ય મન્દિર, ૧૩૪ -પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બાઈ-૨]

ગઝલની એકોપાસનામાં ચાર ચાર દશકાથી સિસૃક્ષારત ગઝલકાર શ્રી અમૃત 'ઘાયલ'નો એકોતેર ગઝલો, ચાર અન્ય કૃતિઓ, ચોસઠ મુક્તકો ને બે ફૂટકળ શેરનો સંગ્રહ 'આશ્ચર્ય વચ્ચે' શીર્ષકે પ્રકટ્યો છે.

· વૃદ્ધાવસ્થા અને તજ્જન્ય રુગ્ણાવસ્થા વચ્ચેય ગઝલો રચતા, પૂરા જુસ્સાથી ગઝલવિમર્શ કરતા ને મુશાયરાઓમાં પહેલાંની જેમ જ 'બા અદબ, બા મુલાહિજા હોશિયાર'ની સાથે રજૂ થતા આ શાયરનું પ્રદાન એક ખાસ પ્રકારનું માન પ્રેરે તેવું ને ત્હેટલું છે. તેમની કેફિયત આ શેરમાં ત્હેમની આજકાલની પરિસ્થિતિ વચ્ચે પ્રવૃત્તિ કરવાની વૃત્તિને છતી કરે છે —

*કાલની પેઠે જ 'ઘાયલ' આજ પણ*
*વૃદ્ધ છું પણ શાયરીમાં વ્યસ્ત છું*

(પૃ. ૨૬)

પણ આ શાયરીલેખનમાં કેવળ વ્યસ્તતા જ નથી, સર્જનગામ્ભીર્ય અને સભાનતાજન્ય ભારોભાર સમજણ પણ છે જ —

*શાયરી ઢોંગ ઉર્ફે ફેલ નથી,*
*શાયરી બાજીગરીનો ખેલ નથી*

*છે ગઝલ દર્દની ગિરા 'ઘાયલ',*
*માત્ર ભાષાની ઘાલમેલ નથી.*

(પૃ. ૫૩)

ગઝલને નામે જ્યારે આપણી ભાષામાં કેટલીયે ભળતી પ્રવૃત્તિનો ત્રાસ છે ત્યારે 'માત્ર ભાષાની ઘાલમેલ નથી' એવું ગઝલ વિશે કહેવું કેટલું વેળાસરનું છે !

ગુજરાતી ગઝલના 'શયદાયુગ'ના અત્યન્ત નીવડેલા આ ગઝલકાર વિશે પ્રથિતયશ કવિ-વિવેચક શ્રી સુરેશ દલાલે સમુચિત રીતે સંગ્રહના 'આપકમી શાયર વિશે' મથાળાના, પૂર્વશબ્દમાં નોંધ્યું છે : "અમૃત 'ઘાયલ' ગઝલના વિશ્વનું એક સ્વમાનભર્યું નામ છે. ગઝલ એમને શ્વાસ જેમ સહજ છે. એ અખતરાના ખતરામાં પડતા નથી તેમ પરમ્પરાના પ્રવાહમાં તણાતા નથી. અમૃત ઘાયલ પોતે જ પ્રવાહ છે - પોતે જ પરમ્પરા છે અને પોતાની પરમ્પરામાંથી આધુનિકતા સર્જી શકે તેટલા સમર્થ છે." શ્રી દલાલનાં ઉદ્ધૃત વિધાનોની પ્રતીતિ શ્રી 'ઘાયલ'ના નિમ્ન-અવતારિત આ શેરો વાંચ્યે અચૂક ને અવશ્ય થઈ શકે છે —

*જો મુઠ્ઠી ખુલ્લી જશે તો : અવઢવ જશે ભરખી,*
*નિજ હાથ નજૂમીને કદાપિ ન બતાવો.*

(પૃ. ૭)

*દલીલો સાંભળી એની ડઘાઈ જાય છે દરિયા,*
*અનુભવ બુદ્‌બુદાનાં માન્યું કે બહોળા નથી હોતા.*

(પૃ. ૧૮)

*સર્વ જાણે છે કે બોલી એ ફરી બેસે છે,*
*તોય સહુ એમનો વિશ્વાસ કરી બેસે છે.*

(પૃ. ૧૯)

પોતીકો મિજાજ અને કોઠાસૂઝભરી પ્રસ્તુતિ ને એવાં ઘણાં કલાતત્ત્વોથી વિભૂષિત આ શેરોમાં 'તગઝ્ઝૂલ'નો જાદુ, 'અરૂઝ'ની જાળવણી ને ભાવની તાજપ પણ છે. વળી પોતાની આજુબાજુ બોલાતી વાણીના લહેકાટહુકા પણ ઝિલાયા જણાશે.

'આશ્ચર્ય વચ્ચે'માં શ્રી 'ઘાયલ'ની તરોતાઝા કૃતિઓ સમાવાઈ છે. એટલે કે પૂર્વ-પ્રકાશિત કે સમ્પાદિત સંગ્રહોમાંથી કોઈ કૃતિ પુનર્મુદ્રિત થઈ નથી. તેમ જ કવિની છેલ્લામાં છેલ્લી કૃતિ મૂકવાના અભિગમને

કારણે એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીના 'ગુજરાતી-વિભાગ'ને ધન્યવાદ આપવાનું મન થઈ આવે છે. આ પ્રકારનાં પ્રકાશનોથી ગઝલને મળેવી માન્યતા દ્દઢાય છે — આ બધી ઘટનાઓની સાક્ષીએ 'આશ્ચર્ય વચ્ચે'માંથી ચૂંટેલા કેટલાક શેરોના ભાવનનો ઉત્સવ ઊજવીએ —

*પ્રાણ આજેય અલકલટને સ્મરી બેસે છે,*
*મ્હેકતરબોળ સભા સાંજે ભરી બેસે છે.*

(પૃ. ૧૮)

*માગ બીજી કોઈ પણ વસ્તુ ખુશીથી માગ દોસ્ત,*
*દિલ નહીં આપી શકું : દિલ છે ધરોહર કોકનું.*

(પૃ. ૨૨)

*લોક સમજે છે કે ચિન્તાગ્રસ્ત છું,*
*કેમ સમજાવું કે નિજમાં મસ્ત છું.*

(પૃ. ૨૬)

*મૃત્યુને હોતો નથી સ્થળથી સમ્બન્ધ,*
*વન વિશે શું, વધસ્થળે પણ નાચશું.*

(પૃ. ૩૩)

દર્પણ સરિખા આ શેરોમાંથી પસાર થવું સદ્ભાગ્ય છે. કારણ, એમાં પરમ્પરાની સાથે પ્રયોગને પણ વિશ્વાસમાં લેતાં એક સમર્થ ગઝલકારની પ્રતિભાના પ્રૌઢ-ઉન્મેષનું અજવાળું આપણું હમસફર છે.

સગ્રહની મર્યાદા તરીકે બે જ બાબતો સૂઝે છે : એક, હસ્તપ્રત નિરાંતે બનાવીને ગઝલોને સર્જનનાં સાલવારી ને છન્દકુળ મુજબ ગોઠવી શકાઈ હોત અને બીજું, મૂલ્ય રાખ્યું છે તેનાથી થોડું ઓછું રાખીને વધુ ભાવકો માટે આવું સુન્દર પુસ્તક સુલભ કરી શકાયું હોત.

એમ છતાં —

અનેક 'આશ્ચર્ય વચ્ચે' મૂકવાનો રોમાગ્ચ કંઈ ઓછો તો નથી જ !

## સાભાર સ્વીકાર

**આશ્ચર્ય વચ્ચે :** જાણીતા શાયર શ્રી અમૃત 'ઘાયલ'ની ગઝલો અને નઝમોનો સગ્રહ, ડીમાઈ પૃ.૯૬, કાચું પૂઠું, રૂ. ૫૫

**સોગાદ :** શ્રી સુરેશ દલાલનાં કાવ્યોનો સગ્રહ. ડીમાઈ પૃ. ૫૨, કાચું પૂઠું, રૂ. ૩૦

**ધ્રુવપઙ્ક્તિ :** ગુજરાતી કહેવતો પર આધારિત શ્રી સુરેશ દલાલની કાવ્યરચનાઓનો સગ્રહ. ડીમાઈ પૃ. ૬૦, કાચું પૂઠું, રૂ. ૩૫.

ઉપરનાં ત્રણેય પુસ્તકોના મુખ્ય વિક્રેતા : નવભારત સાહિત્ય મન્દિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બઈ-૨.

**મુક્ત દીર્ઘકવિતા :** ગુજરાતી સાહિત્યના અદ્યતન કાળમાં રચાયેલી દીર્ઘકવિતાને અભ્યાસવિષય બનાવતો આ અભ્યાસગ્રન્થ શ્રી દિપક રાવળના પીએચ.ડી.ના સંશોધનનું સતુત્ય પરિણામ છે. કવિતાના અભ્યાસીને ઉપકારક સામગ્રી અહીં પ્રાપ્ત થઈ રહેશે. ક્રાઉન પૃ. ૨૦૬, કાચું પૂઠું, રૂ. ૫૩, મુખ્ય વિક્રેતા - રન્નાદે પ્રકાશન, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

## મોહનકી

સબ અપની અપની ગતમેં,
મૈં ગતમેં અપને મોહનકી,
વહ મુરલી બાજત, મૈં નાચત,
નાચત રાધા મોહનકી.

વહ મેરા હૈ કૃષ્ણ કનૈયા,
મૈં ઉસકી દોહત હું ગૈયા,
હમ દોનો જમુનાકે તટ પર
ખેલત હોરી ફાગુનકી.

લાલમેં લાલ મિલ્યો મન મેરો,
ગરજ ગરજ ઘન આયો ઘેરો,
મૈં અપને ઘનશ્યામકી બરસત
બરસત બદરી સાવનકી.

સુન્દરમ્

# ફેવીક્રિલ એક્રેલિક કલર્સ આપના પેન્ટિંગ માર્ગદર્શક.



## કપડાં પર સુંદર પેન્ટિંગ બનાવો.

તમારી પોતાની કલાકૃતિ જાતે બનાવવાનો આનંદ માણો. એ કલાકૃતિઓ તમે વિવિધ કપડાં, સિરેમિક, કેનવાસ, લાકડું, છીપો, લેમિનેટ્સ, ધાતુની પટ્ટીઓ અને એવી બીજી અનેક સપાટીઓ પર ઉપસાવી શકો. આ ફેવિક્રિલ એક્રેલિક કલર્સ સાવ સામાન્ય વસ્તુને સુંદર કલાકૃતિમાં બદલી નાખે છે. જોનાર તો બસ, દંગ જ થઈ જાય.

તમારી કલ્પનાશક્તિને આ રંગોના ૨૭ ઉઠાવદાર શેડ્સ સાથે વિહરવા દો. તેમાં કોઈ અલગ મીડિયમની જરૂર નથી. તેમાં તમે પેન્ટિંગની ભાવે તે ટેકનિક અજમાવી શકો છો. એના પાકા રંગો અને ચીકાશ વગરની આકર્ષક ફિનિશ પર તમે વારી જશો.

ફેવિક્રિલ એક્રેલિક કલર્સ તમને લઈ જશે પેન્ટિંગની અનોખી દુનિયામાં. તો ઉઠાવો બ્રશ અને તમારી કલ્પનાને કરો સાકાર.



હવે, કેનવાસ પર સહેલાઈથી દૃશ્યો નિખારો






સિરેમિક પર કલાકૃતિઓ ઉપસાવો.




Pidilite

**ફેવિક્રિલ®**

એક્રેલિક કલર્સ
ફેબ્રિક/આર્ટ પેન્ટિંગ માટે

**સહેલાઈથી ફેલાય. મન રીઝાય.**

ફેવિકોલ બ્રાન્ડ એડહેસિવ્સના
નિર્માતા પીડિલાઈટનું ઉત્પાદન

મફત નિદર્શન ☐ વધુ માહિતી ☐
(કોઈ પણ એક પર ✓ નિશાની કરો) માટે આ કૂપન ભરીને
નીચેના સરનામે રવાના કરો: પીડિલાઈટ
પોસ્ટ બોક્સ ૧૧૦૮૪ મુંબઈ ૪૦૦ ૦૨૦

નામ: ______________________

ઉંમર ____________ વ્યવસાય ____________

સરનામું ______________________

...31/32/PD/110 GJ R

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



શરદ : ૨૦૪૯

સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૯૩ સળઙ્ગ અઙ્ક ૨૧૫ દ્વિજ અઙ્ક ૧૪૩

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ ૨૦૪૯ : સળઙ્ગ અઙ્ક ૨૧૫ : દ્વિજ અઙ્ક ૧૪૩



તન્ત્રી : ધીરુ પરીખ




સલાહકાર

રાજેન્દ્ર શાહ * નિરઞ્જન ભગત

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦

* આ અંકની છૂટક કિંમત રૂ. ૮

* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :

'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા

અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦

ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688

મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

વર્ષા વિ. સં. ૨૦૪૯

# કવિલોક

સપ્ટેમ્બર-ઑક્ટોબર

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



કવિતા પરમ ઉદાત્ત અને સુખી હૃદયની અનુત્તર પરમ આહ્લાદક ક્ષણોનું આલેખિત પ્રમાણ છે. ક્યારેક સ્થળ સાથે કે વ્યક્તિ સાથે, ક્યારેક કેવળ આપણા ચિત્ત પરત્વે, હમેશ અનપેક્ષિત પ્રગટી આવતા અને સ્વેચ્છયા પ્રયાણ કરતા, પરન્તુ અભિવ્યક્તિથી પર એવો આનન્દ આપતા અને ઉન્નત કરતા, ક્ષણભર દર્શન દઈ જતા વિચારોથી અને મનોભાવથી આપણે પરિચિત છીએ. એથી એમની પૂંઠે આકાઙ્ક્ષા અને અનુપાત મૂકી જતા હોવા છતાં, વિષયના તત્ત્વમાં (સ્વરૂપમાં) સહયોગી થતાં, રહે છે તો આનન્દ જ. એ છે, કોઈ ઈશ્વરતુલ્ય અનુમન્તાએ આપણી દ્વારા કરેલું પ્રતિપાદન. પરન્તુ એનાં પદચિહ્ન છે સમુદ્ર ઉપર વાયરાના હોય તેવાં; — જેનો લોપ કરે છે પ્રાતઃકાલીન શાન્તિ. તથાપિ, ઓકળીયાળી વેળુ પર જેવી હોય તેવી, કેવળ એની રેખા જ રચે છે એ'નું ફલક. આ અને આ'વી જીવની અવસ્થાઓનો અનુભવ થતો હોય છે મહદંશે અતિ સૂક્ષ્મ સંવેદના અને અતિ વિશાળ કલ્પનાશક્તિ ધરાવનારને. પરિણામે એથી પ્રાપ્ત થતી ચિત્તની અવસ્થા પ્રત્યેક અશુદ્ધ વા હીન કામનાની સામે ખડી હોય છે સમ્પરાય સમી.

શેલી

("Defence of poetry – કવિતાનું બચાવનામું-માંથી)

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સઙ્ગીન રૂપ આપવા

# સવિશેષ ફણ્ડ માટે અપીલ

છેલ્લાં ૩૫ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસઙ્ગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસઙ્ગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રન્થો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસઙ્ગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારમ્ભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રન્થો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સઙ્ગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાઙ્ક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભણ્ડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશે:

| | | | |
|---|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/- | કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/- | કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/- | કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/- | કે તેથી વધુ |

વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો. રૂ. ૧૧,૦૦૦ના આપના દાનથી આપે જણાવેલ ભાષાનાં પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઇચ્છો તેનું નામ આ કબાટો પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશો :

**'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

## સાભાર સ્વીકાર

**તેજનાં ચાસ :**

શ્રી યોગેશ જોશીનાં ૧૪ કાવ્યોનો સંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૬૦; રૂ. ૨૦; પ્રકાશક : પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

**સંસૃતિ :**

શ્રી સુધાકર જાનીની ૩૫ ગઝલનો પ્રથમ સગ્રહ કાચું પૂઠું, કાઉન પૃષ્ઠ ૫૨; રૂ. ૧૫, પ્રકાશક : ઈન્દુલાલ જાની, હેમાંગ પ્રકાશન, ભદ્રફળી, હળવદ-૩૬૩ ૩૩૦.

## બ.ક. ઠાકોર પારિતોષિક

કવિલોક તરફથી પ્રત્યેક વર્ષે તેમાં પ્રકટ થયેલાં કાવ્યોમાંથી શ્રેષ્ઠ કાવ્યને રૂ. ૫૦૦નું બ.ક. ઠાકોર પારિતોષિક અપાય છે તે છેલ્લાં બે વર્ષ માટે નીચે મુજબ જાહેર થાય છે.

૧૯૯૧ માટે શ્રી કૃષ્ણ દવેને એમને રચના 'વૃક્ષ' માટે

૧૯૯૨ માટે શ્રી પ્રવીણ પણ્ડ્યાને એમની રચના 'વ્યથાચક' માટે

નિર્ણાયકો સર્વશ્રી રાજેન્દ્ર શાહ અને નલિન રાવળના આભારી છીએ.

તંત્રી.

## 'કવિલોક ટ્રસ્ટ'ને એપ્રિલ ૧૯૯૩ પછી પ્રાપ્ત નવાં દાન

૫૦૦૦/- જ્યોતિ કનુભાઈ ભાલરિયા ટ્રસ્ટ, કલકત્તા

૫૦૦૦/- કલ્યાણ ચેરિટેબલ ટ્રસ્ટ, અમદાવાદ

૧૦૦૦/- ત્રણ મિત્રો તરફથી, મુંબઈ

૧૦૦૦/- ત્રણ મિત્રો તરફથી, મુંબઈ

૧૦૦૦/- ત્રણ મિત્રો તરફથી, મુંબઈ

૧૦૦૦/- વ્રજલાલ દવે, અમદાવાદ

૫૧૦૦૦/- રાજેન્દ્ર શાહ, અમદાવાદ

## વિમર્શ

# 'અભિજ્ઞાન શાકુન્તલ' પદ્યખણ્ડોના ગુજરાતી અવતાર

વિનોદ અધ્વર્યુ

મહાકવિ કાલિદાસની, 'શાકુન્તલ' જેવી 'કાવ્યેષુ રમ્યા' કૃતિનો અનુવાદ કરનાર ઉત્સાહી સર્જનશીલતાનું પ્રધાન પ્રેરણાબળ તે સહૃદય ભાવકોના હૃદયમાં 'રમ્યાણિ વીક્ષ્ય' જે આનન્દ ઉભરાયો હોય તેને વ્હેંચીને માણવાનો ઉમળકો હોય છે. વળી, ભાષાન્તર-અનુવાદ-રૂપાન્તર કરવાં, તે પણ કૃતિનો સમાદર કરવાનો, તેને આવકારવાનો એક તરીકો છે. સર્જક માટે તો તે ઉત્તમ તાલિમ પણ છે. એટલે કોઈ ઈતર પ્રયોજન હોય-નહોય, કિન્તુ ખરેખર તો આવા ઉદ્યમને પ્રેરનાર હોય છે તે તો સર્જનશીલ ભાવકના હૃદયની આનન્દઘન કાવ્યરતિ.

આવી કાવ્યરતિ દ્વારા પ્રેરિત પુરુષાર્થના પરિણામરૂપે મહાકવિ કાલિદાસના 'શાકુન્તલ'નાં અનેક ભાષાન્તરો-રૂપાન્તરો ગુજરાતીમાં મળ્યાં છે. આ ભાષાન્તરોમાંનું સૌપ્રથમ તે શ્રી દલપતરામ ખખ્ખરે મરાઠી પરથી કરેલું ભાષાન્તર, જે ઈ.સ. ૧૮૬૪માં 'બુદ્ધિવર્ધક'માં હપ્તે હપ્તે છપાયું, અને ગ્રન્થરૂપે મળ્યું ઈ.સ. ૧૮૬૬માં. તેજ વર્ષમાં 'સંસ્કૃત પરથી લાગલું કરેલું ભાષાન્તર પણ મળ્યું શ્રી ઝવેરીલાલ ઉમિયાશઙ્કર યાજ્ઞિક પાસેથી. ત્યારબાદ નર્મદે રઙ્ગભૂમિને અનુલક્ષીને 'સારશાકુન્તલ' આપ્યું. (ઈ.સ. ૧૮૮૧). પછી તો સર્વશ્રી પ્રા. બ.ક. ઠાકોર (૧૯૦૬), મગનભાઈ પટેલ (૧૯૧૫), કવિ ન્હાનાલાલ (૧૯૨૬), પ્રા. મનસુખલાલ ઝવેરી (૧૯૨૮), પ્રા. કે. કા. શાસ્ત્રી (૧૯૪૮), તથા કવિશ્રી ઉમાશઙ્કર જોશી (૧૯૫૫) - એમ અનેક સારસ્વતોએ શાકુન્તલને ગુજરાતીમાં ઉતાર્યું. રઙ્ગભૂમિ-શાલેય રઙ્ગમઞ્ચ વગેરેને લક્ષમાં રાખીને શ્રી ચન્દ્રવદન મહેતા, શ્રી જશવન્ત ઠાકર, શ્રી લીનાબહેન સારાભાઈએ પણ પોતપોતાના હેતુને અનુરૂપ વિશિષ્ટ રૂપનાં રૂપાન્તરો-ભાષાન્તરો પણ આપ્યાં છે. વ્યવસાયી રઙ્ગભૂમિ માટે પણ સર્વશ્રી ડાહ્યાભાઈ, મૂલાણી, કવિચિત્રકાર ફુલચન્દ શાહ, રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટ વગેરેની કલમોએ તૈયાર કરેલાં તખ્તાપરક રૂપાન્તરો ભજવાયાંની નોંધ છે. યુનિવર્સિટીકક્ષાએ અભ્યાસક્રમ માટે જે વિદ્યાર્થીલક્ષી અનુવાદો થયા તેમાં પણ પ્રા. આઠવલે અને પ્રા. સોલોમનનો, તથા પ્રા. દલપત મુનીમનો — એવા નોંધપાત્ર અનુવાદો મળ્યા છે.

અત્રે એ નોંધવા જેવું છે કે અન્ય અનેક સંસ્કૃત નાટકોના અનુવાદ આપનાર આપણા અગ્રણી વિદ્વાનો રણછોડભાઈ ઉદયરામ, મણિલાલ નભુભાઈ, કે.હ.ધ્રુવ વગેરેએ શાકુન્તલના અનુવાદ નથી આપ્યા. તો કવિ કાલિદાસનાં ત્રણેય નાટકોના અનુવાદ એકજ સાક્ષરે આપ્યા છે શ્રી બળવન્તરાય ઠાકોરે. તે પછી શ્રી કે.કા. શાસ્ત્રીએ વિશિષ્ટ રૂપાન્તરો સ્વરૂપે ત્રણેય નાટકો આપ્યાં છે.

કાવ્યાનુભાવન તરીકે — કાવ્યપ્રીતિથી તેમજ સર્જનાત્મક ઉન્મેષપૂર્વક કરેલ પ્રત્યેક ભાષાન્તર-અનુવાદ-રૂપાન્તર અથવા તો શ્રી. રામપ્રસાદ બક્ષીએ કહ્યું છે તેમ 'અવતારણ', તે ઉદ્યમકર્તાની વિશિષ્ટમુદ્રા લઈને આવે છે. તેમાં, કૃતિનાં આસ્વાદ અને આકલન, અર્થઘટન અને રચનાવિશ્લેષણ, શબ્દપ્રયોગાદિનાં વિમર્શન અને રસ-રહસ્યનાં અનુભાવનના પરિણામરૂપે ભાષાન્તરકર્તાનો વ્યક્તિગત અંશ ઉમેરાયલો હોય છે. આમ, ભાષાન્તરકાર્યમાં સૂક્ષ્મ વિવેચનકર્મ પણ સમાયલું હોય છે. આથી પ્રત્યેક ભાષાન્તર, મૂળકૃતિને જ રજૂ કરવાના પ્રયાસરૂપ હોવા

છતાં, તે વિશિષ્ટ 'ન-અન્ય' બની રહે છે. વાચક પણ આ વિશિષ્ટતા નોંધે છે. શ્રી ખખ્ખર અને શ્રી યાજ્ઞિકનાં ભાષાન્તરો વિષે 'ગુજરાત શાળાપત્ર' (૧૮૬૮)માં નોંધાયું છે કે 'દલપતરામની ઢબ સુરતી છે અને જવેરીલાલની ચરોતરી છે'. તેવી જ રીતે, 'મકરધ્વજ ચણચણતો ચિત્તે', 'આ માર્ગ ખડબચડમાં ન જુવે, ચૂકે તું' કે 'ગપઆખિ મજાક ગૂંથણી' જેવા પ્રયોગોમાં પ્રા. બ.ક. ઠાકોરની તેમ 'અનુકમ્પાળા' તથા 'જળમાં વન્દન વન્દતાં' જેવા ઠેર ઠેર વેરાયેલા શબ્દપ્રયોગો કવિ શ્રી. ન્હાનાલાલની કલમને પણ ઓળખાવી દે છે. એમ, આ અનુવાદોમાં, કવિ કાલિદાસની સાથે સાથે બ.ક. ઠાકોર કે ન્હાનાલાલ, મનસુખલાલ કે ઉમાશઙ્કરની કલમના સ્વાદ પણ ભળેલા હોય છે.

આ વ્યક્તિગત વિશિષ્ટતાઓને કારણે એક જ કૃતિના અનેક અનુવાદો આવકાર્ય અને આસ્વાદ્ય નીવડે છે, મૂળકૃતિને જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી પામવામાં સહાયક બને છે, તેમજ તે માટે, વિવિધ ભાષાન્તરોના તુલનાત્મક અભ્યાસની ભૂમિકા પૂરી પાડે છે. બળવન્તરાય - ન્હાનાલાલ - ઉમાશઙ્કર જેવા કવિઓની પ્રતિભા 'શાકુન્તલ' જેવા 'અવ્યાજ મનોહર' કૃતિના સમ્બન્ધમાં કેવી રીતે પ્રવર્તે છે તે જોવું-માણવું એ પણ એક લ્હાવો છે. બે કવિઓની 'શુભદૃષ્ટિ'ની ક્ષણે કૃતિના હૃદયનું તેમજ સર્જન લીલાના રહસ્યનું અવગુણ્ઠન સ્હેજ ઊઘડતું જણાય છે.

ભાષાન્તર કર્તાઓએ સંસ્કૃત અને ગુજરાતી વચ્ચેના ભાષાકીય તફાવતની ખાઈ ઓળંગવા કઈ પ્રયુક્તિઓ અજમાવી છે. મૂળની મનોહરતાને ભાષાન્તરે પણ જાળવવા કેવી મથામણ કરી છે, કૃતિના કયા અંશોને પુરસ્કાર્યા છે અને કઈ વિગતો છોડી દીધી છે, ભાષાના છન્દોલયને કેમ જાળવ્યા છે - ક્યાં બદલ્યા છે એ બધું બૌદ્ધિક પ્રવૃત્તિરૂપે તો રસપ્રદ છે જ, પણ વધુ મહત્ત્વની બાબત તો એ છે કે આવા વ્યાયામથી મૂળ કૃતિનું ભાવન વધુ સૂક્ષ્મ અને સમૃદ્ધ બને છે, તે સાથે ભાવનશક્તિ પણ વધુ સક્ષમ થાય છે. સર્જનશીલો માટે તો આવો અભ્યાસ અને વિશેષતઃ ઉત્તમ પ્રશિષ્ટકૃતિનો અનુવાદ કરવાનો પ્રયોગ મમ્મટે સૂચવેલ નિપુણતા પ્રાપ્ત કરવામાં ખૂબ ઉપકારક નીવડે છે. તેણે બોધેલા 'અભ્યાસ'નો આ પણ એક પ્રકાર છે.

અલબત્ત, આ માટે, ખરેખર તો, સમગ્ર કૃતિને મૂળ સાથે સરખાવીને તપાસવાનો પ્રયોગ આવશ્યક છે, તથા ભાષાન્તરોના તુલનાત્મક અભ્યાસ માટે પણ મૂળ કૃતિને કેન્દ્રમાં રાખીને વિવિધ ભાષાન્તરોને સરખાવવાં જોઈએ. આવો અભ્યાસ પ્રગલ્ભ પુરુષાર્થની અપેક્ષા રાખે છે. અત્રે તો માત્ર કેટલાંક ભાષાન્તરોને આધારે થોડાક મુદ્દા અને અન્તે એકજ શ્લોકનાં વિવિધ ભાષાન્તરોની તુલનાત્મક સમીક્ષા કરવાનો મર્યાદિત ઉપક્રમ જ વિચાર્યો છે.

'શાકુન્તલ' જેવી કૃતિનાં ભાષાન્તરો જોતાં તરત ઉપસી આવે તેવો મુદ્દો છે પદ્યોના અનુવાદનો - છન્દોનો. સંસ્કૃત નાટકમાં વચ્ચે વચ્ચે વૃતબદ્ધ શ્લોકો તો આવે જ. તે બાબતમાં તો બધા સાહિત્યિક — ભાષાન્તરકારોએ ગદ્યનું ભાષાન્તર ગદ્યમાં અને પદ્યનું પદ્યમાં કરવાનું એકસરખું વલણ અપનાવ્યું છે. (પાઠ્યપુસ્તકો તરીકે થયેલાં ભાષાન્તરો આ ચર્ચામાંથી બાકાત રાખ્યાં છે.) પણ, એમ કરતાં, સંસ્કૃત જેવી સમાસબહુલ, ઘટ્ટ પોતવાળી, અર્થઘનભાષામાં, ને વળી કાલિદાસ જેવા મર્માળા - 'ગૂઢાશયી' કવિની કલમે રચાયલાં પદ્યો ગુજરાતીમાં ઉતારવામાં કપરા કોયડા ઊભા થાય. એનો ઉપાય સૌએ પોતપોતાની રીતે કરવાનો પ્રયત્ન કર્યો છે. ઈ.સ. ૧૮૬૬માં, શ્રી ખખ્ખર અને શ્રી યાજ્ઞિકે તે જમાનાની ગુજરાતી ભાષા તથા પ્રચલિત કાવ્યરીતિને અનુસરીને સંસ્કૃત વૃત્તો સાથે દેશી માત્રામેળ છન્દોનો પણ મોકળાશથી ઉપયોગ કર્યો છે.શ્રી ખખ્ખર આ બાબતમાં વધુ મોકળા છે. જોકે તેનું એવું પણ પરિણામ આવ્યું છે કે દુર્વાસાના શાપનો, વંશસ્થનાં ચાર ચરણમાં રચાયેલો શ્લોક શ્રી. ખખ્ખર ચોપાઈની દસ પઙ્ક્તિઓમાં ઉતારે છે. તો એમની -

'ધિક્ ધિક્ તુજને નાની બાળ, તુછકારે છ અતિથ આ કાળ' - જેવી પઙ્ક્તિઓમાં સંસ્કૃતની શ્રી કેટલી ટકે ?

શ્રી યાજ્ઞિકે 'ઘણી જગાએ' 'જે વૃત્ત સંસ્કૃતમાં તે જ વૃત્ત ગુજરાતીમાં' જાળવવાનો પ્રયત્ન કર્યો છે, કિન્તુ એમ કરતાં, સામાસિક પદોનાં વિસ્તરણ થતાં એક શ્લોકની મર્યાદા ઓછી પડે તેથી તે જ વૃત્તના પણ એકને બદલે બે શ્લોક મૂકે છે. આમ થતાં, વળી જગા વધી જાય છે એટલે અન્દર ઉમેરણ કરે છે. એવું અધિક પાણી ઉમેરાતાં મૂળ કવિતાનું પોત પાતળું પડી જાય છે. દા.ત. વસન્તતિલકામાં રચાયલા 'રમ્યાણિવીક્ષ્ય' એ સુન્દર શ્લોકની ચાર પઙ્ક્તિઓનું ઝવેરીલાલનું ભાષાન્તર છે :

*'દેખી પદાર્થ રમણીય તથા મધુરી*
*વાણી સુણી સહજ હર્ષિત થાય હૈડું;*
*તેવું છતાં પુરુષ વ્યાકુળ ચિત્ત થાયે*
*ત્યારે ખરે ઘણું કરી મન સાખ પૂરે*
*જે વાત એક સમયે ગઈ વિસ્મૃતિમાં*
*તેનું કરે સ્મરણ ચિત્ત અજાણતાં એ*
*સામાન્યતઃ અવરજન્મ વિષે થયેલો*
*જે ભાવ તે હૃદયમાં સ્થિર થૈ રહે છે.*

મૂળ શ્લોકનું ઘટ્ટ ચોસલું આમ અર્ધપ્રવાહીની જેમ ઓસરતાં, તથા 'રમ્યાણિ' તેમજ 'ભાવસ્થિરાણિ જનનાન્તર સૌહૃદાનિ' જેવા હૃદયઙ્ગમ શબ્દવિન્યાસનો સમજૂતિ (paraphrase)થી અર્થવિસ્તાર થતાં, જેને ઉમાશઙ્કર ઉત્તમોત્તમ શ્લોકમાંનો એક લેખે છે તેની કેવી અવદશા થાય છે !

ઘણી જગાએ સુન્દર અનુવાદ આપનાર શ્રી યાજ્ઞિકની કલમ પણ આમ કોઈ સ્થાને રેલાઈ પણ જાય છે.

ક્યારેક, આવી મુશ્કેલી ટાળવા, અનુવાદકો મૂળના અક્ષરમેળ વૃત્તને બદલે વધુપ્રસ્તારી એવા માત્રામેળ છન્દો યોજે છે. આવો પ્રયોગ ગઈ સદીના ખખ્ખર-યાજ્ઞિકે જ નહીં, આ સદીના બળવન્તરાય અને મગનભાઈએ પણ કર્યો છે. વળી, ઉપર્યુક્ત 'રમ્યાણિ વીક્ષ્ય'એ શ્લોકને ખખ્ખર અને ઝવેરીલાલે એ જ વૃત્તની છ અને આઠ લીટીમાં ઉતાર્યો છે (એમાં ખખ્ખર 'સૂખી છતે જન બને ઉતસૂકપૂરા' એવું કઢઙ્ગુ આપે છે) તો બળવન્તરાય તે પૃથ્વીમાં ઉતારે છે :

*'મનોહર નિહાળી સૂર મધુરા વળી સાંભળી*
*સુખી જિવ બને, તથાપિ કંઈ ઊંડું જો રૂહે બળી,*
*તદા ઉરમહીં અજાણપણમાંય પ્રીતિ ખરે,*
*રહી અમરબીજ કોઈ ભવ આગલાની સ્ફુરે'*

અહીં પ્રત્યેક પઙ્ક્તિમાં વસન્તતિલકાના ચૌદ અક્ષરને બદલે પૃથ્વીના સત્તર અક્ષર મળતાં 'અબોધપૂર્વમ્' કે 'જનનાન્તર સૌહૃદાની' જેવાં પદોનું, ગુજરાતીકરણ માટે અનુકૂળ વિઘટન કરવાની જોગવાઈ કાવ્યહાની વગર થઈ જાય છે.

આમ, મૂળ વૃત્તને બદલે, માત્રામેળ કે અન્ય અક્ષરમેળ એમ ઉભય રીતે છન્દપરિવર્તન થયેલું મળે છે. મગનભાઈ પટેલ તો મૂળ વસન્તતિલકા (ભૂત્વાચિરાય૦)ને બદલે તે જ છન્દના છેલ્લા બે ગુરુ વચ્ચે એક લઘુ ઉમેરીને : 'વર્ષો સુધી રહી સપત્નિ અખણ્ડભૂમિની' એવો 'પ્રભાવતી' નામનો નવો છન્દ, ગણમેળ સહિત, આપે છે.

શ્રી ચન્દ્રવદન મહેતાનો તો સમગ્ર રૂપાન્તર પ્રયોગ જ જુદા પ્રકારનો હોઈ તેને ન વિચારીએ, તો ખખ્ખર, ઝવેરીલાલ, ઠાકોર, મગનભાઈ સૌએ સોરઠા જેવાં માત્રામેળ વૃત્તો યોજ્યાં છે, અથવા અન્ય છન્દ પરિવર્તનો કર્યાં છે. પ્રા. બ.ક. ઠાકોર સમગ્ર 'શાકુન્તલ'માં એકવીસ વખત મૂળનો છન્દ બદલે છે ! શ્રી. કે. કા. શાસ્ત્રી તો વૃત્તબદ્ધ શ્લોકને સ્થાને ગીત પણ મૂકે છે. શ્રી. મગનભાઈ પટેલે પણ નાન્દીશ્લોકનો અનુવાદ, રઙ્ગભૂમિના નાટકના મઙ્ગળાચરણને અનુરૂપ 'પદ'માં કર્યો છે ! શ્રી. શાસ્ત્રીજી, પ્રા. જસવન્ત ઠાકર, તથા શ્રી. લીનાબહેનનું લક્ષ્ય જ રઙ્ગપ્રયોગ હોવાથી

સુપ્રયોજ્યતા (રક્ષક્ષમતા) ખાતર સુપાઠ્યતાને ક્યારેક જતી પણ કરી છે. એટલે ભિન્ન પ્રયોજનલક્ષિતાને કારણે એમના પ્રયોગોને પણ છેટા રાખીએ તો, શાકુન્તલના અનુવાદકોમાંના ન્હાનાલાલ, મનસુખલાલ ઝવેરી, અને ઉમાશઙ્કર એ ત્રણે જ છન્દ બદલવાની છૂટ લીધી નથી. અલબત્ત, ન્હાનાલાલ એમની 'અક્ષરમેળમાં એટલી માત્રા મૂકવાની પા સદી જૂની રીતને કારણે છન્દબન્ધને ક્યારેક ન ગણકારવાનો સ્વાધિકાર જાળવી રાખે છે. જોકે 'શાકુન્તલ'માં તેમણે આવી છૂટ બહુ જ ઓછી લીધી છે, પણ મનસુખલાલે તો હ્રસ્વદીર્ઘની છૂટ લેવી પડી છે તેનોય વસવસો વ્યક્ત કર્યો છે. ઉમાશઙ્કર ચુસ્તપણે 'સમશ્લોકી'ની પ્રતિજ્ઞાને વળગી રહ્યા છે. ક્યારેક સુપાઠ્યતાને ભોગે પણ.

અહીં વિચારવા જેવો મુદ્દો કાવ્યના છન્દની અવિયોજ્યતાનો છે. કાવ્યસર્જકોનો અનુભવ છે કે મોટેભાગે પ્રથમ લય પ્રગટે; પછી તેમાંથી ધુમ્મસ પ્રગટે તેમ ભાવઘન ઘેરાય જે તુષારબિન્દુની જેમ ઠરીને શબ્દો બને. અલબત્ત આ પ્રક્રિયા અસંલક્ષ્યક્રમ હોય છે. ભાવની અભિવ્યક્તિમાં લયસહિતશબ્દ જ પ્રગટતો જણાય છે. કિન્તુ પ્રા. ઠાકોરે કહ્યું છે તેમ પ્રથમ 'અર્ધા અનાયાસ છન્દ' પ્રગટે છે, પછી તેમાંથી 'વિમલ હિમમોતી સરે તેમ છાની બાની ભીની નીતરી નિંગળે છે.' એમ વિચારતાં ભાવ આપોઆપ જે છન્દોલયમાં અભિવ્યક્ત થાય તે છનદોલય અવિયોજ્ય જ ગણાય. પણ, 'આત્યન્તિક ઉર્મિવેગના અનાયાસ આવિષ્કાર' સમી ઊર્મિકવિતાના સમ્બન્ધમાં આ વાત જેટલી પ્રસ્તુત લેખાય તેટલી કદાચ નાટકમાં આવતાં પદ્યોના સમ્બન્ધમાં, તેમાં ઊર્મિનો કાવ્યાત્મક આવિષ્કાર હોય છતાં, લાગુ ન પડે; કારણ કે, આ મુક્તકો સન્દર્ભનિયત હોવાથી તેમાં સર્જકની સભાનબૌદ્ધિક પ્રવૃત્તિ વધુ પ્રમાણમાં સણ્ડોવાયલી હોય તેમ બને. આ દૃષ્ટિએ, જો શબ્દાર્થ-ભાવાર્થ અને કાવ્યત્વ જળવાતાં હોય તો ભાષાપરિવર્તન સાથે તે ભાષાના સ્વરૂપ-ઉચ્ચારણાદિ સાથે વધુ સુસંગત છન્દ પ્રયોજવાનું ઉચિત લાગે તો કવિને તેમ કરવામાં બાધ ન હોય. (નવલરામે 'મેઘદૂત'ના અનુવાદ માટે પસન્દ કરેલો 'મેઘછન્દ' અને ત્રિભુવન ગૌરીશઙ્કર વ્યાસે 'મેઘદૂત'ના અનુવાદ માટે પસન્દ કરેલો 'ઝૂલણા'માં આ દૃષ્ટિબિન્દુ ઓળખાય છે. અને ઝૂલણાની સફળતા તો નોંધપાત્ર છે !)

આવે સમે, ક્યારેક મૂળની કવિતાને આત્મસાત્ કરીને, ભાષાન્તરકાર મૂળના શબ્દો-અર્થો ભાવવ્યંજનાને શક્ય તેટલાં સાચવીને પણ પુનઃસર્જન કરતો હોય છે. અનુવાદકની સવિવેક ભાષાન્તર શક્તિ સાથે અહીં સર્જનાત્મક પ્રતિભા પણ પ્રવૃત્ત થઈ હોય છે, ને એવું જો સુપેરે થાય તો પરિણામે સુન્દર કાવ્ય મળતું હોય છે. આગળ ટાંકેલા 'રમ્યાણિ વીક્ષ્ય'ના બળવન્તરાયે પૃથ્વીમાં કરેલા અનુવાદમાં તો, તે જ શ્લોકના ઉમાશઙ્કરે છન્દ જાળવીને કરેલા રૂપાન્તરમાં આવા સર્જકસ્પર્શ આસ્વાદી શકાય છે. શ્રી ઉમાશઙ્કર આ શ્લોકને આમ ઉતારે છે :

*'રમ્યો નિહાળી, મધુરા સુણતાં જ શબ્દ,*
*બેચેન થાય બહુ જે સુખિયોય જીવ,*
*તે તો સ્મરે મન વડે, વિણ પૂર્વભાન,*
*સંસ્કારથી સ્થિર ભવોભવ કેરી પ્રીતિ.'*

આ જ શ્લોકના અન્ય કેટલાક અનુવાદોની તુલનાથી આ વાત વધુ સ્પષ્ટ થશે. પ્રા. મનસુખલાલ ઝવેરી સમવૃત્તમાં જ :

'શબ્દો સુણી મધુર કે કંઈ રમ્ય ભાળિ' એમ અનુવાદ કરે છે, તો શ્રી મગનભાઈ પટેલ : 'જ્યારે સુણિ મધુર શબ્દ અને રૂપાળું, જોઈ...' એવી રચના આપે છે. પણ આ બન્નેને મૂળનો પ્રથમ દૃશ્ય પછી શ્રાવ્ય એવો ક્રમ ઉલટાવવો પડ્યો છે. ન્હાનાલાલ - 'રમ્યો નિહાળી, મધુરા સુણી કાંઈ શબ્દો' એવો સરસ ઉપાડ અને અન્તે 'હૈયે જડેલ જનમાન્તરનાંય વહાલાં' જેવી સુન્દર પઙ્ક્તિ આપે છે. અહીં પણ એ કવિનો સર્જકસ્પર્શ પામી શકાય છે. આમ તો ઉમાશઙ્કરની

પ્રથમ પઙ્ક્તિ ન્હાનાલાલની તે જ પઙ્ક્તિથી ખાસ જુદી ન લાગે; પણ ન્હાનાલાલના 'કાંઈ'ની જગાએ ઉમાશઙ્કરનો 'જ' નોંધપાત્ર છે. 'કાંઈ'માં જે વેગ નથી તે 'જ'માં છે. તો ન્હાનાલાલના 'પ્રાણી' કરતાં ઉમાશઙ્કરનો 'જીવ' વધુ કાવ્યોચિત લાગે કારણકે તેમાં આપણી ભાષાના બોલચાલના પ્રયોગ 'સુખિયોજીવ'નો સરસ ઉપયોગ છે. વળી, કાલિદાસના 'જન્તુ'નો અભિપ્રેતાર્થ 'પ્રાણી' નહીં, 'જીવ'થી જ વધુ સારી રીતે વ્યક્ત થાય છે, ને 'ભવોભવ' તો ઉમાશઙ્કરની ઉત્તમ ભેટ છે.

આ શ્લોકની ચર્ચા માંડી જ છે, તો આ બધા અનુવાદોમાં 'નૂનમ્' કેમ જોગવાયું છે તે પણ તપાસવા જેવું છે. કાલિદાસનું 'નૂનમ્' માત્ર માત્રાપૂરક નથી. તે તો સ્પષ્ટ છે. ભાવને ઘૂંટવામાં આ ઉદ્ગારવાચક અવ્યયનો અહીં ખૂબ કુશળતાથી ઉપયોગ થયો છે. બળવન્તરાય તેને માટે 'ખરે !', ને ન્હાનાલાલ 'સાચે' આપે છે, તો મનસુખલાલ 'નક્કી' અને મગનભાઈ 'નિશ્ચે' વાપરે છે, પણ ઉમાશઙ્કરે તો 'તે તો' માં જ એનો અર્થ સમાવી દીધો છે. ગુજરાતી બોલીનો લ્હેકો અહીં ખૂબ સાર્થકતાપૂર્વક કામમાં લેવાયો છે. સ્પષ્ટ (explict) 'નૂનમ' ને ઉમાશઙ્કરે માત્ર બોલીના લાક્ષણિક પ્રયોગથી વ્યઞ્જિત (implicit) કરી દીધો છે. એટલે શબ્દ નથી રહેતો છતાં ભાવ જળવાય છે. ને તે પણ પૂરી ગુજરાતી લઢણથી ! કવિકર્મની આ બલિહારી છે. 'નૂનમ્'ની આ ચર્ચાથી એ પણ સ્પષ્ટ થાય છે કે છન્દ સાથે, કેટલાક વિશિષ્ટ શબ્દપ્રયોગોને પણ ભાષાન્તરમાં ઉતારવામાં કસોટી થાય છે. ઉપરાંત, આ ચર્ચા પરથી એ પણ ફલિત થશે કે માત્ર છન્દ જાળવવાથી જ મૂળનું કાવ્યત્વ જળવાતું નથી એ તો અનેક ઉદાહરણોથી જોઈ શકાય છે. પરન્તુ કેવળ છન્દપરિવર્તનથી પણ અર્થ સાધી ન શકાય તે પણ સ્પષ્ટ વાત છે. પ્રસ્તુત શ્લોકનાં ભાષાન્તરોને જ તપાસીએ તો ઝવેરીલાલ છન્દ જાળવીને ય મૂળની કાવ્યશોભાનો પૂરતો આસ્વાદ કરાવી શક્યા નથી. જસવન્ત ઠાકર વસન્તતિલકાનો માલિની કરીને પણ આસ્વાદ્ય રચના નથી આપી શક્યા. જ્યારે ઉમાશઙ્કર છન્દ જાળવીને અને બળવન્તરાય છન્દ બદલીને પણ રસાત્મક ભાષાન્તરો આપી શક્યા છે. આ જ શ્લોકના અનુવાદમાં પૃથ્વી તો ચન્દ્રવદન મહેતાએ પણ વાપર્યો છે. બ.ક. ઠાકોરના, પૃથ્વીમાં અનુયાયી, એવા ચન્દ્રવદનની આ પૃથ્વીવૃત્તની રચનામાં પણ બળવન્તશૈલી દેખાય, પણ સમગ્રત્યા એ અનુવાદ પણ સરસ થયો છે; બલ્કે, દુષ્યંતની તે સમેની મનોદશા વિચારતાં, વસન્તતિલકા કરતાંય પૃથ્વીની ચાલ નાટ્યાભિનય માટે વધુ અનુકૂળ થાય તેવી છે. 'રમ્યાણિ'નું ચન્દ્રવદનનું ભાષાન્તર છે :

*'સુખી તદપિ હું થતો અકળ રીત ઉત્કણ્ઠિત,*
*સુણી મધુર વેણ એ, ઝણઝણે ઊંડી સંસ્મૃતિ,*
*નથી વિરહની દશા, હૃદય ગૂઢ સંવેદના*
*થકી થરથરે, હશે પૂરવજન્મની ભાવના ?'*

આખી રચના ખૂબ નાટ્યોચિત છે. 'ભાવના' શબ્દનો લાક્ષણિક અર્થમાં પ્રયોગ ખૂબ મર્મપૂર્ણ છે. અલબત્ત, શબ્દાર્થની દૃષ્ટિએ મૂળને વળગીને આ શ્લોક રચાયો નથી. મૂળનો, અર્થાન્તરન્યાસથી સર્વલક્ષીરૂપનો ઉદ્ગાર અહીં સ્વલક્ષી બનાવાયો છે. 'રમ્યાણિ વીક્ષ્ય' છોડી દેવાયું છે પણ મૂળના તાત્પર્યને સન્દર્ભગત અર્થમાં બરાબર ઘટાવી દઈ 'ઉત્કણ્ઠિત'. ઝણઝણે ઊંડી સંસ્મૃતિ', 'હૃદયગૂઢ સંવેદના થકી થરથરે' વગેરે શબ્દોથી, મૂળનો ભાવાર્થ અહીં બરાબર તારવીને સમ્ભર્યો છે. 'નથી વિરહની દશા' આ સન્દર્ભમાં ભાવને ઘેરો કરતું ઉમેરણ છે. અનુવાદ તરીકે મૂળની સાથેની સરખામણીમાં ઘણી છૂટછાટ છતાં, ચન્દ્રવદને પોતાની કવિપ્રતિભાથી, મૂળ પર આધારિત પણ લગભગ નવેસરથી થયેલી આ રચનાને કાવ્યમય તો કરી જ છે પણ વધુ નાટ્યોચિત બનાવી છે. અનુસર્જનનો પણ મહિમા છે અને તેવા સર્જનાત્મક રૂપાન્તરનું આ ઉત્તમ ઉદાહરણ છે. અહીં એ પણ નોંધ લેવી જોઈએ કે આ સ્થાને વસન્તતિલકા વધુ કાવ્યાત્મક અને પૃથ્વી નાટ્યાત્મક લાગે છે.

વૃત્તપરિવર્તનની વાત કરતાં, સંસ્કૃત વૃત્તોની જગાએ માત્રામેળ છન્દોના પ્રયોગના ઔચિત્યનો પણ વિચાર કરવાનો થાય. આ ચર્ચામાં, અગાઉ વિવિધ ભાષાન્તરકારોએ માત્રામેળવૃત્તો વાપર્યાનો નિર્દેશ કર્યો જ છે, ને બળવન્તરાયે પણ તેમ કર્યું છે તે પણ જણાવ્યું છે. એક ઉદાહરણ તરીકે બળવન્તરાયે અનુષ્ટુપની જગાએ વાપરેલો સોરઠો જોઈએ :

*'ચિત્રે ખામી જેહ, સર્વસમારું નેહથી,*
*રૂપ અનૂપમ તેહ, તો પણ ઓછું ઊતરે'.*

— વિચારો. રાજા દુષ્યન્તને આવો સોરઠો ગાતો સાંભળિયે તો 'શેણિ-વિજાણન્દ' જોતા હોઈએ એવું લાગે, અથવા તેને રઙ્ગભૂમિ પર નાટકી ઢબથી બોલતો કલ્પીએ તો જૂની રઙ્ગભૂમિનું કોઈ રજવાડી નાટક જોતા હોઈએ એવો ભાસ થાય તો નવાઈ નહીં ! અને છતાં કવિવિવેચક બળવન્તરાયે આ પ્રયોગ ઇષ્ટ લેખ્યો છે !

બળવન્તરાય પછી મગનભાઈએ પણ સોરઠા-રોળા-મરાઠીસાખી વાપર્યાં છે. જોકે તેમણે સોરઠો રાજાના નહીં પણ માછીના મોંમાં મૂકી નાટ્યોપકારક દૃષ્ટિ પ્રગટ કરી છે. જેમ શ્રી. કે. કા. શાસ્ત્રીએ પણ 'ઈષત્ ઈષત્ ચુમ્બિતાનિ'નો અનુવાદ રઙ્ગમઞ્ચને ખ્યાલમાં રાખીને ગીતમાં કર્યો છે. રાગ નિર્દેશ સાથે :

*દિશાને મઘમઘાટ ભરતાં*
*શિરીષનાં ફૂલડાં મ્હોર્યાં કે અદ્ભુત આભા ધરતાં,*
*કોમળ કેસરને ચૂમી લેતા ભમરા ગુનગુન કરતા,*
*પ્રેમળ હૃદયી પ્રમદાઓને કાને ભૂષણ બનતાં, ...*
*દિશાને..*

શ્રી જસવન્ત ઠાકરે પોતાના અનુવાદમાં આ ઉતાર્યું છે ! કારણ કે તેમનો અનુવાદ પણ રઙ્ગધર્મી છે. 'પદ' વગેરે તો અગાઉ, ખખ્ખરે પણ યોજ્યાં છે - પોતાની રીતે.

છન્દચર્ચા સમ્બન્ધમાં, શ્રી જસવન્ત ઠાકરના અનુવાદના પુરોવચન તરીકે લખાયલા લેખમાં શ્રી. રામપ્રસાદ બક્ષીએ કરેલું વિધાન નોંધપાત્ર છે. આર્યા વિષે નોંધ કરતાં બક્ષીજી કહે છે : 'આ આર્યા અનાર્યા બનીને અનેક પદ્યકર્તાઓને ગુલાંટ ખવરાવી ગઈ છે, અને ખવરાવ્યા કરે છે' તેઓ વધુમાં ઉમેરે છે કે 'કેવળ માત્રાસઙ્ખ્યા જાળવીને આર્યાનો શુદ્ધ લય ઉપજતો નથી ? વાસ્તવમાં, આ વિધાન તો બધાં વૃત્તોની બાબતમાં સાચું ઠરે છે. અનુવાદ, બક્ષીજી કહે છે તેમ, સુપાઠ્ય થાય તે પણ જરૂરી છે. ઉમાશઙ્કર જેવા કવિની કલમે મળતી :

*'લહી પ્રિય-સહવાસ જેમણે તો*
*લલિતવિલોકન પાઠ દીધ એને -'*

- એવી રચના ગુજરાતી કવિતાના પાઠ તરીકે કેવી લાગે ? ક્યારેક મૂળવૃત્ત કોઈ પણ ભોગે જાળવવાનો આગ્રહ રચનાને વધુ પડતી તત્સમ, સંસ્કૃતાઢ્ય રાખે અથવા કલિષ્ટ બનાવે, એટલે તે સુપાઠ્ય ન નીવડે તેમ પણ બને તે આવાં ઉદાહરણોથી જોઈ શકાય છે.

કાવ્યરચના સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ઉતરતાં લય અને ઉચ્ચારનો પ્રશ્ન તો રહે જ. 'ન ખલુ, ન ખલુ'નો ઉચ્ચાર નાટ્યાત્મક પ્રભાવ સાથે, ગુજરાતીમાં કેમ લાવવો ? ઉમાશઙ્કરના 'નહિ જ નહિ ઘટે રે' એવા એક 'જ' વાળા ભાષાન્તર કરતાં 'નહિ જ નહિ જ છોડો' એવી બળવન્તરાયની રચના બે 'જ'ના આગ્રહભર્યા ઉચ્ચારણથી કદાચ વધુ આવકાર્ય ગણાય, તો તેમના 'છોડો'ની જગાએ ન્હાનાલાલનું 'રાજન્' સમ્બોધન વળી વધુ અસરકારક લાગે. મગનભાઈ, 'ખલુ'નો ભાર જે 'જ' દ્વારા, એ ત્રણેય ભાષાન્તરકારોએ જાળવ્યો છે તે કાઢી નાખીને 'બાણાન્'ને જાળવે છે, ને 'નહિ નહિ શર નાખ્યાં' એમ કરે છે. જાળવવા-ટાળવાની સૌ સૌની નજર નોખી છે. શ્રી જસવન્ત ઠાકર, વળી, 'નહિ' અને 'નહિ'ની વચ્ચે 'નૃપ' સમ્બોધન મૂકીને : 'નહિ, નૃપ ! નહિ છોડો.' એમ કહે છે. એ રીતે બે 'નહિ'ની વચ્ચે સમયગાળો મૂકીને નાટ્યક્રિયા માટે અવકાશ ઊભો કરે છે. પણ આ વિષયમાં સૌથી વિશિષ્ટ તરકીબ તો ચન્દ્રવદન મહેતાની

છે - જે તે જ અજમાવે ! તે તો પહેલા શબ્દો જેમના તેમ રાખી :

'ન હન્તવ્યો ન હન્તવ્યો, આ છે આશ્રમનો મૃગ' - એવી પઙ્ક્તિ રચે છે. ભલે અહીં વાણી દ્વિભાષી બનતી હોય પણ અસર અત્યન્ત નાટ્યાત્મક છે. તે ઉપરાંત વિલક્ષણ રીતે અહીં મૂળકૃતિ સાથે જાણે સેતૂબન્ધન થાય છે - એક પ્રકારનો અનુબન્ધ રચાય છે. આમ, રચનાવૈચિત્ર્ય કાવ્ય-નાટકને ઉપકારક નીવડે છે. 'અનાઘ્રાતં પુષ્પં' પણ આવું જ કસોટીરૂપ સ્થાન છે. 'ન સૂંઘેલું ફૂલડું (ન્હાનાલાલ), 'ન સૂંઘ્યું-સ્પર્શ્યું એ ફુલ' (બળવન્તરાય), 'ન સૂંઘેલું પુષ્પ' (ઉમાશઙ્કર) અથવા 'નખેથી ના ચૂંટી કળીય' - એ બધા કરતાં કદાચ મગનભાઈ પટેલનો આખો શ્લોક ગમી જાય :

*'નખે ના ચૂંટેલી કળી, વળી ન સુંઘેલ ફૂલ શું*
*ન વીંધેલું મોતી, નવ મધુ ન ચાખેલ રસનું*
*પરાં પુણ્યોનું એ વિમળફળ શું રમ્ય રૂપનું*
*:ણે કો સમ્ભોગી સુભગ અહીં નર્મેલ વિધિનું !'*

આમાં કેટલીક વર્ણમૈત્રીઓથી નીપજતું માધુર્ય દેખીતું છે. પણ આના અનુવાદમાં પણ શ્રી જસવન્ત ઠાકરે ચન્દ્રવદનની જ રીત અખત્યાર કરી છે. જેમ કે : 'અનાઘ્રાતં પુષ્પં કિસલય ન ચૂંટેલ કરથી'.' - અહીં, બ.ક.ઠા., ન્હાનાલાલ, ઉમાશઙ્કર વગેરેના અનુવાદો પણ ન સન્તોષે તો યાજ્ઞિકની 'શિખરિણી'ની જ પણ દસ લીટી કે ખબ્બરની મરાઠી સાખી ક્યાંથી જચે ? એટલે જ, શ્રી બક્ષીજી કહે છે તેમ 'નિપુણ અનુવાદકોને પણ માત કરનારા પ્રથમ બે શબ્દો જોડે ભાઈ જસવન્ત ઠાકરે શબ્દાશબ્દિ યુદ્ધમાં ઉતરવાની ચોખ્ખી ના પાડી દીધી છે... 'વૉક ઓવર' આપી દીધો છે.' જો આમ જ હોય તો શ્રી. લીનાબહેન સારાભાઈ શ્રી. જ.ઠા.નો શ્લોક જ અપનાવી લે તેમાં નવાઈ નથી.

મૂળને જ ગુજરાતી સાથે ગૂંથી લેવાની કળા શ્રી. ચન્દ્રવદને ખૂબ સરસ રીતે અજમાવી છે. આમ તો, તેમનું રૂપાન્તર જ જુદા પ્રકારનું છે. તે પદ્યરૂપક પ્રકારનું હોઈ અન્ય અનુવાદો સાથે તેને સરખાવીએ તો બરાબર ન કહેવાય, તેમ છતાં તેમની કેટલીક રીતિઓ અવશ્ય નોંધવા જેવી છે. જેમ કે - 'ન હન્તવ્યો ન હન્તવ્યઃ', 'વૃક્ષ્ય : પાવયન્તુ', 'શાન્તાનુકૂલ પવનશ્ચ' કે 'શિવાસ્તે પન્થાનઃ સન્તુ' એવા ખણ્ડો તેમણે સીધા જ ઉતાર્યા છે — તે માત્ર 'વૉક ઓવર' નથી, નાટ્યસૂઝપૂર્વકનો વિલક્ષણ પ્રયોગ છે. ચન્દ્રવદનની રચનામાં આ ખણ્ડો ચોક્કસહેતૂપૂર્વક વણાયા છે. આ ખણ્ડોના અર્થો-ભાવો અને શબ્દોચ્ચારો ચન્દ્રવદનના રૂપાન્તરમાં જે નાદગોરમ્ભ સર્જે છે, તેમનું પુનઃ પુનઃ ઉચ્ચારણ જે પટવણાટ સર્જે છે, તે કર્તાને અભિપ્રેત છે, અને તે લક્ષ્યસિદ્ધિ માટે જ આ ખણ્ડોનો ઉપયોગ છે. તે કેવળ રીતિવૈચિત્ર્ય નથી. 'પાતું નઃ પ્રથમં' એ વિખ્યાત શ્લોક તો મૂળ સંસ્કૃત અને ગુજરાતી અનુવાદ એમ એક એક પઙ્ક્તિ વારાફરતી પુરુષગણ અને સ્ત્રીગણ પાસે ગવરાવવામાં આવી છે. આને પરિણામે જે નાદગોરમ્ભ ઘેરાય છે તે ચન્દ્રવદન જેવો સઙ્ગીત અને નાટક, સંસ્કૃત ઋચાઓ અને બિથોવનનું વૃન્દવાદ્યસઙ્ગીત (સિમ્ફની) - ઉભયના નાદગામ્ભીર્યનો જાણકાર જ સર્જી શકે. વૃક્ષ્ય : પાવયન્તુ' યજ્ઞાહૂતિની પવિત્ર સુગન્ધની જેમ આખી કૃતિમાં પ્રસરી રહે છે. શ્રી. લીનાબહેન પણ એમના રૂપાન્તરમાં આ રીતિ સ્થળે સ્થળે સુપેરે પ્રયોજે છે.

નાટ્યકૃતિના ભાષાન્તર પરત્વે બીજો મુદ્દો ઉપસ્થિત થાય છે તે ભાષાને સ્વાભાવિક અને નાટ્યોચિત બનાવવા માટે તેના ગુજરાતીકરણનો. ભાષાન્તરકારો મૂળકૃતિના વસ્તુ અને વાતાવરણને અનુરૂપ પ્રશિષ્ટતા, ગૌરવ તથા કાવ્યમાધુર્યને જાળવવામાં અને બીજી બાજુ તેનું શક્ય તેટલું તેમજ સુપાઠ્ય ગુજરાતીકરણ કરવામાં એક પ્રકારની દ્વિધામાં સણ્ડોવાય છે. મૂલના અર્થ વગેરે જાળવવાની વૃત્તિ છે જ અથવા તેવા જ તત્સમ શબ્દો વાપરવામાં પરિણમે છે. તો ગુજરાતીકરણ કરવાનો આશય તળગુજરાતી શબ્દો-રૂઢપ્રયોગોને સામેલ કરવા તરફ દોરી જાય છે.

આવી દ્વિધા કગદ્યમાં સવિશેષ અનુભવાય, કિન્તુ વૃતરચનાઓમાં પણ, ક્યારેક આ જ આશયથી તો ક્યારેક અર્થછાયા બરાબર જાળવવા મૂળ શબ્દોનો નિકટતમ શબ્દ પ્રયોજવાના પ્રયત્નને કારણે અથવા ક્યારેક તો માત્રાઓનો મેળ બેસાડવાની મથામણના પરિણામે આ'વા તળગુજરાતી શબ્દપ્રયોગો આમે જ થઈ જાય છે. આમ થતાં, ક્યારેક 'અભિજ્ઞાન'નો ન્હાનાલાલે કરેલો 'સમ્ભારણું' જેવો અનુવાદ ગમી પણ જાય, પણ 'મુદ્રારાક્ષસ'નું 'મેળની મુદ્રિકા' તો ઠીક, કિન્તુ 'મહોરે માત' કેવું લાગે ? 'અભિજ્ઞાન શાકુન્તલ'ને ઘણાખરાએ જેમનું તેમ રાખ્યું પણ ન્હાનાલાલે 'શકુન્તલાનું સમ્ભારણું' એવું ગુજરાતીકરણ કર્યું, તો મનસુખલાલ ઝવેરીએ 'સ્મૃતિભ્રંશ અથવા 'શાપિતશકુન્તલા' કર્યું, તેમાં વીંટીને બદલે તેની સાથે સઙ્કળાયેલો શાપ, ને તેના પરિણામે 'સ્મૃતિભ્રંશ' પર આંગળી મુકાઈ... વ્યવસાયી રઙ્ગભૂમિ માટેનાં રૂપાન્તરોમાં, 'અભિજ્ઞાન' કોરાણે રાખી 'શાકુન્તલા'ને જ મથાળામાં સૂચવી, તો વળી 'મુદ્રાપ્રતાપ' એમ અભિજ્ઞાનપ્રધાન તેમજ 'સ્નેહમુદ્રા' એમ પ્રણયના સૂચન સહિતના મુદ્દાના નિર્દેશ સાથેનાં પણ મથાળાં બન્ધાયાં. કવિચિત્રકાર ફુલચન્દ માસ્તરે શાકુન્તલને 'મુદ્રાપ્રતાપ' કહ્યું અને કે.હ.ધ્રુવે 'મુદ્રારાક્ષસ'ને 'મેળની મુદ્રિકા' કહ્યું. આ બન્ને પરસ્પર બદલી શકાય તેમ નથી ? એમ તો કદાચ બન્નેનું ઔચિત્ય વધે !

ટૂંકમાં, પ્રશિષ્ટ કૃતિની પ્રશિષ્ટતા જાળવીને, સાથે સાથે, તેને 'ગુજરાતીપણું' આપવાના પ્રશ્નનો ભાષાન્તરકારને સતત સામનો કરવાનો રહે છે. આના પ્રયત્નમાંથી ક્યારેક તત્સમ-તદ્ભવનાં વિચિત્ર સંયોજનો પણ પેદા થાય છે. જેમ કે : 'ભવ હૃદયસાભિલાષમ્..' એ શ્લોકનો અનુવાદ ન્હાનાલાલ કરે છે :

*'હોંશ ન હારીશ હૈયા, સમાધાન શઙ્કાનું જડ્યું હાવાં,*
*ધારે અગ્નિ તું જેને, એ તો છે આ મણિ માણ્યાસરિખું.'*

આમાં, 'સાભિલાષ'નું 'હોંશ ન કરીશ', 'હૃદય'નું 'હૈયા' સ્પર્શક્ષમનું 'માણ્યાસરિખું' અને 'સન્દેહનિર્ણય'નું 'સમાધાન' કરાયું છે, ઉપરાંત 'હાવાં' પણ વપરાયું છે. આ રીતે ઘણું બધું ગુજરાતીકરણ સધાયું છે. એ સમગ્ર રચના સુપાઠ્ય છે અને વાંચતા ગુજરાતી જ રચના વાંચતા હોઈએ તેમ લાગે છે. છતાં, મૂળના અર્થથી તે દૂર નથી કે અન્ય કોઈ રીતે તે કઠે તેમ નથી. આ જ શ્લોકનો ઉમાશઙ્કરનો અનુવાદ :

*'હૃદય તું ધર અભિલાષા, શઙ્કાનિર્ણય થઈ ગયો હાવાં,*
*જે તું શઙ્કતું અગ્નિ, રત્ન સ્પર્શ જોગું તે તો આ'*

આમાં 'હૃદય', 'અભિલાષ', 'શઙ્કાનિર્ણય', 'રત્ન', 'શઙ્કતું' 'સ્પર્શ' વગેરે લગભગ મૂળના જ તત્સમ શબ્દો જળવાયા છે, એટલે સમગ્ર ભાષાબન્ધ પ્રશિષ્ટ મુદ્રા ધરાવે છે. આવા બન્ધમાં વપરાયેલો 'હાવાં' ન્હાનાલાલના પદ્યબન્ધના શબ્દવણાટમાં જેવો બન્ધ બેસે છે તેવો બરાબર બન્ધ બેસતો નથી. તેમ, 'સ્પર્શજોગું'માંનો તત્સન-તદ્ભવનો સમાસ પણ સુભગ નથી લાગતો. 'ખપજોગું નભે તેમ 'સ્પર્શજોગું' ન નભે. 'ન્હાનાલાલે આશઙ્કસેને બદલે, શઙ્કાનો ભાવ જવા દઈ માત્ર 'ધારે' કર્યું છે, 'રત્ન'નું 'મણિ' કર્યું છે અને 'સ્પર્શક્ષમ'નું 'માણ્યાસરખું' કર્યું છે, છતાં તેથી અર્થ, ભાવ વ્યઞ્જના કે કાવ્યત્વની કશી હાની થતી નથી. માત્ર શઙ્કાનો ભાવ જ બાદ રહે છે. વળી 'મણિ' સાથે તો કવિએ 'માણ્યા સરિખું' જોડીને વર્ણમૈત્રીનો પણ લાભ લઈ લીધો છે. તેવો જ વર્ણસગાઈનો અને તળપદી ગુજરાતીનો લાભ 'હોંશ ન હારીશ હૈયા'માં પણ મળે છે. એટલે, જે કંઈ-કિઞ્ચિત-ખોટ તે સરભર થઈ જાય છે. ઉમાશઙ્કરનો અનુવાદ તો બક્ષીજીની આર્યા-અનાર્યાની ટીકા યાદ કરાવે તેમ બને.

ખખ્ખર-યાજ્ઞિકના અનુવાદો તો છેક ૧૮૬૬માં પ્રગટ થયેલા, એટલે તત્કાલીન ગુજરાતી ભાષા અને કાવ્યરચનાની વિકાસભૂમિકા વિચારતાં, તેમાં 'બહુ સગપણ કેરો છો કરે હક્ક દાવો' (યાજ્ઞિક) એવા પ્રયોગો તો મળે. ઉપર્યુક્ત શ્લોકના ભાષાન્તરમાં પણ યાજ્ઞિક - 'પૂર કોડ હઈડા તુજ' તથા 'આ હીરો નિકળ્યો

તેને જ ત્હેં અગ્નિ માન્યો' એવા ન રુચે તેવા, અનુવાદો આપે છે, પણ તે જ ઝવેરીલાલ યાજ્ઞિક અન્યત્ર :

*'હરણાંઓ મુખમાંથી ભોંય નાખી દે દર્ભના કલ્લા,*
*મોર તજે છે નર્તન, વાગ્યા એને વિજોગના ભાલા'*

એવો પૂરો ગુજરાતી અને તે સાથે, સુભગ એવો અનુવાદ પણ આપે છે - છેક ૧૮૬૬માં ! આની સાથે સરખાવતાં - ઈ.સ. ૧૯૦૬માં બળવન્તરાયે કરેલો અનુવાદ :

*'મૃગો કવલ દર્ભોના ત્યજે, ત્યજે નૃત્ય આ મયૂરો, ને*
*પાડી પીળાં દલ શું સારે આંસુ વનલતાઓ.'*

તથા, ઈ.સ. ૧૯૧૫માં મગનલાલ પટેલે કરેલો અનુવાદ :

*'દર્ભકવલ તજી હરિણી, નૃત્ય તજીને ઉભા રહ્યા મયુરો,*
*જો રહી અશ્રુ સરાવી લતા ગેરવી પાણ્ડુ પાણ્ડુ પત્રો.'*

— એ કેવા લાગે છે ? અલબત્ત, ઝવેરીલાલે એકના બે શ્લોક કર્યા છે, તેમાં મૂળની પ્રથમ પઙ્ક્તિની ઉપર આપેલો અનુવાદ જ સરસ છે. બીજી પઙ્ક્તિનો એટલો સારો નથી. છતાં પ્રસ્તુત ચર્ચાવિષયના સમ્બન્ધમાં જોઈ શકાશે કે એ શ્લોક સ્વાભાવિક અને સરળ-સહજ ગુજરાતી શ્લોક બની રહ્યા છે. જ્યારે બાકીના બે સમશ્લોકીના આગ્રહને કારણે કથળ્યા છે. બન્નેમાં પ્રથમ ચરણોમાં વધુ તત્સમ અને બીજાં ચરણો ગુજરાતી-સંસ્કૃતની ભેળસેળવાળાં લાગે છે.

શ્રી. ખખ્ખર અને શ્રી. યાજ્ઞિકના અનુવાદો જોતાં જણાય છે કે શ્રી. યાજ્ઞિક તત્સમ-તા વધુ જાળવે છે, જ્યારે ખખ્ખરની ભાષા વધુ દેશ્ય બની જાય છે. સમ્ભવ છે કે તે જમાનાના વાચકને એ સુગમ, ને તેથી વધુ ગ્રાહ્ય લાગી હોય. 'ગુજરાત શાળાપત્ર' (૧૯૬૬) તો લખે પણ છે કે 'મી. દલપતરામે સંસ્કૃતના જ છન્દને વળગી નહીં રહેતાં પોતાને ફાવતા છન્દ પસન્દ કર્યા છે, અને તે અમારા વિચાર પ્રમાણે સારું કર્યું છે. મી. ઝવેરીલાલ કરતાં, મી. દલપતરામની ગદ્યભાષા સારી અને ઝટ સમજાય એવી છે. મી. દલપતરામની કવિતા સરળ ને સારી છે.' આમાં એ જમાનાની તાસીર છે.

તો, ઈ.સ. ૧૯૦૬માં અનુવાદ કરનાર પ્રા. બ.ક. ઠાકોર પણ ગદ્ય સંવાદોમાં 'ઢઙ્ગધડા વગરનું', 'વણઠેલી ઠરી', 'સુવાણ્ણ થઈ જાશે'. એવા પ્રયોગોથી ભાષામાં ગુજરાતીતા લાવવાનો પ્રયત્ન કરે જ છે, પણ પદ્યમાં પણ તેવા પ્રયત્નો મળે છે. જેમ કે :

*'સતીય જો કાયમ રૂહે પિયેરમાં,*
*બને છ તે વ્હેમચવાતી લોકમાં'*

*'ગપ આખી મજાક ગૂંથણી'*

*'ડુસ્કે કહેતી હાય, આ કર્મ ફૂટ્યાં'*

તેમજ બ.ક.ઠાની લાક્ષણિક કાવ્યશૈલીની યાદ આપતું :

*'સિંહણપાય વચ્ચેથી, ખેંચે છે બચ્ચું ધાવતું,*
*પીંખે યાળ, બળે, ઝૂંટે, ખેલણું એ દિલચહ્યું'*

આમાંનું ગુજરાતીકરણ દેખીતું છે, કાવ્યત્વની દૃષ્ટિએ કેવું તે જુદી વાત.

કવિ ન્હાનાલાલ તો 'ઉગ્યું ને અણબોલ્યું અનુતાપ જન્માવે પછી' એવી સરસ પઙ્ક્તિ પણ આપે, અને 'અયિ અતિથિ ઉવેખણહારિણી' એવું સમ્બોધન પણ આપે ! 'શાકુન્તલ'ના અનુવાદમાં તો પ્રિયંવદા દુર્વાસાના શાપમુક્તિના વચનના શબ્દો '...સમ્ભારણાનું ઘરેણું દાખવ્યે શાપ નિવારાશે' એમ જ ટાંકે છે, પણ આ જ પ્રસંગના નિરૂપણમાં 'વિશ્વગીતા'માં, જ્યાં દુર્વાસા પોતે જ પ્રત્યક્ષ બોલે છે ત્યાં તો 'જગની ભૂષણ એ આભૂષણ કો દાખવશે' એવી ન્હાનાલાલીય રચના પણ મળે છે. ગદ્યચર્ચામાં આવું ઘણું નીકળે. પણ અત્રે માત્ર પદ્યોની જ ચર્ચા કરવાની મર્યાદા રાખી છે.

(આવતા અઙ્કમાં પૂરું)

# રસાત્મકમ્

## નાયિકા-ભાવ-ભેદ
રાજેન્દ્ર શાહ

**પ્રોષિતભર્તૃકા**
અકેલ : સદ્મે
રાગ જોગિયા લયે
તન્તુના કમ્પે.

**ઉત્કણ્ઠિતા**
દૂર દિગન્તે
અભ્ર; રાગિણી ધરા-
કણ્ઠ મલ્હાર.

**અભિસારિકા**
વેગે ઉપડે
પાય, સર્પ છુંદાયઃ
દૃષ્ટિ સઙ્કેતે.

**વિપ્રલબ્ધા**
નિશીથ : તારા
પળે પ્રતીચી ભણી...
પ્રતીક્ષા પીડે.

**ખણ્ડિતા**
બાહ્ય જાગરો...
હવે નકામો યામ...
નમેરા જાઓ.

**કલહાન્તરિતા**
અપાઙ્ગદૃષ્ટિ...
લીધ ફેરવી તુણ્ડ,
મૂક જાકારે..

**વાસકસજ્જા**
રમણાધીરા
અઙ્ગરાગ સુ-ગન્ધે
પુલકે લોલા.

**સ્વાધીનભર્તૃકા**
સઙ્ગ-રઙ્ગતે
પરિરમ્ભણ રત :
નિનાદ કણ્ઠે.

## રાગ છે પોરસાયો

રાજેન્દ્ર શાહ

ભળી આપણા બેઉની ભાવનાઓ,
હવામાં ચમેલી સમી હૃદ્ય, રમ્ય :
અહો અઙ્ગ રોમાઞ્ચ ! આનન્દ પાયો !

અહોરાત્રિના સન્ધિનું ભદ્ર ટાણું,
પ્રિયે ! પેખ સાયન્તની દીપ્તિ ભવ્ય :
ક્ષણે શાશ્વતી આ સમય શો સુહાયો !

અહીં મૌન તે યે સ્વયં છન્દ, નાદ;
હિલોળે રમે અન્તરિક્ષે; અનન્ય :
હલે ! સર્વને પ્રાણ મર્મે છવાયો !

ક્યાં તેજથી ઝળહળે નેત્ર હાવાં !
કયે પુણ્ય છે પ્રાપ્ત આ પર્વ ધન્ય !
ઋચાના રવે રાગ છે પોરસાયો !

## અણ્ટેવાળે આવતી યાદ

રાજેન્દ્ર શાહ

આ'વી આ'વી રમત કરવી શે ?
  અહીં હું અકેલ તે તું જાણે તદપિ ?
  પણ હા, જાણતી એટલે સ્તો
સ્હેજે આ'વું બહુ પજવવું ફાવતું આવતું, ને
વારીયે ના શકું હું તુજને
  કે વ્યથાને નિવારી !

જેવીતેવી ક્યમ ? - સરસ પણ્ડે બનાવેલ કૉફી
  પીવા માંડું ત્યહીં જ
  પ્રથમે ઘૂંટડે અન્તરાશ !
બીજાં કામે વળું ત્યહીં વળી
  કિઙ્કિણી-બોલ, હાસ્ય;
અણ્ટેવાળે તવ પળપળે રે કશો આ વિલાસ ?

ત્હારું આઘે જવું અકળ આ લ્હાવનું દેઈ લ્હાણું !
ને એકાન્તે લહરમહીં શો કસ્તુરી-કમ્પ મા'ણું !

## નામવતી

(નામના કાંઠે આવી નાંગર્યા કાફલા સાતેસાત)

રમણીક અગ્રાવત

### ૧. બીજ

એક નામ છે મ્હારી પાસે
ન્હાની ન્હાની એષણાઓ ન્હાની ન્હાની પળોજણોથી
ઘેરાયેલું
સૌ સુખોથી સવાયું
જળો જેમ વળગેલાં હમ્મેશનાં દુઃખોથી વધુ ગાઢ
આ આટલું અમથું નામ
અટવાઈ રહ્યું આટલો સમય કોઈ બિનમહત્ત્વના કામ
જેમ
ફળિયાને ખૂણે આપમેળે ઊગી આવેલાં
અમથાં ફૂલછોડ જેમ
ત્રણેય સમયોમાં લઈ જાય મ્હને
એની ટચૂકડી આંગળીએ વળગાડી
ઝાલી રાખે કસોકસ વિખરાતી વય
ક્યારેક ફફડતા હોઠે આંખો ઢાળી રાખી તું બોલેલી
એ નામ
વરસો લગી સચવાઈ રહ્યું મનને તળિયે
રોજિન્દા રોટલાની હાયવોયમાં કોણ જાણે ક્યાંથી
એને પ્રાણવાયુ મળ્યા કર્યો,
ના, કશો દાવો નથી કરવો આ પાકટ વયે
નવો સમય નવી ઈચ્છાઓ નવી મથામણો
ફૂલઝર નદીનું પાણી હજીય સચવાઈ રહ્યું છે આંખોમાં
એમ એ ભલે રહેતું.

### ૨. નામ

ત્હારં [illegible] હું કોઈને નહીં કહું,
ના, કોઈને નહીં,
મનમાં ઘૂંટી ઘૂંટીને એને ભૂલવા બેઠો
કેટકેટલું ભૂલી જવાય છે
એમ ભૂલી જવું એનેય...
પણ એ તો ખૂલી ગયું ક્યાંક ઊંડે જાણબહાર
હવે એ માત્ર નામ નથી
એ તો સુખનો-દુઃખનો-કંઈકનો ભાવ થયું
એની સામાન્યતા ખરી પડી
મનનું પોલાણ ભરી દેનાર ઘીંઝો અવકાશ બની ગયું
એ
ભલે હોઠ ઘૂંટે નહીં એ નામ
આંખો લખે છે એને હવાનાં કોમળ પૃષ્ઠો પર
કાન પીવે છે એનો સૂક્ષ્મ ગણગણાટ
દેહની સીમાઓને લાંઘતું એ તો પહોંચ્યું
અકળ રહસ્યોના દેશમાં
ત્હારું નામ ત્હને પણ નહીં કહું...

### ૩. ઊભી હજી તું...

આસપાસના અવાજમાંથી ઊપસે ધીરે રહીને તાલ
તાલમાં પડતું પાંદ તાલમાં પવન હલાવે ડાળ
તાલમાં રાહદારીનાં પગલાં
ઝૂલે આઘેની બારી હળુ તાલમાં
તાલમાં ડોકું ફેરવી જોઈ
કોઈ ગરક તાલમાં

તાલમાં ઊઠી બૂમ
ગોધો શેરી ગજવતો ગયો તાલમાં
તાલમાં બકરી ચાવે ઊંચાકૂચા ચૂપચાપ
તાલમાં ઝૂકતી સાંજ તાલમાં આથમતો બોલાશ
રણઝણતા બોલાશ વચ્ચોવચ્ચ તાલ ઘૂંટતી
ઊભી હજી તું

ઝાડ ઝાડની ટોચે ફરકે ચોળકેસરી ધજા
મીંચાતાં આકાશને કોચે કલબલતાં ઝાડ જરાક
હજાર આંખે અજવાળું પીતું ઝાડ હલે ત્યાં
કેસરી રસ્તો કેસરી શેરી કેસરી બારી છજાં
કંઈ કેટલી સાંજ સોંસરી હજી ઊભી તું
નમણું મુખ ને લટ નમેલી ઝળળ કેસરી વાન
તને લીંપતી સાંજ
કે તું સાંજ ગુલતાન !

## નહીં બોલું

ચન્દ્ર પરમાર

નહીં બોલું, નહીં બોલું,
નહિ રે જા, ખટકામાં.
ઘેલી કીધી આજ શાને
મ્હને એક લટકામાં ?

ઘેરી ઘેરી કદમ્બની છાંય મહીં
ઘેરી મ્હને
જઈ દીધાં નેણ ત્હેં તો
કોરા કોરા મટકામાં.

ઝબકીને ઉર મ્હારું ઊઠે છે
ધબ ધબ
એ જ ત્હારી આંખડીના
મલકતા ચટકામાં.

મ્ઽસ મીઠા ચટકાથી મન ગયું
છટકી રે
સીધેસીધી એમ હું તો
આવી ગઈ છટકામાં.

સ્હેજ હસી ત્હેં હસાવી પલ એકમાં
પટાવી
ત્હેં તો મ્હને છેતરી છે
સોપારીના કટકામાં.

## પરપોટો

રાજેન્દ્ર શાહ

સ્હેજ હવામય જલ બન્યું પરપોટો,
તેજનો જાણે ન તોટો;
(પણ) હવા નહીં, તો નહીં

## મ્હેફિલ

દેવેન્દ્ર પટેલ

અમાસી અન્ધારે ઝગમગી ઊઠે મ્હેલ સહસા,
ઉજાસે આછેરા હળુ ઊતરતું દાદર... પણે
સભા મધ્યે બેસે— ગ-મ-પ-ધ-નિ-સા તાલ રમતા,
પિયાલીમાં થોડો મય છલકતો... ઘૂંઘટ-રવે
સિતારાની સઙ્ગે ગજ... ઠુમરીની મ્હેફિલ ચગે !
અરીસાઓ ઝૂમે, લય-લહરમાં ઝુમ્મર જલે !
કલાને ના માણી : થનગન થતાં યૌવનપરે
દગો જૈ મંડાણાં... સમ પર પડ્યો ભૈરવી-સ્વર
જતો તૂટી : છૂટ્યાં થથર થથરી પાયલ ડરી,
વીંઝાતા ચાબુકો — સિતમ... બરડે સોળ ઊઠતા
નર્યા લોહીભીના — જખમ, સિસકારા, સળગતા
નિસાસા... ઠેલાતું મરણ... ફફડે ભીંત-સળિયા !

હજીયે આંખોમાં ગભરુપણું, એ ઝાંઝર સ્વરો,
ગુલાબી દુપટ્ટો... સજધજ થતા સાજ... ભણકા...!

## સહજ

રાજેન્દ્ર શાહ

આલ મ્હને કશું એમ કદીય શું ક્હેવું ?
રાત પછી દિન જેવું
બધું મળતું રહે.

## એટલામાં તો –

જગદીશ વ્યાસ

આપણે હજી જાણતાં નથી એકબીજાનું નામ
એટલામાં તો આપણા બેની વાત કરે છે ગામ

જાઉં હું દોરો વ્હોરવા મને ખ્યાલ ન તારો હોય
એ જ દુકાને તુંય રે આવે વ્હોરવા માટે સોય
ગામ એવું તે હાલતાં ભેગાં થઈએ ઠામોઠામ
અટલામાં તો આપણા બેની વાત કરે છે ગામ

એકબીજાનું સાંભળ્યું નથી આપણે એકે વેણ
આપણી વચ્ચે આટલી છે બસ લેણ ગણો કે દેણ
નેણ મળે ને અમથું હસી પડતાં સામોસામ
એટલામાં તો આપણા બેની વાત કરે છે ગામ

કાલ સાંજે તો આરતી ટાણે ભીડ જામી'તી બહુ
'જયઅંબે મા, જયઅંબે મા' ધૂન ગાતાં'તાં સહુ
ધૂન ગાતાં'તાં આપણે 'રાધેશ્યામ હો રાધેશ્યામ'
એટલામાં તો આપણા બેની વાત કરે છે ગામ

## તમે એમથી નહીં તો

[illegible] વ્યાસ

તમે એમથી નહીં તો આવો આમથી રે લોલ
 સાવ અમથું તો તેડાવે કોણ ?
તાર કીધો છે એક મોટા કામથી રે લોલ

તમે આવા તે કેવા છો ઘરધણી રે લોલ
 આખો જન્મારો બ્હાર અને બ્હાર
ઘર છે વ્હાલું અમને તો ચારેધામથી રે લોલ

નથી સાંભરતાં માવતર ને છોકરાં રે લોલ
 નથી સાંભરતું બીજું પણ કોઈ
નેડો કેવો લગાડ્યો તમે દામથી રે લોલ ?

હતું અમને કે આવશે એ રોકડા રે લોલ
 આવી પંદર પૈસાની ટપાલ
કરું બીજી શી આશ મારા રામથી રે લોલ ?

## ગુલાબ ક્યારી

ચન્દા રાવળ

 ભીની ગુલાબક્યારી.
મંદ સુકોમળ પ્રાત ધૂંધળું, ઝરે ઓસજલઝારી
 ભીની ગુલાબક્યારી

સપનાં લઈને પરિમલ ઘૂમે
 વસન્તને ગલીઓમાં.
લેજો કોઈ સુરભિ અમારી
 બન્ધ રહી કળીઓમાં.
સવારને લલક ઉલ્લસે વિહંગની કિલકારી.

સાદ સાંભળી કિરણો દોડ્યાં
 અટવાયાં ઝાકળમાં
પતંગિયાની રઙ્ગબેરઙ્ગી
 લાગણીઓને કળ ના.

ધીરે ખૂલે સલનપાંદડી, હવા કરે સહિયારી.

## શાને પછી ?

દેવેન્દ્ર દવે

તું આમ તો પ્રથમથી ગમતી અશી કે
ના પૂછ વાત ! આળગી પળ એક સ્હેજે
કેમે નહીં સહી શકે ઉપ ઝૂરવાનું !
વાતો-ભીનાશમય એ અધરોની ગોષ્ઠિ !
મ્હેક્યે જતી સમયની હળવાશ મીઠી
ખીલ્યાં ગુલાબસમ એ મુખની રતાશ !

ફોરાં ઝરંત તરુથી ઋજુ ડાળખીથી
એવું સખી, તવ સુગન્ધ ભરેલ યાદે
એકાન્ત આજ ઝમતું મુજ ઘેન ઘેરું !
તું હોય ને અધિક ઊર્મિ ભરન્ત હૈયું,
તારા વિનાય મરકે - તવ સખ્ય માણે :
સંવાદ, હાસ્ય, ટીખળો, વળતા કટાક્ષો !

એવું બધું અનુભવું હજી હેમખેમ,
પામું પછી વિરહની કડવાશ કેમ ? !

## ક્યાંય પણ...

હરેશ તથાગત

પિણ્ડથી તૂટી જતાં વાસણ વચાળે ક્યાંય પણ,
સાધ સાક્ષીભાવ 'હું'થી મન વચાળે ક્યાંય પણ!

ગ્રન્થિ, ચિન્તા, નામ-સરનામું, અદીઠી વૃત્તિઓ
ગુમ થયો છું : શોધ આ સહુની વચાળે ક્યાંય પણ!

ઔપચારિક સૂર્ય સરીખી રોજ ઊગે છે ઘૃણા,
છું છતાં જાણે નથી હું ઘર વચાળે ક્યાંય પણ !

આંખ છે અખબારઘેલી; જીવ અધસાચી ખબર,
મૂક અગ્જળગાંઠડી લગભગ વચાળે ક્યાંય પણ!

તિશનગી, આઠે પ્રહર ખાલી જગાની સોંરતી,
હું નથી અવ પાંખથી તે નભ વચાળે ક્યાંય પણ !

## અડધો તર્ક...

હરેશ તથાગત

પર્વમાં છે ખરખરો ને ખરખરામાં પર્વ છે !
લાગણી છે નામ જેનું એય અડધો તર્ક છે !

ઓગળે છે કોણ મારામાં રહીને હર ઘડી,
શ્વાસ તું જેને કહે છે : સૂર્ય છે કે બર્ફ છે ?

ફૂલ ખીલે ટેરવે એવું બને છે ક્યાં સદા ?
જો સમજમાં ઊતરે તો ખૂબ ઊંડો મર્મ છે !

કૃષ્ણ ને અર્જુનના સંવાદ ઘૂંટે છે સમય,
મૃત્યુઃ સાક્ષીભાવના અલગાવનો સંદર્ભ છે !

જો ટળે અન્ધાર તો સઘળી દ્વિધાનો અન્ત હો,
ભાગતાં પૂર્વે જુઓ : છે દોરડી કે સર્પ છે ?

## વૃક્ષોને...

મફત ઓઝા

ટહુકા પહેરી નીકળેલાં વૃક્ષો
મારા નગરમાં આવી પહોંચ્યા ત્યાં
એમને ધુમાડાએ ઘેરી લીધાં હતાં.
પછી તો બુરખા ઓઢેલાં એ ખોડાયાં હતાં
ફૂટપાથ પર-

ક્યાંકથી ભૂલું પડેલું પક્ષી
એની જૂની ઓળખને અણસારે એના પર
બેસવા ગયું તો વીજળીના તાર વચ્ચે લટકતું હતું.
હવે હું એનાં વિખરાયેલાં પીંછાં ઊડે છે એને
જોયા કરું છું.

વૃક્ષ વિના વલવલતી સીમ
ભૂલી પડેલી કન્યા જેવી હાંફળીફાંફળી આવી તો
માળ પર માળ ખડકી ઊભેલા બિલ્ડિંગના પડછાયે
એને ગળી જાણી દમયન્તી ?

હવે મારા નગરમાં વૃક્ષો નથી ઊગતાં યુગોથી -

મેં મને વાવવા રોપી દીધો
ઝૂંપડાં પાસેના કબ્રસ્તાનમાં ગઈ કાલે...
મારા કાનમાં સડી ગયેલા મૂળે મને કહ્યું -
'તું મિલની ચીમની થઈ ઊગી ગયો છે
નદીકિનારે'.

હું મારા બન્ને હાથ ઊંચા કરી
આ બાજુ આવી રહેલાં વૃક્ષોને વિનવી રહ્યું છું
કદીયે મારા નગરમાં ન આવવા.

## એકાકાર

હર્ષદ ત્રિવેદી

ઘનઘોર
અડાબીડ આભમાં વીજકડાકો !
અજવાળું ઝોકાર !
અજ્ઞાઝે વિદ્યુદ્વલ્લી લ્હેરાય,
લપકારે વિદીર્ણ મન.
સૂસવાય ઈહા,
સુષુપ્તિમાં ય નહીં શાન્તિ.
ઉન્મનું અન્તર સંકલ્પહીન
રવડે ચોમેર દિશાહીન, કરે જલ્પના;
અપધ્યાને અટવાય !
અચિન્ત્યું
ઉજ્જ્વલ આ આકાશ
જલકુક્કુટનો રવ
વાદળો વળે વિશ્રમ્ભે આલિઙ્ગને ઉન્મત્ત,
લપાય એકમેકમાં.
ગતધારે જલવર્ષા,
સઘળું એકાકાર...
પલ્લવ આ ચિક્કાર...
પ્લાવિત ભીતર-બ્હાર...
અડાબીડ આભમાં વીજકડાકે
અજવાળું ઝોકાર !

## ઈપ્સા

હર્ષદ ત્રિવેદી

તમે
પવન દીધો ને દીધાં જળ
હું મારી હોડી મૂક્યાની ચૂક્યો એક જ પળ !
તમે
ભર્યો અન્ધાર જે અપરમ્પાર,
અને મેં દીવડો મૂકતાં કીધ વાર લગાર !
તમે
અચાનક વરસ્યાં અનરાધાર,
અરે ! ના ગાયો મેઘ-મલ્હાર !

તમે
થઈ તડકો કૂણો ને અવિરત અમને અડકો,
છતાં ન ઊઘડી કોઈ પાંદડી થયો ન મનમાં થડકો!

તમે અમસ્થાં,
અમે અમસ્થાં-
સદાં રહ્યાં રમમાણ ને તો યે સમજ્યાં ના ખેંચાણ,
આ તે કેવું અઢળક તાણ !

મૌન કદીયે તૂટે -
ને અમને ફૂટે વૈખરી વાણ...

## સમજાવું તને

મધુકર ઉપાધ્યાય

જિંદગીનો અર્થ શું છે આવ, સમજાવું તને,
કેટલો છે શ્વાસનો ફેલાવ : સમજાવું તને.

પાર થાવું છે અને હોડી, હલેસાં ને પવન,
એ બધાંથી કેમ હો અલગાવ સમજાવું તને.

જીવવું મિત્રો બનાવી છે બધાના હાથમાં
હાથને તારા જરા લમ્બાવ, સમજાવું તને.

બી ગયો તું, જ્યાં ફસાયો એકબે ઘટના મહીં,
આ સફર આઘાતનો પથરાવ, સમજાવું તને.

આગિયાની શોધ - સઘળે, સર્વદાની વ્યર્થ છે
તું જ તારી જાતને સળગાવ સમજાવું તને.

લઈ બધા શબ્દો અને અર્થો સમેટી ભીતરે
મૌન જેવા મૌનને અજમાવ સમજાવું તને.

## ગઝલ-૧

અશોકપુરી ગોસ્વામી

કહે છે મને એનું તળ : બોલવા દે,
'ભલે પઙ્ક હઈએ કમળ બોલવા દે.'

નવું રૂપ બતલાવી દઉં રણનું તમને,
ફકત કાનમાં એના જળ બોલવા દે.

ચલોને ઠગાયાનો દેખાવ કરીએ
તું મૂગું થા મન; તારું છળ બોલવા દે.

નહીં બોલવાથી થશે છૂટકો ના,
ને માત્ર પળ કે વિપળ બોલવા દે.

ખરી રીત તો વ્યક્ત થાવાની એ છે,
મને મૌન જેવું અકળ બોલવા દે.

## ગઝલ-૨

અશોકપુરી ગોસ્વામી

એ રીતે મારો તને પતિયાર તાકે,
જન્મ દેનારી ત્વચાની પાર તાકે.

તેં જ દીધા દર્દની માણું મજા હું,
સૌ સ્વજન તો દર્દનો ઉપચાર તાકે.

આ કિનારાથી મને સન્તોષ ક્યાં છે ?
મન સતત મારું જ જ્યાં મઝધાર તાકે.

'આટલો ખુલ્લો જ ખોબો કેમ તારો ?'
એમ તરસ્યાને પૂછી પાનાર તાકે.

નેક નિયતથી ગઝલ સજદો કરું છું,
શી ખબર કોઈ ખડગની ધાર તાકે.

## ન વેડીએ

નટરાજ બ્રહ્મભટ્ટ

છોરા, કાચી તે કેરી ન વેડીએ
ડાળીને ભર્યોભર્યો લાગે જ્યાં ભાર
એમ જોઈ જાણીને પછી છેડીએ...
ખાટી ખાટી તે વળી એવી ખાટી
કે એની સોડમથી અમ્બાણા દાંત,
એટલામાં ઓછી તે કોળી ઊઠે
હજુ હમણાં ઊગ્યાની આ વાત;
આપણું રે જોર એમ ઝાલ્યું ના રે'
તો અલ્યા અમથા ન જાવું એ કેડીએ !
રાતોમાતો એને આવે જ્યાં રઙ્ગ
પછી જોઈને આંખ ચાર થાય,
મીઠી તે મ્હેક જરા અડકે જ્યાં શ્વાસને
તો થનગનતા શ્વાસ ના સમાય;
કોરો ધાકોર અલ્યા કોઠો ભીંજાય
એને રસના રીઝે એમ રેડીએ !

## જિન્દગીનાં ચઢાણો

કિશોર મોદી

રોજ પૂજાયા કરે છે ઉમ્બરા,
નિત્ય એ જોતા રહે છે ડુંઝરા.

કેડી પર ઊભેલું મન જોયા કરે,
ચોતરફ ઊગેલ ઝાડીઝાંખરાં.

આંખ મીંચીને જવું છે ક્યાં સુધી ?
બોલતાં ચરણો બનીને બાવરાં.

એ જ કોલાહલ હતો મંઝિલ સુધી,
જિન્દગીનાં છે ચઢાણો આકરાં.

કાગડો તો ક્યાંય દેખાતો નથી,
ને કૂજામાં ક્યાં તરે છે કાંકરા ?

બે ઘડી કિશોર પણ હાલી ગયો,
વ્હાણમાં કેવળ છે વેલાંપાતરાં.

## શેલીને

### હરિશ્ચન્દ્ર ભટ્ટ

ત્હેં પર્વતીય પ્રકૃતિ નીરખી, અનેક
રઙ્ગી દીઠી ગગનશોભન વાદળીઓ,
મૃત્યુ સમો નિરવધિ જલરાશિ, ચન્દ્રા
ફિક્કી વળી સરતી વાદળમાં, દીઠાં તે.

સ્વાતન્ત્ર્યમાં મનુકુલોની બધીય સિદ્ધિ
છે; જોઈ એ, સમર ત્હેં સહુના વધાવ્યા
જે અર્પતા જીવન, માનવતાની બેડી
તોડી, ફગાવી મથતા નવભાવનાર્થે.

જ્ઞાને, તપે, નૂતન સર્જન આશ જોતો
સૌન્દર્ય સ્પર્શ મહીં ચેતન અગ્નિ-જ્વાલા,
તે દેહબન્ધ થતી મુક્ત અબન્ધ પ્રેમ
જોયો, પીધો, 'નુભવીને અમનેય સિન્ધુ
એ પ્રેમનો નીરખવા આવગાહવા એ
આપ્યું ત્રીજું નયન ત્હેં, શિવ એનું જોવા.

ચણ્ડોળગાન નભ-નીતરતું ઝીલીને
ઉલ્લાસગાન મહીં જોઈ વિષાદ-રેખા -
ને ત્હેં દીઠી શિશિર-મારુત-શીત પૂંઠે
કૂંણી વસન્ત-કૂંપળો નવપ્રાણ પૂર્ણ.

આ સાંકડા પૃથ્વીના પથ છોડીને ઓ !
મુક્તાત્મ ચિદ્ગગનમાં કરતો વિહાર.

## રાજહંસને

### રતુભાઈ દેસાઈ

ઊડો હો ! રાજહંસ ! ઊડો હો ! રાજહંસ !
માનસસર હજી દૂર :
સમીપ તને દેખાયે તે તો, કેવળ મૃગજળ પૂર :
ઊડો હો ! રાજહંસ ! ઊડો હો ! રાજહંસ !
ચરમ પરમ સ્થલ દૂર !

અન્ધુક દૃષ્ટિ પારની સૃષ્ટિ, રમ્ય રસે ભરપૂરઃ
પહાડતણા પરદા દો ચીરી : ગગન વીંધો ઘેઘૂર :
ઊડો હો ! રાજહંસ !

ચાંચ ઘસાયે, પાંખ કપાયે, આંખ ખૂએ કંઈ નૂરઃ
એક અનન્ત અનવરત યાત્રા; તીરથતીરથ તલપૂરઃ
ઊડો હો ! રાજહંસ !

ઊર્ધ્વ રમણ આ, ગહન ગગન આ,ઘટા ભવ્ય લેલૂર
એક અનસ્ત અમર સરપાવો, વાટ જુએ આતુરઃ
ઊડો હો રાજહંસ !
માનસસર હજી દૂર ?

## સ્વપ્ન

### ઇન્દુકુમાર ત્રિવેદી

જ્યાં
પોપચાં નીંદરમાં ઢળ્યાં...
ત્યાં
જોઉં અચાનક કૈં વાદળેથી..
કર્પૂર શ્વેત
ધીરે ધીરે ઊતરી સુન્દરી કો',
ખોલી બીડેલાં મૃદુ પોપચાંને,
સામે ઊભી સુસ્મિત કુંદ વેરતી...!
તહીં
પૂછ્યું મેં,
'અહો ! ઘણાં વર્ષ પછી તું ક્યાંથી !'
છવાયું ત્યાં છેક અપાર મૌન...
ને ન્યાળું ત્યાં
એ નયનોથી એનાં...
ધીમે ધીમે આંસુ ઝમી રહ્યાં'તાં !
મારાંય તે લોચન અશ્રુભીનાં !
જાગી જઈ જોઉં
ત્યાં ઓશીકે તો ભીનું 'મેઘદૂત'

## England in 1819

P.B. Shelley

An old mad, blind, despised, and dying King-
Princes, the dregs of their dull race, who flow
Through public scorn-mud from a muddy spring,
Rulers, who neither see, nor feel, nor know,
But leech-like to their fainting country cling,
Till they drop, blind in blood, without a blow;
A people staved and stabbed in the untilled field
An army, which liberticide and prey
Makes a two-edged sword to all who wield --
Golden and sanguine laws which tempt and slay--
Religion chirstless, godless - a book sealed;
A senate-Times's worst statute unrepealed --
Are graves, from which a glorious Phantom many
Burst, to illumine our Tempestous day.

## ઇંગ્લેણ્ડ ૧૮૧૯માં

રાજેન્દ્ર શાહ

વિમૂઢ નીચ અન્ધ વૃદ્ધ મ્રિયમાણ એ રાજવી,
કુમાર તલ-પઙ્ક સુસ્ત નિજ વંશના, જે વહે-
ઘૃણા નિજ પ્રજાની, - કાદવ, ઝરાથી ડ્હોળાયલા;
ન દૃષ્ટિ, નહિ બોધ, સાવ અનભિજ્ઞ એ શાસકો
તથાપિ ચીટકી રહ્યા હજી જળો સમા દેશને;
પડે ત્યહીં લગી, પ્રહાર વિણ, આંધળા રક્તમાં.
પ્રહારથી રિબાવી ભૂખથી અખેડ ખેતે પ્રજા :
નિવારવિણ સૈન્ય મુક્તિવધ ને શિકારે રત
દ્વિધાર તલવારને સજતઃ સર્વ કાજે ઘડે
વિધાન, કરતાં વિમુગ્ધ કનક, શથી, ને હણે.
ન ઈશ્વર મસીહ ધર્મમહીં, ગ્રન્થ બાંધી મૂક્યો.
સભા, — નિયમ દુષ્ટ ને અનિરસ્ત જેના, સદા
ઘણી કબર — કો યશસ્વ યદિ પ્રેત આવી ચડે
અચાનક જ દીપ્તિને ધરત આપણા દુર્દિને.

## Love's Philosophy

The fountains mingle with the river
And the rivers with the ocean,
The winds of heaven mix for ever
With a sweet emotion;
Nothing in the world is single,
All things by a law divine,
In one another's being mingle --
Why not I with thine ?

## પ્રેમ-તત્ત્વ-ચર્યા

નિર્ઝરીનું નદી સંગ મળવું થતું
ને નદીનું ભળી જાવું સાગરમહીં :
વ્યોમના મરુતનું નિત્યને કાજ
એકત્વ એવું રહ્યું લાગણીમાં સહી.
વિશ્વમાં કોઈ એકલ નથી લાગતું
છે રહ્યું સર્વ કંઈ દિવ્ય સઞ્ચાલને;
એકબીજા તણા હૃદયથી હૃદયમાં,
તો પછી હું ન તું સંગ શા કારણે ?

See the mountains kiss high heaven
And the waves clasp one another;
No sister flower would be forgiven
If it disdain'd its brother :
And the sunlight clasps the earth,
And the moonbeams kiss the sea --
What are all these kissings worth,
If thou kiss not me ?

આ, જુઓ, ગિરિ રહ્યા ગગનને ચૂમતા,
તેમ જલ-ઊર્મિ અન્યોન્ય આલિઙ્ગને;
કોઈ તે પુષ્પ-કન્યા નહીં ક્ષમ્ય જો
એ તિરસ્કૃત કરે નિજ સખા-બન્ધુને.
સૂર્યનાં કિરણ આશ્લેષતા અવનિને,
ચન્દ્રનાં રશ્મિ ચૂમી રહે સિન્ધુને,
આ બધાં ચુમ્બનોની કશી ધન્યતા
જો, ન અધરે અધર હો મળ્યાં આપણે !

## Music, When Soft Voices Die

P.B. Shelley

Music, when soft voices die,
Vibrates in the memory –
Odours, when sweet violets sicken,
Live within the sense they quicken.

Rose leaves, when the rose is dead,
Are heaped for the beloved's bed;
And so thy thoughts, when thou are gone
Love itself shall slumber on.

## સઙ્ગીત પામે લય

રજનીકાન્ત પડ્યોળી

સઙ્ગીત પામે લય તો ય તેના
ધ્વનિ રહે ગુંજી સ્મૃતિ પટે યથા
પુષ્પો ભલે વિલાઈ તો યે
મૂકી જતાં માદક ગન્ધ વાયુમાં,

ખીલી રહીને ગુલ જેમ તેની
પત્તી પ્રિયા-સેજ પરે પ્રસારે
તેવી જ રીતે ... ... ...
તારા વિયોગે, પ્રિય,
તારા વિચારોની બિછાવી શય્યા
તારો ધ્વનિ, માદક ગન્ધ તારી
સ્વપ્નસ્થ તારો પ્રિય માણી રૃહેશે.

# કવિ બિલ્હણકૃત ચૌરપઞ્ચાશિકા

અનુ : રાજેન્દ્ર શાહ

अद्यापि तां गलितवन्धनकेशपाशां
स्रस्तस्रजं स्मितसुधामधुराधरौष्ठीम् ।
पीनोन्नतस्तनयुगोपरिचारुचुम्बी
न्मुक्तावलीं रहसि लोलदृशं स्मरामि ॥१७॥

અદ્યાપિ કેશ વિખરાયલ, સ્રસ્ત માળા
એવી, સ્મિતે મધુ-સુધામય ઓષ્ઠની, ને
મુક્તાથી ચુમ્બિત ઉરોજ સુપુષ્ટ જેના,
એકાન્તિની, તરલ નેત્રવતી, સ્મરું તે. ૧૭

अद्यापि तां धवलवेश्मनिरत्नदीप
मालामयूखपटलैर्दलितान्धकारे ।
प्राप्तोद्यमे रहसि संमुखदर्शनार्थं
लज्जाभयार्तनयनामनुचिन्तयामि ॥१८॥

અદ્યાપિ શ્વેત સદને, — મણિદીપમાલા
કેરાં સમૂહ કિરણે ગત જ્યાં તમિસ્ર —
હું ન્યાળવા મુખ પ્રયત્ન કરું, વિવિક્તે
લજ્જાભયે વ્યથિત લોચનની, સ્મરું તે. ૧૮

अद्यापि तां विरहवह्निनिपीडिताङ्गीं
तन्वीं कुरङ्गनयनां सुरतैकपात्रीम् ।
नानाविचित्रकृतमण्डनमाहन्तीं
तां राजहंसगमनां सुदतीं स्मरामि ॥१९॥

અદ્યાપિ જે વિરહઅગ્નિથી તપ્ત ગાત્રી,
તન્વી કુરઙ્ગનયના, રતિપાત્ર એક,
નાના વિચિત્ર શણગાર સજેલ, દન્તે
સોહન્ત, હંસગમના મુજ, તે સ્મરું હું. ૧૯

अद्यापि तां विहसितां कुचभारनम्रां
मुक्ताकलापधवलीकृतकण्ठदेशाम् ।
तत्केलिमन्दरगिरौ कुसुमायुधस्य
कान्तां स्मरामि रुचिरोज्ज्वलपुष्पकेतुम् ॥२०॥

અદ્યાપિ તે મલકતી કુચભાર-ઝૂકી,
મુક્તાથકી ધવલ કણ્ઠ થયેલ જેનો,
ને મન્દરાદ્રિ પર મન્મથ-કેતુ જેવાં
પુષ્પોથી ઉજ્જ્વલ સુરમ્ય પ્રિયા, સ્મરું હું. ૨૦

अद्यापि चाटुशतदुर्ललितोचितार्थं
तस्याः स्मारामि सुरतक्लमविह्वलाया : ।
अव्यक्तिनिःस्वनितकातरकथ्यमान
संकीर्णवर्णरुचिरं वचनं प्रियायाः ॥२१॥

અદ્યાપિ તે વિકલ કેલિ-વિલાસ-ખિન્ના,
અસ્પષ્ટ ચાટુ શત શબ્દ ભણન્ત, - જેહ
અવ્યક્ત નિઃધ્વનિત કમ્પથી કથ્ય એવા
સઙ્કીર્ણ, જે સુખદ તે - સ્મરું હું પ્રિયાના. ૨૧

अद्यापि तां सुरतघूर्णनिमिलिताक्षीं
स्रस्ताङ्गयष्टिगलितांशुककेशपाशाम् ।
शृङ्गारवारिरुहकाननराजहंसीं
जन्मान्तरेऽपि निधनेऽप्यनुचिन्तयामि ॥२२॥

અદ્યાપિ તે રતિ-વિચઞ્ચલ મીલિતાક્ષી,
જેનાં સર્યાં શિથિલ કાયથી વસ્ત્ર, કેશ;
શૃઙ્ગારને કમલ-કાનન રાજહંસી,
જન્માન્તરે પણ અનુસ્મરું, મૃત્યુ સઙ્ગ. ૨૨

अद्यापि तां प्रणयिनीं मृगशावकाक्षीं
पीयूषपूर्णकुचकुम्भयुगं वहन्तीम् ।
पश्याम्यहं यदि पुनर्दिवसावसाने
स्वर्गापवर्गनरराजसुखं त्यजामि ॥२३॥

અદ્યાપિ તે પ્રિયતમા મૃગ-પિઙ્ગલાક્ષી,
પીયૂષપૂર્ણ વહતી કુચકુમ્ભ યુગ્મ;
ન્યાળું દિનાન્ત સમયે યદિ હું ફરીથી
તો રાજ્ય, સ્વર્ગ સુખ, મુક્તિનું યે, ત્યજું હું. ૨૩

अद्यापि तां क्षितितले वरकामिनीनां
सर्वाङ्गसुन्दरतया प्रथमैकरेखाम् ।
शृङ्गारनाटकरसोत्तमपानपात्रीं
कान्तां स्मरामि कुसुमायुधवाणखिन्नाम् ॥२४॥

અદ્યાપિ હું સ્મરું, સ્મરે શરપીડ પામી,
જે આ ધરા ઉપરની સહુ ભામિનીમાં
સર્વાઙ્ગ સુન્દર અનુત્તર એક એવી
શૃઙ્ગાર-નાટ્ય-રસપાત્ર સમી, પ્રિયાને. ૨૪

अद्यापि तां स्तिमितवस्त्रमिवाङ्गलग्नां
प्रौढ्प्रतापमदनानलतप्तदेहाम् ।
बालामनाथशरणामनुकम्पनीयां
प्राणधिकांक्षणमहं न हि विस्मरामि ॥२५॥

અદ્યાપિ જે સ્તિમિત વસ્ત્રથી અઙ્ગ-યુક્તા,
ઉત્સાહપૂર્ણ, રતિવહ્નિથી તપ્તદેહા,
બાલા અનાથશરણા અનુકમ્પનીય,
તે પ્રાણથીય પ્રિયને ન ક્ષણે ય ભૂલું. ૨૫

अद्यापि तां प्रथमतो वरसुन्दरीणां
स्नेहैकपात्रघटितामवनीशपुत्रीम् ।
हंहो जना मम वियोगहुताशनोऽयं
सोढुं न शक्यत इति प्रतिचिन्तयामि ॥२६॥

અદ્યાપિ જે પ્રથમ સુન્દર ભાવિનીમાં,
જે સ્નેહપાત્ર મુજ એક, નરેન્દ્ર-પુત્રી,
એનો શકાય ન સહી વિરહાગ્નિ કેમે,
હે લોક, એથી જ હું સંસ્મરું નિત્ય એ'ને. ૨૬

अद्यापि विस्मयकरी त्रिदशान्विहाय
बुद्धिर्बलाच्चलति मे किमहं करोमि ।
जानन्नपि प्रतिमुहूर्तमिहान्तकाले
कान्तेति वल्लभतरेति ममेति धीरा ॥२७॥

અદ્યાપિ વિસ્મયકરી મુજ ધીર બુદ્ધિ -
જાણું પ્રતિક્ષણ કને મુજ અન્તકાલ
તોયે — ત્વરાથી જતી દેવગણો ત્યજીને
મ્હારી પ્રિયા પ્રિયતમા પ્રતિ, શું કરું હું ? ૨૭

अद्यापि तां गमनमित्युदितं मदीयं
श्रुत्वैव भीरुहरिणीमिव चञ्चलाक्षीम् ।
वाचः स्खलद्विगलदश्रुजलाकुलाक्षीं
संचिन्तयामि गुरुशोकविनम्रवक्त्राम् ॥२८॥

અદ્યાપિ જે સુણી પ્રયાણ નજીક મ્હારું
ભીરૂ હરિણી સમ વ્યાકુળ થૈ રહેલી;
વાણી સકમ્પ, દગ અશ્રુ ઝરન્ત જેનાં,
શોકે અતીવ મુખ જે ઢળ્યું, તે સ્મરું હું. ૨૮

अद्यापि तां सुनिपुणं यतता मयापि
दृष्टं न यत्सदृशतो वदनं कदाचित् ।
सौन्दर्यनिर्जितरति द्विजराजकान्ति
कान्तामिहातिविमलत्वमहागुणेन ॥२९॥

અદ્યાપિ, કીધ કંઈ યત્ન સુયોગ્ય તોયે
ક્યારેય મ્હેં વદન જોયું ન એ સમાન;
સૌન્દર્ય તેમ વિમલત્વ - ગુણે મહાન
જીતી શશી-રતિની કાન્તિ; સ્મરું પ્રિયા તે. ૨૯

अद्यापि तां क्षणवियोगविषोपमेयां
सङ्गे पुनर्बहुतराममृताभिषेकाम् ।
तां जीवधारणकरीं मदनातपत्रा
मुदत्तकेशनिवहां सुदतीं स्मरामि ॥३०॥

અદ્યાપિ, જે વિષ સમાન ક્ષણૈક વ્રેહે;
સઙ્ગે ફરી પ્રચૂર સિઞ્ચતિ જે સુધાને;
જે કામ-તાપ થકી જીવન મ્હારું રક્ષે,
ચૂડાની ચારુ ત્યમ દન્તની જે, સ્મરું તે. ૩૦

अद्यापि वासगृहतो मयि नीयमाने
दुर्वारभीषणकरैर्यमदूतकल्पैः ।
किं किं तथा बहुविधा न कृतं मदर्थे
वक्तुं न पार्यत इति व्यथते मनो मे ॥३१॥

અદ્યાપિ, સદ્મથી મ્હને લઈને જતાને-
દુર્વાર ભીષણ કરે યમદૂત જેવા -
શું શું, પ્રકારથી અનેક, મદર્થ કીધું,
હું વર્ણવી શકું ન : ચિત્તમહીં વ્યથા તે. ૩૧

अद्यापि मे निशि दिवा हृदयं दुनोति
पुर्णेन्दुसुन्दरमुखं मम वल्लभायाः ।
लावण्यनिर्जितरतिक्षतिकामदर्प
भूयः पुरः प्रतिपदं न विलोक्यते यत् ॥३२॥

અદ્યાપિ રાત્રિદિન પીડત હાર્દ મ્હારું :
પૂર્ણેન્દુ-રમ્ય મુખ સમ્મુખ તે પ્રિયાનું
જોઈ શકીશ નહિ ! - દર્પ હરેલ જેણે
કન્દર્પનો, રતિથીયે વધુ ચારુતાથી. ૩૨

अद्यापि तामवहितां मनसाऽचलेन
संचिन्तयामि युवतीं मम जीविताशाम् ।
नान्योपभुक्तनवयौवनभारसारां
जन्मान्तरेऽपि मम सैव गतिर्यथास्यात् ॥३३॥

અદ્યાપિ સંસ્મરું અચઞ્ચલ ચિત્તથી હું
યોષા સુ-યુક્ત મુજ આયુની એક આશા.
જેનું ન ભુક્ત નવયૌવન અન્યથી કો,
જન્માન્તરે ય પણ પ્રાપ્ત મ્હને હજો એ. ૩૩

अद्यापि तद्वदनपङ्कजगन्धलुब्ध
भ्राम्य द्द्विरेफचयचुम्बितगण्डदेशाम् ।
लीलावधूतकरपल्लवकङ्कणानां
क्वारणो विमूर्च्छति मनः सुतरां मदीयम् ॥३४॥

અદ્યાપિ, તે વદન-પઙ્કજ-ગન્ધ-લોભી
ચૂમી રહે, ભ્રમર કૈંક, કપોલ-દેશ;
વારી રહી સહજ; ત્યાં કર-કઙ્કણોના
કઙ્કન્ ક્વણે મન વિમોહિત ભૂર મ્હારું. ૩૪

अद्यापि तां नखपदं स्तनमण्डले यद्
दत्तंमयाऽऽस्यमधुपानविमोहितेन ।
उद्भिन्नरोमपुलकैर्वहुमिः समन्तात्
जागर्ति रक्षति विलोकयति स्मरामि ॥३५॥

અદ્યાપિ, મ્હેં અધરપાનથી ભ્રાન્ત થૈને
એનાં સ્તને નખથી જે વ્રણ કીધ, એથી
રોમાઞ્ચ કમ્પ અતિ, - જાગ્રતિએ પ્રપૂર્ણ
સર્વત્ર જોઈ રહી, છાવરતી, - સ્મરું હું. ૩૫

अद्यापि कोपविमुखीकृतगन्तुकामा
नोक्तं वचः प्रतिददाति यदैव वक्त्रम् ।
चुम्बामि रोदिति भृशं पतितोऽस्मि पादे
दासस्तव प्रियतमे भज मां स्मरामि ॥३६॥

અદ્યાપિ, જ્યાં વિમુખ કોપથી દૂર થવા
ઈચ્છી ન બોલતી, છતાં લીધ ચૂમી મ્હેં, ત્યાં
એણે કીધું રુદન ખૂબ, નમી કહેલું
હું દાસ, ક્ષમ્ય, કર પ્રેમ પ્રિયે ! - સ્મરું તે. ૩૬

अद्यापि धावति मनः किमहं करोमि
सार्धं सखीभिरपि वासगृहे सुकान्ते ।
कान्ताङ्गसङ्गपरिहासविचित्रनृत्ये
क्रीजाभिराम इति यातु मदीयकालः ॥३७॥

અદ્યાપિ, શું કરું જતું મન દોડી એ જ
વાસગૃહે લલિત : જે સહમિત્ર તો યે
જ્યાં અઙ્ગસઙ્ગ, પરિહાસ, વિચિત્ર નૃત્ય,
કીડા મનોરમ, ત્યહીં ગત કાલ ઈચ્છું. ૩૭

अद्यापि तां जगति वर्णयितुं न कश्चि
च्छक्नोत्यदृष्टसदृशीं च परिग्रहं मे ।
दृष्टं तयोः सदृशयोः खलु येन रूपं
शक्तो भवेद्यदि स एव नरो न चान्यः ॥३८॥

અદ્યાપિ, લક્ષિત ન તે અનુરૂપ મ્હારી
ભાર્યાનું વર્ણન કરી ન શક્યું જગે કો
એના સમાન .દિ રૂપ નિહાળ્યું હોય
જેણે ખરેખર, શકે કરી તે, ન અન્ય. ૩૮

अद्यापि तां न खलु वेद्मि किमीशपत्नी
शापं गता सुरपतेरथ कृष्णलक्ष्मीः ।
धात्रैव किं नु जगतः परिमोहनाय
सा निर्मिता युवतिरत्नदिदृक्षया वा ॥३९॥

અદ્યાપિ, જાણી શકું ના, ખલુ, ઈશપત્ની ?
કે ઉર્વશી ત્રિદિવ શાપિત ? કૃષ્ણ-લક્ષ્મી ?
બ્રહ્માથી શું યુવતિરત્ન રચાયું, જેથી
સમ્મુગ્ધ થાય જગ, કે નિજ દર્શાનાર્થ ? ૩૯

अद्यापि तन्नयनकज्जलमुज्ज्वलास्यं
विश्रान्तकर्णयुगलं परिहासहेतोः ।
पश्ये तवात्मनि नवीनपयोधराभ्यां
क्षीणं वपुर्यदि विनश्यति नो न दोषः ॥४०॥

અદ્યાપિ હું નયન-કાજળ-સોહ્યું આસ્ય —
જ્યાં નેત્ર છે શ્રવ-સુદીર્ઘ — થવા નિહાળું
હાંસી કરન્ત યદિ પીન પયોધરાની
તે કાય, ક્ષીણ થતી નષ્ટ, ન દોષ મ્હારો. ૪૦

अद्यापि निर्मलशरच्छशिगौरकान्ति
चेतो मुनेरपि हरेत्किमुतास्मदीयम्
वक्त्रं सुधामयमहं यदि तत्प्रपद्ये
चुम्बन्पिवाम्यविरतं व्यथते मनो मे ॥४१॥

અદ્યાપિ જે શરદ-નિર્મલ-ચન્દ્ર-ગૌર
શોભા હરે મુનિનું ચિત્ત, તદા શું મ્હારું ?
જો એ સુધામય હું આનન પામું, તો તો
ચૂમી કરું સતત પાન : ઉરે વ્યથા તે. ૪૧

अद्यापि तत्कमलरेणुसुगन्धगन्धि
तत्प्रेमवारि मकरध्वजपातकारि : ।
प्राप्नोम्यहं यदि पुनः सुरतैकतीर्थं
प्राणांस्त्यजामि नियतं तदवाप्तिहेतोः ॥४२॥

અદ્યાતિ પામું રતિ-તીર્થ ફરીથી જો તે,
ને પામું જે કમલરેણુ સુગન્ધ-છાયું,
ને પ્રેમવારિથકી પાતક જે નિવારે,
તો પ્રાપ્તિ કાજ મુજ પ્રાણ ત્યજું અવશ્ય. ૪૨

अद्याप्यहो जगति सुन्दरलक्षपूर्णे
अन्यान्यमुत्तमगुणाधिकसंप्रपन्ने ।
अन्याभिरप्युपमितुं न मया च शक्यं
रूपं तदीयमिति मे हृदये वितर्कः ॥४३॥

અદ્યાપિ, હા, જગમહીં કંઈ લક્ષ રમ્ય,
અન્યોન્ય ઉત્તમ ગુણે જ થતાં પરાસ્ત.
આપી શકું અવરની ઉપમા ન એના
સૌન્દર્યને, હ્રદયમાં મુજ એ વિતર્ક. ૪૩

अद्यापि सा मम मनस्तटिनी सदास्ते
रोमाञ्चवीचिविलसद्विपुलस्वभावा ।
कादम्बकेसररुचिः क्षतवीक्षणं मां
गात्रक्लमं कथयति प्रियराजहंसी ॥४४॥

અદ્યાપિ, નિત્ય મુજ ચિત્ત-તરઙ્ગિણી જે
રોમાઞ્ચ-વીચિ-વિપુલા, નમણી સ્વભાવે,
જોઉં વ્રણો, ત્યહીં કરે નિજ કલાન્તિ વ્યક્ત,
કાદમ્બ-કેસર-પ્રભામય રાજહંસી. ૪૪

अद्यापि तां नृपतिशेखरराजपुत्रीं
संपूर्णयौवनमदालसघूर्णनेत्रीम् ।
गंधर्वयक्षसुरकिन्नरनागकन्यां
स्वर्गादहो निपतितामिव चिन्तयामि ॥४५॥

અદ્યાપિ હું સ્મરું નરેન્દ્રની રાજપુત્રી,
જે મન્દ યૌવનમદે, નયને વિલોલ;
ગન્ધર્વ-યક્ષ-સુર-કિન્નર-નાગકન્યા
જાણે ધરા ઉપર ઊતરી સ્વર્ગમાંથી. ૪૫

अद्यापि तां निजवपुःकृशवेदिमध्या
मुत्तुंगसंभृतसुधास्तनकुम्भयुग्माम् ।
नानाविचित्रकृतमंडनडितांगीं
सुप्तोत्थितां निशि दिवा न हि विस्मरामि ॥४६॥

અદ્યાપિ, વેદિ સમ સૂક્ષ્મ કટીની કાય —
ઉત્તુઙ્ગ યુગ્મ કુચકુમ્ભ સુધા-પ્રપૂર્ણ —
નાના વિચિત્ર કીધ શોભનથી સુહાતી
સૂતેલ ઊઠતી, ન ભૂલું દિને, ન રાત્રે. ૪૬

अद्यापि तां कनककान्तिमदालसांगीं
व्रीडोत्सुकां निपतितामिव चेष्टमानाम् ।
अंगांगसंगपरिचुम्बनजातमोहां
तां जीवनौषधिमिव प्रमदां स्मरामि ॥४७॥

અદ્યાપિ જે કનકગૌર, મદે અનુષ્ણા,
ઉદ્યુક્ત હ્રી સહિત કૈં ઢળતી જણાતી;
અઙ્ગાઙ્ગ-સ્પર્શ પરિચુમ્બનથી વિમોહા,
હું સંસ્મરું જીવન-ઔષધિશી મ્હને તે. ૪૭

अद्यापि तत्सुरतकेलिनिरस्त्रयुद्धं
बन्धोपबन्धपतनोत्थितशून्यहस्तम् ।
दन्तौष्ठपीडनखक्षतरक्तसिक्तं
तस्याः स्मरामि रतिबन्धुरनिष्ठुरत्वम् ॥४८॥

અદ્યાપિ તે સુરત-વિગ્રહ અસ્ત્રહીન;
બન્ધોપબન્ધ, અધ-ઊર્ધ્વ, ન હસ્ત સાહ્ય :
દન્તે નખે અધર વક્ષ કંઈક રક્ત,
ને સંસ્મરું હું રતિ-બન્ધુર નિષ્ઠુરત્વ. ૪૮

अद्याप्यहं वरवधूसुरतोपभोगं
जीवामि नान्यविधिना क्षणमन्तरेण ।
तद्भ्रातरो मरणमेव हि दुःखशान्त्यै
विज्ञापयामि भवतस्त्वरितं लुनीध्वम् ॥४९॥

અદ્યાપિ, હું વર-વધૂ-રતિભોગથી કો
બીજે ઉપાય શકું ના ક્ષણ એક જીવી.
તો, બન્ધુ, છે મરણથી જ વ્યથાની શાન્તિઃ
પ્રાર્થું હું સત્વર કરો વધ આપ મ્હારો. ૪૯

अद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ।
अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि
मंगीकृतं सुकृतिनः परिपालयन्ति ॥ ॥५०॥

અદ્યાપિ શમ્ભુથકી ત્યાજ્ય ન કાલકૂટ,
કૂર્મે ધરી હજી ધરા નિજ પૃષ્ઠભાગે;
ને અબ્ધિ યે વહત દુઃસહ વાડવાગ્નિ,
સત્કર્મશીલ ગ્રહ્યું તે નહિ છોડનાર. ૫૦

# બે દાદી / કાવ્યો

ગીતા પરીખ

## તરવરિયું

મમ ફૂલગુલાબી તરવરિયું
જાણે છલછલ થાતું સરવરિયું.
એ'ના હાથ હલે ને હવા હલબલી જાય,
એ'ના પાય ઝૂલે ને વાયુ ફરફરી જાય,
એ તો નાનકડું પણ સતપતિયું.

એ તો સ્હેજ હસે ને આયુ મઘમઘી જાય,
એના રુદને રાગ કો રણઝણી જાય,
એ તો તારક તેજે ટમટમિયું.

એ'ની કોમળ કોમળ આંગળિયું,
એ'ની મરક મરકતી આંખડિયું,
એ તો ઝરમર ઝરણું ઝરમરિયું.

મમ ફૂલગુલાબી તરવરિયું
જાણે દેવ-સ્વરૂપ કો અવતરિયું.

## શૈશવ

શૈશવ અમથું અમથું ધમકે,
શૈશવ ભમતું ભમતું ઠમકે.

શૈશવ ખિલખિલ કરતું મરકે,
શૈશવ છલછલ કરતું છલકે.

શૈશવ રૂમક ઝુમક ઝુમ ઝણકે,
શૈશવ નૂપુર વિના પણ રણકે.

શૈશવ ડગમગ ડગમગ ડોલે,
શૈશવ કલબલ કલબલ કોળે.

શૈશવ મધુર મધુરતમ ભાવે,
શૈશવ પુનર્જીવન મમ લાવે !

## વરસાદી તડકો

**યૉસેફ મેકવાન**

વરસાદી ફરફરમાં તડકો નીકળ્યો
તડકો જોવા આવો રે !
પંખીના કલપવને ટહુકારે નીતર્યો
તડકો જોવા આવો રે
પાતળા પવનની પાલખી પર આવ્યો
તડકો જોવા આવો રે
મેઘધનુષી સપનાં કૈં લાવ્યો
તડકો જોવા આવો રે
લીલુડા ઝાડમાં આછેરું ફરક્યો
તડકો ઝીલવા આવો રે

ઘરના તે છાપરેથી ચોકમાં લપસ્યો
તડકો ઝીલવા આવો રે
કાળી ભીંજેલી સડકો પર મલક્યો
તડકો ઝીલવા આવો રે
ખાડા ખૈયાનાં પાણીમાં હરખ્યો
તડકો ઝીલવા આવો રે
તડકો તે તડકો વરસાદી તડકો
અડકો-દડકો રમતો રે
। સસલા શો સરકે, - અડકો,
અડકો-દડકો રમતો રે

## મોઈદણ્ડા

**કરુણાશઙ્કર જોશી**

દાદીની મેં ડબી લીધી,
તેની તો મેં ગબી કીધી.

પત્તા રમતાં આવડે નહીં.
મોઈદંડા વિણ ફાવે નહીં.

મોઈદંડાનો જામ્યો દાવ
સૌથી મારો વાધ્યો ભાવ.

ભાજી-મૂળામાં હું એક્કો,
દૂરનો મોઈને દઉં ધક્કો.

અંકી બંકો જગુ કરું,
હરીફ સહુ હંફાવી દઉં.

ગુજાર-ટોલ્લો ફાવે મને,
મોઈ પહોંચે આંબા કને.

રમત મારી અણનમ થઈ,
સામી ટુકડી હારી ગઈ.

## તા થેઈ, તા થેઈ

**એકલવ્ય**

બાએ ગોટી આલી મગસની
તેમાં ભાગ પડાવા;
પિન્કી દોડી આવી પાસે
કરતી વ્હાલ, મલાવા.
તા થેઈ, તા થેઈ, તાતા થેઈ.

એક ટૂકડો મુખમાં એ'ના,
બીજો મુખમાં મ્હારા;
ને શી એની આંખ ચમકતી !
ટમટમતા બે તારા !
તા થેઈ, તા થેઈ, તાતા થેઈ.

માગે ફરી તો બતાવું ડિઙ્ગો
કોરા મ્હારા હાથ;
મોઢું એ મચકોડે, પણ તે-
પછી ખેલીએ સાથ.
તા થેઈ, તા થેઈ, તાતા થેઈ.

# શેલી અને એની કવિતા

નલિન રાવળ

અમુક જૂજ અપવાદો બાદ કરતાં એવું ક્યારેય બન્યું નથી કે કોઈપણ કવિનું સાચું મૂલ્યાંકન એના સમયે કર્યું હોય. શેલીની કવિતાની નિર્ભર્ત્સના તત્કાલીન વિવેચને કરી હતી જેમ કીટ્સની કવિતા પણ ઉવેખાઈ હતી. બાયરને પોતાના કાવ્ય'English Bards and Scotch Reviewers'માં આ પ્રકારના નિષેધાત્મક વિવેચનની કડક નોંધ લઈ આ વિવેચકોની ઝાટકણી કાઢી છે. શેલીના ચારિત્ર્યની, તેના ઉદ્દામ વ્યક્તિત્વની પણ કટૂ આલોચના તેના સમાજે કરી છે. શેલીના નાસ્તિકતાવાદને લક્ષ કરી એક ટીકાકારે શેલીના મૃત્યુબાદ આ શબ્દો કહેલા : 'Shelly the Atheist is dead. Now he knows whether there is a Hell or not'. નાસ્તિક શેલીનું મૃત્યુ થયું છે. હવે તેને જાણ થઈ હશે કે ત્યાં નરક છે કે નહીં.

બદલાતા સમય સાથે કાવ્યરુચિ પણ નવા સન્દર્ભે ઘડાતી આવવાની. શેલીની કવિતાનો સ્વીકાર આર્નલ્ડ અને તેના સમયે તેમજ એલિયટ અને તેના સમયે કર્યો-બેશક કેટલીક ગેરસમજો સાથે. એક વાત નિશ્ચિત છે કે જ્યારે કવિનું વ્યક્તિત્વ અને તેનું સર્જન બન્ને એક સાથે સામે રાખી વિવેચક અભિનિવેશપૂર્વક પોતાનો અભિપ્રાય આપે છે ત્યારે તેમાં કોઈ મોટી ઊણપ રહી જાય છે. શેલી પરત્વેના મેથ્યુ આર્નલ્ડના આ વિધાનને સત્યાન્વેષક કહી શકાશે ? - "a beautiful and ineffectual angel, beating in the void his luminous wings in the vain" સુન્દર અને બિનકાર્યક્ષમ ફિરસ્તો જે પોતાની પ્રોજ્જ્વલ પાંખોને શૂન્યાવકાશમાં નિરર્થક અફાળે છે.' - આર્નલ્ડનું આ દષ્ટિબિન્દુ સકુચિત છે.

શેલી એક વિદ્રોહી આત્મા હતો. કોઈપણ ક્ષેત્રમાં પ્રવર્તતી જડ પરમ્પરા તોડવા એ હંમેશ ઉદ્યુક્ત રહેતો. સ્વાભાવિક આ'વી વ્યક્તિનું જીવન સંઘર્ષમય રહેવાનું જ. વર્ડ્ઝવર્થની જેમ બાયરન કે શેલી 'નિજમાં નિમગ્ન' કવિઓ ન હતા. બાયરને વર્ડ્ઝવર્થ, કોલેરિજ અને સઘેને સરોવરવાસી lakers તરીકે સમ્બોધ્યા છે. બાયરન અને શેલી નગરકવિઓ છે. ઔદ્યોગિક યુગનાં સર્વ દૂષણના પ્રતીક સમો નગરસમાજ બાયરન અને શેલીના કાવ્યોમાં એક ભૂમિકાએ આવે છે- ખાસ કરીને શેલીની કવિતામાં સમાજ જાગરૂકતા તીવ્રતમ પણે પ્રકટે છે. ધર્મ-રાજકારણ-સાહિત્ય આદિક્ષેત્રોમાં શેલી એક ક્રૂઝેડર તરીકે ઘૂમી વળેલો, જેને લઈ સ્થાપિત હિતો સામે જીવનભર તેને સંઘર્ષ ખેલવો પડેલો. શેલીની કવિતા નિષ્ઠુર શોધ remorseless questની કવિતા છે. સદ્ભાગ્યે શેલી ક્યારેક કદર્યથી ઊંચે ઊઠી આવ છે અને સ્કાયલાર્કની જેમ એ પોતાની પ્રોજ્જ્વલ પાંખોથી કલ્પનારમ્ય વિતાનમાં વિહરે છે, અને લભ્ય બને છે અદ્વિતીય એવી કલ્પનરમ્ય કૃતિઓ, જે અંગ્રેજી ઊર્મિકવિતાની અનન્ય સિદ્ધિ લેખે ખ્યાત બને છે. શેલીની દીર્ઘકૃતિઓ સ્વતન્ત્ર અભ્યાસનો વિષય છે. આ કૃતિઓમાં સમાજચિન્તન ઉપરાંત ઈશ્વર, ધર્મ, રાજકારણ આદિ વિશે આત્યન્તિક વિચારો પણ આલેખાયા છે. સ્રીપુરુષના જાતીય સમ્બન્ધો પરત્વે શેલીના વિચારો પણ આત્યન્તિક કોટીના લેખાય છે. શેલીને પોતાની ઉદ્દામ વિચારસરણીને કારણે સમાજમાં એક પરિત્યક્ત વ્યક્તિ outcast તરીકે રહેવું પડેલું અને કાયદાની ચૂડલમાં ફસાઈને ઘણું સહન પણ કરવું પડેલું - અલ્પ જીવનમાં આવી પડેલી અણધારી આફતો સામે ઝૂઝતા જઈ શેલીએ જે સર્જન કર્યું છે તે અકલ્પ્ય છે. ગદ્ય અને પદ્ય એણે પૂરા સામર્થ્યથી ખેડ્યું છે. - બન્ને પર તેની

બૌદ્ધિક પ્રતિભાની અને કલ્પનદીપ્ત સંવેદનાની ગાઢ મુદ્રા અઙ્કાયેલી છે.

લણ્ડનથી ચાળીસ માઈલના અન્તરે આવેલ સસેક્સ પરગણાના ફિલ્ડપ્લેસ નામના ગામમાં ૪થી ઑગસ્ટ ૧૭૯૨ના રોજ શેલીનો જન્મ. પિતા ટીમોથી સ્કવાયર. પિતાના સાત સન્તાનોમાં પર્સી શેલી જ્યેષ્ઠ પુત્ર. બાળપણમાં બહેનો સાથે તેમજ અન્ય છોકરીઓ સાથે રમતાં શેલી સમવયસ્ક છોકરાઓ સાથે ભળતો નહીં. સિઓન હાઉસ એકેડેમીમાં અભ્યાસ દરમિયાન એના પ્રિય વિષયો એસ્ટ્રોનોમી, કેમેસ્ટ્રી અને ફિઝીક્સ. બાર વર્ષની વયે પ્રખ્યાત શાળા ઈટનમાં શેલીએ પ્રવેશ મેળવ્યો. અહીં સહાધ્યાયીઓ એને પજવતા, 'મેડ શેલી' કહી ચીડવતા. શેલી ઈટન પાસે આવેલી વનરાજિમાં ચાલ્યો જતો, ગ્રેની એલીજીનો ઉચ્ચસ્વરે પાઠ કરતો, વિચારોમાં એકલીન બની રહેતો. — આ સમય દરમિયાન શેલીએ બે ખોફનાક વાર્તાઓ Zastrozzi અને St. Srvyne લખી. એક ભેદભરમભર્યું કાવ્ય 'The Wandering Jew' લખ્યું અને બહેન ઈલિઝાબેથ સાથે સહલેખનમાં કાવ્યો રચ્યાં, જે પિતાએ પુસ્તકાકારે પ્રકટ પણ કરી આપ્યાં. શેલીનો વાચનરસ અખૂટ હતો. સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના, વિજ્ઞાન અને લલિતકળાઓના ગ્રન્થો તે રસપૂર્વક વાંચતો. કૉલેજકાળ દરમિયાન આ વાચનરસ ઉત્તરોત્તર કેળવાયો. યુરોપીય સાહિત્યનો અભ્યાસ એ મૂળ ભાષામાં કરતો. સ્પેનિશ, જર્મન, ઈટાલિયન અને ગ્રીક ભાષાનો તે તદ્વિદ હતો - ત્હેણે આ ભાષાઓના લખાણોના અનુવાદો આપ્યા છે. એ બહુભાષાવિદ Polyglot હતો.

અઢારવર્ષની વયે શેલી પિત્રાઈ બેન હેરિઅટ ગ્રોવના પ્રેમમાં ગળાડૂબ પડ્યો. બન્નેએ પરસ્પર પત્રોની આપ-લે શરૂ કરી. હેરિઅટના પિતાએ આ પત્રવ્યવહાર જાણ્યો અને પુત્રીને અન્યત્ર પરણાવી દીધી. હેરિઅટના પતિને શેલી 'માટીનું ઢેફું' a clod of earth કહેતો. શેલીએ પ્રણયમાં મળેલી પહેલી વિફળતાને થોડો અવસાદ અનુભવી ખઙ્ખેરી નાંખી.

૧૯૧૦માં શેલીએ યુનિવર્સિટી કૉલેજ, ઑક્સફર્ડમાં પ્રવેશ મેળવ્યો અને પ્રથમ દિવસે જ ટોમસ જેફરસન હોગ સાથે પરિચય થયો જે ઉત્તરોત્તર ગાઢ બનતો આવ્યો. શેલીના જીવનનાં અસઙ્ખ્ય સંસ્મરણો હોગે આલેખ્યાં છે. ઑક્સફર્ડ આગમન સાથે જ શેલીનું ઝઞ્ઝાવાતી જીવન શરૂ થયું — એણે એક સાથે અનેક શિખરોનું આરોહણ આરમ્ભ્યું. ૧૮૧૧માં શેલીએ હોગ સાથે સહલેખનમાં પેમ્ફલેટ The Necessity of Atheism નાસ્તિકતાવાદની આવશ્યકતા - બહાર પાડ્યું. કૉલેજ સત્તાવાળાઓએ બન્ને સહલેખકોને બચાવની તક આપવા બોલાવ્યા પણ બન્ને પોતાના વિચારને વળગી રહ્યા અને ખૂલ્લે આમ ઈશ્વરનો અનાદર — જિસસ ક્રાઈસ્ટનો અનાદર — પ્રકટ કરી ધર્મ પ્રત્યે અનાસ્થા જાહેર કરી. બન્નેને કૉલેજમાંથી બરતરફ કરવામાં આવ્યા. શેલી લણ્ડનમાં નિવાસ અર્થે ચાલ્યો આવ્યો અને સામાજિક-ધાર્મિક-રાજકીય સુધારણા સાથે સઙ્કળાયેલા જૂથો સાથે સક્રિય રીતે જોડાયો. શેલીના ક્રાન્તિકારી વિચારોથી અને કૉલેજમાંથી તેની થયેલ હાકલપટ્ટીથી વ્યથિત પિતાએ શેલીનો ખર્ચો ઉઠાવવાનું બન્ધ કર્યું — આ જ અરસામાં 'કોફીહાઉસકીપર'ની દીકરી હેરિએટ વેસ્ટબ્રુકના પરિચયમાં શેલી આવ્યો — પરિચય પ્રેમમાં પરિણમ્યો અને બન્ને એડીનબરા-સ્કોટલેણ્ડ નાસી આવ્યાં. શેલીનું વય ત્યારે ૧૯નું અને હેરિએટનું વય ૧૬ વર્ષનું. હેરિએટનો પિતા ઉમરાવકુળના નબીરા સાથે દીકરીનો સમ્બન્ધ બન્ધાય એમાં સમ્મત. અજ્ઞાત રીતે હેરિએટની મનીષા આ હતી કે તે સામાન્ય સ્તર પરથી ઉંચકાઈ ઉચ્ચ સામાજિક સ્તર પર જીવન શરૂ કરશે. આથી શેલીએ મનોમેળ ન મળવાને કારણે હેરિએટને તરછોડી ત્યારે હેરિએટને જે આઘાત લાગ્યો તેનું એક કારણ તેના સ્વપ્નભઙ્ગમાં રહ્યું હતું. સ્કોટલેણ્ડથી પાછા ફરી શેલી-હેરિએટ ઘર ફેરવતાં રહ્યાં. પ્રથમ કેસવીકમાં પછી લીનમાઉથમાં અને છેલ્લે ટ્રેમેડોક વેલ્સમાં - આ સ્થળો પર પણ શેલીની મુખ્ય પ્રવૃત્તિ સામાજિક બન્ધનો સામેના જેહાદની. શેલી-હેરિએટ આયરલેણ્ડ પ્રચારઅર્થે

પણ નીકળી પડેલાં. આઈરિશ રાષ્ટ્રવાદની જાગૃતિ અર્થે શેલી વ્યાખ્યાનો આપતો, રાજકીય જો હૂકમી અને વ્યક્તિસ્વાતન્ત્ર્યને લગતાં લખાણોથી ભર્યાં પેમ્ફ્લેટ્સ શેરીએશેરીએ વહેંચતો પણ આ સામે કોઈ પ્રતિસાદ ન સાંપડતાં તે લણ્ડન પાછો ચાલ્યો આવ્યો. ૧૮૧૩માં હેરિએટે દીકરી ઇઆન્થાને જન્મ આપ્યો. આ જ ગાળામાં શેલીએ સામાજિક અસમાનતાને લક્ષ કરતી પોતાની, ક્રાન્તિકારી દીર્ઘકૃતિ 'Queen Mab' પ્રકટ કરી જે વિશે આગળ ઉપર વિગતે જોઈશું. ઇલિઝાબેથ હિચનર નામની સસેક્ષની એક શિક્ષિકા જે શેલીથી દસવર્ષ મોટી, પણ શેલીના વિચારોથી આકર્ષાઈ શેલીને ત્યાં રહેવા આવેલી, હેરિએટની આમાં સમ્મતિ પણ ઇલિઝાબેથથી આખું ઘર કણ્ટાળેલું. આખરે નાણાકીય સહાય આપી શેલીએ તેને પાછી ધકેલી - શેલી અને ઇલિઝાબેથ વચ્ચે પ્રથમ પત્રોની આપ-લે થયેલી. આ પત્રવ્યવહાર વિચારલક્ષી ન રહેતા પ્રણયલક્ષી થતો આવ્યો. હૃદયની ભાવુકતાને કારણે શેલી લાગણીવિવશ બની આ'વા-સમ્બન્ધોમાં પરોવાતો. - પણ આ એનો સ્વભાવ હતો. કોઈ વ્યક્તિ કે વિચાર પ્રત્યે તે સક્રિય બનતો ત્યારે કોઈ એ'ને અટકાવી શકતું નહીં — પછી ભલે ત્હેને આ કારણે મોટી કિમ્મત ચૂકવવી પડે. તેણે સ્વયં કહ્યું છે : I always go on until I am stopped and I never am stopped.'

૧૮૧૩માં શેલી વિલિયમ ગોડવિનની રાજકીય-સામાજિક ફિલસૂફી પ્રત્યે ખેંચાયો. બન્ને વચ્ચેનો વિચાર વિનિમય વિકસતો આવ્યો. વિલિયમ ગોડવિનની પુત્રી મેરી સુન્દર અને બુદ્ધિમાન હતી. બન્ને પરસ્પર ગાઢ પરિચયમાં આવ્યાં અને પિતા લગ્નની મઞ્જૂરી નહીં આપે તે પ્રતીતિ થતાં મેરી શેલી સાથે યુરોપ ભાગી આવી. આ અરસામાં શેલીના દાદાનું અવસાન થયું અને વિલમાં જણાવ્યા પ્રમાણે સારી એવી રકમ શેલીને મળી. પિતા ટીમોથી ૯૧ વર્ષ લગી જીવેલા. પુત્ર પ્રત્યે રોષ હોવા છતાં તે વખતોવખત પુષ્કળ આર્થિક સહાય કરતા. શેલી પાસે નાણું ટકતું નહીં. મેરી, હેરિએટ અને મિત્રો વચ્ચે જે કંઈ મળતું તે ખરચાઈ જતું. હેરિએટ પ્રત્યે શેલી કઠોર રીતે વરત્યો છે. સ્કોટલૅણ્ડમાં કરેલ લગ્ન કાયદેસર ન ઠરતાં શેલી પુનઃ હેરિએટને લણ્ડનમાં પરણ્યો ખરો છતાં તેના પ્રત્યેનું શેલીનું વર્તન અમાનુષી હતું. હેરિએટે આ સમય દરમિયાન પુત્રને જન્મ આપ્યો. પણ શેલી પત્ની અને બાળકોને મૂકી જીનીવા મેરીની સાથે રહેવા ચાલ્યો ગયો - આ વર્ષ હતું ૧૮૧૬નું. મેરી એક પુત્રની માતા બની. આ જ વર્ષે આઘાતજનક બનાવ બન્યો. હેરિએટે આપઘાત કર્યો. હેરિએટના બન્ને બાળકો પાછા મેળવવા શેલીએ ઘણો પ્રયત્ન કર્યો પણ બાળકોને અન્યત્ર સોંપ્યા.

૧૮૧૮માં શેલી અને મેરીએ સ્વેચ્છાએ ઇન્ગ્લેન્ડનો ત્યાગ કર્યો અને ઇટાલીમાં નિવાસ કર્યો. બાયરન અને શેલીએ સ્વેચ્છાએ દેશત્યાગ - self exiled - કરેલો.

ઇટાલી નિવાસના ચાર વર્ષો-૧૮૧૮થી ૧૮૨૨-શેલી-કુટુમ્બના આહ્લાદક વર્ષો હતાં. બાયરન સાથે શેલી આ દરમિયાન ઘનિષ્ઠ પરિચયમાં આવેલો. બન્ને મિત્રોના સાહિત્યિક વાર્તાલાપની અસર પરસ્પરની સાહિત્યિક કૃતિઓ પર પણ પડી. મેરીની સાથે એની બહેન ક્લેર ક્લેરમોન્ટ તો હોય જ. અગાઉ સ્વીટ્ઝરલૅણ્ડના પ્રવાસ વખતે પણ ક્લેર હતી અને બાયરનના સંસર્ગમાં આવવાથી તે એક દીકરી- આલેગ્રાની માતા પણ બનેલી. બાયરને આ બાળકીની જવાબદારી લેવાનો પ્રથમ તો ઇન્કાર જ કરેલો પણ શેલીની દરમિયાનગીરીથી બાયરને જવાબદારી ઉપાડેલી. બાયરનનું જીવન અત્યન્ત રઙ્ગીન અને વૈભવી. મિત્રોની મિજલસ બાયરનના વિશાળ આવાસમાં જામતી. આવી જ એક મિજલસમાં શેલી એમિલીઆ વિવિઆનીના પરિચયમાં આવ્યો જેને ઉદ્દેશી શેલીએ પ્રસિદ્ધ પ્રણયકાવ્ય 'Epipsychidion' લખ્યું. વિવિઆની સુન્દર ઇટાલિઅન લલના હતી અને શેલી સાથે ઉષ્માસભર વાર્તાલાપો યોજતી. શેલી આ સમ્બન્ધને પ્લેટોનિક લવ તરીકે ઓળખાવે છે. આ જ ગાળામાં શેલી પ્લેટોના 'Symposium'નો અનુવાદ કરવામાં વ્યસ્ત હતો. શેલી મુક્ત પ્રેમ free loveનો હિમાયતી હતો.

અનેક કાવ્યોમાં એક યા અન્ય રીતે શેલીની મુક્ત પ્રેમની ભાવના વ્યક્ત થઈ છે. શેલી ઈશ્વરને સર્વવ્યાપક એવું તત્ત્વ ગણતો. એની શ્રદ્ધા પેન્થિઈઝમમાં હતી. વ્યક્તિપ્રેમ તેમજ વિશ્વનિયન્તા પ્રત્યેના પ્રેમ પરત્વે શેલીએ ઘણું ઊંડું વિચાર્યું છે. આરમ્ભના વિચારો પાછળથી નીતર્યાં જળ જેવાં પણ બન્યાં છે.

શેલી ઇટાલીમાં અનેક સ્થળે વિહર્યો - વેનિસ, નેપલ્સ, રોમ અને લેગહોર્ન. પિસામાં એ ઠરીઠામ થયો. અહીં એ પુત્ર-પર્સીફ્લોરેન્સનો પિતા બન્યો (આ પર્સીને બેરોનેટ પદ મળ્યું હતું અને તે ૧૮૮૯ લગી જીવ્યો હતો.)

શેલી અને મેરીના સહજીવનના અન્તિમ દિવસો સ્પેઝીયાના અખાત પાસેના નિવાસમાં આનન્દ અને ઉલ્લાસમાં પસાર થવા લાગ્યા. અહીં બે નવા મિત્રો એડવર્ડ જ્હોન ટ્રેલોની અને એડવર્ડ વિલિયમ્સ શેલીના પરિચયમાં આવ્યા. ટ્રેલોનીએ શેલી અને બાયરન સાથેના સંસ્મરણોનું એક પુસ્તક આપ્યું છે. –Recollections of the Last Days of Shelley and Byron. એડવર્ડ વિલિયમ્સ અને તેની પત્ની જેઈને શેલીના સહવાસમાં એક એવી વ્યક્તિનો ગાઢ પરિચય મેળવ્યો જેણે માનુષી પ્રેમના અન્તરઙ્ગને પ્રકટ કરવામાં જીવનનો મર્મ પિછાણ્યો.

શેલીનો જેઈન પ્રત્યેનો અનુરાગ અત્યન્ત મૃદુ અને ઉષ્માસભર હતો. શેલીના જીવનમાં પ્રવેશેલી પ્રિયતમાઓમાં જેઈનનું સ્થાન વિશિષ્ટ છે. ઇટાલિઅન લલના એમિલિઆ વિવિઆનીને સમ્બોધી રચાયેલા પ્રણયકાવ્ય Epipsychidionમાં શેલી વિવિઆનીનું તાદાત્મ્ય ડેન્ટિની પથદર્શક પ્રિયા બિએટ્રીસ સાથે જુએ છે. શીર્ષકનો અર્થ સઙ્કેતાત્મક છે. મ્હારા આત્મા દ્વારા આત્માનું કાર્ય, મુક્તપ્રેમ નિરૂપતું આ કાવ્ય છે. કામુક સ્નેહના સ્વીકાર સાથે અહીં એક એવી ઊર્ધ્વ મનઃસ્થિતિ નિરૂપાઈ છે જેમાં પૂર્ણપ્રેમના સાક્ષાત્કાર અર્થેની ઝઙ્ખના વરતાઈ આવે છે. સ્નેહીને સ્નેહીથી વિખૂટા પડવું પડે જ છે પણ બન્ને વચ્ચેનો વિરહ પૂર્ણ પ્રેમના સ્વરૂપને વ્યક્ત કરી આપે તેવી અહીં પ્રાર્થના છે. શેલીની એક અન્ય પ્રસિદ્ધ કૃતિ Hymn to Intellectual Beauty - શેલીની મુક્ત પ્રેમની ભાવનાનું નિદર્શન આપે છે. કાવ્યના શીર્ષકમાં જ કાવ્યનો ધ્વનિ વ્યક્ત થઈ જાય છે. ઇન્દ્રિયાતીત સૌન્દર્યનું સ્તોત્ર, (અઢારમી સદીમાં Intellectual શબ્દનો એક અર્થ હતો beyond senses ઇન્દ્રિયાતીત.)

જેઈનને ઉદ્દેશી રચાયેલી બન્ને કૃતિઓ With a Guitar to Jane અને Lines Written in the Bay of Lerici-માં મિલનની અનિવાર્ય ફળરૂપ વિદાય ધ્વનિત થતી રહે છે. જેઈન કાવ્યમાં મિરાન્ડા રૂપે નિરૂપાઈ છે અને વિલિયમ્સ ફર્ડિનાન્ડ રૂપે. શેલી આવે છે એરિયલના સ્વરૂપે. - આખું ય કાવ્ય આમ રૂપકને વણતું ચાલે છે. ફર્ડિનાન્ડ-મિરાન્ડાને લઈ નેપલ્સ તરફ જતા વહાણનો રાહબર એરિયલ છે. એરિયલ આ યુગલને વિદાય આપે છે - ટેમ્પેસ્ટ નાટકના અન્તિમ દશ્યોમાંનું આ એક મહત્ત્વનું દૃશ્ય છે. કેલિબાનને મિરાન્ડા પ્રત્યે જે પ્રેમ હતો તે નર્યો પશુવત-કામુક પ્રેમ હતો. એરિયલનો મિરાન્ડા પ્રત્યેનો પ્રેમ આધ્યાત્મિક છે. (એરિયલ આધ્યાત્મિક દિવ્યપાત્ર. છે) આ પ્રેમ નિરામય છે. શેલી એરિયલ સાથે તાદાત્મ્ય સાધી પોતાનો જેઈન પ્રત્યેનો પ્રેમ દૈહિક નહીં પણ પરિશુદ્ધ એવો આત્મિક પ્રેમ છે એમ જાણે સ્પષ્ટ કરવા માગે છે. શેલીને જે સન્નારીઓ સાથે સમ્બન્ધ હતા તે સૌમાં જેઈન પ્રત્યેનો સ્નેહ આત્મસ્નેહના પર્યાય રૂપે હતો. જેઈનના સુખમાં શેલી નિજનું સુખ જુએ, એના આનન્દમાં એ અનુભવે નિજનો આનન્દ. શેલી જેઈનનો રક્ષક આત્મા guardian spirit છે.

*Your guardian spirit, Ariel, who,*
*From life to life, must still pursue*
*Your happiness for thus alone*
*Can Ariel ever find his own.*

જેઈનના હસ્તનો મૃદુ સ્પર્શ, એના કણ્ઠનો મધુર કમ્પ અને એના નેત્રોની પ્રદીપ્ત આભા શેલી સ્મરે છે. ગીટારની સાથે કાવ્યની ભેટ અપાઈ છે એટલે સ્વાભાવિક જ કાવ્યના છેલ્લા ખણ્ડમાં ગીટારના સ્વરો

વિશ્વ સઙ્ગીતને સારવતા જઈ છેલ્લે જેઈનના સમ્મોહક સ્વરમાં કેવા મળી જાય છે તેનું અદ્ભુત વર્ણન છે.

શેલીના અન્તિમ દિવસોમાં સ્પેઝીઆના તેના આવાસમાં અનેક મિત્રો મળતા. ટ્રેલોની, વિલિયમ્સ, જેઈન અને એમિલિયા વિવિઆની સાથેની શેલીની મૈત્રિ ઘનિષ્ઠ બની આવી હતી. મેડવિન અને હોગ - શેલીનાં જૂના મિત્રો પણ થોડો સમય અહીં ગાળી ગયાં. આ સમય દરમિયાન કીટ્સનું આગમન થાય છે. - બન્ને કવિઓનું મિલન અલ્પ છે પણ શેલીના ચિત્તમાં કીટ્સના અન્તર્મુખ વ્યક્તિત્વની દૃઢ છબિ અઙ્કિત થઈ જાય છે. શેલી-વિલિયમ્સ એક બોટ ખરીદે છે, શેલી બોટનું નામકરણ કરે છે 'એરિયલ' લેગહોર્નમાં થોડો સમય ગાળવા આવેલા મિત્ર લી હન્ટને મળવા બન્ને મિત્રો બોટમાં ઊપડે છે. લીટહન્ટ સાથે થોડો સમય ગાળી આઠમી જુલાઈ ૧૮૨૨ના એ મ્લાન ધૂસરછાયા દિને શેલી અને વિલિયમ્સ સ્પેઝીઆ ભણી બોટ હંકારી ગયા. વળતો પ્રવાસ અકળ છે. શું થયું કોઈને કંઈ જ ખ્યાલ નથી. બોટ વમળમાં ખેંચાઈ ગઈ કે ખડક સાથે અથડાઈ ગઈ કે વણટોળમાં ફસાઈ ગઈ. - અઠવાડિયા પછી બન્ને મિત્રોના શબો વિઆરેજીઓ પાસે તણાઈ આવ્યાં. શેલીના ઓવરકોટના ખીસામાંથી કીટ્સ અને સોફોક્લિસના સઙ્ગ્રહો મળી આવ્યા. ટસ્કન સત્તાવાળાઓએ કવિની અન્ત્યેષ્ઠિવેળાએ સન્માન અર્પેલું. ઈટાલિયન સઙ્ગીતકારોએ વહાવેલી કરુણ સુરાવલિઓ હવામાં ઘુમરાતી હતી. બાયરન, લી હન્ટ અને ટ્રેલોનીની હાજરીમાં શેલીના દેહનો દરિયાકાંઠે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. શેલીના અસ્થિકુમ્ભને રોમની કબ્રગાહમાં, કીટ્સની સમાધિ પાસે જ મૂકવામાં આવ્યો. શેલીની કબ્રગાહ પર એરિયલના ગીતની આ પઙ્ક્તિઓ કોતરવામાં આવી :

Full Fathom Five...

શેલી અને કીટ્સ, અઙ્ગ્રેજી ઊર્મિકવિતાના આ બે અનન્ય કવિઓ, રોમના આકાશ નીચે રોમની ધરતી તળે ચિરનિદ્રામાં સૂતા છે. - બન્નેના કાવ્યપ્લાવિત આત્માઓનું કાવ્યસઙ્ગીત વિશ્વ લયલુબ્ધ કાને સાંભળે છે.

'Queen Mab' શેલીની પ્રથમ દીર્ઘ કૃતિ. કવિનું વય ત્યારે વીસનું. નવજાત પુત્રી ઈઆન્થા પ્રત્યે શેલીને અપાર પ્રેમ. જેમ યેટ્સે 'A Prayer For My Daughter' કાવ્યમાં સામ્પ્રત અરાજકતાની પડછે પુત્રીનાં ભાવિની સંરક્ષા વાઞ્છતી પ્રાર્થના કરી છે તેમ 'Queen Mab' કાવ્ય પુત્રી ઈઆન્થાનું શુભ ભાવિ વાઞ્છતી પ્રાર્થના છે. કાવ્યના પાત્રનું નામ ઈઆન્થા છે. ઈઆન્થાની સ્વપ્નયાત્રા વર્ણવાઈ છે. પરીઓની રાણી મેબ પોતાના રથમાં ઈઆન્થાને આમન્ત્રે છે અને વિશ્વવિહાર કરાવે છે. બે હજાર બસો પઙ્ક્તિઓ ધરાવતું કાવ્ય નવ સર્ગો Cantosમાં વહેંચાયેલું છે. સામ્પ્રત અરાજકતા અહીં વર્ણવાઈ છે. શ્રમિકોનું શોષણ કરતો સમાજ અને દુરાચાર આચરતી સત્તા પ્રત્યે અહીં કટુ રોષ અને ધિક્કાર છે. કવિની આ સામાજિક ક્રાન્તિકારી કૃતિ છે. શેલી આદર્શવાદી idealist કવિ છે. સમાજનું આમૂલ રૂપાન્તર કરી વિશ્વને પ્રેમમય - સંવાદમય કેમ બનાવવું તે અર્થે અહીં અનેક વ્યાપક સન્દર્ભે વિચારે છે. સત્તા સાંસ્કૃતિક હ્રાસનું મુખ્ય કારણ છે. - આતતાયી રાજકારણીઓ અને નિષ્ઠુર શ્રીમન્ત વર્ગની સત્તા સમાજને નિઃસત્ત્વ બનાવે છે - ભ્રષ્ટ બતાવે છે - વેરાન બનાવે છે - સત્તા મરકી છે :

*Power, like a desolation pestilence*
*Polluted whate'er it touches*

'England in 1819' સોનેટમાં શેલીનો પ્રકોપ તેની પરાકાષ્ઠાએ છે :

*Rulers who neither see, nor feel nor know*
*But leech-like to their fainting country cling.*

જળોની જેમ દેશને ચોંટી લોહી ચૂસતા રાજકારણીઓ કેવા તો હૈયાહીણા, દૃષ્ટિવિહીન અને બુદ્ધિશૂન્ય હોય છે. સર્વત્ર કવિ પોતાના સમયને-સમાજને વળગેલા દુરિતને આરપાર જોતો હોય છે. કોઈ પણ મોટો

કવિ પછી તે શેલી હોય કે યેટ્સ, એઝરા પાઉન્ડ હોય કે એલિયટ, નિષ્ઠુર સત્યશોધકની દષ્ટિથી ભ્રષ્ટ સમાજને વિશ્લેષે છે અને સંસ્કૃતિહ્રાસના મૂળમાં પડેલ સડાને ખોતરે છે. માનવમૂલ્યોની અવહેલના કરતા સઘળાંય પરિબળોને શેલી જેવા ક્રાન્તિકારી - આદર્શવાદી કવિ પડકારતા હોય છે. - વર્ગવિહીન સ્વાતન્ત્ર્ય મૂલક સમાજરચનાનું સ્વપ્ન શેલીને હતું. એ ઘણું સૂચક છે કે સામ્યવાદના પ્રણેતા કાર્લમાર્ક્સનું પ્રિય કાવ્ય Queen Mab. અને ત્હેમણે આ કાવ્યનો ઊંડો અભ્યાસ કરેલો. રાજકીય-સામાજિક દષ્ટિએ વિશ્વસમાજને વિશ્લેષવાનો અહીં ઉપક્રમ અને ભાવિમાં ઘટનારી ઘટનાઓનું અહીં અવલોકન. શેલીએ સ્પષ્ટ નિવેદન કર્યું છે : 'The past, the prsent and the future are the grand and comprehensive topics of this poem'ઉત્ક્રાન્તિવાદ - સંસ્કૃતિઓના ઉદય અને અસ્ત, માનવ એષણાઓ આદિ વિષયો અહીં કાવ્યની જુદીજુદી પીઠિકાએ વિશ્લેષાયા છે. ઈશ્વર અને ધર્મ પણ વિનિપાતનું કારણ બને છે એવો સૂર પણ કાવ્યમાંથી ઊઠે છે અને આથી શેલી પર ઈશ્વરના અનાદર blashphemeનો આરોપ પણ મુકાયો. કાવ્યની સખત ટીકાઓ થઈ છે, ખાસ કરીને શેલીની ધર્મવિષયક વિચારણાને કારણે. પણ શેલીનો ઈશ્વર વિશ્વવ્યાપ્ત છે. શેલી પેન્થિઈસ્ટ છે શેલીનો ધર્મ માનવધર્મ છે. 'Prometheus unbound' નાટ્યકૃતિમાં પ્રોમિથિયસ માનવસ્વાતન્ત્ર્યનું વૈશ્વિક પ્રતીક છે. અત્યાચાર Tyranny સામે એ ન ઝૂકતાં છેક લગી આસુરી શક્તિ સામે ઝૂઝે છે. માનવ ધર્મના પરમ સંરક્ષક તરીકે સ્વર્ગમાંથી માનવલોક માટે જ્ઞાનાગ્નિ લાવનાર પ્રોમિથિયસનું ચારિત્ર શેલી આલેખે છે અભિનવ દષ્ટિથી. અહીં કવિની ઝંખના છે એક એવા જગતની જે હોય-

'Classless, Kingless, Tribeless'

ફ્રેન્ચ ક્રાન્તિએ સર્જેલી વિચારધારાને સામે રાખી રચાયેલી દીર્ઘકૃતિ TheRevoltofIslam સ્પેનસેરીઅન સ્ટાન્ઝામાં શેલીએ સિદ્ધ કરેલ છન્દકૌશલના અપૂર્વ નમૂના સમી છે. હિંસા દ્વારા અત્યાચારનો પ્રતિકાર નહીં પણ અહિંસક પ્રતિકાર દ્વારા જ અત્યાચાર Tyrannyને નિર્મૂળ કરી શકાશે એ શ્રદ્ધા શેલીની. પરસ્પર બન્ધુત્વની ભાવના પર સંવાદમય માનવઅસ્તિત્વ નિર્ભર છે એ શેલીનું સ્વપ્ન.

'Alastor' અને 'The Triumph of Life' શેલીનાં દીર્ઘ ચિન્તનાત્મક કાવ્યો છે. શાન્તિમય સહઅસ્તિત્વનો પ્રશ્ન આ કૃતિઓમાં પણ કેન્દ્ર સ્થાને છે. પણ ચિન્તનની ભૂમિકા જુદી છે. કલ્પનસમૃદ્ધ સર્જક અને સમાજ પરત્વેનું તેનું દાયિત્વ અહીં કાવ્યના એક સ્તરે વર્ણવાયું છે. કવિ અને તેની નિસર્ગરમણા કવિ અને તેની આન્તરરમણા અહીં વિશ્લેષાઈ છે - કંઈક વિડમ્બનાની ધાટીએ. વર્ડ્ઝવર્થની આત્મકથનાત્મક કૃતિ 'Prelude' બાયરન, શેલી, કીટ્સ આદિ કવિજનોની રચનામાં ધ્વનિત થતી રહી છે - ક્યારેક અસમ રેખાએ. આત્મરત કવિ - નિસર્ગચિન્તન-મગ્ન કવિ આખરે શું સિદ્ધ કરે છે ? મનુષ્યના આન્તરિક જીવનમાં કવિ કોઈ નિર્ણાયક ફેરફાર સાધી શકે છે ? શેલીના આદર્શવાદમાં જાણે કે પહેલી વાર તિરાડ પડે છે. કવિની સંવેદના, ત્હેની કલ્પના, ત્હેની ધૃતિ, ત્હેની પ્રજ્ઞા, ત્હેની સર્જક પ્રતિભા માનવસમાજના સામૂહિક ચિત્તમાં ચિરન્તન સંવાદનું - પ્રેમનું ચિત્ર આંકી શકતી નથી - બન્ને કાવ્યોમાં કવિનો નિર્વેદ સતત ઘુમરાતો રહે છે.

એક અદ્વિતીય પ્રતિભાવન્ત ઊર્મિકવિ તરીકેની શેલીની પ્રતિષ્ઠા એમની આ પ્રસિદ્ધ કૃતિઓ પર નિર્ભર છે : 'Ode to the West Wind', 'To a Skylark', 'The Cloud' અને 'Adonais'. ફ્લોરેન્સ નજીક આવેલ આર્નોને ઘેરી પથરાયેલા વનમાં જાગેલા ભીષણ ઝઞ્ઝાવાત અને શિશિર વર્ષાના તાણ્ડવની ક્ષણે શેલીએ પ્રકૃતિના રુદ્ર રૂપને નીરખ્યું અને કાવ્યનું નિર્માણ થયું, જેમ લેગહોર્નના જઙ્ગલમાં એક સન્ધ્યાએ શેલીએ સ્કાયલાર્કનું ગગનગોરમ્ભતું ગાન સાંભળ્યું અને 'ટુ એ સ્કાયલાર્ક' કાવ્યની રચના થઈ. શેલીની લગભગ દરેક કૃતિ પાછળ સ્થળ, સમય, પાત્ર અને પ્રસઙ્ગના પ્રગાઢ સંસર્ગો રહેલા છે. - શેલીની કલ્પના વાસ્તવરમ્ય છે.

એ'મણે સ્વયં કહ્યું છે તેમ ત્હેમની રચનાઓ 'ઉત્તમ અને આહ્‌લાદક ક્ષણોનો આલેખ છે.' 'ઓડ ટુ ધ વેસ્ટ વિન્ડ' - પશ્ચિમના મરુતનું સ્તોત્ર. ચિન્તનાત્મક કાવ્ય છે. રેન્ટિ પ્રયોજિત ટર્ઝારિમા - ત્રણ પંક્તિના એકમમાં બદ્ધ સ્વરૂપમાં કાવ્ય ચાર શ્લોકોની સીત્તેર પંક્તિઓ પર પથરાયેલું છે. શેલીના છન્દકૌશલને વ્યક્ત કરતી પ્રસ્તુત કૃતિ કવિના વૈચારિક સૌન્દર્યને અનન્ય રીતે વ્યક્ત કરે છે. એક અર્થમાં આ પ્રાર્થના કાવ્ય છે. પશ્ચિમના મરુતને સમ્બોધી કવિએ કરેલી આ પ્રાર્થના વ્યક્તિની આન્તરચેતનાને ઉદ્યુક્ત કરવા અર્થેની છે. શિશિરના શ્વાસ સમો મરુત ચારે દિશાએ પ્રસરી સર્વત્ર અદ્ભુત લાસ્ય કરે છે. મૃત ખરેલાં પર્ણોને ફૂંકમાં ઉરાડી એ નવાંકુરો જગવતાં બીજને ધરબે છે ધરિત્રીમાં. મરુત સંરક્ષક છે વિઘાતક પણ -

*Wild spirit, which art moving everywhere;*
*Destroyer and preserver, oh, hear !*

પર્ણને અભ્રને અને સાગરનાં મોજાંને મરુત પીઠ ઉપર ધારણ કરી વિશ્વમાં વિહરે છે તેમ કવિને પણ મરુત ઊંચા ઉડ્ડયને લઈ જાય - કાંટાની માફક ભોંકાતા જીવનથી મુક્ત થવા -

*Oh, lift me as a wave, a leaf, a cloud !*
*I fall upon the thorns of life ! I bleed !*

વહેતો મરુત ઝંકૃત કરે છે વનને. કવિ થવા ચાહે છે વીણા મરુતની -

*'Make me thy lyre even as the forest is'*

કાવ્યના અન્તિમ બે શ્લોકમાં કવિ આર્ત સ્વરે મરુતને પ્રાર્થે છે - નૂતન સર્જનાત્મક શક્તિની પ્રાપ્તિ અર્થે. વર્ડ્ઝવર્થની માફક શેલી અહીં પશ્ચિમના મરુતને વૈશ્વિક આત્મા Universal Soul તરીકે સમ્બોધે છે. જડ, અગત્યાત્મક વિચારોને અહીં મૃત વિચારો કહ્યા છે. કવિને આ મૃત વિચારો, મૃત શબ્દો સન્તાપે છે. કવિ પ્રાર્થે છે મરુતને -

*Drive my dead thoughts over the unvierse*
*Like withered leaves to quicken a new birth !*
*And, by the incantation of this verse*

શિશિરમાં ચીમળાયેલાં ખરી પડેલાં પાંદડાંઓને પવન ઊંસેટી દે છે. જેથી ધરતીમાં ધરબાયેલ બીજ તૃણાંકુર રૂપે ફૂટે. પ્રકૃતિમાં નવસંસ્કરણ rejuvenationની ક્રિયા સતત ચાલતી હોય છે. ઠાલા શબ્દો, ખોખલા-મૃત વિચારોથી મુક્ત થવાની વાચ્છા અહીં તીવ્ર પણે વ્યક્ત થઈ છે. મરુત વિખેરે આ મૃત શબ્દો વિશ્વમાં.. અને એક નવી જ ચેતના, એક નવી જ ભાષા-નૂતન સર્જનાત્મકતા અંકુરિત થાય કવિના ચિત્તમાં-સંવિતમાં. જનલોક સાંભળે કવિની નૂતન સર્જનાત્મક વાણીને-મન્ત્રત્વ પામેલી વાણી incantation of this verse. કવિને શ્રદ્ધા છે નૂતન વાણીના વરદાનની. પાનખર પછી આવે છે વસન્ત. શિશિર આવે છે તો પૂંઠે વસન્ત કંઈ દૂર નથી.

*The trumpet of a prophecy ! O, wind*
*If winter comes, can spring be far behind ?*

નવવિધાન new order વિશ્વમાનવસમાજમાં સ્થપાય ત્હેની તીવ્ર ઝંખના શેલીની કવિઝંખના છે. સામાજિક કાવ્યોમાં આક્રોશપૂર્વક ભ્રષ્ટ સમાજના ધ્વંસનો આદેશ છે. શેલીની આ શ્રદ્ધા પણ છે કે વિનિપાતની ગર્તામાં પડેલો સમાજ પુનઃ સુઆયોજિત થાય છે. 'ઓડ ટુ ધ વેસ્ટ વિન્ડ' જેવી કૃતિમાં આધ્યાત્મિક-સર્જનાત્મક પરિમાણ ધરાવતા નવવિધાનની નવસંરચનાની જિકર છે.

'ટુ અ સ્કાયલાર્ક' - 'ચણ્ડોળ'ને — શેલીએ રચેલા ઊર્મિકાવ્યોમાં અદ્વિતીય ગણાય છે. એમાંની શ્રેણીબદ્ધ ઉપમાઓ તેમજ એમાંની જાદુઈ છન્દમોહિનીને કારણે સર્જકની આનન્દવિભોર મનઃસ્થિતિ, ત્હેનો આત્મોલ્લાસ અહીં શ્લોકે શ્લોકે ગતિ કરતો કાવ્યાન્તે પરાકાષ્ઠા સાધે છે. આ ઉદ્બોધન કાવ્ય ode છે. છન્દલાક-છન્દગતિ ઊર્ધ્વ spiral છે. ઉપાડની બે પંક્તિઓ —

*Hail to thee, blithe spirit !*
*Bird thou never wert.*

અન્તરના ઉમળકાથી અપાતા આવકારને વ્યક્ત કરે છે. ગુરુલઘુ સ્વર સંયોજનની-ટ્રોકેઈકવલયો રચતી સાંકળ દ્વારા. 'તું પક્ષી નથી' તેમ કહી રહસ્યનો પુટ આરમ્ભથી જ અપાયો છે. પક્ષી - આનન્દમય તત્ત્વ Blithe Spirit છે. પશ્ચિમનો મરુત west wind વૈશ્વિક આત્મા Universal Soulનો પર્યાય છે તેમ skylark આનંદમય Blithe Spiritનો પર્યાય છે. કીટ્સના કાવ્ય 'Ode to a Nightingale'માં ચકોરનું જે વર્ણન છે તે spirit તરીકેનું છે. શેલી અને કીટ્સનાં પક્ષી કશાક દિવ્ય આધિદૈવિક તત્ત્વના અંશ લાગેછે. આ'ની પડછે વર્ડ્ઝવર્થે રચેલ કાવ્યમાં ચણ્ડોળ સ્વર્ગ-પૃથ્વીને જોડતી કડી છે. આ ચણ્ડોળ ધરતી પર પાછું ફરે છે જ્યાં એનું નીડ છે -

*True to the kindered points of Heaven and Home ?*

શેલીના ચણ્ડોળનું ઉડ્ડયન સ્વર્ગપથ અને તેનીય પારનું છે. સર્જકકલ્પનાની પરમ આહ્લાદમયગતિનું પ્રતિક Skylark છે.

ચણ્ડોળ આનન્દમય તત્ત્વ છે એમ કહ્યા પછી પણ ચાર દૃશ્ય પ્રતિરૂપો દ્વારા એનું સામ્ય દર્શાવવામાં આવ્યું છે. શ્વેત પ્રકાશ-ચિન્તનની શ્વેત પ્રકાશિત આભામાં સંગોપિત કવિ જેવું ચણ્ડોળ. - કલ્પનલોકને ઝંકૃત કરતી કાવ્યબાની રેલાવતા કવિ જેવું ચણ્ડોળ, મહેલની અટારીમાં બેઠેલ એકાકી પ્રણયિની જેવું ચણ્ડોળ. પ્રણય ગાનમાં મિલનની સ્મૃતિનો આનન્દ અને વિરહનો તલસાટ છે. - વિરહી પ્રણયિનીના જેવુ ચણ્ડોળ તૃણાઙ્કુરોમાં ચમકતા આગિયા જેવું ચણ્ડોળ પાંખડીઓમાં આવૃત સૌરભ રેલવતા પુષ્પ જેવું ચણ્ડોળ.

મૃત્યુનો વિષાદ સ્પર્શતો નથી એ'ને, જગતના દુઃખોથી અજાણ છે તે. એ વહાવે છે ચિરન્તન આનન્દનો સૂર અને ધસે છે ઊંચે અને ઊંચે સ્વર્ગની મેર.

આ કાવ્યની ઉક્તિઓ લોકોક્તિ બની ચૂકી છે.

*We look before and after*
*And pine for what is not,*
*our sincerest laughter*
*with some pain is fraught.*

Our sweetest songs are those that tell of saddest thought.

કાવ્યમાં એક પઙ્ક્તિ દ્વારા નર્યા લાઘવથી શેલીએ માનુષી પ્રેમની વેદના વ્યકત કરી છે. ચણ્ડોળને સમ્બોધી કવિ કહે છે. તું ચાહે છે પણ કદીય ત્હને માનવીના મનને વિદ્ધ કરતી પ્રીતિની નિર્વેદભરી તૃપ્તિનો અનુભવ નથી. 'Thou lovest; but ne'vr knew love's sad satiety'. ચણ્ડોળને પ્રાર્થે છે કવિ : તારા ચિત્તમાંના આનન્દનું અરધુંય જ્ઞાન મ્હને આપ તો આખુંય વિશ્વ મ્હારી વાણીને સાંભળે, જેમ હું ત્હને આ ક્ષણે સાંભળી રહ્યો છું તેમ.

*Teach me half the gladness*
*That thy brain must know,*
*Such harmonious madness*
*Trom my lips would flow*
*The world should listen then,*
*I am listening now !*

ઉક્ત બન્ને રચનાઓના અન્તમાં સામ્ય છે. કવિની પ્રાર્થના પાસે બન્ને કાવ્યો પૂરાં થાય છે. West Wind પાસે એ યાચે છે પરિશુદ્ધ વાણીનું વરદાન Skylark પાસે એ યાચે છે અપરિમેય આનન્દનો અંશ. આનન્દમયી કાવ્યવાણીથી શેલી વિશ્વને પ્રસન્નતા અર્પે છે. શેલીના કવિ-આત્માનાં ઔદાર્ય અને વિનમ્રતા અહીં પ્રકટ થાય છે. આજેય કવિના દ્વિજન્મશતાબ્દીના ટાણે વિશ્વ આખું કવિની આનન્દમયી કાવ્યબાનીને સાંભળે છે... અનવરત વહેતી રહેશે એ કાવ્યબાની.



# 'ચક્ષુ સંવેદન'નું પ્રભાવક સૉનેટ

દેવેન્દ્ર દવે

## આંખો

ઉશનસ્

જુઓ લ્યો, દેવોનું દગ-નસીબ : આ પુત્ર ઈશનો
ઈસા, તે તો જાણે જગની બધી વેંઢારી ફિકરો
બિચારો જન્મ્યો છે નયનમહીં નિદ્રા સુખવણો !
— ન દેવોમાં આ'વો અવર દીઠ ચ્હેરો દુખભર્યો;
અને આ બીજા તે અશી જ ફિકરોમાં જઈ ગળી,
ગયા છે આંખોને મીંચી જ બસ, તે'બુદ્ધ'જ વળી !

ન આ'વું જાગ્યાનું અગર ઊંઘવાનું મુજ ગજું,
— મહારામાં જો કે ધબકી રહી એ માટી જ હજુ
— અનુકૂલે કિન્તુ જગતક્ષત ચીલે જ રહીને
હું થાકી જાવામાં સમજુ કૃષિનો ભાર વહીને.

પછી રાત્રે વાળુ, ગડગડ હુકાની, નત નીચી
પથારીમાં આડા પડી રહી જ આંખે અધમીંચી
ધીમી દીવી જેવી કજળી દગ ઠારી, પછી દઈ
બધું એને સોંપી, બસ ઊંઘી જવું નીરવ થઈ...'

કવિશ્રી ઉશનસ્‌નું આ સૉનેટ 'ચક્ષુ સંવેદન'માંથી પ્રગટેલું જણાય છે. કોઈ કૃષિવલની નજરે ઈસુ અને બુદ્ધનાં નેત્રોને નિહાળી એની ભલીભોળી ઉક્તિઓમાં આ સૉનેટ રચનાનો પિણ્ડ બન્ધાતો આવે છે.

સૉનેટનું ભાવસંવિધાન ઉદ્બોધન રીતિથી કરવામાં આવ્યું છે. પેલો કૃષિક સીધો જ આપણને બતાવતો હોય એમ કહે છે કે લ્યો આ દેવોને નસીબે કેવી કેવી આંખો લખાયેલી છે ! સૉનેટનો ઉપાડ ભાવકને રચનાના ભાવપરિવેશમાં ખેંચી રહે છે.

પ્રારમ્ભમાં જ કવિએ ષટ્ક મૂક્યું છે. એ છ પઙ્ક્તિઓમાં તેઓએ ઈસુનાં લોચનની લાક્ષણિકતા દર્શાવી. વિશ્વ સમસ્તની ચિન્તા, પીડાનો બોજ વહેનાર ઈસુની આંખોમાં સતત વેદના અઙ્કિત થયેલી છે. ઈસુ એટલે જાણે પીડામૂર્તિ. પણ એ પીડા જગતને માટે વેંઢારી છે. ઈસુની મહાનતાને એમાં કવિએ સરસ રીતે વ્યઞ્જિત કરી આપી છે. એને નસીબે કદી સુખની નિદ્રા જ ન હતી.

ઈશ્વરે આપણને આંખો આપી છે તે જ એક પરમ વરદાન છે. જેમને તે વરદાન પ્રાપ્ત નથી થયું તેઓ જીવન અભિગમ ખુમારી ભરેલ આમ માણે છે :

*'દેખ્યાનો દેશ ભલે લઈ લીધો નાથ !*
*પણ કલરવની દુનિયા અમારી !*

— ભાનુપ્રસાદ પણ્ડ્યા

પરન્તુ અહીં કવિ આંખોનું અજવાળું મળ્યું છે તે પણ એક વિરલ ફિલસૂફ-દષ્ટિ અઙ્કિત છે. કાવ્યનો ઉપાડ જ આપણને કવિ 'જોવાની' ક્રિયાથી અભિભૂત કરે છે :

*જુઓ, લ્યો, દેવોનું દગનસીબ : આ પુત્ર ઈશનો...*

કવિ જેને જેને આંખો મળી છે, તેમને આંગળી ચીંધીને બતાવતા હોય તે રીતે આપણને 'દષ્ટિ'ના ફલકમાં શું શું જોવા લઈ જાય છે ? ! — આ દેવોનું દગનસીબ કેવું અદ્ભુત છે કે ઈસાને જ જુઓ. તેને સમગ્ર જગતની બધી ફિકરો 'વેંઢારી' શબ્દ દ્વારા ચિન્તાને મહાપરાણે ઊંચકીને જીવતા હોય તેવા

વજનસભર જ જન્મેલા ત્યારથી આજ પર્યન્ત નયનમહીં નિદ્રાસુખ વગરના છે. આંખોનું સુખ સભર 'મીંચાવું' થાય તો નિદ્રા મળે ને ?! અહીં કવિએ એક શબ્દચિત્રની રમ્ય લકીર ખેંચી છે. ઈસુના ચહેરાને જ્યારે જ્યારે ધ્યાનપૂર્વક જુઓ ત્યારે તેની આંખોમાં જે જગત પ્રત્યેની તેમની ચિન્તા વ્યક્ત થાય છે તે એટલી ગમ્ભીર છે કે તેટલી વ્યથા અન્ય કોઈ દેવોમાં દેખાતી નથી. પશ્ચિમના આરાધ્યદેવ ઈસુના ચહેરાની સામે કવિ પૂર્વના દેવ 'બુદ્ધ'ને રજૂ કરે છે.

આવી જ બધી ફિકરો : રુગ્ણાવસ્થા, વૃદ્ધાવસ્થા અને મૃત્યુના આઘાતથી સિદ્ધાર્થ સંન્યાસી થયા હતા. જે સમયે આર્દ્ર થઈને તેમણે ગૃહ, પરિવાર તથા રાજ્યનો પરિત્યાગ કર્યો. ઈસુના પારમાર્થિક જીવનની સામે ભગવાન બુદ્ધ જાણે કે મનુષ્યોની આધિ, વ્યાધિ અને ઉપાધિની ફિકરમાં એવા તો ડૂબી ગયા છે કે જાણે આંખોજ મીંચી દીધી ! - એમ કહીને બુદ્ધની પ્રબુદ્ધ - અન્તર્દષ્ટિનો ધ્વનિ ત્યાં દર્શાવ્યો છે. અહીં ષટ્કમાં બે વિભૂતિઓની આંખોને જોવાથી ઉદ્ભવેલું સંવેદન વિરમે છે.

સૉનેટ ઈટાલિયન પ્રકારનું છે એટલે હવે અષ્ટકમાં સાતમી પઙ્ક્તિથી જ ભાવ પલટો ખાય છે. અહીં આ ખેડૂત હવે પોતાની વાત માંડે છે. એ તો બિચારો મહેનતકશ આદમી છે; એટલે પઞ્ચાતમાં શાનો પડે ?! પોતાનું એવું ગજું જ નથી — ત્રેવડ નથી એમ કહીને એની દિનચર્યાનો એ નિર્દેશ કરે છે. કવિએ અહીં વિભૂતિઓની પડખે આ સીધાસાદા શ્રમજીવીની જીવનચર્યા મૂકીને એનું યથોચિત ગૌરવ કર્યું છે. આ બદલાતા ચિત્તમાં પોતાને ભાગે જે કામ નિર્મ્યું છે તે બજાવીને ચિન્તા-વ્યથા બધું ઈશ્વરને સોંપીને રાત્રે ઘસઘસાટ ઊંઘી જાય છે ! કવિ સૂચવે છે એના અધમીંચ્યા નેત્રોનું મહત્ત્વ પણ છે. એ પણ ભારવહન કરે છે. 'ખેડૂત તો જગતનો તાત ગણાયો —' એ ન્યાયે એના શ્રમનું પણ ઓછું મૂલ્ય નથી. એટલે જ એ કહે છે 'મ્હારામાં પણ એ જ માટી ધબકી રહી છે.' એમાં આ સામાન્ય જનની દગ પણ આ મહાપુરુષોની સાથે જ ધબકે છે એમ કવિ વ્યઞ્જિત કરે છે ! આમ આ અષ્ટકમાં સંવેદન વળોટ લઈને નવું પરિમાણ ધારણ કરે છે.

આંખોની ત્રણ ગતિ — 'ખુલ્લી', 'મીંચાયેલી' અને 'સૂતેલી' એમ ત્રિવેણી દ્વારા કાવ્ય પરિપુષ્ટ ભાવપિણ્ડ ધારણ કરે છે. કાવ્યમાં આવતા અલઙ્કારો સહજ ફૂટી નીકળ્યા હોય તેમ અનુભવાય છે. શિખરિણી છન્દની ચઢાણ-ઉતરાવવાળી ચાલ ભાવને બળવતર કરે છે. પરન્તુ અહીં કવિએ છન્દ જાળવવા વારંવાર 'જ'નો ઉપયોગ કર્યો છે, તે સર્વત્ર અનિવાર્ય નથી. ઉશનસે એમનાં સૉનેટનું ચોકસાઈથી પરિમાર્જન કરવું જોઈએ એવી અપેક્ષા અસ્થાને નહિ ગણાય. આમ છતાં, ઉશનસ્‌ના કવિવ્યક્તિત્વનો સંસ્પર્શ કરાવતું આ સૉનેટ ચક્ષુ વિષયક સંવેદનથી પ્રભાવક બન્યું છે.



## ભીતરથી માલામાલ થયેલા કવિને મળેલો શબ્દનો સાથ : 'વાવડ' – બિપિન આશર

[વાવડ' લે. રમણ જોશી; પ્રકાશન : હર્ષલ સ્મૃતિ. બોરીવલી પૂર્વ, પૃષ્ઠ.૬૮, કિં.૧૫.]

કવિતા એટલે શું ? કવિતા કઈ રીતે અને શા પ્રયોજનથી સર્જાય છે ? કવિતાના સર્જનમાં કવિ કેવળ નિમિત્ત વ્યક્તિ છે કે તેના કર્તૃત્વની સમ્પૂર્ણ જવાબદારી વહન કરતી જીવંત વ્યક્તિ ? કાવ્યસર્જનની પ્રક્રિયાના સન્દર્ભમાં મીમાંસકોએ અગણિત પ્રશ્નોની ચર્ચા કરી છે. આ તમામ પ્રશ્નોની ચર્ચા અહીં અસ્થાને હોવા છતાં એક વાતનો ઉલ્લેખ કરવો અનુચિત નહીં ગણાય. ભીતરથી માલામાલ થયેલી વ્યક્તિને જો શબ્દનો સાથ મળી રહે તો તે સક્ષમ રચનાઓ સર્જી શકે છે. આ વિધાનના સન્દર્ભમાં કવિશ્રી રમણ જોશીના કાવ્યસંગ્રહ 'વાવડ'ની રચનાઓ તપાસવા જેવી છે.

'વાવડ' ગેયગીતો, ગઝલો અને અછાન્દસ રચનાઓનો સંગ્રહ છે. આ સંગ્રહની રચનાઓમાં જે સંવેદન કાવ્યસ્થ થયું છે તે કવિના માલામાલ થયેલા ભીતરને વ્યઞ્જિત કરે છે. ગ્રામ્ય પરિવેશમાં ઊછરેલા આ જીવે પ્રકૃતિનાં વિવિધ રંગો અને દૃશ્યોને મનભરીને માણ્યાં છે. ત્હેમણે આકાશમાં ખીલતું સપ્તરંગી મેઘધનુષ જોઈને વર્ડ્ઝવર્થ જેવી જ આનન્દાનુભૂતિ અનુભવી છે. ગુજરાતી અને અંગ્રેજી કવિનો આનન્દોદ્ગાર કેટલું સામ્ય વ્યક્ત કરે છે એ તો જુઓ ! વર્ડ્ઝવર્થ મેઘધનુષનું અનવદ્ય સૌન્દર્ય નિહાળીને પોતાની આનન્દાનુભૂતિ આ રીતે વ્યક્ત કરે છે :

*"My heart leaps up*
*When I behold the rainbow in the sky"*

તો આપણા ગુજરાતી કવિ મેઘધનુષ નિહાળીને જે સૌન્દર્યાનન્દ માણે છે તેને આ શબ્દોમાં કાવ્યસ્થ કરે છે :

*'આકાશે મણ્ડાતા મેઘધનુષ જોઈ*
*મારા ચિતડાંનો ટહુકે છે મોર.'*

ભલે, સ્થળ-કાળ-ભાષા-વ્યક્તિ વગેરે વચ્ચે આસમાન-પાતાળનો તફાવત હોય છતાં પ્રકૃતિના ચાહકોને તો પ્રકૃતિનાં સૌન્દર્યો એક સરખી રીતે જ સ્પર્શી જઈને આનન્દાનુભૂતિનો અહેસાસ કરાવતાં રહે છે. હા, ક્યારેક એ આનન્દાનુભૂતિની અભિવ્યક્તિમાં આકસ્મિક સામ્ય જોવા મળે તો નવાઈ નહીં.

આ કવિજીવે વનવગડાનું સૌન્દર્ય માણ્યું છે. ખર્યાં પાન પર ચાલતાં મોર અને ઢેલના પગરવને, ઘૂરકતા વાંદરાઓને, હાકોટા કરતા સિંહોને, ચીં ચીં કરતી ચકલીઓને પણ મનભરીને સાંભળી છે. પૂનમના ચન્દ્રનું અદ્ભુત દૃશ્ય અને સાગરમાં હિલોળા લેતાં મોજાંઓએ ત્હેના હૃદયમાં આનન્દની ભરતીનો અનુભવ કરાવ્યો છે. વર્ષાકાળમાં સૂરજ, પંખી, વાદળ, તડકો, પવન, મોર, લીલાં પર્ણો વગેરે તેના કવિચિત્તને પ્રસન્ન કરીને આસ્વાદ્ય શબ્દચિત્રો સર્જવા માટે ત્હેને વિવિશ કર્યો છે. આ શબ્દચિત્રો કવિના સમૃદ્ધ હૃદયને તાદૃશ કરે તેવાં સત્ત્વશીલ છે.

*'સપડાતો ઘનઘોર ઘટામાં સૂરજ ધીરે ધીરે*
*પાર વિનાનાં પંખી સંગે વાદળ નભને ચીરે.'*
*એકબીજાની પૂંઠે વાદળ દોડાદોડી કરતાં*
*મન્ત્રમુગ્ધ રમતોના પડછાયા ધરતી પર ધરતાં'*

તો ક્યારેક ફૂલોની ફોરમ, ધસમસતી નદીયું, ચાંદની, દરિયો જેવાં પ્રકૃતિનાં તત્ત્વો પણ તેને કાવ્યાત્મક અનુભૂતિ કરાવી જાય છે :

*'કાજળભીનાં નભથી ઝરમર ચાંદ ઝરે તો ઝરવા દે.'*
*'દરિયાની સામે ટિંગાઈ જતી આંખોને*
*ઊકળતું આભ ફરી જોવું.'*

*ખૂશબૂનો મઘમઘતો સન્દેશો લઈ*
*ફગણિયા ફૂલોને ફરવું છે ભઈ !*

*'ધસમસતી નદીયું ને કાંઠાઓ ન્યાલ કરી*
*સાગરમાં ભળવું છે જઈ.'*
*'ફૂલની ફોરમના બહાને ચોતરફ છાંટી ખુશી*
*જળ તણાં તર્પણ ઝીલી : બોલાસ બેઠો થઈ ગયો.'*
*'મોરના ટહૂકાને ખોબામાં ભરીને / જો ! વાદળોના કાને*
*ધરી શકાતા હોત / તો / ટાળી શકાયો હોત તરસી*
*ભોમનો ટળવળાટ / અને / તસુ તસુએ પાંગર્યો હોત /*
*લીલુડી ઝાંયનો લોભામણો લિબાસ.'*

પ્રકૃતિને ભરપેટે માણનાર આ જીવ ગ્રામ્ય પરિવેશમાંથી શહેરી પરિવેશમાં જઈ ચડે છે ત્યારે ત્હેનું આખુંય સંવેદનતન્ત્ર બદલાઈ જાય છે. શહેરમાં તે અકળામણ અનુભવે છે. મહાનગરમાં એક પછી એક દિવસોને મહાપ્રયાસે ધકેલતો આ જીવ પોતાની વ્યથા આ રીતે વ્યક્ત કરે છે :

*'જીવા ધાધલના પડતર ખેતરમાં ઊભેલા બાવળની જેમ*
*મુમ્બઈના બાવડામાં હું જકડાઈ ગયો છું આ-જન્મ'*

ગ્રામજીવન અને શહેરીજીવન વચ્ચે કેટલો મોટો તફાવત છે :

*'તારા વગરનું આકાશ*
*ધણની ધડબટાડી જોયા વગરની ઢળતી સાંજ*
*ધુમાડાને ખાળવી ઊગતું પ્રભાત*
*દિવસ, તારીખ, મહિના અને વરસને*
*શિસ્તબદ્ધ રીતે વર્તીને સરકી જવાનું સૂચન કરતું*
*એક પણ અભીષ્ટ તિથિ વગરનું*
*કેલેન્ડરનું ચિતરામણ*
*લટકી રહ્યું છે મારા ઓરડાની દીવાલ પર.'*
*'ઘડિયાળના કાંટાની સાથે તાલ મેળવતી*
*મારી જિજીવિષા*
*અડાબીડ ઊભેલી ભીડની ચિચિયારીઓમાં*
*પીલાઈ પીલાઈને આયુષ્યમાન બનતી રહે છે.'*

*ચકૂડીના ઢાળે 'તી-તી' વકતી ટિટોડી*
*ક્ષણિક ઊપસી આવે છે મારા મનમાં / તે / બીજી જ*
*ક્ષણે ઊડી જાય છે / છેતરાયાના ક્ષોભ સાથે'*

કવિની જીવન વિશેની સમજમાં પણ વૈવિધ્ય જોવા મળે છે :

*'વમળાતા રજ્જોને સરવાળો જીવન*
*ને જીવને છે સમણાં નો શોર'.*
*'ચીતરામણા ટહુકાની સઝાથે સૂર ભરી*
*દોડે તે જીવનનો દોર'*
*'જીવનમાં કોણે આ રોપ્યા રે સ્રાવ*
*કદી હસતા રહેવું ને કદી રોવું.'*

કવિ શ્વાસના રફતારમાં જીવવા માગતા નથી. તેઓને મન શ્વાસ લમ્બાવ્યા કરવાનું નામ જિન્દગી નથી. એવી જિન્દગીને તેઓ જિન્દગી કહેતા પણ નથી.

'વાવડ' સંગ્રહમાં પ્રેમ, વિરહ, સમ્બન્ધ, અતીતસ્મરણ જેવા વિષયોને પણ સ્થાન મળ્યું છે. કવિ લાગણીના વમળની ચાકરી કરવામાં માનતા નથી છતાં ત્હેમનું ઋજુ હૃદય લાગણીના પ્રવાહમાં ખેંચાયું છે તો અવશ્ય. પરન્તુ આ હૃદયે પછડાટ ખાધી છે તે'વી ફરિયાદ કરતી અનેક પઙ્ક્તિઓ અહીં મોજૂદ છે :

*'સમ્બન્ધોની મુલાયમ ઓથમાં ઘર કોનું છે કાયમ ?*
*મળે છે સ્મિતના બદલે કરુણ કથની હકીકતમાં.'*
*'ફૂલો સરખું હસી લેતાં મળે વાવડ હકીકતના*
*નિકટ ફરતી જતી નજરું છતાંય નેહ ના એમાં'*
*'ધસી આવ્યા ત્હમારા આંગણે મળવાના મનસુબે*
*ત્હમારી હાજરી જાણે મુલાકાતો ઉપરછલી'*
*'ઊખડવા ચાહતી લટકી રહી છે જે નામની તકતી*
*મૂકીન એક બીજો શ્વાસ લેતી કામના એમાં.'*
*'સ્નેહભીની જીવનની કથાઓ*
*યાદ આવે છે ટાણે કટાણે.'*

'વાવડ'માં 'ક્ષોભ' 'વર્ષાકાળ' 'નાહક' 'શહેરનો માનવી' 'ભીડના નકશા' 'આપણું મન' 'પીછું અને હું' જેવી રચનાઓ સ્વતન્ત્રપણે પણ માણવા જેવી છે. કવિશ્રી રમણ જોશી કલાશિક્ષક છે. ત્હેમણે નિજાનન્દ ખાતર જે રીતે ત્હેમના ભીતરને શબ્દો દ્વારા અનાવૃત્ત કર્યું છે તે ત્હેમને સાચા અર્થમાં કવિ ઠેરવે છે. ત્હેમનામાં છુપાયેલું કવિત્વ વિશેષ ધારદાર બનીને ખીલતું રહે એવી અપેક્ષા રાખીશું તો એ અપેક્ષા વંધ્ય તો નહીં જ નીવડે. ❑

## નિગમનો નાદ

નિગમ વેદનો નાદ સાંભળી
મ્હારા ચિત્તમાં ચટકો લાગ્યો રે,
જાગીને જોતાં મિથ્યા માયા
માંડ કર્યો છે મટકો રે.

જીવ જગત બેઉ અણછતાં છે
ઘટપટાદિક ઘટકો રે,
નિષેધ-પદ તો નિશ્ચે ગયું છે
હવે નહિ ખટપટનો ખટકો રે.

નર નાટકમાં, નાટક નરમાં,
નાચ નિરન્તર નટકો રે,
મૂળદાસ સોં બ્રહ્મ સનાતન
વ્યાપક બીજ વટકો રે.

મૂળદાસ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમન્ત ૨૦૫૦ : સળઙ્ગ અઙ્ક ૨૧૬ : દ્વિજ અઙ્ક ૧૪૪




તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ * નિરઞ્જન ભગત

સહયોગ
વ્રજલાલ દવે, નલિન રાવળ,
જગદીશ ત્રિવેદી, માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

હેમન્ત વિ. સં. ૨૦૫૦ **કવિલોક** નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૩

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प્રतिष्ठितं आविरावीर्म एधि ॥



## 'બ્લેન્ક વર્સ'

વાંસળીમાં સારંગીનું મહાસંગીત શક્ય નથી તેમ મહાકાવ્ય 'બ્લેન્ક વર્સ(blank verse)ના સાધન વગર શક્ય નથી. પણ એ રચના 'બ્લેન્ક' હોવી જોઈએ તે સાથે 'વર્સ' પણ હોવી જોઈએ. હવે અંગ્રેજી પદ્યશાસ્ત્રમાં 'બ્લેન્ક' શબ્દથી બે ગુણ વિવક્ષિત છે : અન્ત્ય-પ્રાસ-રહિતત્ત્વ અને યતિસ્વાતન્ત્ર્ય-સહિતત્ત્વ. પણ 'બ્લેન્ક વર્સ'ની મહાકાવ્ય માટેની લાયકી તેના યતિસ્વાતન્ત્ર્ય-વિશિષ્ટ પદ્યત્વમાં છે એ નિર્વિવાદ છે. એટલે 'બ્લેન્ક' શબ્દનો યતિસ્વાતન્ત્ર્ય ગુણ જ પ્રધાન ગણવાનો છે. અગર જોકે પ્રાસરાહિત્ય જેવા કેવળ સપાટિયા લક્ષણને લોકમત તો વળગે, એ પણ સમજાય એવું છે. પૃથ્વીવૃત્તની ઘટનામાં જ કંઈક અગેયતા છે. અને એ ઘટના યતિસ્વાતન્ત્ર્યવાળી થતાં ત્હેની અગેયતા ખીલી આવે છે. એટલે ઇંગ્રેજી ઉપરથી સાદૃશ્ય ન્યાયે પણ 'બ્લેન્ક વર્સ'નો આપણો ખરો પર્યાય — અછાન્દસ રચના નહીં, અપ્રાસ છન્દરચના નહીં, પણ અગેય અથવા તો યતિસ્વાતન્ત્ર્ય વિશિષ્ટ છન્દરચના એવો હોવો જોઈએ, એ આમ અનેક દૃષ્ટિએ સ્પષ્ટ છે.

(કવિતાશિક્ષણમાંથી)

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

# કવિલોક ટ્રસ્ટ

## 'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

## વિશ્વકવિતાના ગ્રન્થો, કવિઓના અવાજની કૅસેટો, કાવ્યોની હસ્તપ્રતો, કવિઓનાં સ્મૃતિચિહ્નો તથા કાવ્યપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, વ્યાખ્યાનો, સંશોધન, અધ્યયન, અધ્યાપન માટે મકાન તથા સાધન-સામગ્રી-ફણ્ડ માટેની અપીલ

'કવિલોક'ની સ્થાપના ૧૯૫૭માં મુંબઈમાં કરવામાં આવી હતી. ૧૯૫૭ પૂર્વે કેટલાક સમયથી મુંબઈમાં રાજેન્દ્ર શાહ અને અન્ય કવિમિત્રો તથા કવિતારસિકોનું અનૌપચારિક મિલન થતું હતું. એમાં કવિલોકની ઔપચારિક સ્થાપનાની પ્રેરણા હતી. આરમ્ભમાં કવિમિત્રો-સવિશેષ નવોદિત કવિમિત્રો-ની કાવ્યકૃતિઓનું પ્રકાશન અને કવિતારસિકોની રસરુચિનું પ્રોત્સાહન જ 'કવિલોક'નો મુખ્ય ઉદ્દેશ હતો. આ માટે ૧૯૫૭માં મુંબઈમાં 'કવિલોક' દ્વિમાસિકનો આરમ્ભ કરવામાં આવ્યો હતો. ઉપરાંત કાવ્યસઙ્ગ્રહોનું પ્રકાશન તથા કાવ્યસત્રોનું આયોજન પણ કરવામાં આવ્યું હતું.

૧૯૭૮માં 'કવિલોક'ના કવિમિત્રોએ વિચાર્યું કે 'કવિલોક'નું ટ્રસ્ટ રચવામાં આવે તો પ્રકાશન અને પ્રોત્સાહન ઉપરાંત કવિતા અઙ્ગેની અન્ય અનેક પ્રવૃત્તિઓ પણ કરી શકાય. આ માટે ૧૯૭૯માં 'કવિલોક ટ્રસ્ટ'ની સ્થાપના કરવામાં આવી હતી. 'કવિલોક' દ્વિમાસિકનો વ્યાપવિસ્તાર, કાવ્યસઙ્ગ્રહો ઉપરાંત કવિ અને કવિતા અઙ્ગેના ગ્રન્થોનું પ્રકાશન, વિશ્વકવિતાનું ગ્રન્થાલય, કવિઓના અવાજની કેસેટો તથા કાવ્યોની હસ્તપ્રતોનો સઞ્ચય, કવિઓનાં સ્મૃતિચિહ્નોનો સઙ્ગ્રહ, કાવ્યસત્રો ઉપરાંત પરિસંવાદો, કાવ્યશિબિરો, કાર્યશાળાઓ, કવિતાપઠન, કવિઓ તથા કવિતા અઙ્ગેની વ્યાખ્યાન-શ્રેણીઓ અને સંશોધન-અધ્યયન-અધ્યાપન પ્રવૃત્તિનું આયોજન 'કવિલોક ટ્રસ્ટ'નો મુખ્ય ઉદ્દેશ હતો. આ માટે 'કવિલોક' દ્વિમાસિક ૧૯૭૦થી અમદાવાદમાંથી પ્રગટ થાય છે અને તેનો વ્યાપવિસ્તાર કરવામાં આવ્યો છે. કાવ્યસઙ્ગ્રહોનું પ્રકાશન તથા કાવ્યસત્રોનું આયોજન વિશેષ પ્રમાણમાં કરવામાં આવ્યું છે. વિશ્વકવિતાના થોડાક ગ્રન્થોનો ભેટરૂપે સ્વીકાર કરવામાં આવ્યો છે. કાવ્યપઠન અને કવિઓ તથા કવિતા અઙ્ગેની વ્યાખ્યાનશ્રેણીનું આયોજન કરવામાં આવ્યું છે.

હવે ભવિષ્યમાં વિશ્વકવિતાના સૌ મહત્ત્વના ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય કરવાની ટ્રસ્ટની મહત્ત્વાકાઙ્ક્ષા છે. આજે જગત આર્થિક, રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક એમ અનેક સન્દર્ભમાં વધુ ને વધુ નિકટ આવતું જાય છે ત્યારે એક પ્રજા તરીકે ગુજરાતીઓએ વિશ્વકવિતાનો એટલે કે માત્ર ભારતની જ નહીં પણ વિદેશોની પણ અનેક ભાષાઓની કવિતાનો વધુ ને વધુ આત્મીય પરિચય કરવો રહ્યો. આ માટે ગુજરાતમાં, વિશેષ તો ગુજરાતની સાંસ્કૃતિક રાજધાની અમદાવાદમાં, જગતની એકેએક ભાષાની - પ્રાચીન-અર્વાચીન-કવિતાના મહત્ત્વના સૌ ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય હોય એ અત્યન્ત આવશ્યક છે. આજે ગુજરાતમાં ક્યાંય આવો સઞ્ચય નથી. એટલે ગુજરાતમાં 'કવિલોક ટ્રસ્ટ' દ્વારા આવો સઞ્ચય ન થાય તો પછી કોની દ્વારા થાય ? 'કવિલોક ટ્રસ્ટ'નો તો આ વિશેષ ધર્મ છે. 'કવિલોક ટ્રસ્ટ' પાસે વિશ્વકવિતાના અસઙ્ખ્ય ગ્રન્થોનો સઙ્ગ્રહ હોવો જોઈએ. ઉપરાંત કવિઓના અવાજની કેસેટો, કાવ્યોની હસ્તપ્રતો, કવિઓનાં સ્મૃતિચિહ્નોનો સઙ્ગ્રહ પણ હોવો જોઈએ. વળી કવિતાપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, કાર્યશાળાઓ, કવિઓ તથા કવિતા અઙ્ગેનું સંશોધન, અધ્યયન, અધ્યાપન આદિનું આયોજન કરવાની પણ 'કવિલોક ટ્રસ્ટ'ની મહત્ત્વાકાઙ્ક્ષા છે.

'કવિલોક ટ્રસ્ટ' પાસે આ સૌ પ્રવૃત્તિઓ માટે અનુકૂળ એવું એક મકાન તથા અન્ય સાધન-સામગ્રી હોય એ આવશ્યક છે.

સૌપ્રથમ તો આ મકાન માટે અનુકૂળ જમીન હોય એ અનિવાર્ય છે. અમને જણાવતાં આનંદ થાય છે કે

આવી જમીનનું સમ્પાદન કરવાના પ્રયત્નો ચાલુ છે અને ટૂંક સમયમાં જ આ પ્રયત્નો સફળ થશે એવી અમને શ્રદ્ધા છે.

'કવિલોક ટ્રસ્ટ' પાસે આ મકાન તથા અન્ય સાધન-સામગ્રી માટે દાન દ્વારા એક ફણ્ડ રચવાનો કાર્યક્રમ છે. એથી 'કવિલોક ટ્રસ્ટ' ગુજરાતની તેમ જ દેશવિદેશના અન્ય પ્રદેશોની સંસ્કારપ્રેમી અને કવિતારસિક પ્રજા સમક્ષ મોટી રકમનાં દાન માટે ટહેલ નાખે છે. અમને શ્રદ્ધા છે કે દાતાઓ ઉત્સાહ અને ઉદારતાપૂર્વકના પ્રતિભાવ દ્વારા 'કવિલોક ટ્રસ્ટ'નો આ કાર્યક્રમ સફળ કરવામાં અમને સદ્ભાવ તથા સહકાર આપશે.

મકાન તથા અન્ય સાધન-સામગ્રીની વિગતો આ પ્રમાણે છે :

**મકાન :** ગ્રન્થોના સઞ્ચય માટે એક વિશાળ ખણ્ડ. કેસેટોના સઞ્ચય માટે એક ખણ્ડ, હસ્તપ્રતો તથા સ્મૃતિચિહ્નો માટે એક ખણ્ડ, કાવ્યપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, કાર્યશાળાઓ, વ્યાખ્યાનશ્રેણિઓ માટે એક વિશાળ ખણ્ડ, સંશોધન, અધ્યયન, અધ્યાપન માટે એક ખણ્ડ, કાર્યાલય માટે એક ખણ્ડ.

**સાધન-સામગ્રી :** વિશ્વકવિતાના ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય, જેમાં ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, માગધી, પ્રાકૃત, વ્રજ, મૈથિલી, બઙ્ગાળી, અસમિયા, ઉડિયા, હિન્દી, ગુરુમુખી, કાશ્મીરી, ડોગરી, રાજસ્થાની, સિન્ધી, ઉર્દૂ, નેપાળી, તમિલ, તેલુગુ, કન્નડ, મલયાલી, અઙ્ગ્રેજી, તિબેટી, સિંહાલી આદિ ભારતીય ભાષાઓ તથા ગ્રીક, લેટિન, અઙ્ગ્રેજી, ફ્રેન્ચ, સ્પેનિશ, જર્મન, ઇટાલિયન, રશિયન, સ્લાવ, સ્કેન્ડિનેવિયન આદિ યુરોપી ભાષાઓ તથા જપાની, ચીની, બર્ઝરી, કોરીઅન, વિએટનામી, ફારસી, અરબી આદિ એશિયાની ભાષાઓ અને સ્વાહીલી આદિ આફ્રિકાની ભાષાઓના સૌ મહત્ત્વના કાવ્યગ્રન્થો હશે. ઉપરાંત કવિતા, વિવેચન, કવિજીવન, કવિપત્રો અઙ્ગેના ગ્રન્થો તથા કવિતા અઙ્ગેનાં સામયિકો પણ હશે. ગુજરાતી ભાષાનાં કાવ્યોની હસ્તપ્રતો તથા ગુજરાતી ભાષાના કવિઓનાં સ્મૃતિચિહ્નો, ગુજરાતી ભાષાના કવિઓના અવાજની કેસેટો તૈયાર કરવાની સાધન-સામગ્રી, વી.સી.આર. અને ટેલિવિઝન, કબાટો, ટેબલ-ખુરશીઓ આદિ રાચરચીલું પણ હશે.

મકાન માટે સુવિધા અને સુન્દરતાની દૃષ્ટિએ અનુકૂળ એવું પ્લાન તથા ડિઝાઇનનું આયોજન કુશળ અને નિષ્ણાત સ્થપતિ પાસે કરાવવામાં આવશે.

મકાન, ગ્રન્થ, કેસેટ-સાધન-સામગ્રી, પ્રકાશન, ફર્નિચર, સઞ્ચાલન આદિ માટે અન્દાજે કુલ રૂ. ૩૦,૦૦,૦૦૦નું ફણ્ડ રચવાનો કાર્યક્રમ છે.

ફણ્ડ માટેની રકમ 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડ્રાફ્ટ અથવા ચેકથી મોકલી આપવા વિનન્તી છે.

## ટ્રસ્ટીમંડળ



સ્વ. સર્વશ્રી ચન્દ્રવદન ચી. મહેતા, બચુભાઈ રાવત, જગન્નાથભાઈ ડૉક્ટર, ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ), રમણીકભાઈ પારેખ, મહેન્દ્રભાઈ શાહ - આ પહેલાં ટ્રસ્ટીમણ્ડળમાં સાથ આપી રહ્યા હતા તેમ જ ભૂપતભાઈ વસા, મનસુખભાઈ પારેખ અને શાન્તિલાલ મહેતા - પ્રારમ્ભથી જ કવિલોકના સહયોગમાં હતા.

દાતા ટ્રસ્ટના કાર્યમાં આપ આપનો સહયોગ નીચે પ્રમાણે આપી શકશો :

૧. સામાન્ય ૧,૦૦૦/-કે તેથી વધુ
૨. સહાયક ૨,૫૦૦/-કે તેથી વધુ
૩. શુભેચ્છક ૫,૦૦૦/-કે તેથી વધુ
૪. સંવર્ધક ૧૦,૦૦૦/-કે તેથી વધુ

વળી, વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો.

રૂ. ૧૧,૦૦૦ના દાનથી આપે જણાવેલ ભાષાનાં

પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઈચ્છો ત્હેનું નામ આ કબાટ પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે મોકલી શકશો

## કવિલોક ટ્રસ્ટને ૧૦૦૦/- કે તેથી વધુ રકમનાં મળેલાં દાનની યાદી

| | | | |
|---|---|---|---|
| ૮૫૦૦૦=૦૦ | બળવન્ત કે. પારેખ ફાઉન્ડેશન - ૫૦૦૦/- + ૫૦૦૦૦/- ટ્રસ્ટસંચાલન ૩૦૦૦૦/- નવ્ય કવિતાશ્રેણી | ૧૦૩૨=૦૦ | નિખિલેશ એ. શેઠ(યુ.એસ.એ.) |
| ૫૨૦૦૦=૦૦ | રાજેન્દ્ર શાહ ૫૧૦૦૦/-+૧૦૦૦/- | ૧૦૦૧=૦૦ | જશવન્ત લ. દેસાઈ |
| ૩૦૦૦૦=૦૦ | ખુશાલભાઈ હીરાલાલ પટેલ ૨૦૦૦૦/-, ૧૦૦૦૦/- રેન્ટિ દિવ્ય આનન્દ પ્રકાશન સહાય. | ૧૦૦૧=૦૦ | કે.આર.દેસાઈ |
| ૧૭૦૦૦=૦૦ | મૂળજીભાઈ શિવલાલ ટ્રસ્ટ ૨૦૦૦/- ૫૦૦૦/- ૫૦૦૦/- ૫૦૦૦/- | ૧૦૦૦=૦૦ | રતિભાઈ ત્રિવેદી |
| ૫૦૦૧=૦૦ | આશાપુરા માઈન્સ પ્રા. લિ. | ૧૦૦૦=૦૦ | નવનીતભાઈ આર. શાહ |
| ૫૦૦૦=૦૦ | પેરેડાઈઝ ઈન્ટરનેશનલ | ૧૦૦૦=૦૦ | જયન્ત પારેખ ૫૦૦/- ૫૦૦/- |
| ૫૦૦૦=૦૦ | વર્ધમાન એજ્યુ. ટ્રસ્ટ મુંબઈ | ૧૦૦૦=૦૦ | ધીરેન્દ્ર મહેતા |
| ૫૦૦૦=૦૦ | જ્યોતિબહેન કનુભાઈ ભાલરિયા ટ્રસ્ટ | ૧૦૦૦=૦૦ | શોભના કે. માનવાલ |
| ૫૦૦૦=૦૦ | કલ્યાણ ચેરિટેબલ ટ્રસ્ટ | ૧૦૦૦=૦૦ | પ્રશાન્ત પ્રતાપભાઈ દેસાઈ |
| ૪૦૦૦=૦૦ | ભૂરાભાઈ દલસુખભાઈ પરીખ ૩૦૦૦/- ૧૦૦૦/- | ૧૦૦૦=૦૦ | નન્દુભાઈ દેસાઈ |
| ૨૫૦૦=૦૦ | ગજેન્દ્ર હિ. ઠાકોર-બ.ક.ઠા. પારિતોષિક | ૧૦૦૦=૦૦ | પ્રશાન્ત એજન્સી |
| ૨૫૦૦=૦૦ | ગુર્જરી ફાઉન્ડેશન | ૧૦૦૦=૦૦ | ઈન્દુકુમાર ત્રિવેદી |
| ૧૫૦૦=૦૦ | વી. જશવન્તલાલની કં. | ૧૦૦૦=૦૦ | જગદીશ ત્રિવેદી |
| | | ૧૦૦૦=૦૦ ૧૦૦૦=૦૦ ૧૦૦૦=૦૦ | ત્રણ મિત્રો (ત.થ.દ.) તરફથી |
| | | ૧૦૦૦=૦૦ | મુકુન્દરાય ડી. દેસાઈ |
| | | ૧૦૦૦=૦૦ | વ્રજલાલ દવે |
| | | ૨,૩૭,૫૩૫=૦૦ | કુલ |

આ ઉપરાંત ૧૧,૭૦૦=૦૦ કવિતા વ્યાખ્યાનમાળામાં ૧૯૮૯થી ઓક્ટોબર ૧૯૯૩ સુધીમાં ભારતી સારાભાઈ ચેરિટી ટ્રસ્ટ તરફથી મળેલી રકમ.

# કવિલોકનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. | આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. | રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય |
| ૪. | સાત મહાકાવ્યો - સં. ધીરુ પરીખ | અપ્રાપ્ય |
| ૫. | પઞ્ચ મહાકાવ્ય | અપ્રાપ્ય |
| ૬. | ટી.એસ.એલિયટ | ૭૦-૦૦ |
| ૭. | ગદ્યકાવ્ય | ૨૪-૦૦ |
| ૮. | આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ |
| ૯. | જીભ ઉપરનો ધ્વજ | ૭-૦૦ |
| ૧૦. | પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ |
| ૧૧. | પરન્તુ - વિનોદ જોશી | ૭-૦૦ |
| ૧૨. | અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ |
| ૧૩. | અર્થાત્ - અશોક ગોસ્વામી | ૧૦-૦૦ |
| ૧૪. | પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ૧૫-૦૦ |
| ૧૫. | નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૬. | સાવિત્રી - ચં.ચી.મહેતાનાં રેડિયો રૂપકો. | ૨૪-૦૦ |
| ૧૭. | આગિયા (હાઈકુ સઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૮. | અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૧૯. | દિવ્ય આનન્દ (ડિવાઈન કોમેડી) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૨૦. | અજ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |

ઉપર જણાવેલાં પુસ્તકોમાંથી ૬થી ૧૮ની જૂજ નકલો રહી છે. એ તેરનો સેટ ખરીદનારને રૂ. ૨૩૪ને બદલે માત્ર રૂ. ૧૮૫માં પ્રાપ્ત થશે. કવિલોકનાં પ્રકાશનોની કિંમત સામાન્યતઃ બજારભાવ કરતાં ઓછી જ હોય છે તેમાં આ રાહતથી વધુ લાભ લેવાય એ અપેક્ષા સેવી છે.

(અમદાવાદની બેન્કના ચેક/ડ્રાફ્ટથી રકમ મોકલવી. ટપાલથી સેટ મગાવનારે રૂ. ૧૦=૦૦ વધુ મોકલવા.)

# 'અભિજ્ઞાન શાકુન્તલ' પદ્યખણ્ડોના ગુજરાતી અવતાર

## વિનોદ અધ્વર્યુ

(ગતાઙ્કથી-પૂર્ણ)

તો - મુદ્દાની વાત એ છે કે ગુજરાતીકરણ અને પ્રશિષ્ટતાની જાળવણીના બેવડા તકાજાને પહોંચી વળવાના પ્રયત્નોમાં ભાષા બેવડે દોરે ગૂંથાય છે. એવા મિશ્ર શબ્દબન્ધથી નીપજતા ભાષાપટના વણાટમાં ખૂબ જાગ્રત વિવેક ન જળવાય તો ક્યારેક પોત ગાંઠાળું અથવા અણસરખું બની જાય. 'વનવાસભાંડુની' (ઉમાશઙ્કર) કે 'ક્ષતહીણું'(ઉમાશઙ્કર) જેવા સમાસો, કે એક જ શ્લોકમાં, પહેલા ચરણમાં 'ચોખૂંટભૂમિ' વાપર્યા પછી, બીજા જ ચરણમાં, 'દૌષ્યન્તિ અપ્રિતમ પુત્ર' જેવા શબ્દપ્રયોગ મૂકતાં, ઉમાશઙ્કરની કલમે પણ પોત અણસરખું બની જાય છે.

શબ્દપસન્દગી, મૂળ અર્થ, ભાવ, ભાષાબન્ધ, સુપાઠ્યતા, તેમ છન્દ-લયના માત્રામેળ - એમ વિવિધ મતલબોના તકાદાઓ વચ્ચેના શક્ય તેટલા સુખદ સમાધાનથી કરવાની હોય છે. આ સમાધાન સાધવામાં જ અનુવાદકની સૂઝ અને સર્જકતાની કસોટી છે. કવિની પોતાની લાક્ષણિક શૈલી આવા તકાદાઓના રમખાણ વચ્ચે એકધારી રીતે જાળવવી મુશ્કેલ છે. આથી જ, બ.ક. ઠાકોર, ન્હાનાલાલ કે ઉમાશઙ્કરની કાવ્યશૈલીથી પરિચિત વાચક તેવી શૈલીની અપેક્ષા સાથે, ત્હેમણે કરેલા અનુવાદ પાસે જાય છે. ત્યારે ત્યાંય કલમે સ્વભાવ ન છોડ્યાની પ્રતીતિ તો થાય છે, પણ ક્યાંક ક્યાંક-ક્યારેક - ચમકી જવાય એવાં આશ્ચર્યો પણ મળી આવે છે. 'અઙ્ગરજે રજાળાં' જેવો પ્રયોગ ન્હાનાલાલમાં મળે ત્યાં તે સ્વાભાવિક લાગે છે. પણ આવી જ દ્વિરુક્તિ 'મેલે બને મલિન' એમ બ.ક.ઠાકોરમાં પણ મળે ત્યારે 'યુ ટૂ...' એવો ઉદ્ગાર નીકળી જાય ! આ બધો પેલા તકાદાઓની ખેંચતાણનો પ્રતાપ છે !

હવે, આ સમગ્ર ચર્ચાને અન્તે, એક પ્રાયોગિક મનોવ્યાયામ તરીકે, 'શાકુન્તલ'ના એક જ શ્લોકના વિવિધ અનુવાદોને તુલનાત્મક રીતે તપાસવાનો પ્રયત્ન કરીશું. 'શાકુન્તલ'માંથી કોઈ એક જ શ્લોકની પસન્દગી કરવાની હોય તો સ્વાભાવિક રીતે વિખ્યાત શ્લોક ચતુષ્ટયમ્માંનો એક પસન્દ થાય એવી અપેક્ષા રહે. એમાંય 'કયા ચાર શ્લોકો ?' એ વિષે મતભેદ છે એ જુદી વાત છે. પણ સામાન્યતઃ ચોથા અઙ્કમાંના શ્લોકો ગણનામાં લેવાય છે. ઉમાશઙ્કરભાઈ 'રમ્યાણિ વીક્ષ્ય'ને પસન્દ કરે છે. પરન્તુ જાણ્યાપ્રમાણે આવો એક અભ્યાસ અગાઉ થઈ ગયો છે. (વાંચવા મળ્યો નથી.) એટલે અત્રે જ એક વિશ્વપ્રસિદ્ધ શ્લોકને પસન્દ કર્યો છે તે છે સાતમા અઙ્કમાંનો સુન્દર શ્લોક :

*"આલક્ષ્ય દન્તમુકુલાનનિમિત્ત હાસૈ -*
*રવ્યક્તવર્ણ રમણીય વચઃ પ્રવૃત્તિન્ /*
*અઙ્કશ્રય પ્રણયિનસ્તનયાન્વહન્તો*
*ધન્યાસ્તદઙ્ગરજસા મલિની ભવન્તિ."*

શ્રી ખખ્ખરે આ શ્લોકનો અનુવાદ શાર્દૂલની છ પઙ્ક્તિમાં કર્યો છે :

*"ઝીણી દન્તની પઙ્ક્તિ તે મુખવિષે, દેખાય જેની જરી,*
*શોભીતી શુભ કુમળી કળિ સમી, નિર્દોષ હાસ્યે કરી,*
*ખોળે જે રમવા અતિ ધરી કરી, આતૂરતા અન્તરે,*
*વાણી તોતળિ રમ્ય જે વદી કરી આજીજિ મૂખે કરે;*
*એવા પુત્રતણા મલીન તનથી, માબાપ વસ્ત્રો કરે*
*પોતાનાં શુભ જે મલીન જગમાં, છે ધન્ય તેને ખરે."*

વસન્ત૦ ને શાર્દૂલ૦માં અને વળી છ પઙ્ક્તિમાં ઉતારવાથી પ્રસ્તાર વધ્યો છે. આથી સમાસો વિસ્તર્યા છે, તે સાથે, ઉમેરણ પણ થયું છે. 'આલક્ષ્ય'માંના 'આ' એટલે ઈષત્નો ભાવ લાવવા' દેખાય જેની જરી' એમ

વિસ્તાર થયો છે, પણ 'દન્તમુકુલાન્'નું દન્તની પઙ્ક્તિ કર્યા પછી વળી 'મુકુલ' માટે 'કળિ' શબ્દ તો બીજી પઙ્ક્તિમાં મુકાયો છે, એટલે 'પઙ્ક્તિ' વધારાનું ઉમેરણ છે. તદુપરાંત 'કળિ'નાં 'શોભીતી', 'શુભ' અને 'કુમળી' એવાં ત્રણ વિશેષણો વધારાનાં મુકાયાં છે. 'અનિમિત્ત'ને 'નિર્દોષ' કહ્યું છે તેમાં અર્થસ્પષ્ટીકરણ પણ છે. આમ વસન્તની એક પઙ્ક્તિ શાર્દૂલ૦ની બેમાં વિસ્તરી છે. એ જ રીતે 'અઙ્કાશ્રય-પ્રણયિનઃ' માટે આખી એક પઙ્ક્તિ વાપરવા ઉપરાંત વળી 'આજીજિ મૂખે કરે' ઉમેરાયું છે, તો 'અવ્યક્તવર્ણરમણીય વચપ્રવૃત્તિન્'ને 'આજીજિ'નાં વચનોમાં જ સમાવી દીધી છે. 'તનય'નું ભાષાન્તર કર્યું 'પુત્ર', પછી મૂળમાં 'વહન્તઃ'ના અધ્યાહાર કર્તાને 'માબાપ' શબ્દોથી નિશ્ચિત કર્યો છે. છેલ્લી પઙ્ક્તિમાં, જે વાક્યરચના જ સુભગ નથી - 'જગમાં' ઉમેરણ છે. 'કુમળી', 'આજીજિ', 'મૂખે'-ના ઉચ્ચારો કઠે છે. 'વદિ કરી', 'આજીજિ મૂખે કરે' જેવા શબ્દસમૂહો પણ કાવ્યત્વપોષક નથી. આથી, સમગ્ર રચનામાં અર્થસમજૂતીનો પ્રયત્ન જણાય છે. પણ કાવ્યપ્રસાદ સમૂળગો નાશ પામે છે.

શ્રી ખખ્ખરના જ સમકાલીન શ્રી ઝવેરીલાલ યાજ્ઞિકે પોતાના અનુવાદમાં મૂળનો વસન્ત જાળવ્યો છે પણ ભાષાપ્રસરણની જોગવાઈ રાખવા શ્લોકો એકને બદલે બે કર્યા છે :

*"દેખાય દન્તકળિયો અનિમિત્ત હાસે;*
*ને કાલુ કાલુ મૃદુ અસ્ફુટ વેણ હોંસે*
*ભાખે મિઠા સ્વરથકી; જ્યમ વ્હાલ આવે*
*ક્રીડા કરે અનુપ બાળક આમ સ્હેજે.*
*માતા અને પિતરના ઉછરઙ્ગ મધ્યે,*
*બેશી જવા મન કરે વળી તેય સદ્ય.*
*બેસાડતાં મલિન વસ્ત્ર થયાં છ જેને,*
*છે ધન્ય તે જનકને જનની જનોને.*

આમાં પણ વધારાનો શ્લોક પ્રસરણની જોગવાઈ કરી આપે છે, તે સાથે વધારાની જગા ભરવા માટે ઉમેરણો પણ જરૂરી બનાવે છે. આમ પાણી ઉમેરાતાં, મૂળ કૃતિની સુશ્લિષ્ટતા અને ઘટ્ટતા ઢીલીપાતળી થઈ જાય છે. અર્થવિસ્તરણ(પેરાફ્રેઝ) સામાન્ય વાચકને કથયિતવ્ય સુગમ કરી આપે છે પણ તે કવિતાની માર્મિકતાને ભોગે. જ્યાં અતિપ્રસાર ત્યાં રસવ્યઞ્જનાનો અવકાશ રહેતો નથી.

આ અનુવાદમાં પણ 'જ્યમ વ્હાલ આવે' જેવા ખણ્ડો, માતા અને પિતર તથા જનક-જનની જેવાં સ્પષ્ટીકરણો-ઉમેરણો તરત તરી આવે છે. બીજી પઙ્ક્તિનું 'હોંસે' પણ ઉમેરણ છે પણ તે બાળકની બોલવાની ક્રિયામાં ભળી જાય છે. પણ 'જ્યમ વ્હાલ આવે'થી 'રમણીય' એ બાળકની વાણીનું વિશેષણ જાણે બાળકને પણ લાગુ પાડવામાં આવ્યું છે. એમ તો, પહેલા શ્લોકની ચોથી પઙ્ક્તિ આખી જ વધારાની છે ! છેલ્લી પઙ્ક્તિમાંની 'જનક ને જનની' પછી 'જનોને' ઉમેરીને કરેલી વર્ણરમત પણ વાસ્તવમાં વધેલા છન્દવિસ્તારનું જ પરિણામ છે.

પરન્તુ સમગ્રતયા અવલોકતાં, ઝવેરીલાલે તેમના સમકાલીન ખખ્ખર કરતાં, મૂળની નજીક રહેવાનો વધુ સારો પ્રયત્ન કર્યો છે. તેમણે કરેલા 'દન્તકળિયો', 'કાલુ કાલુ' જે 'મૃદુ'ના વધારા સાથે પણ સારું લાગે છે- વગેરે પહેલી વાર પ્રયોજેલા પર્યાયો તો એમ ને એમ અથવા સહેજસાજ ફેરફાર સાથે છેક ઉમાશઙ્કર સુધી સ્વીકારાતા રહ્યા છે. જોકે 'અનિમિત્ત હાસ'ને તેમણે યથાવત્ સાચવ્યું છે, તોય એકન્દરે પહેલી કડી સુવાચ્ય થઈ શકી છે.

છન્દરચનાની દૃષ્ટિએ અહીં એક આનુષઙ્ગિક બાબત નોંધપાત્ર છે. પ્રથમ શ્લોકની બીજી પઙ્ક્તિ અર્થદૃષ્ટિએ પઙ્ક્તિ અન્તે વિરમતી નથી પણ ઊભરાઈને ત્રીજી પઙ્ક્તિમાં આગળ વહે છે, અને છેક 'સ્વર થકી' આગળ પૂરી થાય છે. આ સ્થાને વસન્તતિલકા દૃઢ-નિશ્ચિત-યતિ તો નથી જ. પછીનો પઙ્ક્તિખણ્ડ 'જ્યમ વ્હાલ આવે' અર્થદૃષ્ટિએ પઙ્ક્ત્યન્તે વિરમે છે છતાં ત્હેનો અર્થ-અન્વય ચોથી પઙ્ક્તિ સાથે છે. મુદ્રિત શ્લોક જોતાં ભાષાન્તરકારે પ્રથમ પઙ્ક્તિ પછી અર્ધવિરામ મૂક્યું છે. એમની રીત મુજબ [illegible] ેટલે

બીજી પઙ્ક્તિ પછી અર્ધશ્લોકવિરામ સૂચક દણ્ડ(।) મૂક્યો નથી, પણ 'સ્વરથકી' પછી અર્ધવિરામ મૂક્યું છે. આ દર્શાવે છે કે અર્થદૃષ્ટિએ બીજી પઙ્ક્તિ ઉભરાઈને 'સ્વરથકી' આગળ વિરમે છે. 'જ્યમ વ્હાલ આવે' પછી પણ વિરામચિહ્ન નથી પણ વાક્યાર્થ તરીકે ખણ્ડ સ્વતન્ત્ર છે એટલે અર્થવહન બીજી-ત્રીજી પઙ્ક્તિમાં જણાય છે તેમ, જણાતું નથી. આ જોતાં, પછીથી પ્રા. બ.ક. ઠાકોરે પઙ્ક્ત્યન્તવિરામ અથવા યતિને અતિક્રમીને અર્થવહન અને અર્થાનુસારી વિરામ બાબત જે જિકર કરી તેનું આગોતરું ઉદાહરણ અહીં પ્રાપ્ત થાય છે, એમ કહી શકાય, અલબત્ત એક સભાન છન્દપ્રયોગ તરીકે નહીં, પણ અનાયાસ - અણધાર્યા રચનાપ્રયોગ તરીકે.

હવે જોઈએ ઈ.સ. ૧૯૦૬માં પ્રા. બળવન્તરાય ઠાકોરે કરેલો અનુવાદ :

*"ઠાલૂં હસે ધવલ દન્તકળી દિપાવી,*
*કાલૂં લવે મધુરૂં અક્ષર ગોઠવીને,*
*ખોળો ખૂંદે મ્હસરસે, સુત એહવાના*
*મેલે બને મલિન, ધન્ય જ તે પિતાઓ !"*

આ સમશ્લોકી અનુવાદ હોવાથી પ્રસરણનો તો અહીં પ્રશ્ન જ નથી. 'આલક્ષ્ય'નું ઝવેરીલાલ શબ્દશઃ 'દેખાય' કરે છે પણ બળવન્તરાય તેને બદલે છે અને 'દિપાવી' કરે છે ! ને, 'અનિમિત્ત'નો શબ્દાર્થ 'ઠાલૂં' થઈ શકતો હોય, પણ 'ઠાલૂં' સાથે વીંટળાયલી રૂઢ અર્થચ્છાયાને કારણે એ પ્રયોગ બરાબર લાગતો નથી. ઝવેરીલાલનું 'દન્તકળિયો' કાયમ રહ્યું, પણ 'અનિમિત્ત'ની જગાએ 'ઠાલૂં' મુકાતાં વધેલી માત્રાએ ભરવા 'ધવલ' ઉમેરાયું ! 'કાલું કાલું'ને બદલે બળવન્તરાય 'કાલૂં લવે' આપે છે. અર્થદૃષ્ટિએ તેમ જ 'લ'ના પુનરાવર્તનને કારણ પણ એ શબ્દગુચ્છ સરસ લાગે છે. આ અનાયાસ લવવાનો પ્રયોગ બ.ક.ઠાકોર માટે અ-પૂર્વ નથી. આપણને 'ભણકારા'માં, તે, 'લવૂં અર્ધા અનાયાસ છન્દ'માં મળ્યો છે. એ 'લવૂં' તેમ જ 'કાલૂં લવે'માંનું લવવું 'બન્દાની લવરી'માંના લવવાથી જરા જુદું છે. 'અનિમિત્ત વચઃપ્રવૃત્તિ' માટે 'લવવું' સરસ શબ્દ છે. પણ આખો એ શબ્દસમૂહ એક જ શબ્દમાં સમાઈ જાય છે, એટલે વળી જગા વધતાં, 'કાલૂં' ઉપરાંત 'અક્ષર ગોઠવીને' ઉમેરવું પડે છે. 'ગોઠવીને' તેમ 'મ્હસરસે' એવા તળપદા પ્રયોગો લાક્ષણિક ઠાકોરશાઈ છે. તળપદું 'ખોળો ખૂંદે' લાગે છે સારું પણ પ્રણયિનઃમાં 'યાચ્ચા'નો તલસાટનો ભાવ છે તે બદલાઈ જાય છે. ખોળે રમવા તલસતા બાળકને બદલે તે પછીની અવસ્થાનું ખોળામાં ખેલતા બાળકનું ચિત્ર મળે છે. બન્ને સ્થિતિઓ ભાવપૂર્ણ ચિત્રો આપે છે, પણ મૂળથી અહીં જરા જુદું ચિત્ર તો થાય જ છે. આ સાથે જ, 'વહન્તા'થી અભિપ્રેત 'તેડતા' નહીં, 'રમાડતા' થઈ જાય છે. અઙ્ગરજનું કર્યું 'મેલ', શબ્દાર્થ નજીકનો ભલે લાગે. બાકી, બાળકના અઙ્ગપરથી રજ-ધૂળમાં જે રમણીયતાનું સૂચન છે તે 'મેલ'માં નથી. બાળક 'રજાળું' છે પણ 'મેલું' નથી ! તે બાળકને તેડી રમાડનારમાં વસ્ત્રો ભલે 'મલિન'-'મેલાં' થતાં દેખાય ! ત્યાં 'મલિન'નો ધન્ય સાથે સરસ વિ-સંવાદ છે ! 'મેલા થવામાં અનુભવાતી ધન્યતા'નું સૂચન સામાન્ય વ્યવહારની પરિસ્થિતિ કરતાં કશુંક જુદું-વિલક્ષણ સૂચવાય છે, અને ત્યાં જ કાવ્ય છે ! વળી, 'મેલે બને મલિન'માં ન્હાનાલાલીય દ્વિરુક્ત પ્રયોગનો રણકો સમ્ભળાય છે. જોકે અર્થવિશ્લેષણથી એવું નિરસન થઈ શકે કે 'મેલે'નો સમ્બન્ધ બાળક સાથે અને 'મલિન'નો રમાડનાર સાથે છે - 'જન' સાથે છે. શબ્દાર્થ પ્રમાણે તો જાણે બાળક પરથી 'જન'નાં વસ્ત્રો પર 'મેલ'નું સ્થળાન્તર થાય છે. પણ જે વ્યઞ્જિત છે તે તો બાળકની નિર્દોષ ક્રીડામય આતુરતા, જે 'જન'માં આનન્દ બનીને પ્રસરે છે. આ પરિવર્તનમાં જ, કદાચ, સમગ્ર શ્લોકની રસવ્યઞ્જના સમાયલી છે. એટલે, 'મેલ-મલિન' શબ્દયુગ્મ, વર્ણપ્રાસ સારાં લાગે, પણ સૂક્ષ્મ વ્યઞ્જનાની દૃષ્ટિએ એ સર્વથા ઉચિત ન લાગે. આ વાત ન્હાનાલાલના આ જ શબ્દોના અનુવાદ 'અઙ્ગરજે રજાળાં' સાથે સરખાવવાથી બરાબર સ્પષ્ટ થશે.

જોકે, ન્હાનાલાલનો અનુવાદ (૧૯૨૬) જોઈએ તે પહેલાં શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલનો (૧૯૧૫) જોવો જોઈએ. તે પણ સમ-શ્લોકી છે :

*'જોતાં જ દન્તકળિયો અનિમિત્ત હાસે*
*અસ્ફુટ શબ્દ વદતાં રમણીય લાગ્યે,*
*બેસારવા ઉમળકે સ્વજ પુત્ર અઙ્કે*
*લેતાં ધુળે મલિન થાય જ ધન્ય છે તે !*

આમાં, પ્રથમ પઙ્ક્તિમાં, ઝવેરીલાલના 'દેખાય'ને બદલે જોતાં જ છે. તે સિવાય, પઙ્ક્તિઓ સરખી છે. વળી, દેખાયનું 'જોતાં' કરતાં જ એક લઘુમાત્રા ઘટે ત્હેને માટે 'જ' કોઈ ભાર મૂકવાના આશય કે એ'વી જરૂર વગર ઉમેરવાનો થયો છે. બીજી પઙ્ક્તિના 'અસ્ફુટ'માં 'સ્ફુ'નો દીર્ઘોચ્ચાર કઠે છે. 'લાગે' ને બદલે 'લાગ્યે' શાથી ? 'લાગવાને કારણે' એવો અર્થ જો અભિપ્રેત હોય તો બાળક તેડવાનો ઉમળકો થાય એ'વું વ્હાલું શાથી લાગે છે ત્હેનું તેમાં સ્પષ્ટીકરણ છે. એ જરૂરી નથી લાગતું. 'લાગ્યે'ને બદલે 'લાગે' નભી શકે. ત્રીજા ચરણમાં 'અઙ્કાશ્રય પ્રણય' એટલે કે ખોળા માટેનો ઉમળકો 'બાળકના, ખોળામાં બેસવાના ઉમળકામાંથી 'બાળકને બેસાડવાના' બેસાડનારના ઉમળકામાં બદલાઈ જાય છે. આ મૂળથી તદ્દન વિરુદ્ધ નથી, પણ મૂળમાં, બાળકના ઉમળકાને પ્રસ્તુત કરી, તેનું રસભર્યું ચિત્ર વર્ણવી, દુષ્યન્તના હૃદયમાં તેને બેસાડવાનો ઉમળકો વ્યઞ્જિત કર્યો છે જે ધન્યથી સૂચિત થાય છે. આ કાવ્યલીલા અહીં - અનુવાદમાં - રહેતી નથી. તે જ રીતે, 'તનય' ને પુત્ર, ને તે પણ 'સ્વજ' કહીને, જે હકીકત કાલિદાસે ગૂઢ-નાટ્યાત્મક રહસ્યોદ્ઘાટન માટે અનામત રાખીને અનન્ય કાવ્યાત્મકતા ને નાટ્યાત્મકતા સાધી છે તેનો લગભગ ફોડ પાડી દેતાં કાવ્યનો ઘણો આનન્દ ઓછો થઈ જાય છે. અલબત્ત, છેલ્લી પઙ્ક્તિમાં કર્તાને અધ્યાહાર રાખીને થોડુંક સાચવી લેવાયું છે. પણ, 'થાય જ' માંનો 'જ' પ્રથમ પઙ્ક્તિમાંના 'જ' જેવો જ છન્દછિદ્રપૂરક છે, તો 'છે' પણ ઉચ્ચારણે માધુર્યપુષ્ટિ નથી કરતું. 'ધન્ય ત્હેને' કે 'ધન્ય તે તો' એવું આસાનીથી થઈ શક્યું હોત ! શ્રી મગનભાઈએ 'શાકુન્તલ'નો અનુવાદ પ્રા. બળવન્તરાયની અનુવાદભાષામાં કર્કશતા લાગતાં - જાણે તે સુધારવા માટે કરેલો પ્રયત્ન છે તે જોતાં, આ બે અનુવાદકોના અનુવાદો સરખાવી જોતાં, મગનભાઈને કેટલી સરળતા મળી છે તેના નિર્ણયમાં તો ભાવક માટે 'પ્રમાણમન્તઃકરણ પ્રવૃત્તયઃ' !

હવે ન્હાનાલાલનો અનુવાદ :

*"ઝલાય દન્તકળીઓ અમથાં જ હાસ્યે,*
*ને બોલડે અધુકડે રમણીય બોલી,*
*ખોળે ચ્હડ્યાનું કરતા પૂત તેડતા કો,*
*હા ! થાય ધન્ય જન અઙ્ગરજે રજાળાં."*

કવિની કલમની આગવી કરામત અનુવાદમાંય અછતી રહેતી નથી. જો બળવન્તરાયમાં તેમની તો ન્હાનાલાલમાં તેમની. બળવન્તરાય 'લવે' - 'ગોડવી' 'મ્હસરસે' - લાવે તો ન્હાનાલાલ 'બોલડે અધુકડે' અને 'અઙ્ગરજે રજાળાં' આપે.

અગાઉના અનુવાદોમાં 'આલક્ષ્ય' માટે 'દેખાય', 'દિપાવી', 'જોતાં જ' મળ્યા પછી, ન્હાનાલાલ આ-ઈષત્‌નો અર્થ જાળવવા આપે છે 'ઝલાય'. 'દન્તકળિયો'નો ઝવેરીલાલનો વારસો સલામત, પણ 'અનિમિત્ત'નું ન્હાનાલાલ કરે છે 'અમથાં' ! 'અનિમિત્ત'ની વર્ણછટા તો 'અમથાં'માં ક્યાંથી મળે ? પણ, ગુજરાતીતા સાથેય અર્થ બરાબર જળવાય છે. 'હાસ' અને 'હાસ્ય'માં ફેર. બન્નેની મધુરતાનો સ્વાદ પણ જુદો. એટલે બળવન્તરાયે ઝવેરીલાલની જેમ 'હાસ'ને યથાવત્ ન જાળવ્યું, છતાં તેનું 'હાસ્ય' તો ન્હોતું જ કરવું એટલે તેમણે યુક્તિપૂર્વક નામને ક્રિયાપદમાં બદલીને 'હસે' કર્યું, મગનભાઈએ 'અનિમિત્ત હાસે' વળી પાછું આણ્યું, તો ન્હાનાલાલે 'હાસ્યે' કરી જ નાખ્યું એટલું જ નહિ પણ તેને 'અમથાં' એવું વિશેષણ બહુવચનમાં આપી હાસ્યને 'પુનઃપુનઃ'નો ભાવ આપી 'હાસ' અને 'હાસ્ય' વચ્ચેનો ગાળો ઘટાડવાનો પ્રયત્ન કર્યો. પણ, લાક્ષણિક ન્હાનાલાલીય 'અધુકડે'માં

ઝવેરીલાલના 'અસ્ફુટ' (મગનલાલમાં પણ-, કિન્તુ ત્યાં દીર્ઘ સ્ફુ' કઠે) કે બળવન્તરાયના 'કાલું લવે'માં આવે છે તેવો મૂળની નજીકનો ભાવ નથી આવતો. અર્ધું-અધૂરૂંનો અર્થ હજીય નભે, પણ 'અધૂકડું' જે શબ્દ આપણી ભાષામાં સામાન્યતઃ શરીરની-બેસવાની રીત સાથે સઙ્કળાયેલો છે તે અહીં જચતો નથી. 'બોલડે'માંનો કવિને પ્રિય લઘુતાવાચકનો ઉપયોગ, સન્દર્ભ સાથે બન્ધ બેસતો ને ભાવપોષક બની જાય છે. 'તનય'નું 'પૂત' આમ તો પુત્ર જ, છતાં વ્યાપક ભાષાપ્રયોગમાં જે રીતે તે મળે છે - રૂપકાર્થમાં - ત્હેને કારણે ત્હેનો અર્થવિસ્તૃત થઈ જાય છે. તો, 'ખોળે ચઢ્યાનું કરતા' - તે વર્ણયોજનામાં નહીં તો ચિત્ર તરીકેય સારું લાગે છે, અને 'તેડતા'માં સૂચિત ક્રિયા સાથે ત્હેનો મેળ બેસી જાય છે. બન્ને પક્ષે થતી ક્રિયાનું ચિત્ર સૂચિત ક્રિયાને કારણે સુન્દર લાગે છે. તે સ્થિર નથી, ગતિશીલ છે. 'અધુકડે' અલગ શબ્દ તરીકે ઉચિત ન લાગે, પણ છન્દના સમગ્ર પાઠમાં 'બોલડે' સાથેના પ્રાસને કારણે એનું કઠવું ઓછું થઈ જાય છે. કર્તાને અધ્યાહાર ન રાખતાં, ન્હાનાલાલે 'જન' શબ્દ વાપર્યો છે - 'રજાળાં'થી એનું બહુવચન ઓળખાય છે. 'માતા-પિતા', 'જનક-જનની', 'પિતા', એવા સમ્બન્ધસૂચક શબ્દો ત્હેમણે મૂળ નાટકકારનો હેતુ સમજીને ટાળ્યા છે, પણ કદાચ છન્દરચના, માત્ર 'ધન્ય' કે 'તે'થી પૂરી ન થતાં, 'જન'ની અપેક્ષા રાખે છે. અલબત્ત, 'જન' સમ્બન્ધદર્શક ન હોવાથી કાવ્યહાનિ થતી નથી.

ન્હાનાલાલના શ્લોકમાંનો, કદાચ, સૌથી સરસ અંશ છે, 'અઙ્ગરજે રજાળાં'. 'અઙ્ગરજ' સંસ્કૃતમાંથી ઉદ્ધૃત છતાં, ગુજરાતી વાણીપટમાં સહેજે ભળી જાય છે, અને 'રજે રજાળાં'નો દ્વિરુક્ત પ્રયોગ વર્ણસઙ્ગીતને કારણે તો મધુર લાગે પણ અર્થદષ્ટિએ પણ 'મલિન'ના નિવારણને કારણે સરસ લાગે છે. અહીં, 'બાળક' અને 'જન' બન્ને 'રજાળાં' જ છે, કોઈ 'મલિન' નથી ! 'રજે'માં બાળકની, અને 'રજાળાં'માં 'જન'ને જે લાગેલી, તેનો નિર્દેશ એમ, બ.ક.ઠા.ના 'મેલે મલિન'ના સ્પષ્ટીકરણ જેવા અર્થઘટનથી, પુનરુક્તિદોષ ન રહે. 'રજાળાં' એ શુદ્ધ ગુજરાતી પ્રયોગનો ઉચ્ચાર જ આખી પઙ્ક્તિ — બલ્કે, અન્તિમ શબ્દ તરીકે આખા શ્લોકને કાવ્યમય કરી દે છે. વધુ ઊંડા ઊતરીએ (દૂરાકૃષ્ટતાનું જોખમ લઈને પણ) તો 'રજ' શબ્દનો 'રજસ્' સાથેનો સાધર્મ્યસમ્બન્ધ પ્રેમ અને ઊર્મિના આનન્દનું તત્ત્વ વ્યઞ્જિત કરી આપે છે. ભાવનની વ્યક્તિગત પ્રક્રિયામાં ચેતનાના અનેક સ્તરો - પરિમાણો પ્રવૃત્ત હોય ! ભાવન, જે તે ભાવક માટે એ તમામ સ્પન્દનોનો એકરૂપ આનન્દાનુભવ છે.

સમગ્રતયા આખો શ્લોક સુભગ રીતે ગુજરાતી રૂપ ધારણ કરી શક્યો છે, ને તેય છન્દરચનામાં ક્યાંય ન્હાનાલાલીય છૂટછાટ વગર ! છેલ્લી પઙ્ક્તિમાંનો 'હા !'નો ઉદ્ગાર પણ કદાચ છન્દપૂરક લાગે તેવો છતાં તે ભાવઘનત્વપોષક બને છે. કવિપ્રતિભાનું અનૂદિત રચનાના કર્મમાં પ્રવર્તન પ્રસાદરૂપે પ્રગટે છે.

પ્રા. મનસુખલાલ ઝવેરીએ કરેલો અનુવાદ પણ કવિએ કરેલો અનુવાદ છે. તે કહે છે તેમ, ત્હેમણે અનુવાદ કરતાં પહેલાં, શ્રી યાજ્ઞિક, પ્રા. ઠાકોર અને કવિ ન્હાનાલાલ એ ત્રણના અનુવાદો વાંચ્યા છે. ખખ્ખર અને મગનલાલના, ત્હેમને પછી મળ્યા. જોકે, પ્રા. ઝવેરીનો અનુવાદ જોતાં કહી શકાય કે છેલ્લા બે જોવા ન મળ્યા તેથી ત્હેમના અનુવાદને કશી ખોટ ગઈ હોય એમ લાગતું નથી. તો, પ્રો. ઝવેરીનો અનુવાદ :

*"દેખાય દન્તકળિયો અમથાં સ્મિતેથી*
*ને કાલી કાલી અધુરી મધુરીય બોલી,*
*ખોળે ધર્યા શિશુતણી કંઈ ગાત્ર-ધૂળે*
*અઙ્ગે થતા મલિન તે જન ધન્ય નિશ્ચે !"*

'દેખાય દન્તકળિયો'માં ઝવેરીલાલને માન્યતા મળી છે, પણ ત્હેમણે 'અનિમિત્ત હાસ' જેમનું તેમ રાખ્યું છે ત્હેને બરાબર ન ગણીને, ન્હાનાલાલના 'અમથાં'ને આવકારીને - 'અમથું' કરીને - પઙ્ક્તિને અન્તે, પ્રા. ઝવેરી 'હાસ'-'હાસ્ય'-'હસે'ને બદલે, 'સ્મિતેથી' દ્વારા

હાસ અને હાસ્ય વચ્ચેનો તફાવત સૂચવવા પ્રયત્ન કરે છે. અગાઉનાં 'કાલું કાલું' કે 'કાલૂં લવે' સહેજ જ ફેરફારથી 'કાલી કાલી' થાય છે, ને તેનો 'બોલી' સાથે, વર્ણપ્રાસ મળતાં, 'કાલી કાલી બોલી'... એવી રચના મળે છે.

વળી આ પ્રાસયુક્ત શબ્દોની વચમાંના 'અધુરી મધુરી' શબ્દો પણ પ્રાસયુક્ત હોઈ સમગ્ર પઙ્ક્તિ સળઙ્ગ મધુર વર્ણસઙ્ગીતમય બની જાય છે. 'અધૂકડે'નું સુધરેલું રૂપ 'અધુરી' વધુ સ્વીકાર્ય લાગે છે. 'અધુરી' અહીં 'અપૂર્ણ' નહીં પણ 'અસ્પષ્ટ'ના અર્થમાં છે.

'અઙ્કાશ્રય...' માટે 'ખોળો ખૂંદે' (બ.ક.ઠા.) ખોળે ચઢ્યા (ન્હાનાલાલ) પછી અહીં 'ખોળે ધર્યા' આવે છે. 'ખોળો' બધામાં કાયમ છે પણ ત્હેની સાથેનો ક્રિયાવાચક બદલાય છે, અને તે સાથે અર્થચ્છાયા તથા ચિત્ર પણ. આ અનુવાદમાં નોંધપાત્ર શબ્દ છે 'શિશુ'. 'તનય'નો 'પુત્ર' કે 'પૂત' વધુ નજીકનો અર્થ હોય તોપણ સમ્બન્ધના નિર્દેશથી રહિત એવો એ શબ્દ બાળકની અવસ્થાને સરસ રીતે વ્યક્ત કરે છે. 'અઙ્ગરજ'ના ભાષાન્તર 'ગાત્રધૂળ'માં તત્સમ-તદ્ભવનો સમાસ કઠે ખરો. 'અઙ્ગધૂળ કર્યો હોય તો'ય, તે પણ, તત્સમ-તદ્ભવ સમાસ તો થાય જ પણ અઙ્ગ ગુજરાતીમાં વધુ સહજ રીતે મેળમાં બેસી જાય. છેલ્લી પઙ્ક્તિમાં 'અઙ્ગે' આવે જ છે, પણ ત્યાં વળી, મૂળ બાળક સાથે સમ્બન્ધિત 'અઙ્ગ' શબ્દ મૂળમાં નિર્દિષ્ટ નહીં એવા 'જન' સાથે સમ્બન્ધાયો છે. આ રીતે 'ગાત્ર' અને 'અઙ્ગ એમ બે વાર નિર્દેશો બે જુદા જુદા પક્ષના સમ્બન્ધમાં થયા છે.

પ્રા. ઝવેરીના આ અનુવાદમાં, 'તનય' 'શિશુ' જ રહેતાં, 'ધન્યાઃ' તરીકે 'મા-બાપ' (ખબ્બર), જનક-જનની, (ઝવેરીલાલ), પિતાઓ (બ.ક.ઠાકોર) કોઈ પણ સમ્બન્ધવાચક માટે સ્થાન રહેતું નથી. ન્હાનાલાલનું 'ધન્ય જન' જ અહીં સહેજે-સહેજ પલટાઈને 'જન ધન્ય' રૂપે.

આ અનુવાદ વાંચતાં જણાય છે કે પ્રા. ઝવેરીએ અગાઉના અનુવાદોમાંના પોતાને સ્વીકૃત એ'વા અંશોને સવિવેક અપનાવ્યા છે અને તે સિવાયના અંશોમાં પોતાની કવિત્વશક્તિનો સૂઝપૂર્વક ઉપયોગ કરીને મૂળના કાવ્યત્વનો મહદંશે આસ્વાદ આપી શકે ત્હેવો પ્રાસાદિક અને સુપાઠ્ય અનુવાદ આપ્યો છે. 'પિતા' અને 'જન' વચ્ચે 'પુત્ર' અને 'શિશુ' વચ્ચેની, તેમ જ 'હાસ્ય' અને 'સ્મિત' વચ્ચેની પસન્દગી જેવાં સ્થાનોમાં ત્હેમની કાવ્યસમજ તેમ જ શબ્દવિવેક, તથા બીજી પઙ્ક્તિનું પ્રાસાદિક વર્ણમાધુર્ય, તેમ જ સમગ્ર રચનામાં, શ્રી મનસુખલાલ ઝવેરીની કવિત્વશક્તિની પ્રતીતિ થાય છે.

કવિશ્રી ઉમાશઙ્કરનો અનુવાદ તો ચોક્કસ અપેક્ષાઓ સાથે જ વંચાય :

*"દેખાય દન્તકળીઓ અમથું હસે ત્યાં,*
*ને કાલું ઘેલું વદતાં કંઈ રમ્ય, એવા*
*ખોળા તણા જ રસિયા શિશુને ધરન્તા*
*તે ધન્ય જે મલિન અઙ્ગરજેથી થાય;"*

કવિએ પોતે ઉપયોગમાં લીધેલી જે આવૃત્તિઓ તથા અભ્યાસોનો પ્રસ્તાવનામાં નિર્દેશ કર્યો છે ત્હેમાં, ગુજરાતી અનુવાદકોમાંના બ.ક.ઠાકોર અને મગનભાઈ પટેલનો જ ઉલ્લેખ છે. કદાચ આ નિર્દેશ, મુખ્યત્વે, 'વાચના' અનુવાદ અને ટિપ્પણ' અઙ્ગે જે 'મદદ લીધી છે' તે પૂરતો જ મર્યાદિત હોય. પરન્તુ, તેમાં 'આદિ' કહ્યું છે તો 'આદિગ્રહણાત્' અન્ય પૂર્વસૂરિઓનો પણ સમાવેશ માની લઈએ. શ્રી ઉમાશઙ્કરની, અશેષ તપાસના આગ્રહવાળી અભ્યાસનિષ્ઠા અને ઝીણવટભરી નુકતેચીની વગેરે વગર આ'વો મહત્ત્વનો પ્રયાસ અછડતી રીતે ન જ કરવાનો ત્હેમનો સ્વભાવ જોતાં, તે અગાઉના તમામ અનુવાદો તપાસી-મૂલવી જ ગયા હોય તેમ માની લેવાય. એ રીતે વિચારતાં, એ'મના અનુવાદમાં પણ અગાઉના પ્રયોગોના અંશોનો સૂક્ષ્મવિવેચન-દૃષ્ટિ પર આધારિત પુરસ્કાર-તિરસ્કાર ઓળખી શકાય છે; તો તે સાથે તેમજ ત્હેમણે આમેજ

કરેલા નવા અંશોમાં ત્હેમની, કાલિદાસના 'ગૂઢાશયી' કાવ્યરત્નના મર્મને પામવાની રસદષ્ટિ તેમ જ પુનર્સર્જનમાં પ્રવૃત્ત કવિત્વદષ્ટિ ઉભયનું આકલન થઈ શકે છે.

આ દષ્ટિએ શ્રી ઉમાશઙ્કરનો અનુવાદ તપાસીએ.

'દેખાય દન્તકળિયો' એ અગાઉનો અનુવાદ ઉમાશઙ્કરે પણ પ્રમાણિત કર્યો છે — સ્વીકાર્યો છે, અને 'અમથું' પર પણ સ્વીકૃતિની મહોર મારી છે. પણ 'હાસ'ની બાબતમાં ત્હેમને બળવન્તરાયની. નામમાંથી ક્રિયાપદ કરવાની રીત વધુ યોગ્ય લાગી છે. 'અનિમિત્ત' માટે 'અમથું' ત્હેમને પસન્દ છે, પણ એકવચનમાં, ન્હાનાલાલ-મનસુખલાલની જેમ બહુવચનમાં નહીં. પ્રથમ પઙ્કિતનું છેલ્લા ગુરુનું સ્થાન 'ત્યાં'થી ભરાયું છે, પણ એ 'ત્યાં' કેવળ છન્દપૂરક નથી રહ્યું. તે અર્થપૂરક, ભાવપોષક અને ચમત્કારપૂર્ણ નીવડે છે. બાળક હસે ત્યાં જ તેનું માધુર્ય પ્રસરી રહે છે એવો સદ્યત્વનો અર્થ સૂચવતાં, 'ત્યાં'નો એ પ્રયોગ રસવ્યઞ્જક બની જાય છે. આમ તે ગુરુમાત્રા સુપેરે પ્રયોજાઈ છે. એ રીતે, 'કાલૂં કાલૂં', 'કાલૂં લવે' કે 'કાલી કાલી'ને બદલે તળપદું 'કાલુંઘેલું' મુકાય છે તે પણ અધિક ભાવપોષક બને છે. 'ઘેલું'માં 'લવે'માં અભિપ્રેત લીલાતત્ત્વ 'કાલી'ના ઉચ્ચારમાધુર્ય સાથે જોડાય છે. આમ તે શબ્દપ્રયોગ મૂળનો અર્થ બરાબર ઉતારતો ને પૂરો તળપદો - છતાં કાવ્યબન્ધમાં કઠે નહીં તેવો - ઉપરાંત ઉચ્ચારમધુર અને અર્થપોષક પણ બની રહે છે. જોકે આવા દશ્ય શબ્દપ્રયોગ સાથે તરત જ 'વદતા કંઈ રમ્ય' એવી પ્રશિષ્ટછાયાવાળી શબ્દરચના જોડી, તે વાંચતી વખતે, બરાબર મેળમાં નથી અનુભવાતી. 'રમણીય'નું માત્ર 'રમ્ય' થતાં વધેલી માત્રા 'એ'વા'માં વપરાઈ. આ 'એ'વા' અને છેલ્લી પઙ્કિતમાંના 'જે-તે'થી વાક્યરચના સ્વાભાવિક અને સરળપ્રવાહી થવાને બદલે 'તરજૂમા'સૂચક અને સાંધાવાળી - કુબ્જ - થઈ જાય છે.

ત્રીજી પઙ્કિતમાં (અઙ્કાશ્રય' માટે, યાજ્ઞિકનો 'ઉછરઙ્ગ' તો ક્યારનોય ત્યજાઈને 'ખોળો' સ્વીકારાયલો છે તે અહીં પણ મઞ્જુરી મેળવે છે, પણ તે સાથેનાં 'ખૂંદે' (ઠાકોર), ચડ્યા (ન્હાનાલાલ), 'ધર્યાં' (મ.ઝવેરી) અસ્વીકૃત બને છે. મગનભાઈએ મૂળમાંથી જ લીધેલાં 'અઙ્ક' કરતાં ગુજરાતી 'ખોળો' વધારે પસન્દગીપાત્ર થયો, કિન્તુ તે પછી, 'પ્રણયિનઃ' માટે ઝવેરીલાલે 'મનકરે' કર્યું, અથવા દલપતરામે 'આતૂરતા' આપ્યું, કે બળવન્તરાયે 'મ્હસરસે' અને મગનભાઈએ 'ઉમળકે' કર્યું, તેમાંનો એકેય પ્રયોગ ઉમાશઙ્કરને ખપ લાગ્યો નથી. ન્હાનાલાલ-મનસુખલાલે તો તે માટેનો શબ્દ જ ટાળ્યો છે ! ઉમાશઙ્કર અહીં જાણે તદ્દન શબ્દશઃ, અને ગદ્યાળુ પણ કહી શકાય એવો તરજુમો શબ્દવિસ્તરણથી આપે છે, 'ખોળા તણા જ રસિયા' ! આમાં પણ 'જ' કેવળ માત્રાપૂરક છે, અને બાળકના તથા પ્રસ્તુત સન્દર્ભના સમ્બન્ધમાં 'રસિયા' પણ મનને જચે તેવો શબ્દપ્રયોગ નથી. સરસ બાલભાવને વ્યક્ત કરતા શબ્દગુચ્છનું અહીં કેવળ શબ્દાર્થવાચક એવું ભાષાન્તર જ મળે છે, કાવ્યમય અનુવાદ નહીં - ને તેય ઉમાશઙ્કરની કલમે !

પછીની પઙ્કિતઓમાં 'શિશુ' ઉમાશઙ્કરના કાવ્યવિવેકનોય પુરસ્કાર પામ્યું છે, એટલે તે સાથે જ 'પિતા' અથવા અન્ય કોઈ તત્સમ્બન્ધવાચકને સ્થાન રહેતું જ નથી. કિન્તુ, ઉમાશઙ્કરે ત્હેને બદલે 'જન' શબ્દ પણ ન પ્રયોજીને, કાલિદાસને બરાબર અનુસરીને કર્તાને માત્ર 'જે-તે'થી જ સૂચવી અધ્યાહાર રાખ્યો છે ત્હેમાં પ્રશસ્ય કાવ્યવિવેક દાખવ્યો છે. કેવળ 'ધન્યાઃ' - જેનું ગુજરાતીમાં તો 'તે ધન્ય' કરવું જ પડે — કહેવામાં જે વ્યઞ્જનાગર્ભતા અને રસાત્મકતા છે તે, 'પિતા' કે 'જન' કહીને તે વ્યક્તિને મૂર્ત કરી દેવામાં નથી જ તે તો સ્પષ્ટ છે. સંસ્કૃતમાં 'ધન્યાઃ' વિશેષણ જે રીતે નામનું કામ કરે છે તે ગુજરાતી 'ધન્ય' ન કરી શકે, એટલે જ 'તે' જેવા કોઈક નિર્દેશકની અનિવાર્યતા. તેમ છતાં, 'જે-તે'થી થયેલી વાક્યરચના કાવ્યમય ઉચ્ચારપ્રવાહિતાની દષ્ટિએ સુભગ નથી લાગતી.

આ રીતે સમગ્ર શ્લોકને તપાસતાં જણાય છે કે પહેલી દોઢ પઙ્કિત જેટલી સરસ રીતે ઊતરી છે તેટલી

બાકીની પઙ્ક્તિઓ નથી ઊતરી. મૂળ કાવ્યના મર્મને બરાબર પામવાની સૂઝ અને કાવ્યત્વવિવેકમાં તો ઉમાશઙ્કરની દૃષ્ટિ ઉત્તમ લાગે છે પણ તે સહજ-સરળ-મધુર લાગે તેવી કાવ્યકૃતિ સમી રચનામાં પરિણમવી જોઈએ તેવું અહીં સન્તોષકારક રીતે બનતું નથી લાગતું. ઉમાશઙ્કર પાસેથી રખાતી સ્વાભાવિક અપેક્ષા સન્તોષાતી નથી તે હકીકત છે. હા, તેમની સૂક્ષ્મભાવનશક્તિની પ્રતીતિ અવશ્ય થાય છે અને તે કાલિદાસને આસ્વાદવામાં સહાયક નીવડે તેમ છે.

આ સિવાયના અનુવાદોમાં, એક છે પ્રા. જશવન્ત ઠાકરનો :

*"દીપે સ્મિતે સહજમાં કળી દન્ત કેરી,*
*બોલે રૂડા મધુર અક્ષર જોડી કાલું*
*ધારન્ત માત રમતાં નિજ ઘેલુડાંઓ*
*તે ધન્ય અઙ્ક શિશુની રજથી મલિન."*

અત્યાર સુધીની ચર્ચા પછી, હવે, આમાં જે ફેરફારો વગેરે છે તે તરત ધ્યાનમાં આવી જશે, એટલે ત્હેની વધુ ચર્ચા કરવાની જરૂર ન ગણાય. છતાં, 'કળી દન્ત કેરી' અગાઉના પ્રયોગોની સરખામણીમાં વધુ સારો પ્રયોગ નથી. બીજી લીટીમાંનો - 'અક્ષર જોડી' પણ તેવો જ. 'ઘેલુડાં'માં બાળકનો તલસાટ ભલે, પણ પ્રયોગ સુખકર નથી.વળી, અહીં, માતને જ ઉલ્લેખી છે અને ધન્ય થાય છે તે વ્યક્તિ નહીં પણ અઙ્ક એમ લક્ષણા પ્રયોગ છે. આ બધા ફેરફારો માત્ર ફેરફારો તરીકે જ નોંધપાત્ર. આ'ના પ્રમાણમાં શ્રી લીનાબહેનનો સારો ગણાય.

શ્રી લીનાબહેનના અનુવાદમાં અગાઉના અનુવાદોના અભ્યાસનો તેમણે સુપેરે લાભ અપનાવ્યો છે - અલબત્ત, પોતાની રીતે :

*'દિસન્ત દન્તકળીઓ અમથાં જ હાસ્યે,*
*બોલે રૂડા મધુર અક્ષર જોડી કાલું;*
*ધારન્ત જે શિશુ ઉરે નિજ અઙ્ક માંહે,*
*તે ધન્ય, બાળક તણી રજથી મલિન.*
*ધન્યાસ્તદઙ્ગરજસા મલિની ભવન્તિ ।*

પ્હેલી પઙ્ક્તિમાં 'ઝલાય'ને બદલે 'દિસન્ત' મૂકાયું છે - જેમાંનો દીર્ઘ 'ઈ' ઉચ્ચારણે કઠે - તે સિવાય સમગ્ર પઙ્ક્તિ ન્હાનાલાલ પ્રમાણે. અલબત્ત, દિસન્ત'માં, 'દિ' દીર્ઘ કરવો પડે પર્ણ-સન્ત-દન્ત'નો વર્ણમેળ ખોટ પૂરી કરી આપી શકે — છતાં ઉપાડ જ કઠે તે કઠે જ. બીજી પઙ્ક્તિ તો, જ. ઠાકરની પઙ્ક્તિ પ્રમાણે જ છે. ત્રીજી પઙ્ક્તિમાં 'ઉરે' શા માટે ? 'અઙ્કમાંહે' તો છે જ ! એ અર્થવિસ્તરણ છે. વળી 'અઙ્કે'ને બદલે 'અઙ્કમાંહે' અને ઉપરાંત 'ઉરે'થી માત્રાઓ વપરાઈ જતાં 'પ્રણયિનઃ' ને માટે જગા નથી રહેતી. ચોથી સુઘડ છે. જોકે 'લિ'નો ઉચ્ચાર દીર્ઘ કરવો પડે છે ! છેલ્લે મૂળ સંસ્કૃત પઙ્ક્તિ ઉમેરાઈ છે તે નાટ્યદૃષ્ટિએ ઉપકારક છે તથા વાતાવરણપોષક અને મૂળ સાથે અનુબન્ધ રચનાર છે. આ ચન્દ્રવદન-રીતિ ઉચિત રીતે અપનાવાઈ છે.

આમાં નોંધાયલી કેટલીક વિગતો આમ વિવેચનાત્મક નુકતેચીની કરતાં જરૂર નજરે ચઢે, પણ સમગ્ર નાટ્યકૃતિના સળઙ્ગ પ્રવાહમાં આખો શ્લોક વાંચતાં પ્રથમ 'દિ'ના ઉચ્ચાર સિવાય, આ રચના સુપાઠ્ય નીવડે છે.

આમ, વિવિધ અનુવાદો વાંચતાં એ તો પ્રતીત થાય છે જ કે અનુવાદમાં ભાષાનાં અન્તરો ઉપરાંત શબ્દાર્થ - ભાવાર્થની જાળવણીની આવશ્યકતા સ્વીકારતાં પણ અનુવાદકે ક્યાંક તો કશાંક સમાધાનો કરવાં જ પડે છે જે સમશ્લોકીમાં સવિશેષ મુશ્કેલ. પ્રક્રિયાની રીતે વિવિધ ભૂમિકાઓમાં વિચારીએ તો પ્રથમ શબ્દાર્થાનુસારી તરજુમો, પછી ત્હેનું ભાવાર્થને અનુલક્ષીને સંસ્કરણ, અને છેલ્લે કાવ્યત્વની દૃષ્ટિએ ત્હેનું સન્માર્જન અથવા પુનર્સર્જન. આમ થાય ત્યારે કદાચ મૂળની સુપાઠ્ય પ્રતિચ્છાયા પ્રાપ્ત થાય. પ્રતિશબ્દ મળે. આ ત્રણેય પ્રક્રિયાઓ-ભૂમિકાઓ-ક્રમશઃ નહીં પણ અનુવાદકના ચેતોવ્યવસાયમાં એકસાથે પણ પ્રવૃત્ત હોઈ શકે. પરન્તુ એ ત્રણે - શબ્દ/ભાવ/કાવ્યત્વના સુયોગ

વગર સુચારુ અનુવાદ સમ્ભવિત નથી. ભલે છાયારૂપ પણ મૂળ કૃતિનાં રસરહસ્યનું ભાવન આપે અને છતાં કોઈ સ્વતન્ત્ર કૃતિ વાંચતા હોઈએ એવી સ્વાભાવિકતા પણ અનુભવાય એ કોઈ પણ સફળ અનુવાદની પહેલી, આખરી, ને સૌથી અઘરી શરત છે.

આ બધા અનુવાદોને અન્તે એક વધુ અનુવાદ ટાંકવાનું ઉચિત લેખું છું. શાળાના અભ્યાસકાળ દરમ્યાન, રાજા પાંચમા જ્યોર્જની છાપવાળી સરકારી વાચનમાળામાં તે ભણવા મળેલો જે ત્હેની મધુરકાવ્યમયતાને કારણે હજી પણ બરાબર યાદ છે. આ અનુવાદ કોનો છે તે જાણમાં નથી. (જાણવા મળશે તો આભારી થઈશ) પણ તે અત્રે પ્રસ્તુત કરવો આવશ્યક ગણું છું :

અનુવાદકે વસન્તતિલકાને હરિગીતમાં ઉતાર્યો છે :

*"કંઈ કંઈ દિસન્તી દન્તકળિયો વણનિમિત્ત હસવા થકી,*
*ને કાલી કાલી બોલી ના સમજાય તેવી તોતલી,*
*અક્કે ચઢીને બેસવા બહુ તલપતા સુત જે લિયે,*
*થાયે મલિન વળી અઙ્ગ ધૂળે, ધન્ય તેને લેખિયે"*

સમ્ભવ છે, આ વાંચીને રાજા છાપ વાચનમાળાઓ ભણેલા એવા ઘણાની સ્મૃતિઓ સળવળશે !

'આલક્ષ્ય'માંના 'આ' (ઈષત્)નું 'કંઈ કંઈ' તો સરસ થયું જ છે, ઉપરાંત તે સાથે 'ક' નો વર્ણાનુપ્રાસ 'કળિયો' સાથે સઙ્કળાઈને છેક 'થકી'ના 'કી' સુધી પડઘાય છે, તો ઝઙ્ખાય, દેખાય કરતાં દિસન્તીનો વર્ણસમુચ્ચય વધુ મધુરોચ્ચારી તો છે જ અને લીનાબહેને મૂળ છન્દ જાળવવાનો પ્રયત્ન કર્યો તેથી 'દિ'ને દીર્ઘ કરવો પડ્યો, તે અહીં છન્દપરિવર્તનને કારણે મળતી અનુકૂળતાને પરિણામે નથી કરવો પડતો, અને 'દિસન્તી દન્ત'નું વર્ણસઙ્ગીત પણ જળવાઈ રહે છે. 'અનિમિત્ત'નું 'વણ નિમિત્ત' સરસ ગુજરાતીકરણ છે, જે પણ અહીં હરિગીતને કારણે શક્ય બન્યું છે. આખી પઙ્ક્તિમાં, વર્ણસઙ્ગીતથી સઙ્કળાતા જતા વર્ણોમાં એકેય કઠોર ન હોવાથી પઙ્ક્તિ સુપ્રવાહી અને સુશ્રાવ્ય નીવડે છે, તો વળી ક્યાંય મૂળના અર્થને મરડવાનું પણ બનતું નથી. બીજી પઙ્ક્તિ પણ એવી જ મધુર છે.

'રમણીય'નો સીધો અર્થ નથી આપ્યો. પણ 'કાલી કાલી... તોતલી'ના ઉચ્ચારણમાં જ જાણે તે રમણીયતા અનુભવાઈ જાય છે.

'અવ્યક્ત'નું 'અસ્ફુટ' કે એવું કાંઈ નથી કરવું પડ્યું. કારણ કે મૂળ કરતાં લાંબા છન્દમાં મળેલા અવકાશે 'ના સમજાય તેવી'નો સમાવેશ કરી આપ્યો છે. આમ તો આ સીધો ગદ્યાળુ લાગે તેવો શબ્દાર્થ ગણાય પણ પઙ્ક્તિના ઉચ્ચારણ અને લયવહનમાં તે એ'વો ભળી જાય છે કે ચારુતાબાધક નથી બનતો. 'અક્કે ચઢવું'માં ક્રિયાશીલ બાલકનું ચિત્ર છે, તો તલપતામાં 'પ્રણયનઃ'નો પડઘો ઝિલાયો છે. છેલ્લી પઙ્ક્તિમાં કર્તા તો સવિવેક અધ્યાહાર રાખ્યો જ છે, ઉપરાંત ધન્યતાની પુષ્ટિ કરનાર - ત્હેના અતિશયની અભિવ્યક્તિ કરનાર 'છે', 'ખરે', જેવા કશા ઉદ્ગારવાચકોની સહાય વગર માત્ર 'લેખિયે'થી સરસ રીતે કાર્ય સધાયું છે.

'અઙ્ગધૂળે' બે રીતે સમજી શકાય. 'અઙ્ગધૂળ' - અઙ્ગની ધૂળ - બાળકના અઙ્ગ પરની ધૂળ, અને 'અઙ્ગ ધૂળવડે' - એમ બે પદો છૂટા લેતાં 'ધૂળ વડે અઙ્ગ (રમાડનારનું) મલિન થાય' એવો અર્થ પણ પ્રાપ્ત થાય. બન્ને પરસ્પર પૂરક છે. સન્દિગ્ધતા (એમ્બીગ્યુઈટી) રમણીયતામાં ઉમેરો કરી શકે. એમાંની વ્યઞ્જના રસપોષક નીવડે.

હરિગીત જેવા છન્દમાં થયેલી આ રચનામાંય ક્યાંય તત્સમ પ્રયોગ કઠતો નથી, તો ક્યાંય તળપદો પ્રયોગ અનુચિત નથી લાગતો. ભાષાનો વણાટ, ઉચ્ચાર-સઙ્ગીત, લયવહન સુઘટિત, મધુર અને સરળ પ્રવાહી બની રહ્યાં છે. ક્યાંય આયાસી રચના નથી લાગતી અને છતાં મૂળનો ભાવ બરાબર જળવાઈને ગુજરાતી અભિવ્યક્તિ પામ્યો છે. પરિણામે શ્લોક હૃદયઙ્ગમ બન્યો છે.

સંસ્કૃત વૃત્તોના અનુવાદમાં અક્ષરમેળ છન્દો પણ કેટલી સફળતાથી યોજી શકાય એ'નું આ ઉત્તમ ઉદાહરણ છે. અલબત્ત, શ્રી ત્રિભુવન ગૌરીશઙ્કર વ્યાસે 'મેઘદૂત'નો ઝૂલણામાં કરેલો અનુવાદ પણ આવાં ઘણાં ઉદાહરણો પૂરાં પાડશે.

અમારી દૃષ્ટિએ તો આ અનુવાદ ઉત્તમ લાગ્યો છે. બાકી તો — જેવી જેની રુચિ —

*'ભિન્નરુચિર્હિલોકઃ'*

તો 'અભિજ્ઞાન શાકુન્તલમ્'ને ગુજરાતીમાં ઉતારવાની મથામણોની મથામણ અહીં પૂરી કરીએ. આ પુરુષાર્થની ઉપલબ્ધિ ? નર્મદનું સારશાકુન્તલ' તો ન જ મળ્યું (ક્ષમસ્વ) પણ બળવન્તરાય, ન્હાનાલાલ-ઉમાશઙ્કર-મનસુખલાલને સથવારે શાકુન્તલ માણ્યું એ જ પૂરતું "સમૃદ્ધ સૌભાગ્યમ્" નથી ? ❑



# કવિની શાશ્વત વર્ષાવાણી

## પ્રફુલ્લ રાવલ

અત્યારે વર્ષાની ભીનાશ છવાયેલી છે. સવારથી વર્ષાનું ઘડીઘડી બદલાતું રૂપ હું જોઉં છું. ધરવ ન થાય એવી આ લીલા છે. પરન્તુ મન તો પામી પામીને કેટલું પામે ! આમ તો મનનો તાગ નથી મળતો, પરન્તુ ઋતુ તો વળી એથી પણ વધુ અતાગ છે. ઋતુનું કોઈક રૂપ હું જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે રાજેન્દ્ર શાહની કોઈક ને કોઈક કવિતાનું સ્મરણ ઝબકી જાય છે. કવિએ ઋતુની લીલાને ધરાઈને જોઈ છે. ઋતુની લીલા સાથે મનની લીલાને પણ માણી છે. અત્યારે વરસાદ વરસે છે. અને એ'મની કવિતાના સઙ્ગે હું આખી વર્ષાઋતુને આત્મસ્થ કરવા મથું છું. એ'મની શબ્દસ્થ લીલાને પામું છું. કવિના શબ્દમાં લયનું નર્તન છે, ક્યારેક વર્ષાના નર્તન સાથે એ'મની કવિતાના લયનું નર્તન તાલ મેળવે છે. કવિના લયની પણ એક અનેરી લીલા છે. પરન્તુ અદકેરી વાત છે કવિના ભાવની. એ'મના કલ્પનની. સહુએ જોયેલું કવિની વાણીમાં પ્રસન્ન થઈને અવતરે છે. આષાઢમાં હેલી થાય. કવિની વાણીમાં હેલીનું રૂપ આમ નીતરે છે :

*'મેહુલિયે માંડી આષાઢની હેલી,*
*સીમની નદીની સાવ સુકલ તે કાયને*
*કાંઠા ભરાય એમ રેલી'*

કેવું સુભગ ચિત્ર કવિની વાણીમાંથી પ્રગટ્યું છે ! હેલી ટાણે થતી લીલાનું કલ્પન પણ આવું જ ચારુ છે —

*'ઝંઝરને રવ ઝરણ રમે*
*લય ઢળતી તરુવર ડાળી,*
*રહી રહી તાલ દિયે વીજ નભની*
*દમકભરી લટકાળી;*
*કિઙ્કલ નીલ મયૂરની કેલી.'*

આ તો હેલીની વાત. પણ પહેલો વરસાદ પડે ત્યારે

*'ઊડતી માટી આ ભીની થઈ ઠરી,*
*એની ઊઘડી સુગન્ધ,*
*લીલા રે વાઘાની શોભા સ્હેજમાં*
*પ્રગટી ફૂલડે અનન્ત,*
*આયો ધરતીનો વ્હાલો મેહુલો.'*

આ મેહુલો-વરસાદ માનવ મન-તન પર પણ છવાઈ જાય ત્યારે

*'અઙ્ગમાં એવાં વીજનાં તૂફાન*
*તેજનો તરલ તોર,*

*દુનિયા આંજી દીધ કડાકે*
*જગવી ચારે કોર;*
*ગાન રેલાયાં ઘોડલાપૂરે તીરની ભાંગી પાળ'*

છેલ્લે કવિ કહે છે — 'હર્યો ઊંઘનોયે આધાર' વળી કવિ પર વરસાદે કેવો જાદુ કર્યો છે કે એ'મનું મન ગાઈ ઊઠે છે —

*'હાલ્યને ગોરી ઘૂમીએ આ વરસાદમાં ભીનાં વાને,*
*તળાવને જલ ઝરતાં ફોરે ગવાય એવાં ગાને.*
*પાંપણ ઉપર જામેલાં જલ જોશે,*
*પાંદડે પાંદડું ટપકી રહ્યું તોષે;*
*અધર ઉપર આછરતાંના રસના પાને પાને,*
*હાલ્યને ગોરી ઘૂમીએ આ વરસાદમાં ભીનાં વાને.*

*કાનન ગગન ભરતી મયૂરકેકા,*
*આપણે ચરણ લેવાય એ'વા ઠેકા;*
*ઝરણાં જેવાં ઊછળતાં અન્તરનાં તૂફાન તાને*
*હાલ્યને ગોરી ઘૂમીએ આ વરસાદમાં ભીનાં વાને'*

આ તો પુરુષના મનની વાત. એ'ના મનનો ભાવ. પરન્તુ વરસાદ ટાણે નારીનું મન કેવો ભાવ અનુભવે —

*'ઝીણી ઝીણી ઝરમર મેહ મીઠી વરસે,*
*પાતળા પાલવ તળે ઉર મ્હારું તરસે,*
*ઝીલું હું આતુર નેણે,*
*વ્હાલનાં અબોલ વેણે,*
*તન રે તનિક લ્હેરે*
*હરખાય પરસે;*
*ઝીણી ઝીણી ઝરમર મેહ મીઠી વરસે.'*

ક્યારેક અવિરત ધારા થતી હોય ત્યારે કેવું રૂપ થાય આ ધરતીનું !

*'ધરા ધરામય રહી નહીં*
*અહીં કેવલ જલ જલ જાયા.'*

મેહુલિયાનું એક નોખું રૂપ કવિએ 'ધ્વનિ'ના એક ગીતમાં આમ ગાયું છે :

*'ઝરમરિયો મેહુલો શો આજ રમે રઙ્ગમાં !*
*ગરજે છે ક્યાંક અને વરસી ક્યાં જાય છે,*
*આછો ઝિલાય ત્યાં તો આઘો વહી જાય છે.*
*કોઈની તે કાય ઓ રે તરસી રહી જાય છે;*
*છેડ્યો મલાર એણે ફાગના ઉમઙ્ગમાં.'*

કવિ રાજેન્દ્ર શાહની કવિતાના સઙ્ગે સઙ્ગે અત્યારે વર્ષાઋતુની લયલીલા અનુભવું છું. અનુભવું છું મીઠી મીઠી જળની મહેક. પામું છું પ્રકૃતિની પ્રીતિ અને પામું છું પરમની ગતિ. આ પરમને પામવા મથું છું અને મથું છું પરમના રહસ્યને પામવા. આ વર્ષાઋતુ પરમના રહસ્યની ભીતરમાં ડોકિયું કરવાની ઇચ્છાને બળ આપે છે. હું વર્ષાના સથવારે શમણાંનો માળો બાંધવા તલસું છું. પરન્તુ બીજી ક્ષણે અનુભવું છું કે શમણું શાશ્વત નથી. પરમતત્ત્વ શાશ્વત છે. હું શાશ્વત નથી પણ વર્ષાઋતુ શાશ્વત છે. પ્રકૃતિ શાશ્વત છે. માનવમનમાં સતત જન્મતો પ્રણય શાશ્વત છે. રાજેન્દ્ર આ'વા શાશ્વતના કવિ છે. માટે જ એ 'ધ્વનિ'ના ઉઘાડમાં ગાઈ શકે છે :

*'નિરુદ્દેશે*
*સંસારે મુજ મુગ્ધ ભ્રમણ*
*પાંશુ-મલિન વેશે'.*

❑



## એ'ની વલે' આપણે કરીએ

રાજેન્દ્ર શાહ

અલી, પણે જો જણાય સૂતો કા'ન પીલુની કોરે;
અને વિસામે આમ-તેમ બેઠી ગાયો વાગોળે.

લાગ મળ્યો, તો આજે એની વલે' આપણે કરીએ;
જમુનાજીનાં નીર ગાગરે અવાજ વિણ સૌ ભરીએ.

પગલાંની કંઈ ખબર પડે ના એવાં છાનાં જઈએ,
કરું ઈશારો કે એ'ના પર તરત જ ઢોળી દઈએ.

ભીનો એ તરબોળ અમ્બરે કટિબન્ધ ને અઙ્ગે;
અકળાતો એ હોય એટલું હસીએ બધાં ઉમઙ્ગે.

ઊઠી ઊભો થાય, - ચપોચપ જવું આપણે દોડી;
જોજો, આ વેળા ન શકે એ ગાગર એક્કે ફોડી.

*

પાણીનું જ્યાં પડવું ત્યાં તો કા'ન છલાઙ્ગે ઊઠ્યો,
એક નજરમાં બધીય ઉપર એનો રોષ ભભૂક્યો.

બેઉ હાથમાં ચાર ચારની લીધ લોબરી ઝાલી;
ગઈ ખેંચવા તો નહિ ઘટ, નહિ વસ્ત્ર,
હાથ સૌ ખાલી.

હસવું હસવાને ઠેકાણે, છણકા ને ગભરામણ,
મદારીની આગળ ફુત્કારે બંધી વીફરી નાગણ.

અવાય પાસે - જવાય આઘે - થાય નહીં કૈં એકે,
ડાળી પરનો મોર રઙ્ગતે ઊંચે કણ્ઠ ગહેકે.

ભીનાં વસ્ત્ર ઉતારી કા'ને કટિ નીચે, કટિ ઉપર,
લોબરિયાળો સોંગ સજ્યો, ને ઊભો ધીર છટાભર.

*

આગળ આવે કોણ હવે ઓઢણ કે ઘટ લેવાને ?
અમૂંઝણે ડોળા કાઢે સૌ એકમેકની સામે.

ઘેરી એ'ને વળવાનો ના કોઈ પેંતરો ફાવે;
જાય હવે માની તો કેવળ, કદાચ, હાવેભાવે.

સજલ નેત્ર અનિમેષ, અને અધરે કમ્પન અનુનયનું,
કા'ન-કપોલે ખઞ્જન વળતાં, રહ્યું ન કારણ ભયનું.

કરતલ આગળ ધરે, - લોબરી જે જેની તે દીધી
પણ કા'ને તે સહુની સાથે શરત એક છે કીધી.

કોઈ જસોદા માની આગળ કરે ન આ'ની ચાડી;
અને જાય મથુરા તો માર્ગે માખણ મધુર ખવાડી.

* * *

## પ્હાડ હોય તો —

જગદીશ વ્યાસ

પ્હાડ હોય તો ખોદું ને વનરાઈ હોય તો વાઢું,
પણ આ તો બેઠું છે ઘેરો ઘાલી ધુમ્મસ ગાઢું.

ફોરમ ફૂલોમાં થીજી છે થીજ્યાં ગાન વિહગમાં,
છે તો છે બસ હિમશીતળ ધોળું અંધારું જગમાં
એમાં મારું ગરમ લોહી પણ પડી રહ્યું છે ટાઢું.

ધુમ્મસ ઓસરશે ક્યારે ને સૂર્ય આવશે ક્યારે
લોહી ઠરે એ પ્હેલાં તો હું કશું કરું અત્યારે ?
ચાલ જીવ ! હું ઠેસે ઠેસે મારો મારગ કાઢું.

## આનન્દનું ઝરણું

પિનાકિન્ ઠાકોર

એ'વા આનન્દનું ફૂટતું ઝરણું,
સાત પાતાળોની ભૂમિને ભેદતું,
મુગ્ધ કૈશોર્યની રેખ ઓળઙ્ગતું,
યૌવના'રમ્ભમાં ઊડતું હરણું.
કોઈ અનાહત મોરલી સૂરમાં,
નાચી ઊઠ્યા કોટિ પાય શાં ઝૂમી,
નૂપુર-નાદમાં ઝૂલતું જોશમાં
ચિત્ત, ઝઞ્ઝા-ઝપટે જેમ તરણું.
આદિ ન, અન્ત ન, કોણ આ વ્હેણે ?
જીવન ઝીલે અગોચર વેણે !

## — તો શું થાત ?

જગદીશ ત્રિવેદી

ભીંસોભીંસ નર્યા પથ્થરોના આ નગરમાં
ન્હાના મ્હારા ઘરની સામેને કિનારે
થોડાંક હરિયાળાં ઘટાઘેર વૃક્ષો
ન હોત સતત દૃષ્ટિપથમાં
— તો શું થાત મ્હારું આ પથ્થરિયા નગરમાં ?
બબ્બે માથોડાં ઊંચાં ધારદાર તોતિઙ્ગ
કોલાહલનાં મોજાં ઉછાળતા રસ્તાને કિનારે
રઙ્ગીન હૃદય જેવો
બહુરઙ્ગી ફૂલબાગ ન હોત
— તો શું થાત મ્હારું આ અણિયાળા કોલાહલમાં?
સુક્કાભઠ્ઠ નર્યા તપ્ત આ રેતનગરમાં
કોક અજાણ્યે ઊંડે ખૂણેથી
મન્દ સુમન્દ ઠમકતું વહેતું
અનામી કવિનું હૈયાઝરણ ન હોત ઝમતું
— તો થાત શું મ્હારું આ સુક્કા રેતનગરમાં ?

## હવે તો —

યોગેશ જોશી

જો મારી પાસે પૈસા હોત
ને આ નોકરી ન કરવી પડતી હોત
તો હું
ફિલ્મ બનાવવાનો અભ્યાસ કરત.
ને આપણા આ કુરેશીનીય
એક ફિલ્મ બનાવત.

કશુંય બચ્યું નથી
ખાલીખમ ઘર, ઠાલીઠમ
કેમેરા ભોંઠો પડે વિશાળ ખાલીપણાને
અફળાઈ અફળાઈને
સાઉન્ડ ટ્રેક પર કુરેશીનો અવાજ -
ધીમે, ઘેરો, ભીનો, ઉદાસ —
કેટલું નાનું પડતું'તું આ ઘર !
એક રાતમાં તો
કે...ટ...લું મોટું થઈ ગયું !

ભીંતને અઢેલી
માથું ભીંત સાથે ટેકવી
ઊભા પગ રાખી, લમણે હાથ દીધા વિના
છત સામું તાકીને બેઠો છે જુવાનજોધ કુરેશી
શી ખબર શુંય તાકતો !

ખીચોખીચ
અસઙ્ખ્ય કાળાં ટપકાં જેવાં માણસો
રથયાત્રા કે તાજિયા
ક્યાંકથી ફેંકાય એકાદ પથ્થર
નાસભાગ દોડાદોડી, ચમ્પલ નીકળી જાય ને
રહી જાય રસ્તામાં

ભાગો, દોડો, નાસો, કાપો, મારો...
પથ્થરો, એસિડ બલ્બ, સળગતા કાકડા,
છરાબાજી, ખાનગી ગોળીબાર, RDX અને...
આખું અમદાવાદ એક ભડકો.

પોલીસ - કર્ફ્યુ - લશ્કર - ફ્લૅગ માર્ચ
સન્નાટો
પાંદડું હાલે ને પથ્થરના કાન ચમકી ઊઠે એવી
નિઃસ્તબ્ધતા
ઓચિંતા જ બધા રસ્તાઓ થઈ જાય વધુ
પહોળા અને વધારે લાંબા
બહેરા અને મૂંગા
સૂના, સૂમસામ
શેરીઓ સઙ્કોચાઈને ઘૂસી જાય અન્દર
બધાંયે ઘરો
કાચબાની જેમ
હાથ-પગ-મોં
ખેંચી લે અન્દર.

બધા જ ટ્રાફિક પૉઈન્ટ પર
લાલ અને લીલી લાઈટો બન્ધ
પીળી લાઈટ સતત ઝબૂક ઝબૂક... ઝબૂક ઝબૂક

ભૂતાવળની જેમ ભટકે અહીંતહીં અફવાઓ
ભટકે અહીંતહીં લોહીમાંસની ગન્ધવાળી
સળગતી હવાઓ
ગોળી સૈયદની સાથળમાં ને કાનજીના જમણા
બાવડે
કાપી નાખવો પડે સૈયદનો પગ ને કાનજીનો
જમણો હાથ
તૂટી પડે કડડકડ કરતી કદમ્બની ડાળીઓ
ને મૂંગી થઈ જાય વાંસળીઓ

પવન
સેળવી-ભેળવી દે ગીતા અને કુરાનનાં અર્ધાં
બળેલાં પાનાંઓ

ને છતાં
આંખો બનતી જાય
દારૂ ભરેલી તોપનાં નાળચાં
પ્રાર્થના કે બન્દગી કરતા હાથ
ઓચિન્તા જ બની જાય હથિયાર.

મન્દિરો અને મસ્જિદો
ઈચ્છે ધરતીમાં સમાઈ જવા.

વારંવાર ફાટી નીકળતાં આ રમખાણોનો
શું નથી કોઈ જ કાયમી ઉકેલ ?
કોનો છે આ ખેલ ?
અસામાજિક તત્ત્વોનો ?
રાજકારણીક તત્ત્વોનો ?

આ બધું બતાવવા હું વધારે સમય ન વેડફું
પતાવી દઉં આ બધું ટૂંકા ટૂંકા થોડા શૉટ્સમાં
અને સાઉન્ડ ટ્રેક પર પ્રસઙ્ગ અનુરૂપ શાસ્ત્રીય
સઙ્ગીત,
કણ્ઠ્ય કે વાદ્ય કે બન્ને.

અને પછી
અત્યન્ત કરુણ, વેધક આલાપ સાથે કેમેરા
ફરીથી કુરેશીના ઘર પર,
ઘરના ખાલીપણા પર, સળગી ચૂકેલી વસ્તુઓ પર
પછી ક્લોઝ શોટ કુરેશી અને એની પત્ની
ફરીદાના ચહેરાનો,
આંખોનો,
શૂન્યતાનો.

બન્નેના ચહેરા ઉદાસ, તૂટેલી ભેખડ જેવા
આંખોમાં નહિ આંસુ
ન ગળામાં ડૂમો, ન ચિત્કાર
કે ઉચ્છ્વાસમાં નિસાસો સુધ્ધાં નહીં
નિષ્પલક, આંસુહીન જીવનહીન
ભારેલા અગ્નિ જેવી પથ્થરની આંખો.

બારણું ખૂલવાનો અવાજ
બાજુવાળાં જશુબહેન —
'કંઈ જોઈતું-કરતું હોય તો લઈ જજો.'
'તમે પડોશીઓએ ચેતવી દીધા તો જીવ
બચ્યો, નહીંતર...'

અને પથ્થરની આંખોમાં ટમટમી ઊઠે
ઘીના દીવા જેવું કશુંક.

cut to
શેરીનો ચોક
સળગી ચૂકેલી ઘરવખરી
કુરેશીની ત્રણ વર્ષની દીકરી ઝિન્નત
ફમ્ફોસે ઘરવખરીની રાખ
એના મેંદી-રઙ્ગ્યા નાનકડા હાથોથી.

પણ
જડતી નથી એની નાનકડી કાર માથે લાલ
લાઈટવાળી.
ફર્શ સાથે સહેજ દબાવી ધક્કો મારતાં જ
ઝુંઉઉઉ.... કરીને દોડતી
ને માથા પરની લાલ લાઈટ તણખા ઉડાડતી.

ઘરનાં બારણાંની ફ્રેમ
પહેલાં રડવાનો અવાજ
પછી ફ્રેમમાં પ્રવેશે
કાર નહિ મળવાથી ધ્રુસકે ધ્રુસકે રડતી ઝિન્નત

અને પૂછે કેમેરાની આંખમાં એની રાતી
આંસુભરી આંખો પરોવી —
'એ લોકોએ મારી કાર કેમ સળગાવી દીધી ?
કેમ ?'
દશ્ય ફ્રીઝ અને ઝિન્નતના તીણા અવાજના
પડઘા —

કેમ ? કેમ ? કેમ ?

ઘરનાં બારણાંની ફ્રેમ
પહેલાં ગુડ્ડીનો અવાજ પ્રવેશે —
ઝિ...ન્નત
પછી પ્રવેશે દક્ષા આન્ટીની અઢી વર્ષની ગુડ્ડી,
ગોળમટોળ, ગલગોટા જેવી.

એના ટચૂકડા હાથોમાં
ઝિન્નતની કાર કરતાં સહેજ ન્હાની પણ
બરાબર એ'વી જ કાર
'ચાલ ઝિન્નત, આપે ભપ રમીશું ?'
ને બન્ને રમવા લાગે.

'ભપ'ને ફર્શ સાથે સહેજ દાબી ધક્કો મારતાં જ
ઝુંઉઉઉ... અવાજ સાથે, ચોતરફ તણખા વેરતી
ભપ દોડે;
ઓટલા પરનાં પગથિયાં કૂદે, શેરી વટાવે
ને મુખ્ય રસ્તા પર આવતાં સુધીમાં તો
આ 'ભપ' બની જાય સાચુકલી પોલીસની કાર;
જોરજોરથી ચિચિયારીઓ પાડતી સાઈરનવાળી,
માથા પર ગોળ ગોળ ફરતી લાલ લાઈટમાંથી
ચોતરફ તણખા ફેંકતી
પણ એમાં ન ડ્રાઈવર, ન એક્કે પોલીસ.

અચાનક શહેરની લાઈટો ગાયબ
અન્ધારું ધબ

અને ડ્રાઇવર વિહોણી ખાલીખમ કાર
દોડે કર્ફ્યૂગ્રસ્ત સૂના રસ્તાઓ પર,
થીજેલા સૂનકાર પર.
સાઇરનના ચમચમતા ચાબખા વીંઝતી
માથે ચક્કર ચક્કર ચાબખા વીંઝતી
માથે ચક્કર ચક્કર ફરતી લાઇટમાંથી
થીજેલા અન્ધકાર પર
'ફ્લેશ'ની ગોફણ વીંઝતી...

આખુંયે શહેર સૂમસામ, ખાલીખમ, ઠાલીઠમ
એકેય ઘરમાં એકેય માણસ નહીં
એકેય ઘરમાં ન લાઇટ, ન દીવો

આખીયે પૃથ્વી સૂમસામ, ખાલીખમ, ઠાલીઠમ
ન એક્કેય ધબકાર આખીયે પૃથ્વી પર.
નરી શૂન્યતા.

રામ, કૃષ્ણ, શઙ્કર, ઈસુ, મહાવીર, બુદ્ધ,
મહમ્મદ પયગમ્બર
બધાય ભેગા મળી
સૂના આકાશ સામે જોઈ
પ્રાર્થના કરે આંખમાં આંસુ સાથે :

હે માનવ, હે મનુષ્ય,
હવે તો અવતાર ધારણ કર.
હે માનવ,
હવે તો —

## કમ્પ

રાજેન્દ્ર શાહ

પાદર-કૂવે એકલ સીંચતી પાણી;
માંહ્યલી આવતી વાણી
ને કમ્પ હવા મહીં.

## નળસરોવર

ઇન્દુકુમાર ત્રિવેદી

શાન્ત શિયાળુ સવાર...
ને આ નભનીલ સરોવર નીર
જેનાં સ્વચ્છ તરઙ્ગે
રઙ્ગ રઙ્ગનાં પઙ્ખી
તરતાં, ફરતાં,
કહીં કહીં ગગનમાં ઊડતાં
આછાં આછાં જણાય નજરે
એને દૂરબીનથી જોતાં
લાગે પાસે
અડવા ઇચ્છા થાય એટલાં પાસે
દૃગથી જ્યાં પમ્પાળું
ત્યાં તો
બધાંય સરરર... ગેબ મહીં ગાયબ —

## મોસમ આવી

હરજીવન દાફડા

આમ નર્યું ના ફરવાની આ મોસમ આવી;
કૈંક બને તો કરવાની આ મોસમ આવી.
રોજ ઉદાસીથી લથબથતા ઘરની અન્દર,
નવ્ય ઉમઙ્ગો ભરવાની આ મોસમ આવી.
સૈકાઓથી ધગધગતા રેતીના દરિયે;
હરિયાળી પાથરવાની આ મોસમ આવી.
અન્ધારે હો ગારદ એવા ગામ વચાળે;
દીપ હજારો ધરવાની આ મોસમ આવી.
સાતે સાગર પાર જવાથી શું મળવાનું ?
'હું'ની પાર ઉતરવાની આ મોસમ આવી.

## વાગે પેલો પાવો

ચન્દ્ર પરમાર

વાગે પેલો પાવો આઘે, સૂર અહીં આ ગુંજે
મન તો મ્હારું અઢળક મ્હેક્યું જઈ વ્રજવનની કુઞ્જે.

ત્રિભઙ્ગ છટાવળ ઝળહળ જમુના,નેણ જરા
જળ પીધું
નેત્ર ચડ્યા વળ અવળસવળ ત્યાં નૃત્ય અહો
મ્હેં કીધું
પાતાલ ધ્રૂજે પદતાલે મ્હારા, પડઘા મેઘ મૃદઙ્ગે.

એ તાલ વિલાસે કદમ્બ મ્હેક્યાં, ઉર આનન્દ
હિલોળે
પીત વસન ફૂલ વીંટી મુજને, મઘ મઘ ચમ્મર ઢોળે,
બંસીવટ ત્યાં ઊમટ્યો રૂમઝૂમ મુજને ઘેરી વળૂન્ધે.

રાસભૂમિ એ, મુરલીધરની સુરભિત રજ શિર મૂકી,
રજથી ફૂટ્યા રઙ્ગ ફુવારા, મેઘધનુષ ગયાં ઝૂકી,
મોરપીંછ અવ મસ્તક મ્હારા, ઝળહળ ઝળક
ઝળૂમ્બે.

પાવો પેલો મુખડે મ્હારા, બાજત અવનવ સૂરે
વ્રજવનિતા થઈ મ્હાલું હું તો, રૂપ અરૂપનાં નૂરે.

## અસ્તિત્વ

મદનકુમાર 'ખ્વાબ'

સ્વયમ્ સાપ છું ને લિસોટા સમો છું !
નફાખોર છું તોય તોટા સમો છું !
તરસની કસમ છે, તું ખોબો ન ધરજે;
હું મૃગજળમાં બોળેલ લોટા સમો છું !

## ગાંધીજી

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

આપણે જેના માટે
માત્ર બે જ મિનિટનું
મૌન પાળીએ છીએ,
એ ગાંધી
આપણા સૌના માટે
પાળી રહ્યો છે
કાયમનું મૌન !

ગાંધીજીની પ્રતિમાને
ગુલાબનાં તાજાં ફૂલોનો હાર
આરોપવામાં આવી રહ્યો હતો,
ત્યારે —
ગાંધીજી તો
શીતળ વાયુનું રૂપ ધરીને
એ વેદનાગ્રસ્ત ડાળીઓને
પંપાળી રહ્યા હતા,
જે ડાળીઓ પરથી
પેલા ફૂલહાર માટે તાજાં ગુલાબો
ચૂંટી લેવાયાં હતાં !

## હાઈકુ

જગદીશ ત્રિવેદી

ઢળન્ત સન્ધ્યા...
તરુમાં વિહઙ્ગમ
સહુ સમાય...

## આંખોનું નામ હવે આંસુ !

નટરાજ બ્રહ્મભટ્ટ

આંખોનું નામ હવે આંસુ
એને બહુ બહુ તો કહી દો ચોમાસું...
આંખોનું નામ હવે આંસુ
શૈશવને લઈ સીધી ચાલણગાડી, એ તો
ચાલી'તી શેરીની વાટ,
ઘર ઘર રમ્યાં ને દાવ લીધા ને દીધા, ત્યાં
વરસોને આવી ગઈ ફાટ;
સોળ લગી સાવ બધું મોળું ધોળું ને પછી
સત્તરમું લાગ્યું પતાસું.

આંખોનું નામ હવે આંસુ
કક્કુ તો રોજ રોજ કરતું કિલ્લોલ, ત્યાં જ
કાજળ કપાળે જઈ બેઠું,
હું તો હજુય ભર્યું મ્હેક મ્હેક ફૂલ પછી
વજ્જરને કેમ કરી વેઠું ?
આયખાનું નામ હવે આળસ કહો કે એને બહુ
બહુ તો કહી દો બગાસું,
આંખોનું નામ હવે આંસુ.

આંખોનું નામ હવે આંસુ
એને બહુ બહુ તો કહી દો ચોમાસું...
આંખોનું નામ હવે આંસુ

## વધાઈ

રાજેન્દ્ર શાહ

ઊભરાતાં જલ શીતલ લોચન મ્હારે
નાવ અડી જ્યાં કિનારે
ત્હને લઈ આવતી.

## યાત્રા

રાજેન્દ્ર શાહ

નાવ તૈયાર
તીરે. પ્રવાસી સ્વયં
એક કેવટ.

ધવલ ગલ-
ઉડ્ડયન ઉત્તરે
વાયુની પક્ષ

## આ આગ

રાજેશ વ્યાસ

સળગે બહાર-અન્દર આ આગ કોઈ ઠારો,
ડોકાઈને ઘડીભર આ આગ કોઈ ઠારો.

ભુંજાઈ જશે પળમાં લીલુંય સૂકા ભેગું,
ઝાઝું હવે ન અન્તર આ આગ કોઈ ઠારો.

આ શ્વાસ પણ હવે તો લાગે છે પવન જેવા,
ભડકે છે ઓર ભીતર આ આગ કોઈ ઠારો.

રગરગ બધીય જાણે જ્વાળાઓ લપેટાઈ,
સાક્ષાત અગન અજગર આ આગ કોઈ ઠારો.

સૌ હોય જ્યાં ઊકળતા દોડીને કોણ આવે,
ઓ સાત મહાસાગર આ આગ કોઈ ઠારો.

જન્મોય કૈંક લીધા સદીયોય કૈંક વીતી,
રુંધાય છે હવે સ્વર આ આગ કોઈ ઠારો.

## ....હો

કરસનદાસ લુહાર

આંખો મહીં એ બળ હો,
પથ્થર બધા સજળ હો.

વેરાનમાં વમળ હો,
એમાં ઊગ્યાં કમળ હો.

બસ હો સદી-સવાઈ;
એકાદ એવી પળ હો.

છે ખોજ એ શબદની;
ઊંડો અને અતળ હો.

જ્યાં જૈ મળાય ખુદને;
હો ક્યાંક એવું સ્થળ હો.

સાફલ્ય એ મળો કે
યત્નો બધા સફળ હો.

## હું નહિ હોઉં

યૉસેફ મેકવાન

હું જ્યારે નહિ હોઉં...
આ ચન્દ્ર મ્હારાં ગીત ગાશે,
આ સૂર્ય કિરણોમાં વર્ષાબિન્દુ પરોવી
મ્હને માળા ધરશે.
ને હું સપ્તરઙ્ગે ત્હમને દેખાઈશ.

આ હવા સ્તબ્ધ બની
મ્હને હૂંફ ધરશે... ને ત્હમે મ્હને યાદ કરશો
ને ત્હમે જોયાં કરશો પણ બોલશો નહિ.
મ્હારાં કાવ્યો શોકસભા ભરશે ને
મ્હને અઞ્જલિ ધરશે મ્હારા શબ્દો.

હું નહિ હોઉં ત્યારેય હું હોઈશ
ત્હમારાં નેત્રે ધરતીનાં લૂણ રૂપે.
આ વેદના વરદાન રૂપે મળે છે મ્હને
એ, યુગો અનન્ત સુધી આપું છું ત્હમને....

## એક ગૌરિકાનું ગીત

શિવજી રૂખડા

અરધી ખોવાણી ત્હારા પાદરે ને અરધી
હું અરધી ખોવાણી ત્હારા ગામમાં;

અરધી લૂંટાણી ત્હારી આંખથી ને અરધી
હું અરધી લૂંટાણી ત્હારા નામમાં.

સાવ કોરો કાગળ મ્હેં, આપ્યો છે હાથમાં તો
એમાં અક્ષર બે'ક પાડો,
શાહીનાં બેચાર કાંઈ છાંટણાં છાંટીને
મ્હને રઙ્ગેથી રઙ્ગમાં રમાડો;
અરધી ભીંજાણી રઙ્ગછાંટણે ને કોરાડું
અરધી તે ખખડે છે ઠામમાં....

ફૂલથી સવાયા ને સાવ છે રે હળવા
અમ્મારા હૈયાના ઓરતા,
ઢાંકીઢબૂરીને, રાખીએ ને તોય પાછા
અધમણ એમાંથી ફોરતા,
ફોરમના ભારથી હું લાજી મરું ને મ્હારું
ચોંટે ન ચિત્ત કોઈ કામમાં.....

આજુબાજુ તે કાંઈ જોવું નથી ને હવે
જોવાની વેળ ગઈ વીતી,
એકના ઓથે તો આજ ઊભી છું એકલી ને
મનમાં નથી રે કાંઈ ભીતિ,
અરધી બન્ધાણી ત્હારી વાતમાં ને અરધી
હું અરધી બન્ધાણી ત્હારા ધામમાં.

* * *

## સહિયારી ગઝલ

ભરત ભટ્ટ 'તરલ' - પાર્ષદ પઢિયાર

કોઈ કારણવશ નિસાસા મોકલે;
રેત પર મૃગજળના જાસા મોકલે.

આ સમન્દર રણ થયાના શોકમાં -
વાદળી ભીના દિલાસા મોકલે.

હે, અભીપ્સાઓ! સમેટી લો મ્હને;
મન-હરણ પીળા ખુલાસા મોકલે.

રક્તમાં કાળી ઉદાસી છેદવા;
શબ્દ, હા, શુકનાળ પાસા મોકલે.

ઝરૂના-જળવત્ બની શકશે ગઝલ;
તું કવચિત અઝ્જળ જરા-સા મોકલે.

## પ્રવાલદ્વીપ

ભરત ભટ્ટ 'તરલ'

બીજું કશું નહીં અભાવ જ્યાંહિ ઝાડ થાય છે;
અમે નહીં, અમારી ઝરૂના પહાડ થાય છે.

અપૂર્વ પ્રશ્ન પાંગરેલ હું પ્રવાલદ્વીપ છું;
અહીં તો આજકાલ ઝાંઝવા અષાડ થાય છે.

સળઙ્ગ હોય છે તમામ રીત આયનો પ્રથમ;
ક્રમે-ક્રમે જ બિમ્બમાં પછી તિરાડ થાય છે.

શરીર ઘર કહી શકાય, આ ત્વચા જ ભીંત છે;
ઉઘાડ-બન્ધ રોજ રોજ મન-કમાડ થાય છે.

બહાવરી ન બન, ગઝલ ! સમજ હજીય છે સમય;
ફરી-ફરીને ઝરૂનાની છેડછાડ થાય છે.

## ઝાકળ ભીની....

સુધીર પટેલ

ઝાકળ ભીની પાંદડી ઉપર નામ લખું જ્યાં ત્હારું;
આકાશેથી સૂરજ ડોકાઈ કહે, 'સારું, સારું !'

પાંપણ પર હું શમણાંઓને ધજા જેમ ફરકાવું;
ત્હારી યાદોના મુકામે જાઉં ને બસ આવું !
પ્હોર પ્હોરના રઙ્ગોથી હું શમણાંઓ શણગારું !

અડકો-દડકો, પકડદાવ ને ધૂળધૂળ ઘાણી રમતો,
શમણાંઓના પડછાયાને ઝીલી લેવા ભમતો.
ઝીલું ઝીલું ત્યાં વીતી જાતું આ જીવતર પરબારું !

## ખઙ્ખેરી નાખ

સુધીર પટેલ

ચાલ, ઊભો થા ને રજ ખઙ્ખેરી નાખ;
જાતને ચોંટી સમજ ખઙ્ખેરી નાખ !

ચીજ સૌ તું પર્ણ રૂપે ધાર ને
એક હો કે હો અબજ ખઙ્ખેરી નાખ !

રાતને પણ પ્રેમથી માણી શકાય,
તું અહમ્‌ના સૌ સૂરજ ખઙ્ખેરી નાખ !

નાદમાં તું પૂર્ણરૂપે વ્યક્ત થઈ
શબ્દની સઘળી ગરજ ખઙ્ખેરી નાખ !

જાત ત્હારી ટહુકતી રહેશે 'સુધીર',
કોઈની જૂઠી તરજ ખઙ્ખેરી નાખ !

## વિદાય

ધીરુ પરીખ
(નિવૃત્તિદિને અધ્યાપકગણ દ્વારા યોજાયેલા વિદાય
સમારમ્ભમાં પ્રતિભાવરૂપે વાંચેલું)

વિદાય !
ભાવભીની વિદાય.
મને શઙ્કા પડે છે આ શબ્દોમાં.
મિત્રો, શા માટે આવું જુઠ્ઠાણું ચલાવો છો ?
મિલનની પ્રથમ ક્ષણે જ
ધરબાઈ જાય છે વિરહનું બીજ.
ધીમે ધીમે
મિલનની ક્ષણ વિસ્તરે છે કલાકોમાં
કલાકો દિવસોમાં
દિવસો મહિનાઓમાં
મહિનાઓ વર્ષોમાં,
અને આમ
મિલનની આડશે ઊછરતો રહે છે વિરહ.
ઓતપ્રોત છે બન્ને એકમેકમાં.
મિલન અને વિરહ
તેજ-તિમિરના રેણ જેવા નથી.
મિલનની ક્ષણના ટાંકે ટાંકે
વણાતું જાય છે વસ્ત્ર વિરહનું.
જેમ માતાના ઉદરમાં ઊછરે છે ડિમ્ભ
તેમ મિલનમાં વિરહ;
અને જ્યારે ગોદમાં આવી પડે છે એ શિશુરૂપે
ત્યારે ઉદરનો સઘળો આનન્દ લીંપાઈ જાય છે
મોં પર.
કારણ કે વિરહ એ તો મ્હોરેલું મિલનવૃક્ષ છે.
આપણે એ'ની છાંયમાં પોરો ખાઈએ છીએ.
તો વિદાય ક્યાં દઈએ જ છીએ ?
વિદાય ક્યાં લઈએ જ છીએ !

## ઝાંઝવાંનો પાક

કરસનદાસ લુહાર

આમ કોમેડી હશે ને આમ ટ્રેજેડી હશે;
જે ચણી'તી આભમાં તૂટી પડી મેડી હશે.

સાવ ખુલ્લી જેલનો એ કેદી હોવો જોઈએ,
હાથ-પગ છૂટા હશે ને શ્વાસમાં બેડી હશે.

ઝાંઝવાંનો પાક લણવાની એ તૈયારી કરે;
જેમણે રણની ધરાને રાત-દી ખેડી હશે.

એક સૂકા છોડને લીલાશ પાછી આપવા -
રોજ એના મૂળમાં આંખો ત્હમે રેડી હશે.

## રણ

કરસનદાસ લુહાર

શ્વાસમાં ભીનાશ વાવી જાય રણ
લોહીમાં લીલાશ થૈ સીંચાય રણ.

કો' શિશુના પ્રશ્નમાં ફેલાય રણ-
શું હશે પીતું અને શું ખાય રણ ?

એક ટોળું પક્ષીનું ઊડ્યું હતું,
યાદ આવે ને પછી ટહુકાય રણ.

રાત-દી પીતો રહે છે ઝાંઝવાં,
એક માણસ આખરે થૈ જાય રણ.

શું કહું મ્હારાં ગઝલ, ગીતો વિષે ?
લોહીમાં ઘૂંટાય રણ ને ગાય રણ.

સાંભળીને ઓછો ઓછો થાઉં છું -
કોઈની વાતોમાં જો ચર્ચાય રણ.

## ઉજાણી

રાજેન્દ્ર શાહ

નદી-કિનારે જઈ આપણે કરીએ આજ ઉજાણીઃ
દરેક પોતાના ઘરમાંથી લાવે ખજૂર-ધાણી.

પાણીમાં રમશું સહુ સાથે આદુડોપાદુડોઃ
જવું કોઈએ નહીં થયો જ્યાં હોય ધરો બહુ ઊંડો.

તીર ઉપરનાં ઝાડમહીં બેઠેલાં વાનર જોશે :
અહીં કશી આ ટોળી ખેલી રહી મઝાની હોંશે !

આઘેરાં બીજાં હો પક્ષી, પણ માથે વક્તીતી
આવે, પણ આપણે જ્યહીં ત્યાં નહીં મીનને ભીતિ.

સમી સાંજ થાતાં જમવાનું, જાય ઊતરી થાક :
ખજૂરને લાડુ ગણવાના, ધાણી સઘળાં શાક.

## પતઙ્ગિયાની પાંખે

એકલવ્ય

રઙ્ગ રઙ્ગમાં પીંછી બોળી,
પતઙ્ગિયાની પાંખે રૂડી કોણ કરે રઙ્ગોળી !

જેવીતેવી છે ના ટોળી,
શોધ્યા વિણ શે ગમે બેસવું ? આંખ નકામી ચોળી!

લઈ આવશે જે કોઈ ખોળી,
મ્હારે ઘેર કરી તે એ'ને દઈશ પૂરણપોળી.

## હાં રે મને —

યૉસેફ મેકવાન

આ આવી પતઙ્ગિયાંની ટોળી,
— કે તરતી હવામાં રઙ્ગોળી..
હાં રે મ્હને લોભાવી જાય !
આ હરિયાળા લહેરાતા ઘાસે,
— કે વાયરો ભેરુ થઈને નાસે..
હાં રે મ્હને બોલાવી જાય !
આ કલરવના ઊડતાં કૂંડાળાં,
— કે પાંખોના જોઈ ફરકારા,
હાં રે મ્હને ઊડવાનું થાય !
આ ડૂબતા સૂરજના તડકા
— કે તડકામાં વાદળ લસરકા..
હાં રે મ્હને છલકાવી જાય.
આ ઊગ્યા જે આભલે તારા,
— કે એમાં મલક્યા કરે અન્ધારાં..
હાં રે મને ઊંઘાડી જાય !

## પરપોટા

યૉસેફ મેકવાન

પરપોટા રે પરપોટા,
પાણી ઉપર ઝૂલતા,
સૂરજ સામે ફૂલતા,
ફટ્ દઈને ફૂટી જતા..
પરપોટા રે પરપોટા,
નભની છાયા ઝીલતા,
પાણીનાં ફૂલ ખીલતાં
ફટ્ દઈને ફૂટી જતા..
પરપોટા રે પરપોટા,
આંખો જાણે જળની રે,
પગલી જાણે પળની રે,
ફટ્ દઈને ફૂટી જતા....
પરપોટા રે પરપોટા,
ન્હાનામોટા વહી જતા,
કાનમાં કંઈક કહી જતા,
ફટ્ દઈને ફૂટી જતા..

## સપનું

નટવર પટેલ

છાનુંછપનું આવે એ તો
   છાનુંછપનું જાય,
ચાંદો ઊગ્યે આવે એ તો
   સૂરજ ઊગ્યે જાય.

રૂમઝૂમ કરતું આવી એ તો
   ખેલ બતાવે ન્યારા,
સઙ્ગે પરીઓ લાવે એ તો
   ચાંદામામા પ્યારા,
તારલિયાની ફરતે ફરતું
   ગીત મજાનું ગાય.
છાનુંછપનું આવે એ તો છાનુંછપનું જાય.

વાદળપીઠે બેસી એ તો
   સાત સમન્દર તરતું,
જઙ્ગલ જઙ્ગલ થઈને એ તો
   શિખર માથે ઠરતું,
માડીખોળે બેસી એ તો
   બહુકી પોળી ખાય.
છાનુંછપનું આવે એ તો
   છાનુંછપનું જાય.

## જરાય ના ગભરાઉં !

નટવર પટેલ

કેસૂડાની કલગી પ્હેરી
   લઈ હાથમાં સોટી,
સસ્સારાણો થઈ મૂછાળો
   ફાળો ભરતો મોટી
હાથી સામે જોઉં; જરાય ના ગભરાઉં !

આંખે કાળાં ચશ્માં પ્હેરી
   લઈ હાથમાં પોથી,
મૂષકરાણો થઈ મૂછાળો
   ફાળો ભરતો મોટી
બિલ્લી સામે જાઉં; જરાય ના ગભરાઉં !

ચણિયાચોળી, સેણ્ડલ પ્હેરી
   માથે ફૂલની વેણી,
બિલ્લીરાણી થઈ અલબેલી
   ખાતી સૂતરફેણી
કુત્તા સામે જાઉં, જરાય ના ગભરાઉં !

નાના હૈયે હામ ધરીને
   જગમાં જીવન જીવું,
ભલેને ન્હાનો હું છું તોપણ
   કદીના કો'થી બીવું,
સહુની સામે જાઉં, જરાય ના ગભરાઉં !



# કવિ બાલમુકુન્દ દવેની સર્જકતા

વ્રજલાલ દવે

કવિ બાલમુકુન્દ દવે પ્રશિષ્ટ પ્રવાહના અન્તર્મુખ કવિ છે. ત્હેમના માનસ બન્ધારણનો ખ્યાલ કરીએ તો ત્હેમને જીવનના ભાવાત્મક (Positive) મૂલ્યોમાં સૌથી વધુ રસ છે. તેઓ વાયવાઈરણી ખ્વાબોમાં ખોય ગયા નથી. પણ જીવનની સુગતિની ક્ષણોને ત્હેમણે મન મૂકીને ગાયેલી છે. ત્હેમણે રજૂ કરેલી કેફિયતમાં 'કુમાર'ના તન્ત્રી મુ. બચુભાઈ રાવતનું ઋણ ઉમળકાથી સ્વીકાર્યું છે. ત્હેમના કવિહાડને ઘડવામાં બુધવારની કુમાર સભાનો ઘણો મોટો ફાળો છે.

ત્હેમના કિશોરકાળમાં ત્હેમણે પ્રકૃતિનાં દશ્યોનો સથવારો માણ્યો છે. બાલ્યકાળમાં ત્હેમણે દાદીમા પાસેથી ગીતોનું પાન કર્યું છે. વિદ્યાર્થીકાળમાં વડોદરાની સયાજી સ્કૂલમાં એકચિત્ત થઈને મૅટ્રિક્યુલેશન સુધી ત્હેમણે અભ્યાસ કર્યો છે. આ વડોદરા નગરીએ પણ ત્હેમના લાગણીતન્ત્રને ઝંકૃત રાખ્યું છે. કવિ મહદંશે તો સ્વામી અખણ્ડાનન્દજી, ગાંધીજી અને જીવનલક્ષી ગ્રન્થોના એકાગ્ર અવધાની ઉપાસક બન્યા છે.

વાઙ્મયની વાટે ત્હેમણે ન્હાનાલાલ, કાન્ત, શેષ અને પ્રહ્લાદ પારેખ સાથે આન્તરિક સમ્બન્ધ કેળવ્યો છે. ત્હેમણે ત્હેમના પ્રિય મિત્ર વેણીભાઈ પુરોહિતનું ખાસ સ્મરણ કર્યું છે અને કાવ્યાઞ્જલિ પણ આપી છે. પણ કવિતાની કેટલીક ભાવનાગત સામગ્રી અને તળપદી બાનીની રણતમાં બાલમુકુન્દની કવિતાનું સામ્ય દેખાય. વેણીભાઈનો ગઝલરંગ બાલમુકુન્દમાં નથી. પણ કવિએ પોતે જ એકલા હાથે કવિતાને એકાગ્રતાથી ઉપાસી છે. કવિમાં બહિર્મુખતાનો ધખારો નહીં હોવાથી ત્હેમની સર્જકતા બળકટ બની છે. બીજી દૃષ્ટિથી જોઈએ તો ત્હેમના સ્વભાવમાં બ્રાહ્મણવૃત્તિના — બૃહદ્દૃષ્ટિના અંશોનું ઘણું વર્ચસ્વ હોવાથી ત્હેમણે આતમજ્યોતિને સ્થિર રાખી છે. જીવનના અને ખાસ કરીને પત્ની અને પુત્રના ચિરવિયોગ જેવા આઘાતોથી તેઓ હલી ઊઠ્યા છે પણ હતાશ થઈ ગયા નથી. પ્રકૃતિ, પ્રણય, માનવપ્રેમન કવિતામાં બાલમુકુન્દ સારી રીતે ખીલ્યા છે; ગાંધીવિચારના સન્નિષ્ઠ બન્દા બન્યા છે. કવિ આ વિચારના પરમ મિત્ર છે પણ ત્હેમને ગાંધીવાદી એવું લેબલ અપાય તેમ નથી.

આમ તો 'વિશ્વશાન્તિ' જેવા દીર્ઘ કાવ્યથી સાહિત્યમાં ગાંધીપ્રભાવનાં પગરણ થાય છે. ગાંધીજી મહાત્મા હતા જ. તેથી કવિઓ તેમને અર્ઘ્ય આપે તો તેમાં કશું અજુગતું ન કહેવાય. શરત એટલી કે કાવ્યમાં નવીન રજૂઆત હોય, કાવ્ય કલાત્મક હોય તો કવિની રચનાને ચિરન્તનનો પુટ બેસી શકે. ઈસુખ્રિસ્ત અને ક્રૉસ વિશે વિદેશી સર્જકોએ સરસ રચનાઓ કરી છે, ઈસુપ્રભાવ ઝીલ્યો છે.

બાલમુકુન્દે 'અન્તિમ ઘડી' નામના દીર્ઘ કથનાત્મક છન્દોબદ્ધ કાવ્યમાં કસ્તૂરબાના અવસાનની ઘટના રજૂ કરી છે. તેમાં ઊર્મિનો છણ્ટકાવ અને કરુણનો સ્પર્શ છે.

*'જીવી ગયાં બા અસિધાર જિન્દગી*
*સંસારમાં જોડ જતિસતીની*
*ફરી ન આવી જડવી સુધન્ય.'*

આવા શબ્દો શોકની ભીંસને હળવી બનાવી દે છે. 'નિર્વાણ સન્ધ્યા'માં મહાત્માના વ્યક્તિત્વને યથાશક્તિ મૂર્ત કરીને કવિએ મૃત્યુની ઘટનાને તાત્ત્વિક દૃષ્ટિથી નીરખી છે :

*'કાયાના પિઞ્જરા તોડી માયા સર્વ કરી પરી.*
*હરિના ધામમાં ઊડ્યો હંસલો હરિનો ફરી'*

બાલમુકુન્દે અહીં ગતિશીલ શબ્દચિત્ર આપ્યું છે. અનુષ્ટુપની ઘેરગમ્ભીરતા અને પૂર્ણ પ્રાસની રચનાથી હંસલાને હરિપ્યાસી બનાવવામાં ઘણી સહાય કરી છે. પણ ગાંધીમહિમાની બે રચનાઓ ખાસ સ્મરણીય બની છે. પ્રથમ છે 'હરિનો હંસલો' અને બીજી છે 'જવાબ માગે'. હરિનો હંસલો રુધિરે રઙ્ગાઈ ગયો. પણ કવિએ સજીવ રૂપકોથી ગાંધીજીના વ્યક્તિત્વને મૂર્ત કર્યું છે :

*'પાંખ રે ઢાળીને હંસો પોઢિયો*
*ધોળો ધોળો ધરણીને અઙ્ક,*
*કરુણા આંજી રે એની આંખડી*
*રામની રટણા છે કણ્ઠ.'*

કવિએ શોકની લાગણી પર ગજબ કાબૂ રાખ્યો છે. આપણે આપણા દિલનાં ખાડાખાબોચિયાં ખોદીને વિસ્તારીએ — રૂડાં સરોવર બનાવીએ તો અમરોનો અતિથિ આપણી વચ્ચે આવે પણ ખરો. મૂળ તો આ હંસ હિમાળે લહેરતાં શીળાં સરોવરનો રહેવાસી. આપણે તેને જાળવી શક્યા નહીં. ભારતીય પ્રજાની નબળાઈ બતાવીને કવિએ કરુણના મૂળ — મુખ્ય નિમિત્તને લાઘવથી અભિવ્યક્ત કર્યું છે. શોકની લાગણીને ઘૂંટે એવો જ લય કવિના ચિત્તે ચડી આવ્યો છે. પણ 'કુન્તલ'માં સઙ્ગૃહીત થયેલી રચના વિશેષ વ્યઞ્જનાપૂર્ણ છે. કવિએ શીર્ષક આપ્યું છે : 'જવાબ માગે'

*'ઊંઘતાં-જાગતાં એક ઓછાયો*
*હમણાંનો મ્હને જમ્પવા ના દે'*

આ ઓછાયો ગાંધીજીની અશરીર મૂર્તિ છે. તે કવિને સમ્ભળાવે છે :

*'ગાંધીના નામનો ગગનભેદી*
*શીદ જૂઠો ત્હમે નાદ ગજાવો ?*
*ઝૂકી ઝૂકી ત્હમે મ્હારી સમાધિને*
*ફૂલના ઝગથી શીદ સજાવો ?'*

ગાંધીના ઓછાયા આવા સવાલોનો જવાબ માગ્યો છે; એની આંખ સહન થઈ શકે તેવી નથી. કવિ કહે છે : 'મારો વાંક છે. હું શો જવાબ આપું ?...'

*'ઉપરનીચે*
*બાહરભીતર*
*આગેપીછે*
*એ જ પરિચિત તેજ-ઓછાયો*
*પલપલે મારો જવાબ માગે !'*

સામ્પ્રત સમયે પણ આ ઓછાયો અસ્વસ્થ હશે જ એવી પ્રતીતિ આપણને થાય તેવી અવદશા છે જ. ગાંધીપ્રભાવ કવિની જીવનદૃષ્ટિનો એક અવિયોજ્ય અંશ છે.

પ્રકૃતિના નિરૂપણમાં કવિ Sadness, Gladness અને Madness - જેવા ભાવો સાથે સઙ્કળાયેલા રહ્યા છે. 'નદીકાંઠે સૂર્યાસ્ત'માં કવિએ નિરૂપેલાં શબ્દચિત્રો રમણીય બન્યાં છે. પ્રકૃતિની કવિતામાં કવિએ સુન્દર સાથે સહયોગ કર્યો છે. કેટલીક વાર ભવ્યતાનો સઙ્ગાથ કર્યો છે. રમણીયતા તો રમતિયાળ કિશોર જેવી જ :

*'ઘર ગમ જતી ખેડુકન્યા ખિજાવત કોકિલા*
*સ્વર હલકની સામાસામી બજે શરણાઈઓ'*

અહીં કોયલના ટહુકારના પડઘા પાડનાર કિશોરનું કવિ વડ્ઝવર્થે નિરૂપણ કરેલું છે ત્હેની છાયા જોઈ શકાય. પણ વાતાવરણ તદ્દન જુદું છે; રૂપક પણ અનોખું છે.

સ્થૂળ દૃશ્ય માટે સૂક્ષ્મ ઉપમાન આપવાની પ્રયુક્તિ પણ 'સૂર્યાસ્ત'ના કાવ્યમાં માણવા મળે છે. ઉરપડળના એકાન્તમાં છુપાયેલી અભિલાષાઓની માફક તમરાં બોલી ઊઠે છે. ગર્જતા અન્ધકારનું ચિત્ર પ્રહ્લાદે આપેલા ચિત્ર કરતાં જુદું છે. કવિ કહે છે :

*'સમ સમ થતી સીમાઓના અહા સૂનકારમાં*
*અરવ ગરજે અન્ધારાનો અફાટ સમુદ્ર શો' !*

'ચાંદની' નામની છન્દોબદ્ધ રચનામાં પણ જ્યોત્સ્નાની છટાઓ સાકાર થઈ છે. અહીં આપણને

કવિ રાજેન્દ્રના ઉદ્‌ગારો યાદ આવે છે. 'શ્રાવણી મધ્યાહ્ને'માં તેમણે સૌ સર્જકોના મુક્ત મિજાજના કણ્ઠને વાચા આપી છે :

*'ઝિલાય તેમ ઝીલતો સહુ સૂષ્ટિરંગ'*

ચાંદનીમાં પણ બે શ્લોકો સદા સ્મરણીય બન્યા છે.

*'પલ પલ જ્યોત્સ્ના કેરાં દલેદલ મધ્યમાં*
*પ્રકટ પૃથિવી ઊભી જાણે લસે નવ પદ્મજા !'*

અહીં સમુદ્રમાંથી પ્રકટતી લક્ષ્મીની છબી ભારે આકર્ષક ઉપમાન બને છે. પૃથ્વીની મૂર્તિનું આ શબ્દચિત્ર ભવ્ય છે. રાજેન્દ્ર જેમ શિલીન્ધ્રની છત્રછાયામાં ગોકળગાયને આરામ કરતી કલ્પીને ચમત્કૃતિ સર્જે છે તેમ શ્રી બાલમુકુન્દ કીડીનું ચિત્ર દોરે છે :

*'ગિરિ, વન, નદી, મેદાને યે સરે રમણીયતા*
*પરણ પરની કીડીયે શી ધરે કમનીયતા !'*

'નર્મદાતટે પૂર્ણિમા'માં બથ બથ ભરીને ભવ્યતા ભવ્યતાને ભેટ્યા કરે છે એવું ચિત્ર દોર્યા પછી અન્તે સુન્દર સાથે કોઈક રહસ્યમય દ્યુતિ છે જેને વર્ડઝવર્થ wealth — સમ્પદા કહે છે તેનો અણસાર છે. આ પૂર્ણિમા અખણ્ડ મણ્ડલાકારે ચિદાકાશમાં ઝગ્યા કરે છે એમ કહીને કવિએ આનન્દની વિભૂતિનું જ ગૌરવ કર્યું છે. 'સાબરમાં ઘોડાપૂર જોઈને'માં ગ્રામકન્યા વિદાયનાં લાંબાં ઉપમાન ચિત્રો અસ્વાદ્ય બન્યાં છે.

'ખણ્ડેરનો પીપળો' વૃક્ષવિપ્ર છે. તે કવિવિપ્રનો સમાનધર્મા છે. કવિએ જીવનપન્થમાં ઝીલેલા આઘાતો કાવ્યમય રૂપે સાકાર થયા છે. ખણ્ડેર વચ્ચે એકલદોકલ પીપળા જેવા કવિ પ્રતિજ્ઞાબળ પણ દાખવી જાણે છે :

*'શોભા ખણ્ડેરની યે, કઠણ વજરશી ભોંયમાં*
*મૂળ રોપી,*
*જન્મ્યો'તો જીવી જાણું પલ પલ કપરી*
*જોગવી જિન્દગાની.'*

આ રીતે 'પરોઢ', 'બપોર', 'બની ફૂલ રાતરી' કવિના ચિત્કોપને સકોરતા અનુભવો સાથે સકળાયેલાં કાવ્યો છે. 'વનફૂલ' ઉપેક્ષિત ફૂલની અતૃપ્ત ઇચ્છાઓનું વેદનામૂલક ગીત બને છે. વનફૂલ અહીં પ્રતીકાત્મક બન્યું છે. 'ચમેલીને ઠપકો'માં કવિ યૌવનમાં પ્રવેશવા સજ્જ થયેલી કિશોરીને ઠપકો આપે છે :

*'ચટકીલી મોરી ચમેલડી રે*
*રૂપનાં રખોપાં શીખી લૈએ 'લી ચમેલડી'*

'મોગરો'માં કળીએ કળીએ રાધા અને પાન પાનમાં કા'ન દેખાય છે.

વર્ષાકવનમાં બાલમુકુન્દે મસ્તરાણી કવિસ્વભાવ પ્રગટ કર્યો છે 'મેઘમાધુરી'માં. પક્ષીની હારમાળા ધરણીની વીખરેલી લટ ઓળવાની કાંગસી બને, ખેડૂતની છબી સહજ છતાં આકર્ષક બની છે :

*'કર ધરે નિજ નાજુક હોકલી*
*નજરમાં ઊભરે ઢગ ધાન્યના.'*

અને નવલસ્નાત ધરા વીજળીના ઝબકારે પોતાનું સૌન્દર્ય ઢાંકતી ઝડપથી તિમિરમાં સરકી જાય છે. આ અને આવાં ઇન્દ્રિયસ્પર્શી ચિત્રો (sensuous images) વર્ષાકવનમાં ચેતોહારી બને છે. મેઘમાધુરીની અન્તિમ પઙ્‌ક્તિઓ જુદા જ પ્રકારના અદ્ભુતનું નિરૂપણ કરે છે :

*'ગગન ઘેન વિરાટનું બાવલું*
*ધવલ મોખ ફૂટે પયની રૂડી;*
*ચશચશી જગવાછરડું પીએ*
*મધુર શેડકઢા પયઘૂંટડા.'*

અહીં પ્રાસનું સૌન્દર્ય ઉપલબ્ધ થતું નથી પણ દૃશ્યચિત્રાવલી સુમોહક છે અને વર્ષાની સાથે પ્રભુની કરુણાની ધારા પણ રેલાય છે. 'શ્રાવણ નીતર્યો' જેવું વર્ષાગીત ગુજરાતી વર્ષાકવિતાની એક ઉત્તમ કૃતિ છે :

*'આ શ્રાવણ નીતર્યો સરવડે કોઈ ઝીલો જી'*

*આ જતિસતિનાં તપ રેલે..*
*પેલા શિવલોચન અમ્બાર'*

— સુધી દૃશ્યચિત્રમાળા અત્યન્ત રમણીય બની છે.

'ફાગણનો જામ' છલકાયો એવી કલ્પના કર્યા પછી તોરીલો વનરાનો વાયરો વાયો એ વાયરે કવિને કેફી પિયાલો પાયો; ગેબી પિયાલો પાયો. બીજા પિયાલા પછી મૌન ઘેરી વળ્યું; જીભ ઝલાઈ ગઈ.

*'મેં તો મૂંગા બનીને મત્ત ગયો !'*

આ ચમત્કૃતિ પણ સ્વયમ્ભૂ વાણીના ઉદ્‌ગાતા બાલમુકુન્દ માટે સુલતી બની તેમાં શું આશ્ચર્ય ?

કવિની પ્રણયકવિતામાં મહદંશે ગ્રામભૂમિનાં પાત્રોના હૃદયના ધબકાર સહજ રીતે સાકાર બન્યા છે. 'હડદોલો' ગીતની પૂર્વે મુકાયેલી નાન્દી ચમત્કારી છે :

*'છીછરાં નીરમાં હોય શું ના'વું ?*
*તરવા તો મઝધારે જાવું;*
*ઓર ગાણામાં હોય શું ગાવું ?*
*ગીત ગાવું તો પ્રીતનું ગાવું.'*

પ્રીતનાં ગીતોમાં 'બન્દો અને રાણી', 'નેડો', 'ભીના વાયરા', 'ગોરી ને ઘેરૈયો' જેવી કૃતિઓ ભાવમનોહર છે. રઙ્ગદર્શી છટાઓની સાથે ગીતોના લયનું કામણ પણ ઓછું નથી. 'ગોરી ને ઘેરૈયો'માં સંવાદની સુષમા છે. Dramatic Element છે. સ્ત્રીપાત્રની મનને ગમી જાય તેવી સાહસિક ઉક્તિની ચમત્કૃતિ પણ છે. પ્રણયની પ્રસન્નતા અને મસ્તીની સાથે કવિએ પ્રણયનું દર્દ પણ સારી રીતે ઘૂંટેલું છે. 'સઙ્ગમ' જેવી રચનામાં તો નાજુક અદ્વૈતની પિછાણ થઈ જાય છે. કવિ કહે છે :

*'પાંખને ગૂંથી પાંખમાં ભેળી*
*રાગની પ્યાલી રાગમાં રેડી*
*આપણે ગીતની બંસરી છેડી.'*

આવી મસ્તી પછી પણ પ્રણયમાં વિરહનું દર્દ શાતી નાખે એવું પ્રગટે છે. સ્વ. પત્નીની રચનામાં આવો દાહક ભાવ પ્રગટ થયો છે. 'મિલન મર્મર'માં વિરહની વચ્ચે આશ્વાસક સ્વર છે :

*હૈયા કેરા કનક કસબી હીરકોરી દુપટ્ટે*
*વીંટાળેલા અતિ જતનથી પોથીનાં પૃષ્ઠ પૃષ્ઠ,*
*ધીરે ધીરે સજીવન થઈ ઊઘડે એક એક*
*ત્હારી મ્હારી મિલનકવિતા મર્મરી મન્દ રે'તાં.'*

વાયુલહરીએ સ્મૃતિનાં પૃષ્ઠો ઉઘાડી આપ્યાં છે. વિયોગમાં યોગની અનુભૂતિ પ્રત્યક્ષ કરી આપી છે. અહીં 'શેળ'ની વાયુલહરીનું સ્મરણ પણ થાય છે. મિલનકવિતાની મર્મર જેવું જીવન્ત રૂપક અહીં શોકને સહજ રીતે હળવો કરી દે છે.

'સઞ્ચાર' જેવું રમ્ય છન્દોબદ્ધ કાવ્ય આમ તો સ્મૃતિના સઞ્ચારની ગતિને નિરૂપે છે. પણ તેનાં શ્રુતિગમ્ય ચિત્રો ચેતોહર બન્યાં છે. મીઠો રણકાર અને ઝીણું જન્તર તો શ્રુતિસ્પર્શી છે જ. પણ એકલ દણ્ડિયા મહેલમાં કોઈ રાજકન્યા હિણ્ડોળે ઝૂલે છે એવું સાદૃશ્ય આપીને કવિ કહે છે :

*'કિચૂડતું એમ જ કોક અન્તરે'*

બીજા ચિત્રમાં વેલમાં કોઈક રાજકન્યા વગડાઉ માર્ગે પ્રવાસ કરે છે. કવિ કહે છે :

*'રથે ચડી આવત કોક એમ જ*
*રણાવતું ઘૂઘરમાળ ઘેરી'*

અલબત્ત, મધ્યકાળ સાથે પાત્રોનો સમ્બન્ધ હોવા છતાં સામ્યની સાથે નાદની આસ્વાદ્ય ગતિમયતા સહજરમ્ય લાગે છે. છેવટે તો મનોઘટના જ જીવન્ત બને છે. કુટુમ્બજીવનના રાગના પ્યાસી બાલમુકુન્દે 'તીર્થોત્તમ', 'દાદીમાનો ઓરડો' અને 'જૂનું ઘર ખાલી કરતાં' જેવાં હૃદ્ય સોનેટોની રચના કરી છે. વળાંક કરતાં વધુ તો ચોટનો ભાવમય સ્પર્શ આહ્લાદક છે :

*'ઉછઙ્ગે પિવાડી અનગળ રહી અમૃતઝરા*
*મ્હને એ ચક્ષુમાં પ્રભુ ! જગત તીર્થોત્તમ મળ્યું.'*

નવજાત પુત્રીને સ્તનપાન કરાવતી પત્નીની આંખમાં ઝળકતું વાત્સલ્યનું તેજ પ્રભુનું જ પ્રતિનિધિત્વ કરે છે. બીજાં તીર્થો માટે હાંફળાફાંફળા થવાની શી જરૂર ?

'દાદીમાનો ઓરડો' સુખદુઃખના પટારા જેવો છે. એ ઓરડો સૂનો પડ્યો. દાદીમા દિવંગત થયાં. ઓરડો ભેંકાર બની ગયો. ક્યાંક વૃદ્ધ મહિલા દેખવા મળે તો કવિ ત્હેને મનોમન આવકારે છે; હૃદયના ઓરડામાં ત્હેને સ્થાન આપે છે. પણ કવિને લાધેલી હૃદયવિશાળતા ચમત્કાર સર્જે છે :

*'નિમન્ત્રી રહું પોઢવા સકલ વિશ્વવૃદ્ધત્વને*
*અને સકલ વૃદ્ધમાં વિલસતાં દીસો બા ત્હમે'.*

સર્જકદૃષ્ટિનું સૂક્ષ્મ વ્યાપન અહીં ભાવનામયતાની શગ બની રહે છે. વૃદ્ધત્વનું દર્શન સ્વજનનું જ દર્શન બની જાય છે.

'જૂનું ઘર ખાલી કરતાં' — સૉનેટમાં ન્હાની અને નકામી દેખાતી ચીજો લારીમાં ખડકવામાં આવી છે. દિવંગત થયેલો પુત્ર જાણે કે કોલામાંથી બોલી ઊઠે છે :

*'બા-બાપુ ! ના કશુંય ભૂલિયાં એક ભૂલ્યાં મને કે ?'*

અહીં જ તીવ્રતમ અભિવ્યક્તિ પ્રકટી જાય છે. પણ આ પ્રિય અવાજની અસર પણ ચમત્કૃતિ તો રજૂ કરે જ છે :

*ખૂંચી તીણી સજલ દૃગમાં કાચ કેરી કણિકા !*
*ઉપાડેલા ડગ ઉપર શા લોહકેરા મણીકા !'*

ડગ ઉપર લોહના મણીકાનું કલ્પન તળપદી ધરતીની મોંઘી વસ બની રહે છે. દુખદ સ્મૃતિથી પગ ભારે થઈ જાય. પણ આવું ચિત્ર દોરવાનું કોઈ સર્જકને ભાગ્યે જ સૂઝે.

'લાડકડી'માં કન્યાવિદાયનું ભાવવાહી નિરૂપણ તો છે જ પણ દીકરી એટલે 'સાપનો ભારો' એવી સંકુચિત માન્યતાનો કવિ છેદ ઉડાડી દે છે :

*'તું શાની સાપનો ભારો ?*
*— તું તો તુલસીનો ક્યારો લાડકડી !'*

ક્રાંતદર્શીનું એક કર્તવ્ય રૂઢિભઞ્જક (Rebel) બનવાનું પણ છે. કવિએ એ સર્જકની શક્તિથી અદા કર્યું છે — કાવ્યનું રૂપ જાળવીને.

ડૉ. ધીરુભાઈ પરીખે રાજેન્દ્ર શાહનાં સર્જનોને મૂલવતાં કહ્યું છે કે આ કવિમાં સંવાદિતાનો ઊંડો રાગ છે. બાલમુકુન્દ પણ સંવાદના માણસ છે. નવા યુગમાં અને નવા સર્જનપ્રવાહમાં તેઓ પણ થોડાક રઙ્ગાયા હોવાથી 'કુન્તલ'માં ત્હેમણે રિક્તતાનો ઇશારો કર્યો છે. આપણી વિષમ ગતિ વિશે પણ માર્મિક કટાક્ષ કર્યો છે : 'આપણી ગતિ'માં કવિ કહે છે :

*'કહેવાનું છે ના કશું સજાવટની ફાવટમાં*
*સોફાસેટ ટીવી ને ફૂલદાન,*
*ટેબલ લૅમ્પ, ફોન ને ઇલેક્ટ્રિક ફૅન,*
*બધુંયે સુવ્યવસ્થિત !*
*... પેલા પૂર્વજો કરતાં*
*ઘણી ઘણી કીધી છે પ્રગતિ*
*પડદાની બનાવટમાં !'*

પડદાની બનાવટ સાથે સભ્યતાની કૃતકતા અને ઢોળનો સઙ્કેત સહજ રીતે હાથવગો બને છે. અલબત્ત, આધુનિક દુર્દશા વર્ણવતા કવિ વધુ પડતા સભાન બનીને રચના કરતા હોય એવો આપણને અનુભવ થાય છે.

કવિની જીવનદૃષ્ટિની અસલિયત માનવપ્રેમ અને પૃથ્વીપ્રેમના નિરૂપણમાં પામવા મળે છે. યુદ્ધ, હિંસા કે વિશ્વયુદ્ધનો ભય 'કાચબા-કાચબી'ના ભજનમાં પણ ડોકાતો જોવા મળે છે. પણ આ'વા નિરૂપણમાં બોલકાપણું નડે છે. શહેરમાં આવી પડેલો જીવ અકળાય છે. પણ છેવટે તો સૌને આત્મીય બનાવવાની લગની છતી જાય છે. આમ, લય, અલઙ્કાર અને અભિવ્યક્તિમાં કવિનું પ્રભુત્વ હમેશાં સફળ રહ્યું છે. અને અન્તરિયાનો કવિધર્મ તો ત્હેમણે બજાવ્યો જ છે !

દીવાનું કે કોડિયાનું પ્રતીક કવિને ખૂબ ગમી ગયું છે. ત્હેમના ચિત્તમાં શ્રદ્ધાવાન અધ્યાત્મ પ્રેમનું આસમ

પણ છે. શૂર અને સન્તો માટે ત્હેમનો અનુરાગ બોલી ઊઠે છે :

*'ગિરના કેસરી જેવા અલ્પસજ્ઞ્ય ભલે, છતાં*
*શૂર ને સન્તથી સીંચી લીલી છે સૃષ્ટિની લતા.'*

'પરિક્રમા'માં કવિને ધરતીના કણેકણમાં તીરથનું દર્શન થાય છે. અમે તો પારાવારના પ્રેમી છીએ — એવો ઉદ્‌ગાર ત્હેમના જીવનકવનની ધ્રુવપઙ્‌ક્તિ જેવો લાગે છે. 'પૂજાની ઓરડી' જેવા સરલમનોહર ગીતમાં કવિ જીવનના શ્રદ્ધામય — ધર્મમય વળાંકનો ઈશારો કરી દે છે. અને તેમ છતાં પ્રભુપ્રેમની સાથે હોડમાં ઊતરી શકે તેવા માનવપ્રેમનું ઊલટથી ગૌરવ કરે છે :

*'એકેએક છોડતો ચાલ્યો સંધુય*
*એક વહાલ ભૂંડું છોડ્યું ના છૂટે !*
*નમણી કપૂરની ગોટી જલે છે એક*
*હોલવું ત્યાં શગ બીજી ફૂટે !'*

માનવને હૈયું ભરીને ચાહનાર કવિ બાદશાહી મિજાજથી 'ભૂંડું' કહીને વહાલને ઊંચા આસને બેસાડે છે. તળપદી બાનીનો આ શબ્દ પ્રીતની ઉત્કૃષ્ટતાને પડઘાવી રહે છે !

## શેલિ — બસો વર્ષ પછી આજે

**રજનીકાન્ત પચ્ચોળી**

ઓગણીસમી સદીમાં ગુજરાતી કવિતાના નવપ્રસ્થાન ટાણે તે વખતના નવ્ય કવિઓ સામે આદર્શોમાં અઙ્ગ્રેજ કવિ શેલિ મુખ્ય હતો. રાજકીય સ્વાતન્ત્ર્યની મથામણ, સમાજ સુધારો, વ્યક્તિ સ્વાતન્ત્ર્ય, સ્ત્રીપુરુખનો આદર્શપ્રેમ એ'વી બધી સમસ્યાઓનો ઝળહળતો ઉકેલ ત્હેમને શેલિની કવિતામાં મળી રહેલો. એ રીતે આધુનિક ગુજરાતી કવિતાનો શેલિ એક રીતે પૂર્વસૂરિ કહેવાય.

અઙ્ગ્રેજી સાહિત્યમાં તો શેલિએ કવિની વ્યાખ્યા જ બદલી નાંખી — ત્હેની પોતાની વિપ્લવી વિચારસરણી અને જીવન શૈલિથી. પહેલાં તો કવિ એક સામાજિક હતો. તે બીજા બધાંનાં મૂલ્યો ઉપર વિષય ગૂંથણી કરતો. ત્હેની આગવી વૈયક્તિક પ્રતિભા તો રોમાન્ટિકયુગના આ મહાન રોમેન્ટિક કવિના લીધે જ ઉપસી — તે એટલે સુધી કે કવિતા એટલે 'કવિ' જે કવે તે, અને કવિ એટલે નવસમાજનો દૃષ્ટા, તત્ત્વવિદ્, સામાજિક અને રાજકીય દૂષણો સામે ઝઝૂમતો ઉગ્ર બળવાખોર. એટલે તો ઘણા શેલિને રાજકીય પ્રશ્નોનો કવિ Political poet ગણે છે. કવિ તો ત્યાંની સંસ્કૃતિયાં હવે આર્ષદૃષ્ટા બને છે. શેલિ કહે છે : Poets are unacknowledged legislators of the world' — જગતના વિધાનકારો તો કવિઓજ છે પણ વિશ્વ ત્હેમને માનતું નથી. શેલિ આ વિશ્વમાં આદર્શ માનવસમાજના સર્જનની કલ્પનાનો કવિ છે અને તે રીતે તે અત્યારના યુરોપીય અને એશિઆઈ રાષ્ટ્રો માટે પણ સઙ્ગત કવિ છે.

રાજકીય અને શાસકીય અત્યાચારોનો વિરોધ, વાડા બાંધી બેઠેલા ધર્મગુરુઓનો વિરોધ, સઙ્કુચિત લગ્નબન્ધનમાં જકડાએલાં અને દુઃખી થતાં સ્ત્રીપુરુષોને સામાજિક લગ્નબન્ધનની બેડીઓ તોડવા પ્રોત્સાહન, ખોટા કૌટુમ્બિક ખ્યાલોમાં રચ્યાંપચ્યાં માબાપોના ત્હેમનાં પુત્રપુત્રીઓ ઉપરના અત્યાચારનો જોશીલો વિરોધ, કોઈ વ્યક્તિ બીજી કોઈ વ્યક્તિ ઉપર અધિકાર જમાવે તેનો ઉગ્ર વિરોધ, ઈશ્વર ભલે અસ્તિત્વ ન ધરાવતો હોય, તો પણ અમે સુખી સમાજ સરજી શકીએ છીએ તેવી દૃઢ શ્રદ્ધા, વિશ્વનાં સર્વ દુઃખિયાં જન માટે અનુકમ્પા અને ત્હેમના માટે જીવના જોખમે પણ કરી છૂટવાની વૃત્તિ — આ બધાં શેલિના જીવન અને કવનનાં મુખ્ય ધારક બળો છે. પછી આ'વી આદર્શ દુનિયાનો વ્યવહાર કેમ ચલાવાશે ? તો શેલિનો

ઉત્તર છે : પ્રેમથી અને કલ્પનાથી. જો ત્હમે સામી વ્યક્તિને પ્રેમથી જીતો તો ત્હમારા અને ત્હેના વચ્ચે કોઈ ઘર્ષણનો પ્રસઙ્ગ રહેશે જ નહીં, કેમ કે આ પ્રેમ બલિદાન ઉપર બન્ધાયેલો છે. પ્રેમી એટલે ઉદાર દાતા - પ્રિય પાત્ર માટે પ્રેમી પ્રાણ પણ ન્યોચ્છાવર કરી દે. અને બીજું તત્ત્વ છે કલ્પના. જો ત્હમારામાં કલ્પના હોય તો ત્હમે સામી વ્યક્તિના દષ્ટિબિન્દુથી જીવનને જોઈ શકો. ત્હેને ત્હમારા વર્તનથી કેવું દુઃખ થશે તે કલ્પી શકો અને ત્હમારું ત્હેની સાથેનું વર્તન તે રીતે સુધારી શકો. જો આમ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે કલ્પનાપૂર્ણ પ્રેમભાવ રહે તો પછી બધો સમાજ અને રાજ્ય પણ પરસ્પરના સદ્ભાવથી જ ચાલે અને કોઈને કંઈ દુઃખ જ ન રહે !

અને શેલિએ આ વિચારો ત્હેના જીવનમાં મૂકીને પણ બતાવ્યા છે. ત્હેની પહેલી પત્ની હેરિએટ વેસ્ટબ્રુકને તે પરણ્યો કેમ કે ત્હેને ત્હેના દારુપીઠાના સઞ્ચાલક ક્રૂર પિતાથી છોડાવવી હતી. શેલિ ત્હેના પ્રેમમાં નહોતો તે તો ત્હેના આદર્શના પ્રેમમાં હતો. પછી બન્ને તરત જ, અને હજી તો તેઓ વીશી પણ વટાવી ગયાં ન હતાં, — આયર્લેન્ડ ગયાં. ત્યાંના રોમનકેથલિક ખેતમજૂરોને તે વખતના અઙ્ગ્રેજ એઙ્ગ્લિકન ધર્મવાળા જમીનમાલિકો દુઃખ દેતા હતા. આ દુઃખમાંથી ત્હેમને છોડાવવા અને નવજીવનનો માર્ગ સૂચવવા શેલિએ પોતાના ઘરેથી મળતા ખર્ચના પૈસામાંથી પત્રિકાઓ છપાવી અને ત્યાં વહેંચવા માંડી. બન્ને આપણા આજના સક્રીય રાજનીતિક આદર્શઘેલા જુવાન જેમ.

શેલિ (૧૭૯૨-૧૮૨૨) સુખી સમ્પન્ન બેરોનેટ કુટુમ્બમાં જન્મ્યો હતો. ત્હેના દાદા બેરોનેટ અને ત્હેમના મોટા પુત્રનો પુત્ર શેલિ વારસાગત બેરોનેટ બને તે'વી શક્યતા હતી. પણ શૈલી તો આવી પરમ્પરાગત સામન્તશાહી જીવન શૈલિનો કટ્ટર વિરોધી નીકળ્યો. તેથી દાદા અને પિતા અત્યન્ત દુઃખી હતા. તે વખતની શાળાઓમાં લેટિન અને ગ્રીક ભાષા અને સાહિત્ય ભણાવાતું, પણ વિદ્યાર્થી શેલિને તો કેમિસ્ટ્રી અને ઇલેક્ટ્રીસિટીના પ્રયોગોમાં રસ હતો. અમુક ભયજનક કેમિકલ બાળીને તે ભડકા પણ કરતો. રજામાં ઘેર ગયો તો આમાં ત્હેણે ઘાસની ગઞ્જી પણ બાળી મેલેલી. ઓક્સફર્ડમાં ૧૮૦૮માં ત્હેણે 'The Necessity of athism' 'નાસ્તિકતાની જરૂરત' ઉપર ન્હાનું પુસ્તક લખ્યું અને ત્યાંના જાણીતા પુસ્તકવિક્રેતાને ત્યાં પોતાના ખરચે છપાવીને વેચવા મૂક્યું. ત્હેમાં તો ભારે ઉહાપોહ થઈગયો. ત્હેણે તે પુસ્તક લખ્યાનો ઇન્કાર કર્યો નહીં. તેથી ત્હેને ઓક્સફર્ડમાંથી કાઢી મૂકવામાં આવ્યો. સન ૧૮૧૩માં ત્હેના આવા અભિપ્રાયોના લીધે ત્હેના હેરીએટ બેસ્ટબ્રુકથી થયેલાં પુત્રપુત્રીને ત્હેની પાસે રાખવાની કોર્ટે પરવાનગી પણ ન આપી.

આવી જીવનની ધુતનથી કણટાળીને શેલિ અને ત્હેની બીજી પત્ની મેરિ વુલ્સ્ટનકાફ્ટ ઇટલીમાં સ્વૈચ્છિક દેશવટે ગયાં. સન ૧૮૧૮થી ૧૮૨૨ સુધી તે ત્યાં રહ્યાં. ત્યાં શેલિ ૧૯૨૨માં મૃત્યુ પામ્યો. ઇટલિમાં ત્હેને બીજા ખ્યાતનામ અઙ્ગ્રેજ કવિ બાયરનની મૈત્રી મળી. બાયરનની જીવનશૈલી શેલિથી સાવ અનોખી હતી. લૉર્ડ બાયરન ઇટલીમાં ઐયાશીપૂર્ણ જીવન વીતાવતો જ્યારે શેલિને તો કુટુમ્બમાંથી મળતા ન્હાના (એલાવન્સ) ઉપર જ જીવવાનું હતું. શેલિ માંસાહારનો વિરોધી હતો. ત્હેનો મુખ્ય ખોરાક ફળ અને રોટી હતાં જે તે ગમે ત્યારે ખાતો. ત્હેના ખીસામાં ગ્રીક કવિ સોફોક્લીસના નાટકોનો ગુટકો હોય અને બ્રેડના ટૂકડા પણ હોય. લેગોર્નના ઇટલિયન બન્દર નજીક તે અને ત્હેનો મિત્ર લૉરેન્સ નૌકાવિહારે ગયા. શું થયું તે ખબર નથી. બે માસ પછી આ બન્નેના મૃત દેહો ખરાબ સ્થિતિમાં મળી આવ્યા. શેલિને જળવિહારનો શોખ હતો પણ તે તરતાં શિખ્યો જ નહોતો ! મૃતદેહો તેમનાં કપડાં ઉપરથી ઓળખાઈ શકાયા.

શેલિએ લખેલાં કેટલાંક કાવ્યો તો વિશ્વકવિતાના વારસાની અમૂલ્ય કૃતિઓ છે. 'The Skylark'માં ઐહિક જીવનની કટુતાને આદર્શના અમૃતમાં ઘોળવાનો ઉત્તમ પ્રયત્ન છે. 'To The West Wind' નવજીવનનું

સ્વપ્ન સાકાર કરે છે. Alastor એલાસ્ટર રાજકીય અને વૈયક્તિક જીવનમાં મેળ બેસાડવા માટેના આદર્શની કલ્પના છે. Promithius unbound માનવજીવનના મહાન સદ્ઘર્ષનું ઊર્મિલ નાટ્યરૂપ છે. પણ શેલિની બ્રહ્મવાદી જીવનદષ્ટિનું ખરું ઉદાહરણ તો કિટ્સના મૃત્યુ ઉપર ત્હેણે લખેલા કરુણ પ્રશસ્તિ કાવ્ય Adonis માં મળે છે :

Life

*Like a dome of many coloured glass*
*Stains the white radiance of eternity.*

જિન્દગી

*શીશ-ગુમ્બજ સમાન જિંદગી*
*વર્ણથી વિવિધ શાશ્વતીતણી*
*શ્વેત દીપ્તિ કરતી 'ભિરઞ્જિત.*

આ શ્વેત દીપ્તિ તે જીવનપારનું પરમસત્ય બ્રહ્મ છે. જીવન તો સપ્ત રઙ્ગી કાચના ગોળા જેવું છે. ખરું નવજીવન તો જીવન બહાર છે. મૃત્યુ તો 'Mystagogue' જીવનબન્ધનથી છોડાવનાર બન્ધુ છે. આ બધાં જીવન સત્યો શેલિને હજીયે આપણા જીવનને સઙ્ગત કવિ તરીકે ગણાવે જ છે.

(શેલિની દ્વિશતાબ્દિ નિમિત્તે વિશ્વકવિતા કેન્દ્ર અમદાવાદ-માં આપેલા વ્યાખ્યાનનો સઙ્ક્ષેપ)



ગતાઙ્કમાં રહેલા મુદ્રણદોષોની શુદ્ધિ

| પાનું | પઙ્ક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૧૩ | શીર્ષક | પ્રોષિતભર્તૃકા |
| ૧૬ | ૮ ગુલાબક્યારી | લલકાર |
| ૧૬ | ૧૩ ગુલાબક્યારી | સપનપાંદડી |
| ૨૦ | ૧૯ શેલીને | પૃથવી |
| ૨૧ | ૧૦ ઈઙ્ગ્લેણ્ડ ૧૮૧૯ | કનક'શથી (કનક+આશથી) |
| ૨૨ | ૩ સઙ્ગીત પામે લય | ભલે જાય વિલાઈ |
| ૨૭ | ૩ શૈશવ | મહકે |
| ૨૮ | ૩ વરસાદી તડકો | કલરવને |

# પ્રારબ્ધને કવિનું રમ્ય આહ્વાન

દેવેન્દ્ર દવે

## કવિની હથેળી

ભાનુપ્રસાદ પણ્ડ્યા

આલેખાઈ સ્વજન તણી ઝાઝી ઉપેક્ષા, અવજ્ઞા
અજ્ઞાઈ છે શબદજગના સાથીઓની, ઉપાડે
બીડું વિશ્વે સમજ વધુ સંવર્ધવા, કિન્તુ સામે
ઝીંકાવાની હર કદમ પે ગેરખ્યાલોની ઝઝ્ઝા !

એકે રેખા અનુકૂળ 'પહાડો' પ્રતિ ના જતી, ને
હમ્ફાવી દે જીવનભર એવાં ચઢાણો લખ્યાં, શ્રી
રૂઠેલી રહે, પ્રણય તણી છાયા મળે ત્યાં વિલાયે,
જીવ્યે જાવું સહુની વચમાં એકલાં-કહે હથેળી !

તોયે ભાલે પ્રતિદિન નવું ભોર ભાખ્યાનું સુખ
આ વચ્ચાતું ! ઋતુઋતુ તણી કૈં મુલાકાત મીઠી,
ટ્હૌકાઓનાં ઇજન, ફૂલના આવકારો, નિશાની
છાની વાતો, સમ હૃદયની મૂક શાબાશી લાભે !

એમાં કાળે સતત ભૂંસવા નામ ત્હારું મથ્યાની
મિથ્યા ચેષ્ટા પણ લકીર થૈ કેવી ગૈ કોતરાઈ !

('કુમાર', ઓગસ્ટ-૧૯૭૬)

કાવ્યનાં વિવિધ સ્વરૂપો ગુજરાતી સાહિત્યમાં પ્રયોજાતાં રહ્યાં છે. આ સર્વ અભિવ્યક્તિરૂપો કવિની આન્તર આવશ્યકતા અનુસાર યોજાય છે. અત્યારે ગીત, ગઝલ અને પદ્યમુક્ત રચનાઓ વિપુલ પ્રમાણમાં કેટલીક સશક્ત કલમો વડે સારો ઘાટ પામતું રહ્યું છે. સ્વ. બચુભાઈ રાવત તો સૉનેટના આશક હતા. તેમનાં પ્રેરણા-પ્રોત્સાહનથી પણ આપણું સૉનેટ નવોન્મેષ સાધતું રહ્યું છે. સૉનેટનાં કેટલાંક આસ્વાદ્ય સ્થાનો પર દૃષ્ટિપાત કરીએ.

'કુમાર' ઓગસ્ટ-૧૯૭૬માં પ્રકટ થયેલું સૉનેટ 'કવિની હથેળી'. જ્યોતિષશાસ્ત્ર કવિસંવેદન બનીને સૉનેટના ભાવમરોડમાં રજૂ થાય છે. કાવ્યનો ઉપાડ સ્વજનોની ઉપેક્ષાથી થાય છે. જ્યોતિષશાસ્ત્ર હથેળીની રેખાઓના વિવિધ વળાંકો, સ્થાનો આદિને અનુલક્ષીને જીવનની કેટલીક આગાહીઓ કરે છે. કવિની હથેળીમાં રેખાઓ કેવી રીતે અંકિત થઈ હોય છે ? અહીં કોઈ વિશિષ્ટ વ્યક્તિકવિ નહિ, પણ કવિસામાન્યની હથેળીમાં રેખાઓ દ્વારા કેવું ભાવિ ફલિત થાય છે, તેને કવિએ ત્રણ ચતુષ્કોમાં સંવેદનવિકાસ દ્વારા નિરૂપિત કર્યું છે. ત્હેમાં શબ્દજગતના સાથીઓ દ્વારા સર્જકમિત્રોની અવજ્ઞા પણ દર્શાવે છે. કવિને સ્વજનો - લોહીના તેમ જ શબ્દના બન્ને સાચી રીતે સમજી ન શકતાં, નિર્માણ થયેલી પરિસ્થિતિ પ્રવાહી વાણીમાં વહે છે. વિશ્વમાં ચાલતી વ્યવસ્થા સામે સમજ વધુ દર્શાવવા બીડું ઉપાડે છે તો સામે તુરત જ ગેરખ્યાલોની ઝઝ્ઝાનો સામનો કરવો પડે છે.

'હાય રે કવિ તારું કારમું જીવવું' — શ્રી ઉશનસ્ પણ આવી મથામણભરી જીવનયાત્રાનો નિર્દેશ કરે છે, જે કવિઓ — ઉમર ખય્યામ, 'ગાલિબ', તુલસીદાસ, મીરાંનાં જીવન જોતાં વર્તાય છે. રોમાંરોલાંએ ક્યાંક કહ્યું છે, 'પ્રત્યેક મહાન સર્જક એકલો હોય છે; એ અનેક ગેરસમજોનો ભોગ બનતો હોય છે.'

શ્રી એટલે લક્ષ્મી 'રૂઠેલી' રહે છે તેમ અભિવ્યક્ત કરતાં કવિ સરસ્વતીના ઉપાસકની પ્રતિકૂળ સ્થિતિને, તો બળબળતા મરુભોમમાં પ્રણયની છાયા મળે ત્યાં

જ વિલાઈ જાય છે તેવા ભાવપ્રકર્ષ સાથે આગળ વધે છે, આમ સતત સઙ્ઘર્ષ વચ્ચે, સહુની વચમાં એકલા જીવવાનું નસીબમાં નિર્મિત થયું છે. એવા વિરોધ દ્વારા વાસ્તવદર્શનનું નિરૂપણ કરે છે. અલબત્ત, હથેળીના માધ્યમથી વ્યઞ્જિત થતું આવે છે.

પ્રથમ અને દ્વિતીય ચતુષ્ક સુધીની કવિની યાત્રા હથેળીમાં જીવનના ઝઞ્ઝાવાતી સ્વરૂપનું આલેખન થયું છે, પરન્તુ નવમી ને મહત્ત્વની પઙ્ક્તિથી કવિની હથેળી ગુણપક્ષ પ્રતિ વહે છે જે સૉનેટસહજ વળોટમાં ઉપયોગી મહત્ત્વનું કાર્ય કરે છે. પ્રત્યેક દિન નવું ભોર ભાળ્યાનું 'સુખ' આ વગ્યાય ! અહીં આશાનો ઝબકારો આપણને દૃષ્ટિગોચર થાય છે. ઋતુઋતુની મીઠી મુલાકાતો કવિને માણવાનું સૌભાગ્ય સાંપડે છે. પઙ્ખીના ટૌકાઓનાં આમન્ત્રણો કવિને કદી ઉદાસ કે એકલા પડવા દેતા નથી. વળી વિવિધ ફૂલોની રઙ્ગબિછાત તે માણે છે. રાત્રિની છાની વાતો — તમરાં-કંસારી વગેરેની સઘળી વાતો — સાંભળવાનું કાર્ય તો કવિનો 'કાન' જ કરી શકે ! સમહૃદય જે ક્યારેક કવિની વિરલ સિદ્ધિપ્રાપ્ત ક્ષણોને માણીને 'મૂક' શાબાશી અર્પતું હોય છે તે પણ નજરે ચડે છે ! આમ અન્ય કોઈના નસીબમાં જે સુખ નથી તે નિર્દોષ આનન્દને કવિ જ માણી શકે. અર્થાત્ બન્ને ચતુષ્કના ભાવની સામે વળાંકરૂપે ત્રીજા ચતુષ્કમાં પ્રયોજાયેલ કવિના પરમ સૌભાગ્યને આ કવિએ સન્તુલિત કર્યું છે !

કાવ્યની ગતિ અન્ત તરફ જતી વખતે સરસ ઊર્મિઉછાળ આપે છે; કાળ જે કવિનું અમર નામ છે ત્હેને ભૂંસવાની મિથ્યા ચેષ્ટા કરે છે ત્હેની લકીર હથેળીમાં કોતરાયેલી દેખાય છે ! આમાં કવિની સમય સામેની જીત ચારુતાપૂર્વક દર્શાવાઈ છે !

કાવ્યમાં સહજ એવો વિરલ જિજ્ઞાસા ઉત્પન્ન કરતો ભાવ ખૂબ જ સુન્દર રીતે રજૂઆત પામ્યો છે, જે આપણને છેવટ સુધી સ્પર્શી રહે છે. કલાની પ્રમાણભૂત ખાસિયત જ એ છે કે તે ભાવકને ત્હેની સુન્દરતામાં તલ્લીન કરે છે, લયલીન કરે છે.

આપણે ત્યાં લખાતાં સૉનેટોમાં એક વિશિષ્ટ છાપ ઊભી કરી ત્હેવું આ સૉનેટ પણ કવિનું નામ કાળ સતત ભૂંસવાની મિથ્યા ચેષ્ટા કરે તોપણ ન ભૂંસાય ત્હેવું નથી લાગતું ? મન્દાક્રાન્તા છન્દનો લય પણ અહીં કાવ્યસંવેદનને વેધક રીતે મૂર્ત કરી આપે છે. ❑

## સામઞ્જસ્ય

આપણે જ્યારે જગતને તેની કેવળ કોઈ એક બાજુથી જોઈએ છીએ ત્યારે ગતિ અને આઘાત અને વિનાશ જ જોઈએ છીએ, પરન્તુ સમગ્રને જ્યારે જોઈએ છીએ ત્યારે સ્થિર સામઞ્જસ્ય જોવા મળે છે. એ સામઞ્જસ્ય જ જે शान्तम् शिवमद्वैतम् છે તેનું સ્વરૂપ છે, જગતમાં જે સામઞ્જસ્ય છે તે शान्तम् છે, સમાજમાં જે સામઞ્જસ્ય છે તે शिवम् છે, અને આત્મામાં જે સામઞ્જસ્ય છે તે अद्वैतम् છે.

રવીન્દ્રનાથ ઠાકુર

# અસ્તિત્વહીનતાની શક્યતાઓની તપાસ : 'કિમ્ અધુના ?'

ડૉ. નવીન પટેલ

[કિમ્ અધુના ? : ડૉ. નિખિલ ખારોડ, પ્રકા. : ડૉ. નિખિલ ખારોડ, ૨૩-૨૪, વિદ્યાનગર સોસા., ... કરમસદ, વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦, પ્ર. આવૃત્તિ : મે-૧૯૯૨, કિં. ?]

'કિમ્ અધુના ?' કાવ્યસંગ્રહના નામકરણમાં પ્રશ્નાર્થ પાછળ કોઈક સંકેત પ્રકાશિત થાય છે ? એવો ખ્યાલ આપવાનો કવિનો દૃષ્ટિકોણ હોઈ શકે. આ કાવ્યસંગ્રહમાં કુલ બેતાળીસ કાવ્યોનો સમાવેશ નિખિલ ખારોડે કર્યો છે. છેલ્લાં ચાર કાવ્યોને અનુક્રમે શીર્ષકો 'લીવરપુલ' 'આત્મબોધ-૧ અગરિયા' 'આત્મબોધ-૨ શિકાર', 'આત્મબોધ-૩' આપેલાં છે. બાકીનાં શીર્ષકહીન કાવ્યો પાછળ કવિ કોઈ આધુનિક ફૅશનના ભ્રમમાં છે કે વિષયની એમનામાં અનિશ્ચિતતા છે ? શીર્ષક હોય કે ન હોય ખરેખર એમાં કાવ્ય બનવું જોઈએ. શીર્ષક એકન્દરે કાવ્ય સમજવા ચાવી રૂપ તો છે જ છે.

આધુનિક કવિતાના સંદર્ભમાં કહીએ તો શીર્ષકની શી જરૂર છે ? કાવ્ય વાંચીએ એમ જ સમજાય ! બીજી બાજુ એમ પણ કહેવાય કે કાવ્ય સમજવાની પણ શી જરૂર ? એ તો મનમાં જ હોય છે. આધુનિકતા છેતરામણી હોવી જોઈએ. અલબત્ત શીર્ષકની મૂંઝવણ એ આધુનિક કાવ્યનું એક પાસું છે.

ડૉ. નિખિલ ખારોડ તબીબી નિષ્ણાત હોવાને નાતે તેમનામાં બારીકાઈથી શારીરિક નિરીક્ષણ કરવાની શક્તિ છે અને તેનું તેઓ અસ્તિત્વની અભિવ્યક્તિમાં રૂપાન્તરણની સૂઝથી સ્થાપના કરે છે. ક્ષુલ્લક વસ્તુઓનું શરીર સાથે અનુસન્ધાન કરીને કવિ એનું કોઈક નવું જ રૂપાન્તરણ કરવા મથે છે. એમાંથી આગવું સંવેદન ઉપસાવવાની મથામણ કરે છે. કાવ્ય નં.૧માં ભીંત પર ચોંટેલી રંગની પોપડીને પોતાના શરીર સાથે કવિ કે કાવ્યનાયક જોડીને નવું સંવેદન પ્રગટાવે છે. આંખ પર પેલી પોપડી પડતાં આસપાસનું વાતાવરણ તેને એક કણ જેટલું ઓછું દેખાય છે. દૃષ્ટિની સાધારણ મર્યાદા ઘણો મોટો ફેરફાર લાવે છે. ભીંત પર હાથ ફેરવતાં ભીંત લિસ્સી સપાટ લાગે છે. પણ પેલી પોપડી હાથમાં ચોંટેલી જ રહે છે. આવી નજીવત્ વસ્તુઓ નવીનો ઘણી વાર પીછો છોડતી નથી. છોકરાની પિપૂડી વગાડવા વિશેનું કાવ્ય નં-૩માં શરીર માધ્યમ દ્વારા જાતીયતાનો ગુણભાર કવિ નિરૂપે છે. કાવ્યના અન્તમાં છોકરાની વિચિત્રતા અને રુગ્ણતા જ સાંપડે છે. માટે કવિ કહે છે :

*'અત્યારે હું આ પપૂડી*
*તો વગાડું જ છું*
*છોકરું ચગળવા કરતાં*
*તેની પપૂડી વગાડવી સારી*
*પૂઊ... પૂઊ... પીપ્પુ...*
*પૂઊ... ઊ ... ઊ ...''*

આમ પૂઊ... સ્વરોચ્ચારથી સેક્સની માત્રાઓની પોકળતા દેખાઈ આવે છે. સેક્સ-સબ્લિમેશનનો આ એક આયતને છે. કોઈકે એ જ વાત સીધી રીતે કહી છે, ''sublimated activities are thus presented as desexualized or aiminhibited.'' આ સેક્સ જુદા પ્રકારનો અવરોધ છે. આવા પરિસ્થિતિ આલેખો નિખિલ વર્ણવે છે. પવનના ભિન્નભિન્નરૂપો કાવ્ય નં.૨૦માં તે વર્ણવે છે. નૈસર્ગિકતા અને કૃત્રિમતાનો ભેદ સ્પષ્ટ કરવા મથે છે.

રચના નં.૧૨માં વાણીનાં પરિવર્તનશીલ રૂપો દર્શાવીને કવિ અટકી જાય છે. અને ત્હેનું કેન્દ્રસ્થાન શરીર હોય એવું ત્હેમને અભિપ્રેત છે, પણ અનુસન્ધિત થતું નથી. વાણીનું સ્વરૂપાન્તરણ કરવાની પ્રક્રિયામાં ક્યાંક કસર રહી જતી લાગે છે. જ્યારે રચના નં.૧૫માં સ્વરૂપાન્તરણ પ્રક્રિયા ચુસ્તપણે પ્રગટે છે. કાવ્યનો ઉઘાડ માણવા જેવો છે :

*"કોરુંધાકોર*
*આકાશ*
*બપોરે ઓગળીને*
*પટકાયું જમીન પર*
*મ્હારા પગનાં આંગળાંમાં*
*પ્રવેશ્યું*
*અને ધસી ગયું*
*લોહી વાટે*
*શરીરના કોષોમાં."*

આ શરીરને પણ હાડપિંજરમાં ફેરવી નાખે એવું કયું આકાશ હોઈ શકે ? આ જાતીયતાનું ઓગળવું એ ઘટના આકાશ ઓગળવા બરોબર જ છે. નિખિલ સતત શરીર પાસે વારે વારે કાવ્યે કાવ્યે આવીને અટક્યા કરે છે. ત્હેનો વ્યવસાય શારીરિક નિદાનનો હોવાથી અસંખ્ય દેહો ફેંદી ફેંદીને એ'નું સંવેદન શરીરને લગતું જડબેસલાક થઈ ગયું છે. કાવ્ય નં.૧૬માં આ જ બાબતની બારીક ગૂંથણી વર્તાય છે. જુઓ :

*"જાણે કે*
*હમણાં જ પાટા ઊખડી પડશે તેમ*
*ઊખડબાખડ અવાજે*
*ધસી જતી ટ્રેન*
*મ્હારા કાનમાં*
*મેલની પોપડી બનીને*
*દટાઈ ગઈ.*
*એક પછી એક*
*મેલની પોપડીઓનો*
*ખડકલો થયો*
*ને કાનમાં સણકા ઊપડ્યા."*

આ કવિનું અસ્તિત્વ વિશેનું કોજિટેશન (ગહન મનન) છે. પરન્તુ એ કાવ્યકોટિએ પહોંચે છે કે નહીં, એ પ્રશ્ન છે. અલબત્ત પ્રસ્તાવનામાં ડૉ. પ્રમોદકુમાર પટેલે એ બાબત ટાળી છે. નં.૨૨માં કાવ્યનાયકના મનની અસ્તિત્વમૂલક ભીષણતા આ રીતે પ્રગટી છે :

*'પાટાની આજુબાજુમાંના*
*ગટરિયા પાણીની અરધીપરધી દુર્ગન્ધમાં*
*ગળાડૂબ બેઠો છું*
*ટ્રેનના ડબ્બામાં*
*મુસાફરીની ટિકિટ વગર.'*

રચના નં.૨૫, ૨૯, ૩૧, ૩૩, ૩૬, ૩૮, ૪૦, ૪૧, ૪૨માં અસ્તિત્વની હયાતીની સાચી ઢબો (modalitics of bcing) દેખાય છે. પરન્તુ એ ઢબોની પાર ચાલ્યા જવું એ જ કવિકર્મ છે.

૪૦, ૪૧, ૪૨ અનુક્રમે 'ખારાઘોડા-૧ અગરિયા', 'ખારાઘોડા-૨ ઉડાન', 'ખારાઘોડા-૩'માં ઉત્તર-ગુજરાતના ખારાઘોડા વિસ્તારના અગરિયાઓનું ફિતૂર અસ્તિત્વ પ્રગટે છે. એ પ્રજા તેઓના જીવનની વિષમતા, દીનતા સામે સઙ્ઘર્ષ કરી રહી છે. આ કરુણ વાસ્તવિકતા જ ત્હેમની જીવનદૃષ્ટિ બની જાય છે. ગાંધીયુગીન કવિની વાસ્તવિકતા અને આ વાસ્તવિક આલેખનમાં શો ભેદ છે ? કયો આધુનિક નવી રીતિનો આકાર અહીં પ્રગટે છે ? Dyncmic cvcnt તો કોઈ પણ ફેંકી દેવા જેવી કૃતિમાં પણ હોઈ શકે. જોકે 'કિમ્ અધુના ?'ના કવિ બીઈઙ્ગ સાથે નથીઙ્ગનેસની શક્યતાઓની તપાસ કરે છે. એ તપાસ સાચી દિશામાં છે. જારી રહો !



## મેરમને કોઈ મનાવો

મનાવીને મો'લે લાવો રે
મેરમને કોઈ મનાવો.
ચોળ મજીઠી ચૂન્દડી, માંઈ કસુમ્બી રઙ્ગ,
અળગા રઈ વાતું કરે, અભડાશે માંઈલાં અઙ્ગ રે.

રાધા હાલે તલખતાં, નૈણે નીર ન માય,
નન્દબાવાનો બેટડો રિસાવીને ચાલ્યો જાય રે.

સામળા કારણ સ્વાઙ્ગ ધેરી, પેરું ભગવો વેશ
એમ કરતાં હરિ નંઈ માનો તો વેરાગણ થઈ ત્યાગું દેશ રે.

અડધી રાતનાં જગાડિયાં, પ્રભુજી આવ્યા પાસ,
દાસી જીવણ ભજે ભીમને, પૂરો મ્હારા અન્તરની આસ રે.

દાસી જીવણ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર ૨૦૫૦ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૧૭

ૐ રસાત્મકમ્



ૐ અનુવાદ



ૐ શિશુલોક



ૐ વિમર્શ



ૐ આસ્વાદ



ૐ અવલોકન




**તન્ત્રી**

ધીરુ પરીખ

**સલાહકાર**

રાજેન્દ્ર શાહ ❊ નિરઞ્જન ભગત

**સહયોગ**

વ્રજલાલ દવે, નલિન રાવળ,
જગદીશ ત્રિવેદી, માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300352

શિશિર વિ. સં. ૨૦૫૦ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ઊછરતા લેખકોને

જે વર્ગને ખાસ ધ્યાનમાં રાખીને આ નિબન્ધ લખું છું તે ઊછરતા લેખકોને સ્પષ્ટ જણાવીશ કે — ભાઈઓ, ત્હમે પદ્યરચનામાં એકદમ મ્હારી કે શ્રી. ખબરદારની કે શ્રી. ન્હાનાલાલની નિકલ કરવા ન જશો. અને કદાચ અમારે પગથિયે ચડવાનો ત્હમે નિશ્ચય જ કરો, તો તે પહેલાં જરા વધારે તૈયારી કરો તો સારું. પ્રથમ ત્હમે રૂઢ નિયમો પાળી પાળીને હાથ બેસાડો. એ નિયમોને પાળતાં પાળતાં તે પાછળના સત્ત્વની ઝાંખી કરતા થાઓ. પર-પ્રત્યયને ડગલે ડગલે પૂરા વિશ્વાસથી, અનન્ય વફાદારીથી ચાલનાર સૈનિકની મૂઢતામાં જ પારંગત થાઓ. એમ કરતાં કરતાં, ખાતરી આપું છું કે, લાયક હશો તો ત્હમારું પોતાનું નેત્ર ઊઘડશે, ત્હમારો પોતાનો કાન સૂક્ષ્મતર થશે. આ પ્રમાણે સ્વતન્ત્રતાને યોગ્ય થયા પછી સ્વતન્ત્રતા લેવા માંડજો.

('કવિતાશિક્ષણ'માંથી)

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

# કવિલોક ટ્રસ્ટ

'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

## વિશ્વકવિતાના ગ્રન્થો, કવિઓના અવાજની કેસેટો, કાવ્યોની હસ્તપ્રતો, કવિઓનાં સ્મૃતિચિહ્નો તથા કાવ્યપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, વ્યાખ્યાનો, સંશોધન, અધ્યયન, અધ્યાપન માટે મકાન તથા સાધન-સામગ્રી-ફણ્ડ માટેની અપીલ

'કવિલોક'ની સ્થાપના ૧૯૫૭માં મુંબઈમાં કરવામાં આવી હતી. ૧૯૫૭ પૂર્વે કેટલાક સમયથી મુંબઈમાં રાજેન્દ્ર શાહ અને અન્ય કવિમિત્રો તથા કવિતારસિકોનું અનૌપચારિક મિલન થતું હતું. એમાં કવિલોકની ઔપચારિક સ્થાપનાની પ્રેરણા હતી. આરમ્ભમાં કવિમિત્રો-સવિશેષ નવોદિત કવિમિત્રો-ની કાવ્યકૃતિઓનું પ્રકાશન અને કવિતારસિકોની રસરુચિનું પ્રોત્સાહન જ 'કવિલોક'નો મુખ્ય ઉદ્દેશ હતો. આ માટે ૧૯૫૭માં મુંબઈમાં 'કવિલોક' દ્વિમાસિકનો આરમ્ભ કરવામાં આવ્યો હતો. ઉપરાંત કાવ્યસઙ્ગ્રહોનું પ્રકાશન તથા કાવ્યસત્રોનું આયોજન પણ કરવામાં આવ્યું હતું.

૧૯૭૮માં 'કવિલોક'ના કવિમિત્રોએ વિચાર્યું કે 'કવિલોક'નું ટ્રસ્ટ રચવામાં આવે તો પ્રકાશન અને પ્રોત્સાહન ઉપરાંત કવિતા અઙ્ગેની અન્ય અનેક પ્રવૃત્તિઓ પણ કરી શકાય. આ માટે ૧૯૭૯માં 'કવિલોક ટ્રસ્ટ'ની સ્થાપના કરવામાં આવી હતી. 'કવિલોક' દ્વિમાસિકનો વ્યાપવિસ્તાર, કાવ્યસઙ્ગ્રહો ઉપરાંત કવિ અને કવિતા અઙ્ગેના ગ્રન્થોનું પ્રકાશન, વિશ્વકવિતાનું ગ્રન્થાલય, કવિઓના અવાજની કેસેટો તથા કાવ્યોની હસ્તપ્રતોનો સઞ્ચય, કવિઓનાં સ્મૃતિચિહ્નોનો સઙ્ગ્રહ, કાવ્યસત્રો ઉપરાંત પરિસંવાદો, કાવ્યશિબિરો, કાર્યશાળાઓ, કવિતાપઠન, કવિઓ તથા કવિતા અઙ્ગેની વ્યાખ્યાન-શ્રેણીઓ અને સંશોધન-અધ્યયન-અધ્યાપન પ્રવૃત્તિનું આયોજન 'કવિલોક ટ્રસ્ટ'નો મુખ્ય ઉદ્દેશ હતો. આ માટે 'કવિલોક' દ્વિમાસિક ૧૯૭૦થી અમદાવાદમાંથી પ્રગટ થાય છે અને તેનો વ્યાપવિસ્તાર કરવામાં આવ્યો છે. કાવ્યસઙ્ગ્રહોનું પ્રકાશન તથા કાવ્યસત્રોનું આયોજન વિશેષ પ્રમાણમાં કરવામાં આવ્યું છે. વિશ્વકવિતાના થોડાક ગ્રન્થોનો ભેટરૂપે સ્વીકાર કરવામાં આવ્યો છે. કાવ્યપઠન અને કવિઓ તથા કવિતા અઙ્ગેની વ્યાખ્યાનશ્રેણીનું આયોજન કરવામાં આવ્યું છે.

હવે ભવિષ્યમાં વિશ્વકવિતાના સૌ મહત્ત્વના ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય કરવાની ટ્રસ્ટની મહત્ત્વાકાઙ્ક્ષા છે. આજે જગત આર્થિક, રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક એમ અનેક સન્દર્ભમાં વધુ ને વધુ નિકટ આવતું જાય છે ત્યારે એક પ્રજા તરીકે ગુજરાતીઓએ વિશ્વકવિતાનો એટલે કે માત્ર ભારતની જ નહીં પણ વિદેશોની પણ અનેક ભાષાઓની કવિતાનો વધુ ને વધુ આત્મીય પરિચય કરવો રહ્યો. આ માટે ગુજરાતમાં, વિશેષ તો ગુજરાતની સાંસ્કૃતિક રાજધાની અમદાવાદમાં, જગતની એકેએક ભાષાની - પ્રાચીન-અર્વાચીન-કવિતાના મહત્ત્વના સૌ ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય હોય એ અત્યન્ત આવશ્યક છે. આજે ગુજરાતમાં ક્યાંય આવો સઞ્ચય નથી. એટલે ગુજરાતમાં 'કવિલોક ટ્રસ્ટ' દ્વારા આવો સઞ્ચય ન થાય તો પછી કોની દ્વારા થાય ? 'કવિલોક ટ્રસ્ટ'નો તો આ વિશેષ ધર્મ છે. 'કવિલોક ટ્રસ્ટ' પાસે વિશ્વકવિતાના અસઙ્ખ્ય ગ્રન્થોનો સઙ્ગ્રહ હોવો જોઈએ. ઉપરાંત કવિઓના અવાજની કેસેટો, કાવ્યોની હસ્તપ્રતો, કવિઓનાં સ્મૃતિચિહ્નોનો સઙ્ગ્રહ પણ હોવો જોઈએ. વળી કવિતાપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, કાર્યશાળાઓ, કવિઓ તથા કવિતા અઙ્ગેનું સંશોધન, અધ્યયન, અધ્યાપન આદિનું આયોજન કરવાની પણ 'કવિલોક ટ્રસ્ટ'ની મહત્ત્વાકાઙ્ક્ષા છે.

'કવિલોક ટ્રસ્ટ' પાસે આ સૌ પ્રવૃત્તિઓ માટે અનુકૂળ એવું એક મકાન તથા અન્ય સાધન-સામગ્રી હોય એ આવશ્યક છે.

સૌપ્રથમ તો આ મકાન માટે અનુકૂળ જમીન હોય એ અનિવાર્ય છે. અમને જણાવતાં આનંદ થાય છે કે

આવી જમીનનું સમ્પાદન કરવાના પ્રયત્નો ચાલુ છે અને ટૂંક સમયમાં જ આ પ્રયત્નો સફળ થશે એવી અમને શ્રદ્ધા છે.

'કવિલોક ટ્રસ્ટ' પાસેં આ મકાન તથા અન્ય સાધન-સામગ્રી માટે દાન દ્વારા એક ફણ્ડ રચવાનો કાર્યક્રમ છે. એથી 'કવિલોક ટ્રસ્ટ' ગુજરાતની તેમ જ દેશવિદેશના અન્ય પ્રદેશોની સંસ્કારપ્રેમી અને કવિતારસિક પ્રજા સમક્ષ મોટી રકમનાં દાન માટે ટહેલ નાખે છે. અમને શ્રદ્ધા છે કે દાતાઓ ઉત્સાહ અને ઉદારતાપૂર્વકના પ્રતિભાવ દ્વારા 'કવિલોક ટ્રસ્ટ'નો આ કાર્યક્રમ સફળ કરવામાં અમને સદ્ભાવ તથા સહકાર આપશે.

મકાન તથા અન્ય સાધન-સામગ્રીની વિગતો આ પ્રમાણે છે :

**મકાન :** ગ્રન્થોના સઞ્ચય માટે એક વિશાળ ખણ્ડ. કેસેટોના સઞ્ચય માટે એક ખણ્ડ, હસ્તપ્રતો તથા સ્મૃતિચિહ્નો માટે એક ખણ્ડ, કાવ્યપઠન, કાવ્યસત્રો, પરિસંવાદો, કાર્યશાળાઓ, વ્યાખ્યાનશ્રેણિઓ માટે એક વિશાળ ખણ્ડ, સંશોધન, અધ્યયન, અધ્યાપન માટે એક ખણ્ડ, કાર્યાલય માટે એક ખણ્ડ.

**સાધન-સામગ્રી :** વિશ્વકવિતાના ગ્રન્થોનો એક વિશાળ સઞ્ચય, જેમાં ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, માગધી, પ્રાકૃત, વ્રજ, મૈથિલી, બઙ્ગાળી, અસમિયા, ઉડિયા, હિન્દી, ગુરુમુખી, કાશ્મીરી, ડોગરી, રાજસ્થાની, સિન્ધી, ઉર્દૂ, નેપાળી, તમિલ, તેલુગુ, કન્નડ, મલયાલી, અંગ્રેજી, તિબેટી, સિંહાલી આદિ ભારતીય ભાષાઓ તથા ગ્રીક, લૅટિન, અંગ્રેજી, ફ્રેન્ચ, સ્પેનિશ, જર્મન, ઇટાલિયન, રશિયન, સ્લાવ, સ્કેન્ડિનેવિયન આદિ યુરોપી ભાષાઓ તથા જાપાની, ચીની, બર્મીઝ, કોરીઅન, વિએટનામી, ફારસી, અરબી આદિ એશિયાની ભાષાઓ અને સ્વાહીલી આદિ આફ્રિકાની ભાષાઓના સૌ મહત્ત્વના કાવ્યગ્રન્થો હશે. ઉપરાંત કવિતા, વિવેચન, કવિજીવન, કવિપત્રો અઙ્ગેના ગ્રન્થો તથા કવિતા અઙ્ગેનાં સામયિકો પણ હશે. ગુજરાતી ભાષાનાં કાવ્યોની હસ્તપ્રતો તથા ગુજરાતી ભાષાના કવિઓનાં સ્મૃતિચિહ્નો, ગુજરાતી ભાષાના કવિઓના અવાજની કેસેટો તૈયાર કરવાની સાધન-સામગ્રી, વી.સી.આર. અને ટેલિવિઝન, કબાટો, ટેબલ-ખુરશીઓ આદિ રાચરચીલું પણ હશે.

મકાન માટે સુવિધા અને સુન્દરતાની દષ્ટિએ અનુકૂળ એવું પ્લાન તથા ડિઝાઇનનું આયોજન કુશળ અને નિષ્ણાત સ્થપતિ પાસે કરાવવામાં આવશે.

મકાન, ગ્રન્થ, કેસેટ-સાધન-સામગ્રી, પ્રકાશન, ફર્નિચર, સઞ્ચાલન આદિ માટે અન્દાજે કુલ રૂ. ૩૦,૦૦,૦૦૦નું ફણ્ડ રચવાનો કાર્યક્રમ છે.

ફણ્ડ માટેની રકમ 'કવિલોક ટ્રસ્ટ'ના નામના ડ્રાફ્ટ અથવા ચેકથી મોકલી આપવા વિનન્તી છે.

## ટ્રસ્ટીમંડળ



સ્વ. સર્વશ્રી ચન્દ્રવદન ચી. મહેતા, બચુભાઈ રાવત, જગન્નાથભાઈ ડૉક્ટર, ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ), રમણીકભાઈ પારેખ, મહેન્દ્રભાઈ શાહ - આ પહેલાં ટ્રસ્ટીમણ્ડળમાં સાથ આપી રહ્યા હતા તેમ જ ભૂપતભાઈ વસા, મનસુખભાઈ પારેખ અને શાન્તિલાલ મહેતા - પ્રારમ્ભથી જ કવિલોકના સહયોગમાં હતા.

દાતા ટ્રસ્ટના કાર્યમાં આપ આપનો સહયોગ નીચે પ્રમાણે આપી શકશો :

૧. સામાન્ય ૧,૦૦૦/-કે તેથી વધુ
૨. સહાયક ૨,૫૦૦/-કે તેથી વધુ
૩. શુભેચ્છક ૫,૦૦૦/-કે તેથી વધુ
૪. સંવર્ધક ૧૦,૦૦૦/-કે તેથી વધુ

વળી, વિશ્વકવિતા ગ્રન્થસઙ્ગ્રહાલયની યોજનામાં આપ આપની ગમતી ભાષાનાં કવિતાવિષયક પુસ્તકો અને તેના કબાટ માટે દાન આપી શકો છો.

રૂ. ૧૧,૦૦૦ના દાનથી આપે જણાવેલ ભાષાનાં

પુસ્તકો ખરીદવામાં આવશે અને આપનું, આપના સ્વજનનું કે પછી આપ ઇચ્છો ત્હેનું નામ આ કબાટ પર લખવામાં આવશે.

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કીમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

**આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે મોકલી શકશો**

## કવિલોક ટ્રસ્ટને ૧૦૦૦/- કે તેથી વધુ રકમનાં મળેલાં દાનની યાદી

૮૫૦૦૦=૦૦ બળવન્ત કે. પારેખ ફાઉન્ડેશન -
૫૦૦૦/- + ૫૦૦૦૦/- ટ્રસ્ટસંચાલન
૩૦૦૦૦/- નવ્ય કવિતાશ્રેણી
૫૨૦૦૦=૦૦ રાજેન્દ્ર શાહ ૫૧૦૦૦/-+૧૦૦૦/-
૩૦૦૦૦=૦૦ ખુશાલભાઈ હીરાલાલ પટેલ
૨૦૦૦૦/-, ૧૦૦૦૦/- ડેન્ટિ દિવ્ય આનન્દ પ્રકાશન સહાય.
૧૭૦૦૦=૦૦ મૂળજીભાઈ શિવલાલ ટ્રસ્ટ
૨૦૦૦/- ૫૦૦૦/- ૫૦૦૦/- ૫૦૦૦/-
૫૦૦૧=૦૦ આશાપુરા માઇન્સ પ્રા. લિ.
૫૦૦૦=૦૦ પેરેડાઇઝ ઇન્ટરનેશનલ
૫૦૦૦=૦૦ વર્ધમાન એજ્યુ. ટ્રસ્ટ મુંબઈ
૫૦૦૦=૦૦ જ્યોતિબહેન કનુભાઈ ભાલરિયા ટ્રસ્ટ
૫૦૦૦=૦૦ કલ્યાણ ચેરિટેબલ ટ્રસ્ટ
૪૦૦૦=૦૦ ભૂરાભાઈ દલસુખભાઈ પરીખ
૩૦૦૦/- ૧૦૦૦/-
૨૫૦૦=૦૦ ગજેન્દ્ર હિ. ઠાકોર-બ.ક.ઠા. પારિતોષિક
૨૫૦૦=૦૦ ગુર્જરી ફાઉન્ડેશન
૧૫૦૦=૦૦ વી. જશવન્તલાલની કં.

૧૦૩૨=૦૦ નિખિલેશ એ. શેઠ(યુ.એસ.એ.)
૧૦૦૧=૦૦ જશવન્ત લ. દેસાઈ
૧૦૦૧=૦૦ કે.આર.દેસાઈ
૧૦૦૦=૦૦ રતિભાઈ ત્રિવેદી
૧૦૦૦=૦૦ નવનીતભાઈ આર. શાહ
૧૦૦૦=૦૦ જયન્ત પારેખ ૫૦૦/- ૫૦૦/-
૧૦૦૦=૦૦ ધીરેન્દ્ર મહેતા
૧૦૦૦=૦૦ શોભના કે. માનવાલ
૧૦૦૦=૦૦ પ્રશાન્ત પ્રતાપભાઈ દેસાઈ
૧૦૦૦=૦૦ નન્દુભાઈ દેસાઈ
૧૦૦૦=૦૦ પ્રશાન્ત એજન્સી
૧૦૦૦=૦૦ ઇન્દુકુમાર ત્રિવેદી
૧૦૦૦=૦૦ જગદીશ ત્રિવેદી
૧૦૦૦=૦૦
૧૦૦૦=૦૦ } ત્રણ મિત્રો (ત.થ.દ.) તરફથી
૧૦૦૦=૦૦
૧૦૦૦=૦૦ મુકુન્દરાય ડી. દેસાઈ
૧૦૦૦=૦૦ વ્રજલાલ દવે

૨,૩૭,૫૩૫=૦૦ કુલ

આ ઉપરાંત ૧૧,૭૦૦=૦૦ કવિતા વ્યાખ્યાનમાળામાં ૧૯૮૯થી ઑક્ટોબર ૧૯૯૩ સુધીમાં ભારતી સારાભાઈ ચેરિટી ટ્રસ્ટ તરફથી મળેલી રકમ.

# કવિલોકનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | શ્રુતિ - રાજેન્દ્ર શાહ | અપ્રાપ્ય |
| ૨. | આર્દ્રા - ઉશનસ્ | અપ્રાપ્ય |
| ૩. | રાનેરી - મણિલાલ દેસાઈ | અપ્રાપ્ય |
| ૪. | સાત મહાકાવ્યો - સં. ધીરુ પરીખ | અપ્રાપ્ય |
| ૫. | પશ્ચ મહાકાવ્ય | અપ્રાપ્ય |
| ૬. | ટી.એસ.એલિયટ | ૭૦-૦૦ |
| ૭. | ગદ્યકાવ્ય | ૨૪-૦૦ |
| ૮. | આપણાં ઋતુકાવ્યો | ૨૦-૦૦ |
| ૯. | ઋભ ઉપરનો ધ્વજ | ૭-૦૦ |
| ૧૦. | પાર્થિવ - જગદીશ વ્યાસ | ૭-૦૦ |
| ૧૧. | પરન્તુ - વિનોદ જોશી | ૭-૦૦ |
| ૧૨. | અરીસાઘર - બારીન મહેતા | ૭-૦૦ |
| ૧૩. | અર્થાત્ - અશોક ગોસ્વામી | ૧૦-૦૦ |
| ૧૪. | પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ૧૫-૦૦ |
| ૧૫. | નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૬. | સાવિત્રી - ચં.ચી.મહેતાનાં રેડિયો રૂપકો | ૨૪-૦૦ |
| ૧૭. | આગિયા (હાઇકુ સઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૮. | અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૧૯. | દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૨૦. | અજ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | ૧૨-૦૦ |

ઉપર જણાવેલાં પુસ્તકોમાંથી ૬થી ૧૮ની જૂજ નકલો રહી છે. એ તેરનો સેટ ખરીદનારને રૂ. ૨૩૪ને બદલે માત્ર રૂ. ૧૮૫માં પ્રાપ્ત થશે. કવિલોકનાં પ્રકાશનોની કિંમત સામાન્યતઃ બજારભાવ કરતાં ઓછી જ હોય છે તેમાં આ રાહતથી વધુ લાભ લેવાય એ અપેક્ષા સેવી છે.

(અમદાવાદની બૅન્કના ચેક/ડ્રાફ્ટથી રકમ મોકલવી. ટપાલથી સેટ મગાવનારે રૂ. ૧૦=૦૦ વધુ મોકલવા.)

# ગુજરાતી ગઝલના છન્દો વિશે થોડુંક - ૪

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

મહત્ત્વના છ ગણબિમ્બ જોયા પછી, જે શુદ્ધ સ્વરૂપે ખૂબ ઓછા પ્રયોજાયેલા છે તેમ જ અન્ય ગણબિમ્બ સાથે પ્રયોજાયેલા જ વિશેષ જોવા મળે છે ત્હેમાંથી અમુકની ચર્ચા અને અમુકના માત્ર ઉલ્લેખો કરીને જ આગળ વધીએ.

લલગાલગા, ગાલગાલ, ગાલલગા, ગાગાલ, લગાલ આ ગણબિમ્બ શુદ્ધ સ્વરૂપે પ્રયોજાયેલા હોય તેવી ગઝલો જોવા મળી નથી. જ્યારે અન્ય ગણબિમ્બમાં લખાયેલી છૂટીછવાયેલી ગઝલોમાંથી થોડાકનાં એક-બે ઉદાહરણો જોઈએ.

(૫૭) ગાલગાલ ગણબિમ્બમાં રચાયેલી ગઝલ હજુ સુધી જોવા નથી મળી. પરન્તુ કોઈક ગઝલના છન્દમાં ગાલગાલ એ સન્ધિ એકાદ વાર પ્રયોજાયેલો જોવા મળે છે. પરન્તુ આવા સમયે અન્તિમ લઘુને ગુરુમાં જ ગણવો વધુ યોગ્ય જણાય છે.

*"હું જ છું મારો શિકારી હાય હાય"*

આ મિસરાને ગાલગાગા ગાલગાગા ગાલગાલ એમ જોવા કરતાં ગાલગાગા ગાલગાગા ગાલગા એ જ સ્વરૂપ ગણીને આગળ ચાલવું વિશેષ અનુકૂળ લાગે છે.

(૫૮) લગાલગા લગાલગા લગાલગા લગાલગા

*મ્હને થયું ઢળી પડીશ હું અમુક શ્વાસમાં,*
*ભલું થયું ત્હમે મ્હને મળી ગયા પ્રવાસમાં.*

— ગની દહીંવાલા

ઉપરના શેરમાં 'શ્વાસમાં' પાસે તકલીફ પડે છે, પરન્તુ સહ્ય છે. જોકે છન્દની દૃષ્ટિએ આ'ને પ્રમાદ ગણી શકાય.

(૫૯) લગાલગાગા લગાલગાગા લગાલગાગા લગાલગાગા

*મઝા ખરી એ મિલન તણી છે કંઈક એવું બને મિલનમાં*
*સવાલ ઊઠે હૃદય હૃદયમાં જવાબ આવે નયન નયનમાં.*

— ઘાયલ

ગુજરાતી ગઝલોમાં છન્દોની ચર્ચામાં આપણે મુખ્ય ૧૯ છન્દોમાંથી ગુજરાતી ભાષામાં પ્રચલિત એવા છન્દો જોઈ ગયા. માત્ર આ જ અને આટલા પ્રમાણમાં છન્દો પ્રયોજાયેલા છે તેમ નથી. આ'ના કરતાં પણ ઘણી લાંબી યાદી થવા સમ્ભવ છે. પરન્તુ હાલ પૂરતા તો મોટા ભાગની ગઝલોમાંથી આ છન્દો જ વિશેષ જોવા મળ્યા છે. વળી આ બહરોનો આરમ્ભ ક્યારે થયો, ખલીલ બિન અહમદે કઈ બહરો આપી, અબૂલ હસન અખફશ કે બજર ચમહરકે મૌલાના યુસુફ નીશાપુરી વગેરે દ્વારા કઈ કઈ બહર પ્રદાન કરવામાં આવી એવી ચર્ચાઓમાં આપણે પડ્યા નથી. કઈ બહરો ગુજરાતી છન્દો સાથે મળતી આવે છે એની ચર્ચા જે તે બહરની ચર્ચા વખતે કરી છે.

દા.ત. બહરે મુતકા રિબ ભુજઙ્ગી છન્દને મળતી આવે છે,. વગેરે.

બહરે હજ્જનો અર્થ સરસ અવાજ કે ગાવા માટેનો અવાજ થાય છે. અરબીમાં આ જ વજનની ગઝલો ગાવા માટે વિશેષ પસન્દ કરાય છે. બહરે હજ્જની ચર્ચા વખતે આપણે પણ ચર્ચા કરી છે કે ગુજરાતી ભાષામાં પણ આ છન્દમાં લખાયેલી ગઝલો ગવાયેલી વિશેષ જોવા મળે છે. ગુજરાતી ભાષામાં વિશેષ પ્રયોજાયેલો છન્દ છે રમલ. શબ્દકોશમાં રમલનો અર્થ દોડવું એવો આપેલો છે. વળી આ છન્દમાં લખાયેલી ગઝલનું પઠન ખૂબ ઝડપથી કરી શકાય છે આથી ત્હેને રમલ કહેવામાં

આવે છે. રજ્જ શબ્દનો અર્થ જલ્દીમાં, બેચેનીમાં એવો થાય છે. તો કામિલનો અર્થ 'પૂરેપૂરું' એવો થાય છે. 'મુતકારિબ'નો અર્થ નજીક આવવું છે. આમ વિવિધ બહરોનાં નામ, તેના અર્થો, ઉર્દૂ ફારસીમાં તેની વિશેષતાઓ વગેરેની ચર્ચા ગુજરાતીમાં કરવી યોગ્ય જણાઈ નથી આથી તે કરી નથી.

બહર, અરકાન, વજન જેવા શબ્દો અવારનવાર ચર્ચાઓમાં સાંભળવામાં આવે છે. આથી તેવા શબ્દો વિશે પણ થોડીક વાત કરી લઈએ.

બહર : સ્ટાન્ડર્ડ ટ્વેન્ટીએથ સેન્ચુરી ડિક્ષનરી ઉર્દૂ-ઈંગ્લિશ ૧૯૮૧

પૃ. ૧૦૨માં 'બહર એટલે સમુદ્ર, મહાસમુદ્ર અને છન્દ.' બહરનો અર્થ સમુદ્ર લઈએ તોપણ બહરરૂપી સમુદ્રમાં શેરરૂપી મોતી પકવવાનાં હોય છે એમ અર્થ કરી શકાય; જોકે બહર એટલે છન્દ એ જ સમજવા માટે યોગ્ય છે.

વજન : શબ્દોના જે સંયોજનને આધારે શેરનું વજન નક્કી કરવામાં આવે છે તેને બહર કહે છે. બહરને વજન પણ કહેવામાં આવે છે.

અરકાન : બહર જે ખણ્ડોથી બને છે ત્હેને અરકાન કહે છે અને ત્હેના હિસ્સાને રુકન કહે છે. અરકાન શબ્દ રુકનનું બહુવચન છે.

ગુજરાતી ગઝલોની ચર્ચામાં આપણે શુદ્ધ બહરોવાળી ગઝલો અને મિશ્રિત બહરોવાળી ગઝલોનાં ઉદાહરણો જોયાં. આ ઉપરાંત ગઝલ મન્દાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત, લલિતમાત્રા, દુહા, હરિગીત વગેરેમાં પણ રચાયેલી જોવા મળે છે. પરન્તુ આપણે આરમ્ભે કહી ગયા તેમ માત્ર ઉર્દૂ બહરોના આધારે જ આ ચર્ચા કરી હોવાથી તેને અહીંયાં સ્થાન આપ્યું નથી. આજે તો ગુજરાતી ગઝલનું વિષયવસ્તુ વ્યાપ્ત અને વૈવિધ્યસભર બની રહ્યું છે. આજે ગઝલ ગુલ-બુલબુલ, જામ-શરાબ, શક્યતા-શૂન્યતા, મૌન-સ્પર્શમાંથી બહાર નીકળી શુદ્ધ સ્વરૂપ સિદ્ધ કરી રહી છે ત્યારે, આધુનિકતા અને પરમ્પરાનો સમન્વય આજના ગઝલકારો કરી રહ્યા છે ત્યારે છન્દ પરત્વે જાગ્રત બનીએ અને રહીએ તે અનિવાર્ય બનતું જાય છે. ગુજરાતી ગઝલે કાઠું કાઢ્યું છે પરન્તુ ગુજરાતી ગઝલના સર્વોત્તમ શેર, સર્વોત્તમ ગઝલોનાં ઉદાહરણો ટાંકીએ છીએ ત્યારે ત્હેમાં પણ એટલી જાગૃતિ છન્દ પરત્વેની ક્યારેક જળવાયેલી નથી લાગતી.

શ્રી રા. વિ. પાઠકે 'બૃહત પિઙ્ગળ'ના પરિશિષ્ટ ખ : ગઝલમાં ઝાર રાંદેરીની શાયરીમાંથી છન્દોનો જે કોઠો આપેલો છે તેમાં ૧. મુતકારિબ, ૨. મુતદારિક, ૩. રજઝ, ૪. હઝજ, ૫. રમલ, ૬. કામિલ, ૭. વાફિર-ની ચર્ચા કરેલ છે. આ સાતેય બહરો શુદ્ધ બહરો છે. તેમાં એક જ ગણબિમ્બનો સમાન રીતે પ્રયોગ કરવામાં આવે છે જ્યારે બાકીની ૧૯માંથી ૧૨ બહરો વિભિન્ન ગણબિમ્બો દ્વારા રચાયેલી છે. આથી ત્હેને મિશ્રિત બહર કહે છે. પાઠકસાહેબે જ્યારે ગઝલોની ચર્ચા કરી છે ત્યારે એટલે કે તે સમયગાળામાં શુદ્ધ ગણબિમ્બ જ ગુજરાતી ગઝલ માટે ઉપકારક હતું તે જણાય છે જે આજે પણ એટલું જ સાચું છે. પરન્તુ હવે મિશ્રિત બહરોવાળી ગઝલોનું ખેડાણ પણ ઠીક ઠીક મોટા પાયે થતું અને થયેલું જોવા મળે છે. જોકે મિશ્રિત બહર પણ ગુજરાતી ગઝલમાં બન્ને મિશ્રામાં સમાન ગણબિમ્બ આવતા હોય તેવી જ વધુ પ્રચલિત જણાય છે. પહેલા મિસરામાં અને બીજા મિસરામાં વિભિન્ન ગણબિમ્બ વારંવાર આવતા હોય તેવી ગઝલો ગુજરાતીમાં રચાયેલી જોવા મળતી નથી. વળી ગુજરાતી ભાષાને પણ જાણે કે અનુકૂળ નથી એવું લાગે છે. અને આથી જ ક્યારેક ગઝલના બીજા મિસરામાં એકાદ ગણબિમ્બ ઓછું હોય તો તેને પ્રયોગ કહેવા સુધીનો હરખ ઊભરાઈ આવે છે.

આ જ રીતે એક ગઝલમાં જુદાં જુદાં લગાત્મક રૂપોનું મિશ્રણ પણ જોવા મળે છે અને આથી જ ગાગાલગા, લલગાલગા, લગાલલગા જેવી સન્ધિઓની ગઝલોમાં સપ્તકલનાં મિશ્રણો જોવા મળે છે. ગઝલના આ બધા છન્દોમાંથી પસાર થયા પછી છન્દની સાથે સાથે એક પ્રશ્ન તો મહત્ત્વનો છે જ કે છન્દની જાળવણીમાં કાવ્ય કેટલું સિદ્ધ થાય છે ? આનો અર્થ એ નથી કે છન્દને ઘૂંટવાનું કે ત્હેના અનુરણનને ટાળવું.

# 'હરિનાં દર્શન'

## યોગેન્દ્ર વ્યાસ

કવિતાનો અનુભવ અને ત્હેનો આસ્વાદ લેવાની ક્ષમતા વ્યક્તિનું જેમ જેમ ભાષાજ્ઞાન વધતું જાય તેમ તેમ વધતી જાય એ જાણીતું છે. ભાષાજ્ઞાન એટલે વપરાયેલી ભાષાના અર્થો વાંચી શકવાની, એમાં જે કંઈ કહેવાયું હોય તે ઉકેલી શકવાની ભાષાસૂઝ એ'વો સાદો અર્થ કરવાનો છે. મહાકવિ ન્હાનાલાલની 'હરિનાં દર્શન' કવિતાના આસ્વાદમાં વ્યક્તિની જુદા જુદા તબક્કે વિકસેલી ભાષાસૂઝ કેવી ભૂમિકા ભજવી શકે ત્હેનો પરિચય કરાવવાનો અહીં પ્રયત્ન છે.

'મ્હારાં નયણાંની આળસ રે ન નીરખ્યા હરિને જરી' એ પઙ્ક્તિથી શરૂ થતી આ કવિતા બહુ જાણીતી છે. મ્હને બહુ ન્હાનપણમાં મ્હારી માના કણ્ઠેથી એનો પરિચય થયેલો. હજુય મ્હારા પિતાશ્રીના આરતથી ભીંજાયેલા અવાજમાં વાજાપેટીના સૂર સાથે આવતા એ શબ્દો મ્હારા મનમાં રમ્યા કરે છે.

ન્હાનપણમાં પણ એ ભજન બહુ ગમતું. પિતાશ્રીના અવાજની આરત હૃદયમાં ઊતરી ગયેલી. બહુ સમજ નહોતી પડતી પણ લાગતું કે પોતે જ કરેલી પહાડ જેવડી ભૂલનો પસ્તાવો છે. ત્યારે સીધોસાદો અર્થ સમજાયેલો. સામે જ શ્રીહરિ સ્વયં હાજર છે અને આંખ ઊઘડવાનું આળસ કરે છે. આંખ ઊઘડવાનું આળસ કરે એ અનુભવ તો રોજનો હતો. સવારે પાંચ-સાડા પાંચે મીઠી હવાનો શરીર ઉપર શીતળ ચન્દનની જેમ લેપ થતો હોય અને ભગવાનની આરતી માટે વપરાતી પિત્તળની નાનકડી ઘણ્ટડી કાન પાસે વાગવા માંડે. ચિમેડની જેમ ઊંઘ આંખમાં ભરાયેલી હોય અને દસ-પન્દર મિનિટ ઘણ્ટડી વાગ્યા કરે તોય આંખ ઊઘડવાનું નામ ન લે. ત્યારે થતું કે આ હરિભક્તની સ્થિતિ પણ આપણા જેવી જ લાગે છે. શી ખબર કેવીય મીઠી મીઠી નીન્દરની સોડ તાણીને ભક્તરાજ સૂતા હશે ને સામે શ્રીહરિ પોતે તેને ઉઠાડવા આવી મીઠડી ઘણ્ટડી રણકાવતા હશે. પછી થાકીને જતાય રહ્યા હોય — જોકે મા અમને ઉઠાડ્યા પહેલાં થાકતી નહીં.

સહેજ મોટા થયા પછી લાગ્યું કે આ'વું તો સાવ નહીં હોય. મન્દિરમાં અનેક સ્ત્રીપુરુષોને હાથ જોડીને દયામણે મોંએ, નત મસ્તકે, આંખો મીંચીને શ્રીહરિની સમ્મુખ જોયેલાં. તર્કશક્તિ થોડી થોડી ઊઘડવા માંડેલી અને કાચું-કોરું કંઈક કંઈક વાંચવાને કારણે થોડીક નાસ્તિકતાનો પવન પણ મગજમાં ભરાયો હશે. બધી બાબતમાં પ્રશ્ન કરવા એ બુદ્ધિશાળી હોવાનું પ્રમાણ છે એવી માન્યતા પણ ખરી. પણ ઘરમાં લશ્કરી રાજ્ય. નિયમ એટલે નિયમ. બધાંએ સાંજે આરતી સમયે મન્દિરમાં જવાનું. મન્દિરમાં કોલાહલ અને ઘોંઘાટનો પાર નહીં. એમાં વળી સ્ત્રીપુરુષો તાળીઓ પાડે, મોટે મોટેથી સ્તોત્રો ગાય. પણ આ બધું આંખો મીંચીને. મને થોડું હસવું પણ આવતું. તે વખતે આ કવિતાનો અર્થ એમ કરતો કે પગને તો આવડા મોટા શરીરને ઊંચકીને અહીં મન્દિર સુધી આવવાનું આળસ ન આવ્યું પણ આંખો આળસુ છે. મીંચાયેલી જ રહે છે. શ્રીહરિનાં દર્શન કરવાનું નામ જ નથી લેતી. અને કદાચ ઊઘડે તોય દર્શન કરે તે શણગારનાં, હિણ્ડોળાનાં, રાજભોગનાં — શ્રીહરિને નીરખવાની તો વાત જ નહીં. કવિ કદાચ આ બાબતથી વ્યથિત છે અને ગાઈ બેસે છે, 'ન નીરખ્યા હરિને જરી.'

એ સમયે પણ 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા'નો એક અધ્યાય તો રોજ વાંચવો પડતો. લગભગ બધા શ્લોકો મોંએ થઈ ગયેલા. પણ 'नासतो विद्यते भावो नाभावो विद्यते सतः' જેવા શ્લોકનો અર્થ 'નાસ્તો વિદ્યાર્થીને બહુ ભાવે ને ન ભાવે તે વિદ્યાર્થી નહીં' એવો કરવા જેટલી ભાષાસૂઝ કેળવાયેલી. પણ કૉલેજમાં આવ્યા અને 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા'નો રીતસર અભ્યાસ શરૂ

થયો. ભણવામાં નહોતી પણ શ્રી અરવિન્દ, વિનોબાજી, કાકાસાહેબ, ગાંધીજીને વાંચવાની મજા આવતી. ગાંધીજીની અસર વિશેષ. ત્યારે આ કવિતાનો અર્થ એમ ઉકેલતો કે 'નયણાંની આળસ' એટલે અજ્ઞાન — ખરેખર તો દરિદ્રનારાયણ રૂપે — વિશ્વરૂપ દર્શન થઈ જ રહ્યું છે. ને શ્રીહરિ સર્વત્ર સમ્મુખ છે પણ મન્દિરમાં જઈ શ્રીહરિનાં દર્શન કરવાનાં 'ફોગટ ફાંફાં મારે તું જીવડા'.

ત્યારે ગીતાજીના અગિયારમા અધ્યાયનો પ્રભાવ ઘણો :

*'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।*
*नाना विधानि दिव्यानि नानावर्णाकृतिनी च ॥*

**(શ્લોક ૫. ૧૧ અધ્યાય)**

એના અર્થ સાથે આ કવિતાનો અર્થ સઙ્કળાઈ ગયેલો. પ્રભુ તો સચરાચરમાં વ્યાપ્ત છે — દરેક પ્રાણીમાત્રમાં, પક્ષી-જન્તુમાં, વનસ્પતિમાં સર્વત્ર એ વસે છે. આત્મા એ જ પરમાત્મા — આ'વી આ'વી ફિલસૂફી આ કવિતા સાથે સઙ્કળાયેલી છે.

એ શ્લોક જાણે કે 'બ્રહ્મ બ્રહ્માણ્ડ અળગાં રે ઘડીયે ન થાય કદા' જેવી પઙ્ક્તિમાં કે 'નાથ ગગનના જેવા રે સદા મને છાઈ રહે' અથવા 'હરિવર દરસે સદા' જેવી પઙ્ક્તિઓમાં સમ્ભળાતો. શક્તિ એક છે તે વધતી નથી કે ઘટતી નથી, માત્ર રૂપાન્તર થાય છે તે વૈજ્ઞાનિક તથ્ય આ સમજને મદદ કરતું. અનેક રૂપે પ્રભુ હાજરાહજૂર છે, એ સર્વજ્ઞ છે, સર્વવ્યાપ્ત છે, સર્વમાં છે એવો અર્થ સમજાતો. થતું કે કવિતાનો અર્થ બરાબર સમજાઈ ગયો છે.

વરસો સુધી આ ભજનની સાથે ગીતાજીના અનેક શ્લોકોનું અનુસન્ધાન થતું રહ્યું છે. જાણે કે સાઙ્ખ્યયોગનો સાર આ કવિતામાં ઠાંસીઠાંસીને સહજ રીતે ભરી દીધો છે એમ સમજાતું ગયું. સમજાતું ગયું કે ભક્ત જાણે છે કે પ્રભુ તો નિરાકાર છે પણ સાકાર થઈને ચારે બાજુ વિલસી રહ્યા છે. અને એ કારણે એ સાકારને પૂજે છે, ભજે છે, આરાધે છે.

વરસો સુધી આ ભજનના શબ્દો મ્હારી ચેતનામાં ધબકયા કર્યા છે અને એક ભક્તહૃદયના વ્યક્તિત્વની સમગ્ર બાહ્યાભ્યન્તર ચેતનાની બહુ નજીક લઈ જવા એ મથ્યા છે. જાણે કે આ જગતનો જે સહજ રીતે થતો અનુભવ છે ત્હેનું નક્કર પ્રમાણ આપવા ત્હેમણે પ્રયાસ કર્યો છે. જાણે કે અનેક રહસ્યો ને સમસ્યાનાં તાળાં ખોલવાની કામગીરી કર્યા કરી છે. મ્હારા માર્ગમાં પગલે પગલે દીવડા પ્રગટાવવાની, પ્રકાશ પાથરવાની ચેષ્ટા કર્યા કરી છે. ભારતીય સંસ્કૃતિનો મહિમા અને ગરિમા સમજાવવાની જાણે કે એમની કોશિશ રહી છે. શ્રી અરવિન્દે કવિવર રવીન્દ્રનાથની 'નિઝરિર સ્વપ્નભઙ્ગ' કવિતાની ચર્ચા કરતાં એક ઠેકાણે એ મતલબનું કહ્યું છે કે કવિને જે સ્વરૂપે અનુભવ પ્રાપ્ત થયો હોય બરાબર તે જ સ્વરૂપે લખવાથી (પ્રતીકો અને રૂપકોનો બને એટલો ઓછો ઉપયોગ કરવાથી) સઙ્ક્રમણ સહજ બને છે. આ કવિતામાં સઙ્ક્રમણ સહજ થવાનું કારણ કદાચ એ જ છે.

'જરા ઊઘડે આંખલડી રે તો સમ્મુખ એહ સદા'. એ પઙ્ક્તિ જાણે કે આ ભજન — આ કવિતાના બધા અર્થોને ઉકેલી આપે છે. 'આંખલડી' શબ્દ કવિથી વપરાઈ ગયો છે. આડખીલી આંખલડી છે. વાંસલડી, વાતલડી, ગાવલડી એમ 'લ' અને 'ડી' એવા બે બે લાલિત્ય-વા'લપસૂચક પ્રત્યયો વાપરવાનું ન્હાનાલાલનું વલણ જાણીતું છે. અહીં એ બે પ્રત્યયો આંખલડીમાં આડખીલીના વર્ણો સમ્ભળાવી શકે છે. 'આંખ ઊઘડવી' એ પ્રયોગ ગુજરાતી ભાષકો માટે જાણીતો છે. વ્યથા છે આંખ ઊઘડતી નથી તેની. આંખ ઊઘડે તો સાચી સમજ પડી જાય. અખો કહે છે તેમ 'સમજણ વિના રે સુખ નહીં જન્તને' — સમજ નથી પડતી તેથી પ્રકાશ દેખાતો નથી, કણ્ઠ ને આંખો જ નહીં, સમગ્ર અસ્તિત્વ તરસ્યું છે. સમજ નથી પડતી તેથી જ પ્રભુની શોધ માટે ચારે તરફ ફાંફાં મારીએ છીએ,

મન્દિર-મસ્જિદ-ગુરુદ્વારા-કાબા-મક્કા-કાશીની દોડાદોડી કરીએ છીએ, તીરથ ફરી ફરી ચરણને થકવીએ છીએ, કથા-કીર્તનમાં ભીડ કરીએ છીએ, પત્થરને પૂજીએ છીએ. સહરાના રણમાં ભૂલા પડેલા વટેમાર્ગુ જેવી સ્થિતિ છે આપણી.

આંખ ઊઘડી નથી એનું કારણ છે નયણાંની આળસ. 'નયણાં' શબ્દ જે રીતે વપરાઈ ગયો છે એ ઘણું સૂચક બની રહે છે. એકલી આંખ નહીં — નયણાં. નયણાંનો સીધો અર્થ આમ તો આંખ જ થાય પરન્તુ જરા ઊંડા ઊતરીએ તો સમજાય કે નયણાં એટલે કે દોરી જનાર — અનુભવ તરફ દોરી જનાર. સંસ્કૃતમાં ની-नय ધાતુનો અર્થ થાય છે દોરનાર ને એ ઉપરથી બનેલા नयन શબ્દનો અર્થ થાય છે દોરી જનાર. નયણાં એટલે આ જગતના અનુભવ તરફ દોરી જનાર. બધી ઇન્દ્રિયો — માત્ર આંખ નહીં. આપણે એમને જ્ઞાનેન્દ્રિયો કહીએ છીએ — અને વિરોધ તો જુઓ. જેનું જ્ઞાન કરાવવાનું છે તેનું જ્ઞાન જ એ ઇન્દ્રિયો કરાવતી નથી. આ જ આ ઇન્દ્રિયોનું આળસ. જે ચૈતન્યનો અનુભવ કરાવવાનો છે તેના અનુભવનો સ્પર્શમાત્ર એ'ણે ન કરાવ્યો — 'એક મટકું ન માંડ્યું રે' — સહેજ પણ પ્રવૃત્ત ન થયાં એટલું આળસ.

આખી કવિતામાં 'નયણાં'માં વપરાયેલો 'ન' વર્ણ તેત્રીસ વખત જુદા જુદા શબ્દોની સાથે આવીને આ ઇન્દ્રિયોના નકારાત્મક વલણનો, એના અસહકારનો જાણે કે સતત ઉદ્‌ઘોષ કર્યા કરે છે. આ નકારાત્મક વલણ એટલે આળસ. સામર્થ્ય નથી એમ નહીં પણ એક પ્રકારની મન્દતા, ધીમાપણું, પ્રવૃત્ત થવાની નકારાત્મકતા. ચૈતન્યનો અનુભવ કરાવનારનું આ આળસ — ને તે પાછાં પોતાનાં — 'મ્હારાં' — મ્હારાંઓનું આળસ. આ વ્યથા કોને કહેવી ?

ને આળસ કેવી બાબતમાં ? 'હરિને નીરખવાની' બાબતમાં. નીરખવા એટલે માત્ર જોવા એમ નહીં - હરિને ચારેબાજુથી નિઃશેષપણે અનુભવવા. પઞ્ચમહાભૂતો રૂપે, સમગ્ર જડ અને ચેતન સૃષ્ટિરૂપે, સચરાચરરૂપે શ્રીહરિ સ્વયં પ્રગટ્યા છે. એ સૃષ્ટિનો, સચરાચરનો શ્રીહરિરૂપે અનુભવ કરવાની વાત છે. પણ રે પ્રારબ્ધ ! આ સૃષ્ટિનો અનુભવ ઉપર ઉપરથી કર્યા કરો — એ'માં ઊંડેરું 'નીરખવા'નો થોડોક પણ શ્રમ ન લીધો. શ્રીહરિની જરા પણ ઝાંખી ન કરી.

શ્રીહરિની ઝાંખી કરવી એટલે અલપઝલપ જોઈ લેવું એમ નહીં. 'ઝાંખી કરવી' એટલે ભાવપૂર્વક દર્શન કરવાં. એ અનુભવમાં સમગ્ર અસ્તિત્વ સણ્ડોવાયેલું હોય.શ્રીહરિમાં તન્મય થઈ ગયું હોય — તલ્લીન થઈ ગયું હોય. આમ થાય તો જ ઠરવાનો — શાતાનો, સ્થિરતાનો અને સ્વસ્થતાનો અનુભવ થાય. 'ન ઠરિયાં ઝાંખી કરી' એ પઙ્ક્તિમાં બે અર્થ છે. શ્રીહરિનાં કણકણમાં ભાવપૂર્વક દર્શન કરીને, પ્રત્યેક અનુભવમાં એમની પ્રતીતિ કરીને સમાધાન ન મેળવ્યું, ઠર્યાં નહીં. અને ઠર્યાં નહીં એટલે વલખાં માર્યાં કર્યાં. સતત બળાપો કર્યા કર્યો. અસન્તોષની આગમાં સતત શેકાયા કર્યાં. 'લોભમોહના અગ્નિ રે તપે ત્હેમાં તપ્ત રહ્યાં.' માત્ર લોભમોહનાં જ કેમ — શાસ્ત્રોએ કહેલા સોળે પ્રકારના અગ્નિમાં શેકાયાં કર્યાં કારણ કે 'ત્હેમાં રક્ત રહ્યાં' — ત્હેમાં એટલે 'લોભમોહ'માં — લોભમોહમાં રઞ્જાયેલાં રહ્યાં તેથી તપ્ત રહ્યાં. અને બીજી બાજુ 'નથી દેવનાં દર્શન રે કીધાં' ત્હેમાં (તે કારણે) રઞ્જાયેલાં રહ્યાં, લોહીલુહાણ રહ્યાં, અનેક ઘાથી ઘાયલ રહ્યાં. 'ત્હેમાં'ના બેય અર્થ પણ આ રીતે સમજી શકાય. 'ત્હેમાં' એટલે 'ત્હેની અન્દર' અને 'ત્હેમાં' એટલે 'તે કારણે'.

'પ્રભુ સઘળે વિરાજે રે સૃજનમાં સભર ભર્યાં' એ'વી પ્રતીતિ થાય તો 'શું સ્થૂળમાં ન ઊભરાય અદશ્ય સૂક્ષ્મ ?' એવો સવાલ મનમાં ઊઠે જ. એક અણુ પણ ખાલી નથી. 'ચરાચરમાં ઊભર્યાં' એવો અનુભવ થાય. ઈશ્વર તો ચરાચરમાં ઊભરાય છે. 'મન્દિર ત્હારું વિશ્વ રૂપાળું સુન્દર સર્જનહારા રે' - આ આખું વિશ્વ જ ઈશ્વરનું મન્દિર છે. કણકણમાં — અણુએ અણુમાં એ'નો વાસ છે. ચર અને અચરમાં એ વ્યાપ્ત છે. હા, અચરમાં પણ. આ અચર વૃક્ષમાં પણ. ક્યારેક લાગે

કે આ વૃક્ષની કોઈ ગતિ નહીં, કોઈ પ્રગતિ નહીં. આખી જિન્દગી એક જ જગ્યાએ ખોડાઈને જીવ્યા કરવાનું. ક્યારેક આપણે બહુ ફર્યાની બડાઈઓ મારીએ છીએ. યુરોપ જઈ આવ્યા ને અમેરિકા રહી આવ્યા. જાપાન જઈ આવ્યા અને જગત આખું ખૂંદી વળ્યા. પણ જરા થોભીને ઊંડો વિચાર કરીએ કે અન્દરની તો એકે શેરી જોઈ જ નથી. આ આવડું અમથું શરીર પણ એમાં કેટકેટલી અન્ધારી ગલીકૂંચીઓ છે ? કશાનું ઠામઠેકાણું ખબર જ નથી. પણ વૃક્ષની જેમ સ્થિર થઈને — એક જગ્યાએ ધૂણી ધખાવીને ઉપર ને ઉપર વિકસ્યાં હોઈએ તો ખબર પડે કે 'નાથ ગગનના જેવા રે સદા મ્હને છાઈ રહે' — આપણે અરક્ષિત નથી. સદાસર્વદા ત્હેની અદશ્ય છત્રછાયામાં સુરક્ષિત છીએ. પણ ઊર્ધ્વદષ્ટિ કરીએ તો સમજાય આ બધું. ને તો એ પણ સમજાય કે 'નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમાં વહે'.

શ્વાસ લીધો કે શ્રીહરિ ફેફસાંમાં થઈને હૃદયમાં પહોંચ્યા, અને ત્યાંથી લોહીના કણેકણમાં ભળીને શરીરની અન્ધારી ગલીકૂંચીઓને અજવાળવા પહોંચી જાય છે; છેક છેડાઓ સુધી. રાવજીએ કહ્યું કે 'અજવાળાં પહેરીને ઊભા શ્વાસ' ત્યારે તો તર્ક એવો ચાલતો હતો કે શરીરમાં પ્રવેશે - અન્ધારી ગલીઓમાં પ્રવેશે પછી જ વાયુ શ્વાસ બને. તો 'અજવાળાં પહેરીને ઊભા શ્વાસ' એવું કેમ ? ચૈતન્યનો પ્રત્યેક ધબકાર - પ્રકાશનો પ્રત્યેક કણ એ શ્વાસની સાથે સઙ્કળાયેલો છે. 'प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वम्' પ્રાતઃકાળે હૃદયમાં જે આત્મતત્ત્વ સ્ફુરે છે તે આ — 'નાથ વાયુની પેઠે રે સદા મુજ ઉરમાં વહે'.

શ્વાસ લીધો અને જે સુગન્ધ અસ્તિત્વને રસતરબોળ કરી ગઈ તે શ્રીહરિ પોતે છે. 'ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો, પાંખડી પાંખડી પૂરેલો' એવો આ પરિમલ છે. કવિ અન્યત્ર કહે છે, 'ઊડતો પરાગ જગ ભરતો મનોહર' અથવા તો 'મોંઘો સખિ ! પરમ બ્રહ્મ પરાગ ઊડે.'

પુષ્પમાં એ પરાગ થઈને, મેઘધનુષમાં એ રઙ્ગો થઈને, કોયલ અને મોરના કણ્ઠમાં એ ટહુકો થઈને, વાદળમાં એ વરસાદ થઈને - સર્વત્ર સર્વરૂપે એ હાજરાહજૂર છે. પણ આવી પ્રતીતિ થતી નથી. તેથી 'જીભ થાકીને વિરમે રે વિરાટ વિરાટ વદી.' न इति, न इति - આ નહીં, આ નહીં — આમાં નહીં, આમાં નહીં એમ થયા કરે છે. બાકી હકીકત તો એ છે કે 'બ્રહ્મ બ્રહ્માણ્ડ અળગાં રે ઘડીયે ન થાય કદા'. પણ આ હકીકતની પ્રતીતિ થતી નથી એનું કારણ બહુ સ્પષ્ટ છે, 'પણ પૃથ્વીનાં પડળો રે શી ગમ તેને ચેતનની ?' પૃથ્વીનાં પડળોના ડાબલા વળગ્યા છે. નરી ભૌતિકતા, બસ આ મેળવું ને તે મેળવું. આ પદ પર પહોંચું ને તે પદ પર પહોંચું. પ્રતિષ્ઠાનું આ શિખર સર કરું ને તે શિખર સર કરું. બઙ્ગલો બન્ધાવું ને કાર લાવું. માત્ર સ્કૂટર કે કાર લઈને જ નહીં, જીવ લઈને ભૌતિકતાની પાછળ પડ્યાં છીએ આપણે સૌ. મૃત્યુ તરફની એ ગતિને જ પ્રગતિ સમજી બેઠાં છીએ આપણે સૌ. અને એટલે 'જીવે સો વર્ષ ઘુવડ રે ન ગમ ત્હેને કંઈ દિનની'. સો વર્ષ જીવ્યાં. પણ અફસોસ ! ઘુવડરૂપે, ઘુવડ થઈને જીવ્યાં. કેટલું સહજ રીતે ઘુવડનું રૂપક આવી ગયું છે. કોઈકે કહ્યું કે સો સો સૂર્ય નહીં, સહસ્ર સૂર્ય ઊગ્યા હોય એ'વો પ્રકાશતો છે. નાગાસાકી અને હિરોશીમા ઉપર અણુબૉમ્બ ઝીંકનારે મૂઠીઓ વાળીને નાસવાનું શરૂ કર્યું ત્યારે પાછળ નજર કરી તો તેને એકસાથે હજારો સૂર્ય પ્રગટ્યા હોય તેવું ઝળાંહળાં અજવાળું જોવા મળેલું. અર્જુનને વિશ્વરૂપ દર્શનમાં 'હજારો સૂર્ય એકસાથે પ્રગટ્યા હોય તેવો' પ્રકાશ દેખાયેલો. પણ આપણને આવી બધી વાતો ગપ્પાં લાગે. સામેથી કહીએ 'અમારે સો વર્ષ અન્ધારે ગયાં. ત્હમે આવડા ડાહ્યા ક્યાંથી થયા ?' — 'જીવે સો વર્ષ ઘુવડ રે ન ગમ ત્હેને કંઈ દિનની.'

શ્રીહરિનો અનુભવ આ ઘુવડ શું કરી શકે ? દર્શન અને શ્રવણના જ નહીં, ગન્ધ અને સ્પર્શના જ નહીં, સ્વાદના પ્રત્યેક કણેકણના અનુભવમાં ત્હેની

હાજરીની પ્રતીતિ થઈ શકી હોત. સ્વાદના કોળિયે કોળિયે કે આસ્વાદના ઘૂંટડે ઘૂંટડે સ્વયં રસેશ્વરને આપણે માણી શક્યા હોત. પણ ઘુવડ એટલે ઘુવડ. આખી જિન્દગી માલપૂડા ને દૂધપાક ખાધાં, આખી જિન્દગી શીરો ને લાડુ ઝાપટ્યાં, બરફી ને પેંડા, જલેબી ને ગુલાબજામ્બુ, ભજિયાં ને ઢોકળાં, ખમણ ને હાંડવાની પાછળ લાળ ટપકાવ્યા કરી — એ બધા રૂપે આવેલા સ્વયં શ્રી રસેશ્વરનો તો સ્વાદ સુધ્ધાં ચાખ્યો નહીં. કહેવાયું કે પાણી તો રઙ્ગ વિનાનું, સ્વાદ વિનાનું, આકાર વિનાનું એક પેય છે અને આપણે માની લીધું. એમાં મેઘધનુના રઙ્ગો છે, કલ્પતરુનાં પુષ્પોથીય અદકેરી સુગન્ધ છે અને સ્વર્ગના અમૃતથીયે અધિકો સ્વાદ છે ત્હેનો તો અનુભવ જ ના કર્યો. ખુદ સૃષ્ટિના કર્તા પોતે જળ બનીને આપણી યુગોની તૃષા સન્તોષવા આપણી જીભના ટેરવે આવ્યા છે એ'ની તો ખબર જ ના પડી અને આખી જિન્દગી ગાયા કર્યું, 'મોરી અખિયાં પ્યાસી રે'. આખી જિન્દગી પ્યાસ બુઝાવવા મધુશાલામાં આંટા માર્યા કર્યા, મૃગજળની પાછળ દોડ્યા કર્યા, સંસારમન્થન કર્યા કર્યું અને અન્તે મેળવ્યું તે અતિતૃપ્ત અને અસન્તોષનું વિષપાત્ર. મૂળ કારણ એટલું જ કે 'ગમ પડી નહીં.'

આંખ ઉપર વળગેલાં 'પૃથ્વીનાં પડળો' દૂર કરવાનું કામ એકમાત્ર શ્રીહરિ જ કરી શકે તેટલીય સીધીસાદી ગમ પડી નહીં. હરિકૃપા માટે યાચના જ ન કરી. 'પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુજી ક્યહારે ઊઘડશે ?' એવો દીનતાભર્યો પોકાર જ ન કર્યો. 'दिव्यं ददामि ते चक्षुः'વાળાં દિવ્ય લોચનિયાં.

આંખ ઉપર સામાન્ય મોતિયાનાં પડળો જામ્યાં હોય તો આંખના નિષ્ણાત ડૉક્ટર પાસે દોડી ગયા. ત્યાં આળસ ન કર્યું. કોણ ડૉક્ટર પાસે જાય ? કોણ ઑપરેશન કરાવે ? કોણ એ આખી પ્રક્રિયામાંથી પસાર થાય ? ના, ત્યાં તો ડૉક્ટરનો સમય લીધો, તેની સલાહ લીધી, તેની પાસે ઑપરેશન કરાવ્યું - ને આટલાં મોટાં પૃથ્વીનાં પડળો જામ્યાં છે — શ્રીહરિની કૃપાપ્રસાદીનો છાંટોય માગ્યો નહીં. ગમ જ ન પડી. નહીં તો શ્રીહરિ તો કૃપા વરસાવવા તૈયાર જ હતા. કદાચ કૃપાનું અમૃત તો સતત વરસતું જ હતું પણ એને ઝીલતાં ન આવડ્યું. આ હાથની અઞ્જલિ બનાવીને ઝીલવાનું પસન્દ કર્યું. હૃદયની ફૂલડાં કટોરી ગૂંથી ન લાવ્યાં ને ભાગ્ય ફૂટેલું. બીજું શું ? એ કૃપાઅમૃત વહી ગયું. એટલું જ કહ્યું હોત 'નાથ ! એટલી અરજી રે ઉપાડો જડ રે પડદા'. બસ એ જડ પડદા ઊઘડી ગયા હોત. તો તો પછી પ્રકાશ જ પ્રકાશ હતો. meaning behind the meaning અને vision behind the vision સાવ સ્પષ્ટ જ હતાં.

પણ એ માટે અરજી કરવી પડે. અરજી — દીનતાપૂર્વક, નમ્રતાપૂર્વકની માગણી કરવી પડે. આ કવિએ અરજી કરી. હવે આંખે માત્ર ઊંડેરું નીરખવાનું જ રહ્યું, 'હરિવર દરસે સદા' — હરિવર તો ત્યાં છે જ. જેમ હતા તેમના તેમ જ. 'God is always there and he has lots of time to spare —' હવે તો હરિ જ હરિની સન્મુખ છે. હવે તો 'સૌન્દર્યથી જગત રેલમછેલ ડોલે' — 'હૃદયભરી નીરખો હરિ' આખું વ્યક્તિત્વ એનાથી ભરી લેવાનું છે. ઊંડા અન્ધારેથી પરમ તેજે પહોંચાઈ ચૂક્યું છે. અસત્યોમાંથી સત્યમાં પ્રવેશ થઈ ચૂક્યો છે. હવે તો 'આજની ઘડી રળિયામણી રે, મ્હારા વ્હાલોજી આવ્યાની વધામણી જી રે' ગાવાનું જ બાકી રહ્યું છે. 'एकोऽहम् वहुस्याम्'નો અનુભવ થઈ ચૂક્યો છે. હવે માત્ર શાન્તિ છે, પરમ શાન્તિ. હવે માત્ર આનન્દ છે, પરમ આનન્દ.*

* તા. ૪-૪-૯૨ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ ખણ્ડમાં અપાયેલું 'મહાકવિ ન્હાનાલાલ જયન્તી' વ્યાખ્યાન.



## એક લલિતાનું કુચીપુડી લાસ્ય

(૧૯૯૧માં કલકત્તા ગુજરાતી સમાજમાં શ્રી સુનિલ કોઠારી દ્વારા આયોજિત કુચીપુડી નૃત્ય...)

રાજેન્દ્ર શાહ

વિરલ હતી એ સાન્ધ્યેય સુષમા.
ને વિરલ....

રઙ્ગમઞ્ચની જવનિકા બાજુ પર સરતાં
સમ્મુખ છે પ્રાઞ્જલ એક કમનીય-કાય-તરુણી.
મૃદઙ્ગ પરના મૃદુ કરાઘાત
અને વાદ્યના સુકોમલ સૂર સાથે
એ'ની અભિવન્દના...
હવામાં નમણા વળાંક લેતી સુગન્ધિત ધૂમ્રરેખા સમી
રમણા'ય અઙ્ગભઙ્ગિમય
એ'નું ઝૂકવું. ધરાને સ્પર્શવું, જાણે
ધરી રહી છે અદૃષ્ટની ચરણરજ !

પછી... પદઠેક, નૂપુરની ઝઙ્કૃતિ, ને
સાઙ્કેતિક મુદ્રા દ્વારા ષોડશોપચાર....
પછી
ક્ષણની શાન્તિ...

પુનઃ પદઠેક, ને
આઙ્ગિક અભિનયે વ્યઞ્જિત કરતી
કથાનો એક એક તન્તુ.
કોની આગળ થાય છે આ કથન ? !

મઞ્ચની સામે મણ્ડપમાં અમે-પ્રેક્ષકો;
અમારી સૌની એક દૃષ્ટિ
સઙ્ગીતના પ્રશાન્ત ગોરમ્ભાથી છે આવૃત,
પરન્તુ કોને નિહાળતી હતી એ
એનાં ભાવ-વિચઞ્ચલ લોચનની અવિલોલ દૃષ્ટિએ ?

એ દૃષ્ટિના અનુસન્ધાને વહે છે મારી દૃષ્ટિ સઞ્ચરે છે
પ્રેક્ષકોની પાર, ભવન-મણ્ડપની પાર
અમ્બરના આનન્ત્યમાં.
કોણ છે ત્યાં લક્ષિત ? — આરાધ્ય ?
શૂન્યાકાશમાં ઊડે ઊડે છે કોણ ?

યુગપત્ બાહ્યાન્તર દૃષ્ટિ !
સમ્પ્રજ્ઞાત ગતિમય સુષુપ્તિ !
શામ્ભવી !
ગતિમય કાલનું આકુઞ્ચન
કાલાતીત એ'વી એક અવસ્થિતિમાં !

ત્યાં
ઝઙ્કૃત સઙ્ગીતની મીણ્ડ... ને
આનન્ત્યની કન્દરામાંથી મઞ્ચની સમ્મુખ...

જોઉં છું હું, એનું જવું,
જાણે મ્હારી એક વૃત્તિનું
જવનિકાને અન્તરાલ...



## થઈ જાશું

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

એક થઈશું અનન્ત થઈ જાશું;
બારમાસી વસન્ત થઈ જાશું.

ઊભશું જાત સમ્મુખે આવી,
સર્વ ભ્રાન્તિનો અન્ત થઈ જાશું.

અલ્પતાનેય માણશું મબલખ;
અલ્પતાના દિગન્ત થઈ જાશું.

એકબે સાંજ જો ફરે પાછી;
આપણે પણ શ્રીમન્ત થઈ જાશું.

એમ 'મિસ્કીન' જઈશું વિખરાઈ;
મૂળગા તન્તોતન્ત થઈ જાશું.



# મૃત્યુત્રયોદશી

**શશિશિવમ્**

## નજર ઊડતી જાય

અદીઠના પંખીની પાંખો સમસમતી રૂહે માથે;
ઓચિંતાની લમણે વાગે ઝાપટ એકીસાથે.

પડછાયો કાળો બલ્લક ઊતરતો ઘરની વાડે;
ડબડબ રૂએ પાંદ આંગણે ઊભા ઘેઘૂર ઝાડે.

ફૂલપાંદડી ઝાકળના બિન્દુમાં ઊંડે ડૂબે;
પગલાં ઘેરી વળે પાયને, ડુંગર ઊગ્યા કૂબે.

નજર ઊડતી જાય આભમાં વાગે ઓળા ટાઢા,
નયન મહીં દેખાય સળગતા ઊજળા ઊજળા દા'ડા.

## મળે વિસામો ક્યારે !

ક્ષણક્ષણની રેતીના કણની મ્હેલાતોમાં વસતો;
ઝાકળના બિન્દુમાં રઝ્રધનુએ ઝૂલતાં હસતો.

વસ દોડતા જતા ને પાછળ પગલાં શોધ્યા કરતો;
રાતનું શ્યામલ મલમલવીંટ્યું રૂપ બાહુમાં ભરતો.

નયન ભરું ટમટમતાં તેજે તારક-મોતી પ્રોવાં;
સૂરજનાં કિરણોમાં એને ઝળહળતાં રે જોવાં.

પવન મહીં પગલાં ભરતો ને માથે પોટલું ભારે;
ક્યાં મૂકું ક્યાં થાક ઉતારું મળે વિસામો ક્યારે !

ફરફરતાં પર્ણોમાં ધીમા શ્વાસ વાયુના ગણતો;
ખર્યું અચાનક પાન, પાનનો કંપ શ્વાસમાં સુણતો.

## એકાંત બિંદુ

સદાય મારા રક્ત વિશે વહેતું એકાંતનું બિંદુ,
ક્યારે ક્યાં સરકે ના લાધે પરમ શાન્તિનો સિંધુ.

જગના કોલાહલમાં ઘૂમતાં ત્રસ્ત રહું ને ખોજું;
અશાંત અથડાવું નીરખીને કાળનું મોજું મોજું.

કોલાહલના ન્હોરઉઝરડા નવ વેઠાતા ઝાઝું;
અકળાતો, બિન્દુ લાધે તો કાળ ઠેકીને બાઝું.

ભટકી અથડી નવજીવનનાં ચેતનદ્વારો ઢૂંઢું;
મારા એ એકાંત બિન્દુમાં સકળ છોડીને પોઢું.



## અગમઅગોચર

કયા શ્વાસનિઃશ્વાસની વચ્ચે બંધુ તું સંતાયો;
ગુલાબની પાંદડીઓ વચ્ચે પરિમલ ક્યહીં છવાયો !

પ્રકાશનાં કિરણો ઊતરે ને પવન અવિરત વહેતો;
જરીય ના અવકાશ ત્યહીં, ક્યાં ફરે અને ક્યાં રહેતો !

ભર્યું ભર્યું આકાશ શબ્દથી ગીત વહે ઝરમરતાં;
અશબ્દ પગલે ક્યાંક અચાનક ઝાકળબિન્દુ સરતાં.

પર્ણપર્ણની નસેનસે કિરણો વહેતાં લીલેરાં;
વાયુમાં ફરફરતાં શાને પાન પડે પીળેરાં !

પક્ષીની પાંખોમાં વસતો વગડામાં ઊડઊડતો;
પીંછું ખેરવી કોક આંગણે અગમઅગોચર જતો.



## શ્વાસ મ્હેકતા થાય

આછરતા દિવસની પછીતે અઢેલી
હેઠા બેઠેલા શ્વાસ
ધીરે ધીરે ટૂંટિયું વાળી ટૂંકા થતા જાય.
પછીતને અઢેલીને ઊભેલો ડોલર સમો ચન્દ્ર
ક્યારી પાસે ઢળી ઢગલો થાય.
ચઢતા દિવસ જેવો
શ્વાસનો બલિષ્ઠ દેહ
દિવસ પછવાડે આવતા
અન્ધકાર જેમ પાતળો પડતો જાય.

પ્રતપ્ત ધરા પર વરસતા
શીતલ મેહમાં
માટીનું ઢેફું ઓગળતું જાય,
અને વાયુના કણેકણમાં
શીતલતા વહેતી થાય
માટીના શ્વાસમાં
પછીતથી અનન્ત સુધી.

નાહીધોઈ સ્વચ્છ થયેલી હવામાં
પૃથ્વીનો પમરાટ પ્રસરતો જાય.
હેઠા બેઠેલા શ્વાસ મ્હેકતા થાય,
સકલમાં વિસ્તરતા જાય,
મ્હેક વેરતા જાય.

## અન્ધારમાં એકાકાર વન

સૂર્ય જેવા સૂર્યનો બોજો ઉપાડી પીઠ પર;
અસ્તાચલે કોઈ સ્વ-જન ધીરે ચડે કેડી ઉપર.

ભેખડે આરોહ ને અવરોહ ચાલે શ્વાસના;
વાયરાની મીંડમાં સ્વર શ્વાસના ઝૂકી જતા.

બેવડ વળેલા શ્વાસના ઝપતાલ પણ તૂટી ગયા;
રક્ત રઙ્ગો સૂર્યના ઝળહળ થતા ઝાંખા થયા.

માત્ર પડછાયો નજર સામે હતો બસ સાથમાં;
ક્ષીણ થઈ ધીરે ધીરે ડૂબતો જતો અન્ધારમાં.

પીઠ પરનો સૂર્ય ને છાંયો ક્યહીં! ને ક્યાં સ્વ-જન!
ઘૂઘવે અન્ધાર ત્યાં સઘળુંય એકાકાર વન.

## તરઙ્ગ સોનલ પ્રકાશે શમતા

પવન તરે પાણી ઉપર ને ઊઠે તરઙ્ગો અગણિત;
તરઙ્ગમાં લ્હેરાતી ક્ષણક્ષણ અવિરત વ્હેતી અકળિત.

સૂરજનાં કિરણે ઝલમલતા તરઙ્ગ રઙ્ગે ડોલે;
અલકમલકનાં રાજ મળ્યાં શું મન ઝૂલે હિંડોલે!

કમલદલે નયનોનાં મોતી ઝળકે ઉર ઉમઙ્ગે;
સકળ આભને નયન સમાવી નિજ રઙ્ગોમાં રઙ્ગે.

પવન પડે ને તરઙ્ગ સઘળા જળમાં જળ થઈ રહેતા;
જળનું જળ ભરપૂર સકળ થઈ એકાકાર વહેતાં.

પથરાતો પરકાશ, છલોછલ જલરાશિ ઝલમલતા;
રઙ્ગરઙ્ગનાં તરઙ્ગ સોનલ એક પ્રકાશે શમતા.

## અચેતન થૈ ઢળે

અરવ આભ કશું વરસી રહ્યાં,
તરુવરો નભને નીરખી રહ્યાં;
પવન સ્તબ્ધ જઈ વગડે ઊભો,
અકળતા શ્વસતી ક્ષિતિજો ઠરી.

ગિરિવરો ઘન ધુમ્મસમાં ડૂબ્યા,
અતલ ખીણ ભરી તિમિરે સૂતી;
પ્રસરતો સૂનકાર દશે દિશે,
ચહકતાં પણ પક્ષી ડરે ઉરે.

ગગન આ ધરતીઉર ભીંસતાં,
ધબકતા નવ શ્વાસ ધરા તણા;
થઈ વિમૂર્છિત પ્રાણ પડી રહ્યા,
નજર વ્યગ્ર નિરાશ્રિત આથડે.

દિવસરાત દિશા નવ પારખે;
વિકલ અઙ્ગ અચેતન થૈ ઢળે.

## મૃત્યુને પ્રાર્થના

સાજણ ! તારી પ્રીત ભવોભવ ભારે.

હાથ મૂકી તારે સ્કંધ ચાલ્યો
　ને તેંય મૂક્યો નિત મારે,
ભેરુ થઈને આપણે મ્હાલ્યા
　જીવન હારે હારે;
　કીધી ગોઠડી વારે વારે. — સાજણ૦

આંગણ તારે પગ દીધો
　કદી દ્વાર ટકોરા દીધા,
સ્વજન થઈને વ્હાલથી મારા
　ચરણ પાછા કીધા;
　તારાં નયન અમાં સારે. સાજણ૦

સાજણ ! અધિક વ્હાલથી હવે
　સદન તારે દોર,
જડ તિમિરનું જગત પીડે
　દાખવ સોનલ પ્હોર;
　તારા પ્રેમલ એક સહારે. — સાજણ૦

## ક્યારેક જ્યારે

જગદીશ ત્રિવેદી

ક્યારેક જ્યારે હું હોઉં છું આવરણહીન —
હોઉં છું ત્યારે સાવ હળવો —
અદશ્ય હવાના મહીન ઝાકળિયા પડ જેવો !

ક્યારેક જ્યારે હું હોઉં છું આવરણહીન —
હોઉં છું ત્યારે અવકાશના ભાલે ઝળકતી
ધવલ પ્રકાશબિન્દી જેવો !

ક્યારેક જ્યારે હું હોઉં છું આવરણહીન —
હોઉં છું ત્યારે પક્ષીકણ્ઠમાં ઉદ્‌ભવેલ
બ્રહ્માણ્ડમાં વિસ્તરતો કોમલ એક સૂર-શબ્દ !

## અવરોહ છે સાચી પરીક્ષા

રજનીકાન્ત પચ્ચોળી

આરોહમાં ઊંચે ચડા ને કાળ પડશે પેટમાં
ઉત્સાહનાં પૂર ઊમટશે ને લોહીથી નસ ફાટશે !
જે રીતે લઈ મીણ્ડ
ઉપર ને ઉપર ચઢતા ગયા
ને પછી અવરોહમાં ગત તૂટતાં હેઠા પડ્યા !
આરોહમાં તો ગાયકીની છે મજા...
પણ અવરોહ જો ના આવડ્યો તો
જશો ખાતા ગોથ નીચે,
અવરોહ છે સાચી પરીક્ષા.

આરોહ જો, ચણ્ડોળનો
જાય સીધેસીધ ઊંચે,
ચીસ પાડી એકશ્વાસે ગીત ગાતો
— પણ પછી નીચે પડે છે
થપ્ લઈ ખાતો પછાટો
ના આવડી અવરોહની ગત.

પરન્તુ આરોહ ને અવરોહ તો
જુઓ પક્ષીરાજ ના...
માળો ઊંચે ગિરિટોચ પર
ત્યાંથી ઊંચે ચકરાવ મા
ઊંચે ઊડે, ઊંચે ઊડે
પણ સાવ ન્હાનું ભક્ષ્ય -
એક સાપોલિયું
દર બહાર — જો દેખાય તો
એક જ સપાટે આવીને
ઊંચકી લઈ ઉપર જતા
આરોહ ને અવરોહ ત્હેનાં
વર્તુળો કરતા ઊભાં...

આરોહમાં છે હોંશનો ઉન્માદ પણ
અવરોહમાં અવસાદનાં કડવાં પીણાં,
મીઠી ઉદાસી,
અવરોહનો અવસાદ જીરવવો કઠિન.

## ટહુકો મળે...

કિરીટ ગોસ્વામી

આંખને રઙ્ગીન કૈં દશ્યો મળે,
શ્વાસમાં સુગન્ધનો દરિયો મળે !
ફૂલવાડી ના મળે તો કૈં નહીં :
ફક્ત મુજને ફૂલનો ગજરો મળે !
મોર-સઙ્ગ નૃત્ય કરવા હું ચહું;
પાંખ, પીંછાં, રઙ્ગ ને ટહુકો મળે !
તારલા હમણાં જ ખઙ્કેરી દઉં :
આસમાની આભનો રસ્તો મળે !
જિન્દગીમાં જોઈએ શું એ પછી;
એક ત્હારી યાદનો પડઘો મળે !

## પ્રત્યેક ઉચ્છ્વસન

રાજેન્દ્ર શાહ

પ્રત્યેક ઉચ્છ્વસન...ને
ભીતર હું સર્વની :

પ્રત્યેક મુજ શ્વસન...તે
નવ જન્મ-પર્વણી.



## સ્વ. પિતાજીને

દેવેન્દ્ર દવે

શીખ્યો 'સા રે ગ મ પ ધ નિ સાં.' હું ત્હમારી કનેથી
એથી આગે તક વધુ મળી ના મ્હને પામવાની !
રાગોની ના ગત કશી પડી, ના મળી સૂર-દીક્ષા,
ધૂળે છાયાં અરવ રડતાં ભાસતાં પ્રાણહીન
વ્હાલાં વાદ્યો : સ્વર સભર થૈ મીણ્ડના મન્ત્ર ખૂલ્યા
કે ના ઝૂલ્યા તરજમહીં કૈં તારના તાનપૂરા !

વર્ષો વીત્યાં સરગમ તણી મોહિની મૌન ઓઢી
પોઢી જાણે વિરહ વસમો કાળજે કોતરીને;
કાફી, તોડી, લલિત, ગત વા મેઘમલ્હાર વ્હેતો,
ના બાગેશ્રી, દ્રુપદ ટુકડા, દાદરા કે ત્રિતાલ !
જ્યાં ઓચિન્તા તરડ તૂટતાં શ્વાસના સપ્તકેથી
છેલ્લો છેડી દરદ ઘૂંટતો ભૈરવી નાદ ગુંજ્યો !

પામ્યો ના હુ પુનિત તમ એ વારસો સૂર-ભીંજ્યો,
આજે મ્હારું ઉર રડી રહ્યું હીબકે હીંચ લેતું....

## એ દિવસો

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

એ દિવસો કે અષાઢમાં તો આભ આવતું હેઠું,
પાણી અડકે ત્યાં મન થઈ જાતું માટીનું ઢેફું.

કઈ દિશામાં મોર કેટલા ટહુક્યા વેઢે ગણતો,
ઘરમાં ઘરડા એમ સમજતા હશે છોકરો ભણતો.

અવળોસવળો ઝીંકાતો વરસાદ ગામની ઉપર,
જોઉં-સાંભળું ઘોડાપૂર ઊમટતાં મારી અંદર.

જળની માયા હતી એટલી મને હું જળમય લાગું,
જળ જો છોડી હોત મુખીની તોપણ કરતે માગું.

હવે શ્હેરમાં, બધા અષાઢો બસ કોરાધાક્કોર,
મૂક્યા છે શોકેઈસની અન્દર રમકડાના' મોર.

## ક્યાં આવ્યો હ્યાં ?

દેવેન્દ્ર દવે

વેચ્યું'તું જે ઘર વતનનું દાયકા બે'ક વીત્યે
આવું છું હું — લગભગ બધું લાગતું સાવ જુદું :
ના રસ્તાઓ પરિચિત હવે ભેરુ-શા ધૂળધોયા,
લાંબી કાળી સડક; પથ પે વૃક્ષ ઊભાં કતારે !
કો ચ્હેરો ના ત્વરિત મુજને 'તું !' કહી ઓળખી લે,
સૌની મ્હારી પ્રતિ કુતુકની દૃષ્ટિથી હું ઘવાતો !

ક્યાં છે મ્હારું ઘર-ફળિયું ? ક્યાં ઓસરી, થાંભલીઓ?
નોંધારું ઓ નળિયું હમણાં નાખશે ભોડું રડી !
ના બાનું એ મુખ મલકતું આવતું ઝાંપલીમાં,
ક્હેતું વાંકી કર મહીં ધરી લાકડી : 'આવ, ભાઈ !'
જેની કાંધે શિશુક વયમાં હું રમ્યો—જોશીકાકા
આવ્યા સામે ખબર પૂછતા સાવ વાંકા વળેલા

રોકી રાખ્યો અબ લગ પરાણે ડૂમો ઓગળ્યો કૈં,
'ક્યાં આવ્યો હ્યાં ?' ફરી ફરી મ્હને વીંધતો પ્રશ્ન તાતો!

## શ્રાવણ વરસે શેઢે

બિપીન ત્રિવેદી

ઘર વચાળે સીમ બળે ને શ્રાવણ વરસે શેઢે,
આંસુડે ભીંજાણી ભીંતો, મોભ ઊભો છે કેડે.

બારસાખ તો બોલે નહિ ને ઉમ્બર આડી રાતો,
ટોડલિયે બેઠેલા મૂંગા મોર કરે છે વાતો.

સાંકળમાં સળવળતી શૂળો આંગળીઓને વેઢે,
ઘર વચાળે સીમ બળે ને શ્રાવણ વરસે શેઢે.

ફળિયામાં ફુદરડી ફરતી નમણી એક નિરાશા,
નેવેથી નીતરતા ઊના ફળફળતા નિસાસા :
શણગારો સઙ્કોરી સઘળી તરસ ભરાણી બેડે;
ઘર વચાળે સીમ બળે ને શ્રાવણ વરસે શેઢે.

ડેલીએ ડચકાર કર્યો ત્યાં સઘળું બેઠું જાગી;
થાંભલીઓ થનગાર કરીને નર્તન કરવા લાગી.

ઓસરીએ ઊગેલાં પગલાં નમણી આંખો તેડે;
સાજન આવ્યો મેડે...

## વસન્ત

રાજેન્દ્ર શાહ

મેઘના રઙ્ગધનુ, કે ન ટઙ્કાર તોલે;
હોરી-ગુલાલના બોલે
રે ફાગણ ફાંકડો.

આકાશને આજ કીધ ગુલાલ ગુલાલ
ઊમડ ઊમટે વ્હાલઃ
કોરું અવ કોઈ ના.

કિશુંક-સોહ્યું
કાનન-શ્રી-સૌન્દર્ય
સમીરે ચૂમ્યું.

## ઝર્ઝર

ચન્દા રાવળ

રે આ પ્રથમ અષાઢી ઝર્ઝર !
મનની મ્હારી મૃદુલ ધરામાં સુગન્ધભીની મર્મર.
આ પ્રથમ અષાઢી ઝર્ઝર.

સિક્ત સલિલ રોમાગ્ચ દેહમાં
કમ્પન નવકિસલયમાં
એક અલક ભીંજાય મોજમાં
બુન્દ ઝરત નિજ લયમાં
પલક પામતી ફર્ફર :
આ પ્રથમ અષાઢી ઝર્ઝર.

નીરભરી આ મસ્ત વેળમાં
ગાન ઊભરતાં નવતર;
લાગણીઓની નાવ સરકતી
જલદ-ઝરણના પટ પર;
સરલ સ્રોતમાં સર્સર,
આ પ્રથમ અષાઢી ઝર્ઝર.

## હરિયાળી

વ્રજલાલ દવે

સાવ સહજ લ્યો !
હસી રહી હરિયાળી !

જાણ નથી વાવ્યાં બી કોણે ?
કહીં સીંચાયાં પાણી ?
કિરણ પાથરી કોની શીખથી
સૂર્ય કરે રખવાળી ?

સાવ સહજ લ્યો ! હસી રહી હરિયાળી !
અતળ આભ ને અકળ હવાનાં
જન્ત્ર બજે છે ઝીણાં,
તૃણમાં રમતાં પતઙ્ગિયાંએ
માણી સેજ સુંવાળી !

સાવ સહજ લ્યો ! હસી રહી હરિયાળી !
તિમિર નિન્દરે ઉદરે તોયે
શિશુની ફરકે કાયા,
પ્રકાશના પહેલા સ્પર્શે તો
રુદને પ્રીત ઉછાળી !

સાવ સહજ લ્યો ! હસી રહી હરિયાળી !

## અમર કણ્ટકનાં વનોમાંથી પસાર થતાં*

ઉશનસ્

નોને વચ્ચેથી વીંધતી જતી ગાડી ઝડપમાં;
અને હું વાતાનુકૂલ ખીડકીના પારદરશી
જડેલા કાચે છું ભીતર અટક્યો નાકસ્પરશી
ખીલે બાંધ્યું કોઈ બકરું છું લીલેરી તડપમાં.

ચરે ચારો લીલો નજરથી જ આંખો અ-નપલકી;
ઝપાટામાં ઝાડી, ઝડપથી જતા પ્હાડની ગતિ,
ઝરા, વ્હેળા, જોકે કલકલતણી ક્યાંય ન શ્રુતિ;
તરુપર્ણોનીયે મરમર, હું જોઉં દગ થકી !

હું જોઉં ખુલ્લાશે પવન નીકળ્યો છે વન વિશે :
હિલોળે ડાળીઓ ઝૂકીઝૂકી, હસે બેવડ વળી
થતાં ઊંચાંનીચાં પરણ : કશી કો વાત નીકળી
દીસે છે ઠઠ્ઠાની, વિહગગણ વેરે દશ દિશે;

વનો જે હંમેશાં મુજ શું કરતાં વાત; સ્વર તે
ક્યહીં ? ક્યાં છે ગન્ધી પવન સુસવાતો સભર જે ?

* કલકત્તા પરિષદ અધિવેશનમાં જતાં-આવતાં સ્ફુરેલી કૃતિ.

## રાણાનો કૃષ્ણને પ્રશ્ન

સૌમ્ય જોશી



મ્હારી પટરાણીના ધુમ્મસ જેવા જીવતર ઉપર ઓળો થઈને
ઊપસી આવ્યા કા'ન તમે શા માટે ?

મ્હેં તો મ્હારી બન્ધ આંખમાં, મીરાં નામે અજવાળાને મ્યાન કર્યું'તું,
એ'ને સોળ કળાએ શણગારીને, રાજમહેલ અજવાળે એ ફરમાન કર્યું'તું,
મેવાડી ધરતીની ઉપર, જીવસટોસટ રમતાં, પેલી મશક જોઈને
થાતું, ચાલો મીરાં લગ પહોંચાશે;
મ્હારા રાજમહેલની ઓટમ થઈને, પથરાયેલા રાજરાણીના
ભરત ભરેલા પાલવ લગ પહોંચાશે.
મીરાં લગ પહોંચેલા મ્હારા મેવાડી રસ્તાઓ આજે વળાંક
લઈને સૂંઘે છે વેરાન હવે શા માટે ?

એક વાર બસ મીરાં મ્હારી રાહ જોઈને રાજમહેલનાં કમાડ આગળ ઊભી રહી'તી,
ને પરદેશથી આરસની એક નન્દ-કુંવરની મૂરત મુજને લાવવાનું કહી ગઈ'તી,
મ્હારી અન્દર બળતાં સૂનકારનાં કમાડ આડે મૂરત થઈને યુગો યુગોથી હું જ ઊભો છું,
મ્હારી શમણાંઓની હાક વેરતી સાંઢણીઓ પર સવાર થઈને યુગોયુગોથી હું જ ઊભો છું,
ને યુગોયુગોથી મીરાં ત્હારા સ્વર્ણનગરમાં એકલવાયી ભટકે ભૂલી ભાન હજુ શા માટે ?

કા'ન, તું એને કહેજે કે મ્હારા ગુદિયા પરના શિલાલેખના
ભૂંસાયેલા અક્ષર એની રાહ જુએ છે,
ને મારી માફક કાલિન્દીને કાંઠે પેલી રાધા નામે એક અજાણી માધવ, ત્હારી રાહ જુએ છે,
હવે, ફરીથી ગોકુળ જઈને એ ગોવાલણની મટકી ફોડે
તો કહાન, તને હું રાજપાટનો અડધો હિસ્સો આપું,
એ'ની તરસ ભીંજાણી આંખોમાં આ ગંગાજીનો કિસ્સો ખોળે,
તો કહાન, તને હું રાજપાટનો અડધો હિસ્સો આપું,
મ્હારી આશાઓની ફૂટેલી મટકી પર એક જોગણી રાજપાટને
ઠોકર મારી ધરી રહી છે ધ્યાન હજુ શા માટે ?

❑

## જીવણ

કૃષ્ણ દવે

ઊંચું માથું કરી નીરખવા ફુરસદ નહીં લગાર,
જીવણ સીવે સાંજ-સવાર
બુઠ્ઠી થાતી ઇચ્છાઓની કાઢી કાઢી ધાર,
જીવણ સીવે સાંજ-સવાર

એક વૃક્ષની છાયા સાથે એવો એનો નાતો,
છેક મૂળથી કૂંપળ સુધી એ જ બધે ડોકાતો,
શ્વાસે શ્વાસે મ્હેકાવીને વૃક્ષોનો વ્યવહાર,
જીવણ સીવે સાંજ-સવાર.

હોય હથોડી એરણ ખિલ્લી મીણ ઘસેલા દોરા,
જો અટકો શ્રદ્ધાથી શોધો મળશે જીવણ ઓરા,
ફાટ્યુંતૂટ્યું સાંધી સાંધી પ્હોંચાડી દે પાર,
જીવણ સીવે સાંજ-સવાર.

આ જીવતરના જોડા પ્હેરી દોડાદોડી ચાલે,
તૂટે ત્યારે ટાંકે ટાંકે જાત પરોવી આલે,
ઘસી ઘસી ચમકાવે જાણે સૂરજનો દરબાર,
જીવણ સીવે સાંજ-સવાર.

અટકેલી પળ બે પળ વચ્ચે ફૂંકી નાખે બીડી,
આ જીવણને લાગી કેવળ એ જ સરગની સીડી,
ગોટેગોટામાં ઘુમરાતો જીવણનો સંસાર,
જીવણ સીવે સાંજ-સવાર.

રોજ સવારે તાજીમાજી આશાઓ લઈ આવે,
લૂખીસૂકી આ બપોરને પેટ ભરીને ચાવે,
રોજ વધારે એક સાંજનો માથે ઊંચકી ભાર,
જીવણ સીવે સાંજ-સવાર.

## હું ગાગર થઈ ગઈ બાઈ

નવનીત ઉપાધ્યાય

ટીપું પાણી પીધું ને હું ગાગર થઈ ગઈ બાઈ !

ઘરમાં ઘીની સોડમ મ્હોરી સૌની વાતુમાં હું ફોરી,
ગાણાં ઉમ્બરમાં ઊભરાણાં થૈ ગૈ ભીંત્યું ગોરી ગોરી
ઉજાગરાના ભારે મીઠી ભાત્ય પડી ગઈ બાઈ,
ટીપું પાણી પીધું ને હું ગાગર થઈ ગઈ બાઈ...

ભાભીજી મીઠડાં લેતી ને આંબો સંભળાતો વાયુમાં,
ગાયું સાથે સાજણ મોરા નાચ્યા રે વનરાયુંમાં
હરખ હરખમાં હું તો ઊંચી મેડી થઈ ગઈ બાઈ...
ટીપું પાણી પીધું ને હું ગાગર થઈ ગઈ બાઈ...

## વતનથી વિદાય થતી વેળાનું ગીત

નવનીત ઉપાધ્યાય

ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...

ફૂલના જેવું ફળિયું મ્હારા શ્વાસને ઊભું
બથ ભરીને,
શેરિયું આડી દોડતી ચાગલા છોકરા જેવું
મ્હોં કરીને :
પાદર્યના ખોળેથી ભેરુ વાંહે થાતા બૂમ મારીને,
ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...

ચાંદા સોતું આભ ઝાલીને કોઈ રે ગાતું ગીત,
તડકા માથે તરતું થાતું નભગઙ્ગાનું સ્મિત :
શેત્રુંજી ચૂમી રે મ્હને છાતી લગોલગ આવીને
ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...

## THE SECOND COMING

W.B. Yeats

TURNING and turning in the widening gyre
The falcon cannot hear the falconer;
Things fall apart; the centre cannot hold;
Mere anarchy is loosed upon the world,
The blood-dimmed tide is loosed, and everywhere
The ceremony of innocence is drowned;
The best lack all conviction, while the worst
Are full of passionate intensity.

Surely some revelation is at hand;
Surely the Second Coming is at hand.
The Second Coming ! Hardly are those words out
When a vast image out of Spiritus Mundi
Troubles my sight : somewhere in sands of the desert
A shape with lion body and the head of a man,
A gaze blank and pitiless as the sun,
Is moving its slow thighs, while all about it
Reel shadows of the indignant desert birds.
The darkness drops again; but now I know
That twenty centuries of stony sleep
Were vexed to nightmare by a rocking cradle,
And what rough beast, its hour come round at last,
Slouches towards Bethlehem to be born ?

## દ્વિતીય પ્રાગટ્ય

અનુ. રાજેન્દ્ર શાહ

વિશાળ અવકાશનો પ્રતિપળે વધે વ્યાપ ત્યાં
લઈ લઈ વળાંક બાજ રહ્યું ઊડતું તે સુણી
શકે ન પ્રતિપાળને; સ્લથ; ન કેન્દ્ર ધારી શકે.
અસંયત અતન્ત્રતા જ બસ એક વિશ્વે રહી;
વિમુક્ત રુધિરે ભર્યું વહન; ને બધેયે સ્થળે
ક્રિયાવિધિ સમગ્ર નિષ્કપટતાની ડૂબી મહીં.
ઉદાત્ત તણી ધારણા દૃઢ નહીં કહીં, હીન જ્યાં
પ્રપૂર્ણ નિજ વાસના તણી પ્રગાઢતાથી નર્યા.

નિશ્ચ અવ કો રહસ્યતણી પ્રાકટ્યવેળા થઈ;
ખરે પ્રગટ બીજી વાર અવ સદ્ય એનું થવું;
અવશ્ય બીજી વાર આગમન, - બોલ બોલું ન ત્યાં
પ્રચણ્ડ લહું યક્ષ આભમહીં દૃષ્ટિને ડારતો;
કહીંક રણ-રેતમાં સિંહ-શરીર એ'નું છતાં
ધરન્ત શિર માનવી તણું, અને નરી શૂન્યતા
દૃગે ટિકટીકી રહી, - તપનની દયાહીન-શી;
જરાક કંઈ સાથળો સળવળે, જ્યહીં ચોગમ
જણાય ચકરાવ ક્રુદ્ધ ખગ કેરી છાયા તણા.
ઢળે પુનઃ અન્ધકાર; પણ હું હવે જાણું કે
સહસ્રદ્વયની શિલામય સુષુપ્તિને હીંચના
ઝૂલા થકી મળેલ કુસ્વપ્ન સર્વ સન્તાપતાં.
અને પશુ કઠોર કૈં ! — સમય આખરી, એહની
અભદ્ર ગતિ બેથ્લહેમ ભણી જન્મવાને ફરી ?

## દ્વિતીય પ્રાગટ્ય

નલિન રાવળ

વિલિયમ બટલર યેટ્સ અને ટી. એસ. એલિયટ - આ બે કવિપ્રતિભાઓના સમૃદ્ધ કાવ્યસર્જનની પ્રભાવક અને નિર્ણાયક અસર તળે વીસમી સદીના અંગ્રેજી કાવ્યસાહિત્યની સકુલ ઇમારત અસ્તિત્વમાં આવી, જે અનન્ય એ અર્થમાં ગણાય છે કે એમાં આધુનિક મનુષ્યની યુગપત્ સંવેદનાને યથાર્થપણે પ્રમાણી. યેટ્સનો સર્જક તરીકેનો વિકાસ અકલ્પ્ય છે, અદ્ભુત છે. કવિ તરીકે નીવડવું એટલે સંપૂર્ણ મનુષ્ય તરીકે નીવડવું. Maturing as a poet means maturing as the whole man. - યેટ્સની કવિતાના અનુલક્ષમાં

આપેલા વ્યાખ્યાનમાં એલિયટે ઉચ્ચારેલું આ સત્ય યેટ્સના જીવન અને કવનમાં સાકાર થતું જણાય છે. સાચું કવિકર્મ સતત ચૈતસિક પરિમાણોમાંથી પસાર થતું રહે છે. સમર્થ કવિ સર્વદા સમકાલીન હોય છે. યેટ્સ આવા એક સમર્થ કવિ છે. અનેક મૂલગત પ્રશ્નોના અનુસન્ધાનમાં મુકાયેલા જીવનના જે જે પ્રવાહોમાં થઈ એમની કવિતા વહી તે તે પ્રવાહોમાં એકરૂપ થઈ તે વહી. સુદીર્ઘ જીવનમાં જુદે જુદે સમયે અભિવ્યક્તિના અતિસકુલ પ્રશ્નોને એમની આત્મચેતનાએ સફળ રીતે પકડ્યા છે. કવિ વૃદ્ધ થતા ગયા તેમ તેમ એમની કવિતા - એમના સમૃદ્ધ સંવેદનતન્ત્રમાંથી જન્મેલી કવિતા- આન્તરબાહ્ય વિશ્વના નિગૂઢ સ્તરો આવરતી ઊંડે અને ઊંડે સુનિયન્ત્રિત ગતિથી વહેતી રહી.

એમની કવિતાનાં મૂળ ચોફેર પથરાયેલાં છે, પણ ઊંડે સુધી ગયેલાં આ મૂળે સત્ત્વ ખેંચ્યાં છે આયર્લૅન્ડની લોકકથાઓ અને પુરાણકથાઓમાંથી. એકવીસની વયે એમણે નોંધેલું : 'બુદ્ધિ પ્રભેદો જુએ છે, પ્રજ્ઞા ઐક્ય. Talent perceives differences, genious unity. આરમ્ભમાં જ કવિ થવા માટે એ કેવી ઉત્તમ સજ્જતા કેળવી ચૂક્યા છે ! પ્રથમ સુદીર્ઘ રચના - The Wanderings of Oisin-માં યેટ્સ જીવનભર ગાયેલા બધાજ વિષયો — પ્રેમ, યૌવન, મૈત્રી, મૃત્યુ, સ્વાતન્ત્ર્ય, જાતીય સંવેગ, કવિ, કવિતા, વૃદ્ધત્વ-ની માંડણી કરે છે. અનેક પરિબળોની અસર તળે યેટ્સના કવિમાનસનું ઘડતર થયું છે. એક વિવેચકે યેટ્સની કવિતાને નવપલ્લવિત થયેલા પ્રાચીન વૃક્ષ સાથે સરખાવી છે. "ધર્મ વગર હું મ્હારી જાતને જીવતી નથી કલ્પી શકતો." યેટ્સે એકરાર કર્યો છે. Words alone are certain good કહેનાર કવિ માટે અન્તે કવિકર્મ એ જ કવિધર્મ નિશ્ચિત બને છે. સમગ્ર કાવ્યપરમ્પરા અને વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર, ધર્મ, સંસ્કૃતિ અને વિશ્વસન્દર્ભમાં મુકાયેલા સમગ્ર જીવનના પ્રકાશમાં યેટ્સ કવિતાને જુએ છે. એમની કવિતાના તાર હૃદયના એકેએક પરિસ્પન્દમાંથી નીકળી અન્તરબાહ્ય વિશ્વને આવરતી એક એવી રમણીય તન્તુજાળ રચે છે જે સમજવી — પૂરેપૂરી સમજવી અશક્ય જ. યેટ્સ કાવ્યસ્વયંને એક અખણ્ડ પ્રતીક unity of symbol ગણે છે, જે ઊગે છે અખણ્ડ જીવન unity of Being અને અખણ્ડ સંસ્કૃતિ unity of cultureમાંથી. એલિયટે પોતાની કવિતા તેમ જ યેટ્સ અને રિલ્કેની કવિતા ફ્રેન્ચ કાવ્યપરમ્પરાની અસર વગર સમ્ભવી જ શકી ન હોત એમ કહ્યું છે. બોદલેરથી આરમ્ભાયેલી અને પોલ વાલેરીમાં પૂર્ણત્વ પામેલી ફ્રેન્ચ પ્રતીકલક્ષી કવિતાનો અહીં નિર્દેશ છે. — પ્રસ્તુત વિધાનમાં ઘણું તથ્ય છે તેમ છતાં યેટ્સની પ્રતીક-વિચારણાનો સવિશેષ સમ્બન્ધ બ્લેઇકની કલ્પનલક્ષી રહસ્યગર્ભ કવિતા સાથે છે. એઝરા પાઉન્ડ સાથેની મૈત્રી એમની કવિતાને આધુનિક સન્દર્ભોમાં પળોટવામાં પ્રેરણારૂપ બની રહી. પણ સર્વાંશે એમનું કવિચિત્ત કવિતાના નૂતન આયામો સિદ્ધ કરવા ઉદ્યુક્ત રહેતું. અનેક સ્તબકોમાંથી એમની કવિતા પસાર થઈ છે. દરેક આવતી કવિપેઢીના તે સમકાલીન થઈ રહ્યા છે. અને આ અર્થે જીવનના ઉત્તરાર્ધમાં એ આખી કાવ્યશૈલી પલટી નાખે છે, વિષયવસ્તુ બદલે છે કેમ કે એક આખો સમય બદલાયો છે. કાવ્યભાષાનો નવેસરથી વિચાર કરવો અનિવાર્ય હતો. અગાઉ કાવ્યપ્રયોજિત સઘળા ઉપકરણો-અલઙ્કરણો એક બાજુએ મૂકી યેટ્સ નવીન યુગચેતનાના સ્વરને, 'Second Coming,' 'Easter 1916', 'Tower', 'બાયઝેન્ટાઇન પોએમ્સ' વગેરે કાવ્યોમાં પ્રયોજે છે.

યેટ્સના બૌદ્ધિક અને સંવેદનામૂલક ચારિત્ર્યના અનુલક્ષમાં એલિયટે આ પ્રસિદ્ધ વિધાન કર્યું છે : "I can think of no poet even the greatest who has shown the longest period of development than yeats. Development to this extent is not merely genius, it is character." ભારતીય રસમીમાંસાની પરિભાષામાં અહીં 'કેરેક્ટર' એટલે સંવિત્. યેટ્સ સતત વિકાસોન્મુખ રહ્યા છે. અને પ્રતિભાવન્ત કવિનું આ એક લક્ષણ છે. પણ એલિયટ યેટ્સની મહત્તા સવિશેષ આંકે છે એમના કવિચારિત્ર્યમાં - કવિસંવિતમાં.

કાવ્યશૈલી - કાવ્યવસ્તુની દૃષ્ટિએ યેટ્સનું ઉત્તરવયનું કવિકર્મ અનન્ય લેખાયું છે. યેટ્સ આ સમયે શોધમાં હતા એક એવા કલ્પનની જે દ્વારા અર્વાચીન માનસ આત્મસઙ્કેત પામી શકે. 'I seek an image of the modern mind's discovery of itself.' ઇમેજ — સિમ્બલ પ્રતિરૂપ-પ્રતીક કાવ્યસ્વરૂપનાં અન્તર્ગત તત્ત્વોને કેન્દ્રમાં રાખી આ ગાળામાં ઘણી તાત્ત્વિક ચર્ચા થઈ છે. અર્નેસ્ટ સીમોન્સનો શકવર્તી ગ્રન્થ - The symbolist movement in literature — ફ્રેન્ચ પ્રતીકલક્ષી કવિતાને વિશ્લેષે છે. સીમોન્સે આ પુસ્તક યેટ્સને અર્પણ કર્યું છે. યેટ્સે ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓનો અભ્યાસ કર્યો છે પણ ત્હેમની પ્રતીકલક્ષી કવિતા અઙ્ગ્રેજી પ્રતીકવાદી કવિઓના અનુસન્ધાનમાં જોવાય છે. ત્હેમનો એક નિબન્ધ - The symbolism of poetry - ત્હેમની પ્રતીકવિચારણાને સ્પષ્ટ કરે છે. અહીં નિસર્ગસ્મૃતિ Anima Mundi પ્રતીક દ્વારા જ વ્યક્ત થઈ શકે એમ સ્પષ્ટ કરતા જઈ તે આ વિધાન કરે છે : 'I have no speech but symbol, the pagan's speech, I made amid the dreams of youth.' યેટ્સનું એક અજ્ઞાત કાવ્યશાસ્ત્ર પણ છે. પ્લેટો, પ્લોટીનસ, સ્વિડનબોર્ગ, બ્લેઇક આદિ સર્જકોની ફિલસૂફી તેમ જ ખ્રિસ્તી સન્તોની ફિલસૂફીનું અધ્યયન તે એક ભૂમિકાએ ખપમાં લે છે. પણ કાવ્યલેખનમાં વ્યક્ત થઈ જાય છે ત્હેમની અજ્ઞાત કાવ્યવિચારણા. ઉત્તરવયની ત્હેમની કૃતિઓમાં સર્જન-વિસર્જનને લગતી ત્હેમની વિચારણા કાળની ચક્રાકારગતિ -Gyers-ને વિશ્લેષે છે. 'The Second Comingનો કેન્દ્રવર્તી વિચાર યેટ્સની આ કાળપર્યેષણામાંથી સ્ફુર્યો છે. યેટ્સની એ પ્રતીતિ હતી કે સંસ્કૃતિ અને બર્બરતા Civilization and barbarism એકાન્તરે alternating phases આવે છે. આરમ્ભે ન્હાનાં વર્તુળો ગતિ કરતાં જઈ વિશાળતમ થતા આવે છે અને અન્તે કેન્દ્ર તૂટી પડતાં આ ચક્રાકાર ગતિ તૂટી પડે છે, અને નવી સ્થિતિ ઉદ્ભવે છે. ક્ષય અને વૃદ્ધિ, લય અને વિલયનું આ ચક્ર ચન્દ્રકળાઓની ફેરવાતી સ્થિતિ અનુસાર અસ્તિત્વમાં આવે છે. Christianityની વીસ સૈકાઓની સમાપ્તિએ વિશ્વને જડ્ઞાલિયત- બર્બરતા-અમાનુષિતાના અન્તિમ ચરણે લાવી મૂક્યું છે. કરાળ-બિભીષણ બીજો અવતાર આવી રહ્યો છે - જગત શતધા તૂટી રહ્યું છે. યેટ્સનું આ વિલક્ષણ કાવ્ય વીસમી સદીના મનુષ્યને લક્ષ કરતી માર્મિક ટીકારૂપે આવ્યું છે. પ્રથમ વિશ્વયુદ્ધ, આન્તર વિગ્રહો, પારમ્પારિક મૂલ્યોનો હ્રાસ, વિઘાતક વૈજ્ઞાનિક શોધો - આ બધી વિનાશક પ્રવૃત્તિનું મૂળ વીસમી સદીના મનુષ્યનું અસદ્ગ્રસિત મન છે - ચિત્ત છે. માનવપેઢીઓના વિનિપાતને યેટ્સ વૈશ્વિક યોજનાના ઇતિહાસના સન્દર્ભમાં જુએ છે. દર બે હજાર વર્ષના અન્તે એક સંસ્કૃતિનો વિલય થાય છે અને બીજી સંસ્કૃતિનો ઉદય. પણ

માનવસંસ્કૃતિ વિઘાતક બર્બરતાનાં પ્રબળ મોજાંઓની સામે તૂટી પડે છે. મનુષ્યની વિશ્વયોજના સામે અસહાયતા છે અને એટલે અહીં નિર્વેદ છે, કરુણતા છે. પણ આ માટે માનવી ઓછો જવાબદાર નથી - એ સામે ચાલી અસદ્‌ને સ્વીકારે છે. યેટ્સ બાજપક્ષી અને પ્રતિપાળ Falcon અને Falconerના પ્રતીક દ્વારા એ સ્પષ્ટ કરે છે કે મનુષ્ય પોતાનાથી વિખૂટો પડી ગયો છે. એનું અન્તસ્તત્ત્વ દુરિતના આવરણ નીચે આવ્યું છે. સ્વવિચ્છેદની આ સ્થિતિ છે. જીવનની વિઘાતક ચક્રગતિ વર્તમાન સમયની બહાર ફેલાતી ફેલાતી ધ્રુવકેન્દ્રને તોડતી વિસ્તરણની અન્તિમ રેખાએ પહોંચી છે — યેટ્સે બાજપક્ષી Falcon અને પ્રતિપાળ Falconerનાં કલ્પનો દ્વારા અરાજકતા- ગ્રસ્ત વર્તમાન જગતની સ્થિતિને તાદૃશ કરી છે. બાજપક્ષીનું ચક્રાકાર ઉડ્ડયન અવકાશમાં ઊંચે ને ઊંચે એટલી ગતિથી થઈ રહ્યું છે કે તે પ્રતિપાળના અવાજને સાંભળી શકતું નથી. નર્યા અતન્ત્ર મનોદ્રેકનું - અહંતાપૂર્ણ બુદ્ધિનું પ્રતીક બાજપક્ષી છે. પ્રતિપાળ મનુષ્યના અન્તસ્તત્ત્વનું - આત્માનું પ્રતીક છે. મનુષ્યનું મન, એનો પ્રાણ, એની બુદ્ધિ એના આત્માથી વિચ્છેદાયેલ છે. મનુષ્યે પોતાની ઓળખ self-identity ગુમાવી છે.

રાજેન્દ્ર શાહે યેટ્સની આ સમર્થ કૃતિનો સમર્થ અનુવાદ આપ્યો છે. એ અનુવાદ સર્જનાત્મક —transcreation કોટિનો છે કેમ કે મૂળ કૃતિની ભવ્ય લયાત્મકતા-છન્દગૌરવ પૃથ્વી છન્દના અર્થાનુસારી લયસંયોજનોમાં સહજ ઊતરી આવેલ છે. મૂળ કૃતિના સઙ્ગીતને—રણકાને અહીં આવિષ્કૃત થતો અનુભવી શકાય છે. મૂળમાં બાજપક્ષીના ઉડ્ડયનની ચક્રગતિ દર્શાવવા યોજાયેલ શબ્દ gyersનો સઙ્કેતાત્મક અર્થ અનુવાદમાં ન ઊતરે તે સ્વાભાવિક છે. પણ બાજપક્ષીના વ્યાપક ચકરાવા દૃશ્ય કરવા અર્થે પ્રયોજવામાં આવેલ શબ્દપ્રયોગો અનુવાદકળાના સૌંદર્યને વ્યક્ત કરે છે :

*વિશાળ અવકાશનો પ્રતિપળે વધે વ્યાપ ત્યાં*
*લઈ લઈ વળાંક, બાજ રહ્યું ઊડતું....*

યેટ્સની પ્રસ્તુત કૃતિ કાવ્યબન્ધારણ — structure— કળાની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ લેખાઈ છે. મૂળ ૨૨ પઙ્ક્તિઓનું પ્રમાણ અનુવાદમાં પણ ૨૨ પઙ્ક્તિઓનું રહ્યું છે. લોકોક્તિમાં પરિણમે એવા શબ્દપ્રયોગો અનુવાદમાં સિદ્ધ થયા છે :

*અસંયત અતન્ત્રતા જ બસ એક વિશ્વે રહી,*
*વિમુક્ત રુધિરે ભર્યું વહન, ને બધેયે સ્થળે*
*ક્રિયાવિધિ સમગ્ર નિષ્કપટતાની ડૂબી મહીં;*
*ઉદાત્ત તણી ધારણા દૃઢ નહીં કહીં, હીન જ્યાં*
*પ્રપૂર્ણ નિજ વાસના તણી પ્રગાઢતાથી નર્યા.*

મૂળની બલિષ્ઠ પુનરુક્તિ પણ સબળ રીતે વ્યક્ત થઈ છે :

*surely some revelation is at hand;*
*surely the second coming is at hand.*

*નિશંક અવ કો રહસ્ય તણી બાહ્યવેળા થઈ;*
*ખરે પ્રગટ બીજી વાર અવ સદ્ય એનું થયું.*

કાવ્યનું શીર્ષક Second Coming — દ્વિતીય પ્રાગટ્ય સન્ત મેથ્યુના વચનામૃતમાંથી લેવામાં આવ્યું છે. ક્રાઈસ્ટના દ્વિતીય અવતારનું અહીં સૂચન છે- ખ્રિસ્તી જનસમાજમાં મેથ્યુ, જ્હૉન આદિ સન્તોની વાણી અનન્ય શ્રદ્ધાથી સ્વીકારાય છે. ક્રાઈસ્ટનું આગમન મનુષ્યરૂપે નહીં પણ ઈતર સ્વરૂપે હશે. યેટ્સે ખ્રિસ્તી માન્યતા અને માનવસંસ્કૃતિઓના સર્જન-વિલય વિષેની પોતાની માન્યતાનો અહીં સમન્વય સાધ્યો છે. - કાવ્ય આ

માન્યતાઓને અતિક્રમી ગયું છે અને એ નિતાન્ત કાવ્યની ભૂમિકાએ જ સર્વગમ્ય બન્યું છે, કેમ કે સામ્પ્રત વિશ્વની અરાજકતાથી ક્ષુબ્ધ સર્જકે માનવીય પ્રશ્નોના સન્દર્ભમાં અસ્તિત્વની - માનવઅસ્તિત્વની ચિન્તા પ્રગટ કરી છે. કાવ્યની પ્રથમ આઠ-પઙ્ક્તિઓનું એકમ સામ્પ્રત સમાજના દુર્દૈવનું તાદૃશ ચિત્રણ આપે છે જે વિનાશક છે- કરુણાજનક છે. - સાંસ્કૃતિક વિનિપાતનું કારણ માનવમૂલ્યોના હ્રાસમાં રહ્યું છે. લોહિયાળ ક્રાન્તિઓ-યુદ્ધો સમાજને છિન્નભિન્ન કરે છે. આઇરિશ લોકક્રાન્તિએ ડબ્લીનનાં કળા-સ્થાપત્યની ઇમારતોને ધરાશાયી કરી હતી. યેટ્સ આથી ઘણા વ્યથિત હતા. 'ઇસ્ટર ૧૯૧૬' કાવ્યમાં આ લોકક્રાન્તિએ સર્જેલ બિભીષિકાનો આલેખ છે. ક્રાન્તિને લઇ એક વિભીષક સૌંદર્ય terrible beautyનો આવિષ્કાર થયો છે પણ એ ક્રાન્તિ અર્થે મૃત્યુ અનિવાર્ય છે ? હૃદયને જે ક્રાન્તિ પાષાણવત્ બનાવી દે તે ક્રાન્તિનું શું મૂલ્ય ? પણ આ અતન્ત્ર અસંયત સમાજ જે રુધિરરક્ત વિનાશમાં રાચે છે તેમાં લોપ થાય છે સ્નેહ, આદર અને શાલીનતાનો, The ceremony of innocenceનો.

*ક્રિયાવિધિ સમગ્ર નિષ્કપટતાની ડૂબી મહીં;*

યેટ્સ પરમ્પરાગત કૌટુમ્બિક મૂલ્યોનો આદર કરનારા હતા બલકે સામાજિક સુદૃઢતાનો પાયો જ સુગ્રથિત કુળસંસ્કારોને ગણતા હતા.

નિર્દોષતા - શિશુની નિષ્કપટતા જે જીવનને ગૌરવપૂર્ણ ચિરન્તન અર્થ અર્પે છે તે વિલાય છે દ્વેષ, હિંસા, ધિક્કારની હિલોળે ચડેલી ભરતીમાં, જે સર્વસ્વને ડુબાડતી આગળ વધે છે. બધું જ છિન્નભિન્ન છે. -કેન્દ્રની ધારકશક્તિ નાશ પામી છે. પણ હીન દુષ્ટ મનુષ્યો છૂટેદોર રાચે છે. તેઓ એકલા જ ક્રિયાશીલ છે. ત્હેમને નથી શ્રદ્ધા કે ધર્મ કે નીતિનિયમોની જરૂર. સારા મનુષ્યો - ઉદાત્ત મનુષ્યો ક્રિયાશૂન્ય છે. તેઓ મૂક બની પિશાચલીલા જોયા કરે છે કેમ કે ત્હેમની નિશ્ચયાત્મક બુદ્ધિ નાશ પામી છે — નાશ પામી છે ત્હેમની ક્રિયાશક્તિ કેમકે તે શ્રદ્ધાવિહીન-ધર્મવિહીન છે, જેને લઇ ત્હેમની અવરુદ્ધ ચેતના આધ્યાત્મિક ઉત્કર્ષની દિશામાં ગતિ કરતી નથી. મૂઢતા-ક્લૈબ્યતા-સંસ્કારવિહીનતા ચોફેર સમાજને-વિશ્વસમાજને ગ્રસે છે. - આ એક વિનાશની એવી પળ આવી પહોંચી છે જ્યાં કશુંક રહસ્યમય જન્મશે — કશાકનો - કોઇ શક્તિનો આવિર્ભાવ થશે. કાવ્યની અન્તિમ ૧૪ પઙ્ક્તિ કારમી ભવિષ્યવાણી-ભયાવહ રાક્ષસી આકૃતિને દૃશ્ય-શ્રાવ્ય કરતી ચમત્કૃતિપૂર્ણ દૃશ્યમાં રચી રહે છે. યેટ્સે અગોચરમાંથી ઉદ્‌ભવતી અસહ્ય આકૃતિઓ images વ્યક્તિનિરપેક્ષ લેખી છે. મૂળ કાવ્યનું પદ spiritus mundi વિશ્વચેતના-અવકાશ- આભના પર્યાયરૂપ છે. રાજેન્દ્ર શાહે અહીં કેનોપનિષદમાં પ્રગટતા યક્ષ અને તેના રૂપાંતરનો ભારતીય આધ્યાત્મિક સઙ્કેત વણી લીધો છે :

*અવશ્ય બીજી વાર આગમન-બોલ બોલું ન ત્યાં*
*પ્રચણ્ડ લહું યક્ષ આભ મહીં દૃષ્ટિને ડારતો;*
*કહીંક રણરેતમાં સિંહ-શરીર, એનું છતાં*
*ધરન્ત શિર માનવી તણું, અને નરી શૂન્યતા*
*દૃગે ટીકટીકી રહી, - તપનની દયાહીન શી,*

બે હજાર વર્ષની પાષાણનિદ્રા દુઃસ્વપ્નથી હલબલી ઊઠી છે અફાટ તપ્ત રણરેતમાં સિંહ-શરીર અને માનવશિર્ષ ધરાવતી મહાકાય આકૃતિ, સાથળો હળવે હળવે ઘસતી, બેથ્લેહેમ ભણી આવી રહી છે. આ સિંહ-નર આકૃતિની દૃષ્ટિ નરી શૂન્ય, નરી દયાહીન છે. એટલે કે એ દૃષ્ટિ નિર્મમ છે, કઠોર છે

- સૂર્યદષ્ટિની જેમ. આ એક ભવ્ય અને ભયાવહ ઉપમા છે :

*A gaze blank and pitiless as the sun.*

(યેટ્સે બે વિશેષણો blank અને pitiless દ્વારા ઉત્કૃષ્ટ કાવ્યાત્મકતા સિદ્ધ કરી છે. ક્યારેક અભિનિવેશપૂર્વક વિશેષણનું મૂલ્ય કેટલાક ઓછું આંકે છે. પણ યેટ્સ જેવા મોટા ગજાના કવિ વિશેષણોને ઉત્તમ રીતે કાવ્યમાં પ્રયોજી શકે છે.)

તપ્ત સૂર્યનાં કિરણોથી છવાયા રણમાં ચોમેર ચકરાવા લેતા પક્ષીઓના પડછાયા તળે સિંહ-નર આકૃતિ સાથળોને અભદ્ર રીતે ઘસતી બેથ્લેહેમ ભણી આવી રહી છે. પુનઃ હીંચ પારણાની, પુનઃ આગમન ક્રાઇસ્ટનું. પણ બે હજાર વર્ષના સંસ્કૃતિ-કાટમાળ તળે પડખું બદલતી વિશ્વપ્રજા ઈશુની સિંહશરીરધારિણી બિભીષણ આકૃતિને પરખી શકશે ? કે પછી ઈશુના દૈવી જન્મને પરખવામાં મનુષ્ય એક વાર નિષ્ફળ રહ્યો હતો, એટલું જ નહીં પિશાચલીલામાં નિર્દય રીતે રાચ્યો હતો તેમ ફરી અમાનુષી બર્બરતામાં - પિશાચલીલામાં રાચશે. સામ્પ્રત અરાજકતા અને વિનિપાતગ્રસ્ત મનુષ્યના ભાવિ અંગે કેટલીક ઉત્તમ કૃતિઓ - ચિન્તનાત્મક કૃતિઓ લખાઈ છે. કાવ્યરચનાથી સામાજિક ભૂમિકાએ કશું શુદ્ધ થાય છે કે નહીં એ ભલે ચર્ચાનો વિષય હોય પણ યેટ્સે અન્યત્ર કહ્યું હતું વિશ્વઅરાજકતા સામે સંરક્ષણનું છેલ્લું કૃત્ય કાવ્યલેખન છે. It is a last act of defence against the chaos of the world.



## ભગ્ન પ્રેમ

પ્રાપ્ત

અનુ. કે. શાહ

તપસ તૂટા હુઆ દિલકી ઇસ તરહ ઉભરી,
દિયા તોડી મકાબિર પ્રેમકા, ગમસે
ફગાયા એક કક્કરસે —
વહાં આબેજમૂના મેં.

ભગ્ન પ્રેમ તણા એના હૈયે આહ ઊઠી, કર્યા
તાજના ટુકડા એણે
આક્રોશે મારીને એક
કાંકરો જમુના-જલે.



## રાત પડે ને...

રાજેન્દ્ર શાહ

બાળ - રાત પડે ને ચુન્‌ચુન્ તુન્‌તુન્ કરતું આ'વું
કોણ ? - કહેને
બાળા - નામ એ'નું તો છે કંસારી.
બાળ - એ'ને ઊંઘ ન આવે જરીયે ? બબડ્યા કરતી
આમ રહે ને ?
બાળા - અન્ધારામાં એ ચરનારી.
બાળ - હશે ટીચકી, ક્યાંય ન દેખું ! ઘર એનું
ક્યાં ? મ્હને કહેને.
બાળા - ના આવે નજરે અન્ધારે.
બાળ - ત્હેં તો એ'ને જોઈ હશે, ત્યારે જ તું આવું
કહી શકે ને ?
બાળા - તું પૂછી જો બાને ત્યારે.
બાળ - મ્હને આવતી ઊંઘ; ભલેને ચુન્ ચુન્ તોયે
ગાન મજાનું.
બાળા - ત્હારું છે તૈયાર બિછાનું.

## નવશેકો સ્વાદ

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

પોષ માહમાં કરે ચિચોડા ખેતર ખેતર વાઢ,
અને અમારે ગળપણ સાથે એક જ નાતો ગાઢ.

ગળિયા જ્યાં દેખાય વાઢમાં ભૂલી જતો સૌ ઘડિયા,
ચાલુ વર્ગે વાગે મિઠ્ઠી મહેકનાં ચોઘડિયાં.

નનુ વાયડા તણી દુકાને મૂઠી બાજરો દઈને,
હડી કાઢતાં પાછાં વળવું મૂઠી દાળિયા લઈને.

એરણ્ડીના પત્તે ખાધો બબ્બે હાથળા ગોળ,
નવશેકા એ સ્વાદની ઊછળે રોમેરોમે છોળ.

## હોળી

એકલવ્ય

કનુ મનુ અહીં આવો ભેગી કરી આપણી ટોળી :
ભર બપોરે અહીં ચોકમાં આજે કરીએ હોળી.
કાગળ-પત્તરના આ ટુકડા,
ચલો, નાખીએ બાળી;
પણ મ્હારી છે શરત એક
તે કોણ શકે છે પાળી ?
નહીં ચાંપવી દીવાસળી કે નહીં વળી અઙ્ગાર;
તણખોયે ત્યાં નહીં, છતાંયે કામ પાડવું પાર.

લમણે રાખી હાથ બધાયે ઊંડો કરે વિચાર;
કશુંય સૂઝે નહિ; — જાણે કે રણમાં પામ્યા હાર.
ખિસ્સામાંથી ધીમે કાઢ્યું
ઉપસાવેલો કાચ,
જુઓ કહી ધર્યું કાગળ પર
ત્યાં તડકે આલી આંચ :
ઝાળ જરી, તો વાર કેટલી ભડભડ સળગી હોળી;
જાણે જાણી લીધું જાદુ, ..શો હરખ-તાલ દે ટોળી !



## નટ

સોણલું આવે રોજ નવા લઈ ખેલ !
નટ-શું મ્હારોય મેળ,
સૂતો હોઉં તોય તે !



# શિંગ ઊગ્યાં-ની સ્વપ્ન-કથા

**કરસનદાસ લુહાર**

ગબુ ગધેડાને સપનામાં ઊગ્યાં શિઙ્ગ રૂપાળાં જી !
'હવે કોઈની મજાલ કે, શું મને કરે કંઈ ચાળા જી.'

મસ્તક પરની શોભા વધતાં મલકાતો એ મહાલે જી
શિઙ્ગ ઝુલાવી, શિઙ્ગ હલાવી હળવો હળવો હાલે જી.

આમ ઘૂમતો તેમ ઘૂમતો સૌને શિઙ્ગ બતાવે જી,
'હોંચી' કરવાનું ભૂલી હણહણતો રોફ જમાવે જી.

સામે મળતું જે કોઈ એને શિઙ્ગ થકી ઉછાળે જી
શિઙ્ગ ઠોકીને અમથા અમથા ભોંમાં ખાડા ગાળે જી.

કરમાણ કુંભારે કાન પકડતાં ડરનો માર્યો ધ્રૂજે જી,
ડફણું ફેંકી દઈ કાયમનું પૂંછ ગબુનું પૂજે જી.

'બોડી ગર્દભન્યાત બધીમાં હું જ શિઙ્ગડાંવાળો જી,
મને 'ગબુભાઈ'થી બોલાવો, ગધો કહેવું ટાળો જી.

ગાય-ભેંસ, ગોધા-શું મુજને માન અને સન્માન મળે,
હવે નથી હું મૂરખ પ્રાણી એવું સૌને ભાન મળે.'

મોટપ કેરાં એના મનમાં વાગે પડઘમ, વાજાં જી,
'નોખો ગર્દભ-દેશ રચી હું થાઉં ગબુજી રાજા જી.'

ધનિયો ધોબી, કરમાણ કુંભાર મનમાં એવો રોષ કરે,
'હવે ગબુજી ગયો હાથથી' એવો બસ અફસોસ કરે.

'વાહ ગબુજી ! શિઙ્ગ ત્હમારાં' કહેતો ઘેમર ઘોડો જી,
હું શોભિતો સુન્દર ગર્દભ, તું બદસૂરત-બોડો જી !'

ઘેમર ઘોડો કરે માગણી : 'એક શિઙ્ગડું કાપ અને—
હું છું ત્હારો પક્કો ભેરુ, એક શિઙ્ગ તું, આપ મને.'

ગબુ ગધેડો બોલ્યો : 'ઘેમર વાત કરી તેં ખોટી જી
તું કહે તો ત્હારા માથા પર એક ઉગાડું ચોટી જી !

'ઘોડાને શું હોય ચોટલી ? છોડ અરે, તું એવું ડિઙ્ગ;
મ્હારે જોઈએ આપ મને બસ ત્હારું એક રૂપાળું શિઙ્ગ!'

ગબુ કહેઃ 'તું ગાંડો થા મા, શિઙ્ગ ત્હને નહિ આપું જી
પછી રહે ના શોભા મ્હારી, એક શિઙ્ગડું કાપું જી !

એમ કરું તો આખા જગમાં એક શિઙ્ગાળો થાઉં હું !
મને જોઈ સૌ મજાક કરે ને સૌની ગાળો ખાઉં હું !'

ઘેમર બોલ્યો : 'હું ને તું જો એક શિઙ્ગાળા થઈ રહીએ
અમે અનોખા અમને પૂજો : એવું લોકોને કહીએ !'

એક શિઙ્ગ ઘેમરને દેવા થયો ગબુ ના રાજી જી,
ઘેમર કે' : 'તું નથી ભાઈબંધ, શત્રુ મારો પાજી જી.

હવે જોઈ લે; ઘેમર શું છે ? આજ તને બતલાવી દઉં!
આવી જા લડવાને, તુંને શિઙ્ગ છતાંય હરાવી દઉં.

ઘેમર ઘોડો, ગબુ ગધેડો અને પછી તો ખૂબ લડ્યા;
ટપ્પ દઈ ત્યાં માથા પરથી ગબુ ગધાનાં શિઙ્ગ પડ્યાં.

આંખ ઊઘડી : શિઙ્ગલ-સપનું મુઠ્ઠી વાળી ભાગ્યું જી,
હતો મજાનો ભાર, ગયો.. પણ માથું હળવું લાગ્યું જી.

હળવા ફુલ્લ થઈ હવે ગબુજી સૌમાં હળવા લાગ્યા જી,
ઘેમર ઘોડા ભેરુને પણ મન દઈ મળવા લાગ્યા જી.

શિઙ્ગ ઊગ્યાંની સ્વપ્નકથા આ દોસ્તો! સૌને કહેજો જી
હસી-ખુશીની હળવી પળમાં નામ ગબુનું લેજો જી !



તમને સપને શિઙ્ગ ઊગે તો વાત કોઈને કરશો મા,
હાંસીની હોડીમાં બેસી ખી ખી દરિયે તરશો મા.

છતાં એ સપનું યાદા'વે તો કાગળ ઉપર ચીતરજો,
'લખી વારતા વાંચો મિત્રો !' એમ કહી સામે ધરજો.

શિઙ્ગ-કથા વાંચી સૌ મિત્રો બસ રાજીના રેડ થશે !
શબ્દોને ખેતર સપનાંની નવલી-નમણી ખેડ થશે !

સપનાંના રસ્તા પર સૌની એકસામટી દોડ હજો,
પછી કથાઓ એની લખવા અરસ-પરસમાં હોડ હજો.



# વિષાદનું મુખરિત ગાન

**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

['હા હન્ત હન્ત' : લે. શ્રીકાન્ત માહુલીકર; પ્રકાશક : તાદર્થ્ય, એમ-૨૯/૨૫૨, વિદ્યાનગર, આંબાવાડી, અમદાવાદ-૧૫. પૃ. ડિમાઈ ૧૦૪, કિં. રૂ. પચાસ. પ્રથમ આવૃત્તિ, ઑક્ટોબર ૧૯૯૩]

ઈ. ૧૯૪૬થી જેમની કાવ્યસર્જનપ્રવૃત્તિ પ્રારમ્ભાયેલી એ શ્રીકાન્ત માહુલીકર રાજેન્દ્ર-નિરન્જનયુગના કવિ છે. ત્હેમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'આમોદ' ૧૯૬૫માં અને દ્વિતીય સઙ્ગ્રહ 'મુખર મૌનનો લય' ૧૯૭૫માં પ્રકટ થયા હતા. એ પછી કવિ જીવનની કરુણ વાસ્તવિકતાના દારુણ અનુભવમાંથી પસાર થાય છે. પરિણામે પહેલાંની મુગ્ધ આદર્શમયતા અને ભાવનામયતાના લોપ સાથે ઘેરો વિષાદ અને તજ્જન્ય વિરક્તિ, નિર્વેદ, હતાશા, નિર્ભ્રાન્તિ, વેદના વગેરે નકારાત્મક ભાવો કવિના સમગ્ર ચિત્તને ઘેરી વળે છે. અઢાર વર્ષ બાદ કવિ આ ત્રીજો સઙ્ગ્રહ લઈ ઉપસ્થિત થાય છે. તેઓ 'પ્રાસ્તાવિક'માં જણાવે છે તેમ 'ત્હેમાં પહેલાના આનન્દના ભાવથી તદ્દન વિપરીત એવો વિષાદનો ભાવ ત્હેની વિવિધ છટાઓ સાથે મુખરિત થયો છે.' (પૃ.૫)

કવિએ સંસ્કૃતના જે સુભાષિતના પઙ્ક્તિખણ્ડને આધારે સમગ્ર કાવ્યસઙ્ગ્રહનું શીર્ષક આપ્યું છે તે પ્રસિદ્ધ સુભાષિતમાં આશાભઙ્ગ અને વિષાદનો ભાવ વ્યક્ત થયો છે. એ સુભાષિતની સાથે જ વિખ્યાત અઙ્ગ્રેજ કવિ શેલીની જે પઙ્ક્તિઓ કવિએ ઉધ્ધૃત કરી છે —

*Our Sweetest songs are those*
*that tell us Saddest thought.*

— એ કવિના અભિગમની સૂચક છે.

જે શબ્દોથી સઙ્ગ્રહનું નામકરણ કરવામાં આવ્યું છે એ શીર્ષકવાળી કોઈ સ્વતન્ત્ર રચના નથી, પણ જે રચનાને અન્તે એ શબ્દો આવે છે એ રચના 'શાકુન્તલ-આદિ અને અન્ત'માં કવિ દુષ્યન્તના શિકારના સન્દર્ભમાં કહે છે :

*અધુના*
*અસહાય મૃગ*
*અને આશ્રમમૃગી શકુન્તલા-*
*ઉભયનો*
*સુનિશ્ચિત સંહાર,*
*અકલ્પિત અન્ત*
*હા હન્ત હન્ત. (પૃ. ૩૯)*

આ કાવ્ય કવિના વિષાદજન્ય વિઘાતક વલણનું પરિચાયક છે. સઙ્ગ્રહનાં અધઝાઝેરાં કાવ્યોમાં આ ભાવ વિધવિધ રૂપો ધારણ કરી વ્યક્ત થયો છે. કવિએ કાવ્યોની નીચે રચનાવર્ષ આપ્યું નથી પણ સઙ્ગ્રહના પ્રથમ કાવ્ય 'વનપ્રવેશ' પરથી લાગે છે કે સઙ્ગ્રહની મોટાભાગની રચનાઓ કવિએ જીવનની અડધી સદી વટાવ્યા પછી રચી છે.

કવિ 'વનપ્રવેશ' કરતાં અહં, છલ, મમત્વ, રાગ, દ્વેષ, દર્પ વગેરે, સર્પ જેમ કાંચળી ત્યજે તેમ ત્યજવા ઇચ્છે છે. પણ પછી ત્હેમને સમજાય છે કે પ્રકૃતિ તેનો સ્વભાવ ત્યજવા તૈયાર નથી. આ પરિસ્થિતિમાં અસમઞ્જસમાં પડેલો કવિ પૂછે છે :

*કરું વનપ્રવેશ - કોણ પણ ક્યાં પ્રવેશે અહીં ?*
*વનો પર વનો પ્રવેશ કરતાં જહીં હું મહીં ? (પૃ.૯)*

કવિનો વિષાદગ્રસ્ત વાસ્તવલક્ષી અભિગમ અહીં જોઈ શકાય છે. એકાદ-બે અપવાદરૂપ (કે સમ્ભવતઃ

કવિના પૂર્વાર્ધની) રચનાઓને બાદ કરતાં સમગ્ર સઙ્ગ્રહમાં આ અભિગમ અનુભવાય છે.

સઙ્ગ્રહના પ્રથમ કાવ્યમાં દષ્ટિગોચર થયેલો 'હું' સઙ્ગ્રહનાં અનેક આત્મલક્ષી કાવ્યોમાં ડોકાય છે. આ આત્મલક્ષી અભિવ્યક્તિ કવિની અનુભૂતિને પ્રતીતિ-કરતા બક્ષે છે. આ કાવ્યોમાં ક્યાંક કવિની છેલ્લી 'મરણચીસ' સમ્ભળાય છે તો ક્યાંક ત્હેમનું અભૂતપૂર્વ 'અસ્થિવિસર્જન' જોવા મળે છે. કોઈ રચનામાં કવિ પોતાનો વિશિષ્ટ 'પરિચય' કરાવે છે અને કોઈ રચનામાં પોતે 'કાલે કદાચ' નહીં હોય ત્યારે પોતે શું કરશે એ દર્શાવી કાલે કદાચ પોતે હશે એવો આશાવાદ પણ વ્યક્ત કરે છે. પરન્તુ આ આશાવાદ આભાસી પુરવાર થાય છે. પોતે હસે છે ત્યારે જે વિભીષિકા અનુભવાય છે એ પછી કવિને 'યક્ષપ્રશ્ન' થાય છે : 'હવે હું કદીયે હસી શકીશ ખરો ?' (પૃ.૬૮)

કવિ 'યક્ષપ્રશ્ન' પૂછે કે 'અતિપ્રશ્ન', ઉત્તરો ક્યાં મળે છે? લોકશાહીના નામે ફૂલીફાલી રહેલી ટોળાશાહીના યુગમાં પોતાનો પરિચય આપતાં કવિ કહે છે :

*ઉત્તરહીન બધા પ્રશ્નોનો પુઞ્જ એટલે ટોળું*
*હું ટોળામાં, ટોળું હુંમાં, હવે હું જ એ ટોળું.*
*(પૃ.૬૬)*

કવિને જે વિષાદ, વિરક્તિ, નિર્ભ્રાન્તિ, વેદના વગેરે ભાવો વ્યક્ત કરવા છે તે માટે ત્હેમને ગઝલનું સ્વરૂપ વિશેષ અનુકૂળ લાગ્યું છે. થોડા શેર આસ્વાદીએ :

*કણસતા શૂન્યની ગલીઓ મહીં સમ્ભળાય પડછાયા,*
*નીરવતાની ગુફામાં હરઘડી પડઘાય પડછાયા.*
*(પૃ.૧૬)*

*નથી જે આવવાની વસન્તોની યાદમાં,*
*થઈ પાનખર ખર્યા કરું, હું છું અને નથી. (પૃ.૧૭)*

*

*ઝાંઝવાના નીરને જે પી ગયા,*
*હું હરણના દેહનો પ્રસ્વેદ છું. (પૃ.૧૯)*

*

*રિક્તતાનું રણ તો વિસ્તરતું જતું*
*રેતમાં પડઘાઉં તેથી શું થયું ? (પૃ.૨૧)*

*

*દર્દની છોને અણી ખૂંપ્યા કરે,*
*આંસુને આંસુથી લ્હોવું શક્ય છે. (પૃ.૨૬)*

આવા થોડાક શેર આસ્વાદ્ય હોવા છતાં આ પ્રકારની રચનાઓમાંથી એક પણ સન્તર્પક ગઝલ નીપજી આવી નથી, આ સ્વરૂપ માટે અપેક્ષિત મિજાજ અને કાવ્યબાની કવિ પાસે નથી એ જોઈ શકાય છે.

ગઝલોની પૂર્વે અને આરમ્ભિક એક માત્ર સૉનેટ પછી કવિએ ત્રણેક ગીતો સઙ્ગ્રહમાં મૂક્યાં છે. કાવ્યસ્વરૂપોના અને વિષયના વૈવિધ્યમાં તે જરૂર મદદરૂપ થાય છે પણ સમગ્ર સઙ્ગ્રહની ભાવસૃષ્ટિથી તે રચનાઓ અળગી પડી જાય છે. અલબત્ત, કવિની પૂર્વાર્ધની કાવ્યસૃષ્ટિનું અનુસન્ધાન એ રચનાઓ દ્વારા જંળવાઈ રહે છે. વિષાદગ્રસ્ત થયેલા કવિના આભ્યન્તરમાં સ્નેહની, સુરભિની સરિતા સાવ સુકાઈ ગઈ નથી એનો ખ્યાલ જીવનનો ઉલ્લાસ વ્યક્ત કરતી આ રચનાઓ આપે છે.

સઙ્ગ્રહની અધિકાંશ રચનાઓ સ્વાભાવિક રીતે જ વિષાદ - વેદનાને વ્યક્ત કરતી અછાન્દસ છે. આ રચનાઓમાં કવિ કલિયુગના પ્રબળ પ્રવર્તનને મુખરપણે વ્યક્ત કરે છે. 'રાવણાયન'માં તેઓ કહે છે :

*અને હવે પ્રવર્તી રહ્યું છે*
*સમગ્ર પૃથ્વી ઉપર*
*ચક્રવર્તી રાવણનું એકચક્રી શાસન. (પૃ.૩૪)*

તો 'દાનવો'માં આ વાત જુદા શબ્દોમાં આ રીતે વ્યક્ત થઈ છે :

*કાંટાળા કેક્ટસની જેમ,*
*હવે*
*સમગ્ર પૃથ્વી પર છવાઈ ગયાં છે*
*દાનવોનાં ધાડેધાડાં. (પૃ.૪૩)*

પ્રાચીન, પૌરાણિક કાળમાં રાવણનું, દાનવોનું રાજ્ય હતું પણ ત્યારે કોઈ અવતાર તેમનો નાશ કરશે એવું આશ્વાસન હતું. અત્યારે એ પણ શક્ય નથી. હવે કોઈ અવતાર ત્હેનો સંહાર કરી શકે તેમ નથી, કારણ કે... હવે

*ત્હેમણે*
*બધાં જ*
*માયાવી આસુરી રૂપો તજી*
*ધારણ કર્યું છે રૂપ*
*દશ માથાના દાનવનું નહિ*
*પણ*
*એક માથાના*
*માનવનું ! (પૃ.૪૪)*

'મહાભારત' કાળમાં દ્રૌપદીનું વસ્ત્રાહરણ થતું હતું પણ ત્યારે કૃષ્ણાચીરપૂરક કૃષ્ણ હતો. આજે પણ દ્રૌપદીવસ્ત્રાહરણ થાય છે જ, પણ કવિ પૂછે છે : 'ક્યાં છે કૃષ્ણ ?' (પૃ.૪૯)

નગરજીવનની ત્રાસદી વચ્ચે જીવતો આપણો કવિ એને વાચા ન આપે તો જ આશ્ચર્ય થાય. 'નગર એટલે' શું એ સ્પષ્ટ કરતાં કવિ કહે છે :

*નગર એટલે*
*ખાલીખમ અવરજવરનો જ્વર*

*

*કોલાહલોની કિલ્લેબન્ધી*
*લોહિયાળ લાલસાઓનું લાક્ષાગૃહ,*
*ખણ્ડેરોની જાહોજલાલી,*
*રઝળેરઝી વાસનાઓનું એક્વેરિયમ,*

*

*શમણાંઓનું સ્મશાનગૃહ. (પૃ.૫૨)*

નગર વિશે આથી પણ ભયાવહ એવું એક 'નગ્નસત્ય' કવિ પ્રગટ કરે છે અને 'નગર - એક દિનચર્યા'માં, તેની પોતાના પર શું અસર થાય છે તે વર્ણવે છે. 'अत्र सुप्ता सरस्वती'માં કવિ લપસણી લૂલી પરથી લપસી પડી 'અનર્થની અન્ધારી ગલીચ ગલીઓમાં' આથડી રહેલી સરસ્વતીની કૂથલીના નપુંસક પડઘા 'કો કામાતુર વારાઙ્ગના જેવી આ નિર્વસ્ત્ર નગરીની સાવ લીસી લપસણી જાંઘોમાં' વ્યર્થ આળોટ્યા કરે છે એમ દર્શાવે છે.

ઇન્દિરા ગાંધીએ કટોકટી લાદી વાણીસ્વાતન્ત્ર્ય હણી નાખ્યું તેના પ્રત્યાઘાત કેટલાક કવિઓએ આપ્યા હતા. શ્રીકાન્તે ચાર 'કટોકટી-કાવ્ય' રચ્યાં હતાં. મુક્તક જેવું છેલ્લું લઘુકાવ્ય જોઈએ :

*શકી શકાય તો શકો*
*ટકી શકાય તો ટકો*
*શબ્દ બન્યો છે કેદી*
*હવે*
*બકી શકાય તો બકો. (પૃ.૬૫)*

શબ્દના બન્દા એવા આ કવિએ અનેક રચનાઓમાં શબ્દ સાથેની પોતાની નિસબત પ્રગટ કરી છે. પોતે જે શબ્દને સહારે કાવ્યસર્જન કરે છે એ તો 'સત્યવાન શો અલ્પાયુષી શાપિત શબ્દ' (પૃ.૪૧) છે એ સમજ્યા પછી કવિને પ્રશ્ન થાય છે :

*શબ્દને શણગારું તેથી શું થયું ?*
*અર્થને અજવાળું તેથી શું થયું ? (પૃ.૨૧)*

અલબત્ત, કવિની 'શબ્દશોધ' પરમ કઠોર, પરમ પાવક, પ્રેરક અને અજરામર શબ્દની છે. એવા શબ્દની —

*દેવહુમાની જેમ*
*જેની રાખમાંથી પુનર્જીવન પામે*
*કોટિ કોટિ કલ્પનાનાં વિહઙ્ગમો. (પૃ. ૮૮)*

અહીં નિર્દેશ છે એવા mythical references (પુરાકલ્પનાત્મક સન્દર્ભો) સઙ્ગ્રહનાં અનેક કાવ્યોમાં

જોવા મળે છે. 'અશ્વત્થામા', 'અઙ્ગુષ્ઠોપનિષત્', 'બૃહન્નલા', 'ખાણ્ડવદહન' વગેરે અનેક કાવ્યો આ પ્રકારનાં છે. કવચિત્ કવિ પુરાણકલ્પનનો સફળ વિનિયોગ પણ કરી શક્યા છે.

શ્રીકાન્તની કાવ્યબાની (poetic diction) વિશે એ નોંધવું જોઈએ કે જ્યાં પૌરાણિક, પ્રાચીન સન્દર્ભો આવે છે ત્યાં તે સંસ્કૃત તત્સમ શબ્દોથી ભરપૂર બાની પ્રયોજે છે અને નગરવિષયક કે આધુનિક ભાવબોધને વ્યક્ત કરતી રચનાઓમાં બોલચાલની ભાષાની નજદીક જાય છે. જુઓ :

*સડકની બન્ને બાજુએ*
*હારબન્ધ ઊભેલાં*
*Multi-storied મકાનો*
*માનવભક્ષી રાક્ષસોની જેમ*
*ભયઙ્કર અટ્ટહાસ્ય કરી ઊઠે છે. (પૃ.૫૪)*

'હિસાબ' જેવી કેટલીક ગઝલોમાં કવિ અરબી-ફારસી-ઉર્દૂ શબ્દોનો પણ છૂટથી ઉપયોગ કરે છે :

*કૈંક અસલી ઉસૂલોને લઈ ખરીદી મુફ્તમાં,*
*ને નફા નુકસાનનો નકલી હિસાબ થાય છે. (પૃ. ૨૯)*

પરન્તુ અહીં જોઈ શકાય છે તેમ કવિની આ ભાષાશૈલી 'અસલી' ઓછી અને નકલી વધુ લાગે છે. માત્ર કાવ્યબાનીમાં જ નહિ, ત્હેની સાથે સઙ્કળાયેલ અલઙ્કારરચનામાં, પ્રાસરચનામાં અને ક્વચિત્ કાવ્યરચનામાં પણ આયાસનું તત્ત્વ ઉઘાડું પડી જતું જણાય છે. જુઓ એક દૃષ્ટાન્ત :

*આ*
*નરદમ નાગા નગરના*
*બેબાકળા બસસ્ટૉપ પર*
*ભરમાઈને ભટકતી હવા, (પૃ. ૬૦)*

'કાગડા' જેવી રચનામાં થતી પ્રાસરમત (નર્તન એટલે વર્તન એટલે કર્તન) — જે 'પરિચય', 'લક્ષ્મી - એક કેરિકેચર' જેવી અનેક રચનાઓમાં જોવા મળે છે — થોડી ચમત્કૃતિસાધક હોવા છતાં કાવ્યત્વને ઝાઝી ઉપકારક નીવડતી લાગતી નથી.

કવિના પ્રયોગશોખને કારણે સઙ્ગ્રહના અન્તે કેટલાંક લઘુકાવ્યો સાંપડે છે જેને કવિએ ચિન્તનિકા, માર્મિકા, બિભત્સિકા, વ્યાખ્યાયિકા, ગાણિતિકા, પ્રહેલિકા, કટાક્ષિકા, પ્રશ્નિકા, તાર્કિકા જેવા વિભાગોમાં વિભાજિત કર્યાં છે. આ ઉપરાંત કવિએ ક્યાંક કેરિકેચર, ક્યાંક પદ્યવાર્તા, જોડકણું, ઉખાણું, દન્તકથા, એકોક્તિ વગેરે પણ આપ્યાં છે. આ બધી રચનાઓ વિષય અને સ્વરૂપવૈવિધ્યનો અનુભવ અવશ્ય કરાવે છે. રૂપકાત્મક સમીકરણો, મુખ્યત્વે અભિધાના સ્તર પર મુખર (loud) અભિવ્યક્તિ, હિન્દીમાં જેને લોકરઞ્જની કે સભારઞ્જની સપાટબયાની કહે છે એવી મર્યાદાઓ સઙ્ગ્રહની અનેક રચનાઓમાં, પ્રયોગાત્મક રચનાઓમાં સવિશેષ દૃષ્ટિગોચર થાય છે. કવિ પોતે આ મર્યાદાઓથી અજાણ નથી. ત્હેમણે તો ભવભૂતિના શબ્દોમાં પોતાનો બચાવ પણ રજૂ કરી દીધો જ છે (जानन्तु ते किमपि तान्प्रति नैष यत्नः ।)

કેટલીક મર્યાદાઓ છતાં શ્રીકાન્ત માહુલીકરનો આ તૃતીય કાવ્યસઙ્ગ્રહ આવકાર્ય છે. અગાઉ નિર્દેશ કર્યો તેમ રાજેન્દ્ર-નિરઞ્જન યુગના આ કવિ પ્રથમ બે સઙ્ગ્રહોમાં એ યુગના પ્રભાવ નીચે કાવ્યસર્જન કરે છે. પણ પછી સાચા અર્થમાં અદ્યતન-આધુનિક યુગનો પ્રભાવ આત્મસાત્ કરી કાવ્યવિષયો અને કાવ્યબાનીમાં પરિવર્તન આણી, પ્રયોગાત્મક અભિગમ દાખવી કવિ સામ્પ્રત નગરજીવનના મુખ્ય એવા વિષાદ-વેદના, નિર્વેદ-નિર્ભ્રાન્તિના ભાવને મુખર રીતે, પણ સચોટ-પ્રભાવક રીતે અભિવ્યક્ત કરી એક જીવન્ત કવિ તરીકે પોતાની જાતને પ્રસ્થાપિત કરે છે.



# વૃક્ષ

## કૃષ્ણ દવે

*નીરખ ત્યાં મરુથલે સહજ ઊગી શકે વૃક્ષ પણ*
*કોઈનાયે સહારે નહીં*
*એ મહાપ્રલયના અર્થ ભેદી ઊભું,*
*વૃક્ષ છે વૃક્ષ કંઈ એમ હારે નહીં*
*ટોચ પર કે પછી ગહન ઊંડાણમાં,*
*મૃદુલ માટી અગર લોહપાષાણમાં,*
*બાળના પ્રથમ કો' હાસ્ય જેવું ઊગી,*
*વિકસવું તો સ્વયમ્ વૃક્ષના પ્રાણમાં,*
*આપણે ભેદ તોડી શક્યા ના હજુ ભેદ*
*તોડી ઊગે વૃક્ષનું એ ગજું,*
*લક્ષ્યની પાર પ્હોંચી જતું તે છતાં એ કદી*
*કોઈ પણ લક્ષ્ય ધારે નહીં*
*વૃક્ષ છે વૃક્ષ કંઈ એમ હારે નહીં*

*બુદ્ધ થઈ એ વળી પર્ણ ત્યાગી શકે,*
*વાદ્ય થઈ કૂંપળે એ જ વાગી શકે,*
*બન્ધ આંખે નિહાળી વળી વિશ્વને*
*કો' મહર્ષિ સમું એ જ જાગી શકે :*
*આપણે આપણામાં જ શું શોધીએ ?*
*ચાલને વૃક્ષના અર્થ સંશોધીએ,*
*એ વસે, એ શ્વસે, સાવ ખુલ્લા મને,*
*આપણી જેમ કંઈ બન્ધ દ્વારે નહીં*
*વૃક્ષ છે વૃક્ષ કંઈ એમ હારે નહીં*

*એક એ'વો હવે વૃક્ષનો દેશ હો,*
*વૃક્ષના શ્વાસ હો, વૃક્ષનો વેશ હો,*
*પર્ણની ઝાલરે વૃક્ષની આરતી,*
*વૃક્ષના મન્દિરે વૃક્ષ સન્દેશ હો :*
*આપણે આપણી જાત પણ ના સહી,*
*વૃક્ષને વૃક્ષની કોઈ સીમા નહીં;*
*આપણે આપણામાં જ આ વૃક્ષને વાવીએ*
*તે પછી કંઈ વધારે નહીં*
*વૃક્ષ છે વૃક્ષ કંઈ એમ હારે નહીં....*

("પ્રહાર" કાવ્યસંગ્રહ પાન.નં. ૩૧)

સમગ્ર કાવ્યમાં "વૃક્ષ"ને કવિએ પ્રતીક તરીકે સ્વીકાર્યું છે. વૃક્ષ એટલે પૃથ્વીના ગર્ભની અતિ અન્દર જઈને પોતાનું અસ્તિત્વ મજબૂત બનાવી દે છે તે માટી સાથેનો તેનો પ્રગાઢ સમ્બન્ધ. વૃક્ષને આન્તરિક જગત અને બહિર્જગત સાથેનો સમ્બન્ધ છે. ઘેઘુર વૃક્ષ એકતાનો સન્દેશો અર્પે છે, કુટુમ્બની સંયુક્ત ભાવના દર્શાવે છે. કવિએ વૃક્ષનાં બે ભાવજગત દર્શાવ્યાં છે. "મરુથલ" એટલે મૃતપ્રાય જમીન. કવિ વાચકવર્ગને નીરખવાનું કે વૃક્ષનું નિરીક્ષણ કરવાનું સૂચન કરે છે. અહીં જે વૃક્ષ છે તે સ્વમાની ઉન્નત ભાવનાવાળું છે.

ત્હેને કોઈના સહારાની જરૂર નથી. પોતાના જ પગપર ઉન્નત રીતે સ્વાવલમ્બનથી તે પોતાનું અસ્તિત્વ અણનમ રાખીને સન્ઘર્ષનો સામનો કરીને ઊભું છે. "મહાપ્રલય" શબ્દ વિનાશ સૂચવે છે. આપત્તિઓની વચ્ચે, પ્રલયકારી તોફાનની વચ્ચે તે પ્રલયનો ગૂઢાર્થ જાણવા માટે હજી ઊભું છે "વૃક્ષ" બન્ધુતાનો, એકતાનો ભાવ દર્શાવે છે. જીવનમાં આવતા કષ્ટો સહન કરવાની સહજ પ્રેરણા વૃક્ષમાંથી મળે છે, જાણે કે આજીવન તે રણક્ષેત્ર પર છે ! જય અને પરાજયની સોગઠીઓ મુકાઈ ગઈ છે. વૃક્ષ સતર્ક રીતે હારવા માગતું નથી. અખૂટ હિમ્મત અને ધીરજથી તે અણનમ રહેવા માગે છે. "વૃક્ષ" એ મહામાનવનું પ્રતીક છે.

જિન્દગીના પગથાર પર ગગનભેદી કલ્પનાઓ અને સફળતાની ટોચ પર આપણે બેઠા હોઈએ અને નીચે ઊંડી ખીણની ગર્તામાં આપણે વિલીન થઈ શકીએ છીએ ? અહમ્‌નો નામશેષ સહજતાથી માનવ કરી શકતો નથી. વૃક્ષ પોતાની ઘેઘૂર ડાળીઓ વડે જાણે કે નભને ચુમ્બન કરવા ધસતું હોય તેમ આભાસ કરાવે છે. તે ઉન્નતભ્રૂ છે. તે ભૂ-ના ગર્ભમાં જઈને ભીની માટી અને પાષાણનો પણ સ્પર્શ કરે છે. 'બરડતા' અને 'ઋજુતા' એ બન્ને પદાર્થોનો સ્પર્શ કરી શકે છે. ત્હેનું સર્જન

પૃથ્વીના આન્તરિક જગતમાંથી થયું છે અને અન્તઃસ્થલમાંથી તે બાહ્યિક જગતમાં પાપા પગલી કરતા પગ મૂકે છે. વૃક્ષ બાળકના જેવો જ વિકાસ કરે છે. નવસર્જિત બાળક પોતાના અસ્તિત્વની સાથે ધરાને સ્મિતની ભેટ આપે છે. સમગ્ર વાતાવરણમાં આનન્દની લહેરખી ઉત્પન્ન થાય છે. બાળકના વિકાસ જેવો જ વૃક્ષનો વિકાસ છે. શૂન્યમાંથી સર્જન એટલે જ વૃક્ષનો નવોન્મેષ સ્વરૂપે અવતાર. બાળકનો વિકાસ જેટલો સાહજિક છે તેટલો જ વૃક્ષનો પણ સાહજિક છે. વૃક્ષ એટલે સ્વયં જ વિકાસ; વૃક્ષ એટલે ધબકતું જીવન. વૃક્ષ એટલે જ વાળક. વૃક્ષ-બાળક, તેઓ એકરૂપે છે.

માનવજાતિ પર કવિ કટાક્ષ કરે છે. નરસિંહ મહેતાએ પોતાના પ્રભાતિયામાં સ્તવન કર્યું હતું,

*"હું કરું, હું કરું, તે જ અજ્ઞાનતા,*
*શકટનો ભાર જેમ શ્વાન તાણે."*

માણસમાં અહમ્‌નો નાગચૂડ ભરડો છે. તે અહમ્‌માંથી સદન્તર રીતે મુક્ત થઈ શકતો નથી. આપણે હજી પણ "સમગ્ર માનવ" ને "માનવ" તરીકે સ્વીકાર્યો નથી. જાતિ-જ્ઞાતિના ભેદોમાં જ આપણે અટવાતા રહ્યા છીએ. આપણે માનસિક રીતે "વિશ્વમાનવ" બની શક્યા જ નથી, આપણે બોલીએ છીએ તે રીતે જીવી શકતા નથી. પણ વૃક્ષે આ ભેદરેખા તોડી નાંખી, તે અવિભાજ્ય જ રહ્યું અને ત્હેણે, પાષાણવત્ ગર્ભમાંથી અંકુરરૂપે ઊગીને, પોતાની પાસે જે જીવનધ્યેય છે તે જીવનધ્યેયને માપવા માટે, અસીમ દૃષ્ટિ અને પુરુષાર્થ કર્યા. કવિ વેધક રીતે કહે છે કે પોતાના ધ્યેયને આંબવા માટે ત્હેણે પોતાના સમગ્રને ઓગાળી નાંખ્યું. પોતે વેદના સહન કરી પણ તે પોતાની સ્વાર્થચૂડને લીધે કોઈને "ભક્ષ્ય" બનાવતું નથી. તે કોઈને "હોળીનું નાળિયેર"બનાવવા માંગતું નથી. વૃક્ષમાં આત્મપીડન વૃત્તિ છે. પોતે સ્વાયત્ત રીતે દમન સહન કરે છે. વૃક્ષ અને માનવ વચ્ચે મૂળમાં ફેર છે. વૃક્ષ સદ્ભાવ, સદ્ગુણ, સાત્ત્વિકતાનું પ્રતીક છે. તેમાં જેકીલનો પ્રવેશ સમ્ભવી શકે તેમજ નથી. જ્યારે માનવ "કોઈને લક્ષ્ય" બનાવે છે ત્યારે પોતાના પ્રતિસ્પર્ધીના વિચારોની શક્તિને કુણ્ઠિત કરી નાંખી ત્હેને પાંગળો બનાવી દે છે. ત્હેના આન્તરસ્રોતમાં રહેલી પરપીડનવૃત્તિ અચાનક ધસી આવે છે. વૃક્ષ અટળ થઈને હિમ્મતથી ઊભું છે. વૃક્ષ ખડક છે.

કવિ તાત્ત્વિક બને છે. 'વૃક્ષ'માંથી જાણે કે કવિએ પદાર્થપાઠ લીધો હોય તેમ કવિને અનાયાસે બુદ્ધ ભગવાન યાદ આવે છે. સિદ્ધાર્થમાંથી રૂપાન્તર થયા પછી જે કરુણામયી બુદ્ધ બન્યા તે બુદ્ધ આ પૃથ્વી ઉપરનું અણમોલ નજરાણું છે. બુદ્ધ એટલે ત્યાગમૂર્તિ. વૃક્ષ પર્ણને ત્યાગી શકે છે. પવનની લહેરખીમાં કૂંપળદ્વારા તે સઙ્ગીતનો લય લાવી શકે છે. ભગવાન બુદ્ધની આંખો બિડાયેલી હોવા છતાં તે નિરન્તર જાગ્રત હતા. ત્હેમની પાસે ચૈતસિક જાગ્રતિ હતી. આપણી પાસે જો બુદ્ધની આર્ષદૃષ્ટિ હોય તો આપણે આ ઈશ્વર સર્જિત વિશ્વને જુદી જ દૃષ્ટિએ નિહાળી શકીએ. કોઈક શ્રી અરવિંદ જેવા જ મહર્ષિ જ ચિન્તનાત્મક રીતે પોતાની પ્રેમમયવાણી વડે જગતને સમજી શકે છે. જાગવું એટલે આપણા ચેતોજગતને પ્રકાશમયી દિશા દર્શાવવી. કોઈક ઉત્તમ પ્રકારનું જીવન જીવવું, જેમાં આપણે પથદર્શક બની શકીએ. મહાન કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું હતું,

"When roads are built, I forget my way"
બાંધેલા રસ્તે સામાન્ય માનવ જાય. પ્રણાલિકાભઙ્ગ કરીને નવો રાહ લેવાનું કામ મહાન વ્યક્તિ કરી શકે. કાંટાળા વનમાંથી કેડી બનાવવાનું કાર્ય, પ્રગાઢ અન્ધકારમાં પ્રકાશની એક જ્યોત પ્રગટાવવાનું કાર્ય મહર્ષિનું છે. આપણે આ વૃક્ષના જીવનનું આચરણ કરીએ. જેવી રીતે કોઈક મહાન વ્યક્તિના જીવનનું સંશોધન જીવનકથા રૂપે કરીએ છીએ તેમ અનેક પાસાથી જીવિત વૃક્ષના જીવનની રીતિની શોધ કરવાનો કવિ ઉલ્લેખ કરે છે. વૃક્ષ અને માનવનો જીવવાની રીતિમાં સદન્તર ભેદ છે. તે પોતે પોતાનું સંવનન ખુલ્લા મને સૂરજદાદાની સાક્ષીમાં કરે છે. માનવ પોતાનું સંવનન બન્ધ બારણે કરે છે. શરમ, સઙ્કોચ, સંસ્કૃતિ, સંસ્કાર મનુષ્યમાં સમજણ હોવાથી આડે આવે છે. મનુષ્ય ઝઞ્ઝાવાતી વાવાઝોડાની

સામે અખૂટ ધીરજ રાખીને સામનો કરે છે, પરન્તુ તે કોઈક વખત હતપ્રભ, નિરાશ, વેદનાયુક્ત બની જાય છે. જ્યારે વૃક્ષ તો અણનમ છે. સાહસિકતા તેનું વરદાન છે. કવિ હવે કલ્પનનો ઉપયોગ કરે છે. કવિ ભાવુક બને છે, તે કલ્પનાજગતમાં વિહરે છે. કવિ અને કલ્પના એ ત્હેમના અવિભાજ્ય અઙ્ગ છે. કવિની કલ્પના તો નીરખો,

*"એક એવો હવે વૃક્ષનો દેશ હો,*
*વૃક્ષના શ્વાસ હો, વૃક્ષનો વેશ હો.*

વૃક્ષને જીવનના એક પરિમેયરૂપમાં આલેખે છે. કવિ એક એવા દેશનું નિર્માણ કરવા માંગે છે, જ્યાં કોઈ બન્ધન ન હોય, જ્યાં આપણા આદિમાનવ આદમ અને ઈવની જેમ મુક્તતાથી સહચાર મેળવતા હોય, જ્યાં સાહજિકતાનું જીવનમાં સ્થાન હોય, જ્યાં કુદરતી નિરામય વાતાવરણ હોય. વૃક્ષરૂપી મન્દિરનું અસ્તિત્વ હોય, જ્યાં કૂમળા પર્ણો મન્દિરમાં ઝાલરરૂપે પવનના સાન્નિધ્યમાં ધીમે ધીમે સઙ્ગીતના સૂર પૂરતા હોય; એવી મધુર કલ્પના કવિએ કરી છે. આ સમગ્ર પઙ્ક્તિમાં કવિની કલ્પનાની સાથે ભાવુકતા પણ અજોડરૂપે આલેખાયેલી છે. જ્યાં માનવના સ્થાને વૃક્ષનું જ અસ્તિત્વ હોય તેવો દેશ પણ કેવો હશે ? માનવીના કૂડકપટ, લેમ્પટતા, શયતાનપણું, વેરઝેર, કાવાદાવા, ઈર્ષારૂપી વિશ્વને કવિ જાજ્વલ્યમાન વિદાય આપવા ઉત્સુક છે. ત્હેને બદલે નિર્દોષ કુદરતી તત્ત્વને વિશ્વમાં આવવા માટે નિમન્ત્રે છે. નિમન્ત્રણ ભાવભીનું છે. વૃક્ષ જાણે કે સમગ્ર મનુષ્યને પવિત્ર સન્દેશો આપે છે. "મન્દિર" તે પવિત્રતા અને ભાવનાનું પ્રતીક છે. 'મન્દિર' એટલે પત્થર અને આરસથી બનાવેલું સ્થળ નહીં, પણ એક એવું શાન્તિનું સ્થળ જ્યાં મનુષ્ય આન્તરસ્રોતમાંથી — બે ચક્ષુઓ બન્ધ કરીને — પ્રાર્થી શકે. જ્યાં શાન્તિનો વાયુ વા'તો હોય, જ્યાં સંવાદિતાનું સ્મિત હોય, જ્યાં સ્નેહનું રાજ્ય હોય, જ્યાં વિશ્વબન્ધુત્વ હોય ત્હેને મન્દિર કહેવાય. સઙ્કુચિતતાને છોડી દઈને જાણે કે 'માનવ' વધુને વધુ વિસ્તરતો જતો હોય અને તે સમગ્ર નભમાં, ચારે દિશાઓમાં પોતાના અસ્તિત્વને પોતાના વિશ્વસઙ્ગીતના સૂરથી ભરી દેતો હોય તે માનવ છે. આ મન્દિર એટલે જ વૃક્ષ. વૃક્ષ એટલે જ સ્નેહનું એકતાનું, બન્ધુતાનું પ્રતીક. વૃક્ષ અને મન્દિરને અલગ કરી ન શકાય.

વૃક્ષ અને માનવમાં ભિન્નતા છે. આપણામાં ઈશ્વરે એ'વું મન આપ્યું છે કે મનની સાથે આપણે સમાધાન કરી શકતા નથી. 'મન' એજ ઈશ્વર છે. કહેલા અસત્યરૂપી વચનો હૃદયમાં સતત રીતે કાંટાની જેમ ખૂચ્યાં કરે છે. ક્ષણે ક્ષણે માણસ મૃત્યુ પામતો હોય છે. અસત્ય બોલાઈ ગયું છે. ત્હેની પીડા જાગ્રત માનવીને જમ્પવા દેતી નથી. જ્યારે વૃક્ષ સચરાચર વ્યાપેલું છે. ત્હેનું ફલક વિસ્તૃત છે. વૃક્ષમાં એક મર્યાદા છે. તે 'શુભ'નું પ્રતીક છે. 'અશુભ' ત્હેનામાં અવતરે જ નહીં. મનુષ્ય 'શુભ' અને 'અશુભ'નો સમન્વય છે.

કવિનું કાલ્પનિક ઉડ્ડયન વાસ્તવિક ધરતી પર અવતરે છે. કવિ સૂચન કરે છે કે આ વૃક્ષ છે સદ્ગુણોનું પ્રતીક. વૃક્ષને આપણા દેહમાં અવતરવા દઈએ. જો વૃક્ષ મનમાં સ્થાન લેશે તો માનવ અને વૃક્ષ એક બનશે. વૃક્ષની અમોઘ શક્તિ જો મનુષ્યમાં અવતરશે તો માનવ વૃક્ષના જેવું અચળ બનશે. વૃક્ષ 'રામ' છે. રામને વિજય જ મળે. પરાજય ન મળે.

"વૃક્ષ" એ pathetic fallacy છે. "વૃક્ષ" ને જુદાંજુદાં સ્વરૂપે આલેખીને કવિએ માનવમનની ગુહ્ય વાતો સ્પષ્ટ કરી છે.

શ્રી કૃષ્ણ દવેએ એસ.એસ.સી. સુધી જ અભ્યાસ કર્યો છે, છતાં પણ તે એક સારા ગજાના કવિ પુરવાર થયાં છે. સુન્દરમે ત્હેમનાં વ્યાખ્યાનમાં કહેલું, "Poets are born and not made." અતિશયોક્તિ ન કરું તો કહી શકું કે કૃષ્ણ દવે જન્મજાત કવિ છે. ત્હેમના આંગળાઓની વચ્ચે શબ્દો સાહજિકતાથી પોતાનો આકાર સર્જી શકે છે. 'સર્જન' તેમનાથી જરાય છેટું નથી, તે આ કાવ્ય વાંચતાં પ્રતીતિ થાય છે. જેમ જેમ કાવ્યનું અધ્યયન કરતાં જઈએ તેમ તેમ કવિના મનોભાવ સાથે વધારે જોડાતા હોઈએ તેવી અનાયાસે જ લાગણી થાય છે.

# અવલોકન

## 'કાફિયાનગર' એક પ્રતિભાવ

**સુરેશચન્દ્ર પણ્ડિત**

('કાફિયાનગર' કાવ્યસઙ્ગ્રહ, લે. રઈશ મનીઆર, પ્રાપ્તિસ્થાન : પોપટ સ્ટ્રીટ, ડૉ. ભણ્ડારીના દવાખાના પાસે, રાંદેર, સુરત-૫)

છેલ્લા બે દાયકામાં ગુજરાતી ગઝલે કવિતાક્ષેત્રે હરણફાળ ભરી છે. ગઝલનાં રૂપરઙ્ગ બદલાઈ ગયાં છે. ગઝલની જે પરમ્પરાની કહેણી હતી ત્હેમાં નવ્યકાવ્યતત્ત્વનો રઙ્ગ આવ્યો છે. તેથી ગઝલ ત્હેના સ્વરૂપની બાબતે વધુ કાવ્યાત્મક (poetic) બની છે. છેલ્લા દાયકામાં તો ગુજરાતી ભાષાની કવિતામાં ગઝલ જ વિશેષ લખાઈ છે. નવોદિતોએ ગઝલને નવ્યસ્વરૂપ આપ્યું છે તો બીજે પક્ષે ત્હેમાં ખૂટતી કાવ્યાત્મકતાની ખોટ પૂર્ણ કરી છે. કવિશ્રી રઈશ મનીઆર પણ એ'વા જ એક યુવાન કવિ છે જેમણે ગુજરાતી ગઝલક્ષેત્રે અસરકારક નોંધનીય કામગીરી કરી છે. કાફિયાનગર ત્હેમનો કાવ્યસઙ્ગ્રહ મહદ્અંશે તો ગઝલોથી ભરપૂર છે. ઉપરાંત ત્હેમાં થોડાં ચુનન્દા મુક્તકો પણ મૂકવામાં આવ્યાં છે.

સઙ્ગ્રહની શરૂઆતે કવિશ્રી ચીનુ મોદીએ રઈશ મનીઆરમાં એક આશાસ્પદ ગઝલકાર પડ્યો છે તે સન્દર્ભે આ પ્રમાણે લખ્યું છે : "નવા ગઝલકાર કાફિયા વિશે સભાન હોય તો સારી ગઝલો આપણે મેળવી શકીએ. રઈશ આવો સભાન ગઝલકાર છે એ વાત કાફિયાનગરને આધારેય કહી શકાય એમ છે."

કાફિયાનગરમાં લગભગ પચાસેક ગઝલોનો સમાવેશ થયો છે. અહીં શેરીયતની દૃષ્ટિએ રઈશની ગઝલો પરમ્પરાનું અનુસન્ધાન તો જાળવી જ રાખે છે પરન્તુ ગઝલોનો ભાષાપરિવેશ પરમ્પરાની ગઝલોથી કાફિયાનગરની ગઝલોને અલગ મિજાજ આપે છે. સમગ્ર રીતે અન્દાઝેબયાંની દૃષ્ટિએ કાફિયાનગરની ગઝલો ભાષાકીય નવ્યપરિવેશ ધારણ કરે છે. ઉદાહરણ સ્વરૂપ ત્રણ ગઝલો જોઈએ :

*કોઈ ઝૂમતું રહ્યું -* પાના નં. ૧૩

*કારણ જો કોઈ હાથવગું સાંપડે નહિ -* પાના નં.૨૧

*આખું જીવન અમે ધીરે ધીરે લખ્યું -*

વગેરે ગઝલ ભાષાભિવ્યક્તિની દૃષ્ટિએ નવ્યભાષા તરફ ગઝલને લઈ જાય છે.

કાફિયાનગરની ઘણી ગઝલોમાં કવિશ્રી રઈશે ગઝલ ઉપર સચોટ શેર લખ્યા છે. ગઝલમાં આ રીતે ગઝલ ઉપર શેર લખવાની લઢણ પરમ્પરાની ગઝલોમાં પણ જોવા મળે છે. દા.ત. શયદાસાહેબે ગુજરાતી ગઝલને ગુર્જરી ગઝલ કહીને બિરદાવી છે. આ સઙ્ગ્રહમાં ઘણી જગ્યાએ ગઝલ ઉપર લખાયેલા શેર જોવા મળે છે. ઉદાહરણ સ્વરૂપ ત્રણ શેર જોઈએ :

*એવી જ ચામડીનું બીજું નામ છે ગઝલ,*
*છોલાય રોજ રોજ ને આંટણ પડે નહીં*

*હોવું ત્હમારું એ જ સનાતન ગઝલ પ્રિયે !*
*યોગાનુયોગ શબ્દ... તરજ ઈત્તેફાક છે.*

*આ ગઝલથી વફા કોણે ધારી હતી,*
*મીર ગાલિબની વિધવા સ્વીકારી હતી.*

ગઝલમાં પણ પ્રતીક ગઝલો ગુજરાતી સાહિત્યમાં ઘણા શાયરોએ લખી છે. કોઈ ખાસ પ્રતીક લઈને તેના પર ગઝલ મિશ્રાની રચના કરવી એ પ્રતીકગઝલ કહેવાય. આવા કોઈ એક ખાસ પ્રતીક ઉપર ગઝલ લખવાની હોય ત્યારે સામાન્ય રીતે કવિસંવેદના બન્ધાઈ જવાની દહેશત રહે છે અને પરિણામે પ્રતીક ગઝલ

નિષ્ફળ જાય છે. પરન્તુ આ સઙ્ગ્રહમાં એવી કેટલીક પ્રતીક ગઝલો છે જેનું સર્જન રઈશ ખૂબ સફળતાથી કરી શક્યા છે. ખાસ કરીને રાત, હોડી અને પક્ષી ઉપર રચાયેલી પ્રતીકગઝલો નાવીન્યની દૃષ્ટિએ સઙ્ગ્રહમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ત્રણે પ્રતીકગઝલોના એક એક શેર જોઈએ :

*રઈશ ફરીથી સમીસાંજના એ યાદ આવ્યું*
*દિવસ બધાનો દિવસ, રાત એકલાની રાત.*

*કિનારે રચી દે છે રેતી વમળવન,*
*ને આગળ વધે છે જવલ્લે જ હોડી.*

*તું ભટકીને ક્યાં ક્યાંથી ચણ શોધી લાયો !*
*ને આંગણમાં બેઠેલું પથ્થરનું પક્ષી.*

જેમ પ્રતીકગઝલમાં એક પ્રતીક ઉપર ગઝલ રચાતી હોય છે તેમ કોઈ એક વિષય ઉપર ગઝલ રચવાની કળાને ગઝલશાસ્ત્રીઓ મુસલસલ ગઝલ કહે છે. પ્રતીકગઝલમાં રદીફ તરીકે પ્રતીકનો ઉપયોગ થાય છે. ત્યારે મુસલસલ ગઝલમાં કોઈ ખાસ વિષયને અનુરૂપ ગઝલના શેરોની રચના કરવામાં આવે છે. કાફિયાનગરમાં પણ કેટલીક ધ્યાન ખેંચે તેવી મુસલસલ ગઝલો છે. ખાસ કરીને પગ, વહાણ અને રણ ઉપર રચાયેલી મુસલસલ ગઝલો ઉત્તમ રહી છે.

ગઝલની કુદરતમાં જ કશીક નજાકત ભરી છે. ગઝલશાસ્ત્રીઓએ ગઝલને બે વિભાગમાં વિભાજિત કરી છે. ઇશ્કે હકીકી ગઝલો અને ઇશ્કે મિજાજી ગઝલો... અહીં પ્રિયાને સમ્બોધન કરીને લખાયેલી બે ગઝલો ઇશ્કે મિજાજી ગઝલો કહી શકાય. બન્ને ગઝલોના એક એક શેર જોઈએ :

*આંસુઓ કાફિયામાં પરોવાય છે પ્રિયે,*
*પહેલાંની જેમ ક્યાં હવે રોવાય છે પ્રિયે ?*

*એક હદ સુધી અવાજ જે ગેબી હતા પ્રિયે,*
*આગળ વધ્યા તો લાગ્યું ફરેબી હતા પ્રિયે.*

કવિશ્રી રઈશ મનીઆરે ગઝલસઙ્ગ્રહમાં કેટલાંક ચુનન્દાં મુક્તકો પણ મૂક્યાં છે. સઙ્ખ્યાની દૃષ્ટિએ ખૂબ ઓછાં હોવા છતાં તેની રજૂઆત મુક્તક કાવ્યને અનુરૂપ રહી છે. એક મુક્તક જોઈએ :

*અચાનક લગાતાર બસ ઓગળે છે,*
*સઘન રાતનું આ તમસ ઓગળે છે.*
*કરે કો ટકોરો સ્મરણના બરફ પર*
*ને વચ્ચે રહેલાં વરસ ઓગળે છે.*

કવિશ્રી રઈશના 'કાફિયાનગર' સઙ્ગ્રહને આવકારતાં એ સતત વિકાસોન્મુખ રહે એવી શુભેચ્છા વ્યક્ત કરું છું. અસ્તુ.

## સંયોજનાત્મક શક્તિ

મનુષ્યના સમગ્ર આત્માને કવિ સમ્પ્રવૃત્ત કરે છે.
અન્તઃસત્ત્વનું વ્યાપક પ્રસરણ સાધી તે એવું સંયોજન
સિદ્ધ કરે છે કે જાણે પ્રત્યેક અન્તર્શક્તિનું પારસ્પરિક
અન્તર્ગ્રથન થયું હોય. જે સંયોજનાત્મક દૈવીશક્તિ દ્વારા
તે આ સિદ્ધ કરે છે ત્હેને હું કલ્પના એ'વું સમ્પૂર્ણપણે
ઉચિત નામ આપું. આ શક્તિ વિષમ ગુણધર્મોના
પુનર્ગ્રથન કે સન્તુલનમાં વિશેષ ઊર્મિથી શબલિત થઈ
વિશેષ રૂપે સ્વતઃ પ્રગટે છે.

- કૉલરિજ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ ૨૦૫૦ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૧૮

ૐ રસાત્મકમ્



ૐ અનુવાદ



ૐ શિશુલોક



ૐ વિમર્શ



ૐ આસ્વાદ




તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ❋ નિરઞ્જન ભગત

સહયોગ
વ્રજલાલ દવે, નલિન રાવળ,
જગદીશ ત્રિવેદી, માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400668
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

ગ્રીષ્મ વિ. સં. ૨૦૫૦ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૯૪

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કવિતાનું કામણ

કવિતાનો દેહ શબ્દનો બન્ધાયેલો છે. શબ્દ એટલે (૧) અવાજ, (૨) તે નિશ્ચિત અવાજમાં સઙ્કેતથી તે તે સમાજે મૂકેલો અર્થ. શબ્દનાં આ બન્ને પાસાં કવિતાના સૌન્દર્યને ખીલવવામાં ફાળો આપી છૂટે છે, નોખાં નોખાં નહિ પણ એકરૂપ-એકરસ બનીને. ચર્ચા માટે ત્હેમનો અલગ અલગ વિચાર કરીએ તે ભલે.

કવિતા અવાજોની બનેલી રચના છે. આજે આપણે સામાન્ય રીતે કવિતા કાગળ ઉપર છપાયેલી, આંખો વડે વાંચીએ છીએ. પણ તેથી કવિતા કાંઈ આંખનો વિષય - જોવાનો વિષય બનતી નથી. આંખો તો ધારો કે સારી ન હોય અને 'ઝૂકી ઝાડનાં ઝૂંડની ઝાઝી ઝાડી' વાંચતાં હારબન્ધ ઝઝૂઝાઓ કાંટાની પેઠે ભોંકતા ચાલ્યા આવતા હોય; પણ તે જ વખતે કાન સહેજ ચમકે છે, બધા શબ્દો 'ઝ'થી આરમ્ભાયા છે એ જોઈને, બલકે સાંભળીને, ('ઝાઝી'માં તો બન્ને 'ઝ' છે !) આંખ કવિતાના અવાજદેહને ઉપાડીને શ્રવણેન્દ્રિયને, અન્તઃ શ્રવણેન્દ્રિયને સોંપી દે છે, જે એના સૌન્દર્યનો બોધ કરે છે.

ઉમાશઙ્કર જોશી

# કવિતાનો આસ્વાદ : અમૃતમન્થનની બહુઆયામી પ્રક્રિયા

## ભગવતીકુમાર શર્મા

સાહિત્યની પ્રત્યેક સર્જનાત્મક કૃતિ સાથે આસ્વાદની પ્રક્રિયા અવિનાભાવે સંલગ્ન છે. સર્જક સાહિત્યસર્જન ભલે નિજાનન્દે કરે, પણ તેની કૃતિ ભાવક પાસે પહોંચે એટલે સર્જકના એ નિજાનન્દમાં પ્રત્યાયન અને આસ્વાદ દ્વારા ભાવક પણ સહભાગી બને. આસ્વાદકની ભૂમિકા ભાવક તાટસ્થ્ય અને વિવેકબુદ્ધિપૂર્વક ભજવી શકે છે. કૃતિને પામવા માટેની બહુવિધ સજ્જતા, હેતુનિષ્ઠા અને સહૃદયતા આસ્વાદપ્રક્રિયામાં ભાવકપક્ષે આવશ્યક અને ઉપકારક છે. રસિક અને સમસંવેદનશીલ હૃદય વિના ભાવક ઉત્તમ અને સાચો આસ્વાદક ન બની શકે. ત્હેનું શાસ્ત્રજ્ઞપણું ત્હેની વધારાની પાત્રતા છે. આસ્વાદક વિવેચક ન હોય એમ બને, પણ વિવેચક આસ્વાદક તો હોય જ. સર્જક બ્રહ્મા, આસ્વાદક વિષ્ણુ અને વિવેચક શઙ્કર એવું જાડી રીતે કહી શકાય, પણ કેટલીક વાર આ ભૂમિકાઓની યે સેળભેળ થઈ જાય છે. ક્યારેક તેનાં પરિણામો પણ રમણીય નીવડે છે.

❑

સાહિત્યસર્જન ભાવક સમક્ષ અનેક સ્વરૂપે આવતું રહે છે. અનેકાનેક આયામોમાં વિલસતી સર્જકની સર્ગશક્તિને પામવી-પ્રીછવી એ ભાવક માટે જેમ એક આનન્દાનુભૂતિ છે તેમ એક મોટો પડકાર પણ છે. પ્રત્યેક સાહિત્યસ્વરૂપ અને તેના પ્રકારો-પેટાપ્રકારોનાં રસબિન્દુઓ, આસ્વાદરીતિ અને રસનિષ્પત્તિ ભિન્ન ભિન્ન હોવાનો પૂરો સમ્ભવ છે. એકલી કવિતાની વાત કરીએ તો તે હાઇકુ કે મુક્તકથી મહાકાવ્ય સુધીના પ્રકારોમાં સમ્ભવે છે. આથી તેઓનાં રસસ્થાનો અને અસ્વાદપ્રક્રિયામાં ભિન્નતા હોય તે સહજ છે. જે તે સાહિત્યસ્વરૂપ અને સાહિત્યપ્રકારની બાહ્યાન્તર વિશિષ્ટતાઓને પ્રમાણ્યા વિના યથાર્થ આસ્વાદ સુધી ન પહોંચી શકાય. કેટલાક સાહસિક, સમર્થ સર્જકો સાહિત્યના સ્વરૂપગત ભેદોમાં પણ એવી રમણીય અરાજકતા સર્જે છે કે તેઓની તેવી કૃતિના આસ્વાદની રીતિ તથા સાધનો પરત્વેના ચીલાચાલુ અભિગમને બદલવો જ પડે. વળી, એક જ કૃતિ તેના આસ્વાદનું સ્વરૂપ બદલાતાં જુદાજુદા રસાનુભાવો કરાવે તે પણ શક્ય છે. હવે જ્યારે દૃશ્ય-શ્રાવ્ય માધ્યમો ઘણાં પ્રચલિત બન્યાં છે ત્યારે સાહિત્યકૃતિઓના આસ્વાદની રીતિ, ઓજારો અને માપદણ્ડો પરત્વે પણ પ્રશ્નો પેદા થશે.

પરન્તુ આવાં અને આટલાં માધ્યમો નહોતાં ત્યારેય સાહિત્યકૃતિઓના આસ્વાદના પ્રકારો અને રીતિઓનું ખાસ્સુ વૈવિધ્ય અસ્તિત્વમાં હતું જ. જ્યારે મુદ્રણશોધ થઈ નહોતી ત્યારેય પુરાણકથાઓ, આખ્યાનો, મહાકાવ્યો, નાટકો આદિનું સર્જન અને આસ્વાદન થતાં જ હતાં. ત્યારે કણ્ઠોપકણ્ઠ પરમ્પરા અને સામુદાયિક આસ્વાદનું બાહુલ્ય હતું. ત્યારે વાચકો ઓછા અને શ્રોતાઓ તથા દર્શકો વધારે હતા. કથાકારો, પુરાણીઓ, આખ્યાનકારો, ગાયકો, ભજનિકો — આ બધા આપણા પ્રાચીન અને પ્રમુખ આસ્વાદકર્તાઓ હતા. ત્હેમાંના કેટલાક પોતે જ રચનાકાર હતા. આમ, આસ્વાદનાં બે મુખ્ય પ્રકારો તારવી શકાય : વૈયક્તિક અને સામુદાયિક. કોઈ સારો શ્લોક સાંભળીએ અને ત્હેને એકાન્તમાં આપણે ગણગણીએ, ત્હેનાં રસસ્થાનોમાં ઊંડા ઊતરીએ; કોઈ સારું કાવ્ય વારંવાર વાંચીને ત્હેનાં

રસબિન્દુઓથી તરબોળ થઈએ — આસ્વાદનની આ વૈયક્તિક સ્તરે શરૂ થતી અને ચાલતી પ્રક્રિયા છે. મુદ્રણશોધે તેને દૃઢમૂળ અને વ્યાપક બનાવી. ત્હેના આસ્વાદ-ઉપક્રમોમાં પણ વેગ આવ્યો. બીજી તરફ નાટક, કવિતા, લોકસાહિત્ય વારંવાર જનસમુદાય સમક્ષ ભિન્નભિન્ન રીતે રજૂ થતાં રહ્યાં છે. તે વખતે પુસ્તક હોય તોયે ત્હેનું તિરોધાન થાય છે અને કૃતિના પ્રસ્તુતીકરણમાં performanceનું તત્ત્વ પ્રવેશે છે. પુસ્તક કે સામયિકમાં કોઈ કવિતાનું વાચન, એ જ કવિતાનું કવિસમ્મેલનમાં કવિના સ્વમુખે પઠન કે ગાન અને એ જ કવિતાનું સુગમસઙ્ગીતકલાકાર દ્વારા ગાયન — એ ત્રણેય સ્થિતિમાં એક જ કૃતિના આસ્વાદ તથા રસનિત્પત્તિ ભિન્ન રહેવાનો પૂરો સમ્ભવ છે, કેમ કે કવિતાપાઠ અને કવિતાની ગાયકીમાં performanceનું તત્ત્વ ઓછે-વધતે અંશે પ્રવેશે છે. હવે તો ટેલિવિઝન પર કવિતાની પ્રસ્તુતિમાં વિઝ્યુઅલ્સનો પણ વિનિયોગ કરાય છે. અહીં સાહિત્યકૃતિના આસ્વાદની પ્રક્રિયામાં એક નવું પરિમાણ ઉમેરાય છે. આથી સાહિત્યકૃતિના આસ્વાદ વિશેના આપણા ઘણા જૂના ખ્યાલોની પુનર્વિચારણા કરવી પડે તેવી સ્થિતિ સર્જાવા માંડી છે. જ્યારે મુદ્રણશોધ થઈ નહોતી ત્યારે સાહિત્યકૃતિઓના વાચકો અતિ અલ્પ હતા અને શ્રોતાઓ તથા દર્શકો જ વધારે હતા. હવે વીજાણુમાધ્યમોએ ફરીથી એ સ્થિતિ સર્જવા માંડી છે. તેણે વાચકો ઘટાડ્યા છે અને દર્શકો તથા શ્રોતાઓની સઙ્ખ્યામાં વૃદ્ધિ કરી છે ! આથી સાહિત્યસર્જકો માટે ઇચ્છા-અનિચ્છાએ પણ લેખન ઉપરાંત performanceનો પ્રદેશ ઊઘડ્યો છે. ત્હેમાં તક, પડકાર, જવાબદારી અને જોખમ પણ છે.



જગતભરના સાહિત્યમાં કવિતાના આસ્વાદની પ્રક્રિયા, રીતિ તથા ઓજારો પરત્વે વધારેમાં વધારે વિચારણા થઈ છે. તે કવિતા સ્વરૂપની વિશિષ્ટતા, મહત્તા તથા વિશેષ આસ્વાદક્ષમતાને સૂચવે છે. કાવ્યશાસ્ત્રીઓ અને કાવ્યરસિકોનું આ બૃહત્ યોગદાન સહુ કોઈ કવિતાપ્રેમીને ન્યાલ કરી દે તેવું છે. આસ્વાદ વિશેનો આવો મહદ્ વિશેષાધિકાર કવિતાને જ કેમ સાંપડ્યો હશે ? કવિની અનુભૂતિની અભિવ્યક્તિ અને તેમાંથી નીપજતી રસનિષ્પત્તિની સૂક્ષ્મતા, ઊંડાણ, દર્શન, સંવિધાનકૌશલ, લય-છન્દનો વિનિયોગ, રસવાહિતા, ઇત્યાદિ બાબતોમાં કવિતાસ્વરૂપની નિઃશઙ્ક કંઈક વશેકાઈ છે. મનુષ્યજાતિ માટે ગદ્ય એક સહજ અભિવ્યક્તિ છે જ્યારે પદ્યાત્મક અભિવ્યક્તિ માટે ત્હેને મથવું પડે છે. એ મથામણ પણ અતન્ત્ર નહિ, ચોક્કસ નીતિનિયમોને અનુસરે છે. જગતની ઘણી મહાન રચનાઓ પદ્યાત્મક છે. વાર્તા-નવલકથા જેવાં ગદ્યાત્મક સાહિત્યસ્વરૂપો તો ઘણાં નવાગન્તુક છે. નવલકથાના આસ્વાદમાંથી સાહિત્યેતર રસાનુભૂતિ થવાનો પણ સમ્ભવ છે. કવિતા મનુષ્યહૃદયની વધારે સન્નિકટ રહેલી છે તે નિઃશઙ્ક છે. પિણ્ડમાં બ્રહ્માણ્ડને અનુસ્યૂત કરવાની જે ક્ષમતા કવિતામાં છે તે અન્યત્ર ક્યાં મળવી ? મનુષ્યજાતિને રસાનન્દની સાથે વીજળીના ઝબકાર જેવું દર્શન આપવાની ત્હેની ક્ષમતા અદ્વિતીય છે. કાવ્યાનન્દને બ્રહ્માનન્દ સહોદર લેખવામાં આવ્યો છે તે નિરર્થક વાણીવિલાસ નથી. ઉત્તમ કાવ્યના ઉત્તમ આસ્વાદમાંથી આવો કાવ્યાનન્દ મળી શકે છે. આવા કાવ્યાનન્દની કાવ્યમર્મજ્ઞોને એવી ઉત્કટ ખેવના રહી છે કે એ ખેવનાની ફલશ્રુતિરૂપે વિશ્વસાહિત્યમાં પોએટિક્સ, રસવિચાર, અલઙ્કારશાસ્ત્ર ઇત્યાદિનું એક વિરાટ અક્ષયપાત્ર ઉપલબ્ધ છે. પોએટિક્સ હોય કે રસવિચાર, છેવટે તો તે કાવ્યપદાર્થને યથાશક્ય ઉત્તમ રીતે પામવા માટેનાં, કાવ્યાસ્વાદને બ્રહ્માનન્દસહોદર કાવ્યાનન્દની ચરમ પરિણતિએ પહોંચાડવા માટેનાં કાવ્યમર્મજ્ઞ વિદ્વાનોએ રચી આપેલાં અતિ ઉપકારક સાધનો જ છે. અલબત્ત, કાવ્યનો મર્મ એ અતિશય તરલ, છટકણું તત્ત્વ છે. ત્હેને માત્ર શાસ્ત્રીયતાના સાણસાથી, પાઠ્યપુસ્તકીય પરીક્ષાલક્ષી અભિગમથી, છન્દકસરતના ગાણિતિક ઉકેલથી કે અખબારી કટારો ભરવાના ધન્ધાદારી તકાજાથી પામી ન શકાય. જેમ

કવિતાનું સર્જન કેવળ શાસ્ત્રજ્ઞાનને આધારે થઈ ન શકે તેમ કવિતાના આસ્વાદની વ્યાપક પ્રક્રિયામાં શાસ્ત્રજ્ઞાનનું સ્થાન એક અગત્યના અંશ જેટલું હોઈ શકે. કવિતાને શાસ્ત્ર નહિ, તેટલી શાસ્ત્રને કવિતાની ગરજ છે. સાચી કવિતા શાસ્ત્રને ન પણ ગાંઠે. તે જ રીતે કવિતાની રચના આસ્વાદ-પ્રક્રિયાની પરિચિત રીતિઓને અનુલક્ષીને થતી નથી. પહેલાં કવિતા, પછી આસ્વાદ. આસ્વાદપ્રક્રિયાએ કવિતાએ કવિતાએ સ્થિતિસ્થાપકતા કેવળતા રહી રમણીયતાની શોધ અને પ્રાપ્તિ માટે મથવાનું છે. શાસ્ત્રો કવિતાના આત્માને આલોકિત કરવામાં સહાયરૂપ થાય તો તેમનો નિઃશઙ્ક આદર, પણ શાસ્ત્રો કાવ્યાત્માને ધૂંધળો બનાવી કાવ્યેતર ઝાડી-ઝાંખરાંમાં ભાવકને અટવાવે તો તેવાં શાસ્ત્રોની ઉપેક્ષા કરવી પડે. કવિ અને કવિતા સાથેની આસ્વાદની સહૃદયતા શાસ્ત્રોને ઠેકીને પોતાને લક્ષ્યસ્થાને પહોંચવા સમર્થ છે. સહૃદયતા અને શાસ્ત્રજ્ઞાન પરસ્પર પૂરક બને છે ત્યારે કાવ્યાસ્વાદ નીખરી ઊઠે છે.



કવિતા બહુઅવયવી પદાર્થ છે. તેનાં બાહ્ય અને આન્તરિક ક્લેવરમાં પણ ભિન્નતા છે, પરન્તુ એ સર્વની સામઞ્જસ્યપૂર્ણ સહોપસ્થિતિમાંથી કાવ્યનો પુદ્ગલ રચાય છે. કવિતામાંથી છન્દ, લય, બાની, એ સર્વને અલગપણે ચીંધી બતાવવાનું શક્ય છે, પરન્તુ કવિતા એક અખિલાઈપૂર્ણ પિણ્ડ છે, માત્ર છન્દ-લય-બાનીએ જેમ કવિતા નથી તેમ સુવિચાર જેવું દર્શન કે પોપટિયો ભાવ એ પણ કવિતા નથી. કવિતા તેનાં ઘટકોના સાયુજ્ય ઉપરાંત પણ બીજા કશાક અવ્યાખ્યેય તત્ત્વથી સિદ્ધ થતી હોય છે. ઘટકોનાં પગથિયાં ચઢી આસ્વાદકે કવિતાના આત્માના શિખરે આરોહણ કરવાનું છે. કવિતાને કવિતા સિદ્ધ કરનારાં તત્ત્વો ઘણીવાર અમૂર્ત, અવ્યાખ્યેય હોય છે. આસ્વાદકે મૂર્તથી અમૂર્ત સુધી પહોંચવાનું હોય છે. દ્વિજોત્તમ કવિતા જો અમૃત છે તો કાવ્યાસ્વાદ એ અમૃતમન્થનની વિકટ, જટિલ પણ આનન્દ-પ્રક્રિયા છે. આ માટે કવિતાને ત્હેની અખિલાઈમાં આસ્વાદવાનું અનિવાર્ય છે. કવિતાના આસ્વાદને નામે તથાકથિત આસ્વાદક કવિતાનું માત્ર ડિસેક્શન, ઓપરેશન કે પોસ્ટમોર્ટમ કરે તો તે સાહિત્યક્ષેત્રનો અપરાધ ગણાય.



કવિતાના ઘણા પ્રકારો અને ઉપપ્રકારો છે, છતાં તે તાકે છે તો કવિતાતત્ત્વની સિદ્ધિને જ, પરન્તુ કયા કવિતાપ્રકારનું રસસ્થાન તેની કઈ છટા વા લીલામાં છે તે ત્હેના ખરા આસ્વાદ માટે જાણવું આવશ્યક છે. ગઝલ પાસેથી આપણે મહાકાવ્યમાંથી મળતા બૃહત્ અને વિવિધ રસસભર આસ્વાદની અપેક્ષા ન રાખી શકીએ. સૉનેટ અને ગીત, બન્ને ઊર્મિકવિતાના પ્રકારો હોવા છતાં ઉભયનાં રસકેન્દ્રો અને તે પામવાની રીતિઓ ભિન્ન છે. ખણ્ડકાવ્ય અને આખ્યાનકવિતામાં કથારસ પૂરતું સામ્ય છે, પરન્તુ બન્નેની રસાનુભૂતિ ભિન્ન છે. અછાન્દસ કાવ્યનો આસ્વાદ પામવાની કળા અને ત્હેનું વિજ્ઞાન બન્ને વિશિષ્ટ છે. ગીતનો લય અને અછાન્દસનો અન્તર્નિહિત લય એક નથી. હાઈકુ અને શેરનું સંવિધાન અલગ છે, પણ ઉભયમાંથી મળતો રસાનુભવ ક્યારેક સમાન હોય છે. તે સાથે એ પણ ખરું કે રસાનુભવના અન્તિમ બિન્દુ પરત્વે સમાનાનુભૂતિને પણ અવકાશ છે. જેમ કે એક મહાકાવ્ય હજારો પઙ્ક્તિઓને અન્તે જે દર્શન આપે છે તે ક્યારેક ગઝલના એક શેરમાંથી પણ મળી શકે છે. કવિતાના રસાસ્વાદને સમ્બન્ધ છે ત્યાં સુધી કશું ત્યાજ્ય કે નિષિદ્ધ નથી. આપણને કળી, શતદલ પદ્મ, આકડા-ધન્તૂરા, ભ્રમર, મેઘધનુ, અન્ધકાર, સૂર્ય. ચન્દ્ર, બુલબુલ, સર્પ, ગરુડ, કાંટા, આકાશની ઉન્નતતા, પાતાળની નિમ્નતા, એ બેની વચ્ચેની સ્થિતિ બધું જ ગ્રાહ્ય છે, કેમ કે તે સર્વમાંથી કાવ્યલક્ષી રસબિન્દુઓની શક્તિ આપણને ઈષ્ટ છે, અને એ ઈષ્ટમાંથી આપણા હૃદયદ્રવ્યનો ચેતોવિસ્તાર એ આપણું પરમ અભીષ્ટ છે. દ્વિજોત્તમ કવિતાનો આસ્વાદ માણવા માટે મન-હૃદયનાં બધાં બારી-બારણાં ખુલ્લાં રાખવાં ઘટે. કવિતાદેવીના મન્દિરના ગર્ભાગારમાં પ્રવેશી દેવીના

હૃદયનાં સ્પન્દનો સાંભળવા માટે આપણે વ્યક્તિગત ગમાઅણગમા, પૂર્વગ્રહ-અભિગ્રહ, રુચિભેદ, સંસ્કારભેદ, પરિવેશભિન્નતા, ઉન્નતભ્રૂવૃત્તિમાંથી જન્મતો અહંકાર વગેરેનાં પગરખાં બહાર ઉતારીને પછી જ એ મન્દિરમાં પ્રવેશ કરવો જોઈએ.



કવિ નર્મદે સાહિત્યની ઘણી વિદ્યાઓની જેમ કાવ્યાસ્વાદને ક્ષેત્રે પણ લગભગ પહેલવહેલું ખેડાણ કર્યું હતું. ત્હેના સામયિક 'ડાંડિયો'ની કેટલીક સામગ્રીને આધારે આમ કહી શકાય. વળી, પૂરા સાહિત્યલક્ષી નહિ એવાં સામયિકોમાં પણ કાવ્યાસ્વાદ પ્રવૃત્તિને સ્થાન આપવાના પત્રકારીય અભિગમનો પણ એ આરમ્ભ હતો. નર્મદના પ્રાદુર્ભાવની સમાન્તરે આપણે ત્યાં બીજા બે ઘટનાવિશેષો પણ સાકાર થયા : મુદ્રણશોધનો વિકાસ અને શિક્ષણક્ષેત્રનો પ્રસાર. અલબત્ત, આ બન્ને વાનાં નહોતાં ત્યારેય આપણા જનજીવનમાં એક યા બીજી રીતે કવિતા અને ત્હેના આસ્વાદની વૈવિધ્યપૂર્ણ પ્રવૃત્તિઓનું સ્થાન હતું જ. માત્ર સંસ્કારી અને શિક્ષિત જ નહિ, પ્રાકૃત અને અશિક્ષિત પ્રજા પણ કાવ્યાસ્વાદથી વિમુખ રહેતી નથી. આપણા અસઙ્ખ્ય ભજનિકો, માણભટ્ટો, લગ્નગીતો-ગરબા ગાનારી બહેનો, રાજિયા-મરશિયાં ગવડાવનારી બહેનો, ભવાઈ અને જૂની નાટક મણ્ડળીઓના કલાકારો, લોકગીતોના ગાયકો, સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો અને તેની ગાનપદ્ધતિને જીવન્ત રાખનારા બ્રાહ્મણ પુરોહિતો, એ સૌનું આપણા કવિતા વારસાને અને ત્હેના વૈવિધ્યસભર, રોચક આસ્વાદને ધબકતા રાખવા બદલ આપણા પર મોટું ઋણ છે. તેમ ન બન્યું હોત તો મુદ્રણમાધ્યમ વિનાની આપણી કવિતાસમૃદ્ધિ માત્ર થોડા લહિયાઓના ઉદ્યમ વડે પોથીઓમાં જ ટકી રહી હોત. સૂરતમાં આજે પણ ક્યાંક સ્ત્રીના સીમન્તપ્રસઙ્ગે કવિ પ્રેમાનન્દનું 'મામેરું' અથેતિ ગાવાનો રિવાજ છે. આવા પ્રસઙ્ગોએ 'કવિતા એ કાનની કળા છે' એવા ઉમાશઙ્કર જોશીના કથનની યથાર્થતા અને પ્રભાવકતા પ્રતીત થાય છે. કાવ્યાસ્વાદના આવા મુદ્રણબાહ્ય તરીકાઓની ઉપેક્ષા કે તિરસ્કાર યોગ્ય નથી. અત્યાધુનિક દૃશ્ય-શ્રાવ્ય ઉપકરણો પણ કવિતાને કાગળની સરહદ બહાર લઈ જવાની કામગીરી બજાવે છે. આવતી કાલની કાવ્યાસ્વાદપ્રવૃત્તિ કદાચ કાવ્યસઙ્ગ્રહો કરતાં કવિતાપાઠની કેસેટો દ્વારા વધારે ચાલશે.

આપણે ત્યાં આવેલા બહુદેશીય રેનેસાંમાં સાહિત્યની અર્વાચીન વિભાવનાઓનો ઉદય, મુદ્રણશોધનો પરિચય અને શિક્ષણનો વ્યાપ, એમ ત્રિદલ સમ્પન્ન થયું. શિક્ષણવ્યવસ્થા પ્રાથમિક શાળાથી યુનિવર્સિટી સુધી વિસ્તરી. એમાં કવિતાશિક્ષણ વિવિધ પાઠ્યક્રમોનું એક મહત્ત્વનું અઙ્ગ બન્યું. જૂની પાઠશાળાઓમાં પણ કવિતાશિક્ષણ, છન્દશિક્ષણ હતાં જ. પણ હવે તેના પર પશ્ચિમી પદ્ધતિનો પ્રભાવ પડ્યો. તે સાથે કાવ્યાસ્વાદપ્રવૃત્તિ જનસાધારણમાંથી ઊંચકાઈને વર્ગખણ્ડો અને પરીક્ષાનાં પ્રશ્નપત્રોમાં પ્રવેશી. યુનિવર્સિટીશિક્ષણે અનેક કાવ્યશાસ્ત્રીઓ અને સાહિત્યપણ્ડિતોને ઘડવા માંડ્યા. તેઓએ મુદ્રિત અભ્યાસક્રમોમાંની કવિતાની આસ્વાદપ્રક્રિયાને નવાં આયામો આપ્યાં. તે સાથે ક્યારેક, ક્યાંક કવિતાનો મોરપિચ્છ શો આસ્વાદ જડ પાણ્ડિત્યના વજન હેઠળ દબાયો પણ ખરો. વળી, કવિતા પાઠ્યપુસ્તકમાં પ્રવેશી એટલે ત્હેને પરીક્ષાલક્ષી ઉપયોગિતાવાદે પણ જકડી લીધી. કાવ્યાસ્વાદની ગઙ્ગાનો ગાઈડોની ગર્તામાં વિનિપાત થયો. હવે તો દુર્ગતિ વધારે ઘેરી બની છે. શાળા-મહાશાળાઓમાં કવિતાશિક્ષણ અને કાવ્યાસ્વાદની પ્રવૃત્તિઓમાં રસ લેનારા શિક્ષકો અને વિદ્યાર્થીઓ કેટલા ? !



રમણભાઈ નીલકણ્ઠ, આનન્દશઙ્કર ધ્રુવ, નરસિંહરાવ દિવેટિયા, બળવન્તરાય ઠાકોર, રામનારાયણ પાઠક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ઉમાશઙ્કર જોશી, સુરેશ જોશી, નિરઞ્જન ભગત, ઉશનસ્, જયન્ત પાઠક, હરીન્દ્ર દવે, વેણીભાઈ પુરોહિત, સુરેશ દલાલ, ધીરુ પરીખ, રાધેશ્યામ શર્મા, જયાબહેન મહેતા —

આ બધાં આપણાં પણ્ડિતયુગીય અને આધુનિક તથા સામ્પ્રતકાળના વિદ્વાનોએ કાવ્યતત્ત્વવિચારને અનુષઙ્ગે કવિતાના આસ્વાદની પણ ભિન્નભિન્ન રીતે જિકર કરી છે. એમાંના કેટલાક તો પોતે જ સારા કવિઓ. આને પરિણામે કવિતાના આસ્વાદ વિશેની આપણી સમજ ઉત્તરોત્તર પુષ્ટ અને સાર્થક બનતી ગઈ છે. આધુનિક સમયમાં કવિતાના આસ્વાદની વિભાવના અને અભિગમ દ્વારા તથા તેના પ્રત્યક્ષ નિરૂપણ વડે સુરેશ જોષી આપણું સવિશેષ ધ્યાન ખેંચે છે. ત્હેમણે એક સ્થળે લખ્યું છે : 'કાવ્યને માણીને જાણી શકાય કે જાણીને માણી શકાય ? કાવ્યમાં માણવું અને જાણવું એ પૂર્વાપર અવસ્થાઓ નથી; બન્નેની યુગવત્ સ્થિતિ છે એમ કહેવું જ ઉચિત લેખાશે.' પછી તેઓ કહે છે : 'કાવ્યની રચનામાં એવું કશુંક છે જે કેવળ છન્દના, શબ્દાર્થના કે વિષયના જ્ઞાનથી આપણી પકડમાં આવતું નથી.' ભાવક અને સર્જક વચ્ચેના સક્રિય પ્રાણમય વિનિમયની શક્યતા ઊભી થશે તો આપણી પ્રજાની સંવેદનાને સૂક્ષ્મતા, ઊંડાણ અને વ્યાપકતા લાધશે' એવું ત્હેમનું કથન પૂરું શ્રદ્ધેય છે.

સામયિકો કે અખબારોમાં કટારરૂપે પ્રગટ થતા કાવ્યાસ્વાદોનાં જમા-ઉધાર બન્ને પાસાં છે. જમા પાસું એ કે તે દ્વારા કાવ્યાસ્વાદપ્રવૃત્તિ બહોળા વાચકવર્ગ સુધી પહોંચે છે. પરન્તુ આવી કટારોની મોટી મર્યાદા એ છે કે તેમાં આસ્વાદ માટેની કવિતા પસન્દ કરતી વખતે કવિતાના કદનો હંમેશાં અને વાચકની કક્ષા તથા રુચિનો ક્યારેક ખ્યાલ રાખવો પડતો હોય છે.

હવે તો કેવળ કાવ્યાસ્વાદનાં જ હોય એવાં સઙ્ખ્યાબન્ધ પુસ્તકો આપણી ભાષામાં ઉપલબ્ધ છે. એમાંનાં મોટા ભાગનાં અખબારી કટારોનું ગ્રન્થસ્વરૂપ છે. તો કેટલાંક પાછળ વિશેષ આયોજન અને પ્રયોજન જણાય છે.

આમ, છેલ્લાં સો-સવાસો વર્ષમાં મુદ્રિત કવિતાના આસ્વાદની પ્રવૃત્તિએ આપણી ભાષામાં ઊંડાં મૂળ નાખ્યાં છે, ત્હેનો વેગ અને વ્યાપ વધ્યાં છે, પરન્તુ ત્હેમાં સૂક્ષ્મતા અને ઊંડાણનાં દૃષ્ટાંતો ઓછાં જોવા મળે છે.



કવિના સ્વમુખે તેની કવિતાનું પઠન તે પણ કાવ્યાસ્વાદની એક મહત્ત્વની, રસપ્રદ અને જીવન્ત રીતિ છે. ગુજરાતમાં અને જ્યાં જ્યાં ગુજરાતી કવિતા વઞ્ચાય છે ત્યાં હવે કવિસમ્મેલન, મુશાયરા, કાવ્યગોષ્ઠિ, કાવ્યપાઠ — આ બધું પ્રસાર પામ્યું છે, લોકપ્રિય બન્યું છે. ગુજરાતી ગઝલનો પહેલો મુશાયરો આજથી લગભગ સાઠ વર્ષ પહેલાં સૂરતના ઉપનગર રાંદેરમાં યોજ્યો હતો. આ પ્રવૃત્તિ ક્યારેક વિવાદનું કેન્દ્ર પણ બની છે. મુશાયરાઓમાં રજૂ થતી કવિતાની કક્ષા અને ત્હેની રજૂઆત-પદ્ધતિ વિરુદ્ધ આજથી ચાળીસેક વર્ષ પહેલાં વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા સૌમ્ય વિવેચકે પણ અવાજ ઉઠાવ્યો હતો, જેમાંથી લાંબો વિવાદ ચાલ્યો હતો. ગઝલ ત્યારે ગુજરાતી કવિતાસાહિત્યમાં આદરભર્યું નહિ, પણ કંઈક ઓરમાયું સ્થાન ભોગવતી હતી. કવિસમ્મેલન અને મુશાયરા વચ્ચે એક પ્રકારની ભેદરેખા પણ હતી. કાળક્રમે એ સ્થિતિ દૂર થઈ અને હવે ગઝલ ગુજરાતી કવિતાસાહિત્યનું અવિભાજ્ય, આદરપાત્ર અઙ્ગ બની છે. કવિસમ્મેલન અને મુશાયરા વચ્ચે પણ કક્ષાભેદ રહ્યો નથી.

મુદ્રિત કવિતાની આસ્વાદક્ષમતા ગમે તેટલી આધારપાત્ર અને દીર્ઘકાલીન હોય તો પણ કવિતાપાઠ અને કવિસમ્મેલનના કવિતારસિક જનહૃદય પરના પ્રભાવને નષ્ટ કરી શકાય તેમ નથી, કેમ કે તેમાં કવિ અને શ્રોતા વચ્ચે લાઈવ કૉન્ટેક્ટ તથા ઈન્સ્ટન્ટ રિસ્પોન્સનો સુભગ અવકાશ રહેલો છે. કોલ્ડ પ્રિન્ટમાં છપાયેલી કવિતાની બીજી ઘણી વશેકાઈ છતાં કવિ અને શ્રોતાઓ વચ્ચેના આ જીવન્ત સમ્પર્ક અને તત્ક્ષણ પ્રતિભાવ પરત્વે સરસાઈ ન કરી શકે. વળી, આ પ્રકારની કાવ્યપ્રસ્તુતિ એક રીતનો દૃશ્ય-શ્રાવ્ય પરફોર્મન્સ પણ બની રહે છે. કવિતા, કે કોઈ પણ

સર્જનાત્મક સાહિત્યકૃતિ લોકો સુધી પહોંચવી તો જોઈએ જ.

સાહિત્યકૃતિઓના આસ્વાદમાંથી 'લોક' નામક પરિબળનો જ પરિહાર કરવા જેટલા ઉન્નતભ્રૂ બનવું જરૂરી કે હિતકારક નથી. ઉચ્ચ સ્તરને નામે સમ્પૂર્ણ લોકવિમુખતા અને લોકરઞ્જનને નામે ઉચ્ચ સ્તર સાથે બાંધછોડ, આ બન્ને અન્તિમોની વચ્ચે રહીને પણ કલાકારો અને તેઓની કલાકૃતિઓ લોકસમારાધન કરી શકે છે.

છેલ્લાં લગભગ બાવન વર્ષથી હું મુશાયરા-કવિસમ્મેલનના સમ્પર્કમાં છું — પહેલાં શ્રોતારૂપે, પછી કવિરૂપે અને કવચિત્ સઞ્ચાલકરૂપે. કવિસમ્મેલનોનાં કવિતાપદાર્થ પરત્વેનાં ઉપકારક અને અનુપકારક ઉભય પ્રકારનાં પાસાંઓ સમ્બન્ધે હું ખાસ્સો સ્પષ્ટ અને નિર્ભ્રાન્ત છું. કવિતાને લોકો સુધી રસપ્રદ રીતે પહોંચાડવા માટે આવા ઉપક્રમોની ઉપયોગિતા અને ઉપકારતા સ્પષ્ટ, આદરપાત્ર અને તેથી સમર્થનીય છે. 'કવિસમ્મેલન-મુશાયરામાં સારી કવિતાનું સત્યાનાશ જ નીકળે છે' તેવો પૂર્વગ્રહ યોગ્ય નથી. એ જ રીતે કવિસમ્મેલન-મુશાયરાપ્રવૃત્તિને જ કવિતા સર્જન-આસ્વાદનનો શ્રેષ્ઠ પર્યાય અને સારસર્વસ્વ માનવામાં પણ ઔચિત્ય નથી. કવિસમ્મેલનમાં પણ સારી, ઊંચી કવિતા મહોરી શકે છે. ક્યારેક તેમાં સારી, ઊંચી કવિતાને મૂર્ચ્છિત પણ થવું પડે છે. કવિસમ્મેલનમાં સારી કવિતાના પ્રફુલ્લન અને સ્વાગતનો ઘણો આધાર કવિઓની કાવ્યનિષ્ઠા, પ્રસ્તુતિની રીતિ, શ્રોતાઓની રુચિ અને સઞ્ચાલકના કવિતાલક્ષી નૈપુણ્ય પર રહે છે.

કવિસમ્મેલનમાં રજૂ થતી કવિતા પાસે સામાન્ય રીતે એવી અપેક્ષા રહે કે તે શ્રોતાઓ સાથે Instant rapport બાંધે. ઉચ્ચ સ્તરની કવિતા આવો rapport ન જ બાંધી શકે તેવું નથી, છતાં કવિસમ્મેલનની કવિતા પરત્વે ક્યારેક કેટલીક મર્યાદાઓ આવી જવાનો પણ સમ્ભવ છે. વસ્તુતઃ ઘણાંક કવિસમ્મેલનોમાં સારી-નબળી, અર્થઘન, સભારઞ્જની, એમ અનેક સ્તરની કવિતાઓ રજૂ થાય છે. ઘઉંમાંથી કાંકરા ચાળી નાખવા તો પડે જ. જેમાં કાંકરા જ વધારે હોય તેવાં કવિસમ્મેલનોથી સારા કવિઓ અને શ્રોતાઓએ દૂર રહેવું સારું. તે સાથે કોલ્ડ પ્રિન્ટ અને લાઈવ પરફોર્મન્સ વચ્ચેના માધ્યમભેદને ધ્યાનમાં રાખીને કવિ- સમ્મેલનમાંની કવિતાઓને મૂલવવી-આસ્વાદવી રહી. પરફોર્મન્સ પણ સારી કવિતાનો હોય. માત્ર પરફોર્મન્સ રહે અને સારી કવિતા ગાયબ હોય તે ઈચ્છનીય નથી. સારી કવિતા પણ વિવેકપૂર્ણ છતાં પ્રભાવક પરફોર્મન્સને અભાવે સારા શ્રોતાઓ સુધી ન પહોંચી શકે તો તે સ્થિતિ પણ ઈષ્ટ નથી. કવિ અને કવિતાના સારા અને સાચા પરફોર્મન્સમાં સારી કવિતા એ પહેલી શરત છે. કવિતાએ પોતાના કવિતાપણાને અક્ષુણ્ણ રાખીને જ કવિમુખના માધ્યમ દ્વારા કવિતારસિક શ્રોતાઓ સુધી પહોંચવાનું છે.

આપણાં કવિસમ્મેલનો સાથે સઞ્ચાલકનું પદ હવે તો અનિવાર્ય પણે સઙ્કળાયેલું છે. કવિસમ્મેલનના સઙ્કલન, સુગુમ્ફન, નિયન્ત્રણ અને રસપૂર્ણ નિર્વહણ માટે તે આવશ્યક પણ છે. કેટલાક કાવ્યમર્મજ્ઞ અને કુશળ સઞ્ચાલકોએ કવિસમ્મેલનોને દીપાવ્યાં હોવાનાં દૃષ્ટાન્તોનો હું સાક્ષી છું. મ્હારી એવી સમજ અને પ્રતીતિ છે કે કવિસમ્મેલનનો સઞ્ચાલક કાવ્યમર્મજ્ઞ તથા કવિ અને કવિતા પ્રત્યે આદર અને ઊંડી સહૃદયતા ધરાવતો હોવો જોઈએ. તે સોગિયો અવશ્ય ન હોય; નર્મમર્મનો તે જાણતલ હોય તે ઈષ્ટ છે. અમુક હદ સુધીના ત્હેના વાક્પાટવને પણ સ્વીકારી શકાય. કવિસમ્મેલનમાં તે અથેતિ કવિતાના જ રસ અને વાતાવરણને ઉત્તરોત્તર જાળવીને ઘૂંટતો જાય તે ત્હેનું પ્રથમ અને પરમ કર્તવ્ય છે. તે કુશળ અને સમયસૂચક તો હોય જ, પણ ત્હેણે કવિતા સિવાયની વાત ભાગ્યે જ કરવી જોઈએ. સઞ્ચાલક પોતે કવિ જ હોય; બીજા કોઈક ક્ષેત્રમાં તેણે ખ્યાતિ પ્રાપ્ત કરી હોય તે સ્થિતિ સાથે મ્હારા મનનું સમાધાન થતું નથી. ત્હેની કવિપ્રતિભા અને સઞ્ચાલનકૌશલ ત્હેને સઞ્ચાલકપદ સુધી લઈ જાય તે ઈષ્ટ છે. સઞ્ચાલકની વાક્પટુતા

ત્હેન ટુચકાઓ કહેવા પર; સઞ્ચાલક બધા કવિઓએ લીધેલા સમયના સરવાળા કરતાં પણ વધુ સમય લઈ જાય; સઞ્ચાલકની હાસ્યશક્તિ મુશાયરાને હસાયરામાં પલટી નાખે તો તે અસહ્ય લેખાવું જોઈએ. કવિ-સમ્મેલનનો સઞ્ચાલક હાસ્યકાર હોઈ શકે કે કેમ તે વિવાદપ્રેરક મુદ્દો છે. કવિસમ્મેલનમાં હાસ્ય પણ કાવ્યરસને ભોગે ન આવવું જોઈએ. કવિસમ્મેલનનું ફોકસ કવિતા, કવિ અને કાવ્યાસ્વાદ પર રહેવું જોઈએ. તે ખસીને સઞ્ચાલક અને ત્હેની હાસ્યનિષ્પાદનશક્તિ તથા ત્હેમાંથી મળતા કાવ્યેતર આનન્દ પર કેન્દ્રિત થાય તો તે ઇચ્છનીય નથી. વળી, હાસ્યકાર સઞ્ચાલક દ્વારા જાણ્યેઅજાણ્યે, હાસ્ય નિપજાવવાના હેતુથી કે ટેવવશાત્ કવિ અને કવિતાની વારંવાર મજાક ઉડાવાતી હોય તે યોગ્ય નથી. કવિસમ્મેલનમાં હાસ્યકવિતાને અવશ્ય સ્થાન છે, કેમકે હાસ્ય પણ એક મહાન રસ છે. પરન્તુ જ્યારે કવિસમ્મેલન દ્વારા કાવ્યાસ્વાદનું ગરિમાપૂર્ણ પર્વ યોજાયું હોય ત્યારે ત્હેની અધિષ્ઠાત્રી તો કવિતાદેવી જ હોવી ઘટે.

થોડાક મહિનાઓ પહેલાં બી.બી.સી.ની શ્રાવ્ય સેવા પર મ્હેં કવિવર રવીન્દ્રનાથ ટાગોરના સ્વમુખે તેમની કવિતાના પઠનનું જૂનું ધ્વનિમુદ્રણ સાંભળ્યું હતું. મ્હારા જીવનનો એ એક અવિસ્મરણીય અનુભવ હતો. એ કાવ્યપઠનમાં ગુરુદેવની કવિતા, વાક્શક્તિ અને પઠનકલાનો જે સમન્વય સધાયો હતો તે મ્હારે માટે અશ્રુતપૂર્વ હતો. કવિતાપઠનકલાનું એ ઉત્તમ નિદર્શન હતું. કવિની કાવ્યસિદ્ધિ અને ઉત્તમ કાવ્યપઠનકલાના સમન્વિત વિનિયોગ દ્વારા શ્રોતાઓ માટે કાવ્યાસ્વાદના નન્દનવનનાં દ્વાર ઊઘડી શકે છે. આપણી ભાષાએ શીર્ષસ્થ કવિઓ સર્જ્યા છે. તેઓની કવિતાઓએ આપણને સુદીર્ઘ કાળથી ઊંડો કાવ્ય-આહ્‌લાદ અર્પ્યો છે, પરન્તુ શ્રેષ્ઠ કાવ્યપઠનકલાનો મહિમા હજી આપણા કવિઓને પૂરતા પ્રમાણમાં સમજાયો છે ખરો ? કવિના અવાજને આગામી સદીઓ સુધી જાળવી રાખવા માટેનાં વૈજ્ઞાનિક સાધનો હવે ઉપલબ્ધ છે ત્યારે એ અવાજ વ્યઞ્જ્યાર્થ અને વાચ્યાર્થ બન્ને સ્વરૂપે વધારે પ્રાણવાન બને તે આવશ્યક છે.



## સુગમ સઙ્ગીત

સુગમ સઙ્ગીત પણ કાવ્યાસ્વાદની એક મહત્ત્વની અને લોકભોગ્ય વિદ્યા છે. તે આપણા સંસ્કારજીવનમાં હવે તો દૃઢમૂલ થઈ છે. સુગમ સઙ્ગીતને કેટલાક મર્મજ્ઞો કાવ્યસઙ્ગીત કહેવાનું પસન્દ કરે છે જે યથાર્થ છે, કેમ કે સુગમ સઙ્ગીતમાં જેટલું સઙ્ગીતનું તેટલું જ કાવ્યનું મહત્ત્વ છે. સુગમ સઙ્ગીત જેમ માત્ર તરન્નુમ નથી તેમ શાસ્ત્રીય રાગદારીની ચીજ પણ નથી. સુગમ સઙ્ગીતમાં સઙ્ગીત કવિતાના શબ્દને અનુષઙ્ગે વિનિયોગ પામે છે. સુગમ સઙ્ગીતનો સુગન્ધિત પુષ્પછોડ કવિતાની કેસરક્યારીમાં જ મહોરવો જોઈએ. છેલ્લા પાંચ-છ દાયકામાં આપણને કેટલાક સશક્ત, મર્મજ્ઞ, કાવ્યરસિક સ્વરનિયોજકો અને ગાયક-ગાયિકાઓ મળ્યાં છે. આ પરમ્પરા વર્ધમાન રહી છે. સઙ્ગીતકાર પોતે ઉત્તમ કવિ પણ હોય તો તે સુવર્ણસુગન્ધયોગ છે, પણ જ્યાં એવી સ્થિતિ ન હોય ત્યાં સ્વરનિયોજકે પોતાની નબળી કાવ્યકૃતિઓને બદલે અન્ય કવિઓની ઉત્તમ રચનાઓના સ્વરાઙ્કનને જ પ્રાધાન્ય આપવું જોઈએ. કવિવર ટાગોર વિશ્વમાન્ય કવિ ઉપરાંત રવીન્દ્રસઙ્ગીતના પણ પ્રણેતા અને સર્જક બન્યા ત્હેવું વિરલતમ દૃષ્ટાન્ત બીજું ક્યાં શોધવું ? સુગમ સઙ્ગીતમાં કૃતિના કાવ્યત્વ અને ગેયત્વનો સુમેળ સધાય તો જ ઉત્તમ પરિણામ આવી શકે. સઙ્ગીતના ઠાઠમાં અકવિતાને ઠઠાડી દેવાના પ્રયત્નો પકડાઈ ગયા વિના રહેતા નથી. 'ગેય'ની ઓળખચિઠ્ઠી ધરાવતી બધી જ કૃતિઓ સુગમ સઙ્ગીતને અનુકૂળ ન પણ હોય. એ જ રીતે ઉત્તમ કવિતા છતાં તે સાઙ્ગીતિક સ્વરૂપાન્તરને અનુકૂળ ન હોય એમ પણ બને. આપણી ભાષાના કવિતાસાહિત્યમાં કાવ્યત્વ અને ગેયત્વની દૃષ્ટિએ ઉત્તમ એવી રચનાઓનો કશો અભાવ

નથી. સ્વરનિયોજકો અને કણ્ઠકલાકારોની મીટ તે તરફ સતત મણ્ડાતી રહેવી જોઈએ.

છેલ્લાં પચીસેક વર્ષ દરમ્યાન આપણે ત્યાં નવીનતર કવિતાના ઉછાળની સાથે સુગમ સઙ્ગીતમાં પણ કેટલાક નૂતન ઉન્મેષો આવ્યા છે. આધુનિક કવિતાની જેમ સામ્પ્રત સુગમ સઙ્ગીત પણ પ્રયોગવાદી બન્યું છે, જેનાં કેટલાંક સારાં પરિણામો આવ્યાં છે. તે સાથે પ્રયોગશીલતાનો અભિનિવેશ જ્યારે સ્વરકારને પ્રયોગ સુધી ખેંચી જાય ત્યારે સુગમ સઙ્ગીત દુર્ગમ સઙ્ગીત બની જાય તેવો વિષમ અનુભવ પણ ક્યારેક થાય છે. અતિશય અટપટી બન્દિશ, વિસંવાદી સ્વરોનો અતિરેકપૂર્ણ ઉપયોગ, કાવ્યના ભાવથી વિપરીત વાદ્યસંયોજન, સ્વરાઙ્કન અને ગાયકીમાં લોકરઞ્જનલક્ષી ગિમિક્સ, ભાવ પર ટેક્નિકનું આધિપત્ય — આ બધાં ભયસ્થાનોને વળોટીને જ આપણું સામ્પ્રત સુગમ સઙ્ગીત કાવ્યસઙ્ગીતના તેના વધારે યથાર્થ નામને પાત્ર ઠરી શકે.

❑

## સમાપન

નાટકનો શબ્દ લિખિત છતાં પૂર્ણતઃ ઉચ્ચરિત (સ્પોકન) શબ્દ છે. વાર્તા-નવલકથા પાસે એવા ઉચ્ચરિત શબ્દની અપેક્ષા હોતી નથી. કવિતાનો શબ્દ તો લિખિત, ઉચ્ચરિત, સ્વરાઙ્કિત અને હવે દૃશ્યાઙ્કિત પણ સમ્ભવે છે. આમ, કવિની અમૂર્ત અનુભૂતિ શબ્દ, વાદ્ય, સ્વર અને દૃશ્યરૂપે પોતાનો કલાપ વિસ્તારે છે. કવિતાનો શબ્દ આમ, બહુઆયામી બની આસ્વાદક સમક્ષ આવે છે ત્યારે એક તરફ આસ્વાદકની સુવિધાઓ અને શક્યતાઓ વધે છે, તો બીજી તરફ કવિનો મૂળ, અસલ શબ્દ તેના પરિવર્તિત આયામને કારણે પોતાની અસલિયતને ધૂંધળી બનાવી દે તેવું ભયસ્થાન પણ પેદા થાય છે. આસ્વાદપ્રવૃત્તિનાં આયામો ભલે વધે, પણ તે સર્વનું પરમ અને ચરમ લક્ષ્ય તો કવિના અસલ શબ્દને તેની બધી અસલિયત અને સચ્ચાઈ સાથે પામવાનું જ હોવું ઘટે. કવિતાનો આસ્વાદ એ અમૃતમન્થનની પ્રક્રિયા છે. એ પ્રક્રિયામાંથી અમૃત જ મળે; અમૃતનો આભાસ આપણને છેતરી ન જાય, તેની ખેવના રાખવી રહી.

કવિતા સવિશેષપણે વ્યઞ્જનાસમૃદ્ધ, સૂક્ષ્મ અને સઙ્કુલ સાહિત્યસ્વરૂપ હોવાથી તેના ભાવકોનો આસ્વાદ-પુરુષાર્થ પણ વધારે સૂક્ષ્મતાશોધક, તલાવગાહી અને રસૈકલક્ષી હોવો જરૂરી છે. કવિતા અને આસ્વાદકનો આવો મણિકાઞ્ચનયોગ અભીપ્સિત જ હોય. ઉત્તમ આસ્વાદકની પણ પ્રખર કસોટી કરે તેવાં વધુ ને વધુ કાવ્યોની અને ગમે તેટલા સૂક્ષ્મ અને સઙ્કુલ કાવ્યને પણ પોતાના સહૃદય અમૃતસ્પર્શથી આલોકિત કરી શકે તેવા વધુ ને વધુ આસ્વાદકોની આપણને ક્યારેય ખોટ ન વર્તાઓ !

❖ ❖ ❖

### દાનપૂર્તિ

| | | | |
|---|---|---|---|
| ૫૦૦૦/- | ભૂપતરાય દોશી | ૧૦૦૦/- | રાજેન્દ્ર શાહ |
| ૫૦૦૦/- | લલિતાબહેન કે. શાહ | ૧૦૦૦/- | પિનાકિન્ ઠાકોર |
| ૫૦૦૦/- | મંજુલા ર. શાહ | ૧૦૦૦/- | નિરઞ્જન ભગત |
| ૩૦૦૦/- | ધીરુ પરીખ | ૧૦૦૦/- | કુમારપાળ દેસાઈ |
| ૧૫૦૦/- | જગદીશ ત્રિવેદી | ૨૩૫૦૦/- | |

# 'નારાચ' છન્દ વિશે થોડીક સ્પષ્ટતા રાજેશ વ્યાસ 'મિસ્કીન'

ગુજરાતી સાહિત્યમાં નારાચ છન્દમાં લખાયેલી કવિતા એકાદ બે અપવાદોને બાદ કરતાં જોવા નથી મળી. તેમજ નારાચ છન્દ વિષે રણછોડભાઈ ઉદયરામના રણપિઙ્ગળથી લઈને રા.વિ. પાઠકના 'બૃહત્ પિંગળ' સુધી ગેરસમજ અથવા 'જો આગે સે ચલી આતી હૈ' મુજબની ભૂલ જોવા મળે છે. અને આ ભૂલને કારણે નારાચ છન્દ કે પ્રમાણિકા છન્દ વિશે જ્યારે પણ કોઈએ ચર્ચા કરી છે ત્યારે ભૂલથી એ જ પરમ્પરા આગળ ધપતી જોવા મળી છે.

ગઝલના છન્દો વિશેની લેખમાળા લખતો હતો ત્યારે બહરે રજઝ મુસમ્મન મખબૂન છન્દની ચર્ચા દરમ્યાન આ લખનારે પણ આ ભૂલ કરેલી છે.

લગાલગા લગાલગા લગાલગા લગાલગા

૨૪ માત્રાના આ છન્દને 'રણપિઙ્ગળ' ભાગ-૧, પૃષ્ઠ ૩૫૬ ઉપર સોળાક્ષરી નારાચ છન્દ સાથે સરખાવવામાં આવ્યો છે. આજ વાતનું પુનરાવર્તન 'બૃહત્ પિઙ્ગળ' (૧૯૯૩)ના પૃષ્ઠ ૫૨૩ ઉપર અને જમિયત પણ્ડ્યાના 'ગઝલનું છન્દશાસ્ત્ર'ના પૃ. ૯૨ ઉપર થતું જોવા મળે છે. પાઠકસાહેબ જેવા છન્દોના પ્રખર અભ્યાસીએ પણ 'બૃહત્ પિઙ્ગળ'ના પરિશિષ્ટ ૪ આવૃત્તસન્ધિ અક્ષરમેળ વૃત્તોના પૃ. ૧૦૮ ઉપર ૯૩મા છન્દ તરીકે નારાચ છન્દ મૂકીને ત્યાં પણ લગા લગાનાં આવર્તનો મૂકીને તેની અક્ષરસઙ્ખ્યા ૧૬ જણાવી છે.

આપણે એ વાત તો જાણીએ છીએ કે સંસ્કૃત વૃત્તમાં જે નામ હોય છે તે પોતાના છન્દમાં સમાઈ જતું હોય છે. જે નારાચમાં બનતું જોવા નથી મળતું. નારાચ છન્દના માપ અને તેના વર્ણ વિશે જી.વી. દેશપાણ્ડેની 'ધ સ્ટુડન્ટ્સ ન્યૂ ડિક્ષનેરી'માં ૧૦૯૦મા પાના પર વૃત્ત છન્દોની યાદીમાં તેમજ વી. એસ. આપ્ટેની 'ધ સ્ટુડન્ટ્સ સંસ્કૃત - ઈંગ્લિશ ડિક્ષનેરી'માં પૃ. ૬૫૫ ઉપર સન્દર્ભ મળે છે.

વ્યાખ્યા : ઈદ નન ર ચતુષ્ક સૃષ્ટં તુ નારાચ માચક્ષતે — ન ન ર ર ર ર

લલલ લલલ ગાલગા ગાલગા ગાલગા ગાલગા

યતિ ૧૩ અને ૫મા સ્થાને

પૃથ્વી છન્દના છેલ્લા ૫ વર્ણની સાથે આ છન્દના પણ છેલ્લા ૫ વર્ણ મળતા આવે છે તે સહજ.

નારાચ અને પ્રમાણિકા છન્દને એક ગણવામાં આવે છે, પરન્તુ લગાલગાનાં આવર્તનોવાળો છન્દ અષ્ટાક્ષરી પ્રમાણિકા જ ગણી શકાય. નારાચ નહિ.

જો કે નારાચને નિશા છન્દ પણ કહેવામાં આવ્યો છે. સ્વ. દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના 'પદ્યરચનાની ઐતિહાસિક સમાલોચના'ના પૃષ્ઠ ૧૭૯ ઉપર જણાવવામાં આવ્યું છે કે "આવૃત્ત સન્ધિના રૂપબન્ધ તો રડ્યાખડ્યા જ મળી આવે છે જેમ કે ભાસના મેઘમાલા તથા ચણ્ડવૃષ્ટિપ્રપ્રાત, કાલિદાસનો નિશા કિંવા નારાચ અને અશ્વઘોષનો એક નામરહિત અર્ધસમછંદ..." આમ કવિ ભાસ, કાલિદાસ અને અશ્વઘોષના સમયમાં પણ નારાચ ખૂબ ઓછો ખેડાયેલો જોવા મળે છે. નારાચનો સુન્દર પ્રયોગ કાલિદાસે રઘુવંશના ૧૨મા સર્ગના શ્લોક ૧૦૪માં કર્યો છે. ગુજરાતી ભાષામાં પણ નારાચ છન્દમાં લખાયેલી કવિતાઓ કવિવર રાજેન્દ્ર શાહની એ બે કૃતિઓ સિવાય આ લખનારની નજરે હજુ સુધી ચડી નથી.

'કુમાર'ના ડિસેમ્બર-૯૩ના અઙ્કમાં પ્રગટ થયેલ કવિવર રાજેન્દ્ર શાહનું એક કાવ્ય નારાચ છન્દમાં છે જે છન્દની દૃષ્ટિએ અભ્યાસુઓને ઉપકારક નીવડશે. નારાચ એટલે લોખણ્ડના તીરનો આગળનો ભાગ. આ ઉપરથી અને છન્દની પ્રવાહિતા જોતાં એમ કહી શકાય કે જેની ગતિ તીર જેવી છે તે છન્દ એટલે નારાચ.

કલહાન્તરતા (નારાચ)

"પ્રિય !" "બસ, બહુ વચ્ચના વેણ હોવાં નહીં, ના
કદી. કમલવન તણી, અહો માધુરીથી ધરાયા નથી !'
નજર કરી અપાઙ્ગ બોલે : 'નહીં.' ત્યાં 'પ્રિયે !' સાંભળી
અગન હૃદયની ભળી નેણનાં નીરમાંહી, ઠરી.



# રસાત્મકમ્

## દિન-રાત્રિ

રાજેન્દ્ર શાહ

### ૧. દિન

ઉત્તિષ્ઠત જાગ્રતની છડીનો પુકાર.
પાછળ પાછળ
  સપ્ત અશ્વરથે થઈને સવાર
પદ્મારુણ સુકોમલ તેજ વિકીરન્ત
      મલકન્ત
આવો ત્હમે પૂર્વ ક્ષિતિ-તોરણને દ્વાર.

હવે ન વિરામ :
અઙ્ગે અઙ્ગમહીં નવચેતન ઉદ્દામ.
રુચિ-તૃપ્તિકર પયપાન...
સીમેસીમ ઉલ્લસન્ત પ્રાઙ્ગ-પદ્ઘ ગાન.
નિત્ય નિમિત્તને લઈ જે કર્મ સકલ
ત્હેમાં તવ વિચિમય વહી રહે બલ.

તદપિ... પ્રજ્જ્વલ તવ શ્વેત દૃષ્ટિપાત
રુદ્ર..
  વિકાર વિકૃતિ સહ કરે ભસ્મસાત.
કુણ્ઠિત નહિ રે નહિ વિશ્વ-છન્દ ગતિ -
      પાવકની પુષ્ટિકર રતિ -
શિરની ઉપર તવ ફરે કર, તાત !

પ્રતીચી ઉમ્બર થકી પાછળ લહો છો, તવ
  શી હિરણ્ય કાન્તિ !
      પુલકિત હૃદય... પ્રશાન્તિ.

### ૨. રાત્રિ

શાન્તિઃ શાન્તિઃ
અવિરત કર્મ-કોલાહલ ક્લાન્તિ
ત્હારે આ ઉછઙ્ગ
  નીલ પાલવના આચ્છાદને પ્રશમન્ત
ત્હારે કર વાયુની લહર મન્દ મન્દ :
ઢળતી પાંપણસહ પામે વિશ્રાન્તિ.

ઝાલરનો તરઙ્ગિત ધ્વનિ વહી જાય
વ્યોમાન્તરે, - જાણે એ જ ઉડુ-સમુદાય
છાયાહીન આલોકે હું કરીને વિહાર
  ફરી ધરી રહું જ્યાં આધાર;
જોઉં, શિરે સરી રહ્યો તવ મૃદુ હાથ,
  મૃદુલ હે માત !

નહિ કોઈ કલ્પ..
  નહિ જલ્પ...
  નહિ રે અભાવ, ..માત્ર સુપ્તિ.
સઙ્કલિત વ્યૂહ રશ્મિન્ સમૂહ
      નિગૂઢ
આનન્દની નિજ, ગુહાલય પ્રાપ્ત, તૃપ્તિ.

શિર પર તવ મૃદુ કર લયવાન,
  હે જનેતા પરા...
મન્દ મન્દ સુણું તવ વૈતાલિક ગાન.

## રાધે

રાજેન્દ્ર શાહ

ધવલ કૌમુદી, પુલિન સુશીતલ,
   રજતિલ શ્યામલ કાલિન્દી-જલ;
      રાધે ! ચલ ચલ ચરણે ચઞ્ચલ.

મૃદુલ મૃદુલતર લહર વાયુની,
નીપ-કુસુમ-રજ, ભ્રમર ગુનગુની,
કોકિલ-કૂજન-કુહુક પુનિપુનિ,
   વિકચ તું લહ યહ શતદલ ઉત્પલ;
   રાધે ! ચલ ચલ ચરણે ચઞ્ચલ.

મુખર ઝિલ્લિ, તવ ઝાંઝર ઝઙ્કૃતિ,
લલિત મરાલ-લાસ્ય-લય સઙ્ગતિ;
ઉભય નિખિલસહ એક, - ચમત્કૃતિ;
   સુધા-સ્યન્દિની રજની મઙ્ગલ;
   રાધે ! ચલ ચલ ચરણે ચઞ્ચલ.

## એટલું હો બસ

રાજેન્દ્ર શાહ

આજ હું ત્હારી સોડમાં સમાઈ રહું.
   એટલું હો બસ, અવર કાંઈ ન ચહું.

આજ વિલોલ ન આપણાં લોચન,
વ્હાલનાં વેણનું યે ન વિમોહન,
કામણ-કોમળ ભાવ-હિલોળ ન;
   ઢળતે શિર હું સકળ સુખને લહું.

તમાલ-કુઞ્જનું વિહગ-કૂજન,
જલ-તરઙ્ગનું વાયરે દુલન,
ઝૂકતું આપણી ઉપર ભુવન;
   હૃદય કોળ્યા છન્દનું તે શું કહું ?

આજ હું ત્હારી સોડમાં સમાઈ રહું
   એટલું હો બસ. અવર કાંઈ ન ચહું.

## આમ્રપાલીનું આમંત્રણ

દેવેન્દ્ર દવે

વળતી રથમાં : સૌ શ્રેષ્ઠીઓ મળ્યા ગણતન્ત્રના,
અનુભવ અનોખો આ વેળા — 'સહર્ષ તથાગત
મુજ ગૃહ પધારે !' જાણે કૈં થતા વધુ આકળા,
ત્વરિત ચમકયા સૌના કર્ણો — નિમન્ત્રણ માહરું ?!

ઘણુંય લલચાવી શ્રેષ્ઠીએ : 'શુભે ! ગ્રહી લક્ષ કૈં
ખણણ કરતી સોનામ્હોરો સુખે ભર શ્વાસ તું,
જીવતર તણો આવો લ્હાવો રખે અવ ચૂક તું !'
ભગવન પધારે જો હોંશે ગૃહે અમ પુણ્યના,
તક ઈજનની સાટે, મૂલ્યો ગ્રહું, બડ ભાગ્યના ?!
પ્રિયતમ વળી પાછો પામું ચહું યદિ લગ્ન તો !

મન ન અભિમાને રાચન્તું, નહીં ધનલાલસા,
ચહું ન અધિકારો, ના ઝંખા ઉરે કશી દુન્યવી !
પતિત પણ જ્યાં પામે પેલા સુવાસિત સ્નેહને
પુનિત હૃદ-ભાવે આમન્ત્રું તથાગત આંગણે !

## લે

દેવેન્દ્ર દવે

ના રઙ્ક હું - ન ગણશો મુજને બિચારો,
હું રાજવી લયતણો, હયના ઉછાળા
ઘોડાર્યમાં થનગને, તલવાર તાતી
ભાષા મહીં ઝમકતી કલમે વીંઝાય !
છન્દો રહ્યા સુભટ સાગર શા ઘુમન્ત,
જ્યાં આસપાસ કરું દૃષ્ટિ : નર્યો કસુમ્બો
ઘૂંટાય... કેફ કવિતા-ખરલે; મિજાજ
ઓછો લગીર નહિ — ઠાઠ તમામ-તાજ !

આખ્ખી સભા લહલહે...ગમતા નિસાસે :
શ્વાસોચ્છ્વાસમહીં શબ્દ તણો ઉઘાડ !
પ્રત્યેક ગીત-ગઝલે નવલો ઉપાડ;
પાસા પડે ચમકતા હીરલા સમા, લે ·
સોનેટ ભેટ ધરતો અણમોલ છાબ
સ્વીકાર આજ કર તું મુજ, આફતાબ !

## ભેરુ

જગદીશ ત્રિવેદી

વાંચી-સુણીને તવ સૌ પરાક્રમ
હે કૃષ્ણ ! થાતું મનમાં ઘણુંક :
ત્હારા જમાના મહીં હોત જન્મ્યો
તો હોત નક્કી તવ ટોળકીનો
હુંયે રૂડો ગોકુળ-ગોપ-બાળ.
અક્કેક ત્હારા અળવીતરાનો
હું હોત અગ્રેસર ભેરુ સાચે.
વાંચી-સુણીને પણ લાગતું કે :
આ તો બધીયે ગઈકાલ કેરી
વાતો અમે જે ભજવેલ ત્હેની —
ને થાય પાછું મનમાં ઘડીક :
હું યે હતો ચોક્કસ ભેરુ ત્હારો !
નોધાર આજે રણમાં ત્યજીને
હે કૃષ્ણ ! લીધો નવ જન્મ ક્યાં ત્હેં !

## માટીનું ઢેફું

જગદીશ ત્રિવેદી

સીમમાં
ખેતરમહીં
મધ્યાહ્નના તડકે તપ્યું
સાવ સુક્કું
માટીઢેફું —
હાથમાં લેવા કરું જ્યાં
રજરજ થઈ
એ તો હવામાં જઈ ભળ્યું !
ચોતરફ જોઉં ક્ષિતિજમાં તો અહો
ઝબકી ઘડી આકાશમાં કંઈ રજ્ઞ વિખરાઈ ગયા!
ને ક્યાંકથી
ક્ષણમાં ઊઠી કોઈ ચિરન્તન મ્હેક !

## જાય છે

મનીષ પરમાર

આ નદી જેવી નદી પણ છેતરીને જાય છે,
ને તણાતી રેત કણકણ છેતરીને જાય છે.

દર વખત હું કેમ સમજાવું ખુલાસા પ્રેમના ?
કો' લપસતો ઢાળ સમજણ છેતરીને જાય છે.

કેમ ચ્હેરા વાંચવા અન્ધારની ભીંતો ઉપર ?
સૂર્યનું દરરોજ દર્પણ છેતરીને જાય છે.

સુસવાટામાં સુગન્ધો ના મળી વરસાદની,
વાદળો તો ઠીક રજકણ છેતરીને જાય છે.

હું તમારી રાહ ટાંપીને સતત જોયા કરું,
હાથતાળી દૈ હવે ક્ષણ છેતરીને જાય છે.

## લચકાલોળ

શીવજી રૂખડા

માણસ માથે મોર સરીખાં પીંછાં લચકાલોળ છે,
સો સો રજ્ઞે રજ્ઞાયેલી ઇચ્છા લચકાલોળ છે.

માણસ જેવો માણસ દોડ્યો પાછળ આલ્લે લે,
માણસ ને મૃગજળની વચ્ચે મિથ્યા લચકાલોળ છે.

વાવી ને વરસાદ થયો છે અચકોમચકો કારેલી
લૂમેઝૂમે લાગટ ઊગી પીડા લચકાલોળ છે.

મેળા વચ્ચે માણસ ઊભો એકલતાના ઉતારે,
આજુબાજુ વેરણછેરણ કિટ્ટા લચકાલોળ છે.

ભૂંસાયેલા અક્ષર માથે નામ લખે છે વારંવાર,
માણસ નામે રેતી માથે લીટા લચકાલોળ છે.

## છીંડું શોધતાં લાધે પોળ

સમિત્કર સારસ્વત

છીંડું શોધતાં લાધે પોળ, લે છે ભવ એવો હિલ્લોળ
જ્ઞાનીજન દે છે એંધાણ, ગુરુ વિના આવે નહિ જ્ઞાન.
અખા! દીધું તેં નવું પ્રમાણ, જાતે ગુરુ થૈ પામ્યો જ્ઞાન
આઘો કરી કણ્ઠેથી પ્હાણ, કીધું ત્હેં ભવનું કલ્યાણ.
કવિ બનવાની રાખી ન આશ,
છતાંય કવિતા આવી પાસ.
પકડ્યા વિણ ભાષાનું શસ્ત્ર રણ જીત્યો ને
થયો ન ત્રસ્ત.

આંખનું કાજળ ગાલે ઘસે, ભવની લીલા સહુને કસે.
વ્હાલા જન પણ વેરી થાય,
વ્હેમ તણા વનમાં ધસી જાય.
અવળી રીતે ખેલે ફાગ, અનુભવ દેવા હળે વિરાગ.
ન્યાયાલયથી આઘો જઈ ન્યાય હસી રૂહે સાધન લઈ.
રાગદ્વેષને રાખ્યા દૂર, નિજનો ગુરુ તું કેવો શૂર !
પત્થરને માન્યા ના દેવ, પ્રાણેશ્વરની કીધી સેવ.

સર્જી ગીતા પ્રાકૃત કાજ, ભૂપ થયા વિણ પ્હેર્યો તાજ.
મહાસાગર જેવા શ્રીહરિ, ત્યાં ત્હારી સહુ શક્તિ વહી.
હૈયું હો જેવું નવનીત, હરિવર પ્રત્યે ઢળજો પ્રીત.
લોચનમાં હો અમૃત-તેજ, પઞ્ચ પ્રાણ હો નિતનિત
તેજ.
ખણ્ડ ભ્રાન્તિના ઝાકઝમાળ, તેમાંથી ત્હેં કાઢ્યાં બ્હાર.
અળગા રૂહો સઘળાયે ફન્દ, વિલસો હૃદયે પરમાનન્દ.

## રઙ્ગ કસુમ્બલ

સમિત્કર સારસ્વત

રાષ્ટ્રિય શાયર ! ત્હારે શબ્દે કઙ્કાલોમાં પ્રગટે પ્રાણ,
સિન્ધૂડાના તાલે તાલે સ્વતન્ત્રતાની વરતે આણ.

ભલે ગણે નાદાન, બિચારું ક્હે તે કેમે ના સ્હેવાય,
સ્વતન્ત્રતાના સન્ત્રી રૂહેવા હાલરડે વીરતા લ્હેરાય.

રઙ્ગ કસુમ્બલ લાગે ત્યારે સમરાઙ્ગણ થઈ રૂહે ગોઠાણ,
રાષ્ટ્રિય શાયર ! ત્હારે શબ્દે કઙ્કાલોમાં પ્રગટે પ્રાણ.

ઝેર તણો છો હોય કટોરો, પી લેવો તો વાઞ્છી શ્રેય,
કોઈકનો લાડકવાયો થઈ આદરવાનું રૂહે છે ધ્યેય.

ઘણ ને એરણ વાત કરે ત્યાં પારખવાનાં રૂહે એંધાણ.
રાષ્ટ્રિય શાયર ! તારે શબ્દે કઙ્કાલોમાં પ્રગટે પ્રાણ.

લોક-ઉરે જે હીર રહેલું શોધ્યું તેને થઈ પ્રવીર,
રઢિયાળી રાતોમાં કેવા ચૂન્દડીમાંથી બોલ્યા કીર !

વન્દન કરીને યુગને કેવાં મુક્તિયજ્ઞથી કીધાં સુજાણ !
રાષ્ટ્રિય શાયર ! ત્હારે શબ્દે કઙ્કાલોમાં પ્રગટે પ્રાણ.

## સુરભિત સ્વૈરવિહારી

સમિત્કર સારસ્વત

સુરભિત સ્વૈરવિહારી,
વિધવિધ વાતે નિજની તું શી ફોઈ બની ગુણકારી !
સુરભિત સ્વૈરવિહારી !

જીવન હળવું, જીવન ભારે, દગથી લો કણ્ડારી,
પ્રફુલ્લ થઈ પ્રેરકતા આવે જો રૂહે ખુલ્લી બારી
મઘમઘ થાતી માનવતા રૂહો બાળક સમી દુલારી.

શ્યામ, ગૌર ને ઘઉંવર્ણાનો ઉદ્‌ભવ કશો મઝેનો !
કયા હૃદયમાં સ્નેહ કેટલો દર્શાવે તે નેનો,
કરી સરલતાને તેજાઙ્ગ ને હોંશે કરી સવારી.

કલાદેવતા અન્ય રૂપથી સત્યદેવતા નમણો,
આદર દેવા એને નિત નિત તત્પર રૂહો કર જમણો,
જટિલ ભલે મન ને જગ, હો સહુકરણી મઙ્ગલકારી.

## આજ ક્યાંથી

ચન્દા રાવળ

તમે સાદ દિયો,
હું સાંભળું ના,
રોજ બોલાવો
જાણવું ના !

આજ ક્યાંથી આ બકુલડાળી જાય ઝરી ઉરનીરવમાં !
આજ ક્યાંથી આ મોર અધીરો જાય ટહુકી પૂરવમાં!

આંખ ઉઘાડી
નીરખું ના.
તેજની લ્હાણી
પરખું ના.

આજ ક્યાંથી રે માનસનીરે ફૂલ ઊગે મૃદુ કૈરવનાં !
આજ ક્યાંથી આ રાગ મધુરો! સૂર સુકોમલ ભૈરવના!

વરસો ને
હું પલળું ના.
પરશો તો એ
તરસું આ.

આજ ક્યાંથી આ વાદળનાં દળ જાય વસી
મુજ નૈનનમાં
આજ ક્યાંથી આ જલની ધારા ટપક ટપકે
અન્તરમાં !

## લાજી મરું

લાલજી કાનપરિયા

એક ખેતર ઊભું લહેરાય, સખીરી ! હું લાજી મરું
કોઈ ભીતરમાં લીલું છલકાય, સખીરી ! હું લાજી મરું.

પગલું માંડું એક આગળ ત્યાં આવીને ઘેરે
પતઝિયાની ટોળી
આમતેમ ઉછળતા રઝોના દરિયામાં હું તો
ભીંજાઉં સાવ ભોળી !

કોઈ ફૂલોમાં છાનું મલકાય, સખીરી ! હું લાજી મરું.
એક ખેતર ઊભું લહેરાય, સખીરી ! હું લાજી મરું.

આંખો મીંચીને હું પીતી સવાર અને પોતાને
વીસરતી લાગું,
ઓચિન્તાનું જ કોઈ તરણું હાલે ત્યાં હરણાની
જેમ હું ભાગું !

સીમ ભરી ટહુકો રેલાય, સખીરી ! હું લાજી મરું
એક ખેતર ઊભું લહેરાય સખીરી ! હું લાજી મરું.

ઝીણું ઝબાક્ મૌન ચહેરા પર હોય અને
ભીતરમાં વાતનો ઉઘાડ,
નજરુંમાં ઊઘડતું સોનેરી સરનામું, પાંપણ પર
લજ્જાનો પ્હાડ !

પગલામાં પગલું અટવાય, સખીરી ! હું લાજી મરું
એક ખેતર ઊભું લહેરાય, સખીરી ! હું લાજી મરું.

### સુધારો

ગતાઙ્કમાં 'વૃક્ષ' નામક આસ્વાદ લેખનાં લેખિકા શ્રી ભારતી ભટ્ટનું નામ
સરતચૂકથી રહી ગયું હતું તે ઉમેરી લેવા વિનંતી.

## ગીત

દિલીપ રાવલ

કોરીકટ્ટાક એક ઇચ્છાને પાળીને પોષીને
માર્યાનું ઘેન છે
હવે બોલો કંઈ કહેવાની દેન છે ?

અમે ઇચ્છાઓ જણતા ને જણતા રહ્યા
તાણોવાણો નથી તો ય વણતા રહ્યા.

વાવ્યું ને ખેડ્યું નથી ને છતાં ય આંખ ડૂંડાંઓ
જોવા બેચેન છે.
હવે બોલો કંઈ કહેવાની દેન છે ?

એક અઢળકની આશ અમે કીધી હતી
ઠેર ઠેર અમે આંગળીઓ ચીંધી હતી
પછી અઙ્ગૂઠો રીસ કરી બોલ્યો કે ચીંધ્યાનું
પાન કર્યું મારી એ લેન છે.
હવે બોલો કંઈ કહેવાની દેન છે ?

પછી મનને મનાવ્યું કે માણસ છઈએ
રોજ ઇચ્છાઓ જણતા ને જણતા રહીએ
અમે 'ભાગ્યું' ને 'બાદ' ઘણું કીધું ને સરવાળે
તો ય બચ્યાં ભૂખ્યા બે નેન છે.
હવે બોલો કંઈ કહેવાની દેન છે ?

## અડખે પડખે

રાજેન્દ્ર શાહ

અડખેપડખે બોરસલી ને બાવળ
ઝીલતાં વાદળ-જળ;
કુસુમે કણ્ટકે.

## ગીત

દિલીપ રાવલ

ખિલ્લે બાંધી જાત દોરડાં ગળે વીંટાળી સાત
પછીથી ઘણા પછાડ્યા જોર.
અમે તરસના રણની વચ્ચે, બળબળતા
આંધણની વચ્ચે
કાંટાળા પહેરણની વચ્ચે સાવ હરાયા ઢોર...

ઇચ્છા ને આશાની ડમરી ઊઠે રોજ ને રોજ
ધૂળના બની જતાં કંઈ હોજ.
અંતના ઊંટ મળે ના
પછી તરસની લ્હાય ઊઠે ને કણ્ઠે કણ્ઠે પાંખ
ફૂટે ને વ્યાકુળ જીવડો થાય નીરના ઘૂંટ મળે ના.
અમે બરફના થરની વચ્ચે ઊંચાનીચા સ્તરની
વચ્ચે
અડાબીડ પત્થરની વચ્ચે દિવસો કેરા ચોર.

અમે શ્વાસનો દરિયો પૂજી નિઃશ્વાસોની લીધી
અઞ્જલિ, ઘણી માનતા કીધી શ્રીફળ ઘણાં વધેર્યાં
અને નિરાશાનું જળ રેડી ખાર ખીજનાં ખેતર ખેડી
વ્હાલ અને વટનામ છોડવા ઘણા ઉછેર્યા.
અમે વાદના વાદળ વચ્ચે સમજણ કેરી સાંકળ
વચ્ચે
કોરાકટ્ટ કાગળની વચ્ચે ઢેલ વગરના મોર....

અવગતિયો છે જીવ લાગણી અને ભાવના
સાવ વાંઝણી
શું જન્મે અહીં વ્હાલ, વ્હાલના ભણકારા છે.
કોઠે પડતી જાત ક્યાંય ના સમજણ કેરી વાત
દેહ તો ધૂંસરિયો છે જીવ જીવને ડચકારા છે.
અમે કાચની કાવડ વચ્ચે સગવડ ને અગવડની
વચ્ચે
ટાઢા કો વાવડની વચ્ચે આગ ઓકતા તોર.

## થાય કૈં કૈં

હરેશ 'તથાગત'

ડાળ ધીંગી ખેરવે ફૂલો ફળીમાં,
થાય કૈં કૈં છોકરીની પાંસળીમાં !

વાયુનું અડધુંઅધૂરું ગીત કોણે -
આમ છેડ્યું જૂઈ કેરી વાંસળીમાં ?

કેટલાં નમણાં હશે નયનો વિચારો,
ઊતરી આવ્યાં સપન સુરમાસળીમાં !

ઈશ્વરે મૂક્યું હશે તવ આંખડીમાં
તત્ત્વ જે માયું નહીં હો વીજળીમાં !

એ જ જોવાયું : ખડકમાં, પ્હાડમાં પણ,
જે હતું ઋજુતર કળીમાં, વાદળીમાં !

## તારીખજર્જર

હરેશ 'તથાગત'

રોજ અટકળની વચે ઊભી વિમાસું,
પાંખ માથે કોણ વાસે નિત્ય તાળું !

કૈંક સોક્રેટિસ મરે છે શબ્દ પી પી,
મન ! જરી સમજાય એવું દે બહાનું !

ચીસને મક્તે અધૂરો કૌંસ ઘૂંટી,
સંશયોની ચાદરો તાણી સુવાનું !

મર્મવેધી સાંજનું એકાન્ત પીડે,
શું થશે તારીખજર્જર માન્યતાનું ?

માત્ર આવડતું મને લેપાઈ જાવું,
કોણ આવી શીખવે રે પર થવાનું ?

## લાગે છે

સુધીર પટેલ

શબ્દ કેવળ પ્રલાપ લાગે છે,
વ્યર્થ ક્રિયા-કલાપ લાગે છે !

કેટલે દૂર છે છતાં એ'નો
સૂર્યની જેમ તાપ લાગે છે.

આ હવાની લહેરખી માફક,
એમનો સઘળે વ્યાપ લાગે છે !

આંગણે ઝૂલતાં ફૂલો સઘળાં,
એમની સ્પર્શ-છાપ લાગે છે !

ફોક અફસોસ અન્યનો કરવો,
જિન્દગી ખુદ ધાપ લાગે છે !

હું હજી જ્યાં હતો ત્યહીં છું 'સુધીર'
પાછું જોવું જ શાપ લાગે છે !

## જાગી શકો

ભરત ભટ્ટ 'તરલ'

શાપ કે અભિશાપ લઈ જાગી શકો;
જીવવાનો જાપ લઈ જાગી શકો.

ગમ, કણસ, ડૂમો, ઝુરાપો, જિજીવિષા;
કેટલા પરિતાપ લઈ જાગી શકો ?

આ મદારી-મન વગાડે ડુગડુગી;
ઝંઝનાના સાપ લઈ જાગી શકો.

મીણબત્તી એટલે આ જિન્દગી;
મીણ ઊંડે આપ, લઈ જાગી શકો.

આંસુની રેખા ન ઊકલે ત્યાં સુધી,
છાપ અંગૂઠાની લઈ જાગી શકો !

## હું અને મ્હારી ગઝલ

'પ્રણય' જામનગરી

રોજ ટહુકો થઈને મળીએ હું અને મ્હારી ગઝલ,
મૌન રહીને સાંભળીએ હું અને મ્હારી ગઝલ.

ને નગર આખું ય વિસ્મયથી સતત જોયા કરે,
રોજ ફરવા નીકળીએ હું અને મ્હારી ગઝલ.

સૂર્યમુખી જેમ પડતાં. સાંજ સુધી મ્હેકીએ,
રાત પડતાં ઝળહળીએ હું અને મ્હારી ગઝલ.

આભની પાછળ ઘણાંયે આભ અહીંયાં હોય છે,
ત્યાં જઈ પાછાં વળીએ હું અને મ્હારી ગઝલ.

જિન્દગી આખી ય મોઘમ, મ્હેકતી થઈ જાય છે,
એક ક્ષણ પણ જો મળીએ હું અને મ્હારી ગઝલ.

વ્હેણ જાણે કે અહીં ગઙ્ગા સમાં થઈએ ઉભય,
બર્ફ થઈને ઓગળીએ હું અને મ્હારી ગઝલ.

એ જ તો છે સુખ 'પ્રણય' આ જિન્દગીનું, મિત્ર હો
રોજ હળીએ ને મળીએ હું અને મ્હારી ગઝલ.

## તે હતું યુદ્ધ

મેહુલ ત્રિવેદી

એક, બે, અનેક દિન પસાર આ થયા પછી,
મૂળ જીદનાં વિરાટ ખૂબ વિસ્તર્યાં પછી.

યુદ્ધનું વિહઙ્ગ લાલ તેજ આંખમાં ભરી,
ગુપ્ત ભેદ શોધતું કશાકમાં સર્યા પછી.

ભીંતની વિશાળ સોડમાં લપાય સ્તબ્ધતા,
ઠેરઠેર ભીંતનાં જ વેર બહુ ચણ્યાં પછી.

ધૂમ્ધડામ ધૂમ્ધડામ ચોતરફ સતત સતત,
શ્વાસ ચૂર ચૂર ધૂમ્રપ્હાડ ઊછળ્યા પછી.

ને 'ડભાઙ્ક' — ઓડકાર આવતો સમુદ્રને,
જોરદાર કૈંક ચીજ પેટમાં પડ્યા પછી.

આભ, ભૂમિ, સૂર્ય, ચન્દ્ર ને પવન ત્હમે બધાં
ભીખ માગશો ન મૃત્યુની ઘણું જલ્યા પછી !

## એક પ્રશ્નકાવ્ય

ફિલિપ ક્લાર્ક

એક ઘટનાને
સ્મરણ બનવા માટે
કેટકેટલું ઘૂંટાવું પડે !
વિચારોને આવતા રોકવા
કેટલી મજબૂત આડશો બાંધવી ?
ક્યાંથી લાવવી ક્રેઈન
કે ઊંચકી શકાય મૌનને ?
બન્ધ હોઠોને ખોલવા
ક્યાં બનાવડાવવી ચાવી !
કેવી રીતે મારવી બ્રેક
કે રોકાઈ જાય લાગણી ?
છે કોઈ કમ્પ્યૂટર
જે બતાવે
મનના સરવાળા-બાદબાકી ?
શું સપનાના રઙ્ગને
જુદા પાડી શકશો ?
કેમ ટાળી શકતા નથી
એકાએક આવી જતા ઝોકાને ?
તોતિઙ્ગ મશીનો... ઓટોમેટિક... ઓટોસ્ટોપ
ક્યારેય ધબકતા હૃદયનો કર્યો છે વિચાર ?

❖

## ખોબોક ખૂલી ખડકી ✓

પાર્થ મહાબાહુ

ખોબોક ખૂલી ખડકી એમાં વાત કર્યાનો
કેટલો જામ્યો જઝ્ઝ

કોઈકે જોયું ધ્રૂજતું ફાનસ,
કોઈએ પાણી હેઠ ઊભેલું વ્હાણ,
કોઈએ રેલો ધૂળનો જોયો,
કોક બાઘાને કાંઈ થઈ ન જાણ.

એટલું ખરું ગામની રૈયત તળિયા લગણ ઊઘડી
નવે રઝ્ઝ..

ખોબોક ખૂલી ખડકી એમાં વાત કર્યાનો કેટલો
જામ્યો જઝ્ઝ..

ખિસકોલીના વાંહા માથે
હડિયું કાઢે તૈણ શેરીની છાપ,
એમ બધાની વાંઝણી આંખે
તૈડમાં જોયું વીસ વીઘાનું માપ.

ભેદ ને ભરમ પોતપોતાના જેમ બધાને
પોતપોતાનાં અ*..

ખોબોક ખૂલી ખડકી એમાં વાત કર્યાનો કેટલો
જામ્યો જઝ્ઝ..

## આંખ ટપકતી

પાર્થ મહાબાહુ

આંગળિયુંમાં જઝ્ઝલ જેવું ઊગી ગઈ વાંસળિયું..
વેંતવેંતના
થડકારામાં
છાબ ભરીને ભણકારા તરવરતા
પાંપણની પલટન પછવાડે રઝ્ઝબીરઝ્ઝી પડછાયા
પરહરતા

પાણીમાં સાબુ પીગળે એમ પીગળતી પાંસળિયું..
આંગળિયુંમાં જઝ્ઝલ જેવું ઊગી ગઈ વાંસળિયું...

નખનખમાં ને
નસનસમાં ને
ઠેકઠેકાણે રઝળે સપનાં ભોળાં
ભીતર ભટકે હકડેઠઠ ચિક્કાર ભરેલાં
ખાલીપાનાં ટોળાં

આંખ ટપકતી જાણે વરસે અનરાધારે નળિયું...
આંગળિયુંમાં જઝ્ઝલ જેવું ઊગી ગઈ વાંસળિયું...

## ટેસ કર

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ' ✓

ઘડિયાળ ઉતાર્યા પછી બિન્ધાસ્ત ફરવાની પળો
છે, ટેસ કર !

કેટલા વાગ્યા હશે ? -ની સાવ અલ્લડ અટકળો
છે, ટેસ કર !

હર ક્ષણે બે પાન ખેરવતો પુરાતન પીપળો છે
જીવતર !

લે, લખાવું, થડ ઉપર લખ - "સાવ તાજી
કૂંપળો છે," ટેસ કર !

બેફિકર બેફામ ફરવા દે રૂપાળી જિંદગીને, ડર નહીં !
આ મવાલી ભય બધા અલમસ્ત કિન્તુ વ્યણ્ઢળો છે,
ટેસ કર !

દ્વાર ભીડીને ફફડતા રાતભર બેસી રહ્યાની
લપ ટળી !

બારણાં ભાંગેલ, સાંકળ જીર્ણ, તૂટ્યો આગળો છે
ટેસ કર !

આંખ જેવી આંખની પેદાશ છે આ આંસુનો
રેલો, છતાં-

ડર નહીં, એ આમ ઝેરી સાપ, કિન્તુ આંધળો
છે, ટેસ કર !

## સાતમો કોઠો

**વ્રજલાલ દવે**

માઈલોના અન્તરમાં વ્યાપેલા
આ નગરનું કદ કેટલું ?
સ્મૃતિની હથેળીમાં સમાય એટલું જ ?
હા, એટલું જ ત્હારું !

ચહેરાઓના વિરાટ જઙ્ગલમાં કીકીઓની
ઉષ્માથી ત્હારું સ્વપ્નગીત રચી શકે
એવી વ્યક્તિઓ તો આંગળીને વેઢે જ ગણાય !

હસીધસીને અસઙ્ખ્ય ખોઈમાં આભના
તારા એકઠા કરવાની મમતા રાખનારને
આવકારના સાંસા ? પ્રીતના પડઘાનાં ફાંફાં ?
ભલા ભાઈ ! એટલું તો સમજ કે
માનવ સ્પંદનોનો કરાલ દુષ્કાળ
થમ્ભે એમ લાગે છે ?
છોડને હરખધોખો !

બધાં જ હસ્તધૂનનો ત્હારા સખ્યના આજીવન
સઙ્ગીઓ બની જાય તો કાળમીંઢોમાં
કેસરની કલમો જ કોળે ને ?
તારા અવાજોમાં ભળતા દોસ્તીના
અવાજો ગુજરીના વકરાપ્રેમી બરાડાઓમાં
ક્યારે ભળી જશે એની ત્હને ખબર
છે ખરી ?

ત્હારી સમ્પદા તો સાવ નગણ્ય !
માંડમાંડ સુલભ બનતા થોડાક સાચુકલા
શબ્દો ! થોડાંક દ્રવણશીલ સ્મિતો
અને મિલનો ! ત્હારી વિહ્વળતા તો
ખરા હરિભક્તોને હરાવે તેવી ! છતાં
અહીં સાતમા કોઠામાંથી છૂટવાનું
હવે શક્ય પણ ક્યાં છે ?



## વઢવાણ કાંપ

**જગદીશ વ્યાસ**

રસ્તામાં સીધું ને સટ છે વઢવાણ કાંપ
રસ્તામાં સીધું ને સટ્ટ છે રે લોલ
બોલચાલ ચોખ્ખાં ને ચટ છે વઢવાણ કાંપ
બોલચાલ ચોખ્ખાં ને ચટ્ટ છે રે લોલ.

અઙ્ગારા જેમ ધગે કાંકરા વઢવાણ કાંપ
અઙ્ગારા જેમ ધગે કાંકરા રે લોલ
ઝીલે છે તાપ એવા આકરા વઢવાણ કાંપ
ઝીલે છે તાપ એવા આકરા રે લોલ.

ઝિંકાતા તડકાનો પટ છે વઢવાણ કાંપ
ઝિંકાતા તડકાનો પટ્ટ છે રે લોલ
ઝૂઝવામાં ત્હારોયે વટ છે વઢવાણ કાંપ
ઝૂઝવામાં ત્હારોયે વટ્ટ છે રે લોલ.

પાણી ટીપું ય ના ભાળું વઢવાણ કાંપ
પાણી ટીપું ય ના ભાળું રે લોલ
પ્રગટે જો વીરડા ગાળું વઢવાણ કાંપ
પ્રગટે જો વીરડા ગાળું રે લોલ.

ઉપરથી લુક્ખો ને લટ છે વઢવાણ કાંપ
ઉપરથી લુક્ખો ને લટ્ટ છે રે લોલ
ભોગાવો કોરો ને કટ છે વઢવાણ કાંપ
ભોગાવો કોરો ને કટ્ટ છે રે લોલ.

કાંટાના પોઢણે પોઢે વઢવાણ કાંપ
કાંટાના પોઢણે પોઢે રે લોલ
તો ય રહે હસતા મોઢે વઢવાણ કાંપ
તો ય રહે હસતા મોઢે રે લોલ.

તકલીફો બુટ્ટી ને બટ છે વઢવાણ કાંપ
તકલીફો બુટ્ટી ને બટ્ટ છે રે લોલ
લોહી ત્હારું ઘેરું ને ઘટ છે વઢવાણ કાંપ
લોહી ત્હારું ઘેરું ને ઘટ્ટ છે રે લોલ.

## કોનાર્ક

મફત ઓઝા

૧
### શોધું સૂર્યને —

મ્હારા દેશમાં
હજી અન્ધકાર છવાયેલો છે
એનું કારણ હવે મ્હને સમજાય છે આ સૂર્યરથ
જોઈને.

એ'ના સાત અશ્વોમાંથી
ચાર તો છૂટી ગયા છે હણહણતા પવનવેગે,
ત્રણમાંથી બેને તો વળગી છે બગાઈઓ બણબણતી
ને એક તો ચાલે લઙ્ગડાતો
તે ય ગયો છે થમ્ભી.

વૃદ્ધ ભોમિયો
ચક્રના આરે આંગળી મૂકી પડેલા પડછાયે
ગણી વેઢા મ્હને પૂછે કેટલો વહી ગયો કાળ ?
ઘડિયાળ બન્ધ...

હા, વહી ગયાં વરસ...
સૂર્યરથ હજી યે સ્થિર !
શોધું ક્યાં સૂર્ય ?
ક્યાં છે દન્તકથાનો સૂર્ય-ઝળહળ ઝળહળ ??

૨
### રોમાઞ્ચગતિ

આ વૃદ્ધ ભોમિયાને
ક્યાંથી લાધી વાણી આ મખમલી સરતી કૂંણા
ઘાસ જેવી ?
કેની પેરે ફૂટ્યા નવા દાંત એને ?
કેમે કરી મહેક મહેક થતા એના શ્વાસ ??
વૃદ્ધત્વને ઠેલી એના ક્યમ કલરવે પ્રાણ ???

એની અઙ્ગુલિને કૂંપળ ફૂટે
બેસી નારી સગર્ભા શેકે એનાં અઙ્ગ
કિલકિલ હસે બાળ ગર્ભાલયે ખીલે કાળ
પછી પ્રસવની કેટલી વાર ?

૩
### ઓ કોનાર્ક

ભોમિયાને ભૂલી
ભૂલો પડ્યો હું મ્હારામાં કેટલીયે વાર ?

શું નીરખું ?
નૃત્યની લલિત મુદ્રાઓ
ભરી દેતી કલરવે કાન ફરી ફરી...
અઙ્ગભઙ્ગી પવનમાં લહેરાતી વેલ
કે પછી મઘમઘ માદક મહેકતો અનઙ્ગ વિસ્તાર ?

પત્થરને હોય વાચા કે હોય ક્રિયા ?
વાચા કદી ન કથી જાય ઋચા
ને ક્રિયા તો એ'વી જાણે મળે નહિ ક્રિયાપદ
પરા સે પરા કોઈ
શિલ્પીની વાણીનો આ વૈભવ
ઓ કોનાર્ક ?

૪
### કામમુદ્રા જોતાં....

આ એક પુરુષ
બબ્બે નારી વળગી અમરવેલ...
એકનું મુખ
ભર્યું ભર્યું ભાદર માસે આખું ઉપવન ખીલ્યું ખીલ્યું
બીજી ખેલે

વનમાં વહેતા પવન વચ્ચે
લચ્યાં ફૂલ કરે પ્રહાર પર પ્રહાર
પછી ડૂલ, ચડે ઘેન, નહિ વેણ —
છાલક પર છાલક
વાગે થાપટ પર થાપટ પછી ફીણ પર ફીણ થતા
સાગર

સહસ્ર અશ્વોની અફાટ દોટ -
ને પછી સમ્ભળાય શ્વાસ
ધીમે ધીમે થતા ગોકળગાય...

૫
## કામાતુર નારીને નિહાળતાં —

આ એ'ની આંખોમાંથી
પતઙ્ગિયાં ઊડી રહ્યાં પળપળ
વળે નહિ કર.

મુખ જાણે —
લહેરાતો સમુદ્ર ભરતી પર ભરતી
ખીલ્યો પૂર્ણચન્દ્ર
ટેકવ્યો હસ્ત
રણકતાં કઙ્કણ રતિ-સ્વર
પુષ્પવન મહીં મન્દ મન્દ વિહરતો પવન.

શ્વાસ એ'ના
મેઘધનુ ઊઘડતાં અઙ્ગ અઙ્ગ
સૂર્યરથ તહીં થાય ભઙ્ગ
બાહુકના રથે જોડ્યા અશ્વ
ઊડે અનન્ત ફૂટે પાંખ
લચી ખીલ્યું ફૂલ જાણે ફાટી પડી આંખ.

૬
## પરિવર્તન

એક પછી એક
ચડું પગથિયાં લથડતે પગ
ઊતરું એમ...

ચોમેર ખાલી પત્થર
એક વાર ઝૂલતો'તો સૂરજ ઝીલતો'તો પ્રથમ કિરણ
સ્વયંનું સ્વયં.

પત્થરનું ગર્ભદ્વાર
મળે નહિ સુન્દરી કે મળે મહિ મુખદ્વાર
બીડેલાં દ્વાર
ખૂલે આપોઆપ કેવો આ તે ફેરફાર ?

બદલાયું મન
કોશેટામાં ઊડું ઊડું થતો પવન પહેરે ઊજળાં કવન
પછી ચડે પગથિયાં લાકડીના ટેકે ઠક્... ઠક્...
નીરખે વિસ્તરતું ગગન...

૭.
## મ્હારું રૂપ

લુપ્ત થતું ગાન
સરી જતી મુદ્રાઓ દૂર...દૂર...
કામ થતો ભસ્મ વિસ્ફારિત શિવનેત્ર.

એકમેકને અડે નહિ પડછાયા
કાળની તિરાડ વચ્ચે
લસરતી તેજરેખા એટલું આ ખઙ્ગેરક્ષેત્ર.

કરું વાત વાણી વિણ; વિહરું વિણ દેહ
લોચન વિણ નિહાળું બ્રહ્મલીલા, કરું ક્રીડા વિણ
વિસ્તાર

ભ્રમર થઈ બેઠો શિખર ગુઞ્જુ કળશ...
પછી ખીલ્યું કમળ ભર્યું વિશ્વ.

હા, હું એ જ સ્વયં
ધરી રહું રૂપ મ્હારું હતું સભર...

૮.
**પાછો ફરું એ જ સ્થળ**
પાછો ફરું
આવી ઊભો રહું સૂર્યરથ
દેશ મ્હારો ઝળહળ ઝળહળ
રણકતી ઘૂઘરી, બજન્ત મૃદઙ્ગ, અઙ્ગભઙ્ગની
લહર પર લહર...
માદક મહેકે છાલક છાલક છલકે ઘટ.

રથ મુજ ગતિશીલ —
અશ્વોની હળુ હળુ સમ્ભળાતી રવાલ...
જરકસી જામા, પીળું પટકૂળ, કાને કુણ્ડળ
માથે મુગટ, પહેર્યાં પીતામ્બર અટવાતી ચાલ...
લઈ ચાબુક
બેસું રથ લઈ સ્વયં સૂર્ય
પછી પરહરું પશ્ચિમાચ્ચલ....

## હરણ

**પ્રવીણ પણ્ડ્યા**

ક્યાંક ને ક્યાંક
આટલામાં જ
નજીક અથવા દૂર
એ ફરી રહ્યાં છે
ને
એટલે જ સતત થયા કરે છે
કે
હરણ છે તો ખરાં જ.

કેટલાય સમયથી
ચૂપચાપ ચોમેર નજર ફેરવતો
વનના ઝીણામાં ઝીણા રવને
આતુરતાથી પકડતો
વેલા-પાંદડાં-ઘાસ તો શું
પણ હવાની લહેરમાં યે હરણની સમ્ભાવના સાથે
ઝૂલતો બેઠો છું.
ક્યાં નીકળી ગયાં હશે હરણ ?
ગાઢ વૃક્ષો વચ્ચે દિવસ દરમ્યાન
પર્ણછાયા અને તડકો
કંઈ કેટલીયે કવિતા લખતાં-ભૂંસતાં રહે છે,
અચાનક જોરદાર પવન ફૂંકાતાં
ખિલખિલાટ હસતી વૃક્ષછાયા વચ્ચેથી
હરણાંની જેમ કૂદક કૂદક કરતો
ભાગી છૂટે છે તડકો.
હરણ,
ક્યાં હશે હરણ ?
રાત્રે તો હું ગીચ જઙ્ગલ છોડી
પર્વતમાળા ઉપર બેઠો બેઠો જોયા કરું છું

અજવાળી રાતમાં તરતાં ઘાસિયાં મેદાન,
મેદાન અને ગીચ વનરાજીઓ વચ્ચે થઈને
વહી રહ્યું છે એક શાન્ત ઝરણું,
કદાચ હરણ ત્યાં આવતાં હશે ?
સ્હેજ ઉપર નજર ઊંચકીને જોઉં છું
તો
રૂપરૂપના અમ્બાર ભાંખોડિયાં ભરતા બાળક
જેવો ચન્દ્ર
ચડતો દેખાય છે વાદળોના ખડક
અને
દૃઢ થાય છે
અપૂર્ણતા તરફથી પૂર્ણતા તરફ જવાની શ્રદ્ધા.

આકાશના એક ખૂણે ધીમે ધીમે
સ્પષ્ટ થયું છે હરિણી નક્ષત્ર
અને
છતાંય દૂર દૂર દોડી જતાં મેદાન - જઙ્ગલ
અને
આકાશની વચ્ચોવચ્ચ પર્વતમાળા ઉપર
બેઠો છું એકલો
અને
હરણ તો ક્યાંય નથી !

ચિત્રમાં
શકુન્તલા સાથે હરણ જોયેલું
અને
ત્યારે
નક્કી નહોતું થઈ શક્યું
કે
**પરમ સૌન્દર્ય શેમાં છે —**
હરણમાં,
શકુન્તલામાં
કે
પછી
બન્નેના સાન્નિધ્યમાં ?

પર્વતમાળા ઉપર બેઠો છું એકલો.
તારામઢ્યું આકાશ શઢ જેવું અનુભવાય છે
જાણે પૃથ્વીનું આ વહાણ ફરી રહ્યું છે
અવકાશના શાન્ત સમુદ્રમાં
હળવે
હળવે
.....
ઝોકું આવી જાય છે
ને
વારંવાર લાંબી સફરના પ્રવાસીની જેમ
આંખો ચોળતો જોયા કરું છું ચોતરફ.
વહાણમાંથી બહાર એકસરખો લાગે દરિયો
વિમાનમાંથી બહાર એકસરખું લાગે આકાશ
પણ હોય નહીં

બરાબર એમ જ
આ પર્વતમાળા ઉપરથી
ચોતરફનું બધું જ લાગે છે એકસરખું
ને
છતાંય પળેપળ બદલાતું.
સામેની ક્ષિતિજ હળવે હળવે કેસરી બને છે,
ઝાકળભીનો કામળો દૂર થતાં જ
શરીરમાં કૂદી પડે છે સવારની તાજગી
જાણે
ગીચ વનરાજીમાં સોંસરવું પડતું હરણ !!

ઝરણાની સપાટી ઉપર
છબાક છબાક
ઠેકાઠેક કરતાં દેખાય છે રવિકિરણ
ને
હું
ફરીથી
જાઉં છું
ઊંડે ઊંડે જઙ્ગલમાં હરણની શોધ કરવા.

## હમણાંનું...

બારીન મહેતા

હું પત્થરને ક્યારનો ય તાકી રહ્યો છું
કોઈ કહે છે, એ પત્થર છે
હું માત્ર તાકી રહું છું
કહેતો નથી કે
હું નથી વિચારતો
ને તો ય
વિચાર આવે છે કે
આ પત્થરમાં એકાએક
પ્રાણ ઉદ્ભૂત થાય
ને એ સરકવા લાગે
પછી એને પગ ફૂટે
ને એ ચાલવા લાગે
અથવા પાંખો ફૂટે
ને એ ઊડવા લાગે
મ્હને કંઈ એ છેક જ અશક્ય નથી લાગતું
ત્હમે એ'ને કલ્પનાનું ઉડ્ડયન કહી શકો
કે માંદલી કલ્પના પણ કહી શકો
અથવા તો બાળસહજ કલ્પના ય કહી શકો
પણ, હમણાંનું મ્હારું બધું
છેક જ આવું છે
આમ જ ચાલે છે સઘળું
(મ્હને એમાં કશું ય નથી લાગતું અવળું)
હમણાં હમણાંનું
એ'વું સૂઝી આવે કે
ઝાડ ધીમે ધીમે પર્ણો સઙ્કેલે છે
ડાળો સમેટી લે છે
થડ હળુ હળુ ભોંમાં ગરે છે
મૂળ બધાં ય જમીનમાંથી
ખેંચી લે પોતાને
ને ઝાડ પોતે જ બીજ બની જાય છે
આમ તો આ કંઈ કહેવા જેવું નથી
કાર્ય-કારણનો સમ્બન્ધ જ ન હોય
એ'વું ખુલ્લી આંખે ઘટ્યા કરે
એ'નો અર્થ બીજા કોઈ માટે કશો ય નથી
તો ય તે
હમણાંનું
એ'વું દેખાઈ જાય છે કે
પૃથ્વી કંઈક પ્રગટ કરી રહી છે
કંઈક સમેટી રહી છે
અથવા તો
પૃથ્વી કંઈક ઝીલી રહી છે
ને કંઈક એ'વું ખીલવી રહી છે
જે મ્હને, ત્હમને, સૌને ક્યાંક સુષ્પ્તતામાં અડીને
બેઠું છે
ને સડેલું જે છે બધું
એને ધક્કા મારી રહ્યું છે
આ તો આમ મ્હને દેખાય છે
પણ મ્હને દેખાય છે જે
એ બધું જ અહીં શબ્દોમાં વ્યક્ત થાય છે
એ'વું તો નથી જ નથી
હમણાંનું
આ'વું પણ થઈ આવે છે મ્હને

મનમાં ઇચ્છું નહીં - વિચારું નહીં
તો ય વિચાર આવે છે
સૂઝી આવે છે
કંઈક દેખાય છે
એ'ને વ્યક્ત કરું
તો ય લાગે છે કે વ્યક્ત થયું જ નથી
જાણે કે
મ્હને આવંતો વિચાર
સૂઝી આવતું કશુંક
કે દેખાઈ જતું કંઈક
વ્યક્ત કરવા —
ભાષા જ નથી મ્હારી કને
અથવા મન જ નથી.

આ હમણાંનું....

## જય હો

સૌમ્ય જોશી

રોજ સવારે, મ્હારા ઘરમાં ઘડી કાઢેલા ન્હાનકડા
સૂર્યમન્દિરમાં,
વર્ષોથી સૂઈ રહેલા સૂર્યદેવને હું નમસ્કાર કરું છું.
કંઈક વગાડ્યા કરું છું, એને જગાડવા,
ઘણ્ટડી બોબડી બની જાય છે ને હું આખેઆખો
રણકી પડું છું
પણ મારા થાકેલા શ્વાસની ઝાલર એની તેજસ્વી
ઊંઘમાં ખલેલ નથી પાડી શકતી.
ઊંઘમાં ને ઊંઘમાં એ સૂર્યદેવ મ્હને આંગળી
ચીંધીને અન્ધારામાં મોકલી દે છે.

રોજ સવારે, એક કરોળિયો મ્હારા ઘરના
ખૂણામાં ઘર બાંધવા મથ્યા કરે છે,
થૂંક્યા કરે છે કોઈને ફસાવવા.
લાળ ખૂટી પડે છે, ને પોતે જ ફસડાઈ જાય છે.
મ્હારા ઘરની ભીંતો સૂઈ રહે છે સૂર્યદેવની જેમ,
ને મને ખબર પડે છે કે મ્હેં મ્હારી અન્દર જાળું
બાંધી દીધું છે કરોળિયાની જેમ.

રોજ સવારે એક કાળો નાગ મ્હારા ઘરના
દરવાજે આવીને ઊભો રહી જાય છે.
અમે બન્ને જોયા કરીએ છીએ એકબીજાને
પાંચદસ મિનિટ એકીટશે.

પણ અમે બન્ને એકબીજાને કંઈ જ કરતાં નથી
કારણ કે અમને ખબર છે કે એના રાફડામાં
એ એકલો છે, ને મ્હારા મકાનમાં હું
જો અમે બન્ને એકબીજાને કંઈ કરી બેસીએ તો
આવતી કાલની આ પાંચ-દસ મિનિટનું શું ?

રોજ સવારે તેત્રીસ કરોડ દેવો ઊંઘભરી આંખે
જોઈ રહે છે મ્હારી સામે,
સૂર્યમન્દિરમાંના અન્ધારાને જોઈને, ને મ્હારા
હાલકડોલક કોડિયામાંનાં
અરુપરુ અજવાળાને જોઈને,
મ્હારા મનની દેરીમાં પ્રાણપ્રતિષ્ઠા કરીને
ગોઠવાઈ ગયેલો હું આખેઆખો બળી મરું છું.
મ્હારા ડાબા ક્ષેપકમાં એક કરોળિયો ફસડાઈ
જાય છે.
મ્હારી આંખોમાં એક આખેઆખો સૂરજ
કરમાઈ જાય છે.
મ્હારી છાતીમાં એક સૂર્યમુખી સળગી ઊઠે છે
ને તો ય, હું શગ સક્રોર્યા કરું છું.
રણક્યા કરું છું
જયજયકાર કર્યા કરું છું.

જય હો આંખોનો જય હો
આંખોમાં કરમાતા સૂરજનો જય હો
જય હો છાતીનો જય હો

છાતીમાં સળગતા સૂર્યમુખીનો જય હો.
જય હો કરોળિયાનો જય હો
એ'નાં મોઢામાં મથ્યા કરતા જાળાનો જય હો.
જય હો ભીંતોનો જય હો
ભીંતોના ખૂણામાં અધકચરી લાળોનો જય હો.
જય હો રાફડાનો જય હો
રાફડામાં સળવળતા ભોરિંગનો જય હો
જય હો મકાનનો જય હો
મકાનમાં સળવળતા એકાન્તનો જય હો
જય હો સૂરજનો જય હો
સૂરજની તેજસ્વી નીન્દરનો જય હો.
જય હો અન્ધારાનો જય હો
અન્ધારે દેખાતા અજવાળાનો જય હો.

જય હો અજવાળાનો જય હો
અજવાળે દેખાતા અન્ધારાનો જય હો
જય હો મન્દિરનો જય હો
મન્દિરમાં ઝિંકાતી ઝાલરનો જય હો
જય હો ? ૐકારનો જય હો
ૐકારથી ફેલાતા ધુતકારનો જય હો
જય હો સવારનો જય હો.
સવારે પથરાતા ઝાકળનો જય હો.
જય હો બપોરનો જય હો. સમયનો જય હો
બપોરે ઝાકળ શોધવામાં વીતતા સમયનો જય હો
જય હો સાંજોનો જય હો લાગણીઓનો જય હો
સાંજોના સળિયા પાછળ ઉપરકોટ થયેલ
લાગણીઓનો જય હો
જય હો કેદીઓનો જય હો ચીસોનો જય હો

કેદ થયેલ ચીસોનો મૂંગોમૂંગો જય હો
જય હો રાતોનો. જય હો. જોડાનો જય હો.
રાતે થાકીને ન નીકળી શકતા જોડાનો જય હો.
ત્હમે રોજ થાકતા જાવ
ત્હમે રોજ થાકતા. .
ત્હમે રોજ થાક. . .
ત્હમે રોજ થા. . . .
ત્હમે રોજ. . . . . .
ત્હમે રો. . . . . . .
ત્હમે . . . . . . . .
ત્હ . . . . . . . . .
શ્વાસોની ઝાલરના અટક્યાનો જય હો
રણકરણક રણકવાનું બન્ધ થયાનો જય હો.
રડુરડુ કરતા રડવાનો જય હો.
પડુપડુ ટક્યા કરતા પડવાનો જય હો
રડુપડુ જીવ્યા કરતા મરવાનો જય હો.

મૃતાત્માની મૃત્યુઞ્જય બનવાની મૃતેચ્છાનો જય હો
ત્હમે રોજ ભુલાતા જાવ
ત્હમે રોજ ભુલાતા. .
ત્હમે રોજ ભુલા. . .
ત્હમે રોજ ભુ. . . .
ત્હમે રોજ. . . . .
ત્હમે રો. . . . . .
ત્હમે. . . . . . .
ત્હ. . . . . . . .
મૃત્યુનો જય હો મૃત્યુનો જય હો !



## કૌતુક

એકલવ્ય

ઘણા મદારી જોયા ડુગડુગતાલે ખેલ કરન્તા, અધ્ધર જીવે :
પણ જે ચિત્રમહીં તે, ખુલ્લી આંખે જોયું ક્યાંય ન દા'ડે દીવે.
નાગફણા પર એક પગે ઊભેલો કોઈ બાળક બન્સી બજવે;
એ'વું ક્યાંય મળે તે જોવા જાગેલો તલસાટ મ્હને બહુ પજવે.
વનમાં આઘે મધુર મોરલી વાગે ત્યારે, એ જ હશે થતું મનમાં :
એ જ ઘડીએ પવનવેગથી એકશ્વાસ હું જાઉં દોડતો ક્ષણમાં.
હજી વને કે ચૌટે ચોકે કૌતુક એવું જોયું નહીં લગીરે;
એને કારણ હશે જવાનું દૂર દૂરની કોઈ નદીના તીરે ?

## ચાલો રમીએ-૧

રાજેન્દ્ર શાહ

ભાઈ :

"હું વાઘ અને તું બકરી,
હું જબરો તું ગભરી.
નદીકિનારે ત્હારે પાણી પીવું
આઘેથી હું ગરજું ત્યારે
થરથર ત્હારે બીવું -
તો તું લાગે કેવી નમણી ?
અત્યારે છે એથી બમણી.

જરા મ્હારી સામે જોઈને દોટ મૂકવી ત્હારે,
મોટી ફાળ ભરીને પાછળ, ત્હને પકડવી મ્હારે.
ત્હારે કરવાનું બેં બેં બેં
મ્હારી ત્રાડે વન ભેં ભેં ભેં.
ખોટું ખોટું ત્હારે રડવું :
એકબીજાનું ગમવું.
અને પછી તો રમતાં રમતાં હસવું હસવું હસવું.

## ચાલો રમીએ-૨

રાજેન્દ્ર શાહ

બહેન :

હું મહારાજ્યની રાણી.
શૂરવીર તું સેનાનાયક બતાવ યુદ્ધે પાણી.
જાણે દુશ્મનદળ આવીને સરહદને ઓળઙ્ગે,
સેના તરત જ કરી સાબદી ચડી જાય તું જઙ્ગે.
અડધું જાય હણાઈ બાકી અડધું ભાગી જાય.
જીત મેળવી આવે, - હૈયે ઉમઙ્ગ અદકો થાય.

આઘેથી ઝૂકીને ત્હારે ત્રણ ત્રણ સલામ ભરવી,
રાજી રાજી થાય તું એ'વી મ્હારે બક્ષિસ ધરવી.

ત્હારા અઙ્ગરખા પર ઝૂલે સોનાના બે ચાંદ,
જોજે એથી વધી જાય ના ત્હારી બમણી ફાંદ.
થાક ત્હને લાગ્યાની માગી લેવી મુખથી છુટ્ટી,
સિંહાસન પરથી ઊતરી હું મારું તુજને મુક્કી.

ભાઈ :

પછી ?
અને પછી તો ત્હારો પકડી હાથ આમળું એ'વો,
છોડું ન્હૈ, જ્યાં લગી મ્હને ના આપે સૂકો મેવો.

❖ ❖ ❖

# એક કાશ્મીરી કવયિત્રીના ભાવજગતમાં ડોકિયું - બે કાવ્યો

પદ્મા સચદેવ - અનુ : મેઘનાદ હ. ભટ્ટ

## આશા

જેણે આકાઙ્ક્ષાને ઉછેરી આશાને જન્મવા ન દીધી
એ બાળકના દર્શનની તૃષા મારી અધૂરી રહી ગઈ.
એનાં કેટલાય સાથી મ્હારા ખાલી ખોળાને ખૂંદી ગયા
એમને કશુંય પૂછવાની મારી હિમ્મત ન થઈ.
આ આકાઙ્ક્ષાના જ ઉમ્બરે મ્હેં જિન્દગીની આશા
છોડી દીધી.
ત્હેના નાજુક નાના પાય માટે મ્હેં પગદાણ્ડી બનાવી
મ્હારા ઘરના આંગણામાં, ઉમઙ્ગથી બાંધ્યું મેં એક
પારણું
સ્વપ્નામાં કેટલીય વાર એ પારણાની દોર ખેંચી છે મ્હેં
કોઈએ લાત મારી મ્હારું એ પારણું તોડી નાખ્યું
મ્હારા ઘરમાં કચરાનો ભરાઈ ગયો છે ઢગ.
લોકો પસન્દ કરી કરીને લઈ ગયાં બાળકનાં રમકડાં
મ્હારો પ્રિયતમ ભાવ કરતો જ રહી ગયો....
આ પિઞ્જરાની સામેથી કોઈ બાળક નીકળી જાય છે
તાળીઓ વગાડતો — હસતો — કિલકિલાટ કરતો
ત્યારે મ્હને રાતનાં સ્વપ્નાંની યાદ આવે છે
મ્હારો આત્મા કોઈક ડાળી પર ટાંગી જાય છે કોઈ
હૃદય ચીરીને કોને દેખાડું મ્હારી મમતા
કોના હોઠ જોઈ હસું — કોને જકડી દઉં મ્હારા
કલેજા સાથે ?
કદાચ હવે એ બેસતાં, ચાલતાં કે વાત કરતાં શીખી
ગયો હશે
એ જ મ્હારા જીવનની એકમાત્ર
જાળજઞ્જાળ બની ગઈ છે.

## દેશનિકાલ

કોણ કહેશે કે મ્હને દેશનિકાલની સજા નથી થઈ ?
મ્હારા ફાટેલા સાળુને કેવી રીતે ઓઢું હું ?
કૂવામાંથી કેવી રીતે કાઢું પાણી ?
ઘેટાંઓ કેવી રીતે ચરાવું ?
મ્હારા સાળુમાં છે ન્હાનાંમોટાં અનેક છિદ્રો,
જે મ્હારા પિયરની મનભાવન એંધાણી છે.
સખીવૃન્દની, ન્હાનકડા ભાઈની પ્રીતછલકાતી એ
એંધાણી છે
જેમણે મ્હને રડતાં રડતાં ડોળીમાં બેસાડી.
એ જ એ સ્વજનો જેમણે
'બેટી, જાઓ સાજન ઘેર' ગાયું'તું.
સાસરિયામાં જીવવું એ કાંઈ સ્હેલી વાત છે ?
કોણ કહેશે કે ...
'મિઞ્જર'નો તહેવાર આવો - લાવો અતીતની યાદ.
એકચિત્તે નીરખી રહી છું હું
આંસુ - આવતાં પ્હેલાં જે અટકી ગયાં છે
એકલી હું 'રાડ' કેમ સજાવું ?
નવરાત્રીમાં એકલી એકલી કેમ કરી ન્હાવા જાઉં ?
ખુલ્લા અવાજે ગાયેલ માતાની આરતી કોને સમ્ભળાવું ?
કોને બનાવું હું કૃષ્ણ, કોને બનાવું મ્હારી ગોપી ?
સઙ્ગ, સાથ ને શૈશવનાં ગાન બધું જ ખોવાઈ ગયું છે.
બાબુલ મોરા !
કેમ બની ગઈ હું પરદેશી ?
નથી એ ગરમી, નથી એ ઠણ્ડી
કોણ કહે કે....
શ્રાવણ-ભાદરવો વરસે છે કોઈ ખેતરમાં
કોઈ મેદાનમાં પહાડો ઝૂકી રહ્યા છે.

લઈને, થાકેલા ચરણને લઈને વનમાં ચાલવાનું રહેશે, જ્યાં પથધાર પ્રલમ્બ અને કોરીધાકોર વટાવવાની છે. વળી, તૃણપઙ્ક્તિ વ્હેરાયલી છે. વનપ્રવેશ લેતાં દીક્ષા લેવી પડે છે. જેમાં અહીં દગોમાં દિશા અને ક્ષિતિજનું 'ઝાંખુંઝાંખું' થવાનું મળે છે, પર્ણ ખરે છે, શૂન્યતા ધીરેધીરે પ્હોળી થતી જતી પળને ગળતી જાય છે ! શૂન્યતાનો ભાર આ વનપ્રવેશ વેળાએ ખરે જ અકળાવી મૂકે એટલી હદે વિસ્તરે છે, કે કવિના પ્રત્યેક પગલે, પ્રત્યેક પદચિહ્ને, અરે, 'ને...મ્હને' દ્વારા સમગ્રતયા પોતાને, ગળે છે એવા પ્રબલ વેગ સાથે કાવ્ય ચોટ સાધે છે ! આપણને 'વન'ની ભીષણતાનો પ્રત્યક્ષ અનુભવ કરાવી જાય છે ! આમ છતાં, પ્રથમ બે ચતુષ્કોમાં વનની રમ્યતા, એ'નું મુગ્ધ આલેખન જેટલું સબળ થયું છે, તેટલું ષટ્કના વનનું થઈ શક્યું નથી. 'વીતેલ' વયભાર... ચાલવું' જેવી સાવ સીધી નિવેદનાત્મક પઙ્ક્તિ આવી જાય છે.

'પૃથ્વી' છન્દના અગેય લયનો કવિ કાર્યસાધક ઉપયોગ કરે છે. પ્રાસ તેમજ આન્તરપ્રાસથી પણ નાદતત્ત્વનો પૂરો કસ કાઢી કવિ ભાષાને છટાથી પ્રયોજે છે.

પ્રસ્તુત કાવ્ય શ્રી જયન્ત પાઠકના તેમજ ગુજરાતી કવિતાના ઉત્તમ સોનેટોમાં ગર્વભેર ઊભું રહી શકે તેવું પ્રબળ ભાવસ્પન્દ ધરાવતું કાવ્ય છે, ત્હેની સહૃદય ભાવકને પ્રતીતિ થશે. ❖

દેવેન્દ્ર દવે

## 'કવિલોક' દ્વિમાસિક અઙ્કોનું માહિતીપત્રક

[ ફોર્મ-૪ (નિયમ આઠ અનુસાર) ]

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશન સ્થળ | : | અમદાવાદ |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : | દ્વિમાસિક |
| ૩. | મુદ્રક | : | ધીરુ પરીખ |
| | રાષ્ટ્રિયતા | : | ભારતીય |
| | સરનામું | : | વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુ પરીખ |
| | રાષ્ટ્રિયતા | : | ભારતીય |
| | સરનામું | : | વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯. |
| ૫. | તન્ત્રી | : | ધીરુ પરીખ |
| | રાષ્ટ્રિયતા | : | ભારતીય |
| | સરનામું | : | વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯. |
| ૬. | માલિક | : | ટ્રસ્ટીઓ કવિલોક |
| | સરનામું | : | ઉપર મુજબ |

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મ્હારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

૧૫-૩-૧૯૯૪ — ધીરુ પરીખ

ગ્રીષ્મ વિ. સં. ૨૦૫૦ મે-જૂન ૧૯૯૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## સુન્દર અને ભવ્ય

પરમાત્માની વિભૂતિઓના બે પ્રકાર છે. સુન્દર (Beautiful) અને ભવ્ય(sublime) જેને ભગવદ્ગીતામાં 'શ્રીમત્' અને 'ઊર્જિત' શબ્દોથી નિર્દેશ્યા છે. શ્રીમત્ અને ઊર્જિત એ એકબીજાથી જુદાં જ રૂપ છે. છતાં એનો સમન્વય એના અધિષ્ઠાનભૂત પરમાત્મામાં પણ એ સામાનાધિકરણ્ય પામે છે, યદ્યપિ આપણી દ્વૈત દૃષ્ટિમાં એ ભિન્ન ભિન્ન ભાસે છે. એકનું તત્ત્વ સમ, સુરેખ પ્રમાણમાં, અને બીજાનું વિષમ, વિશાળ અપ્રમેયતામાં રહેલું છે. ઉદાહરણ લઈએ તો, એકનું ઉદાહરણ સુન્દર ગુલાબ, બીજાનું ભવ્ય કબીરવડ; મ્હોટાં ઉદાહરણો લઈએ તો, એકનું ઉદાહરણ સુન્દર સન્ધ્યા છે, અને બીજાનું નગાધિરાજ ઉપરથી પડતો ગઙ્ગાનો ધોધ છે. કલાશાસ્ત્રનાં ઉદાહરણો લઈએ તો એકનું ઉદાહરણ વંશીધર કૃષ્ણચન્દ્ર, બીજાનું ઊર્જસ્વી મુદ્રાથી નૃત્ય કરનાર નટરાજ. ઉભયનું એકત્રિત ઉદાહરણ શોધીએ તો એક વિશ્વરૂપી રાસના મધ્યમાં વિરાજનાર કૃષ્ણ ભગવાનનું છે, બીજું, અનન્ત સમુદ્રમાં શેષની શય્યા ઉપર સૂતા નારાયણ, પાસે પદ્મા-લક્ષ્મીજી, અને નાભિપદ્મમાંથી પ્રગટ થતા બ્રહ્માનું ચિત્ર છે.

પૂર્વોક્ત સુન્દર અને ભવ્ય, વા ભગવદ્ગીતાની વાણીમાં શ્રીમત્ અને ઊર્જિત, એ બન્ને વિભૂતિનું દર્શન મહાન કવિઓમાં પણ સમાન હોતું નથી, તેમ ભાગ્યે કોઈ પણ કવિ બન્નેની વધારે ઓછી ઝાંખી કર્યા વગર રહે છે.

આનન્દશઙ્કર ધ્રુવ

# ગોવર્ધનરામનું કવિત્વ

વિનોદ અધ્વર્યુ

કવિતા એટલે પદ્યરચના એવી સામાન્ય અને સઙ્કુચિત સમજ પ્રમાણે તો ગોવર્ધનરામની કાવ્ય એટલે કે 'પદ્ય'-રચનાઓ એટલે 'સ્નેહમુદ્રા', બે-પાંચ છૂટક રચનાઓ અને 'સરસ્વતીચન્દ્ર'માં વેરાયલાં પદ્યો- એટલું જ.

આમાં અગ્રણી તે 'સ્નેહમુદ્રા' - અનેક ખણ્ડોમાં વિસ્તરતી સુદીર્ઘ કાવ્યકૃતિ- 'મહાકાવ્ય'નું નહીં પણ કંઈક અંશે ગમ્ભીર ચિન્તનાત્મક આખ્યાન જેવું શિથિલ સ્વરૂપનું દીર્ઘકાવ્ય. અજ્ઞત સમ્બન્ધ અને વ્યક્તિગત લાગણીઓના આવિષ્કારના મૂળ સ્રોતને પ્રચ્છન્ન રાખી તદ્ભૂત ચિન્તનને નિસર્ગની ભૂમિકા સાથે કાવ્ય-સ્વરૂપે મૂકવાનો ત્હેમાં પ્રયત્ન છે.

'સ્નેહમુદ્રા'નો કાવ્યદેહ મુ. શ્રી વિષ્ણુપ્રસાદભાઈ કહે છે તેમ 'લઘરવઘર'. ત્હેમાં સૂત્રબદ્ધતા, આયોજન, ખણ્ડોના વસ્તુની જ નહીં પણ સમગ્ર અભિવ્યક્તિની પરસ્પર સુસઙ્કલિતતા- સુસમ્બન્ધતાના પરિણામરૂપ સ્વાભાવિક સૌષ્ઠવનો અભાવ સ્પષ્ટ વરતાય છે. ચિન્તનપ્રાધાન્ય જાળવીને રચના કરતા સર્જક, કાવ્યખણ્ડો કૃતિના અઙ્ગોપાઙ્ગો-ની બન્દિશના રૂપવિધાનને ઉવેખતા જણાય છે. પદ્યરચનામાં, લાવણી-કટાવ-ગરબી-અક્ષરમેળ કે માત્રામેળ વૃત્તો-જે હાથવગું મળ્યું ત્હેનો યથેચ્છ પ્રયોગ કર્યે જાય છે, પણ ત્હેમાં કોઈ પ્રોયોજનબુદ્ધિ કે રસલક્ષી વિવેકનું પ્રવર્તન નથી જણાતું; એટલે, 'સ્નેહમુદ્રા'નો કાવ્યદેહ લઘરવઘર છે" એ મુ. શ્રી વિષ્ણુપ્રસાદભાઈનું વિધાન યથાર્થ જ પ્રતીત થાય છે, એટલું જ નહિ, પણ 'સ્નેહમુદ્રા'માં ત્હેની સમગ્રતામાંથી કોઈ સમગ્રાકૃતિ નીપજવાના અભાવને કારણે કૃતિના કોઈ સ્વરૂપની પ્રતીતિ થતી નથી. 'સ્નેહમુદ્રા'ને એનું વ્યક્તિત્વ નથી એવી શ્રી ઉમાશઙ્કરની ટીકા કંઈક કડક લાગે તો પણ ઉચિત જ લેખવી રહી !

અલબત્ત, 'સ્નેહમુદ્રા આકાર પરત્વે ભરાવદાર ભલે લાગે પણ ગોવર્ધનરામની સરજત, એટલે કુશળ ચિત્રકારનો અમથો લસરકો પણ, આકાર પ્રગટ કરે તેમ ગોવર્ધનરામની પ્રતિભાશાળી કલમમાંથી કાવ્યકૃતિ સર્વથા સત્વહીન તો ન જ નીવડે. 'સ્નેહમુદ્રા'માં પણ સ્થળે સ્થળે રચના કૌશલ અને ચારુતારૂપે એ પ્રતિભાના ઝબકાર મળી જાય છે. ઉત્તમ કૃતિમાં ય ક્યારેક 'હોમરનું ઝોકું' જણાઈ આવે, તેમ સામાન્યકૃતિમાં, તેનાથી ઉલટું, 'હોમરનો હોંકારો' ભણાતો પણ સમ્ભળાઈ જાય !

"શરદ સરોવર જળ સમ કોમળ, ને શીતળ મુજ અઙ્ગે" જેવી પઙ્ક્તિઓ કે -

> *'રસતરઙ્ગિત કોમળ આ વપુ*
> *નદીનું, તે પર ચાલી જ વાયુ આ,*
> *કુસુમગન્ધ વહે નદી ચુમ્બતો,*
> *રસિક પાન્થ ! તું યે કર એ ક્રિયા.*

- જેવી, મેઘદૂતનાં 'ક્ષિપ્રાવાતાઃ' અથવા શેલીની-

> *"what are all those kissings worth,*
> *If thou kiss me not !"*

- નું સ્મરણ કરાવે ત્હેવી કડીઓ, અથવા તો કોયલને ઉદ્બોધન જેવા, 'ઓઠ' સમા ખણ્ડોમાં રહેલી કવિતા, આ બહુધા ચિન્તનપ્રધાન, અને મહદંશે આયાસપૂર્ણ રચનાની પાછળ રહેલા સર્જકની 'શાસ્ત્રકાવ્યાદ્યવેક્ષણાત્' સુપુષ્ટ એવી પ્રતિભાશીલતાનો પરિચય કરાવે છે. પરન્તુ

મુ. શ્રી. વિષ્ણુપ્રસાદભાઈને મતે, નરસિંહરાવ અને કાન્તની ચારુતાની સમીપ જતી લાગતી પઙ્ક્તિઓ —

*"રતિમય હતું તેમાં જાગ્યે સ્મૃતિ સ્મરની કંઈ*
*સ્મરમય થઈ, છોડી લજ્જા, સ્વમિત્રની આગળ,*
*મદમય ધૂણી ધૂણી એ તો..."*

— પણ, આટલે સુધી બરાબર ગયા પછી, અન્તમાં —

"- બકે મન આવ્યું તે' જેવા અસુભગ પ્રયોગમાં પરિણમે છે. એવી જ રીતે -

"અહીં ઊગ્યો ત્યારે -"થી શરૂ થતી, આરમ્ભે આસ્વાદ્ય લાગતી કડીમાં, અન્તે —

'નિશાપુષ્પો સારે નયન ખનું આવું ગણી રહે' જેવો ક્લિષ્ટ પ્રયોગ સાંપડે છે, ત્યારે, એકન્દરે અવલોકતાં, સર્જકની પ્રતિભા ક્યારે ઝોકાઈ જાય છે ને ક્યારે ઝબકી જાય છે તે વિષે વિમાસણ કરાવે છે.

સ્નેહમીમાંસાપ્રધાન આ કૃતિમાં, સાધનાની ઊર્ધ્વ ગતિમાં જેનું સોપાનસ્થાન ઉવેખી શકાય તેમ નથી તેવા સ્થૂળ કામના સપ્રયોજન આલેખનમાં ય, સંસ્કૃત શૃઙ્ગાર-કવિતાના અનુકરણસમાં આલેખનોમાં ક્યારેક પ્રવેશી જતી અરુચિકર પ્રાકૃતતા, અત્યન્ત અપરિચિત તત્સમ શબ્દોના પ્રયોગથી ઉત્પન્ન થતી ક્લિષ્ટતા, અથવા અન્યથા પ્રશિષ્ટ વાગ્વણાટ વચ્ચે ધૂણવું, બકવું જેવા અસઙ્ગત અને ક્યારેક પ્રાકૃત પ્રયોગોથી થતો સૌભાગ્યહ્રાસ, રચનામાં આયાસ-પ્રધાનતા સાથે, કાવ્યસર્જનમાં આવશ્યક એવો શબ્દાદિવિવેકનો અભાવ પણ સૂચવે છે - અને હન્ત ! - તે ય ગોવર્ધનરામની રચનામાં ! - ન માની શકાય, ને છતાં, ન નકારી શકાય તેવી આ હકીકતમાં, આપણે તો કવિચિત્તના નિર્માણ વ્યાપારમાં પ્રતિભાના ઝોકાં-ઝબકારયુક્ત પ્રવર્તન વિષયક કોઈ રહસ્યમય વિસ્મય જ ઓળખવો રહ્યો !

*"નથી નાશ કોઈ પામિયું,*
*નથી જોડ કો વિખૂટી પડી,*
*ઘનરાજિ ઓગળી તો ય*
*ધરતી ઉરમાં સરીને વહી.'*

અથવા —

*"મેં દીઠું અનુપમ એક એવું તિમિર બધે,*
*તે દિવસ સમે પણ ગાઢ થઈ થઈને વધે.*

*નથી કરતા દોડાદોડ તિમિરને તેજ ગણી,*
*એ ભરે આભ શું બાથ, દોડી શૂન્ય ભણી"*

જેવી આસ્વાદ્ય કહી શકાય તેવી પઙ્ક્તિઓ મળવા છતાં, ઠેર ઠેર વરતાતી કથનાત્મકતા, ભાવસ્વરૂપ પામ્યા વગરનાં કેવળ કથનોથી નીપજતી ગદ્યાળુતા વગેરે મર્યાદાઓ 'સ્નેહમુદ્રા'ને ઉત્તમ કાવ્યની કોટિમાં ઉલ્લેખનીય થવામાં બાધારૂપ નીવડે છે. પરિણામે એજ માનવાનું મન થાય છે કે "ત્હેમાં રહેલો આત્મા કોઈ સાચા અને ઊંડા સ્નેહપિપાસુ જીવનવિચારકનો છે, એ સ્વીકારીને, કાવ્યેતર તો નહીં પણ કાવ્યત્વેતર કારણે ત્હેનો આદર કરીએ, પ્રશિષ્ટ કૃતિ ગણી ત્હેનો અભ્યાસ કરીએ, અને 'સરસ્વતીચન્દ્ર'ના જ સર્જકની આ અન્ય કૃતિને, ત્હેમાંના જે થોડાં પણ, તે રસસ્થાનો પ્રયત્નપૂર્વક શોધી-સહરી-સ્મરી કેવળ ઉપેક્ષામાંથી ઉગારીએ. અલબત્ત, આમ કરવામાં કદાચ કૃતિપ્રત્યેના આકર્ષણને બદલે કર્તાપ્રત્યેનો અહોભાવ પ્રેરક-નિયામક રહે તેમ બને, પણ વિવેચનાત્મક નિર્ણય આવા કોઈ પ્રભાવથી અલિપ્ત રહે તે પણ જરૂરી ! જગત્કાદમ્બરીઓમાં સ્થાન પામવાને યોગ્ય મહાન ગદ્યકૃતિના મહામહિમ - સમર્થ - સર્જકની આ પદ્યકૃતિ ઉચ્ચાભિલાષી ભલે, પણ વિશ્વની વાત તો વેગળી રહી, ગુજરાતી કવિતાક્ષેત્રે પણ આદરણીય સ્થાન પામી શકે તેવી કાવ્યકૃતિ તો ન જ ગણાય એમ કહેવામાં સઙ્કોચ ન થવો જોઈએ.

પરન્તુ કાવ્યત્વની જે અપેક્ષા 'સ્નેહમુદ્રા' કે અન્ય છૂટક પદ્યરચનાઓમાં સન્તોષાતી નથી તે પ્રમાણમાં સારી રીતે સન્તોષાય છે 'સરસ્વતીચન્દ્ર'ના ચારે ભાગમાં વેરાયેલાં સઙ્ખ્યાબન્ધ પદ્યોમાંનાં કેટલાંકથી.

સ્મરણીય પદ્ય નીપજ્યું છે. આજે એક શતાબ્દીના કાલદૂરત્વ અને સંસ્કારપરિવર્તનના પરિણામરૂપ અભિરુચિભેદ પછી પણ, જ્યારે અગાઉ આસ્વાદ્ય - પ્રશંસાપાત્ર પણ - નીવડેલી રચનાઓ રુચિકર ન લાગે ત્યારે ય, ઊંડી હૃદયગુહામાંના ભર્યાભર્યા છતાં સંયમનિરુદ્ધ ભાવાવેશના સાગરઘેરા ગમ્ભીરનાદમાંથી શબ્દરૂપ પામેલું આ વિલક્ષણ - 'વિપરીત' ('એન્ટી') - પ્રેમગીત હજીયે 'અવિપર્યાસિતરસ' રહે છે - એની હૃદયઙ્ગમતા ઓસરતી જ નથી, ત્હેમાં ગોવર્ધનરામની કવિત્વશક્તિનો વિજય છે.

તો'ય -

અન્તે, સમગ્રરૂપે અવલોકતાં, પદ્યકાર તરીકે ગો.મા.ત્રિ.એ કવિતાના અલપઝલપ ઝબકારા જ આપ્યા છે - કોઈ સ્વતન્ત્ર અને સ્થિરજ્યોત પદ્યકૃતિઓ નથી આપી. શાથી ?

ત્હેમણે પોતાના સમગ્ર સત્વને નિઃશેષ એક બિન્દુ પર એક કૃતિના સર્જનમાં કેન્દ્રિત કર્યું હતું તેથી ? એ પ્રચણ્ડ પુરુષાર્થ - મહાયજ્ઞ - કેટલાંય વર્ષોના સતત તપ પછી પૂરો થયા પછી ચૈતન્યમાં સર્જકતા સળવળે તો ય ત્હેનો બાહ્ય પરિશ્રમ કરવાની શારીરિક ક્ષમતા પૂરતી નહીં રહી હોય ? કે એમની બુદ્ધિપ્રધાન ચિન્તનશીલ - મનોવૃત્તિએ, એ અન્ય સન્દર્ભે આવિષ્કૃત થતી કાવ્યસર્જનવૃત્તિને, ઊર્મિકાવ્ય માટે આવશ્યક એવી, સ્વાનુભવલક્ષીતા અથવા ઊર્મિઉછાળમાં રમમાણ થઈ જવાથી, દૃષ્ટાનું તાટસ્થ્ય સર્વાંશે તજી દઈને ઊર્મિલ અવસ્થા સાથે સમ્પૂર્ણતાદાત્મ્ય સાધવાથી - કહો કે sentimental indulgenceથી ત્હેમને વાર્યા હશે ? ઊર્મિઓની ઉત્કટ પરાકાષ્ટાઓનું ગદ્યકૃતિમાં અત્યન્ત ભાવપૂર્ણ આલેખન કરનારને ત્હેમાં પૂરતું વાહન, ને પૂરતું વહન મળી ગયાં હશે ? - કેમ જાણી શકાય ? તર્કનું ત્યાં ગજું નથી કારણ કે કવિચિત્તના પરમ રહસ્યમય નિર્માણવ્યાપારનું વૈયક્તિક કવિપ્રતિભાના વિશેષ સમ્બન્ધમાં પ્રવર્તન - એની લીલાઓનો વિસ્મયલોક, અલૌકિક-ક્ષેત્ર, છે. લૌકિકબુદ્ધિને ત્યાં પ્રશ્નાર્થના પ્રત્યુત્તરમાં વિસ્મયચિહ્ન જ મળવાનું - એનું રહસ્ય તો 'કોનુ વિજ્ઞાતુમર્હતિ' ?

અન્તે, ... આ વાત માંડી છે તો ગોવર્ધનરામના પદ્યમાં પ્રગટેલા કવિત્વ વિષે. પણ 'કાવ્યત્વ' કેવળ પદ્યનો જ ઇજારો તો નથી ! ગદ્યને તો પ્રાચીનોએ 'કવિનાં નિકષમ્' કહ્યું છે. એ નિકષપરીક્ષાએ પણ વિચારીએ તો ? - તો તો ગોવર્ધનરામ 'વિશિષ્યતે એવ !' - એવું વિધાન નિઃશઙ્ક કરી શકાય - પણ્ડિતયુગના મહાકાવ્યની માતબર સાક્ષીએ !

એ મહાકાવ્ય - 'સરસ્વતીચન્દ્ર' છે તો નવલકથા. એમાં વાસ્તવિક સંસારચિત્રનું વિગતપૂર્ણ આલેખન છે. વાસ્તવિક જગત જ અહીં ઉપાદાન છે, સર્જન માટેની સામગ્રી છે. કોઈ પણ સર્જક આ વાસ્તવિક 'ધૂલા માટિર' - ધૂળ માટીના - જગતને ઉપાદાન તરીકે લઈ વિધાયન કલ્પના દ્વારા ત્હેનું ઉન્નયન કરે છે — જગત્પર એવા વ્યોમવિસ્તારમાં ઊર્ધ્વશીલ ઉડ્ડયન આદરે છે — ત્યારે પેલો જે સામગ્રીરૂપ ભૂતલપદારથ - લૌકિક, - તે સ્વરૂપાન્તરિત થઈ અ-લૌકિક બની જાય છે. એની પાંખે ગરુડવાહન કે હંસવાહન થઈ વ્યોમાન્તરમાં વિહરતો ભાવક 'અવરદુનિયા' દેખી માણી - અન્તરમાં અનિર્વચનીય 'આહા...આહા...' ભાવ અનુભવી રહે છે.

સર્જનાત્મક ગદ્યકૃતિમાં વાણી, વાસ્તવિક ભૂમિકાએ શરૂ થઈ, વ્યવહારજગતની ગલીઓમાં થઈને ગતિ કરતી, ત્હેની સીમા પાર કરી જઈ, રમણીયતાનાં તૃણવિસ્તારે કે ઉપવનોમાં થઈ ગાઢ અરણ્યમાં - ને તેથીય વધુ - ઉત્તમ સ્થિતિએ અચાનક ભૂમિચકરાવામાંથી વ્યોમવિહારે ચઢી જતા વિમાનની માફક કહો કે, સ્ટીફન સ્પેન્ડરની 'એક્સપ્રેસ'ની જેમ, ગગનવિહારી થઈ જાય છે, ને ઘણીવાર તે 'વિયતિબહુતરમ્ સ્તોકગુર્વ્યામ્' ગતિ કરે છે; ને પાછી યથાપ્રસઙ્ગ, એક ગગનચકરાવો લઈ, ધરાતલને સ્પર્શે છે. આ'વે સમે જાણે, પેલી ધરતીપરની ગતિ, વિમાનના 'ટેક ઓફ'ની જેમ, આ ઊર્ધ્વ ઉડ્ડયનની પૂર્વ તૈયારી

જ હોય એમ લાગે છે. આખોય ભૌતિક સન્દર્ભ જાણે આવી ક્ષણો માટેનો જ પુરુષાર્થ - (લોચ્ચીન્ગ પેડ) બની રહે છે. કોઈપણ - વિરાટકાય કૃતિમાંય આ'વી 'ક્ષણો' ઓછી હોય છે, ને બહુ જૂજ કૃતિઓમાં નિરૂપણ આવી 'ક્ષણો' સુધી પહોંચે છે ! બહુધા તો ત્હેમની ગતિ વ્યવહારવિશ્વના પાદર સુધીની જ કે બહુ બહુ તો ત્હેને વીંટળાયલા રમણીય નિસર્ગવિસ્તાર પર્યન્તની જ હોય છે.જ્યારે કૃતિમાં ઉન્નયન અનુભવાય છે ત્યારે ત્હેને ચિરન્તન ગ્રન્થમણિ - 'જગત્કાદમ્બરી' તરીકે પ્રમાણીએ છીએ. ગદ્યકવિતાનો આવો વિશિષ્ટ અનુભવ થાય છે 'સરસ્વતીચન્દ્ર'માં.

ગદ્યમાં કાવ્યત્વની શોધ તે પુષ્પિતા વાક્‌ની નહીં, અલઙ્કૃતતાની નહીં, ગાંધીજીની અનલઙ્કૃતા વાણીનાં સૌન્દર્ય અને સામર્થ્યનો આપણને પરિચય છે. રચનાકૌશલ, વાગ્વૈચિત્ર્ય શૈલીશોભા, રીતિરમત, વિચારવૈભવ, પાણ્ડિત્યગૌરવ, બુદ્ધિચમકાર, વાગ્મિતા વિલાસ કે નાટ્યાત્મક પ્રભાવ - એવું એવું બધું હોવા છતાં ત્હેમાંથી ઊર્મિઓનો ઉત્કર્ષ સાધતો, અન્તસ્તલને આર્દ્ર કરતો, હૃદયપરિતોષતો, લૌકિકમાંય અલૌકિકતાનો, પરિચિતમાંય વિસ્મયજનકતાનો સાક્ષાત્કાર કરાવતો ચેતોવિસ્તાર ન અનુભવાય એ'વું ય બને. ને તો જાણવું કે ત્યાં કાવ્યોદ્યમ છે - નવોન્મેષશાલિની પ્રજ્ઞાનો પ્રસાદ નથી, એટલે કાવ્યગુણ ગેરહાજર છે.

સરસ્વતીચન્દ્રના વિશાળ વિસ્તારમાં આવાં અન્તરાય નથી એમ નથી. માત્ર વિગતવર્ણન, ચિન્તનચર્ચા, સમાજદર્શન, સંસ્કૃતિપરામર્ષ, અલઙ્કરણ, બુદ્ધિવૈભવ, ને જ્ઞાનભારથી જ શોભતા-ને ન ય શોભતા - ઘણા ખણ્ડો મળે છે જ. ખણ્ડોમાં જે અનુભવાય છે તે શું કેવળ લૌકિક છે ? - ને લૌકિકમાંય 'ચાલ્યો', કે 'ઘેલી મ્હારી કુસુમ', જેવાં જે અનેક હૃદયસ્પર્શી આલેખનો મળે છે તે કયાને કાવ્યત્વ નથી અર્પતાં ? માત્ર કુમુદના જ સન્દર્ભમાં વિચારીએ તો 'વાડામાં લીલા'નું સમગ્ર દૃશ્ય, - ને ત્હેમાં ઓખાહરણ ગાતી ને ત્હેમાં વળી ગાંઠનું જોડતી જઈને ત્હેને અશ્રુથી આર્દ્ર બનાવતી, કે 'મ્હારી પ્રીતિનો કળશ તો લગ્નથી ઢોળાયો તે ઢોળાયો' કહી સમગ્ર જીવનને સૂકવી નાખતો નિશ્વાસ મૂકતી, 'પ્રમાદધન મુજ સ્વામિ સાચા' કહી જાણે હૃદયને ઘણના ઘાથી મૂંગું કરી દેવાનો પ્રયત્ન કરતી, 'ત્હમે છૂટ્યા, પણ મારાથી શે છૂટાશે' કહી ઉપાલમ્ભ આપતી, અરે અન્તે, 'ઘેલી મ્હારી કુસુમ' બોલતી એ કુમુદનું નિરૂપણ કેવળ કથાનક છે ? માત્ર વ્યવહારોચિત, કે મનોવિજ્ઞાન પ્રમાણિત વ્યક્તિચિત્ર છે ? માત્ર સંસ્કૃતિચિત્ર કે સંસારવિચારનું પ્રતીકાત્મક નિમિત્ત માત્ર છે ? ચિન્તન-મનન-વિચારવિશ્લેષણ માટેનું સાધન જ છે ? તે બધાયથી પર એવું કશુંક વિશેષ, કશુંક વિશિષ્ટ, કશુંક અન્યભૂમિકાનું એનામાં મૂર્ત થયેલું નથી અનુભવાતું ?

તો - એ જે 'વિશેષઃ' તે જ કાવ્યત્વ !

કાવ્યત્વમય ગદ્યની એક સાદી કસોટી વિચારી શકાય. વાક્ પોતે જ જ્યાં રમણીય બની ગઈ હોય તે કાવ્ય. જે ગદ્યને કેવળ તે 'વાક્'ના આસ્વાદન ખાતર, ત્હેને પોતાને જ ખાતર પુનરપિપુનઃ વાંચ્યા કરવાનું મન થાય, ત્હેમાંની સામગ્રી (content) માટે નહીં, વાત કે વિચાર માટે નહીં, કથયિતવ્ય માટે નહીં, જાણવા-સમજવા માટે નહીં, માત્ર તે વાક્‌સ્વરૂપને જ માણવા-ત્હેની રમણીયતાનો અનુભવ કરવા - 'આનન્દ ખાતર ત્હેનો પાઠ કર્યા કરવાનું ગમે, ત્હેના શબ્દાર્થ કરતાં ત્હેનું વર્ણસઙ્ગીત, શબ્દવિન્યાસ, વાક્યાવલિઓનો લય, ને એ લયનાં આવર્તનોની એક પાછળ એક આવતી લહરીઓનો ઉપચય, એની ગતિમાંથી જાગતો નાદ - ને એ બધામાંથી જન્મતો જે કાવ્યગુણ ત્હેને કારણે જ એ આહ્લાદકારી બની રહે, નિરૂપિત અને કથયિતવ્ય બધાં અપૃથક્કરણીય રૂપે ઓગળી જઈને જેના સ્વાદમાં સમન્વિત થઈ ગયાં હોય ત્હેવા ગદ્યમાં જ પ્રાપ્ત થાય કાવ્યત્વની પ્રતીતિ.

ગુજરાતીમાં નર્મદ-ગાંધીજીમાં, આનન્દશઙ્કરમાં ને કાકાસાહેબમાં, મુનશીના 'રણ અને આંધી'માં,

પન્નાલાલના ભૂખી ભૂતાવળમાં, 'દર્શક'ના 'દીપનિર્વાણ'માં ને 'ઝેર તો પીધાં'ના બીજા ખણ્ડમાંનાં મૃત્યુચિત્રોમાં, રઘુવીરની 'અમૃતા'માંની વ્રજવાણીની વાતમાં ને સુરેશ જોષીનાં છિન્નપત્ર - મરણોત્તરમાં, કિસનસિંહની અમાસના તારામાં, મધુરાયના 'અશ્વત્થામા' એકાંકીના છેલ્લા ફકરામાં, બક્ષીના કેટલાક નિબન્ધોમાં ને મફત ઓઝાના 'સાતમો પુરુષ'માં, કે અશ્વિની ભટ્ટના 'ઓથાર'માં કેટલાંક વર્ણનોમાં, અથવા ભોળાભાઈની વિદિશામાં - અને અન્ય અનેક સ્થળે વેરાયેલા આવાં કાવ્યમય ગદ્યનાં ઉદાહરણો મળશે.

પણ ગદ્યકાવ્યનાં અનેરાં ને અલૌકિક અચ્છોદ તો મળશે 'સરસ્વતીચન્દ્ર'માં — તેમ ન્હાનાલાલના 'કુરુક્ષેત્ર'માંય. ત્હેમનાં 'રાત્રિસંસાર' ને 'મહાસુદર્શન' જેવાં આલેખનોમાં.

એક સાથે સમાન્તર ક્ષિતિજ, વ્યાપક તેમજ ઊર્ધ્વ ગગનગામી ગતિ, એક સાથે મહાકાલસર્પનાં વલયોની ભીંસ અને વિષમય ઉચ્છ્‌વાસ અને ગરુડરાજની વ્યોમગતિ, તેમ ગરુડનો પ્રતાપ અને મરાલની ઋજુતા, તાર્કિક બુદ્ધિનો પ્રભાવ અને તેની સીમાઓની પાર વિસ્તરતાં પરિમાણોનાં વિશાળતા-ભવ્યતા અને ગૌરવ; કુત્સિત અને કમનીય સૌ પ્રકારની લોકપરાયણતા વચ્ચે પણ અલૌકિક ઊર્ધ્વતાનો અનુભવ કરાવે તેવું ઉત્તમ કાવ્યત્વ 'સરસ્વતીચન્દ્ર'માં છે તેવું કદાચ ક્યાંય નથી.

શેક્સપિયરનાં 'ટુ મોરો એન્ડ ટુ મોરો એન્ડ ટુ મોરો'માં સન્દર્ભગત સીમિતતા લુપ્ત થઈ જાય ને જાણે કોઈ 'વિશ્વવાણી' સમ્ભળાય, અર્થાન્તર-ન્યાસ નહીં 'યુનિવર્સલ સ્ટેટમેન્ટ નહીં - પણ વિશ્વવાણી' 'યુનિવર્સલ વૉઇસ સમ્ભળાય' ત્યારે કવિતા લોકોત્તર બને. તે જ સાધારણીકરણનું ઉત્તમ સ્વરૂપ.

અરે ! વિધિદત્ત વેદનાવરદાનને માથે ચઢાવી, લાવાના સરોવર વચ્ચે ઝૂલતા પોપણા જેવી કુમુદ રૂપી કાવ્યમૂર્તિ એજ ગોવર્ધનરામના કવિત્વનો સર્વોત્તમ આવિષ્કાર નથી ?



## દાનપૂર્તિ

| | | | |
|---|---|---|---|
| ૫૦૦૦૦/- | વિદેશ સ્થિત એક ભારતીય સદ્‌ગૃહસ્થ તરફથી. | ૧૦૦૦/- | પરસદરાય મણિશઙ્કર વ્યાસ (અમદાવાદ) |
| ૨૫૦૦૦/- | ઇશ્વરચન્દ્ર પ્ર. પટેલ (અમેરિકા) | ૭૬૨/- | ડૉ. કિશોર મોદી (અમેરિકા) |
| | | ૭૬૭૬૨/- | |

## સામીપ્ય

રાજેન્દ્ર શાહ

અન્તરઙ્ગ
પણ દૂર-દૂરનાં નિવાસી એવાં કંઈક અસઙ્ગ
પાત્રતણી મિલન-ઝઙ્કનાએ
સમુત્સુક કાને
ક્ષણ પણ
પાર્થક્ય-નિવારણ
વાણીનું સામીપ્ય દેનાર
નિગૂઢ ઊર્જા-સકમ્પ તાર
આ પારથી જાય છે ઓ-પાર....

કુટીરને નીરવ પ્રાઙ્ગણ
અચલ હું એક-મન
ત્યહીં અચાનક કોઈ વિહઙ્ગને ગાન
એ ભણી ખેંચાય છે ધ્યાન.
તાર પર આસીન એ, હરિત છે વર્ણ;
(જાણે ઊર્ધ્વમૂલ અશ્વત્થનું એક પર્ણ).
રવ-શાન્ત હવામહીં લહર લહર
દ્વિતીયનું આગમન નિકટ-નિકટતર.
મુખોમુખી
નેત્રમહીં ઉછળન્ત વ્હાલ, ભવ-સુખી :
સઙ્ગે ઊડી જાય
અનન્ત અમ્બરમહીં ક્યાંય
દૂર દૂર જનાર ઉભય એક બિન્દુમય-
શ્યામ - અગોચર હવે નીલ-ને નિલય.
સામીપ્ય દેનાર
નિગૂઢ ઊર્જા-સકમ્પ તાર
આ-પારથી જાય છે ઓ-પાર.

## મિયાં !

કરસનદાસ લુહાર

મૃદઙ્ગ પરની આખરી આ થાપ છે મિયાં !
પત્થર બની જવાનો પછી શાપ છે મિયાં !

ખાલી સુરાહીમાં હવે સૂરજ ડૂબી ગયો;
બસ એટલે આંખોમાં વધુ તાપ છે મિયાં !

આવી છે દૂરની હવા પ્રસ્વેદ લૂછવા;
માસૂમ હથેળીઓની એમાં છાપ છે મિયાં !

છેલ્લો-ચલમનો-કશ ઉપર ખાંસીનું વાદળું
વરસી પડે તો એય પણ આલાપ છે મિયાં !

આવી રહી છે હરપળે હડ્ડી કબાબમાં,
દુઃખના સમયનું ક્યાં કશુંય માપ છે મિયાં !

## કબૂલી જવાય પણ

કરસનદાસ લુહાર

સજ્જડપણે વસાઈને ખૂલી જણાય પણ,
ને શ્વેત કેશને પછી ભૂલી જવાય પણ.

અમૃત-અજીઠાં બોર, પરિચિત પક્વતા;
શબરી સમી છે ક્યાંક મઢૂલી : જવાય પણ.

મનની વસન્તને કદી' મોસમથી મેળશું !
થૈ ફૂલ ડાળખી ઉપર ઝૂલી જવાય પણ.

આંખોથી એક લાગણી ચોરી કરી'તી મ્હેં;
રાણ થાઉં તો એ પાપ કબૂલી જવાય પણ.

## સમાચાર-મથાળાં-કાવ્યો

કસસનદાસ લુહાર

સૂરજ વિષેના સેમિનારમાં
અન્ધકારને
મળેલું નિમન્ત્રણ



જાણીતા તરવૈયાએ
નદીમાં ડૂબીને
કરેલો આપઘાત.



બન્દૂકોની નાળમાં
માળા બાંધવા
વિશ્વ પક્ષી પરિષદનો
નિર્ણય.



તારાઓની સંસદમાં
ચન્દ્ર સામે
અવિશ્વાસની દરખાસ્ત.



## મ્હારે કણ્ઠ

રાજેન્દ્ર શાહ

ત્હારું નામ -
નિશદિન મ્હારે કણ્ઠ રમન્તું -
સ્વર્ણિમ સૂત્ર સમાન.



## પિયુજી, આઘ્ઘા રે'જો....

હરિશ્ચન્દ્ર જોશી

ચૈતરની ડાળીએ ચડતાં પૂર પિયુજી, આઘ્ઘા રે'જો,
અમને લીલાં ઘેન કરે ઘેઘૂર પિયુજી, આઘ્ઘા રે'જો.

અમે પિયુજી....
અમે પિયુજી, જઙ્ગલની લીલીકચ ઝૂલતી કળી,
ઝાકળથી ધોયેલી મખમલ સવારને હું મળી,
કાચી કાચી સુગન્ધે ભરપૂર પિયુજી, આઘ્ઘા રે'જો.

ત્હમે પિયુજી...
ત્હમે પિયુજી, એનઘેન અન્ધારું ભીતર ભરો,
કાળમીંઢ પત્થરની છાતીને ઉચકતા ફરો.
અમે ઊગતાં થાશો ચૂરેચૂર પિયુજી, આઘ્ઘા રે'જો.

અરે પિયુજી....
અરે પિયુજી, જરાક અમથા હડદોલે નન્દવાશે,
તલાવડી હું, કાચી ઉંમરે પાળ તૂટતી જાશે,
ધસમસ તાણી જાશું ત્હમને દૂર પિયુજી, આઘ્ઘા
રે'જો.

ચૈતરની ડાળીએ વધતાં પૂર પિયુજી, આઘ્ઘા રે'જો,
અમને ઝીણાં ઘેન કરે ઘેઘૂર પિયુજી, આઘ્ઘા રે'જો.



## ગુનૂગુની

રાજેન્દ્ર શાહ

નીલ નીર, ને
રક્ત કમલદલ;
શ્યામ ગુનૂગુની.



## ...છે જ ક્યાં ચાદર...

**હરેશ તથાગત**

આ તરફથી તે તરફ શું જાય છે ?
ગૂઢ છે ખાસ્સું છતાં સમજાય છે !

જન્મમૂંગા પ્રશ્ન વીંધે કાળજું,
પાંપણો મલ્હારભીનું ગાય છે.

છે જ ક્યાં ચાદર ? પડે તો ડાઘ ક્યાં ?
ખૂબ ઊંડેથી સતત પુછાય છે !

ઊંઘમાં ચાલી, પહોંચ્યો મઞ્જિલે,
વિસ્મયો એ જોઈને મૂંઝાય છે !

આંગળી છે કે નિશાચર વૃત્તિઓ ?
ચીંધતાં પૂર્વે બધું ચીંધાય છે !

## લૈને નીકળ્યો

**બિન્દુ દેસાઈ**

ચામડીનો વેશ લૈને નીકળ્યો;
રજ્જનો પણ દ્વેષ લૈને નીકળ્યો.

ચાહનાને ઈશ્વરી સોગાત ગણ;
એટલો સન્દેશ લૈને નીકળ્યો.

આ જગત છોડી જવાનું કો'ક દી;
કેટલો ઉપદેશ લૈને નીકળ્યો.

એક સાંજે ફૂલ ખરતું જોઈને-
સમ્બન્ધ સૌ હું શેષ લૈને નીકળ્યો.

ભગ્નદિલની એ હતી આહો પછી;
વેદના હંમેશ લૈને નીકળ્યો.

આશરો હું હૂંફમાં પામી ગયો;
એમનો આશ્લેષ લૈને નીકળ્યો.

રણઝણીને સ્પન્દનો જાગી ગયાં;
સ્પર્શનો ઉન્મેષ લૈને નીકળ્યો.

જાન છે કુરબાન બિન્દુ નામ પર;
એક બસ આવેશ લૈને નીકળ્યો.

## ક્રાન્તદ્રષ્ટા વિવેચક

**જગદીશ ત્રિવેદી**

રે પૂર્વેથી વિપુલ કૈંક મળેલ પોથી
વર્ષો સુધી હૃદયને ચકચૂર જેણે
રાખ્યાં, ક્યહીં અમલ શબ્દ હવે રહ્યા તે ?
એ કાલિદાસ ભવભૂતિ અને બીજાઓ
શબ્દોમહીં ધબક અન્તરની ઉતારી, -
આજેય તે ધબકતા લય-શબ્દ-છન્દ.

થોથાં ભરી ભરી અને ઠલવાય હ્યાં, જે
કોરી પરન્તુ રહી ડાયરી હોય જ્યારે
પ્હોંચે રૂડા કમલ શા કર વાચકોને.

કોરાંકટાક અહ પુસ્તક-પૃષ્ઠમાં તે
પામો રહસ્ય ઋષિ-શા સ્થિરનેત્ર દ્રષ્ટા
વિવેચકો, 'રસ પ્રવાહ અખણ્ડ' કહેતા
"ને શબ્દ નાદ-લય-અર્થથકી પ્રપૂર્ણ."

રે, શબ્દ ના, ધ્વનિ નહીં લય, પૃષ્ઠમાં તે
જાણે રહો નીરખી નવ્ય ચ ભવ્ય કાવ્યઃ
હું હાથ જોડું ત્હમને, નવ ક્રાન્તદ્રષ્ટા !

## કેટલાંક કોલાજ

**ફિલિપ ક્લાર્ક**

હું છું
એ'વા માણસની
શોધમાં
જે માણસ હતો
અને છે,
ખુવાર થવા છતાં પણ
માણસાઈની
ધરતી ઉપર જે
લીલુંછમ્મ વૃક્ષ બનીને
લહેરાઈ રહ્યો છે.

. . . . . . . . . . .

ત્હમારી
અને અમારી વચ્ચે
પથરાયો છે,
દુર્ગમ પન્થ,
ઊગી નીકળી છે
ગીચ ઝાડી.
આવો આપણે
કેળવીએ પરિચય
મિલાવીએ હાથ
બનાવીએ
મઝાનો રસ્તો
ત્હમારા ઘરથી
અમારા ઘર સુધી.
ન જવાને સ્થળે
જઈ જઈને
મનમાં
ઊગી નીકળ્યું છે
અડાબીડ જઙ્ગલ
પણ
એ સ્થળે તો
મ્હારા ઘર સુધી
આવી આવીને
બનાવી દીધી છે
સુન્દર પગદણ્ડી
અધૂરા
સરનામાવાળા
પત્ર જેવો
"નોટ પેઇડ"
થઈને
કેટલીયે વાર
પાછો
ફર્યો છું.

## ચળે મન શમ્ભુનું

**રાજેન્દ્ર શાહ**

કાળવી કીકી ને અઞ્જન આંકી આંખ,
નજરને મળી પાંખ,
પછી શું પૂછવું ?

મલકી ઊઠતું મુખ ને ખઞ્જન ગાલે,
ઉર આનન્દને તાલે,
શી લાસ્યની ભઙ્ગિમા ?

મોહન રૂપ ને મોહન વિહગ-વાણ,
વીંધત લોચન-બાણ,
ચળે મન શમ્ભુનું !

## અવકાશના પટ પર

જગદીશ ત્રિવેદી

વિભિન્નભિન્ન નગરોના
ભિન્નવિભિન્ન માર્ગો પર
ક્યારેક
ક્યાંક
પવનની જેમ પડખેથી પસાર થઈ ગયેલા —
સ્વપ્નમાં પણ જેમની સાથે
રચાયું નથી તારામૈત્રક
એવા અણજાણ્યા અણગણ્યા ચહેરાઓ
આજકાલ
મ્હારી આજુબાજુના અનન્ત અવકાશપટ પર
ઊપસી આવીને ભૂંસાય છે,
ભૂંસાય છે ને ઊપસી આવે છે વળી વળી.

ક્યારેક
ક્યાંક જોયેલું —
અને જેની છાયાએ આતપ્ત હૈયાને કદીક ઠારેલું
એવું ઘેરું તરુવર —
અસઙ્ખ્ય પર્ણજિહ્વાએ કશુંક કહેવા મથ્યા કરે છે !
તો —
ક્યાંક
ક્યારેક
રેલગાડીની સફર વખતે
અજાણ્યા વેરાન વનમાં જોયેલું
એકાકી વૃક્ષનું હાડપિઞ્જર —
બરછટ જેની
ભાલા જેવી અણિયાળી ડાળ પર
ઠણ્ડી રાત્રે વિરમતું હજીય
મ્હારા સમું કોઈ એકલદોકલ પક્ષી —

આજકાલ —
જ્યારે
મ્હારા નિવૃત્ત સમયને વાગોળું છું
પ્રસન્ન ચિત્તે
મ્હારા એકાન્ત આવાસમાં —
ત્યારે —
મ્હારી આજુબાજુ અનન્ત અવકાશપટ પર
લબૂકઝબૂક વીજળી-ગોળાની જેમ
લબઝબ લબઝબ થયા કરે છે સતત
પાત્રો અનેક —
અને કરી મૂકે છે મારા એકાન્ત ઓરડામાં
ભીડમભીડ.

હજી તો
અન્તરની આંખ તાણી તાણીને
અવકાશપટ પર ઊપસી આવેલાં પાત્રોને
ધારી ધારીને—
એકચિત્તે
જોવા-સમજવા-સાંભળવા મથું છું
ત્યારે જ
લ્યો —
અનન્ત અવકાશપટ પર ઊપસી આવે છે આખેઆખું
મ્હારું દૂર દૂરનું
નાનકડું
પુષ્પ સરીખું
ગામ.
અને પછી —
ઊપસી આવે છે ગામસીમનું એક લીલું
હરિયાળું
લહેરાતું
ખેતર —

ઝાકળિયે ચડીને કંઈક રાત્રિઓનાં જ્યાં કર્યાં હતાં
જાગરણ —
નજરોનજર નિહાળવા કાજે —
ધીરે ધીરે સીમને વીંટળાતી અન્ધારી રાત્રિને.
અને એકાએક
વતનના મારા ખોરડાને ઘસાઈને વહેતી નદીનો
વર્ષોજૂનો મધુર કલકલ નિનાદ
એકાન્ત ઓરડામાં આવીને ઊછળવા માંડે છે
— અને
પત્થરો સાથે અથડાઈ અથડાઈને ઊછળતાં જલસીકરો
કિનારે બેઠેલા મને છંટકારી જાય છે.

ત્યાં જ
સામા કિનારાના આંબાવાડિયામાંથી
આમ્રમઞ્જરીની મહેક વીણી વીણીને
મહેકાવી જાય છે મરુત મ્હારા એકાન્ત આવાસને.

પછી તો
ધક્કામુક્કી કરતાં ધસી આવે છે
અનેક પાત્રો — સ્થળો —
આ એક ગામજૂનું
પડું પડું થતું
ગારમાટીથી લપેડાયેલું
કમરમાંથી સહેજ નમેલું
મ્હારી પ્રાથમિક શાળાનું ખોરડું —
એકડોયે ઘૂંટ્યા વગર જ્યાંથી
નીકળી ગયો બહાર.

અને આ —
લીંપણના પોપડા ઊખડી ગયેલો —
ખાડાખૈયાળો
રામજી મન્દિરનો અન્ધારિયો ઓરડો —
સન્ધ્યાઆરતી ટાણે પ્રસાદ કાજે
જ્યાં અમારી શિશુટોળી ભેળી થઈને
કરી મૂકતી કાગારોળ.
આજે
અત્યારે રામજી મન્દિરમાંના રામજી
અહીં
હાથ લમ્બાવીને
ગાલ પમ્પાળતા
લાડ લડાવતા
સ્વયં હાથોહાથ આપી રહ્યા છે મ્હને
મગસની આખેઆખી ગોટીનો પ્રસાદ !

અને ત્યાં જ —
ભમરડા, પતઙ્ગ, ખાટીમીઠી, સ્લેટપેન વેચતી
હથેલી જેવી નાની હાટડી —

આજે જ્યારે
મ્હારા નિવૃત્ત સમયની ડાળીએ
લીલાંપીળાં પર્ણઝુણ્ડમાં લપાઈને
પગ લટકાવીને
અશબ્દ કશુંક ગુનગુનવા કરું છું
ત્યારે —
ચોતરફ
નીચેઉપર
આજુબાજુ
વિસ્તર્યું છે અનન્ત આકાશ —
માત્ર અનન્ત આકાશ —
અને અવકાશના અનન્ત પટ પર તો —



## હવે !

ગીતા પરીખ

માં...ડ માં...ડ ખૂલી આજે મ્હારી બારી
ને દેખાયું એ જ પુરાણું વૃક્ષ,
એ...જ એ'ની રુક્ષ ડાળ -સૂકી ડાળ,
અને એ જ રહ્યાંસહ્યાં
બેચાર પાન....
પણ અરે એ'ની પર તો
બેઠું છે એક
નાનકડું રેશમીભૂરું પક્ષી,
એ'ની ઝળહળ કેસરી કલગી
જોઉં ના જોઉં ત્યાં
બારીના કિચૂડ અવાજથી
એ કમ્પી ઊઠ્યું.....
કમ્પ્યું ને એ'ની
સળવળતી પાંખો પ્રસારી
પળ બે પળમાં તો એ ઊડ્યું...
ઊડી ગયું... ક્યાંનું ક્યાં ...
હવે ... !

## વિહઙ્ગદૃષ્ટિ

અમોને
    મળી પવનની પાંખ.
આઘે
    ઊંચે
        જવું ઉમઙ્ગે
નીચેથી ન જણાય
    એવું કંઈ
  જુએ અમારી આંખ,
અમોને મળી પવનની પાંખ.

## આગન્તુક

પ્રવીણ પણ્ડ્યા

દુનિયાદારીથી ડરી ડરીને ચાલનાર
સીધોસાદો માણસ
આજકાલ ઘાંઘો થઈ ગયો છું.
હમણાં હમણાંથી
પળેપળ
અન્દરના અવાવરુ પ્રદેશોમાં
ત્રિકમ અને ઘણના ઘા ઝિંકાતા સમ્ભળાય છે.
દીવાલો અને વાડો
તૂટતી-ઊખડતી રહે છે,
જેનો વિચાર કરતાં પણ હું બી મરું
એવા ગુપ્તખણ્ડોમાં એ મશાલો પ્રગટાવે છે,
જૂનોપુરાણો કચરો સાફ કરે છે,
હિમ્મતભેર
એ
દીવાલો પરથી ઉખાડે છે જાળાં
અને
મ્હને
ચહેરો ઉતરડાયો હોય એવી પીડા થાય છે.
કોણ છે તું ?
કોણ છે ?
કયા અધિકાર
કયા નિયમની રૂએ
ઘૂસી આવ્યો છું મ્હારી અન્દર ?

ધૂંઆપૂંઆ
થતો પહોંચું છું એની પાસે,
એ
મરક મરક હસે છે,

એ'ની આંખોમાં તારા ચમકી ઊઠે છે,
શ્વાસમાં ઘૂઘવે છે સમુદ્ર,
મ્હને સમ્બોધવાનું શરૂ કરે છે,
સ્વર — પર્વતની અડગ દૃઢતા,
વાણી — ખળખળ વહેતું નિર્મળ ઝરણ,
મન્ત્રમુગ્ધ
હું
ભીંજાતો રહું છું.



પડોશી
સાથે ખરી ઉષ્માથી વાત કરું છું
અને
ક્યારેક
સ્પષ્ટ કહી પણ દઉં છું
કે
કૉમન પ્લૉટમાં
આડેધડ એઠવાડ નાખવો
તે યોગ્ય નથી,
લોકો
મારી તરફ શઙ્કાથી જોતા થયા છે.



એ'ની શોધખોળ ચાલે છે ચોતરફ,
એ'ને કારાવાસમાં નાખવો
એ'ના પર કાયદેસર કામ ચલાવવું
એ'ને રહેંસી નાખવો
એ'નો ઉદ્ધાર કરવો
એ'ને માફી આપવી
આ
બધા પ્રશ્નો વિશે દુનિયાભરમાં
મતમતાન્તરો છે,

આમાંનું કાંઈ પણ
ત્યારે જ શક્ય બને
જ્યારે
એ
લોકોની ગિરફતમાં આવે,
અનેક છટકાં ગોઠવવા છતાંય
હરવખત છટકી ગયો છે એ
અને
સહુ
દાંત પીસતા
હાથ મસળતા
હવામાં બાચકા ભરતા રહી ગયા છે.
એ'નું
સમર્થન કરવું
એટલે
દુનિયાભરના કાનૂન પ્રમાણે
સઙ્ગીન અપરાધ કરવો.



એ'ણે અન્દર પોતાનું થાણું નાખ્યું છે,
એ'ને આશ્રય આપ્યાની
અપરાધવૃત્તિથી ફફડતો
એ'ની પાસે જાઉં છું
ત્યારે
એ'ની આંખો છલકાઈ ઊઠે છે,
કણ્ઠ ભરાઈ આવે છે એ'નો,
હું
પામરતાને કારણે
બેઉ હથેળીથી
ચહેરો ઢાંકી લઉં છું
અને
એ

પોતાનાં પદચિહ્ન મૂકી
છોડી જાય છે મ્હને.
હું નિરાંત અનુભવું છું
પછી પાછો અફસોસ થાય છે
અને
એટલે જ તો આમ જાગતો રહું છું.
મ્હને ખાતરી છે
એ જરૂર મ્હારો સમ્પર્ક કરશે
અમે
એકમેકને સાવ છોડી શકીએ
એવું તો શક્ય જ નથી.

## પ્રણયસંવાદ

નવનીત ઉપાધ્યાય

યુવકઃ ઘાટે ગીત ઘડ્યાં છે એથી ચન્દણહાર
ઘડું હું શેંથી...?

યુવતી : અમને ગીત ગમે છે એથી હાલો પૂરો
મારી સેંથી ?

યુવક : ઘરની ફરતી છે નૈં વણ્ડી

યુવતી : ખાશું રોટલીયે ... ઠણ્ડી.

યુવક : ખાલી આભ પડ્યું છે માથે :

યુવતી : રમશું ચાંદ-સૂરજની સાથે.

યુવક : ત્હમને શું હું આપું આજે ?

યુવતી : કાયમ સાથે રે'જો સાંજે...

યુવક : દરિયો પાર કર્યો છે એથી લાગુ ભીનો
તેથી :

યુવતી : ભીનો વાન ગમે છે એથી હાલો પૂરો
મારી સેંથી...

## મ્હને આવડે નહીં રે

જગદીશ વ્યાસ

આંખ ઊંચકતાં આવડે અને
ઢાળતાં મ્હને આવડે નહીં રે.
આમ જોઉં કે તેમ હું જોઉં
આમ જોઉં કે તેમ હું જોઉં
તીરની ઉપર તીર છૂટે તે વાળતાં મ્હને આવડે નહીં રે

ગામને કાંઠે એક નદી તે બેઉ કાંઠાની વચમાં હું તો
ન્હાઉં :
તળિયે પડી છીપલી જોતાં;
તળિયે પડી છીપલી જોતાં,
માછલી આવી વચમાં
એને ટાળતાં મ્હને આવડે નહીં રે.

ગાયનું મ્હારું ધણ ચરે ને એ...યને હું તો દોડતું
હરણ જોઉં :
હાય રે જોતાંવેંત વીંધાયું,
હાય રે જોતાંવેંત વીંધાયું,
તીર કાઢીને હરણાને પમ્પાળતાં મ્હને આવડે નહીં રે.

ફૂલ-લચ્યો ગુલમ્હોર હતો ને જોતજોતામાં એકલી
ડાળો રહી;
તીર છૂટ્યાં ને વરસ્યાં ફૂલો,
તીર છૂટ્યાં ને વરસ્યાં ફૂલો,
ફૂલની જેવા ફૂલને પણ સમ્ભાળતાં
મ્હને આવડે નહીં રે.

આટલાં વરસ કોઈને હું તો કોઈ દી ન્હોતી કરતી
લોહીઝાણ :
હમણાં બેઠું સોળમું અને,
હમણાં બેઠું સોળમું અને,
હમણાંથી આ લોહી વગરનું ભાળતાં
મ્હને આવડે નહીં રે.

## હાથમાં

સતીન દેસાઈ

પળને કદીક જાળ ગણી નાખ હાથમાંઃ
ઇચ્છાનાં મત્સ્ય જેવું કશું રાખ હાથમાં.

પર્વત ઊતરતી સાંજને સન્તાપ છે ઘણો,
ઝિલાઈ હોત સૂર્યની જો પાંખ હાથમાં.

થીજેલ દશ્યનાં ય હવે જળ ખરી પડે,
ઝીલું છું અશ્રુ ભેળી હવે આંખ હાથમાં.

બાકી બધુંય મૂળ શું ઊંડે ઉતારજે,
પર્ણો વિનાની હોય ફક્ત શાખ હાથમાં.

અવકાશ સ્પર્શનો ય ત્હને સાંપડે અનન્ત,
ઝાકળ સહિત સુગન્ધ સ્વરો ચાખ હાથમાં.

જેના વડે એ શૂન્ય ભણી તાકતો રહે,
એ ટેરવું ગણે છે હવે લાખ હાથમાં.

લેલૂમ્બ તું લચે અહીં ચૈતરની ડાળ પર,
કોળું છું રોમરોમ હું વૈશાખ હાથમાં.

## પ્હોંચ

સતીન દેસાઈ

છાતીમાં છેદ પાડતી એ ક્ષણ સુધી તો પ્હોંચ,
તું સ્વર વિષેના એકબે કારણ સુધી તો પ્હોંચ.

સૂરજ તરાવી પારનો દરિયો વહી શકે,
તંડકાની જેમ સાંજના આંગણ સુધી તો પ્હોંચ.

અજવાસ પી ગયાનો ઇતિહાસ શ્વાસમાં,
અન્ધાર ગટગટાવતી પાંપણ સુધી તો પ્હોંચ.

ટહૂકા સ્વયં ગૂંથાય છે મનગમતી ભાતમાં,
અણગમતી સૌ દિશાઓના કાંતણ સુધી તો પ્હોંચ.

ડાળી હવા કે હાથનો લકવો મટે છે ક્યાં,
ઊંડે વળીને મૂળના સગપણ સુધી તો પ્હોંચ.

પહોંચ્યા પછીનું જોમ કૈં અલગારી હોય છે.
આંખો ભલે ખૂલે નહીં દર્પણ સુધી તો પ્હોંચ.

કોઈ સ્વયંવરો વિશે ઊપડે નહીં ધનુષ;
કો' પણ વિનાના જીવમાં તો પણ સુધી તો પ્હોંચ.

## આખલો

વિનોદ અધ્વર્યુ

ખડ...ખડ...ખડ...
પછડાતી ખરીઓ...
વકશિંગ વીંઝાય,
છાકછિંકોટા,
છણટાતા કંઈ ફીણ-ફિમોટા...
વકરેલો વણથમ્ભ ધસન્તો જાય
કારમો કાળઆખલો.

પુચ્છ ઉછાળે.. કરડાતો... મરડાતો,
એ પુચ્છે વળગી હુંય પૂંઠે ઘસડાતો,
યુગયુગની ઉત્પાતદોડમાં ગડથોલાતો....

આતો અન્તહીન પથ!
તો'યે મનમાં એક મનોરથ,
કદીક, કેવળ પળભર પણ,
આ કાળ-ઋષભ પર કરી શકું અસવારી..

કાળઆખલો ધસી રહ્યો અલગારી!



## મળી દષ્ટોદષ્ટ

ઉશનસ્

મળી દષ્ટિ દષ્ટિ; પછી પરમ તુષ્ટિની નજરે
ત્હને મેં જોઈ સમ્મુખ : ઢળી જતી પાંપણ હતી;
અને મ્હારી પ્રીતિ - સ્વીકૃતિથી વધુ સુન્દર થતી;
અહો હૃષ્ટિપુષ્ટિ - અનુભવ તણી સૃષ્ટિ સઘળે !

પ્રીતિ ત્હેં સ્વીકારી, પલટઈ ગઈ તુર્ત પ્રથમી,
ગયાં પાંચે ભૂતો તરત પલટાઈ : ગગનમાં
વધી કૈં નીલશ્રી, તૃણતરુગિરિશ્રી ય વનમાં
વધુ કૈં લીલી થૈ, ખીલખીલ ખીલી ઊઠી પ્રશમી !

દિનાન્તે તે સન્ધ્યા અધિક દીઠી, રાતા વરણમાં,
ખીલી ઊઠ્યાં પુષ્પો વધુ સુરભિથી, તાજગી વધુ;
ખસ્યાં'તાં દ્વન્દ્વો સૌ નિકટતર; તું માહરી વધૂ
ખસી મ્હારી પાસે, વધુ સુભગ વાતાવરણમાં;
નિશિગન્ધા જેવું શ્વસન ભળ્યું મ્હારા શ્વસનમાં,
દ્યુતિ થૈ ત્હારામાં અધિક; પ્રીતિ યે વિશ્વ મનમાં...



## એક કટોકટીની પળે વૃદ્ધ પત્નીને

ઉશનસ્

ગ્રહો વક્રાયા છે, દિવસ દુખના આજકલ છે,
ઘનો ઘેરાયાં છે, નસીબ પણ વાંકું જ, સમજી
ત્હમે આવો પાસે, નિકટતર આવો વધુ હજી;
અડીને બેઠાની કદી ન'તી અશી આજ પલ છે;

રણે ક્યાંયે સામે નથી મૃગજળે કો છલ નથી;
નરી આંધીઓ છે સઘન ક્ષિતિજે આપણી ભણી
ધસન્તી; તો આવો, વિસરી જઈ વાતો વિગતની
મહારી ભૂલોની; રીસ ઉચિત આ તો પલ નથી;

વળી કોદી પાછાં વઢી શકીશું; આજે નહીં; હવે
કને આવો થોડાં પ્રથમ મધુરાતે જયમ હતાં;
કશું બોલો; તૂટે ઘૂંટન અમ જો એમ કરતાં,
વદો કૈં ચિન્તાનું ઘરવિષય, સન્તાનવિષયે...

ફરીથી ખડ્ગેરી રણ ઊઠીશું ટટ્ટાર થઈને,
નહીં તો, સંઝાયે થઈશું ઊંટટિમ્બો દટઈ ને.



## વિસ્મય

વિનોદ અધ્વર્યુ

સમયના
સાત સાગર મન્થને
જે જીવનભર ઝઙ્ખ્યા કર્યું,
તે - ...

- આ ? ! ? ! -
- સમયનું હાડપિઞ્જર ? !
રમ્ય રત્નાકર...
મહામત્સ્ય,
ઘેરું ઘૂઘવતાં, ઉછળતાં ઉચ્છલ, સમન્દર જલ -
  તે શું માત્ર મૃગજળ ?

અરે, આ -
સમયના શિલ્પશો જે સૂર્ય ઝળહળ !
તેય શું કેવળ હિરણ્મય છલ ?

તો, સપ્તાશ્વ વેગી
સમયરથની આ ગતિ...
  ક્યાં લઈ જતી ?



## ભૂતાનુભૂતિ

હર્ષદ ત્રિવેદી

### જળ

પણે
બધું નિઃસીમ; શાન્ત
જળજળબમ્બાકાર.
અહીં,
ખળખળું, વહું વેગે
અકળ ગતિએ અનવરુદ્ધ.
નેત્રો સજળ
પેખે સઘળું જળમય
ભળે શ્વાસે શ્વાસ
જરાક ઊઠે તરઙ્ગ, ધ્રૂજી જઉં !
ઊડે શીકર સામટાં
સૂર્ય બિમ્બે ઝગી રૂહે.
હવે રટણા એક જ :
ભળે સ્થળેસ્થળમાં જળ
ભળે જળેજળમાં જળ
ફિટે શાપ જળકમળવત્ તણો
તૂટે બધાં જલાવરણ !

### અગ્નિ

ભાથામાં
અગ્ન્યસ્ત્ર લઈ ભમું
પટ ઉપર
બળતરા વ્યાપી રહી અઙ્ગાઅઙ્ગ
નખશિખ દેહ અગ્નિકુણ્ડ, ઉત્તપ્ત.
ક્ષણાર્ધમાં શિખા પ્રજળશે
પ્રસરશે ચહુદિશ અનલત્વિષા
માથે ધરું અગ્નિમણિ
ક્યારે પડે પ્રકાશપુઞ્જ - પ્રથમ રશ્મિ ?
બળબળું, ભડભડું, ઝળહળું
અગનક્રીડા કરું અગ્નિસાત્
બધું આત્મસાત્
કરું જ્વલન્ત અગ્નિત્રયે પ્રવેશ
કરું શરસન્ધાન
પણછ ખેંચું કર્ણમૂલ લગી
સનનનન્
ચૂકું લક્ષ્ય !
વળે પડળ સામટાં
દૃષ્ટિ-ફલક ધૂંધળું...
પટન્તરો ફડફડે...
વળી રહું ભમી
ભાથે ધરી અગ્ન્યસ્ત્ર !

### વાયુ

એકે
અઙ્ગ નથી છતાં
ન ઊંચકી મારો શકું ભાર હું.
ચડું વાયરે
વાતો વાય, વાયુમાં બન્ધ વાયુ
ગન્ધવાહ વિહીન-ગન્ધ !
વહું નાડીતન્ત્રે
પ્રાણ- અપાન - વ્યાન - ઉદાન - સમાન
આનન્દકોશ !
કદીક પૂરજોશ ઝડી
કાળ-કાળે રહું લડી...
ઊઠે રક્તમાં ચક્રવાત
ઉત્તપ્ત ઈડા-પિઙ્ગલા
ઊતરે સુષુમ્ણા ઊંડે
સ્વપ્નવત્
વહે સઘળું સમીરણે...
હવામાં,
ગઙ્કા શો તરી રહું,
અનન્ત વિશ્વે...

### આકાશ

મ્હારા
પોલાણે પળે આકાશ,
ખાલીખમ.
ભમું નિરન્તર શીઘ્રગતિએ
વાયુયાન શો અધીર.
પડે શૂન્યમાં ધૂમ્રચાસ !
આકાશ ગઙ્ગામાં ટમટમું,
થરથરું આકાશદીપ શો,
ઓળા પડે નભમણ્ડળે !
વિધ વિધ રમણા રઙ્ગોની.
ઘેરી વળે મહાશૂન્યનો અભાવ,

શૂન્યથી શૂન્યને ભરવાનો સ્વ-ભાવ.
ક્વચિત્
આસમાને ચડી આવું આકાશ થઈ,
આકળવિકળ
આકાઙ્ક્ષા અતિક્રમે -
કરું આકાશ-પાતાળ એક,
સોનાવરણાં ઉજાસમાં,
ભળી જવા અવકાશેઅવકાશમાં...
અવ તો -
આકાશકુસુમવત્ મિલન-ઝઙ્ખા !

## પૃથ્વી

તું અગ્નિગર્ભા,
અનેકરૂપા, અ-ચલા;
પદ્મરૂપ પૃથિવી !
નદી - પહાડ - જઙ્ગલ - નગર - જનપદ -
તુષારબુન્દ !
કેશ કેસરાગ્ર
તન્તુનાલ મેરુ પુષ્ટ ચરણ.
કટિમેખલા કોટિ યોજન
સપ્તદ્વીપ, ઝળાંહળાં ભૂષણ.
હું
સ્વાયમ્ભુવ મનુ-જ,
પ્રત્યેક મન્વન્તરે કર્યું દુગ્ધપાન;
થઈ ગોપુત્ર.
તૃણવત્
કદી થયો અઙ્કુરિત
સ્તનદ્વય મધ્યે રોમાવલિ શો રક્ત-નીલ !
કદીક
લિપ્સા લહલહે
વ્યાપી વળું કણકણે
ઊતરું ઊંડે -
ધરબાઈને ધખું પેટાળે
કરું રસબસ, તળાતળે...
ક્વચિત્ થઈ ભૂકમ્પ
ધણધણનૂ ધનધનંનૂ
બધે બધું જ હો હનનૂ
હવે તો ઉત્કણ્ઠા
કદીક પણ કાયા ધરું તો તવાઙ્ગે
બને જો અઙ્ગાઙ્ગે દોહદવતી...



## ફફડાટ

પ્રજ્ઞા પટેલ

ખુલ્લા આકાશના ટુકડાને
હું બસ જોઈ જ રહું છું
ઉદાસ આંખોએ.

રાત્રિની નીરવતામાં
ઘરની અન્દર બન્ધ હોઉં છું
ત્યારે
બન્ધ આંખોની અન્દર
ખૂલતું રહે છે એક આખ્ખું કાળુંધબ્બ
આકાશ
ને વહી ન શકેલાં આંસુઓ
તારાની જેમ ટમટમ્યાં કરે છે મ્હારી આંખોમાં

સવાર પડે છે,
ને હું એ જ આકાશના ટુકડાને
ફરી જોઉં છું, જોયા કરું છું -
રાત્રે થીજી ગયેલાં
મ્હારાં આંસુઓ
પક્ષીઓ બનીને
આકાશને ભરી દેતાં, ઊડતાં,
કિલકિલાટ કરતાં...
એ પક્ષીઓ...
ને
હું મ્હારી પાંખો સહેજ ફફડાવું છું !



## ફૂક રે... ફૂ...ક

રાજેન્દ્ર શાહ

ફૂક રે.. ફૂક
સૂતી વેળા ઓઢેલું તે
હવે તો આઘું મૂક.

ફૂક રે.. ફૂક
પ્રભાતનું જો ભજન ગવાતું
જલદી જલદી ઊઠ.

ફૂક રે.. ફૂક
સૂરજરાણો આવે, સોનલ
ટેકરીઓની ટૂક.

ફૂક રે.. ફૂક
ન્હાવું, ગાવું, કરી શિરામણ
ભણવાનું ના ચૂક.

ફૂક રે.. ફૂક
પછી ભેરુની સઝ મળીને
રમવાની સૌ છૂટ.

ફૂક રે.. ફૂક
કોણે કોના કાનમહીં રે
મારી ફરસું-ફૂંક ?



## અમે બાલુડાં નહીં

રાજેન્દ્ર શાહ

હવે અમે સુકુમાર બાલુડાં નહીં
હવે તો કિશોર કાઠા થઈએ;
ઘરથી શેરીમાં, શેરીથી
સદા હવે તો વનમાં દોડી જઈએ.

અમે આંબલી પીપળ' પર
ઝટપટ ચડીએ, લટકીને કૂદી પડીએ;
જેવી મોસમ તેવાં તાજાં
બોર, જામ્બુ, ખાટા મરવા પણ ખઈએ.

અમે નદીમાં ન્હાતાં રમીએ
દડો લઈને આદૂડો-પાદૂડો;
અમને તરતાં ગયું ફાવી હો,
હવે ભલેને ધરો હોય કે ઊંડો.

નીકળીએ. જ્યાં બ્હાર
અમોને પોકળ પેટે ભૂખ લાગતી એવી,
ડણક અમારી સિંહ જેવી, ને
ફાળ અમારી કાળિયારના જેવી.

સીધા પાછા ઘરે જઈને
બા બા કરતાં જાવું દડી રસોડે;
બે જણ સાથે જમવામાં, ત્યાં
કોણ વધારે ખાય, હોંશ તે હોડે.



## પડછાયો

નટવર પટેલ

હું બેસું તો એ પણ બેસે
હું ચાલું તો ચાલે,
હું ઊભું તો એ પણ ઊભે
હાથ અડાડી ગાલે.

હું તડકેથી ભાગું ઘરમાં
તે પણ પાછળ જાવે,
કરું ડોકિયું હું પાણીમાં
તે અન્દરથી આવે.

સૂરજના તડકામાં સાથે
ઝાડે તલ્લક છાંયો,
અન્ધારે એ અલોપ થઈને
મુજમાં છે સમાયો.

સાંજ-સવારે લાંબો લમ્બુ
તાડ જેવો દેખાતો,
દીવા સામે ડગલાં ભરતો
જાડો જાડો થાતો.

માથે સૂરજ આવે ત્યારે
પગરખાંમાં પેસે,
મારો છાંયો મારી પાછળ
ફરતો છૂપાવેશે.



## ઘોડો

નટવર પટેલ

દાદાની લાકડીનો ઘોડો બનાવ્યો,
ઘોડાને રૂપાળો વેશ પહેરાવ્યો,
ઘોડાનો વટ ના માય, ઘોડો દોડતો જાય.

ઘોડાની ડોકમાં રૂપાની ઘણ્ટડી,
ઘોડાની ડોકમાં સોનાની ઘણ્ટડી,
ઘણ્ટડી વાગતી જાય, ઘોડો દોડતો જાય

ઘોડાના ચાર પગે બાંધ્યા છે ઘૂઘરા,
ઘોડાના ચાર પગે વાગે છે ઘૂઘરા,
ઘૂઘરા રણકતા જાય, ઘોડો દોડતો જાય

ઘોડાની પીઠ પર બેઠક સુંવાળી,
ઘોડાની પીઠ પર બેઠક રૂપાળી,
બન્દા સવારી થાય, ઘોડો દોડતો જાય.

પરીઓના દેશમાં ઘોડો જ્યાં ઠેકતો,
પરીઓનાં દેશમાં ઘોડો જ્યાં ટેકતો,
વારણાં લેવાતાં જાય, ઘોડો દોડતો જાય.



## Song of Peace

George Burnard Shaw

We are the living graves of murdered beasts
Slaughtered to satisfy our appetites,
We never pause to wonder at our feasts,
If animals, like men, can possibly have rights.

We pray on Sundays that we may have light,
To guide our foot-steps on the paths we tread,
we're sick of war, we do not want to fight,
The thought of it now fills our hearts with dread,

And yet we gorge ourselves upon the dead.
Like carrion crows, we live and feed on meat,
Regardless of suffering and pain
We cause by doing so. If thus we treat

Defenceless animals for sport or gain,
How can we hope in this world to attain
The PEACE we say we are so anxious for ?
We pray for it, ov'r hecatombs of slain,

To God, while outraging the moral law,
Thus cruelty begets its offspring - WAR.

## પ્રશાન્તિનું પદ

અનુ. રાજેન્દ્ર શાહ

જીવન્ત શબ આપણે વધ કરેલ પ્રાણીતણાં,
હણેલ બસ તૃપ્તિ કાજ, નિજ ભૂખને કારણે;
ક્ષમેક પણ ના વિચાર કીધ ભોજનાનન્દમાં,
કદાચ પશુ માનવી સમ ધરી શકે ન્યાયને;

પ્રકાશ સહુ પામીએ, - રવિ-પ્રભાતની પ્રાર્થના,
પ્રદર્શક બની રહે પ્રતિપદે લીધા માર્ગ પે,
થયા રણથી ત્રસ્ત, ઈચ્છુક ન આપણે યુદ્ધના,
સહેજ પણ તર્કથી ભય-બિભીષિકા હાર્દને;

છતાં મૃતથી ઠોસ પેટ ભરતા રહ્યા આપણે,
સડેલ ગળચન્ત કાગ સમ, આમિષે જીવતાં.
ન પીડ, નહિ યાતનાની પરવા જરાયે મને
ધરન્ત, નિજ કાર્ય કારણ શું જાણી; એ રીત આ

પશુ પ્રતિ, બચાવહીન પ્રતિ, આપણું વર્તવું
થતું યદિ, શિકાર-લાભ લહી, તો પછી આ જગે,
પ્રશાન્તિની શી આશ ? - ઉત્સુક ઉરે રહે બોલવું,
તદર્થ પ્રભુ-પ્રાર્થના, શતકમેધ હત્યા પરે !

વિનષ્ટ જ્યહીં નીતિ-આચરણનો ભયો આગ્રહ;
થતો પિશુનતા-પ્રસૂત સહેજે ત્યહીં વિગ્રહ

## निदाघकाल

प्रचण्डसूर्यः स्पृहणीय चन्द्रमाः
सदावगाहक्षम वारि संचयः ।
दिनान्तरम्योऽभ्युपशान्त मन्मथो
निदाघकालः समुपागतः प्रिये ।।

## ગ્રીષ્મ

પ્રચણ્ડ ભાનુ, સ્પૃહણીય ચન્દ્રમા,
સદૈવ જ્યાં નાવણ-નીર-સઞ્ચય;
દિનાન્ત છે બન્ધુર, શાન્ત મન્મથ,
સમીપ તે આગત ગ્રીષ્મ હે પ્રિય.

## Morning

Pablo Neruda

Love, what a long way, to arrive at a kiss
What loveliness-in-motion, toward your company
Rolling with the rain wer follow the tracks alone
In taltal there is neither day-break nor spring.

But you and I, love, we are together,
from our clothes down to our roots;
Together in the autumn, in water, in hips, until,
We can be alone together - only you, only me.

To think of the effort, that the current carried
So many stoues, the delta of Boroa water;
To think that you and I, divided by tains and nations,
We had only to love one another;

With all the Confusions, the men and the women;
The earth that makes carnation rise,
    and makes them bloom.

## ઉઘાડ

અનુ. રાજેન્દ્ર શાહ

હે પ્રેમ, ચુમ્બનતણો પથ દીર્ઘ કેવો,
ને સઙ્ગ કાજ તવ, એકલ-ચાલ તે યે !
ઘૂમન્ત વૃષ્ટિ સહ જાવું પદાઙ્ક પન્થે
એકાકી, તલ્તલમહીં ન વસન્ત; વ્હાણું.

તો યે હું ઉભય સંગતિમાંહિ, પ્રેમ;
આ આપણાં વસનથી અધ-મૂલ-પ્રાન્તે.
સાથે જ હો શિશિરમાં, કટિસ્નાનમાં, તે
જ્યાં આપણે જ બસ, - કેવળ તું અને હું.

બોરોતણા જલનું વ્હેણ દશદ્ કંઈક
ખેંચી જતું નિજ-શું; શોચું પ્રયાસ એનો.
ને શોચું ભિન્ન તું હું જાતિથી ને ઉછેરે,
તે તો ધરે બસ પરસ્પર પ્રેમ-ભાવ.

સમ્ભ્રાન્તિમાં સકલ આ, નર તેમ નારીઃ
જે ભૂમિ પુષ્પ પ્રસવે, - ખીલવે ગુલાબી.

### અગ્નિને

ઋષિ - મધુચ્છન્દા : છન્દ - ગાયત્રી

स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव ।
सचस्वा नः स्वस्तये ॥

અગ્નિ હે પુત્રને જેમ પિતા, તેમ હજો તમે
પ્રાપ્ત ને સ્વસ્તિદાયક.

ઋગ્વેદ મ.૧ સૂ ૧-૯

# નાથાલાલ દવે

## ધીરુ પરીખ

૧૯૯૩ના ડિસેમ્બરની ૨૫મીએ જેમનું ભાવનગર ખાતે અવસાન થયું તે નાથાલાલ દવે કવિ અને મનુષ્ય તરીકે ગાંધીયુગની ભાવનાશીલતાથી રઙ્ગાએલા હતા. આને કારણે એમની કવિતા સરળ શૈલીમાં રાચતી હતી. પરન્તુ સ્વાતન્ત્ર્યોત્તર કાળમાં જે સર્વક્ષેત્રીય ધોવાણ જોવા મળ્યું ત્હેનાથી તેઓ અકળાઈ ઊઠ્યા હતા અને ત્હેમની ઉત્તરકાલીન સંવેદના આથી કટાક્ષકવિતામાં અભિવ્યક્તિ પામી હતી.

ત્હેમનો જન્મ ૧૯૧૨ના જૂનની ત્રીજી તારીખે સૌરાષ્ટ્રમાં ભુવા ગામમાં થએલો. પિતાનું નામ ભાણજીભાઈ. એમનો ઉછેર અને શિક્ષણ સૌરાષ્ટ્રમાં. ૧૯૩૪માં બી.એ. થયા અને ગુજરાતી તથા અઙ્ગ્રેજી વિષયો રાખી ૧૯૩૬માં શિક્ષણની બી. ટી.ની ડિગ્રી મેળવી હતી. ત્હેમણે મોટાભાગની વ્યાવસાયિક કારકિર્દી શિક્ષણના ક્ષેત્રમાં શિક્ષક, આચાર્ય, અને શિક્ષણાધિકારી તરીકે ગાળી હતી. ૧૯૭૦માં શિક્ષણાધિકારીના પદેથી નિવૃત્ત થઈ વતન ભાવનગરમાં સ્થિર થયા હતા. મોરબીની હણ્ટર ટ્રેનિઙ્ગ કોલેજ, રાજકોટની બાર્ટન ટ્રેનિઙ્ગ કોલેજ તથા છેલ્લે અમદાવાદની સુખ્યાત પ્રેમચન્દ રાયચન્દ ટ્રેનિઙ્ગ કોલેજમાં આચાર્ય તરીકેની સેવાઓ આપેલી. ત્હેમણે સુરેન્દ્રનગર, ભાવનગર અને રાજકોટ જિલ્લાઓમાં શિક્ષણાધિકારી તરીકે પણ સેવાઓ આપેલી. માંગરોળની સ્નાતક નઈ તાલીમ કેન્દ્રમાં આચાર્ય તરીકે અને અમદાવાદમાં રાજ્યશિક્ષણભવનમાં રીડર તરીકે પણ રહ્યા હતા. આમ, પ્રાથમિક-માધ્યમિક શિક્ષણક્ષેત્રની ત્હેમની સેવાઓ ખૂબ જ ઉપયોગી નીવડી હતી.

તેઓ નિવૃત્તિકાળ દરમિયાન પણ સર્જનપ્રવૃત્ત રહ્યા હતા. વળી, આરમ્ભમાં જેમ રવીન્દ્રનાથથી આકર્ષાયા હતા અને ત્હેમની અસરો ઝીલી હતી તેમ પછીથી મહર્ષિ અરવિન્દથી આકર્ષાયા હતા અને ત્હેમની અસરો ઝીલી હતી. 'શ્રી અરવિન્દ યોગ કેન્દ્ર', ભાવનગર જિલ્લાના તેઓ સઞ્ચાલક હતા અને ભાવનગરની 'સાહિત્ય ભારતી' સંસ્થાના અધ્યક્ષ.

આ રીતે એમના જીવન પર આરમ્ભમાં ગાંધી-રવીન્દ્રનાથ અને પછીથી અરવિન્દનો પ્રભાવ રહ્યો હતો. આથી એમની કવિતામાં જીવનનિષ્ઠા, સૌન્દર્યનિષ્ઠા અને અધ્યાત્મનિષ્ઠાનો સુભગ ત્રિવેણી સઙ્ગમ જોવા મળે છે. એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'કાલિન્દી' ૧૯૪૨માં પ્રકટ થયો ત્યારે એમણે એક રોમેન્ટિક કવિ તરીકે ધ્યાન ખેંચ્યું હતું, ત્યાર પછી ૧૯૬૦માં 'જાહ્નવી', ૧૯૭૩માં 'અનુરાગ' અને ૧૯૭૭માં 'પિયા બિન' જેવા નોંધપાત્ર કાવ્યસઙ્ગ્રહો આપ્યા છે. એમની કવિતામાં માનવ અને પ્રકૃતિ પ્રત્યેનું આકર્ષણ અને એની મુલાયમ ભાવાભિવ્યક્તિ ધ્યાન ખેંચે છે. એમની કાવ્યશૈલીમાં પૂર્વ - ગાંધીયુગ, ગાંધીયુગ અને અનુગાંધીયુગની

અસરો ઝિલાઈ છે. અનુગાંધીયુગમાં રાજકીય - સામાજિક - શૈક્ષણિક ક્ષેત્રે જે વિનિપાત સર્જાયો તેની અભિવ્યક્તિ નાથાલાલ દવેની કટાક્ષકવિતામાં સફળતાથી થવા પામી છે, અને આ પ્રકારની રચનાના 'ઉપદ્રવ - ૧' અને 'ઉપદ્રવ-૨' એમ કાવ્યસંગ્રહો એમણે આપ્યા છે.

ત્હેમણે ગીતો - સૉનેટો - મુક્તકો ઉપરાંત દીર્ઘકાવ્યો પણ સર્જ્યાં છે. આ પ્રકારનાં કાવ્યોમાં એમની હથોટી જામેલી જણાય છે. એમનું ખણ્ડકાવ્ય 'યશોધરા' નોંધપાત્ર રચના છે. એમણે કવિવર રવીન્દ્રનાથ કાવ્યકૃતિ પરથી રચેલું 'મેઘદૂત' એમની સર્જકતાના ઉન્મેષો પ્રકટ કરે છે. એમણે પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો અને સ્વરૂપોને કાવ્યવિષય બનાવ્યાં છે તો ઋતુકાવ્યો પણ સફળતાથી સર્જ્યાં છે. એમના છન્દો સુઘડ અને બાની સરળ છે. મોટેભાગે એમની કવિતા અભિધાને સ્તરે વિહરે છે; પરન્તુ ગીતોમાં એમની સંવેદનાની સચ્ચાઈ પ્રતીત થયા વગર નથી રહેતી. ગીતોમાં મુખ્યત્વે એમણે લોકઢાળોને અપનાવ્યા છે. 'પ્રીતનો ગુલાબી રંગ' (૧૯૮૧)માં મુગ્ધ પ્રણયનાં ગીતો, સરળ બાનીમાં ઊર્મિ-ઉદ્રેક સાથે કંડારાયાં છે. વિનોબાજી અને મહાત્મા ગાંધીની અસરનીચે એમણે શ્રમમહિમા અને ગ્રામપ્રીતિનાં 'મહેનતનાં ગીત' (૧૯૫૨), 'ભૂદાનયજ્ઞ' (૧૯૫૯), 'સોનાવરણી સીમ' (૧૯૭૫), 'હાલો ભેરુ ગામડે' (૧૯૭૮), 'ભીની માટીની સુગન્ધ' (૧૯૮૧), 'સીમ કરે છે સાદ' આદિમાં સંગૃહીત કર્યાં છે. 'મુખવાસ' (૧૯૮૩)માં એમણે ચોટદાર મુક્તકો આપ્યાં છે.

એમના 'જાહ્નવી' અને 'અનુરાગ' જેવા કાવ્યસંગ્રહો તથા 'શિખરોને પેલે પાર' જેવો વાર્તા સંગ્રહ પુરસ્કૃત પણ થયો છે. કાવ્યો ઉપરાંત વાર્તાસર્જનમાં પણ એમણે કલમ ચલાવી છે અને પૂર્વોક્ત સંગ્રહ ઉપરાન્ત 'ઊડતો માનવી' (૧૯૭૭) અને 'મીઠી છે જિન્દગી' (૧૯૮૩) વાર્તાસંગ્રહો આપ્યા છે. 'નવું જીવતર' (૧૯૪૪) તથા 'ભદ્રા' (૧૯૪૫) નાટકીય અંશો ધરાવતી એમની સંવાદપ્રધાન રચનાઓ છે. 'શ્રી અરવિન્દ યોગદર્શન' (૧૯૪૧)માં શ્રી અરવિન્દના યોગ વિશેના દર્શનને સામાન્યજનને સમજાય તે રીતે નિરૂપ્યું છે. આ ઉપરાંત એમણે 'નરસિંહ મહેતા' (૧૯૪૫), 'રુબાઈયાત અને બીજાં કાવ્યો (૧૯૪૫), 'વેનવધ' (૧૯૪૬), 'ચન્દ્રગુપ્ત મૌર્ય' (૧૯૪૭) આદિ ગ્રન્થોનું પ્રકાશન કર્યું છે.

કવિ તરીકે એઓ ભાવનાવાદ અને વાસ્તવવાદને નિરૂપતી સરલ રચનાઓમાં પોતાની સર્જકતાનો સારો હિસાબ આપી ચૂક્યા છે. સાહિત્ય, શિક્ષણ અને પ્રવાસ એમના રસના વિષયો. અધ્યાત્મમાં પણ એવો જ ઊંડો રસ. એને કારણે નિખાલસ અને નિરભિમાની વ્યક્તિત્વ. પોતાના સુમધુર કણ્ઠે હલકદાર ગાયકીમાં સ્વરચિત ગીતો રજૂ કરી લોકહૃદયને આકર્ષી શકતા. સમગ્રમાં કલાત્મકતાની દૃષ્ટિએ ભલે એમની પાસેથી બહુ રચનાઓ ન મળી હોય, પરન્તુ જે કેટલીક સરસ રચનાઓ મળી છે ત્હેમાં એમની સાચી સર્જકતાનો પૂરો હિસાબ મળી રહે છે.

❑ ❑ ❑

*આ હવાઓને નડે છે આડ ક્યાં ?*
*લાગણીના ખેતરે છે વાડ ક્યાં ?* (ક્યાં)

*પ્રેમનો પારસમણિ સાચો હશે*
*જિન્દગી સોનું બનીને આવશે* (આવશે)

*હાય શ્રદ્ધા શીદ મોડી આવ તું ?*
*કેટલો શક્કામહીં ખૂંપ્યાં કરું ?* (ઝૂક્યા કરું)

વિરોધાભાસની સોબતમાં ઘણીવાર ગઝલની મર્મસ્પર્શિતા આસ્વાદ્ય બને છે. ત્હેનાં ઉદાહરણો જોઈએ :

*જીવતો એમાં જ સાચે હોઉં છું*
*વેદના ! ત્હારું અનોખું વહાલ છે.* (કંકુ ખરે)

*સાવ સીધી સડક પર વાંકુ જતું*
*ને પછી અથડાય છે લો આ નગર !*

*કેટલીયે ભીડમાં ફરતું છતાં*
*એકલું મૂંઝાય છે લો આ નગર !* (આ નગર)

કુદરતનાં સુભગ દશ્યોમાં સજીવારોપણ કરીને નવા ગઝલકારો નમનીય રૂપો પ્રત્યક્ષ કરે છે. આવાં નિરૂપણોમાં સુરેખ ચિત્રણનું ઘણું મહત્ત્વ છે, ઝીણી લાગણીનો સહવાસ પણ આમાં અનિવાર્ય છે. છેવટે તો લાગણીમય સચોટ વિચાર જ ગઝલમાં ચમત્કૃતિ સરજી શકે. આ સન્દર્ભમાં કેટલાક શેરો માણીએ :

*ફૂલપર સૂતો પવન પડખું ફર્યો*
*મહેંક ભીનું પોત ફરફરતું રહ્યું.* (ઠરતું રહ્યું)

*કોણ આ ટૌકા કરી ઊડી ગયું ?*
*જો ઘટાઓ કેટલી ઝૂર્યા કરે ?* (ઝૂર્યા કરે)

*રાત કેવી આવશે એ ખ્યાલમાં*
*સાંજની આંખો ઝૂકેલી હોય છે.* (ઝૂકેલી હોય છે.)

વેદનાને વહાલ કરવાની કવિની સુટેવ ગઝલોમાં પણ પ્રગટ થઈ છે. દગાબાજી કે છલનાની કલ્પના ગઝલની નસનો ધબકાર રહ્યો છે. કેટલાક શેરો જોઈએ :

*વેદનાની શ્વાસમાં છે આવજા*
*ને પ્રહારો દૂઝતા જોયા અમે* (જોયા અમે)

*કેટલાયે શબ્દ પોકળ નીકળે*
*પ્રેમના નામે લવારો હોય છે !*

*એ હવે જોતાં નથી મ્હારા ભણી*
*ક્યાંક ઝળહળ જિન્દગી ભાળી હશે !* (વાતને એણે)

*વારસામાં વેદના અઢળક મળી છે*
*ને ત્હમારા તરફથી જાસા મળે છે* (અન્ધારા ઢળે)

અદ્યતન ગઝલસૃષ્ટિમાં ક્ષણિકતા અને શૂન્યતાની તીક્ષ્ણતા સજીવરૂપે મહાલ્યા કરે છે. વોઈડ સાથે કલમને જોડવાનું કામ આમ તો ઘણું મ્હોટું સાહસ છે. માત્ર ઉદ્‌ગારો જ ખાલીપાને જીવતો કરી શકે નહીં એ વાત ભૂલવા જેવી નથી. શ્રી ફિલિપ કહે છે :

*ખુદને હું જાળમાં ગૂંથ્યા કરું,*
*હું જ મ્હારી લાશને ચૂંથ્યા કરું.* (તૂટ્યાં કરું)

*ત્હારું મ્હારું મળવું તો છે*
*પળ બે પળના વાદળ જેવું* (ઝાકળ જેવું)

*પ્રેમની મોસમ હતી જ્યાં પાંગરી*
*સાવ સૂનાં ત્યાં હવે પાદર પડ્યાં* (મોતી જડ્યાં)

કોઈપણ ઊર્મિકાવ્યની માફક ગઝલગીતનું સર્જન પણ સતત તપની અપેક્ષા રાખે છે; શબ્દની સાથે ચિન્તનની સમૃદ્ધિની અપેક્ષા રાખે છે.



# શ્રી દાદાસાહેબ ફાળકે પુરસ્કાર સન્માનિત
# મજરુહ સુલતાનપુરી

**રાજેશ વ્યાસ, મિસ્કીન**

૪૧મા રાષ્ટ્રીય ફિલ્મ પુરસ્કાર સમારોહમાં હિન્દી સિનેમાનું સર્વોચ્ચ સન્માન એવો દાદાસાહેબ ફાળકે એવોર્ડ ગીતકાર મજરુહ સુલતાનપુરીને એનાયત થવાનો છે. ત્યારે ૭૫ વર્ષની વયને આંબી ગયેલા મજરુહે (ઘાયલ) ગુજરાતના અમૃત ઘાયલની જેમ ગઝલની જ એકોપાસના કરી છે તે ઘણા ઓછા જાણતા હશે.

મજરુહનું મૂળ નામ ઇસરારુલ હસન. પિતા પોલીસ કોન્સ્ટેબલ હતા. આથી જુદા જુદા સ્થળે બદલી થાય. ઉત્તરપ્રદેશના આઝમગઢના નિઝામાબાદમાં ૧૯૧૯માં ત્હેમનો જન્મ થયો હતો. પ્રારમ્ભિક શિક્ષણ ઉર્દૂ, ફારસી અને અરબીમાં ત્હેમણે આઝમગઢ ખાતે જ મેળવ્યું. ૧૯૩૦માં વધુ અભ્યાસનો પ્રયત્ન કર્યો પણ સફળ ન થયા. કોઈ સ્કૂલમાં શિક્ષક બની શકાય તે માટે ત્હેમણે અલ્હાબાદ યુનિવર્સિટીની અરબી પરીક્ષાઓ પૂરી કરવાનું વિચાર્યું, પરન્તુ ત્હેમાં પણ બે પરીક્ષા પછી છોડી દીધું. ત્યારબાદ લખનૌમાં અરબીભાષામાં યુનાની હકીમીનો અભ્યાસ કર્યો. ૧૯૩૮માં થોડાક મહિનાઓ માટે હકીમ તરીકે સેવાઓ પણ આપી પરન્તુ ત્યારે લખનૌમાં શેરો-શાયરીની ચર્ચામાં ભાગ લેવામાં વધુ રસ પડતો, અને તેઓ પણ ગઝલો લખતા થઈ ગયા. ત્હેમના કવિહૃદયને આમ પ્રેરણા લખનૌના વાતાવરણે આપી.

૧૯ વર્ષે પ્રથમ ગઝલ લખનાર મજરુહને ૧૯૪૧માં જિગર મુરાદાબાદીએ પ્રથમવાર સાંભળ્યા અને તે પછી ત્હેમને પોતાની સાથે અનેક મુશાયરાઓમાં લઈ ગયા. આ ઉપરથી ખ્યાલ આવે છે કે ગઝલની રજૂ કરવાની છટા અને ગઝલની પક્વતા મજરુહને કેવી આત્મસાત હશે. જિગર મુરાદાબાદીએ મજરુહને એક સોનેરી સલાહ આપી હતી જે ગઝલ ઘૂંટનાર કોઈપણને ઉપયોગી થઈ પડે તેવી છે. "અગર કીસીકા કોઈ અચ્છા શેર સુનો તો કભી નકલ ન કરો, બલ્કિ જો ગુજરે (પોતાનો સ્વાનુભવ) વહી કહો"

હકીમ બનતાં બનતાં જે શાયર બની ગયા એવા મજરુહે એ સમયમાં ગઝલ તરફ પોતાની પસન્દગી ઉતારી હતી, જ્યારે હાલી અને આઝાદ જેવા શાયરો ગઝલ વિરુદ્ધ પ્રચાર કરી નઝમોની તરફેણ કરતા હતા. ૧૯૪૫માં એક મુશાયરામાં ભાગ લેવા માટે મજરુહ મુમ્બઈ ગયા અને ... ફિલ્મી ગીતકાર બની ગયા. ફિરાક ગોરખપુરી, સાગર નિઝામી, હફીઝ જાલન્ધરી જેવા ક્રાન્તિકારી શાયરોના સમકાલીન એવા આ શાયરે છેલ્લા પચાસ વર્ષથી મ્હોટાભાગે ફિલ્મી ગીતો જ લખ્યાં છે. જો કે સાહિત્યકાર ફિલ્મીગીતો લખે તો ત્હેને પણ પોતાનો આગવો સ્પર્શ આપી શકે છે. ત્હેનો ખ્યાલ ત્હેમના ફિલ્મીગીતો વાંચતાં-સાંભળતાં આવે છે. ફિલ્મીક્ષેત્રે અપૂર્વ પ્રદાન બદલ ત્હેમને દાદાસાહેબ ફાળકે એવોર્ડ મળે છે ત્યારે આપણને જરુર એમ થાય કે આ ગઝલકારે જો સાહિત્યક્ષેત્રે જ ત્હેમનું ખેડાણ ચાલુ રાખ્યું હોત તો ઉર્દૂ સાહિત્ય હજુ વધુ સમૃદ્ધ બન્યું હોત. પરન્તુ ભારતમાં કોઈ પણ ભાષાના કવિને શુદ્ધ સાહિત્યિક ઉપાસનાને આધારે નિર્વાહ કરવો હંમેશાં કપરો જ રહ્યો છે.

મુમ્બઈમાં આરમ્ભના ગાળામાં મજરુહ માર્ક્સવાદના ફુલટાઈમ હિમાયતી રહ્યા હશે. ૧૯૫૧ની સાલમાં એક વર્ષ માટે તેઓ રાજ્ય વિરોધી પ્રવૃત્તિ કરનાર કોમ્યૂનિસ્ટો સાથે સામ્યવાદી મિજાજને કારણે જેલમાં ગયા હતા. ગઝલની પૃષ્ઠભૂમિમાં માર્ક્સવાદને મૂકીને પ્રેમની ગઝલો લખનાર મજરુહે જ્યારે કોમ્યુનિસ્ટોના ભારતવિરોધી ભાષણો ઉપર પ્રતિબન્ધ લગાવવામાં આવ્યો ત્યારે બુલબુલના પ્રતિક દ્વારા આ રોષ વ્યક્ત કર્યો હતો. માર્ક્સવાદ, મોસ્કોના રંગે રંગાયેલા મજરુહે એક સમયે આવા પણ શેર લખ્યા છે.

*મેરી નિગાહમેં હૈં અર્જે મોસ્કો મજરુહ,*
*વહ સરજમીં કે સિતારે જિસે સલામ કરે.*

મજરુહની ૧૯૪૩થી '૫૪ સુધીની રચનાઓ 'ગઝલ'નામના સંગ્રહમાં ગ્રન્થસ્થ થયેલી છે.

*મુઝે સહલ હો ગઈ મંઝિલે,*
*વો હવા કે રુખ ભી બદલ ગયે,*
*તેરા હાથ હાથમેં આ ગયા કિ*
*ચિરાગ રાહમેં જલ ગયે.*

❑

*બચા લિયા મુઝે તૂફાં કી મૌજને વર્ના*
*કિનારેવાલે સફીના મેરા ડુબો દેતે.*

❑

*નિગાહે સાકી-એ- નામહેરબાં યે ક્યા જાને*
*કિ ટૂટ જાતે હૈ ખુદ દિલ કે સાથ પૈમાને.*

*મિલી જબ ઉનસે નજર બસ રહા થા એક જહાં*
*હટી નિગાહ તો ચારોં તરફ થે વિરાને.*

*યે આગ ઓર નહીં, દિલ કી આગ હૈ નાદાં*
*ચિરાગ હો કિ ન હો જલ બુઝેંગે પરવાને.*

❑

*મૈ અકેલા હી ચલા થા જાનિબે મંઝિલ મગર*
*લોગ સાથ આતે ગયે ઔર કારવાં બનતા ગયા.*

મજરુહે તમામ વાદ છોડીને ફિલ્મીગીતો જ લખ્યાં છે અને એણે જ નામ અને દામ અપાવ્યાં છે, એવોર્ડો અપાવ્યા છે. તૈયાર ધૂનમાં મોટાભાગે ગીતો 'ફીટ' કર્યાં છે પરન્તુ આ ગીતોનેય ગઝલ - ઉપાસક મજરુહનો સ્પર્શ મળેલો છે. આ ગીતોએ પણ ફિલ્મીગીતોના ક્ષેત્રે એક નવીં ઊંચાઈ સર કરી છે જેમાં 'સી.આઈ.ડી.' અને 'ચલતી કા નામ ગાડી'થી લઈને કૈં કેટલીયે ફિલ્મો આવી જાય છે. મજરુહના ઘણાં ગીતો - ગઝલો ફિલ્મી ગીત હોવા ઉપરાંત શુદ્ધ કાવ્ય તરીકે ઊભાં રહી શકે તેવા સશક્ત છે.

*ઉઠાયે જા ઉનકે સિતમ ઔર જિયે જા*
*યુંહી મુસ્કુરાયે જા, આંસુ પિયે જા...*

❑

*હમારે બાદ અબ મહ ફિલમેં અફસાને બયા હોંગે*
*બહારે હમકો ઢૂંઢેગી ન જાને હમ કહાં હોંગે*

❑

*તૂ કહે અગર મૈ જીવન-ભર ગીત સુનાતા જાઉં*
*મન બીન બજાતા જાઉં...*

❑

*એ, લો મેં હારી પિયા હુઈ તેરી જીત રે...*

❑

*ઠંડી હવા કાલી ઘટા આ હી ગઈ ઝૂમ કે,*
*પ્યાર લિએ ડોલે હંસી નાચે જિઆ ઘૂમ કે.*

❑

*હમ હૈ રાહી પ્યાર કે હમસે કુછ ન બોલિયે*
*જો ભી પ્યાર સે મિલા હમ ઉસીકે હો લિયે*

❑

*ચલી ગોરી પી કે મિલન કો ચલી...*

❑

*ઝુમ ઝુમ કે નાચો આજ ગાઓ ખુશી કે ગીત.. ...*

મજરુહ સુલતાનપુરી એક ગીતકાર, એક ઉર્દૂ શાયર એક સામ્યવાદી અને એક માણસ તરીકે ઓળખવા જેવી વ્યક્તિ છે.

*હમ હૈં મતા-એ-કૂચા-ઓ-બાઝાર કી તરહ*
*ઉઠતી હૈ હર નિગાહ ખરીદાર કી તરહ*

આવી અનેક સંઘેડાઉતાર ગઝલો મજરુહે ફિલ્મ જગતને આપી છે. ફિલ્મ જગતનો ટોચનો એવો દાદા સાહેબ ફાળકે એવોર્ડ મજરુહને આ વરસે મળી રહ્યો છે. એવી જ રીતે ઉર્દૂ શાયરીનો ટોચનો ગણાતો ઇકબાલ એવોર્ડ પણ મજરુહ મેળવી ચૂક્યા છે. ફિલ્મ જગતે એક શાયરને એવોર્ડ આપીને એક નૂતન કેડી કંડારી છે. ❖

मन न रहै सखि ! स्याम बिना।
अतिहीं चतुर सुजान जानमनि,
वा छवि पै मैं भई लिना ॥ १ ॥

मन तौ चोरि लियौ पहलेहीं,
झुरि झुरि कैं ह्वै रही छिना।
अपनी दसा कहौं कासौं मैं,
वन वन डोलौं रैन दिना ॥ २ ॥

वे मोहन मन हरत सहजहीं,
हरि लै ताकौ करत हिना।
सूरदास प्रभु रसिक रसीले,
बहु नायक है नाउ जिना ॥ ३ ॥

સૂરદાસ

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



ગ્રીષ્મ : ૨૦૫૦

જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૪ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૨૦

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા ૨૦૫૦ : વર્ષ ૩૭ : સળંગ અઙ્ક ૨૨૦



તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ❋ નિરઞ્જન ભગત

સહયોગ
નલિન રાવળ, જગદીશ ત્રિવેદી,
માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

વર્ષા વિ. સં. ૨૦૫૦ જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## શિષ્ટ અનુવાદ

સમશ્લોકી અનુવાદ સૌથી વધારે શિષ્ટ ગણાય છે તે સકારણ છે. સમશ્લોકીપણું પોતે એવો મ્હોટો ગુણ નથી. પણ રહસ્ય આ છે કે જે લેખક સમશ્લોકી તરજુમો કરવાની હોંશવાળો હોય છે, ત્હેની તરજુમાની ભાવના પણ ઊંચી હોય છે. તે માત્ર ભાવ પકડીને કે સાર ખેંચીને ચલાવી ન લે. તે મૂલની ગુજરાતી પ્રતિકૃતિ ઉતારવા મથે છે, ભાષા પોતાની એટલો જ ફેર ત્હેણે રાખવો છે, બાકી બધું જરેજર મૂલ પ્રમાણે જ ત્હેણે આણવું છે, રજ પણ રહી જાય કે ઉમેરાઈ જાય તે, કે બીજો યત્કિઞ્ચિત ફેર પણ ત્હેને ખૂંચે છે.

જે ભાષાઓનું ઉચ્ચારણ મૂલ ભાષા કરતાં ભિન્ન ધોરણે વતું હોય, ત્હેમાં મૂલનું સમશ્લોકી ભાષાન્તર શક્ય નથી, કેમ જે મૂલના છન્દોને અનુવાદક લઈ જ શકતો નથી. ત્હેને પોતાની ભાષાના છન્દોમાંથી જ જે અનુકૂલ લાગે ત્હેનો ઉપયોગ કરવો પડે છે. છતાં ત્હેની ભાવના ઊંચી હોય છે તો તે ઉપર આપેલાં કડક ધોરણ સ્વીકારે છે અને મૂળને બનતાં લગી નિકટ રહેવા મથે છે.

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

(ત્રિ.ગૌ. વ્યાસ અનૂદિત મેઘદૂતના પ્રવેશકમાંથી)

## વિમર્શ

# ગઝલ અને ગાયકી વિશે થોડુંક

રાજેશ વ્યાસ

ગઝલને અને સઙ્ગીતને ગાઢ સમ્બન્ધ રહ્યો છે. ગાયકી વગર જાણે ગઝલ સમ્ભવે જ નહીં, એવું એક સમયે માનવામાં આવતું હતું. અને આ જ કારણે કદાચ ગુજરાત વિદ્યાપીઠના સાર્થ જોડણીકોશમાં પૃ. ૨૪૩ ઉપર ગઝલ એક કાવ્ય પ્રકાર કહેવાને બદલે ગઝલ એટલે એક ફારસી રાગનું કાવ્ય, એમ કહેવાનો પ્રયત્ન થયો હશે. ગઝલ કાવ્યાત્મક સાહિત્યિક રચના છે, પરન્તુ સઙ્ગીતની સાથે તે એકરૂપ બનીને એક વિશિષ્ટ શૈલી બની ગઈ છે. ઉર્દૂના આ સાહિત્યપ્રકાર ગઝલે ભારતીય સઙ્ગીતની સાથે એવી રીતે કદમ મેળવ્યા છે કે સ્વાતન્ત્ર્યોત્તર સઙ્ગીતની ચર્ચા કરવાની હોય તો તે ગઝલ વિના અધૂરી લાગે. ગઝલના સાહિત્યિક પક્ષના સન્દર્ભમાં ઘણું લખાયેલું જોવા મળે છે, પરન્તુ ગઝલના સાઙ્ગીતિક પક્ષ વિષે આજસુધી ખાસ લખાયેલું જોવા મળતું નથી. ગઝલ અને સઙ્ગીત તત્ત્વ વિષેના આ લેખમાં ડૉ. પ્રેમ ભણ્ડારીના 'સ્વાતન્ત્ર્યોત્તર કાલમેં હિન્દોસ્તાની સઙ્ગીતમેં ગઝલ ગાયિકી' પુસ્તકના આધારે ચર્ચા કરવાનો પ્રયાસ કર્યો છે.

ભારતીય સઙ્ગીતની જેટલી શૈલીઓ છે ત્હેમાં ગઝલ ગાયનશૈલી બદલાતા સમયની સાથે દરેક વર્ગમાં, દરેક ધર્મમાં માનનારાઓમાં સૌથી વધુ લોકપ્રિય રહી છે. શાસ્ત્રીય સઙ્ગીતના ખૂબ મ્હોટા ગાયકોને પણ ગઝલે આકર્ષ્યા છે. અત્યન્ત લોકપ્રિય રહેલી એવી ગઝલશૈલી વિષે ભારતમાં કે પાકિસ્તાનમાં છૂટાછવાયા લેખો સિવાય ખાસ કશું જોવા નથી મળતું.

ગુજરાતી ભાષામાં લખાતી ગઝલોએ આજે ભારતમાં અન્ય ભાષામાં લખાતી ગઝલો કરતાં ઘણાં ઊંચાં શિખરો સર કર્યા છે. વિષયવૈવિધ્ય, નિરૂપણ-રીતિથી લઈને ગુજરાતી ગઝલ તેના સો-સવાસો વર્ષના ગાળામાં અતિસમૃદ્ધ બની છે. જો કે ગુજરાતી ગઝલ-ગાયકીનો ઇતિહાસ કે વર્તમાન એટલા સમૃદ્ધ નથી એ અત્યન્ત દુઃખદ ઘટના ગણી શકાય.

શમસાદ બેગમ, મન્ના ડે, મહમદ રફી જેવા ગાયકોએ મરીઝ, ગની, બેફામ જેવાની ગાયેલી ગઝલોને બાદ કરતાં મરીઝના સમયમાં ગઝલ ગવાયેલી ખૂબ ઓછી જોવા મળે છે. તેમાંય ગુજરાતી સઙ્ગીતકારો – ગાયકોએ ગુજરાતી ગઝલને માટે જાણે કશું જ કર્યું નથી એમ કહીએ તો પણ ચાલે એવું છે. એ ગાળામાં શ્રી પુરુષોત્તમ ઉપાધ્યાયનો ફાળો નોંધપાત્ર ગણાય. જો કે આ સમયને આપણે મુશાયરાનો યુગ કહીએ તો આ સમયગાળામાં અનેક ગઝલકારોએ ત્હેમના પોતાના કણ્ઠે મુશાયરાઓમાં ગઝલો ગાઈને રજૂ કરી છે, પરન્તુ અહીં તે ચર્ચા કરવાનો ઉપક્રમ નથી. અવિનાશ વ્યાસ, પુરુષોત્તમ ઉપાધ્યાય, અજિત શેઠ, ક્ષેમુ દિવેટીઆ, રાસબિહારી દેસાઈ, આસિત દેસાઈ, પઙ્કજ ઉધાસ, મનહર ઉધાસ, શ્યામલ – સૌમિલ મુનશી વગેરેએ ગુજરાતી ગઝલને પોતાના અન્ય ગીતોની સાથે રજૂ કરીને લોકો પાસે પહોંચાડવાનો પ્રયાસ કર્યો છે. આજે મનહર ઉધાસની કેસેટોએ ગુજરાતને ગુજરાતી ગઝલોથી થોડુંક જાણકાર પણ કર્યું છે. પરન્તુ ગઝલ એટલે તો ઉર્દૂ જ હોય અને ગાયકમાં તો ગુલામ અલી, મહેદી હસન, જગજિત, ચિત્રા, ભૂપેન્દ્ર, તલત મહેમુદ, અનુપ જલોટા, પઙ્કજ ઉધાસ, ચન્દનદાસ વગેરે જ, એમ મ્હોટો વર્ગ માની રહ્યો છે. જો કે ગઝલ ગુજરાતી હોય કે ઉર્દૂ, વાત ગઝલગાયકીની હોય ત્યારે સમગ્રતયા જ વિચાર કરવો વધુ યોગ્ય જણાય છે.

ગુજરાતી ગઝલના શેર વિષે ચર્ચા કરતાં 'અરુઝ' પુસ્તકમાં શૂન્ય પાલનપુરીએ ગઝલમાં શબ્દમાધુર્યને

મહત્ત્વનો ગુણ ગણાવ્યો છે. ગાયકીને શબ્દ-માધુર્ય સાથે સીધો સમ્બન્ધ છે. શબ્દમાધુર્ય માટે ત્હેમણે મહત્ત્વના પાંચ ગુણો ગણાવ્યા છે.

(૧) સાદાઈ (૨) સઙ્ક્ષેપ (૩) જોર (૪) શબ્દ-સુમેળ (૫) નાવીન્ય. 'અરૂઝ'ના પૃ. ૯૭ ઉપર જણાવે છે કે શેર જે છન્દોમાં રચાય છે ત્હેના બે પ્રકાર છે. 'ગેય' અને 'અગેય'. એક ગાઈ શકાય બીજો ગાઈ ન શકાય. જે શેર ગેય છન્દમાં રચાય ત્હેને ઉર્દૂમાં "મત્બુઅ" કહે છે. અગેય શેરને 'ના મત્બુઅ" કહે છે. ગઝલના બધા જ શેરો મ્હોટે ભાગે ગેય છન્દોમાં જ રચાય છે. એથી દાખલા આપવાની જરૂરત નથી. બધા અગેય છન્દો ત્યાજ્ય ગણાયા છે. પૃ. ૧૦૦ ઉપર સારા શેરના ગુણો ત્હેમણે દર્શાવ્યા છે, જે ગઝલમાં સઙ્ગીત તત્ત્વનું કેટલું મહત્ત્વ છે તે દર્શાવે છે. (૧) ગેય છન્દ (૨) મધુર અને કર્ણપ્રિય શબ્દો (૩) સ્પષ્ટ વિચાર (૪) યોગ્ય કાફિયારદીફ (૫) અલઙ્કારોનો યથેષ્ટ ઉપયોગ. જે શેરમાં ઉપર દર્શાવેલા ગુણો હોય તે શેર સારો ગણાય.

'અરૂઝ'માં શેરના શબ્દ–માધુર્ય અને સારા શેરના ગુણો વિષે જે ચર્ચા કરવામાં આવી છે તે જોતાં સહેજે ખ્યાલ આવી શકે છે કે ગઝલને સઙ્ગીત તત્ત્વની સાથે કેટલો ગાઢ સમ્બન્ધ છે.

આમ જોઈએ તો ગઝલને ગીતનો જ એક પ્રકાર ગણી શકાય. ગઝલ અને ગીત બન્નેમાં ગેય તત્ત્વ અનિવાર્ય છે. ગીતમાં જે ધ્રુવ-પઙ્ક્તિ છે, એ જ ગઝલમાં રદીફ છે. માત્ર ધ્રુવ-પઙ્ક્તિ ગીતની બહાર આવેલી હોય છે, જ્યારે રદીફ ગઝલની અન્દર જ સમાયેલી રહે છે. ગઝલની સઙ્ગીતતા વધારવામાં કાફિયા-રદીફનો મહત્ત્વનો ફાળો છે. ગીતમાં સમગ્ર એક જ ભાવનું નિરૂપણ જોવા મળે છે જ્યારે ગઝલમાં પ્રત્યેક શેરનું ભાવવિશ્વ અલગ અલગ હોય છે. એ એક માત્ર ભિન્નતા ગણી શકાય. અહીં મિજાજ વગેરે લક્ષણોની વાત, વિગતા નહીં પરન્તુ સમાનતા જોવાનો પ્રયાસ હોવાથી, કરી નથી.

ભારતીય સઙ્ગીતના ઇતિહાસમાં ડોકિયું કરીએ છીએ તો અરબ લોકો ભારતીય સ્વર વિધિઓથી ઇસ્લામના ઉદય પહેલાંથી પરિચિત હતા. ૮૬૮ ઈ.સ.માં જાહજ નામના એક આરબ લેખકે ભારતીય સઙ્ગીતની અને એકતારાની પ્રશંસા કરી છે. સઙ્ગીત ચિન્તામણિ ૧૯૭૭ પૃ. ૭૧ પર આચાર્ય બૃહસ્પતિ જણાવે છે તેમ "હજરત મહમ્મદના જન્મ પૂર્વેના થોડા અરબી ગ્રન્થો રામપુરના પુસ્તકાલયમાં સુરક્ષિત રાખવામાં આવેલા છે જેમાં થોડાં ગીતોની વિશિષ્ટ સ્વર-લિપિ પણ છે, જે સામગાન કરનારા બ્રાહ્મણોની ગાનવિદ્યાથી પ્રભાવિત છે." આવા નિર્દેશો મળે છે, પરન્તુ આપણો ઉપક્રમ ગઝલના છન્દ અને સઙ્ગીત તત્ત્વની ચર્ચા કરવાનો હોવાથી આ ચર્ચાને અહીં જ ટૂંકાવીએ.

ગઝલની બન્દિશની રચના કરતાં પહેલાં સઙ્ગીતકાર-ગાયક સૌથી પહેલાં સમગ્ર ગઝલનું વારંવાર પઠન કરતો હોય છે અને ત્હેમાં છુપાયેલા ભાવને પામવાનો પ્રયાસ કરે છે. ગઝલનો ભાવ સઙ્ગીતકાર ગાયકને ઉપયોગી રાગની શોધ માટે મદદરૂપ થાય છે. ઉપયોગી રાગ એટલે ગઝલના ભાવ પ્રમાણે એવા સ્વરોનું સંયોજન કે જેથી ગઝલને ન્યાય આપી શકાય. ગઝલમાં દુઃખનો ભાવ હોય, આનન્દ હોય, તોફાની ભાવ હોય તો રાગ પણ તે જ પ્રકારનો જોઈએ. આમ, સઙ્ગીતકાર સૌથી પ્રથમ રાગની પસન્દગી કરે છે. રાગની પસન્દગી પછી ગઝલની બહર અને લયને ધ્યાનમાં રાખીને ઉપયોગી તાલની પસન્દગી કરે છે. પ્રત્યેક બહરનો એક ખાસ લય હોય છે. પ્રત્યેક બહરને બોલવાથી એક વિશેષ પ્રકારના વજન અને લયનો જન્મ થાય છે. દરેક બહરનું વજન અને લય અલગ અલગ હોય છે. આમ, પ્રત્યેક બહર પોતાનો લય ∙ ન પોતાનો રાગ અલગ લઈને જ પ્રકટેલી હોય છે; જ્યારે રાગ અને તાલની પસન્દગી ગઝલની બન્દિશ માટે થાય છે ને તે પછી સ્વર સંયોજન કરવામાં આવે છે. સૌથી પહેલાં ગઝલના મતલાની સાઙ્ગીતિક સન્દર્ભમાં કહીએ તો અન્તરાની બન્દિશ બનાવવામાં આવે છે.

અને તે પછી બાકીના શેરની બન્દિશ તૈયાર થાય છે. આમ સમગ્ર બન્દિશ તૈયાર થયા પછી ગાયક આ જ બન્દિશને ક્યાંક બદલીને સંયોજનમાં થોડા હેરફેર કરીને ગાય છે અને ત્હેમાંથી તે ગઝલનું અન્તિમ સ્વરૂપ આપે છે. જો કે આ સમગ્ર પ્રક્રિયા સહજ બની જતી હોય છે એ ખાસ યાદ રાખવું જોઈએ. સઙ્ગીત રચના પણ ગઝલ રચના જેટલી જ અનાયાસ એટલે કે સહજ છે, દરેક બહરને એક લય સાથે સન્દર્ભ છે, એક તાલ સાથે સન્દર્ભ છે, આથી જ એમ કહી શકાય કે દરેક બહર પોતાનો રાગ લઈને પ્રગટતી હોય છે.

સઙ્ગીતનાં મહત્ત્વપૂર્ણ તત્ત્વ છે તાલ અને લય. જેવી રીતે તાલ માત્રાઓ અને ખણ્ડોમાં વહેંચાયેલો હોય છે તે જ રીતે ગઝલની બહર પણ માત્રાઓ અને ખણ્ડોમાં વહેંચાયેલી હોય છે. તાલની જેમ જ ગઝલની પ્રત્યેક બહરનો એક નિશ્ચિત લય હોય છે. સ્વાતન્ત્ર્યોત્તર ગાયકો દ્વારા જે ગઝલો ગવાયેલી છે અને જે ખૂબ જ લોકપ્રિય નીવડી છે, તેવી ગઝલોમાંથી થોડીક ગઝલો વિવિધ છન્દોના સન્દર્ભમાં નીચે ટાંકી છે. ગઝલની અલગ અલગ બહરોનું વજન અલગ અલગ હોય છે. અને આ વજનના આધાર ઉપર જ ગાયન માટે બન્દિશની રચના થતી હોય છે. બહરના મુખ્ય અરકાનને બદલે વિકારો દ્વારા રચાયેલા જે તે છન્દમાં લખાયેલી અને ગાયન દ્વારા ખૂબ જાણીતી થયેલી ગઝલો જોઈએ. આ ગઝલોમાં મુખ્ય ગણોનો ઉપયોગ ખૂબ ઓછો થયેલો જોવા મળે છે. પરન્તુ ત્હેમાં અન્ય ગણોના મિશ્રણથી જે વજન મેળવવામાં આવ્યું છે ત્હેનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. મ્હોટાભાગે નીચેના છન્દોની અન્ય ગણોના મિશ્રણથી રચાયેલી બહરો ગવાયેલી જોવા મળે છે.

## (૧) હજ્જ

૧. રંજિશ હી સહી દિલ હી દુખાને કે લિયે આ.
આ ફિરસે મુઝે છોડ કે જાને કે લિયે આ.
ગાયક-મહેંદી હસન શાયર-અહમદ ફરાજ

૨. બહુત પહેલે સે ઉન કદમો કી આહટ જાન
લેતે હૈ
તુઝે એ જિન્દગી હમ દૂર સે પહચાન
લેતે હૈ.
ગાયક-જગજિત-ચિત્રા શાયર-ફિરાક

૩. હંગામા હૈ ક્યોં બરપા થોડી સી જો પી લી હૈ
ડાકા તો નહીં ડાલા ચોરી તો નહીં કી હૈ
ગાયક-ગુલામઅલી શાયર-રિફઝત સુલ્તાન

૪. સરકતી જાએ હૈ રુખ સે નકાબ
આહિસ્તા-આહિસ્તા
નિકલતા આ રહા હૈ આફતાબ
આહિસ્તા-આહિવતા.
ગાયક-જગજિત શાયર-અમીર મિનાઈ

૫. મહોબ્બત કરનેવાલે કમ ન હોગે
તેરી મહેફિલ મેં લેકિન હમ ન હોગે.
ગાયક-મહેંદી હસન શાયર-હફીજ હોશિયારપુરી

## (૨) મુતદારિક

૧. આયે હૈ સમઝાને લોગ,
હૈ કિતને દીવાને લોગ.
ગાયક-જગજિત-ચિત્રા શાયર-મહેન્દ્રસિંહ બેદી

૨. અપની ધુન મૈ રહતા હૂં
મૈં ભી તેરે જૈસા હૂં.
ગાયક-ગુલામઅલી શાયર-નાસિર કાજમી

૩. દીવારો સે મિલ કર રોના અચ્છા લગતા હૈ,
હમ તો પાગલ હો જોયેંગે ઐસા લગતા હૈ.
ગાયક-પઙ્કજ ઉધાસ શાયર-કૈસર-ઉલ-જાફરી

૪. પતા-પતા, બૂટા-બૂટા હાલ હમારા જાને હૈ,
જાને ન જાને ગુલ હી ન જાને બાગ તો
સારા જાને હૈ.
ગાયક-મહેંદી હસન શાયર-મીર તકી મીર

## (૩) રમલ

૧. ઉમ્ર જલવો મેં બસર હો યે જરૂરી તો નહીં,
હર શબે ગમ કી સહર હો યે જરૂરી તો નહીં.
ગાયક-જગજિત શાયર-આમોશ ગાઝીપુરી

૨. ચુપકે ચુપકે રાત-દિન આંસૂ બહાના યાદ હૈ,
હમકો અપની આશિકીકા વો જમાના યાદ હૈ.
ગાયક-ગુલામઅલી શાયર-હસરત મોહાની

૩. અબકે હમ બિગડે તો શાયદ કભી ખ્વાબો
મેં મિલે,
જિસ તરહ સૂખે હુએ ફૂલ કિતાબો
મેં મિલે.
ગાયક-મહેંદી હસન શાયર-પરવેજ જાલન્ધરી

૪. ચાંદની કે ડૂબતે હી ઘરમેં ક્યા રહ જાયેગા
તુમ ચલે જાઓગે દરવાજા ખુલા રહ જાયેગા.
ગાયક-ભૂપેન્દ્ર મિતાલી શાયર-કૈસર-ઉલ-જાફરી

૫. જિનકે હોઠો મેં હંસી પાંવ મે છાલે હોગે
હાં વહી લોગ તુમ્હે ચાહનેવાલે હોગે
ગાયક-ગુલામઅલી શાયર-અહમદ ફરાજ

૬. ગો જરા સી બાત પે બરસો કે યારાને ગયે
લેકિન યહ અચ્છા હુઆ કુછ લોગ પહચાને ગયે
ગાયક-મહેંદી હસન શાયર-ખાતિર ગજનવી

૭. એ મહોબ્બત તેરે અંજામ પે રોના આયા,
જાને ક્યૂ આજ તેરે નામ પે રોના આયા.
ગાયક-બેગમ અખતર શાયર-શકીલ બદાયૂની

## (૪) કામિલ

૧. કલ ચૌદહવીં કી રાત થી શબ ભર રહા
ચર્ચા તેરા,
કુછ ને કહા યે ચાંદ હૈ કુછ ને કહા
ચેહરા તેરા,
ગાયક-ગુલામઅલી શાયર-ઇબ્ને ઇન્શાં

૨. યૂં હી બે સબબ ન ફિરા કરો કોઈ શામ
ઘરભી રહા કરો,
વો હી ગઝલકી સચ્ચી કિતાબ હૈ ઉસે
ચુપકે પઢા કરો.
ગાયક-હરિ હરન શાયર-બશીર બદર

## (૫) ખફીફ

૧. તુમ નહીં, ગમ નહીં, શરાબ નહીં,
એસી તન્હાઈ કા જવાબ નહીં.
ગાયક-જગજિત શાયર-સઈદ રાહી

૨. દિલકો ક્યા હો ગયા ખુદા જાને,
ક્યૂં હૈ એસા ઉદાસ ક્યા જાને.
ગાયક-મહેંદી હસન શાયર-ફૈઝ-અહમદ-ફૈઝ

૩. દેખ તો દિલકી જા સે ઊઠતા હૈ,
યે ધૂઆં સા કહાં સે ઉઠતાં હૈ.
ગાયક-મહેંદી હસન શાયર-મીર-તકી મીર

૪. દિલમેં એક લહર સી ઊઠી હૈ અભી,
કોઈ તાજા હવા ચાલી હૈ અભી.
ગાયક-ગુલામઅલી શાયર-નાસિર કાઝમી

## (૬) રજઝ

૧. દિલ હી તો હૈ ન સંગો ખિશ્ત દર્દસે
ભર ન આયે ક્યૂં,
રોયેગે હમ હજાર બાર કોઈ હમે
રુલાયે ક્યૂં.
ગાયક-મહેંદી હસન શાયર-ગાલિબ

ઉપરનાં ઉદાહરણ ઉપરથી જણાશે કે મ્હોટા ભાગની ગઝલો હજ્જ મુતદારીક રમલ અને ખફીફમાં લખાયેલી છે. અને આ જ છન્દમાં લખાયેલી મ્હોટાભાગની ગઝલો લોકોમાં પ્રચલિત થયેલી જોવા મળે છે. અન્ય બહરોમાં ગઝલો લખાયેલી અને ગવાયેલી છે ખરી પરન્તુ તે લોકપ્રિય ઓછી છે.

એમ કહી શકાય કે ગઝલ-ગાયકીના આરમ્ભના ગાળામાં ગઝલનું ગાયન મોટાભાગે ગાયિકાઓ દ્વારા જ થયું છે. જેમાં જદનબાઈ. મુમતાઝ બેગમ, મિસ સત્યવતી, જોહરાબાઈ આગ્રેવાલી, મલિકા પુખરાજ, અહમદીબાઈ, શમશાદ બેગમ, મુખતાર બેગમ, અખતરીબાઈ, અઙ્ગુરબાલા, દુલારીબાઈ, મુસ્તરીબાઈ આગ્રેવાલી, સુન્દરબાઈ વગેરે છે. ગઝલ-ગાયકીના સન્દર્ભે સ્વાતન્ત્ર્ય પૂર્વેની રેકોર્ડ સાંભળીએ છીએ તો એ સમયગાળાની ગઝલ ઠુમરી, દાદરા, ટપ્પા અને કવ્વાલી ગાયનશૈલીથી વધુ પ્રભાવિત છે. અહીં એક બીજી વાત એ નોંધનીય છે કે આ સમયગાળામાં ગઝલ ગાયનની જે રેકોર્ડ બહાર પડેલી છે ત્હેમાં પણ મ્હોટાભાગની મહિલા ગાયકો જ છે. એ જ રીતે એ ગાળાની એટલે કે સ્વાતન્ત્ર્યોત્તર પૂર્વેની ગઝલ-ગાયકી ઉપર ઠુમરી, દાદરા, ટપ્પા અને કવ્વાલી શૈલીનો પ્રભાવ વિશેષ જોવા મળે છે. મુખ્ય કેરવા, દાદરા, રૂપક અને દીપચન્દી તાલોનો જ પ્રયોગ થતો હતો. આ જ રીતે સઙ્ગીતનાં વાદ્યો પણ મુખ્યત્વે હારમોનિયમ, સારઙ્ગી અને તબલાં જ રહેતાં. ગઝલોનો વિષય પણ ઈશ્ક અને શરાબની આસપાસનો જ મ્હોટાભાગે રહેતો હતો.

સ્વાતન્ત્ર્યોત્તર ગઝલ-ગાયકીમાં પણ પસન્દ કરવામાં આવેલી ગઝલોનું વિષયવસ્તુ સામાન્ય માનવીના રોજિન્દા જીવનને સ્પર્શી જાય તેવું છે. ભાષાની દૃષ્ટિએ પણ સરળ ગઝલોને જ પસન્દ કરવામાં આવે છે. રાગોની દૃષ્ટિએ જોઈએ તો ગઝલની બન્દિશોમાં શુદ્ધ રાગોના પ્રયોગની સાથે સાથે વિવિધ પ્રયોગો પણ થયેલા જોવા મળે છે. સ્વાતન્ત્ર્યોત્તર ગઝલની સાઙ્ગીતિક બન્દિશ ભૂપાલી, યમન, દેશ, તોડી, ભૈરવી, પીલુ, બાગેશ્રી, દરબારી, ભીમપલાશી, પહાડી, ખમાજ, બિલાવલ, શિવરઞ્જની, પૂર્યાધનાશ્રી, બહાર, સારઙ્ગ, લલિત વગેરે રાગોના આધાર પર વિશેષ જોવા મળે છે. જો કે તાલની દૃષ્ટિએ કેરવા, રૂપક અને દાદરા જ મુખ્ય રહ્યા છે. સઙ્ગીતનાં વાદ્યોમાં વાંસળી, ગીટાર, સન્તૂર, શહનાઈ, મેન્ડોલીન, સિન્થેસાઈઝર જેવાં વાદ્યોનો પ્રયોગ જોવા મળે છે. તાલ વાદ્યોમાં માત્ર તબલાં જ નહીં, ઢોલક, નાળ, બોંગો, કોંગો, ડ્રમ વગેરેનો પ્રયોગ પણ થાય છે. બીજી એક મહત્ત્વની બાબત એ છે કે સ્વાતન્ત્ર્યોત્તર પૂર્વેની ગાયકીમાં એક જ ગઝલમાં સ્ત્રી-પુરુષના સાથે અવાજો સાંભળવા નથી મળતા, જ્યારે સ્વાતન્ત્ર્યોત્તર ગાળામાં એક જ ગઝલમાં સ્ત્રી અને પુરુષ બન્નેના અવાજો સાથે સાંભળવા મળે છે. આ ક્ષેત્રે પહેલ રાજેન્દ્ર મહેતા અને નીના મહેતાએ કરેલી જોવા મળે છે. જે આગળ જતાં જગદીશ — ચિત્રા, રાજકુમાર રીઝવી — ઇન્દ્રાણી રીઝવી, ભૂપેન્દ્ર-મિતાલી વગેરેમાં જોવા મળે છે.

ગઝલના પ્રત્યેક શેરનું ભાવવિશ્વ સ્વતન્ત્ર હોય છે, પરન્તુ ગઝલના શેર એ એક જ માળાના મણકાઓ હોય છે. આથી સમગ્ર ગઝલમાં રદીફથી કે રદીફ વગર પણ ભાવરઙ્ગ એક જ નજરે ચડતો હોય છે. આમ કહી શકાય કે દરેક ગઝલનો એક અલગ ભાવ હોય છે, એક અલગ મૂડ હોય છે. ભારતીય સઙ્ગીતનું અનિવાર્ય તત્ત્વ રાગ છે. અને આ રાગોને ગાવા માટેનો વિવિધ સમય હોય છે. ભાવને અનુરૂપ બન્દિશ બનાવવાનું વલણ સ્વાતન્ત્ર્યોત્તર ગાયકોમાં વિશેષ રહ્યું છે. અહીં ગાયક એટલે સઙ્ગીતકાર સમજવો. મ્હોટાભાગે ગઝલગાયકો ગઝલની બન્દિશ પોતે જાતે જ બનાવતા હોય છે.

*કોઈ પાસ આયા સબેરે સબેરે,*
*મુઝે આજમાયા સબેરે સબેરે.*

જગજિતસિંહે ગાયેલી આ ગઝલમાં રદીફને પ્રધાનતા આપીને ત્હેની બન્દિશ બનાવવામાં આવી છે. રદીફમાં સમયના એક ખણ્ડને બેવડાવવામાં આવ્યો છે. આથી આ ગઝલની બન્દિશને રાગ લલિતમાં રચવામાં આવી છે. કારણ કે લલિત રાગ પ્રભાતે ગાવાનો રાગ છે.

ગઝલ જો યોગ્ય રીતે રજૂઆત ન પામે તો ગઝલ મરી જતી હોય છે.

*એમ મજબૂરી મહીં મનની રહી ગઈ મનમાં,*
*એક ગઝલ જેમ મરી જાય રજૂઆત વગર.*

અમૃત ઘાયલ

ગાયન અને પઠનની રીત જો ખોટી હશે તો અર્થના અનર્થ કે સમગ્ર ભાવ બદલાઈ જવાની શક્યતા વધારે રહે છે. જેમકે

*સબકે સાથ જો તુમને ફેંકે*
*પત્થર થે સબ ફૂલ નહીં થે*

આ શેરમાં 'પત્થર થે' પછી જો વિરામ આપવામાં આવે કે શ્વાસ ખાવામાં આવે તો શેરનો અર્થ એવો થાય કે બધાની સાથે ત્હમે જે ફેંક્યા તેમાં બધાંજ ફૂલ નહોતાં. થોડક પત્થર પણ હતા. પરન્તુ જો બીજા મિસરામાં 'પત્થર થે સબ' પછી થોડું અટકવામાં આવે તો અર્થ એવો થાય કે બધાંની સાથે તમે જે ફેંક્યા તે માત્ર પત્થરો જ હતા. એમાં ફૂલ નહોતું. આ જ રીતે

*અપને ચેહરે પે તબસ્સુમ કે ઉજાલે રખના,*
*સારે ગમ દિલમેં સંભાલે રખના.*

આ વાત સલાહ કે વિનંતિના રૂપમાં કહેવામાં આવી છે. પરન્તુ અન્તિમ 'ના'નો ઉચ્ચાર દૂર કરી દેવામાં આવે તો સમગ્ર ભાવ આદેશના રૂપમાં આવી જાય છે.

ગઝલ કાવ્યાત્મક તેમજ સંગીતાત્મક એમ બન્ને રૂપની ઉત્તમ અભિવ્યક્તિ છે. આજે ગઝલ-ગાયકો અને ગઝલની કેસેટોની બોલબાલા છે ત્યારે એકબે ભવસ્થાનો જાણી લેવાં જરૂરી છે. સ્વાતન્ત્ર્યોત્તર ગઝલ-ગાયકોએ ગઝલને ઘરેઘરમાં ગુન્જતી કરી છે. પરન્તુ ત્હેની સાથે સાથે ગઝલ એટલે સાકી, શરાબની જ વાતો એવું માની બેસીએ એ હદે ત્હેનો પ્રચાર થયો છે. આજની લખાતી અને ગવાતી ગઝલની વચ્ચે ઘણું મ્હોટું અન્તર પડી ગયું છે. હલકીફૂલકી ગઝલો લખાય નહીં અને ગવાય નહીં તે જાગૃતિ ઓછી થઈ ગઈ છે. માત્ર ઉત્તમ બન્દિશને કારણે, કર્ણપ્રિય ધૂનને કારણે, નબળી ગઝલ કે હલકી ગઝલને ઉત્તમ ગઝલ ગણી લેવાની ભૂલ તો ન જ કરવી જોઈએ. ગઝલે આજે કાઠું કાઢ્યું છે ત્યારે આવા વિવિધ પ્રશ્નો ઉપર વિચારણા કરવાનો સમય પાકી ગયો લાગે છે.

❑ ❑ ❑

## દાનપૂર્તિ

૧૦૦૦/- લલ્લુભાઈ મકનજી પટેલ - મટવાડ
૫૦૦/- નિરુભાઈ ચિમનલાલ દેસાઈ, દાહોદ
હ. સતીન દેસાઈ

## નવા આજીવન સભ્યો

૧. જતીન તન્ના, મુંબઈ
૨. જિતેન્દ્ર શાહ, મુંબઈ
૩. ડૉ. સતીન દેસાઈ, દાહોદ

## પાંચ હાઈકુ

રાજેન્દ્ર શાહ

મરુસ્થલીની
મરીચિકાને પીએ
ગીષ્મનો સૂર્ય.

માઝમ રાતે
નિદ્રિત વન... જાગે
ચન્દ્ર ચકોરી.

મયૂર-બોલે...
મરુત વિચચ્ચલ,
મેઘ-દુન્દુભિ.

પીપળ-પર્ણે
કમ્પન, કોઈ જાતું
ચાંપ્યાં ચરણે.

જલ-કાસારે
રમે ચન્દ્ર, ને રાત્રિ
ચારુ સૌન્દર્યે.

## નિવૃત્તિ વેળાએ

દેવેન્દ્ર દવે

પત્યું ! છેલ્લો દહાડો ખતમ, અવ છુટ્ટા પવન-શું
લહેરાવું ! કાલે નહિ સમય-બેડી જકડશે !
ન આ ફાઈલોમાં ડૂબવું, તરવું કાગળ પરે
નર્યા સઙ્ઘર્ષોના વિતથ દરિયા પાર કરવા !

વીતેલાં વર્ષો આ તરવરી રહે ચિત્રપટ-શાં
દગે : કૈં સઙ્કોચે પ્રથમ દિવસે અક્ષર લખ્યા
મરોડે-ને 'બૉસે' ઉર ઉમળકે સ્વાગત કર્યું !
પછી તો રોજિન્દી ઢબ મહીં વસન્તો વહી ગઈ..

ગયા જૂના ચહેરા, નવી કૂંપળની વાત નવલી-
વૃથા રોષો-દોષો, છળકપટ, ખન્ધી મુનસફી
તુફાની રોમાઞ્ચો, ટીખળ, હળવાશો, ઉરવ્રણો,
દબાણો, ઘેરાવો, 'કલમઘસુ' કેરી પજવણી !

બધુંયે ખઙ્ખેરી, નીકળું અવ જઞ્જાળ સઘળી
તજીને, પર્ણો-શું સહજ સરકું ડાળ પરથી...

## ગઝલ

રાજેશ વ્યાસ

સળગતી સડક, પગમાં ફળફળતા ફોડા,
અને આ રગેરગમાં થનગનતા ઘોડા.

ચરુ એ જ રસ-કસના ચોમાસે થાતા,
ઉનાળે જે ખેતરમાં પડતાં ભરોડાં.

ભીના હોય ત્યાં લગ જો પઙ્ખીય ફરકે,
જતાં એમ ટોરઈ ઉગે માત્ર રોડાં.

અમે ધૂળિયા જણ, કશે ક્યાં જવાનું ?
હવે વાટ કોની ? શું વ્હેલા કે મોડા.

અહીંનાં આ મૃગજળ ને અઞ્જળની ખૂબી,
ખૂટે ના કદી પણ હા દેખાય થોડાં.

ત્હમારા જો વાવડ મળે, જાય રુઝી.
પડ્યા છે જીવણ કાળજે કૈક છોડાં.

## હજુ...

રાજેશ વ્યાસ

પત્રના એકેક એ અક્ષર હજુ,
સ્વપ્નના જાણે કે જન્માક્ષર હજુ.

માત્ર શ્રદ્ધા પર બધું નિર્ભર હજુ,
ઊકલે છે એટલે અવસર હજુ.

સાંજ સઙ્ગાથે જે વિતાવી હતી,
કૈંક એના થાય ભાષાન્તર હજુ.

પ્રેમનું ખેંચાણ તો છેવટ લગી,
એ પુછાવે છે ખબરઅન્તર હજુ.

આપણા સમ્બન્ધમાં શઙ્કા નથી,
કેમ લાગે છે મ્હને અન્તર હજુ ?

આવજા મિસ્કીન સોંસરવી કરે,
એક એ શેરી અને એ ઘર હજુ.

## કવિ કાલિદાસનું એ વૃક્ષ

જગદીશ ત્રિવેદી

પુરા જેની એક પર્ણખચી ડાળ પર ચડી
કવિના કુઠાર-ઘાવ — ઊભા જેહ ડાળી-
ચમત્કાર ક્ષણ મહીં થયો ત્યાં તો ભારી :
યુગો થકી ભિડાયેલાં ખૂલી ગયાં દ્વાર :
તરુ થકી નીચે આવ્યા — પૂરા બદલાઈ.
પછી તરુ સડે હતી જામી ગઈ પ્રીત-
સીંચી સીંચી ઉરામૃત કીધું ઘટાટોપ-
ઊડી ગયાં પક્ષીઓએ ગૂંથ્યા ફરી માળા,
ટૌકે ટૌકે પક્ષીઓના — કવિકણ્ઠે શબ્દ !

યુગો વીત્યે આજ પાછો એ જ તરુછાંયે
ક્યહીં ક્યહીં ફરી ફરી આવી બેઠો કોઈ
કોણ જાણે એને શુંય સૂઝ્યું — તે કુહાડે
મણ્ડી પડ્યો કાપવાને ડાળપર્ણ-વૃક્ષ-
થયું હશે મનને કે — લાવ, આડેધડ
ઋષિશિર-ઝટિયાં-શું જેમતેમ ફાલ્યું
કરી કરી કાપકૂપ ઘાટ નવો આપું !

પહેલે ઘાએ ઊડ્યાં પક્ષી, બીજે ખર્યાં પર્ણ,
ત્રીજા ઘાએ ડાળીઓને કરી ભોંયભેગી,
વધારાનું નકામું જે વળગ્યું'તું તેહ
કાપકૂપ તોડફોડ કરી કર્યું દૂર !
પછી જરા આઘા ખસી જુએ : સોહે કેવું :
ઠૂંઠું થડ : 'કલા નવ્ય' : નહિ કો કસૂર !



## મીણબત્તી

જગદીશ ત્રિવેદી

ટીપે ટીપે
પ્રકાશ માંડ્યો ઓસરવા
મીણબત્તીનો.
પીગળેલું મીણ
ફરીને કરી એકઠું
દિવેટ આશાની મહીં મૂકી
મથું મથું જે પ્રગટે.



## કેટલાંયે પાત્રની...

હરેશ 'તથાગત'

કેટલા 'લગભગ', 'કદાચિત' કેટલા છે ?
શાપ જીવતરમાં અવાચ્છિત કેટલા છે ?

થાકને સ્વાદી લઉં છું સ્હેજ થમ્ભી-
આ ક્રિયાના અર્થ માર્મિક કેટલા છે ?

એમની સાથે મુલાકાતો નથી, ને-
એમની સાથે જ વાર્તિક કેટલા છે !

કેટલાંયે પાત્રની છે ભીડ 'હોવું',
કેટલા છે મુક્ત, શાપિત કેટલા છે ?

ચાહવું છે તો તજો એવા હિસાબો,
નેહ તાર્કિક ને અતાર્કિક કેટલા છે !



## ,ણ હકીકતમાં

ફુલ ત્રિવેદી

ના એક એવો પ્રદેશ
જ્યાં ક્યાંક ક્યાંક દૂરથી લાગે
ાચીન ભવ્યતાની એંધાણી આપતા
ત્થરિયા અવશેષો
— પણ હકીકતમાં,
,વાન શ્વાસોની લોહિયાળ કબરો !

ા એક એવો પ્રદેશ
યાં દૂરથી લાગે
ાહનમાં ગતિ કરતા લોકોથી ભર્યોભર્યો
રવરાટનો રસ્તો
– પણ હકીકતમાં,
ાપના ડંખ જેમ ભોંકાય
ત્યેક વાહન વચ્ચેની
ગ્યામાંથી ધીરેધીરે પ્રસરતી જતી
શાનવત્ નિર્જનતા
– અને અનેક વિસ્તારોના નિશ્ચિત ક્ષેત્રફળમાં
જકડાય
રતાંફરતાં ઘરો !

ા એક એવો પ્રદેશ
ચાંપ દબાવતાં જ ઘરમાં આગન્તુક માફક પ્રવેશી
ડીવાર રહી
દાય થાય,
ને ઘર પણ એટલી વાર પૂરતું એનામાં તલ્લીન.
· પણ હકીકતમાં,
અને એ પ્રદેશ વચ્ચે
નાનો સમ્બન્ધ 'લાલ'
ડક્યાનો સમ્બન્ધ 'તીણો'
ખ્યાનો સમ્બન્ધ 'તીખો'.

] કવિલોક : જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૪

## અભિસાર

વિનોદ અધ્વર્યુ

વખતનો વીંટો ઊકલતો જાય,
ને લમ્બાય,
પરખાય એના પટ ઉપર વણચીતરેલી ભાત !
વીત્યા વખતની વાત ?

પથ, પળપળ કરી, પથરાય
ને એ પન્થ પર દોડ્યે જતી
સૂર્યને વરવા જતી
અભિસારિકા-શી રાત !

કેવી—

અન્તહીણી...
અર્થહીણી...
વખતની આ વાત !

## આનન્દલય

વિનોદ અધ્વર્યુ

હથેળીમાં સાચવેલો સમય
સતત છલકાય,
આંગળીઓને વચગાળેથી
સતત નીતરતો જાય.
હથેળી ભીની થાય
ને સુકાય-
પરન્તુ ક્યારેક
અન્તરતમમાં પડઘાય
સમયના એ વિલયનો લય
ચિદાનન્દમય !

## પરિસ્થિતિ

'પ્રણય' જામનગરી

શબ્દને મ્હારે ફરી ઘડવો રહ્યો,
એક સન્નાટો જ છે, લખવો રહ્યો.

જાતને ના કેળવું તો શું કરું ?
ડુઙ્ગરો રૂનો મળ્યો, ચડવો રહ્યો.

લોહી આખર લોહી થઈને રહી ગયું,
એ પછી તો શક્ય બસ બળવો રહ્યો.

મન થયું ના કૈંય પણ લખવા વિષે,
હર અનુભવ વિશ્વનો કડવો રહ્યો.

નહિ તો હસ્તિ શું 'પ્રણય'ની ચીજ છે !
હર પરિસ્થિતિ મહીં હળવો રહ્યો.

## હતા

મનીષ પરમાર

સાંજના હર એક રઙ્ગોમાં હતા,
જળ થઈ જળનાં તરઙ્ગોમાં હતા.

પાનખર પૂરી અહીંથી નીકળી,
આંસુઓ ખરતાં, પ્રસઙ્ગોમાં હતાં.

આમ દાટેલો ધુમાડામાં અવાજ,
છેક ત્હારાં ઘર સુરઙ્ગોમાં હતાં.

ઊડવાનો થાક પાંખોમાં ભર્યો,
આભના રસ્તા વિહઙ્ગોમાં હતા.

કમનસીબી ક્યાં મનીષ છૂટી શકે ?
પાછલા જન્મો ઉમઙ્ગોમાં હતા.

## કોને ખબર

દેવ સોલંકી

કાલનું અહીં શું થશે, કોને ખબર ?
આખરે તું ક્યાં જશે કોને ખબર ?

પીળચટ્ટી છે સમયની આ સડક,
ને મુકામો ક્યાં હશે, કોને ખબર ?

જે ત્હને સત્કારવા દોડ્યા હશે,
એ જ કાં આઘા ખસે, કોને ખબર ?

નહિ પરિચય તું કદી પામી શકે,
માનવી કેવા વસે કોને ખબર ?

'દેવ' રાખો છો સબૂરી તે છતાં,
આ ક્ષણો કેવી કસે કોને ખબર ?

## હોય છે

મનીષ પરમાર

દોટ ક્યાં વહેતી લહરનો હોય છે ?
આ પવન ફોરમ વગરનો હોય છે.

મોસમો બદલી રહ્યું છે કોણ આ ?
પટ લીલોછમ પાનખરનો હોય છે.

હુંય પણ ખણ્ડિત અવસ્થામાં મળું
છાંયડો તૂટેલ ઘરનો હોય છે.

ગૂંચવાયેલો ધુમાડા જેમ હું -
સળગું છું ભડકો ભીતરનો હોય છે.

ચીસ છાતીમાં પડ્યા જેવું થયું -
દબદબો હૈયા ઉપરનો હોય છે.

## નદીનું મૂળ...

**કરેશ 'તથાગત'**

કોઈ તૂટી ખીડકીની જેમ ખૂલો છો ત્હમે,
દૃશ્ય અન્દર આંખનો રોમાઞ્ચ મૂકો છો ત્હમે !

કોઈ ત્યાં ખામોશ ઊભું છે ગ્રહોની જેમ ને
ઝોલકાં અજવાસનો સન્દર્ભ ટાંકો છો ત્હમે !

ચીતરેલી રાત જો મૂકું ત્હમારા હાથમાં-
ઉત્તરે મુજ હાથમાં એકાન્ત મૂકો છો ત્હમે !

જોખમી મનમ્હેકને સઙ્કેલવાના ખેલમાં,
નામ મ્હારું રેત પર લખવાય ધારો છો ત્હમે !

ગર્ભ ને સમશાન વચ્ચે આમ ઝાવાં નાખતા,
કેવા સવાલોની નદીનું મૂળ શોધો છો ત્હમે !

## નથી મળતાં એકમેકને

**પ્રવીણ પણ્ડ્યા**

મળતાં હતાં
એ વખતે પણ
આપણે ક્યાં આપણે હતાં ?
આપણે તો હતાં
પરસ્પરના હૃદયમાં
પળેપળ પ્રસરતો રોમાઞ્ચ,
આપણે તો હતાં
એકમેકની એકાન્ત ક્ષણોમાં
અનાયાસ પથરાઈ જતું સ્મિત.
હું
ત્હારી કોઈ અદા હતો
અને
તું
હતી મ્હારી કોઈ લાક્ષણિક મુદ્રા
જે
આજે પણ આપણામાં પ્રકટે છે ત્યારે
ખૂબ સઙ્કોચ થાય છે આપણને
અને
દર્પણ ને થાય છે પારાવાર વિસ્મય ! !
આપણે એકમેકના સ્પર્શમાં
એક જ અર્થ પામ્યા હતા
કે
આપણે માત્ર સ્રી કે પુરુષ નથી
આપણે તો છીએ પરસ્પરની પહેચાન.

આપણે મળતાં હતાં એકમેકને
અને
હવે નથી મળતાં
ત્યારે પણ
તું
કોઈ ગીતની તર્જના બહાને ગણગણે છે મ્હને
અને
હું
કવિતાના બહાને લખ્યા કરું છું ત્હને.

આપણે મળતાં હતાં એકમેકને
અને
હવે નથી મળતાં
ત્યારે પણ
તું
પ્રત્યેક સાંજે સમુદ્રમાં જોયા કરે છે
મ્હારો વલોપાત
અને
હું
પાનખરમાં દૂર દૂર સુધી
ચાલ્યા કરું છું
ત્હને...

# મોર

પ્રવીણ પણ્ડ્યા

ચારેકોર
એક ઉદાસ મોર
ખરેલાં પર્ણના ઢગ
ચડતો
ઊતરતો
નીરખતો કાંપતી નજરે રિક્ત ચોપાસને,
વન એટલે
તો
સતત બદલાતી ઋતુઓ
અને
મોર
તો
માત્ર
ઢેલના ન હોવાનો વિષાદ;
માત્ર
એક
તૂટેલો સંવાદ
રંગીન મોરપિચ્છ
લાંબી ગરદનનો મુલાયમ ઘેરો વાદળી રઙ્ગ
કલગી ઉપર થનગનતું મોરપણું
બધું જ
ખરી ગયું છે;
ઓસરી ગયું છે;
સરી ગયું છે ઢેલની સ્મૃતિમાં.
કોઈકનું ન હોવું
એ
એક એવી નક્કર હકીકત છે
જેની
આસપાસ
મોર જેવો મોર પણ
બેરઙ્ગ
બેનમૂન
હયાતી બનીને ભટક્યા કરે છે.
ચારેકોર
એક ઉદાસ મોર.

## બે ગઝલ

મનસુખ વાઘેલા

૧

શબ્દનો સમ્બન્ધ બન્ધાયા પછી
મૌનમાંથી કોણ છૂટું થાય છે ?
લોહીમાંના બર્ફને સ્પર્શો મળ્યે,
અઙ્ગમાં કોણે લગાવી લ્હાય છે. ?
મ્હેં સરોવરને ગુમાવ્યાની પળે,
બુદબુદાઓ કોણ આપી જાય છે ?
રોજ પડ્છાયો બને છે રાતના,
મ્હેં નથી જોઈ એ કોની કાય છે ?
તારનું સઙ્ગીત તૂટે ને તરત,
ગીત 'મનસુખ' કણ્ઠ કોનું ગાય છે ?

૨

અશ્રુઓ થીજી ગયાં છે શ્વાસમાં,
ને હવા છે ગર્મ બાહુપાશમાં !
એટલે તો શબ્દ નોંધારા બધા,
મૌન છે ત્હારા વિનાના પ્રાસમાં !
આમ છો તરતો રહ્યો જલધારમાં,
ફૂલ લૈ ડૂબી રહ્યો છું વાસમાં !
જગ અને જઙ્ગલ વટાવી જે ગયું,
એ જ પગલું સ્થિર છે લે, ઘાસમાં !
એ જ 'મનસુખ' મુક્ત થૈ જોયા કરે,
હું મ્હને પૂરી રહ્યો છું લાશમાં.

## હમણાંથી કેમ નથી આવતા ?

જગદીશ વ્યાસ

હમણાંથી કેમ નથી આવતા ?
પોપટને પૂછે છે આંબો તો ડાળી પર ખટમીઠી
કેરીઓ ઝુલાવતાં.

કહી દે કે જાળમાં ફસાઈ જતાં પ્હોંચી'તી
સ્હેજ ઈજા પઞ્જાના ભાગમાં;
અથવા તો કહી શકે : સળગ્યો'તો નીડ મ્હારો
જઞ્જલમાં લાગેલી આગમાં,
સાંભળે છે એમનેમ, આવડે ન પોપટને
ફોગટનાં બ્હાનાં બતાવતાં.

દરિયામાં માછલી ક્યાં જાય મળે કોને એ
ઘટના તો કેવળ છે મોજની,
મળતાં મળાય એનો મહિમા કરાય કાંઈ
હાજરી પુરાય નહીં રોજની,
એટલું કહીને જતાં પોપટ ઉમેરતો :
આંબાજી ઓછું ન લાવતા.

## આજ એને —

જગદીશ વ્યાસ

આજ એને મળવાનો કોલ છે.

પૂનમની મધરાતે હું તો મધજઞ્જલમાં વાટ
ત્હારી નીરખતી હોઈશ,
ભણકારા ઘડી ઘડી આમતેમ વાગશે ને
ઘડી ઘડી આમતેમ જોઈશ.
તું આવે એ પ્હેલાં ઊગશે ને સૂરજ તો
ઊગતાં જ આયખું હું ખોઈશ,

મનમાં પડઘાતા એના બોલ છે.

રોકી શકે તો મ્હને રોકીને જોઈ લે ઊંચા
વધીને આજ ઉમ્બરા,
કાંટાળી થાય ભલે રોમરોમ આજ મ્હારી
સામે આખી વસુન્ધરા,
એ સૌને આજે હું ઓળઙ્ગી જઈશ અરે
ઓળઙ્ગી જઈશ આડા ડુઙ્ગરા,
ડુઙ્ગરા તો તરણાને તોલ છે

## મા, તારું સ્મરણ...

મફત ઓઝા

મા...
ત્હારું સ્મરણ
એક ફૂલ હાથમાં લીધું
પછી તો આખ્ખું વિશ્વ ખીલેલું લાગતું.

ભમર બની ગુંજું વહેતા પવન પર -
ક્ષિતિજો બધી વહેતી ખળ... ખળ...
મેરુ થાય માખણ
પછી તો આખ્ખું ગગન મુલાયમ લાગતું.

ચડી આવી કો વાદળી
ફોરું એક ખર્યું ને ગહેકી ઊઠ્યા મોરલા
ખરે પીંછું -
પછી તો આખ્ખું મન, મ્હોરતું લાગતું.

હું મ્હને ભૂલી
શોધું ત્હને ઝાકળ બની ત્હારા સ્પર્શ જેવી સવારમાં
વિસ્તરું બસ વિસ્તરું
પછી તો આખ્ખું બ્રહ્માણ્ડ વિસ્તરતું લાગતું...

## 'યુઝ હુક બિન્ધાસ્તલી'

સતીશ દવે

વેઇટરનાં ગન્દાં આંગળાં
બોળેલો ગ્લાસ મ્હેં મોઢે માંડ્યો

લાંબો તીખો ગાંઠિયો વાંસ,
ઝૂંપડીની છતને
ધોકો મારીને ઊપસી આવે એમ
મ્હારા તાળવે વાગ્યો.

યુનિવર્સિટી એમ્પલોયમેન્ટ બ્યુરોના
હબસી પટ્ટાવાળાએ
કૂતરા પર ખીજમાં લાકડી ફેંકી હતી :
મ્હને આજે પગમાં
દુઃખવા આવ્યું છે.

હવે ગમે તેમ ઉપાડો
હુક બિન્ધાસ્તલી
યુઝ હુક
યુઝ મી વીથ હુક

તીક્ષ્ણ બ્લેડમાંથી પ્રસવતી સોસાયટી
મ્હારામાંથી ટપકી પડે,
હુકથી થયેલા કાણામાંથી
કદાચ વીજળીનું
અજવાળું ગરે

આત્મા પ્રકાશ સ્વરૂપે છે
જીવ ક્યાંય રહેતો નથી
જીવ ક્યાંય મળતો નથી
મન ક્યાંય મળતું નથી
જીન ક્યાંય રહેતું નથી

પોસ્ટમોર્ટમ નકામી- નાલાયક
લોહિયાળ મહેનત છે.

માણસે બહુબહુતો પીધું છે ઝેરને ?
શઙ્કરનો આપઘાત ગળા સુધીનો જ છે.

વાગેલા કાંકરાનો મીઠો દુઃખાવો
પગની પાનીમાં થાય તો સારું,
આપણા માણસોની સહનશીલતા
ઓછી થઈ ગઈ છે.
કેબ્રે કરો કે કોબ્રા કરડે
કેપેબલતા તો રહીજ નથી
સિરિયસતા આવે તો સારું
કાણામાંથી વીજળીનું અજવાળું ગરે તો સારું

આત્મા પ્રકાશ સ્વરૂપ છે
અને જૂની ભીંતમાંથી ધૂળ ખરે છે.

શબવત્ જોવાનો અર્થ સ્પષ્ટ કરો
તપાસો દશ્યતાને
હજી પગમાં દુઃખે છે.

માણસ, માણસને ઉપાડી શકે છે
માણસ, માણસને પાડી શકે છે
ઉપાડે છે,
ત્યાં એકનો અર્થ 'ચાર' થાય છે.
ખભે ટાંગે છે
યુઝ બિન્ધાસ્તલી હુક
ઊપડ્યા વગર માણસ ઊપડે
'ઊ' નીકળી જાય તો
પડે
પ
ડે.

આખું ગામ માણસને ઉપાડે
આખું શહેર આખો દેશ
માણસને ઉપાડે

મ્હારામાંથી ઘઉં, ચોખા, ખાંડ નીકળે
બકરીબાઈ બે પગ ઊંચા કરીને
ભર બજારે હું જોઉં એમ
રેંકડીમાંથી ખાય.

વડાપ્રધાન પ્રવાસે ગયા છે
ભારતમાં ગરીબી છે
જે છે એ છે
જે છે તે છે
એમાં ના ન પડાય !

મજૂર ગરમી લૂછે છે
રિક્ષાનો ડ્રાઈવર હોર્ન વગાડે છે
યુઝ હુક
યુઝ હુક બિન્ધાસ્તલી
શેઠ ઠણ્ડું પાણી પીએ છે
દુન્દ પર હાથ પસારે છે
મજૂર ગરમી લૂછે છે.

દાણા ખાતી બકરીના
આગળ ટેકવેલા પગના ગોઠણિયામાંથી
રુવાંટી ખરી ગઈ છે !

ઝૂંપડપટ્ટીમાંથી એલ્યુમિનિયમનાં
વાસણ ચોરાઈ ગયાં છે.
યુઝ હુક
૬ માણસોને
કે જેઓએ
ગેરરીતિ આચરી હતી
પ્રમોશન આપી દેવાયું છે

તનસુખભાઈ કલાર્ક
આઠ કલાકની નોકરી પછી
ઓવર ટાઇમ કરે છે.
બિહારના છોકરાઓ
નાખી દીધેલા શિક્ષના
ખાલી કાગળ પર તરાપ મારે છે.
અને ગોગડિયા દાણા માટે ઝઘડે છે.

ચાવી તાળા વડે ઊંચકાય છે
તાળું ચાવી વડે ઊંચકાય છે
તાળું-ચાવી ઊંચકાય છે.
પણ કળ ઊંચી શક્તિ છે
પણ કળ ઊંચી શક્તિ છે
પણ કળને ઊંચકી શકાતી નથી.

જે ઝરૂખાઓમાં રાજકુમારી બેસતી
ત્યાં આજે કબૂતરની ચરક છે
રાજકુમારીના પાલવનો લહેરાવ
કબૂતરની પાંખના ફફડાટનો
ઉડાવ બન્યો છે.
આ ઇતિહાસને ત્હમે મ્હારામાંથી
ઊંચકી શકો છો.

તેથી વધેલા નખ, બીજા નખને
કાપી નાખવા, વાળી નાખવા
સહજ રીતે જ તત્પર બને
એ પહેલાં જ મ્હને ઊંચકી લો.

યુઝ હુક
ગુન્દરને હટાવો
આત્મા પ્રકાશ સ્વરૂપ છે
ફૂટેલાં નળિયાંમાંથી વીજળીનું અજવાળું ગરે.

હોંજરીવશાત્ કામ કરતા
કુલી સોસાયટીના તીવ્રલોકો
વજન ઊંચકો
ખભા પર જાતને ઊંચકીને,
મ્હને ઊંચકીને
મ્હારાપણાને ઊંચકીને
હોવાપણાને ઊંચકીને
લઈ જવાની ત્હમને છૂટ છે.

ત્હમને છૂટ છે
હુક વાપરવાની
તમને છૂટ છે
બિન્ધાસ્તલી વાપરવાની
છૂટ છે
ત્હમને.

## યાદ છે

પ્રીતિ સેનગુપ્તા

અર્થ વિનાનું નદીનું વહેવું યાદ છે,
પ્રેમકુંવરને હવાનું કહેવું યાદ છે.

ચાહે તેને ચાહક કહીએ-
ના ચાહે, ને ના ઇચ્છે જે, તેને શું કહીએ !
તુચ્છકારની સામગ્રીથી ઘર ઘર શું રમીએ ?
અન્ધારામાં રાતનું રડવું યાદ છે,
પ્રેમકુંવરને જાતનું નડવું યાદ છે,

વાદળને સન્દેશા આપ્યા-
પછી નગર, પર્વત ને દરિયા ગણ્યા નિકટના,
પુરવાસીઓ કહે કે આવા પરિવ્રાજક ફોકટના.
અણગમતાંની આગનું ઝરવું યાદ છે,
પ્રેમકુંવરને કાળનું સરવું યાદ છે.

## ઊકલી જશે

ઇસ્માઇલ શેખ

ઊઠે ચરણ કે,-આમ, દશ ઊકલી જશે
મન-અશ્વદલ જોગી તરસ ઊકલી જશે

પળખાં ફરે તો સ્વપ્નમાં ભાંગી જતી,
જાગી જુએ શું છે જણસ ઊકલી જશે

જો, ચીજ શું ઝાકળ કળાતા દર્પણે ?
નજરું જરા ભમશે દરસ ઊકલી જશે

મારી હલેસાં નાવને તોફાનમાં,
હુંકાર કેવી છે ધગશ ઊકલી જશે

ઇચ્છા બધીયે આયખાની ઓગળે,
છે 'શેખ' કેવો મોહ, બસ ઊકલી જશે

## કરશો એની વાત ?

પ્રીતિ સેનગુપ્તા

દરિયો ને નદીઓ તે જાણે હાળ ઊતરતો કાળ,
વહેતું પાણી બન્ધ તોડીને સરકે,
બોલો, પ્રેમકુંવર, શું કરશો એની વાત ?

એવું બને કે હોય લય ને હોય તાલ, ને
ગીતના શબ્દો સાત સૂરોને ઝંખે.
વીતશે આખી રાતની રાત,
બોલો, પ્રેમકુંવર, શું કરશો એની વાત ?

મનમાં ને મનમાં નભને લઈને બેઠાં છો,
પણ કોણ પછીને ઊડી જતાં શીખવાડે,
બોલો, પ્રેમકુંવર, શું કરશો એની વાત ?

કશુંક રોપ્યું ઊંડે ઊંડે તો ફણગા ફૂટ્યા, ને
કરવા માગે હોડ એ મૂળની સાથે.
વીતશે આખી રાતની રાત,
બોલો, પ્રેમકુંવર, શું કરશો એની વાત ?

## કોલોન ઉર્ફે કોલમ્બસ ચોક આગળ

યોસેફ મૅકવાન

સદીઓ પ્હેલાં
મ્હારા દેશ આવવા નીકળેલા હે કોલમ્બસ,
ત્હેં જ્યાં નાંગર્યું હતું ત્હારું વ્હાણ,
ને જેને હતી ચૂમી
એ તો કોઈ જુદી જ હતી ભૂમિ !
હું અહીં ઊભો
ત્હારા નામના ચોક આગળ
ત્હારી એ સફરને કરું યાદ
ને ફૂટે મ્હને ત્હારો રોમાચ્ચ !
(હુંય અજાણી ભૂમિ પરને !)
જોઉં છું અણજાણ્યા સાગરના
ઊછળતા લોઢ પર લોઢ
ને તરતું ત્હારું વ્હાણ -
ત્હને તો ખબરેય ક્યાંથી હોય
એમાં ઊગશે નવા વિશ્વનો ભાણ !
જો, ત્હારા દેશે ત્હારી સ્મૃતિનું રચ્યું છે
જીવન્ત સ્મારક જયનું.
સતત ઊભરાઈ ઊછળતાં ઢળતાં જલ
દરિયાના ઘૂઘવાટ ને રઘવાટની રચે આભા
રાતદિન - દિનરાત
ત્હારા એ સાહસની કરી વાત
પ્રેર્યા કરે છે લાવવા નવું પ્રભાત.
ત્હારું આ જીવન્ત સ્મારક જળનું
સતત પાયા કરે સહુને પ્રેરણારસ
હે કોલમ્બસ !



## વાઝ્ઝાશેલ બીચ પર -

યોસેફ મૅકવાન

ઓ પારથી આવતાં
આટલાન્ટિકનાં જળનાં ધાડાંનાં ધાડાં
કાંઠે અફળાઈ થાય ચૂરચૂર...
જળ અને તટ વચ્ચે
સદીઓથી ચાલતું આ યુદ્ધ -
સતત ચાલતું આ યુદ્ધ.

આમ જળ તો સાવ પોચું પોચટ
તો ય તોડી ખડકો
અહીં રચ્યો સ્નેઈલનો આકાર...
જળ અહીં અવિરત અમળાય...
તીરછાં થઈ સરી જાય...
કાંઠો દિનરાત કપાય...
સૂર્યસ્નાન કરતા લોકો રેત પર
જાણે થમ્ભી ગયેલો સમય.
જળ મધ્યે ઉન્નત રહ્યો ખડક
તે પરે
બન્ને હાથ કરી ઊંચા
ઈસુ -
કઈ આશામાં આશીર્વાદ આપતા હશે એમને ?
છે અબ્ધિનો શોર અવિરત - ચોતરફ.

ત્યાં જ ઊભા ઈસુ
સાન સેબાસ્તિયન ભણી તાકતા -
ને પાછળ આટલાન્ટિકનાં જળનાં ધાડાંનાં ધાડાં
કાંઠે અફળાઈ થાય ચૂરચૂર... !



## માન્સેરાત પર્વતની ટોચે

યોસેફ મેકવાન

કરવતના દાંતાની જેવી
લમ્બાઈ પડેલી પર્વતમાળાની ટોચે
પહોંચવા
વેલ-વૃક્ષ ઝુણ્ડ વચ્ચેથી
ફનીક્યુલર કરી રહી આવ-જા
પર્વતની સીધી દીવાલે - મૂંગીમન્તર.

એમ જ ફરે મ્હારી નજર -
એમ જ કરે વિહાર વાદળો ખીણમાં -
છેક નીચે જતાં - ઉપર આવતાં
અમને સૂંઘીને વ્હાલથી ભીંજવી જતાં
ને રચાય રમ્ય દૃશ્ય.

વચ્ચે વૃક્ષો તો જાણે પ્રાર્થનામાં લીન હોય તેમ
સમાધિસ્થ અહીં-ત્યાં.

પણે પર્વતની કેડીઓ પર વિચરે યાત્રીઓ
તમરાંની જેમ ગણગણતા
એકાન્તને ખાણતા -
ને ચૂપ છે વિશાળ પર્વત મોન્સેરાત
મ્હારી સાથ.

અમે બન્ને શબ્દોથી પર ...
મૂંગામન્તર,
સૂર્યના આછા ઉજાસમાં
ગૂંથાયા પરસ્પર ને થઈ ગયા એક !



## મૃત્યુ

કિશોરસિંહ સોલંકી

હું ઘરમાં છું
ચાહું છું ત્હને, તું મ્હને.

તું ક્યાં છે આ ક્ષણે ?
કોઈ ના જાણે
જાણે. તું છે.

મ્હેં જોઈ નથી ત્હને, સાંભળ્યું છે
અગ્નિનાં વસ્ત્રો પહેરે છે તું.
તું જાણે છે મ્હને.
તેથી હર શ્વાસ મ્હારી ચિન્તા કરે છે, પ્રેયસી

સૌ જાણે છે
આપણે સાથે જન્મેલાં
મ્હને હતો ત્હારો ભય
હવે હું જ છું
પડછાયો ત્હારો, અભય, પ્રેમમય !

કહે છે કે
અત્યારે પણ મ્હારી રાહ જોતી
તું ઊભી છે મ્હારા બારણામાં
કાળો કાળો પડછાયો પહેરી
જેવો હું ઘરમાંથી બહાર નીકળું
ત્યાં તું વેલની જેમ
વીંટળાઈ વળે મ્હને.
આપણે એક, અદ્વૈત !



## ગીત

વીરુ પુરોહિત

હું તરસપુરથી આવ્યો છું, જલ પીવા લઈ કાચલી !
મ્હેં ત્હારે અન્તઃપુર નીરખી છે સળવળતી માછલી !

આ મ્હારા હોઠ નથી-રણ છે, 'ને શ્વાસ
ધધખતી આંધી;
તું ઉમ્બર બ્હાર નીકળ મા, તારા જીવને
લેશે બાંધી !
ના ટગર ટગર જો આંખો, તારે નયન
આવશે ખાંપો;
છે બધે વાયકા એ; એ છે બાવળની
શૂળનો ઝાંપો !

હું ફમ્ફોનું છું, દરિયે ત્હારે નામ દીધી કાપલી !
મ્હેં ત્હારે અન્તઃપુર નીરખી છે સળવળતી માછલી !

જે મ્હારી પાસે છે તે બરછટ પાંસળીઓ
ફૂંકી દઉં,
જો રજા હોય તો ત્હારા કરમાં આંગળીઓ
મૂકી દઉં !
મ્હને વાટમાં કહ્યું હતું એક જઙ્ગલ નામે શખ્સે,
કે અહીં વસે છે દમયન્તી જે અમૃત સહુને બક્ષે !

હું સ્મૃતિ-ચિહ્ન વનનું લાવ્યો છું, વેલ વીંટી થાંભલી !
હું તરસપુરથી આવ્યો છું, જલ પીવા લઈ કાચલી !

## એક લિંબોળીનું ગીત

ઉશનસ્

મારા ફળિયાને છેડે એક લીમડો હો રાજ !
કે લીમડે લટકણ લિંબોળી,

એના પાંદડાપાંદડા પૂંઠે હો રાજ !
લૂમખે ને ઝૂમખે લિંબોળી.

મારા ફળિયાછેવાડે એક છાપરું હો રાજ !
કે છાપરામાં છટકણ લિંબોળી,

એની ફાગણિયા ફૂલફટાક ઘાઘરી હો રાજ !
ચૈતરવૈશાખની લિંબોળી,

પેલા વૈશાખી ઘાઘરીયે સોરી હો રાજ
કે હીંચકે હીંચતી લિંબોળી.

એ તો પ્હેલે તે પ્હોર ભલી ભોળકી હો રાજ !
એ તો બપોરે ફાટફાટ લિંબોળી,

ચેતરવૈશાખને વાયરે હો રાજ !
એ તો કડવી સોડન્તી લિંબોળી

એ તો અડધી ઉઘાડી બેઠી હો રાજ !
તે ચૈતરવૈશાખની લિંબોળી,

લીલાપાનની તે કીધી કાંસકી હો રાજ !
એની લટલટ હોળી.. લિંબોળી.

## નેહ અને વ્રેહ

રાજેન્દ્ર શાહ

શીતલ વ્હેણ અહીં, અહીં કાંઠે જ ચેહ,
નેહની સોડમાં વ્રેહ,
હો કા'ન, હો રાધિકા

## તૂઊઊ તૂ

રાજેન્દ્ર શાહ

કાળિયા લાલિયા તૂઊઊ તૂ.

ઘરમાંથી આવીને કચ્ચન
વટથી પાડે સાદ,
ક્યાંક ભરાયાં દોડી આવે
રોજ રોજની યાદ-
ઊંચી ડોકે રહી નિહાળી
દેતાં એ'ને દાદ.

પૂંછ હલાવી આમતેમ, એ
ચાળે કરતાં લાડ,
કચ્ચન આવી, ત્હેને ભાખર
દેતી, કરતી ફાડ;
ખાઈ રહ્યાં તે જીભ ફેરવે,
નહીં જરાય બગાડ.

પછી ખામણે ભરી નીર,
કચ્ચન થઈ જાતી છૂ...

## મેહુલિયા

નટવર પટેલ

ઓતરાદે આભલે ચડ્યો, મેહુલિયા !
દખણાદી વરસાદ પડ્યો, મેહુલિયા !
વાદળિયું કાઢે દોટો, મેહુલિયા !
વીજળીની ચાંપે ફોટો, મેહુલિયા !
આથમણે સૂરજ આવ્યો, મેહુલિયા !
ઉગમણે મેઘધનુ લાવ્યો, મેહુલિયા !
પહેલી મોસમનાં ફોરાં, મેહુલિયા !
નાહતાં'તાં નાગાં છોરાં, મેહુલિયા !
કણબીની કોઠીઓ કાજે, મેહુલિયા !
ઢેબરિયો પરસાદ થાજે, મેહુલિયા !
સૂરજની કીધી છુટ્ટી, મેહુલિયા !
પે'રી તે રજ્ઞ રજ્ઞ બુટ્ટી, મેહુલિયા !
પર્વોની આંગળી ઝાલી, મેહુલિયા !
માણસના મુખડે લાલી, મેહુલિયા !

## રજા પછી

પિનાકિન્ ઠાકોર

સોમવારની સવાર આવે
રજા મજાની યાદ જ લાવે,
ઊઠવાનું મોડું થઈ જાય
જલદી ના તૈયાર થવાય.

જેમ તેમ સ્કૂલે પહોંચાય
ધ્યાન ન શિક્ષણમાંય જરાય,
આખો દિન આવો તો જાય
ઘેર જવા પગલાં મણ્ડાય.

રજા મળે તે તો સારું.
તેજ પછી પણ અન્ધારું.

## ...ારેવું

...ાજેન્દ્ર શાહ

...ાલ પીળો કાળો ધોળો ભૂરો નહિ એ તે કેવું ?
...થી જ એનું નામ પડ્યું લાગે છે, ભૈ, પારેવું.

...અહીંથી ઊડી ત્યહીં બેસતું, અન્ય કને જઈ બોલે,
...ુટુરુક ગુટુરુક ગળું ફુલાવી, ગણવું કોઈ તોલે ?

...બૂતરે જઈ ચણવાનો પણ જુદો જ છે કંઈ ચાળો;
...ઝાડ-ડાળ ના ગમે, બાંધવો એણે ઘરમાં માળો.

...અવાવરું અદ્ધર ખૂણિયું કો મળી ગયું તે એનું,
...ળી ડાંખળી ગૂંથીને કંઈ, વસવું કરે મઝેનું.

...ચરકી નીચે ભોંય બગાડે તો ય કોઈ ના કાઢે,
...ાસીદે તે થાય સાફ, ને હવા ગુંજતી રાખે.

## ઠોઠ અને ભોટ

કરસનદાસ લુહાર

આવડે ન કક્કો,
આવડે ન આંક,
ચોપડી ના વાંચતા   આવડે ન પાઠ,
લીમડાભાઈ સાવ ઠોઠ છે રે !
લીમડાભાઈ સાવ ઠોઠ !

આવડે ન ખાતાં,
આવડે ન ગાતાં,
આવડે ન કપડાં પહેરવાનો ઠાઠ !
વડલાભાઈ સાવ ભોટ છે રે !
વડલાભાઈ સાવ ભોટ !
લીમડાભાઈ સાવ ઠોઠ !

લીમડાભાઈ સાવ ઠોઠ છે રે !
ને વડલાભાઈ સાવ ભોટ છે રે !

## બિસ્કીટ બદામ મેવા

એકલવ્ય

મ્હારા ઘરમાં જાળીવાળું એક પાંજરું છે, હા
એમાં મ્હારી બાએ મૂક્યાં બિસ્કીટ બદામ મેવા.

સવારમાં નવરાવીને એ
બદામનું દૂધ આપે,
ને સાકર કોપરું બપોરે
જ્યાં રમી આવું તાપે.

બિસ્કીટ તો નાસ્તામાં ઘરનાં બધાંયની સઙ્ગાથે,
નહીં પાંજરું ખાલી, બા તે રોજ ભરેલું રાખે.

❖

# અનુવાદ

## Haiku

Shiki

અનુ. રાજેન્દ્ર શાહ

River Mogami
Winding from
Northern mountains
Washes warm summer.

ઉનાળુ લૂને
ગિરિ-મોડ લૈ હરે
નદી મુગામી.

Shiki

અનુ. રાજેન્દ્ર શાહ

He wades the river
Carrying the girl
and see...
carrying the moon

નદી-પાર એ
જાય લઈ બાળાને..
લઈને ચન્દ્ર

Sokan

અનુ. રાજેન્દ્ર શાહ

Hands upon the ground
old aristocratic frog
Recites his poem.

ભૂમિએ કર,
ગાય કવિતા નિજ
દુર્દર ભદ્ર.

### બૃહસ્પતિને

यन्मे छिद्रं चक्षुपो हृदयस्य मनसो
वातितृण्णं वृहस्पतिर् मे तद् दधातु ।
शं नो भवतु भुवनस्य यस्पतिः ॥

જે હો કમી મુજ ઉરે, નયને, મને વા
આધિક્ય જે કંઈ, બૃહસ્પતિ લોકપાલ
કીજે સમઞ્જસ, શિવંકર હો અમોને.

યજુ. ૩૬-૨

### શિવસઙ્કલ્પ

यत् प्रज्ञानम् उत चेतो धृतिश्च
यज् ज्योतिर् अन्तर अमृतं प्रजासु ।
यस्मान्न ऋते किञ्चन कर्म क्रियते
तन् मे मनः शिवसंकल्पमस्तुः ॥

પ્રજ્ઞાન જેહ, ધૃતિ, નિશ્ચય, બુદ્ધિ, મેધા,
જે લોકને હૃદય સંસ્થિત જ્યોતિ નિત્ય,
જેના વિના ન કંઈ કર્મ કદી ય શક્ય,
સઙ્કલ્પ-ભદ્ર મન હો મુજ તે હમેશાં.

કવિલોક : જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૬

## મત્સ્યકન્યા

## Fable of the Mermaid and the Drunks

**પાબ્લો નેરુદા**
**અનુ. વ્રજલાલ દવે**

નગરના એક અતિથિગૃહમાં મત્સ્યકન્યા પ્રવેશી.
ત્હેણે જોયું તો ખણ્ડમાં બધા માણસો મદિરા
ઢીંચતા હતા.
તેઓ આ કન્યાની કાયા પર થૂંક્યા.

હમણાં જ જળની બહાર આવી હોવાથી તે
કશું સમજી શકી નહીં.
ત્હેની કાયા વિશે પેલા દારુડિયાના શબ્દોનાં
તીર છૂટ્યાં.
કન્યાની છાતી અશ્લીલતાથી ખરડાઈ, પણ તે
રડી નહીં, કેમકે આંસુ શું છે
ત્હેની ત્હેને જાણ ન હતી.

આ કન્યાએ ત્હેનાં અઙ્ગો પર કશું પહોર્યું
ન હતું, કારણ વસ્ત્ર શું છે
એની ત્હેને ખબર જ ન હતી.

પેલા માણસોએ કન્યાની કાયામાં સિગારેટનાં
ઠૂંઠાં ચાંપ્યાં; બોટલનાં ઢાંકણાં ઘોંચ્યાં.

ત્હેના મોંમાંથી એક હરફ બહાર નીકળ્યો નહીં;
માત્ર ત્હેના હોઠ કમ્પ્યા.
ભાષા શી ચીજ છે ત્હેની આ મત્સ્યકન્યા··
જાણ જ ન હતી.
હા, ત્હેની આંખોમાં ચમકતો હતો દૂર દૂરની
પ્રીતનો રાગ.
ત્હેના કર પર ઝળકતો હતો મોહક છીપલીની
ઝાંયનો લય.
પરવાળાની દ્યુતિથી સોહતા ત્હેના હોઠ અશબ્દ
રહીને કમ્પ્યા.

છેવટે મત્સ્યકન્યાએ દોટ મૂકી.
નદીમાં પ્રવેશતાની સાથે જ તે પ્રથમ વર્ષોમાં
નાહેલી શિલાની માફક સ્વચ્છ
સુન્દર બની ગઈ.
એક વાર પણ પાછું જોયા વગર તે વેગથી
જળમાં તરવા લાગી,
શૂન્યતા તરફ, મૃત્યુ તરફ.



## એક સાંજે ઘરમાં

## An Evening at Home

**ટોની ટોનોર**
**અનુ. વ્રજલાલ દવે**

જગતને જીવવાલાયક બનાવવા માટે માત્ર
કવિતાથી ચાલી શકે તેમ નથી.
કશુંક વધારે જોઈશે.
અટાણે મ્હારા હાથે ખાલી ચડી ગઈ.
ભગવાનને નામે લાખોની થયેલી હત્યાઓનું
મ્હને સ્મરણ થયું.
મ્હને યાદ આવ્યાં બોમ્બ, ગૅસ ચેમ્બર,
દુષ્કાળ, અકિઞ્ચનતા અને મ્હારા
વધુ શ્વેત થતા જતા કેશ.
હું કાવ્ય લખી શક્યો નહીં.



# વ્રજલાલ દવે

ધીરુ પરીખ

જુલાઈની ૧૮મી, ૧૯૯૪ના રોજ હૃદયરોગના હુમલાથી જેમનું અવસાન નિપજ્યું તે વ્રજલાલ દવે અનુગાંધીયુગમાં નોંધપાત્ર કાવ્યરચનાઓ કરતા ગયા છે, જેનો સંગ્રહ 'એકાન્તોની સોડ'માં થયો છે. એમનો એ પ્રથમ સંગ્રહ ૧૯૭૬માં પ્રકટ થયો હતો. અલબત્ત, ત્યારપછી પણ અન્તિમ ઘડી સુધી તે કાવ્યસર્જન કરતા રહ્યા હતા; અને બીજો સંગ્રહ થાય તેટલી તેમની કાવ્યરચનાઓ સામયિકોમાં છપાયેલી અને એમની નોંધપોથીઓમાં વણછપાયેલી પડી છે. આવા કવિ વ્રજલાલ દવેનો જન્મ ૧૯૨૩ના જાન્યુઆરીની ૨૬મીએ રાજકોટ જિલ્લાના નાનકડા રામપુર ગામમાં થયો હતો. પિતા નાનજીભાઈ પ્રાથમિક શિક્ષક હતા, આથી કુટુમ્બની આર્થિક સ્થિતિ સારી નહિ. એમાંય નાની વયે વ્રજલાલભાઈએ માતાનું સુખ ગુમાવ્યું. પરિણામે સમૃદ્ધિ અને સંવેદનની સંઘર્ષમય સ્થિતિમાં બાલ્ય-કૈશોર્ય વ્યતીત થયાં. સૌરાષ્ટ્રની વિવિધ શાળાઓમાં એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું. સૌરાષ્ટ્રમાં જેતપુરની કમરીબાઈ હાઈસ્કૂલમાંથી એમણે ૧૯૪૨માં મુમ્બઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા આપી અને કેન્દ્રમાં પ્રથમ આવ્યા. હવે આગળ ઉચ્ચ શિક્ષણનો પ્રશ્ન ઉપસ્થિત થયો. કૉલેજની કેળવણી પ્રાપ્ત કરવી હોય તો કોઈ મોટા શહેરમાં જવું પડે, કારણ તે કાળે ગામડે ગામડે કૉલેજો નહોતી. વિમાસણ તો હતી જ, પણ ભણવુંય હતું. આખરે ઘરમાંથી એકાદ વાસણ વેચી થોડા પૈસા ભેગા કરી રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાંથી ૧૯૪૭માં સંસ્કૃત વિષય સાથે બી.એ. થયા. આગળ અભ્યાસ કરવાની ઇચ્છા છતાં હવે વ્યવસાયમાં જોતરાવું પડે તેમ હતું. એ જ વર્ષે એઓ અમદાવાદ આવ્યા અને અહીંની એચ.બી. કાપડિયા ન્યૂ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. ત્યારથી એમણે અમદાવાદને પોતાની કર્મભૂમિ બનાવી. ૧૯૫૭ સુધીની એક દશકાની એમની ન્યૂ હાઈસ્કૂલની કારકિર્દી દરમિયાન ૧૯૫૪માં બી. એડ. પાસ થયા. આ નોકરી દરમિયાન જ ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાસાહિત્ય ભવનમાં અનુસ્નાતક અભ્યાસ માટે જોડાયા અને ૧૯૫૭માં ગુજરાતી મુખ્ય વિષય લઈ એમ.એ. થયા અને પ્રથમ ક્રમે આવવા બદલ સુવર્ણચન્દ્રક પ્રાપ્ત કર્યો. આમ, એમની, વિદ્યાર્થી તરીકેની કારકિર્દી હમેશાં તેજસ્વી રહી.

હવે તેઓ ત્યારની રામાનન્દ આર્ટ્સ કૉલેજ અને અત્યારની હ.કા. આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા. ત્યાંથી ૧૯૬૦માં સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજમાં ગયા અને ૧૯૮૩માં નિવૃત્ત થયા ત્યાં સુધી ત્યાં જ અધ્યાપકીય સેવાઓ આપી. શાળામાં અને મહાશાળામાં શિક્ષક તરીકે તેઓ નિષ્ઠાવાન અને વિદ્યાર્થીપ્રિય રહ્યા હતા.

એમને અમદાવાદમાં વસવાનું થયું એટલે 'કુમાર'માં ચાલતી 'બુધ-સભા'માં નિયમિત હાજરી આપવા માંડી. એમની કાવ્યસિસૃક્ષા ત્યાં કોળવા લાગી. બાલ-તરુણ-યુવાન વય સુધીનો સૌરાષ્ટ્રના જીવનનો હાડોહાડ અનુભવ, ત્યાંની ગ્રામપ્રકૃતિનો પણ એવો જ, અને ત્યાંના લોકસાહિત્યનો પણ એવો જ અનુભવ. આ અનુભવ એમની કવિતામાં ઊતરી આવ્યો છે. પ્રકૃતિ, પ્રણય અને પ્રભુ એમના કવનવિષયો બને છે. ત્યાંની લયસમૃદ્ધિ અને ભાતીગળ તળપદ ભાષા કાવ્યશૈલીમાં સહજ ઊતરી આવી છે. એક તરફથી આ અતીતનો અનુભવ હતો, તો બીજી તરફથી નગર વચ્ચે રહેવાનું બનતાં નાગરિક અનુભવ પણ એમાં ભળ્યો છે. એમના

કવનમાં એક તરફથી આધુનિકતાનું નિરૂપણ જોવા મળે છે તો બીજી તરફથી વધુ માત્રામાં અતીતરાગની અનુભૂતિ વધુ સફળ રીતે અભિવ્યક્ત થયેલી જોવા મળે છે. 'વીતું ક્ષણો' કાવ્યમાંની આ બે પંક્તિ એ રીતે માણવા જેવી છેઃ

*'ખાડું અને ગોધણ ઊડી ગઈ*
*આજેય પરશે હળવી રજોટી.'*

અને 'કૂંડાની માટી' કાવ્યમાં એ જણાવે છે :

*'મ્હારું જ બીજું રૂપ તે મુજને જ*
*કાં બાંધી રહ્યું ?'*

એમના કવનનો આ મૂળભૂત ટોન લાગ્યા કરે છે. આ જ રીતે 'તને હૂંફાવી દેશે' એ ગદ્યકાવ્યમાં પણ આ જ ઊર્મિ વ્યક્ત થઈ છે :

*'સાચું કહું ? મ્હને સર્વગ્રાસી સમયનો ભરોસો નથી*
*તેથી તો તરભેટે સૂતેલી ભીના વાનની*
*પુરાણી વાવના*
*સ્વપ્નમરોડો ખોઈમાં એકઠા કરીને*
*તારી પાસે આવ્યો છું.'*

એમનાં કેટલાંક શબ્દચિત્રો-કલ્પનો પરમ્પરાગત રીતે અને નવ્ય રીતે તાજપનો અનુભવ કરાવે છે. જેમકે ઝાકળનું શબ્દચિત્ર એ જ શીર્ષકવાળા કાવ્યમાં આ પ્રમાણે કણ્ડારાયું છે :

*'તું ઉર્ણનાભિતણી જાળમાં પડી*
*ઝૂલ્યા કરે થોરતણી પથારીમાં...'*

કે 'ઉભયાન્વયી અવ્યય' કાવ્યમાં આવું નૂતન તાજું કલ્પન લઈ આવે છે. 'વચ્ચે વાહનોના રૂટના બખિયાઓ'. તો ક્યારેક ક્યારેક ગૂઢનું આકર્ષણ પણ એ પરમ્પરાગત રીતે ગાઈ ઊઠે છે : 'ત્હારી વાણી જ્યાં છલકાણી, મારી સોબતું બદલાણી'. અને એમાં અન્તે કહે છે :

*'ત્હારી વાણી જ્યાં છલકાણી,*
*સમદર બનિયો સુકાની;*
*અદીઠા દ્વીપોની સેજે હૂંફતી મહેમાની.'*

વળી, અધ્યાપનને નાતે અને કવિતાની ખાંતે પરદેશની કવિતા વાંચવાનો અને એ દ્વારા આધુનિકતાનો અનુભવ પણ આકર્ષવા લાગે છે. પરિણામે એમની પાસેથી શૈલીસ્વરૂપની પરમ્પરાગત રચનાઓ મળે છે, તો બીજી તરફથી આધુનિકતાના સ્પર્શવાળી પ્રયોગલક્ષી રચનાઓ પણ મળે છે. સંસ્કૃત વિષય એ ઊંડાણથી શીખેલા એટલે તળપદ-તદ્ભવ પદાવલિની સાથેસાથે તત્સમ પદાવલિનો પણ એમણે સમુચિત અને સફળતાથી ઉપયોગ કર્યો છે. વિવિધ છન્દોલય પર પ્રભુત્વ ધરાવવાની સાથે લોકવાઙ્મયના લયઢાળો પર પણ એમની નોંધપાત્ર પકડ રહી છે. એમણે સૉનેટ-ગીતની સાથે સાથે મધ્યમકદનાં ગદ્યકાવ્યો પણ આપ્યાં છે. આ સર્વમાં એમનું સંવેદન ચારુતાથી ઊતરી આવ્યું છે. કાવ્યકૃતિને સઘેડાઉતાર બનાવવા તરફ એમનો ઝોક સ્પષ્ટ વર્તાઈ આવે છે. આ રીતે એક સારા ઊર્મિકવિને છાજે તેવું તીવ્ર સંવેદનતન્ત્ર હતું તો એક કલાકારને માટે જરૂરી એવી આકાર-માવજત પણ એમની પાસે હતી. એમનાં મુક્તકો પણ સચોટ બની આવ્યાં છે. એમની કેટલીક સુન્દર રચનાઓ એમના કાવ્યસંગ્રહ 'એકાન્તોની સાદ'માં તો છે જ, પણ બીજો સંગ્રહ થઈ શકે તેટલી પ્રકટ-અપ્રકટ રચનાઓ પણ છે જ. આનું કારણ એ જ કે તેઓ થોડું પણ જીવનના અન્ત સુધી લખતા રહ્યા હતા. એમણે પરભાષાની પોતાને ગમેલી કાવ્યકૃતિઓના સફળ અનુવાદો પણ આપ્યા છે. એમના ગદ્યલેખો પણ ખાસ્સો સંગ્રહ થઈ શકે એટલા અન્યત્ર સામયિકોમાં પ્રસિદ્ધ થયેલા પડ્યા છે. એ લેખોમાં એમની અભ્યાસનિષ્ઠા, વિષયસૂઝ અને મતની સ્વતન્ત્રતા જોવા મળે છે.

એમની એક સન્નિષ્ઠ વિવેચક તરીકેની સજ્જતા એમના લઘુગ્રન્થ 'નરસિંહરાવ'માં જોવા મળે છે.

એમણે છઠ્ઠા દાયકાના અન્તે થોડો કાળ 'બુદ્ધિપ્રકાશ'નું તો સાતમા દાયકાના અન્તે કવિતાના દ્વૈમાસિક 'વૈશાખી'નું તન્ત્રીપદ અને એક સત્ર ગુજરાતી સાહિત્ય પરિષદનું મન્ત્રીપદ સફળતાથી સંભાળેલું. એમને ભાવનાશીલ સ્વભાવ અને સન્નિષ્ઠ પ્રકૃતિએ એમની પાસે જે જે કામો કરાવ્યાં છે તે દીપી ઊઠ્યાં છે.

# કૈશોર્ય-કૌતુકનો પાસ પામેલાં કવિતાનાં ગુલમહોર

પ્રસાદ બ્રહ્મભટ્ટ

(સૂર્યો જ સૂર્યો : સંસ્કૃતિરાણી દેસાઈ (ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ-૩૮૦ ૦૦૯. ૧૯૯૩, પૃ.કે.૮૦, મૂલ્ય રૂ. ૨૦)

'સૂર્યો જ સૂર્યો'ના પ્રાગટ્ય સાથે ગણીગાંઠી ગુજરાતી કવયિત્રીઓના ગુચ્છમાં એકનો આવકાર્ય ઉમેરો થાય છે. કાવ્યસંગ્રહ અને કવયિત્રીનાં નામ જ અનોખાં નથી, સંગ્રહમાં સમાવિષ્ટ કાવ્યવિશ્વ પણ વિશિષ્ટ છે, વિરલ છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી એકન્દરે નિઃસત્ત્વ અને ક્ષીણ થઈ રહેલી કાવ્યધારામાં આ સંગ્રહનું ઉમેરણ થોડી આશા જન્માવે છે. રેઢિયાળ, બીબાંઢાળ કવિતા અહીં નથી. અહીં છે વિસ્મયનાં નાજુક, નમણાં રૂપ સર્જતી અનોખી કલ્પનાલીલા.

જેને કારણે સંગ્રહનું શીર્ષક નક્કી થયું તે સૂર્યનાં એકવીસ સ્વરૂપોને શબ્દબદ્ધ કરતી સંગ્રહની આરમ્ભિક એકવીસ રચનાઓના આરમ્ભે આવે છે 'વડ વડ દાદા સૂર્ય.' બાળકો માટે ચન્દ્ર મામા છે તો સૂર્ય દાદા. સંસ્કૃતિરાણીમાં બાળસહજ, કિશોરસહજ કૌતુક-વિસ્મય છે એ અનેક રચનાઓ બતાવે છે. વજનદાર કૌંસને બોચી પર ઊંચકી પોતાની જાતને ઢસડી જતા ઇસુ સાથે સૂર્યને સરખાવી સંસ્કૃતિરાણી એક બૃહત્ કલ્પન સર્જે છે :

*દરેક આકાશગંગાના વડ વડ દાદા*
*સૂર્યો સાથે બેસી કરે છે ગપસપ. (પૃ.૧૫)*

બ્રહ્માણ્ડની બૃહત્તા કવયિત્રીએ કેવી અનાયાસ પ્રગટ કરી દીધી !

પ્રથમ રચનામાં સૂર્યને વયોવૃદ્ધ દાદા કહેનાર કવયિત્રી ત્રીજી રચનામાં એને રીસાયેલ અને અહમ્ ઘવાયેલ બાળક જેવો એકલો અટૂલો કહે છે તો ચોથી રચનામાં તોફાની અને ટીખળી છોકરા સાથે સરખાવી પાંચમી રચનામાં હિમ્મતવાન, મદદરૂપ થતા જવાબદાર યુવાન જેવો દર્શાવે છે. ચોમાસાનો સૂર્ય સંસ્કૃતિરાણીને ઊંઘણશી લાગ્યો છે. અલબત્ત, ૧૭મી રચના એમ કહે છે કે રોજ સવારના પરોઢમાં વહેલા ઊઠવાથી ખૂબ જ કંટાળી જવાથી, ઊબાઈ જવાથી એક દિવસ એ ઊંઘતો જ રહે છે અને પથારીમાંથી ઊઠતો નથી. ૧૮મી રચના સૂર્યનું એક નવું જ રૂપ વ્યક્ત કરે છે :

*લટપટિયા યુવાનની માફક ઊઠતાંની સાથે જ,*
*સીધો સમુદ્રના અરીસા સામે ઊભો*
*રહી જાય છે નટખટ સૂર્ય*
*ને નિહાળ્યા કરે છે પોતાની ફાંકડી અદાઓને*
*ને ગળે લાલ રૂમાલ બાંધી નીકળી પડે છે*
*કોઈ રૂપાળીની શોધમાં (પૃ.૨૬)*

આખરે આ રઝીલા યુવાનને એક પ્રેયસી મળી જાય છે અને તે અહીંતહીં ભટકવાનું બન્ધ કરી પોતાની બારીમાં બેસી મુગ્ધ નજરે તેને આંખો પટપટાવ્યા વિના તાક્યા કરે છે. કોણ છે સૂર્યની પ્રેયસી જાણો છો ? કવયિત્રી કહે છે :

*કેટલો બધો મુગ્ધ હશે*
*કે સૈકાઓથી રોજ સવારે*
*પોતાની બારીમાં બેસી જાય છે*
*ને માથું એક બાજુથી બીજી બાજુ નમાવી*
*જોયા કરે છે મ્હને*
*મુગ્ધ આંખોથી (પૃ.૨૨)*

કવયિત્રીને કેમ સૂર્ય પર આટલો બધો સ્નેહ છે અને તેને કેમ બધે સૂર્યો જ સૂર્યો દેખાય છે એ હવે સમજાશે. સૂર્ય અને સંસ્કૃતિરાણીનો આવો અતૂટ અને

ઉષ્માપૂર્ણ સમ્બન્ધ છે ! ગુજરાતી સાહિત્યમાં સૂર્યને વિષય બનાવતી આટલી બધી રચનાઓ પહેલીવાર આ કવયિત્રી પાસેથી પ્રાપ્ત થાય છે. આ રચનાઓમાં સૂર્ય વિશેના પ્રચલિત, પરમ્પરાગત ખ્યાલો જવલ્લે જ જોવા મળશે. કવયિત્રીની કલ્પનાઓમાં નૂતન આધુનિકતા અને તાજપ અનુભવાય છે. અલબત્ત, આ આહ્લાદક અને અનોખી કલ્પનાઓને કાવ્યત્વ, કલાત્મકતા પ્રદાન કરવામાં કવયિત્રી ઊણાં ઊતર્યાં છે. આ એકવીસ પૈકી બહુ ઓછી રચનાઓ કાવ્ય તરીકે સન્તર્પક નીવડી શકી છે. કાવ્યતરઙ્ગ ક્વચિત તુક્કો બનીને રહી જાય છે.

સઙ્ગ્રહની અન્ય રચનાઓ પણ આ મર્યાદાથી મુક્ત નથી. સૂર્યકાવ્યો પછી સઙ્ગ્રહમાં આપણું ધ્યાન આકર્ષે છે કવિતાવિષયક અને શબ્દવિષયક રચનાઓ. આ રચનાઓમાં કવિતાની સર્જનપ્રક્રિયાનાં ઇઙ્ગિતો કવયિત્રીએ વેર્યાં છે. 'આકાશના ખડિયામાં' રાત્રિની શાહીમાં બોળીને કવયિત્રી કવિતા લખે છે. આ ખડિયો કોઈ દિવસ ખાલી થવાનો નથી અને આ શાહી ઝાંખી પડવાની નથી. કવિતા અને કુન્દનને કાટ લાગતો નથી એમ કહેવાયું છે. કવયિત્રી એ ભાવ અહીં નૂતન ભાવભઙ્ગિ સાથે વ્યક્ત કરે છે.

સંસ્કૃતિરાણીને સૂર્ય સાથે જ સમ્બન્ધ છે એવું નથી, શબ્દ સાથે પણ છે. એ સમ્બન્ધ કંઈ અમસ્તો નથી બન્ધાયો. કવયિત્રી શબ્દ માટે કેટકેટલું કરે છે ! 'સર્ચલાઇટ લઈને' તે જ્યારે નીકળે છે ત્યારે ભિખારી જેવા નાગાપૂગા, ભૂખ્યા તરસ્યા રસ્તે રઝળતા શબ્દો ત્હેને મળી આવે છે. એમને તે ઘરે લઈ જઈ નવડાવી, સાફસૂથરા કરી, નવાં કપડાં પહેરાવી, ભરપેટ જમાડી ડબલ ગાદલાની સેજ પર સુવાડી પઙ્ખો ઢાળે છે. શબ્દોને કવયિત્રી માતાનો પ્રેમ આપે છે. એ ઉપરાંત

*તો ક્યારેક કોઠાઓ પર રાતનાં છાપો મારી*
*બચાવી લાવું છું કેટલીય સગીર શબ્દ-બાળાઓને*
*ને વ્યવસ્થા કરું છું મારે ઘેર નિઃસઙ્કોચ*
*રહી શકે તેની.*
*તરછોડાયેલા પ્રેમભૂખ્યા શબ્દો*
*ખૂબ વહાલ કરે છે મ્હને.* (પૃ.૫૪)

'સગીર શબ્દ-બાળાઓ'નું કલ્પન આસ્વાદ્ય છે. અહીં આવતો 'કોઠાઓ'નો ઉલ્લેખ ગુલામ મોહમ્મદ શેખનાં 'અથવા'નાં શબ્દવિષયક કાવ્યોની યાદ અપાવે છે. શેખ કરતાં સંસ્કૃતિની અભિવ્યક્તિ સૌમ્ય છે. એનું કારણ એ છે કે ત્યાં ધિક્કારનો ભાવ છે, અહીં સ્નેહનો. શબ્દ સાથેનો આ સ્નેહનો સમ્બન્ધ જ સંસ્કૃતિરાણીને કાવ્યસર્જનમાં પ્રવૃત્ત કરે છે.

કવયિત્રી અને કાવ્યસઙ્ગ્રહનાં નામ આધુનિક ભાવબોધના સૂચક નથી, કહેવાતા આધુનિકો જેવો આધુનિકતાનો ઉદ્દામ આવેગ આ રચનાઓમાં નથી એ પણ સાચું, પણ મુમ્બઈ જેવા મહાનગરમાં ('આધુનિક અરણ્ય'માં) રહેતી કવયિત્રીમાં આધુનિક સંવેદનશીલતા ન હોય એવું બની શકે ? સઙ્ગ્રહની અનેક રચનાઓ આધુનિક ભાવબોધની વાહક બની છે. ઉપર જેનો ઉલ્લેખ કર્યો તે સૂર્યવિષયક સત્તરમી રચના 'નવી તરકીબ'માં કવયિત્રીએ કણ્ટાળાનો ભાવ સૂર્ય પર આરોપિત કર્યો છે. 'ખૂણામાં ઊભેલી' કાવ્યમાં પહેલાં 'ઉદાસ એકલતા'ની અને અન્તે તો 'એકલતાની ભીડ'ની તે વાત કરે છે. 'અન્તિમ સંસ્કાર' રચનામાં સંસ્કૃતિરાણી અસ્તિત્વની અર્થહીનતાને ઉપસાવે છે :

*સાંજે દિવસની લાશને બળતી જોવાનો*
*આપણે માટે બની ગયો છે એક નિત્યક્રમ.* (પૃ.૭૯)

દિવસનો અન્તિમ સંસ્કાર એ સૂર્યાસ્ત છે એમ કહી કવયિત્રી આધુનિકતા સાથે સઙ્કળાયેલા અનેક અર્થસઙ્કેતો કરી રહે છે.

અભિવ્યક્તિની દૃષ્ટિએ પણ આ રચનાઓ આધુનિક છે. અછાન્દસનું રૂપ, કાકુઓ, કાવ્યબાની, કલ્પનો, અલઙ્કારો — બધામાં આધુનિકતાનો સ્પર્શ અનુભવાય છે. અઙ્ગ્રેજી શબ્દોનો સહજ વિનિયોગ આધુનિક ભાવબોધના નિર્માણમાં ઉપકારક બન્યો છે. કાવ્યનાં શીર્ષકોમાં પણ અઙ્ગ્રેજી શબ્દો જોવા મળે છે.

જુઓ થોડાંક દૃષ્ટાંતો : 'સૂર્યનો બલ્બ', 'વજનદાર શટર', 'ડ્રેગોન સૂર્ય' 'ઈટર્નલ રેસ', 'કેલેન્ડરમાંથી', 'સર્ચલાઇટ લઈને', 'સ્પ્રિંગ બોર્ડ ઉપરથી', 'નોમેડિક દિવસો', 'મેટમોરફસિસ' વગેરે. ફેન્ટસીની સરહદને સ્પર્શતી કેટલીક કૃતિઓમાં પરાવાસ્તવિક સ્થિતિઓ અભિવ્યક્ત થઈ છે :

*'વહાણ ઉપરથી ડોકાતો સૂર્ય ઊડી ગયો*
*ને વાગોળ થઈ લટકી પડ્યો ઊંધે માથે'* (પૃ.૨૭)

*'કીડીઓથી ખદબદતો સૂર્ય*
*ફેરવાઈ ગયો મધપુડામાં'* (પૃ.૨૭)

*'રાત્રિના અન્ધારિયા હોજમાં*
*ભડભડતાં ડાઈવીંગ બોર્ડ ઉપરથી'*
*કેલેન્ડરમાંથી એક તારીખે કૂદકો માર્યો.'* (પૃ.૩૨)

આવાં દૃષ્ટાન્તો અનેક મળે છે. એમાં અનુભવાતી આધુનિકતા કૃતક નથી લાગતી.

સંસ્કૃતિરાણીની કવિતામાં કૈશોર્ય-કૌતુકનો પાસ લાગેલો જોવા મળે છે, વિસ્મયનાં વિવિધ રૂપો વિલસતાં દૃષ્ટિગોચર થાય છે. કવયિત્રીની કુશળ કારીગરી પણ ક્વચિત જોવા મળે છે. પરન્તુ નિઃશેષ કથનના ઉત્સાહમાં આવી ગયેલી મુખરતા અને ચીપકાવેલાં લાગતાં રૂપકો, સપાટ સમીકરણો તથા તાણેલા અન્વયો આ અનેકવિધ શક્યતાઓથી સભર તાજગીપ્રદ કવિતાને અનવદ્ય બનતી અટકાવે છે. મુગ્ધ રઙ્ગદર્શિતા અને સ્ત્રીસહજ તરલ સંવેદનાથી ઉપર ઊઠી શકેલી વિદગ્ધ કવયિત્રી પાસે અનેક કવિતાઓનાં બીજ વહી આવે છે અને તેમને ઘેરી વળે છે. તેઓ બન્ને હથેળીઓમાં બને તેટલાં ભરી લેવા પ્રયત્ન કરે છે પણ હથેળીઓ ખૂબ નાની પડે છે. પછી, કવયિત્રી કહે છેઃ

*ખોળામાં ભરેલાં બીજને નાજુક હાથે વાવી દઉં છું*
*ઊગે છે તેમાંથી*
*કવિતાનાં ગુલમહોર ક્યારેક* (પૃ. ૭૮)

કવિતાનાં ગુલમહોર તો ક્યારેક જ ઊગે એ આપણે જાણીએ છીએ. અનેક મર્યાદાઓ હોવા છતાં ઉત્તમ, તાજગીપ્રદ અને આસ્વાદ્ય કવિતા આપવાનો સંસ્કૃતિરાણીનો સન્નિષ્ઠ પ્રયાસ જોતાં ભવિષ્યમાં તેમની પાસેથી ઉત્તરોત્તર ચઢિયાતી રચનાઓ પ્રાપ્ત થશે એવી આશા અસ્થાને નથી. ✣

# ગુલાલની ડમરીના અક્ષોળનું ગાન

પ્રા. પ્રવીણ રાઠોડ

## સાંજ

ટેકરિયુંની પછવાડેથી ઊડી આવતાં કાગ તણાં ટોળાંઓ આવી બેઠાં ઘરને નળિયે.
સૂરજની છાતીમાં વાગ્યું સમયતણું કો' તીર લોહીની છોળ થકી કૈં આમ થયું તરબોળ,
પાછી વળતી ઘણટડિયુંની દોટ ચડાવે ગુલાલની ડમરીને એમાં ગામ કરે અક્ષોળ.
ગાંસડિયુંમાં બન્ધાઈને કૂણી કૂણી કલરવભીની સીમ હવે આવી ઠલવાણી ફળિયે,
ટેકરિયુંની પછવાડેથી ઊડી આવતાં કાગ તણાં ટોળાંઓ આવી બેઠાં ઘરને નળિયે.
સીમકુંવરીના લીલા પાનેતરની વચ્ચે હોય ખજૂરો જાણે એવી કેડી સૂની સાવ બગાસાં ખાય,
અને આભમાં ભૂલા પડેલા કોઈ અટૂલા પક્ષીની પાંખે બેસીને ખાલીપો ચકરાય.
ધીમેધીમે તારાઓનું ગોધણ ચરવા નીકળે ચાંદો કા'ન બનીને હાંકે રે લાકડિયે,
ટેકરિયુંની પછવાડેની ઊડી આવતાં કાગ તણાં ટોળાંઓ આવી બેઠાં ઘરને નળિયે.

કિશોર બારોટ

ગુજરાતી કવિતામાં તળપદાપણું એ આજ લગીના ગીતકારોનું મનભાવન તત્ત્વ રહ્યું છે. આપણા ગુજરાતી ગીતકારોએ ગ્રામ્ય સં ,તિને ગીત દ્વારા ઘરાઈ ઘરાઈને ગાઈ છે.

પ્રસ્તુત કૃતિ 'સાંજ' એ માત્ર કવિ કિશોર બારોટની જ નહીં પણ ગુજરાતી કવિતાની એક ખૂબ જ સુન્દર કૃતિ છે. આ કૃતિમાં પ્રકૃતિ સાથે એક ચોક્કસ હદે આત્મીયતા સધાઈ છે. પ્રકૃતિ કાવ્યના શબ્દ સાથે એકાકાર બની છે. કવિનો 'સાંજ'નો અનુભવ ઘાટો છે. વળી, એ અનુભવને પોતાના ભાવસંવેદન સાથે વણી લઈને કવિએ અહીં કાવ્યમાં આલેખ્યો છે. પ્રકૃતિના એક સુનદર ચિત્ર તરીકે જ નહીં પણ એમાં જે નવી નવી ભાવપ્રતીકોની તાજગી છે, ભાવસંવેદનની નવીનતમ રજૂઆત છે એને કારણે ગીત ખૂબસૂરત બન્યું છે.

કાવ્યનો ઉઘાડ જ ચિત્રાત્મક રીતે થાય છે. 'ટેકરિયુંની પછવાડે' કોઈ ચિત્રકાર હોય તો સમજાવે કે 'પછવાડેથી' જેવા વિશેષણની અહીં કેટલી બધી અગત્ય છે. વળી, 'કાગ તણાં ટોળાંઓ' આવીને 'ઘરને નળિયે' બેસે , કાગનું આ રીત નળિયે બેસવું એ કોઈના આવવાની વાત કહેવાઈ હશે ? એમ અત્યાર સુધીના પૂર્વસૂરિઓનાં કાવ્યોને વાંચતાં સવાલ થાય. કાગડા નળિયે બેસે એટલે કોઈ આવશે એમ લોકસમાજમાં માનવામાં આવે છે. અને પ્રકૃતિના ચિત્ર તરીકે અથવા અન્ય સન્દર્ભે કવિએ એ 'કાગનાં ટોળાંને' ઉપયોગમાં લીધું હોય તે પણ શક્ય છે.

સન્ધ્યાની સિન્દૂરવરણી છટા ક્યારેય જોઈ છે મિત્રો ? એ છટા આખાયે આભને સિન્દૂરવરણું બનાવી દેતી હોય છે. સન્ધ્યાની એ રઙ્ગીન છટા માટે કવિની વિચારણા (સંવેદના) કેવું નવીન કારણ શોધી લાવે છે કે,

*"સૂરજની છાતીમાં વાગ્યું સમય તણું કો' તીર*
*લોહીની છોળ થકી કૈં આભ થયું તરબોળ"*

એ પઙ્ક્તિના ભાવ પાસે કવિ થમ્ભી જતા નથી, અને એ તો સીધા પ્રકૃતિચિત્ર આપવાનું શરૂ કરી દે છે :

*"પાછી વળતી ઘણ્ટડિયુંની દોટ ચડાવે ગુલાલની*
*ડમરીને એમાં ગામ કરે અઘોળ,*
*ગાંસડિયુંમાં બન્ધાઈને ફૂણી ફૂણી કલરવ ભીની*
*સીમ હવે આવી ઠલવાણી ફળિયે.*

આ પ્રથમ અન્તરાની પ્રકૃતિચિત્રણની બન્ને લીટીમાં કવિ 'ગાયોની દોટ'ને બદલે 'ઘણ્ટડિયુંની દોટ' એમ કહે છે. કારણ કે સાંજના આ મધુર સૌન્દર્યને એ નાદસૂચક શબ્દ સિવાય અન્ય રીતે કેમ માણી શકાય ? તો એ પાછી વળતી ગાયની ઘણ્ટડિયુંના નાદ એ પણ ગ્રામસાંજનો રળિયામણો અનુભવ જ છે. અને ગાયોના ધણને કારણે તો ધૂળ ઊડે ને ? પણ કવિ એને માટે પણ 'ગુલાલની ડમરી' જેવો, મન ભરી દે એવો, શબ્દપ્રયોગ કરે છે, અને ગામ એમાં અઘોળ કરે છે. ગામ સન્ધ્યાને માણે છે, પણ જેની છાતીમાં સમયનું તીર વાગ્યું છે એ કવિ-કાવ્યનાયક ? એને શિરે તો સંવેદના જ છે. એના પછીની લીટી પણ સુન્દર ગ્રામસાંજની પ્રકૃતિ વિશે જ છે. સાંજે 'કલરવભીની સીમ'ને 'ગાંસડિયે' બાંધી ફળિયે લાવવામાં આવે છે, એની વાત છે.

હવે કાવ્યનો બીજો અન્તરો, સીમ માટે લીલા પાનેતર અને તેની કેડી વિશે તેમાં આવેલો ખજૂરો - જેવા ઉપમાનોથી શબ્દથી શરૂ થાય છે. કવિ આ સાંજ માણી શકતો નથી. કવિના ચિત્તને આ સન્ધ્યાનું સૌન્દર્ય પ્રસન્ન કરી શક્યું નથી. તેથી જ 'કેડી સૂની સાવ બગાસાં ખાય' જેવી સ્થિતિ કવિ માટે જન્મી છે. કવિને કશોક અજમ્પો છે. અન્તરના ખૂણે કશાનો અભાવ ખૂંચે છે અને તેથી જ પ્રકૃતિનાં ચિત્રો આપતાં આપતાં કવિ વળી પોતાની સંવેદનાની નજરે પ્રકૃતિને જોવા લાગે છે અને એ સંવેદનાની નજર જ કવિને બોલાવે છે કે,

*"અને આભમાં ભૂલા પડેલા કોઈ અટૂલા*
*પદ્મીની પાંખે બેસીને ખાલીપો ચકરાય"*

આ અન્તરાની છેલ્લી લીટીમાં તો કવિએ જે આલેખન કર્યું છે તે અપૂર્વ જ નહીં પણ ઉત્તમોત્તમ કક્ષાનું કહી શકાય. એ લીટી ખૂબ જ ગમી જાય તેવી છે. ચન્દ્ર અને તારોઓ તો —

*"ધીમે ધીમે તારાઓનું ગૌધણ ચરવા નીકળે*
*ચાંદો કા'ન બનીને હાંકે રે લાકડિયે,"*

આ ગીત પ્રકૃતિના ચિત્ર તરીકે, પ્રકૃતિની સાથે વણાઈ જતી ભાવ, સંવેદનાના આલેખન તરીકે, નવી નવી ઉપમાઓના આલેખન તરીકે, અને અનુભવને જરા જુદી રીતે કહેવાની રીતિને કારણે ગુજરાતી કવિતાની સુન્દર કૃતિ બની રહે છે. ⌟

---

**આનન્દ લેવાની શક્તિ ઉત્પન્ન કરવી અને વધારવી એ રસવૃત્તિની કેળવણી છે. એ કેળવણીથી પરસ્પર વિરુદ્ધ ધર્મોવાળી કૃતિઓમાંથી પણ આનન્દ લેવાનું શક્ય બને છે. 'ક્લૅસિકલ' (Classical) અને રોમૅન્ટિક (Romantic)-યાને સંયમી અને ઉલ્લાસી કવિતા, પરસ્પર વિરુદ્ધ ધર્મની હોવા છતાં બન્ને જુદી જુદી રીતે, ખાસ કરીને જુદીજુદી માનસિક સ્થિતિમાં આનન્દ આપે છે. તેમજ સુન્દર (Beautiful) અને ભવ્ય (Sublime) - યાને શ્રીમત્ અને ઉર્જિત એ પરસ્પર વિભિન્ન ગુણો છે, છતાં એ સમાન પ્રમાણમાં, જો કે જુદી જુદી રીતે આનન્દ આપે છે. આ પ્રમાણે રસવૃત્તિની ઉદારતા કેળવવાથી આપણો સાહિત્યનો આનન્દ આપણે દ્વિગુણ કરી શકીએ છીએ.**

આનન્દશંકર ધ્રુવ

---

## સોઈ જન મેરા

સન્તો, ઘર મહ ઝગરા ભારી !

રાતિ દિવસ મિલિ ઉઠિ ઉઠિ લાગૈ
પાંચ ઢોટા એક નારી.

ન્યારો ન્યારો ભોજન ચાહૈ
પાંચો અધિક સવાદી,
કોઈ કાહુકા હટા ન માનૈ,
આપુહિ આપુ મુરાદી.

દુરમતિ કેરી દુહાગિની મેટૈ,
ઢોટહિં ચાપિ ચપેરૈ,
કહંહિ કબીર સોઈ જન મેરા,
ઘરકી રારિ નિબેરૈ.



તો કઈ બજારે જૈ મુલાવા દિલ હે છે જી,
હો ગાન મારા જી !

ને ક્યાં ગયે આતમ તમારો ઊગરે હો જી;
હો ગાન મારા જી;

જ્યાં પ્રેમપાગલ કોઈ જોબનિયાં ભમન્તાં જી
દુનિયા તણી દૃષ્ટિ ચુકાવી ભાગ્યવંતાં જી
એકાન્તની કો' આડશે અંધારમાં જૈ જી !
સુખના પિયાલા સામસામાં પીએ લૈ દૈ જી.

પંખી સુણાવે ગીત ને
વાતો સુણાવે જ્યાં સરિતા જી
ફૂલ-વેલડી ને પાંદ ગાવે
કાનમાં છંદ અનંતા જી.

એ હાસ્ય-રાતા હોઠ-પ્યાલે જી
એ જળભર્યાં નેનો વચાળે જી
બ્રહ્માંડ ભરતી નેહ-નવલી બંસરી પે જી
ઓ ગાન મારા ! બેસવાની હામ છે કે જી !
બોલો જી ! બોલો જી !

હૈયે ધબકતે બોલિયું મુજ ગાન જી રે જી !
'હા એ જ એ રે જી !'
'એ ઠામ મારું જી !'

ટાગોર / મેઘાણી



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



શરદ : ૨૦૫૦

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૪ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૨૧

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ ૨૦૫૦ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૨૧



**તન્ત્રી**

**ધીરુ પરીખ**

**સલાહકાર**

રાજેન્દ્ર શાહ ✻ નિરઞ્જન ભગત

**સહયોગ**

નલિન રાવળ, જગદીશ ત્રિવેદી, માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :

'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા

અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦

ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688

મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. ✆ 300952

શરદ વિ. સં. ૨૦૫૦ 

# કવિલોક

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૪

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ખરો કવિ

કવિતા ન હોત તો સદ્ગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મિત્રાઈ, એની શી દશા થાત ? આ સુન્દર રમણીય જગતનો દેખાવ કેવો થાત ? આ દુનિયાના દુઃખ અને મોતના ભયની વખતે આપણને દિલાસો ક્યાંથી મળત ? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત ? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઈ રહે છે, જે ખોડવાળું છે ત્હેને તે શોભીતું કરે છે, ને જે સુન્દર છે ત્હેને વધારે સુંદર કરે છે. જે ગુણો એકબીજાના શત્રુ છે ત્હેને મીલનસારી કરાવે છે. કવિ જેમ બીજાઓને સુખ, દિલાસા, સદ્ગુણ અને કીર્તિ આપનાર છે, તેમ તે પણ જાતે સુખી અને સન્તોષી હોવો જોઈએ. કવિએ પોતાની કીર્તિની તરફ નજર ને લોકના કહેવા તરફ કાન ન ધરવા. ત્હેણે તો પોતાના મનના ઉભરા કહાડ્યા કરવા ને જોવું કે કુદરતને મળતા આવે છે કે નહીં. વિલાતમાં લોકના સાંભળવાથી ઘણા કવિ હેયાશોકે મરી ગયા છે. તેમ મોટા કવિઓએ, ઉગતાઓને હિમ્મત આપી સારો રસ્તો બતાવવો.

નર્મદ

('જૂનું નર્મગદ્ય'માંથી)

# ગઝલમાં રદીફના આયોજન અંગે થોડીક ચર્ચા

**રાજેશ વ્યાસ**

ગઝલમાં મતલાના શેર ઉપરાંત શેરના દરેક બીજા મીસરામાં એક કે એકથી વધુ શબ્દ, વારંવાર પ્રયોજવામાં આવ છે ત્હેને આપણે રદીફ કહીએ છીએ. રદીફને ગુજરાતીમાં આપણે અનુપ્રાસ કહી શકીએ. પરન્તુ સ્ટેશનને અગ્નિરથ કહેવા કરતાં સ્ટેશન તરીકે સ્વીકારીને આગળ ચાલવું વધારે સરળ લાગે છે. એજ રીતે રદીફ કે મતલા કે મકતા કે એવા અન્ય ગઝલના પારિભાષિક શબ્દો માટે ગુજરાતીમાં નવા નામો પ્રચલિત કરવાની જરૂર જણાતી નથી. ગીતમાં ગીતની બહાર સ્વતન્ત્રરૂપે જે ટેક કે ધ્રુવ પઙ્ક્તિ આવે છે ત્હેની રદીફ સાથે સરખામણી કરી શકાય. ગીતમાં પઙ્ક્તિની બહારનો એ હિસ્સો હોય છે. જયારે ગઝલમાં અન્દરથી ત્હેનો સ્વતન્ત્ર ભાવ ધરાવતો હોય છે. જયારે ગઝલમાં પઙ્ક્તિની અન્દર સમાઈ જતો હિસ્સો હોય છે. ધ્રુવપઙ્ક્તિ અન્તરાની સાથે ન વાંચીએ તો પણ અન્તરો ત્હેનો સ્વતન્ત્ર ભાવ ધરાવતો હોય છે. જ્યારે રદીફ હોય તો રદીફ વગર તે શેર ત્હેનો ભાવ ગુમાવી બેસતો હોય છે. આથી રદીફ વિષે થોડીક પ્રારમ્ભિક ચર્ચા કરવાનું અહીં વિચાર્યું છે.

ગઝલ રચાઈ જતી હોય છે, સર્જાતી હોય છે. આ લખનાર માને છે કે ગઝલ આવતી હોય છે, જયારે ગઝલ આવે છે ત્યારે તે પોતાની સાથે ત્હેનો છન્દ, કાફિયા, રદીફ, ભાવ, બાની વગેરે એકસાથે જ લઈને આવતી હોય છે. બધું છૂટું છૂટું હોય અને ત્હેને પછી એકત્ર કરવાનું હોય તેવું નથી બનતું. જોકે એક જમાનામાં અમુક ગઝલકારો કાફિયાઓની યાદિ બનાવીને, રદીફ પસન્દ કરીને પછી શેર લખતા હતા. પરન્તુ એ કૃત્રિમ રચનાઓ આજે ભુલાઈ ગઈ છે. આ લખનાર જાણે છે કે ગઝલની રચના સ્વયંસ્ફુરિત છે છતાં રદીફ વિષે આ ચર્ચા કરી છે. કારણ કે ગઝલ ઘૂંટનાર માટે આ જાણવું લાભદાયી રહેશે તેમ જણાય છે.

રદીફ ગઝલમાં હોવી જ જોઈએ એવી કોઈ અનિર્વાય શરત નથી, પરન્તુ ગઝલમાં રદીફના પ્રયોજનથી સૌન્દર્યવૃદ્ધિ, સઙ્ગીતાત્મકતા, અને ચોટ વધુ જન્મી શકે છે.

કાફિયા અને રદીફના પ્રભાવથી શેર કેવો સુન્દર બને ત્હેનું ઉદાહરણ શૂન્ય પાલનપુરીએ 'અરઝ' શેરના પૃષ્ઠ નવ ઉપર આપ્યું છે, તે જોઈએ :

*જ્વાળા કોઈના પ્યારની સળગે છે દિલ મહીં;*
*ઓ કાળ સાવધાન તવાઈ છે શિર ઉપર.*

બન્ને પઙ્ક્તિઓ વચ્ચે રદીફ કાફિયાનો સમ્બન્ધ નથી. ત્હેને જો રદીફ કાફિયાથી બદ્ધ કરવામાં આવે તો...

*દિલમાં કોઈના પ્યારની જ્વાળા લપાઈ છે;*
*ઓ કાળ સાવધાન કે શિર પર તવાઈ છે.*

રદીફ-કાફિયાનું મહત્ત્વ ગઝલમાં એટલું બધું સ્વીકારવામાં આવ્યું છે કે કાફિયા વગરની પઙ્ક્તિને શેર તરીકે ન સ્વીકારવાનું વલણ જોવા મળે છે. તો રદીફને લીધે ગઝલ વધુ પ્રભાવિત જોવા મળે છે.

રદીફ અઙ્ગે કેવી કાળજી રાખવી જોઈએ તે વિશે વિચારતા જણાય છે કે (૧) રદીફ જેમ લાંબી તેમ નિભાવવી અઘરી, (૨) રદીફ અનિવાર્ય લાગે તો જ પ્રયોજવી જોઈએ, (૩) રદીફને લીધે શેર અર્થહીન કે મૂળ અર્થ ગુમાવી બેસતો ન હોવો જોઈએ એટલે કે શેરમાં રદીફને લીધે દુર્બોધતા ઊભી ન થવી જોઈએ.

(૪) એક જ છન્દ અને એક જ રદીફ કાફિયામાં એકાધિક ગઝલોનું સર્જન જોખમી અને લપસણું છે. (૫) નવી રદીફના મોહમાં ક્યારેક તુકબન્ધીમાં સરી પડવું ન જોઈએ.

રદીફની બાબતમાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે કે બદલાતી પેઢીની સાથે ગઝલની રદીફ પણ બદલાઈ છે. શયદા, સગીર, નસીમ, સાબિર વગેરે ગઝલકારોની ગઝલની રદીફ અને મરીઝ, ઘાયલ, ગની, બેફામ, શૂન્ય, સૈફ, અમીન આઝાદ વગેરે ગઝલકારોની ગઝલની રદીફોમાં અને આદિલ, રાજેન્દ્ર, ચિનુ વગેરે ગઝલકારોની ગઝલની રદીફમાં અને આજના ગઝલકારની રદીફમાં તફાવત જોવા મળે છે. મરીઝ, ઘાયલ, ગનીના સમયગાળામાં રદીફ સામાન્ય (કોમન), પ્રમાણમાં લાંબી અને નાવીન્યસભર વિશેષ જોવા મળે છે. જેમકે... *મારા દિલની નહિ પૂછું તું. થઈ નથી શકતી* —મરીઝ. / *રમીએ. ચાલ દોસ્ત ફરવા* —ગની. / *હોઈ શકે છે. મને ગમે છે. લિજ્જત છે. પ્રભુ જાણે. ગળે બાંધી* —ઘાયલ / *અમર હમણાં જ સૂતો છે* —અમર પાલનપુરી. / *રાત ચાલી બદલવી પડેશ,સળગે છે.* —અમીન / *આઝાદ હોય કે નહીં* —ડાયર. *લઈ આવો* —બકાબિલ / *ન આવડ્યું, મળ્યું નહીં, નથી પહોંચ્યા* —કિસ્મત / *બરાબર જટિલ નજર લાગી* —વિશ્વરથ / *ઉપમા હું નહીં આપું* —તોફિક / *પ્રીતમ થઈ જાય તો સારું* —નાઝિર / *મને કૈં ખબર નથી* —અનિલ. / *થાઉં તો સારું, આદમથી શેખાદમ સુધી, પર આવી ગયું હસવું*— શેખાદમ આબુવાલા.

જો કે આ ગાળાના ગઝલકારોમાં સર્વસામાન્ય રદીફો ઉપર પણ ગઝલ લખવાની જાણે વિશેષ પ્રથા કે ફેશન જોવા મળે છે. જેમકે છે સાકી, કોણ માનશે, લઈને આવ્યો છું, મ્હને કૈ ખબર નથી, જેવી રદીફો.

રદીફના નાવીન્યે પેઢી દર પેઢી દરેક ગઝલકારને આકર્ષ્યા છે. આદિલ, ચિનુ, રાજેન્દ્ર વગેરેના સમયગાળામાં નાની રદીફ વિશેષ જોવા મળે છે. જાણે લાંબી રદીફો તરફથી ટૂંકી રદીફો તરફ નવીનતાની શોધ ગઝલકારોને ખેંચી ગઈ. ઉદાહરણ તરીકે *નહીં, વિશે, નથી હવે, હોય જાણે, જોઈએ, ગયો છું, છે, છું, આવી, છે હજી, નીકળે, રહી, માં, થઈ ગયો,* તો જુઓ, *સુધી ગયું, શકાયના, કરે છે, ગઈ, થી, પણ, ગયા, હતા, હશે, લાગે*' વગેરે. જો કે આ સમયગાળામાં આદિલ મનસુરી અને ચિનુ મોદીએ એકાક્ષરી ય રદીફ કે કૌંસમાં 'પરન્તુ' એવો શબ્દ મૂકીને રદીફને વિશેષ રીતે પ્રયોજવાનો પ્રયોગ કર્યો છે. ભાષાની દૃષ્ટિએ ગુજરાતી ઉપરાંત, મરીઝથી લઈને હેમેન શાહ સુધી *ઓર છે, કમસે કમ* જેવી ઉર્દૂ, *'ઉસે'* જેવી કચ્છી ભાષાની, *'હનીમુન,' 'ચેક્યું'* જેવી અંગ્રેજી ભાષાની રદીફો પણ પ્રયોજાયેલી જોવા મળે છે. અહીં રદીફના ભાષા-પ્રયોગ વિશે ચર્ચા કરવાનો ઉપક્રમ ન હોવાથી તે વિશે ફરી ક્યારેક.

એક જ ઘરેડની રદીફો આ ગાળામાં વિશેષ જોવા મળે છે. તો બીજી તરફ આ પેઢીના ગઝલકારોએ જ વિશેષ રદીફો દ્વારા સૌનું ધ્યાન ખેચ્યું હોય એવું પણ બન્યું છે. ઉદાહરણ તરીકે જોઈએ તો-

*મળે ન મળે, મૌન બોલે છે* — આદિલ મનસુરી. *હોઈએ જ્યાં ત્યાં જ તો મળીએ અમે, ગઝલ તિ હાં લગ ગાઓ પ્રિયજન, સાજન, મૌન* — રાજેન્દ્ર શુકલ. *વરસોના વરસ લાગે, ઘણી તકલીફ પહોંચી છે, દરવાજો ખોલ* — મનોજ ખંડેરિયા. *અત્તર છાંટ, માદર બખત,* ચિનુ મોદી. *આ ઘર ઉમ્બર ને ફળિયામાં* — ભગવતીકુમાર શર્મા. જો કે આવી રદીફોને બાદ કરતાં એકશાબ્દી અને રદીફ વગરની ગઝલોનું પ્રમાણ પણ. આ ગાળામાં વિશેષ જોવા મળે છે.

મરીઝ અને ઘાયલની પેઢીના ગઝલકારોની ગઝલોને જોતાં *'લઈને આવ્યો છું'* અને *'સાકી'* જેવી કોમન રદીફોની એક નાનકડી યાદી બની શકે તેમ છે. જ્યારે આદિલ-ચિનુભાઈ પેઢીના ગઝલકારોની ગઝલોમાં સર્વસામાન્ય રદીફોવાળી યાદી સૌથી મોટી બનતી હોય તેવું જણાય છે. જે આપણે આગળ જોઈ

ગયા. જો કે હર્ષદ ત્રિવેદી, શોભિત દેસાઈ, મુકુલ ચોકસી, હેમેન શાહ, હર્ષદ ચન્દારાણા, હરીશ ધોબી, હરેશ તથાગત, મિસ્કીન વગેરે હવેના ગઝલકારોની ગઝલોમાં રદીફની બાબતમાં નાવીન્ય, આગવાપણું નીખરતું જોવા મળે છે. લાંબી રદીફો પણ જોવા મળે છે. પરન્તુ સામે પક્ષે લાંબી. ચબરાક અને આધુનિકતાના દેખાવવાળી રદીફોના મોહના કારણે ગઝલોમાં કૃત્રિમતા, બોલકાપણું અને અનર્થતાનું પ્રમાણ ઠીક ઠીક ઘૂસી ગયેલું જોવા મળે છે જે આજના સામયિકો, છાપાં વગેરેનાં પાનાં ઉથલાવતાં સરળતાથી દેખાય છે. અને આવી રદીફો ઘણીવાર મતલા કે બીજા એકાદ શેર પછી નિભાવવી અઘરી થઈ પડે, અને ગઝલનું હઝલમાં રૂપાંતર કરી નાખે તેવું પણ જોવા મળે છે.

*દુઃખી કે દર્દી કે કોઈ ભુલેલા માર્ગવાળાને*
*વિસામો આપવા ઘરની ઉઘાડી રાખજો બારી.*

(સર પ્રભાશઙ્કર પટ્ટણી, કાવ્યસઙ્ગ્રહ 'મિત્ર'માંથી.)

પ્રભાશઙ્કર પટ્ટણીના આ જાણીતા શેરની રદીફ 'ઉઘાડી રાખજો બારી' આજે પણ એટલી જ તાઝગી સભર અને એટલી જ ગઝલને માટે ઉપકારક જણાય છે.

રદીફ અનિવાર્ય લાગે તો જ પ્રયોજવી જોઈએ. ક્યારેક ગઝલને માટે રદીફ અનિવાર્ય બની રહેતી હોય છે તો ક્યારેક આંખ-કાનને ખટકે તેવા થીંગડા જેવી બની રહેતી હોય છે. ગઝલને માટે રદીફ અનિવાર્ય જણાય છતાં પણ તે રદીફ ઉપકારક અને એકરૂપ છે કે નહીં તે જાગ્રત ગઝલકારે જોવું જોઈએ.

*પગરવ ને આંગણને તરતાં*
*જીવી જવાનું રણને તરતાં.*

*લાગણીઓ ગુમાવી બેઠા,*
*આઘેના સગપણને તરતાં.*

*સોનાના સૂરજ ડુબાડ્યા,*
*સપનાઓ બે-ત્રણને તરતાં.*

*મરુભૂમિની માફક જીવ્યો,*
*ફુલગુલાબી ક્ષણને તરતાં.*

*પડ્યાં રંગે રગ કાળાં ધાબાં*
*ફરફરતા ફાગણને તરતાં.*

આ ગઝલને માટે રદીફ અત્યન્ત જરૂરી છે. રદીફ કાઢી નાખતાં ગઝલ અધૂરી અને અર્થ ગુમાવતી લાગે છે. પરન્તુ રદીફ 'તરતાં' એ એકાધિક શેરને વિશેષ ઉપકારક જણાતી નથી. અને તરતાં ને લીધે માંડ એકાદ શેરને ફાયદો જણાય છે. જયારે આ રદીફને બદલે બીજી કોઈપણ રદીફ દા.ત. 'જોતાં', ની 'વચ્ચે' જેવી ગોઠવીને ગઝલ વાંચતાં ગઝલ અધૂરી કે અર્થ ગુમાવતી નથી લાગતી બલ્કે હાલની રદીફ કરતાં વધુ સારો અર્થ પ્રગટતો જણાય પણ ખરો. જો કે એનો અર્થ એ નથી જ કે એ રદીફો યોગ્ય છે. જે તે ગઝલ માટે જે તે રદીફ હાથપગ સમી અવિભાજ્ય, એકરૂપ જણાય એ જ રદીફ વધુ સુન્દર રહે છે અને ગઝલનું અર્થગૌરવ જાળવે છે, ભલેને પછી તે રદીફ એકાક્ષરી એકશાબ્દી હોય. ઉદાહરણ તરીકે :

*મેં તજી ત્હારી તમન્ના તેનો આ અંજામ છે,*
*કે હવે સાચે જ લાગે છે કે ત્હારું કામ છે.*

*જિન્દગીના રસને પીવામાં કરો જલદી મરીઝ,*
*એક તો ઓછી મદીરા છે ને ગળતું જામ છે.*

રદીફ જેમ લાંબી તેમ તે નિભાવવી અઘરી થઈ પડે છે. ગઝલમાં લાંબી રદીફ ચમત્કૃતિઓ સર્જી જતી હોય છે. પરનુ એક જાગ્રત ગઝલકારે લાંબી રદીફના જોખમથી પણ સાવધ રહેવાનું હોય છે. ગઝલમાં જ્યારે રદીફ લાંબી હોય ત્યારે કાફિયાને મૂક્યા પછી ગઝલકાર પાસે તેની અભિવ્યક્તિ માટે ઘણો ઓછો અવકાશ રહેતો હોય છે. આથી લાંબી રદીફ ઉત્તમ ગઝલકાર માટે પણ પડકારરૂપ બની જતી હોય છે.

*કથા મ્હારા દિલની નહીં પૂછ તું,*
*દશા મ્હારા દિલની નહીં પૂછ તું.*

*મારા દિલની નહીં પૂછ* તું આટલી લાંબી રદીફ પછી કાફિયા પાસેથી જ કામ લેવાનું રહે છે અને જો આવી લાંબી રદીફ ઉપર એકાધિક ગઝલકારો ગઝલ સર્જન કરે તો એકાધિક શેર કે મિસરા એકસરખા આવવાની શક્યતા છે. દાખલા તરીકે મરીઝના અને નૂરી પોરબન્દરીની સમાન રદીફ વાળી આ ગઝલોમાં આવું જોવા મળે છે.

*કથા મારા દિલની નહીં પૂછ તું.* — મરીઝ.

સામા પક્ષે '*વરસોનાં વરસ લાગે*' જેવી ગઝલો પણ જોવા મળે છે.

*ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,*
*બુકાની છોડવા બેસું તો વરસોના વરસ લાગે.*

મનોજ ખણ્ડેરિયા.

રદીફ અને કાફિયા પછી માત્ર એકાદ શબ્દ જ બચે છે. આવું જ્યારે બનતું હોય છે ત્યારે ગઝલકારે માત્ર શેરના પ્રથમ મિસરા પાસેથી જ જાણે કામ લેવાનું હોય છે.

ક્યારેક રદીફને લીધે શેર દુર્બોધ કે અર્થહીન કે મૂળ અર્થ ગુમાવી બેસતો હોય તેવું જણાય છે. અને ત્યારે ભોગ ગઝલનો જ લેવાય છે. ગઝલની રદીફ વિષે આ લખનારની નોંધપોથીમાંથી જે મુદ્દાઓ જડ્યા છે ત્હેને આધારે જ આ લેખ થયો છે. પરન્તુ એટલું તો નક્કી છે કે રદીફ ગઝલને ચોટદાર બનાવે છે, સુન્દર બનાવે છે, યાદગાર બનાવે છે. ગુજરાતી સાહિત્યમાં ખૂબ જાણીતી થયેલી તાજગીવાળી, ગઝલકારને લોકહૃદયમાં સ્થાપિત કર્યો હોય તેવી, નવાં શિખરો સર કર્યાં હોય તેવી, સદ્દેડાઉતાર ગઝલો મહદ્ અંશે રદીફવાળી જ જોવા મળે છે, અને રદીફને લીધે જ સહજ યાદ રહી ગયેલી જોવા મળે છે. કલાપીની '*આપની યાદી*' હોય કે પછી ગનીની '*દિવસો જુદાઈના જાય છે જશે એ જરુર મિલન સુધી*' હોય કે મનોજની '*વરસોનાં વરસ લાગે*' હોય કે આદિલની 'મળે ના મળે' હોય... આ યાદી લમ્બાતી જ જાય અને ઉત્તમ ગઝલો રદીફોવાળી જ નજરે પડે એવું બને.

❑

## નવા આજીવન સભ્યો

૧. દક્ષેશ શિરીષભાઈ દેસાઈ
૨. ડૉ. સુભાષ જી. દવે
૩. ડૉ. રોહિત સોમનાથ દવે

## ક્યારેક

રાજેન્દ્ર શાહ

ક્યારેક હવાય રુઠે !
નિબિડ છાયામય અડીખમ
વડ તરુયે તૂટે... ક્યારેક૦

ધરતી પરની ધૂળથી
નિખિલ ગગનને છે છાઈ,
કોઈનોયે અવરોધ સહે નહીં
કઠિન રે દુવાઈ;
સાગર-ઘેરા ઘોરથી
દિશા બધીય કમ્પી ઊઠે.. ક્યારેક ૦

દૂરનું ભલે નહીં,
પાસેનું પણ ન જણાય આંખે,
(ત્યારે) કાળની કૂખે રહીને,
ઠરી ઊડવા ચહી પાંખે;
કોઈ ગુહામાં બેસી
ખરેલ ફૂલની માળા ગૂંથે... ક્યારેક ૦

## વિકટ વેળા

રાજેન્દ્ર શાહ

કેમ કરી આ જાય રે વિકટ વેળા ?
પાર ન પમાય,
કોયડા જેવી કાળની અકળ ખેલા !

દિન ઊગે, દિન આથમે,
ભલીવાર ન કોઈ કાજે,
વાદળ ભેળાં થાય, ન ઝરે,
કેવળ વરવું ગાજે;
જાણે કોઈની હાંસી કરવામાં છે ઘેલાં !

વ્હેણ-તણાયું હોય, ન સામે કોઈ કિનારો ભાળે,
હાંફવું તોયે તરવું, એનું ડૂબવું તે કોઈ ટાળે.

ઊડતું માથે પક્ષી,
એના બોલની તેજલ રેખા,
અણસારે આધાર દે કંઈ,
જે ઝંખું તે દે દેખા ?
– મ્હોરશે ફરી ગાન ગાળે અટકેલાં ?

## પ્રથમ પ્રહરે

રાજેન્દ્ર શાહ

૧. જો, સૂર્યના પ્રથમ સ્વર્ણિમ રશ્મિ કેરી
પ્રાચી મહીં ટશર, — કેવલ દર્શનીય
એવું નહીં, લય-તરઙ્ગમયી અનેરી
વ્યોમે રહી વિલસતી રમણે સ્વકીય,
કો રાગ મઙ્ગલ પ્રભાવક પ્રાણ માણે,
ગાન્ધાર ધૈવત સુકોમલ સઙ્ગ જાણે.

૨. સન્ધિ-પ્રકાશ શુચિ માર્દવ, પૌરુષેય !
ઉન્મીલને નયન સમ્ભૃત દિગ્દિગન્ત !
એણે તમિસ્ર પણ હોય ન એક પેય
એ રીત પાન કીધ અઞ્જલિથી તુરન્ત.
કેવું હવામહીં વહન્ત શકુન્ત–ગાન !
ઉદ્ગીથની સુખદ શાન્તિ-ઋચા સમાન.

## અભિશાપ

વિનોદ અધ્વર્યુ

આ સૂર્ય
એનાં કેટલાં કેવા હશે રે ! પાપ ?
કોનો હશે, વા, કારમો અભિશાપ ?
શો સન્તાપ !
કાલાન્તરોથી આમ, આવું આટલું પ્રજળ્યા કરે !
પ્રજળ્યાજ કરે !

સાવ અન્તરિયાળ !
ના કામ, ના વિશ્રામ, ના કો આખરી મુકામ !
અન્તહીણા માર્ગ પર
બસ, એકલો અવિરત સદા...
  ચાલ્યા કરે...
  ચાલ્યા જ કરે ?

આવ્યે જાય...
અગણિત એક પાછળ એક
ઊંટની વણઝાર જેવી
  કાલ પાછળ કાલ પાછળ કાલ
('ટુ મોરો એન્ડ ટુ મોરો, એન્ડ ટુ મોરો...')

બળતી... બાળતી...
આ સૂર્યની અગ્નિભરેલી આંખ
ઝઝૂમ્યા કરે.. ઝઝૂમ્યા જ કરે...
કે મળે પળવાર,
પાંપણો પલળે જરા કૈં એટલું આંસુ
અને
એક પળ આંજી શકું બસ એટલો
  અન્ધાર !...

## નજર

પ્રણય જામનગરી

શમાવીને બધી હલચલ તળાવો એમ સૂતાં છે,
વિહઙ્ગો કલરવે છે એ જ તો વેદોની ઋચા છે.
મ્હને સમજાઈ આખરમાં હતી જે કૈં હકીકત એ,
લહેરીઓ અને કાંઠા ફક્ત દૃષ્ટિમાં જુદાં છે.
નજર છે કે હવે કોઈ રીતે ઠહેરી નથી શકતી,
નહીં તો આ નગર માંહે ઘણા તરસ્યા ઝરૂખા છે.
અમસ્તું પણ નથી કોઈ મ્હને મળતું ય મળવાને,
ન રસ માણસને માણસમાં – કહો કેવી વસુધા છે !
હતી બેઠક 'પ્રણય' એથી રહ્યો હાજર હું યે કિન્તુ
પડે રસ જેની ચર્ચામાં કોઈ એવા ક્યાં મુદ્દા છે ?

## કશું નક્કી નથી

કરસનદાસ લુહાર

અક્ષરી દરિયાઓમાં તરવું : કશું નક્કી નથી,
ખાલી ખડિયામાં ડૂબી મરવું : કશું નક્કી નથી.

એક બાજુ રામ છે તો બીજી બાજુ જામ છે;
કઈ તરફથી મારે નીસરવું, કશું નક્કી નથી.

આ શિશુની આંખ છે ને એ વિહઙ્ગની પાંખ છે,
શું હવે મારે જ ચીતરવું, કશું નક્કી નથી.

કાળીનો છે બાદશા' તો લાલની રાણીય છે.
જીતવા કયું પાનું ઊતરવું, કશું નક્કી નથી.

જિન્દગી એક ત્રાસ છે તો મોત પણ ઉપહાર છે,
જીવતા રહેવું અને મરવું, કશું નક્કી નથી.

સૂર્યને કણ્ડારવો છે બર્ફના આરસ મહીં,
ને જવું થીજી કે નિર્ઝરવું, કશું નક્કી નથી.

## મોરનાં પીછાં
### જગદીશ ત્રિવેદી

વરસાદમાં ભીનું વન,
મદમત્ત કોઈ મોરલો
 ક્યાંકથી આવી ચડી બસ નાચવા મણ્ડી પડ્યો.
તાલતાલ નૃત્યના
રૂંવે રૂંવું એ વન તણું લ્હેરી ઊઠ્યું !
ક્યારે ?
પણ પછી અટકી ગયો વરસાદ —
ફોરાં પરન્તુ પર્ણનાં ઝુણ્ડો થકી
વરસાદની લઈ મ્હેક
ખરતાં હતાં ધીરે ધીરે.
મોરલો પણ નૃત્ય સકેલી લઈ
થાકેલ ચરણે
વનની અડાબીડ ઝાડીઓમાં વહી ગયો.
વાતાવરણમાં
નૃત્યની માદક અસર જીવતી હજી
ને મોરલે નિજ નૃત્યના ઉન્માદમાં
રઙીન પીંછાં ખેરવેલાં તે બધાં
શીતલ હવાની રઙ્ગપીઠે નાચવા મણ્ડી પડ્યાં
જાણે સ્વયં હો મોરલા !
આ હજી નર્તી રહ્યાં !

## ખેતર
### જગદીશ ત્રિવેદી

વારસામાં જે મળ્યું ખેતર હતું
તે ક્યાંક ખોવાઈ ગયું
ને હળ ગયું કો'વાઈ.
ખેતર મહીં
પાતાળકૂવોયે હતો
પત્થર ઝીંકી ઝીંકી અને રે કોઈએ
એનેય તે પૂરી દીધો-
જલ સીંચુ તો કોને અને ક્યાંથી હવે ?
પઙ્ખીઓના રાતવાસા કાજ
આપમેળે —
ખેતરખૂણે
ઊગ્યો હતો ઘેઘૂર કેવો આંબલો —
તેનેય રે —
કોઈ વાવાઝોડું આવી ક્યાંકથી
ક્યાં વહી ગયું ?
ને છમ્મલીલી સીમને વેરાન કેવું કરી ગયું !

## તમને મળ્યો'તો
### શૈલેશ ટેવાણી

ત્હમને મળ્યો'તો એવો પર્વત હવે નથી હું,
ખરખર ખરી ગયેલો "શૈલેશ" સિર્ફ છું હું.

કેવી રીતે વ્યથાને ફૂંકી શકાય ગુડ ગુડ,
ચીલમ થઈને ખાલી ભડભડ બળું છું હું.

એને નિરાંત છે કે 'ગુડબાય' કહી શકે છે,
મુજને ન મુક્ત કરતો બન્ધાઈને રહીશ હું.

મ્હારી ફળીમાં મબલખ ઊગ્યાં છે અશ્રુ ફૂલો,
સૂંઘું તો નિત્ય દાઝીદાઝી રહું છું હું.

ખાલી પવનના કિસ્સા, ખાલી શબ્દની ઉડઉડ,
ખાલી વ્યથાની ખડખડ પ્હેરી ઊભો છું હું.

## કિનારે
### ભગવતીકુમાર શર્મા

ઊભો છું હું સદીઓથી પ્રતીક્ષાને કિનારે,
મળવું હો તો મળજો મ્હેને ઇચ્છાને કિનારે.

ચૂપકીદી લઈ નીકળ્યો'તો હું શાન્ત નદીમાં.
ડૂબી ગઈ નૌકા પછી ભાષાને કિનારે.

છબછબિયામાં કરે સ્વપ્નાઓ પાંપણના વમળમાં,
તૂટે છે તરઙ્ગો કંઈ નિદ્રાને કિનારે.

સરખાવો ન મોજાઓને હરણાંઓની સાથે,
રણની ન કરો વાત આ દરિયાને કિનારે.

શાપિત નથી કિન્નર હું કોઈ પૂર્વજનમનો,
ભટકું છું હું તરસ્યો છતાં ગઙ્ગાને કિનારે.

પત્થર છું હું પત્થર, નથી કંઈ મારી સ્ફટિકતા
લાગું છું બિલોરી ફકત ઝરણાને કિનારે.

રેતીમાં પડ્યાં પગલાંઓ ભૂંસાઈ જવાનાં,
લાંગરતી નથી નાવ કો' નકશાને કિનારે !

## ચાલ સખે

ચન્દા રાવળ

ચાલ સખે, આ મોજું આવ્યું પ્રબલ સજલ ભરતીનું,
મળ્યું નિમન્ત્રણ સઙ્ગે રમવા નમણી જલરમણીનું.

ડોલ, લોલ, હિલ્લોલ માણતાં
પહોંચીશું મધદરિયે,
અગાધના અન્તરમાં સરકી
અનન્તને જઈ મળીએ.
નિગૂઢ, નિર્મલ જલ પર કેવું નર્તન હો તરણીનું !
ચાલ સખે !

પ્રશાન્ત આ ગુઞ્જન ઉદધિનું
ગભીર લય અનુસરતા,
પળ-અનુપળમાં મૃદુલ સ્પન્દના
તરઙ્ગ અમ્બર ભરતા.
નિઃશબ્દને અવકાશ વિહસતું ઉત્પલ હો અવનિનું.
ચાલ સખે

## શ્રાવણ રેલ્યો જાય !

ચન્દા રાવળ

આ શ્રાવણ રેલ્યો જાય સખી
ને કેમ રહીશ હું કોરી !
આ સઘળે વહેતા જમુનાની રે
ટપક ટપક. હું કોરી ...

ઘર આંગણિયું છિલ્લર જેવું
છલકાતું આ ચાલ્યું,
બુદ્બુદની ઘૂઘરિયો બાંધી
જલ નાચે મતવાલું.
બન્ધ ન માને બે પગ મ્હારા !
છબક છબક હું છોરી !
ટપક ટપક હું કોરી.

શીશ ઉપર તો મેઘ વિરાજે
નયન દમક દામિની,
અલક પલકથી જાય સરકતી
ગગન છમક કામિની
છેલછબીલો પવન સલિલો
તનમન દે છંટકોરી :
ટપક ટપક હું કોરી.

## શહેરીલાલ

કેશુભાઈ પટેલ

શહેર વચમાં છાણાં રે ઓ શહેરીલાલ.
છાણાંમાં તો કાણાં રે ઓ શહેરીલાલ.
છાણાંમાં આંગળીઓ થાપી,
આંગળીઓમાં રેખા થાપી,
રેખાઓને ભીંતો વળગી
વળગ્યાનાં તો ટાણાં ઓ શહેરીલાલ,
શહેર વચમાં છાણાં રે ઓ શહેરીલાલ,
મૂંગાં મૂંગાં ગાણાં રે ઓ શહેરીલાલ.

ગોવાલણ તો થપથપ કરતી
થપથપ તો ભીતર ભરતી,
ભરતીને હિલ્લોળે ચડતી,
ચડતીમાં બન્ધાણાં રે ઓ શહેરીલાલ,
શહેર વચમાં છાણાં રે ઓ શહેરીલાલ,
હરખનાં હટાણાં રે ઓ શહેરીલાલ.

ખરબચડી દીવાલો ઊભી,
દીવાલોને વાતો વળગી,
વાતોમાં તરબોળ બનીને
છૂટાં ગાયાં ગાણાં રે ઓ શહેરીલાલ,
શહેર વચમાં છાણાં રે ઓ શહેરીલાલ,
ખબર વગર છણ્યાણાં રે ઓ શહેરીલાલ.

છાણાંથી તો શેરીયું સળગી,
શેરીમાં આ શહેર સળગ્યું,
ભરચક લત્તે ભર બપ્પોરે
સળગીને હોલાણાં રે ઓ શહેરીલાલ,
શહેર વચમાં છાણાં રે ઓ શહેરીલાલ,
મધરાતે વાયાં વહાણાં રે ઓ શહેરીલાલ.

## ગઝલ

**દિનકર પથિક**

શક વગર હોવાપણું વચ્ચે હતું,
શું કરું ઘર આપણું વચ્ચે હતું.

એ નદી મળવા ચહે પણ શી રીતે,
સામે રણનું તાપણું વચ્ચે હતું.

આમ તો ક્યાં દૂર છે મ્હારાથકી
તરબતર સમ્ભારણું વચ્ચે હતું.

તૂટવું, પડવું બટકવું છોડવું
દોસ્ત, આવું તો ઘણું વચ્ચે હતું.

બે ઘડીમાં એ કિરણ મળશે મ્હને,
આટલું મોસૂઝણું વચ્ચે હતું.

## ગઝલ

**નટવર વ્યાસ**

દર્દને ઘૂંટી શકાયું છે,
સાવ હળવા થઈ જવાયું છે.
કૈંક આપ્યું તે પછી જાણ્યું
પામવાનું તો સવાયું છે !
પારખી લે તું બુલન્દીને,
ભીતરે તારી જટાયુ છે.
એ જ ગુલદસ્તો બની રે'શે
પર્ણ જે સુક્કું જણાયું છે.
કાનમાં શબ્દે મ્હને કીધું,
મૌન મ્હારો પ્રાણવાયુ છે.

## શરૂઆત કર

**પ્રણય જામનગરી**

જે મળે આવી બધું ખૈરાત કર.
એ રીતે સમૃદ્ધ ત્હારી જાત કર
સુખ સાચું મન વિના મળતું નથી,
તું ભલે ઊભા અહીં મ્હેલાત કર.
આંખ ઊઘડે ને પડે તું પણ હસી,
સ્વપ્નમાં તું પાર દરિયા સાત કર.
છે સડક, એકાન્ત ક્યાંથી હોય અહીં,
તું બધાને મળ અને કૈં વાત કર.
ખાનગી હોતું નથી કૈં સ્નેહમાં,
આપણો પરિચય બધે પ્રખ્યાત કર.
હે 'પ્રણય', શ્રોતા કહે છે, "દૌરની
આજ તો તું ખુદ અહીં શરૂઆત કર"

## ચાલે છે

**કરસનદાસ લુહાર**

સફર નામે ચવાયેલી હજુ એક 'જોક' ચાલે છે !
નથી ક્યાંયે જતા એ માર્ગ ઉપર લોક ચાલે છે !
ઘણું ચાલ્યા પછી પણ હું હતો બસ ત્યાં જ ઊભો છું,
મને લાગે છે કે, મારા ચરણ પર કો'ક ચાલે છે !
નવી ઇચ્છા જનમવાનું તું હમણાં ટાળ મ્હારામાં,
મરેલા એક શમણાનો હજુ પણ શોક ચાલે છે !
ન ઊડતા પગની પીડા છે હવે તો બાવલા જેવી,
અને ઉપચારમાં શેરી, બઝારો, ચોક ચાલે છે !
ઉપાડી ક્રોસ જેવી વેદનાઓ પોતપોતાની;
ને લોહીઝાણ થાતા લોક થોકેથોક ચાલે છે !
ઊડેલી રેતનું એકાદ કણ ઠેબે નથી ચડતું,
હવાઓમાં હરિત કેડી બનીને કો'ક ચાલે છે.

## ત્હારો પ્રેમ ને ભૂમાસન્દર્ભ

ઉશનસ્

ઉરે ત્હારે મ્હારું કુસુમ ખીલી રહે ફુલ્લ રતિનું
સદાયે, એ માટે અખિલ ઋતુ સંલગ્ન રહું છું,
સવારે વાડામાં તરત ઊઠતાં વ્હેત જઉં છું.
તું જાણે છે કે ત્યાં ઋણ ચૂકવું છું સર્વ પ્રતિનું
નમીને સીંચું ના જલ તુલસીક્યારે જ પછીથી
બચ્યું પોતે, ત્હેને શિર ઉપર ચોમેર ઘૂમવી
નર્યાં બ્રાહ્મી છોળે રહું છું ખડ છેવાડું ભીંજવી,
હું પક્ષી આમન્ત્રુ, કીડી તીતલી જન્તુય અતિથિ
હું પમ્પાળું છોડો ટીશી ટીશી હળું પર્ણપરણે
ફળીની ધેનુની ગરદન લચી ગોદડી ખણું
લઉં દેવદ્વારે દીપની, ઉડુની અર્ચિય ભણું
'સદાયે સૌનું હો શુભ પરમ' પ્રત્યેક વયણે,
શુભેચ્છા ભૂમાની હરચીજ ભણી, તો જ તું રીઝે
ત્હને ક્યાં ઓછું કે ખપતું, ? તું ય ભૂમાજ પ્રતીકે.

## પરમ લયનું ગાન

દેવેન્દ્ર દવે

ધરું જ્યાં હું મ્હારા ચરણ, પીગળ્યા પ્હાડ પલમાં
નર્યાં થાકોડાના કમલ જલ-કુણ્ડે મલપતાં
મ્હને દે આછેરું ઇજન, કુસુમો પ્રાજ્ઞજ્ઞતણાં !
ઘટાળાં ગુલ્મહોરે મુહુ મુહુ સ્વરે કોયલ હરે
છવાયેલી ગાઢી જડ નીરવતા, પાય ધરતાં
જતાં જાગી અર્ધી નીદર થકી ભોળાં કબૂતરાં,
ધજા લ્હેરે લ્હેરે ગગનમહીં ઘૂંટે અલખને !

પલાંઠી જ્યાં વાળું અચલ ગિરિ-શું આસન ધરું
સરું ઊંડે ઊંડે હૃદયતલ પ્હોચું – પવનનાં
પલાણું પક્ષાળા હય વલય-શા માનસરમાં !
છટાથી સૂડા-શો અમલ કરતો આમ્રરસનો !
સુગન્ધોને ઢીંચું, ઝણ ઝણ બજે ઝાલર કશી !
નહીં ધ્યાનાવસ્થા નહીં સ્વપન, ના પાગલપણું,
ન જાણું શું ? માણું : પરમ લયનું ગાન ગગણું !

## કોશિશ કર

કિશોર મોદી

કર્મ હો આગવાં તું કોશિક કર,
એ બને કારવાં તું કોશિશ કર,
જન્મીને કાં રુદન કરે છે એ ?
કારણો જાણવા : તું કોશિશ કર,
લાખચોરાશી છો વહી જાતી
પળ વિપળ આંબવા : તું કોશિશ કર.
કોણ રોકી શકે પ્રલય છલનો ?
છે બધે ઝાંઝવાં : તું કોશિશ કર
શ્વાસ ત્હારો કિશોર રાહી છે,
રોજ કહે આ હવા : તું કોશિશ કર.

## તૈયાર થા

કિશોર મોદી

પળવિપળ તું દોડવા તૈયાર થા,
ખુદને મનથી જોડવા તૈયાર થા.
અવસરો સૌ તાળી આપીને ગયા,
તું સ્મરણમાં ખોડવા તૈયાર થા.
કોણ હિમ્મતથી તરસ્યાને કહે ?
આ ઘડાને ફોડવા તૈયાર થા.
કાંખમાં ગઠરી ગરીબાઈની છે,
મિત્રભાવે છોડવા તૈયાર થા.
વ્યક્તતા કિશોર વિહ્વળ હોય તો,
એ જુદાઈ તોડવા તૈયાર થા.

## લીલા હળોતરા

ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

ચ્હેરાને ચીતરીને ઊગ્યો અષાઢ, હવે લીલા
હલોતરા છે પાસમાં,
અન્દરને બ્હાર બધે વરસેલી લૂ અમે રોપીશું
કાલ ચાસચાસમાં

કોયલનું કૂ...કૂ ને મોરલાના ટહુકાઓ
આંખોમાં રોજરોજ વેડશું,
વૈશાખે ચીતરેલાં શમણાંઓ બાજરીમાં
પુંખીને ખેતરને ખેડશું

નેજવાએ નીતરતી કેડિયું પણ રણઝણશે
ઝાંઝરના મીઠા સહેવાસમાં
ચ્હેરાને ચીતરીને ઊગ્યો અષાઢ, હવે લીલા
હળોતરા છે પાસમાં.

આંબાની ડાળ જેવું ભીતરમાં ઊગશું
ને લીલી વનરાજી થૈ કોળશું,
ખીજડાની છાંયડીમાં બેસીને લાપસીમાં
આખ્ખાયે આયખાને ચોળશું,
આખ્ખો અવતાર પછી કાઢશું થઈ ચાડિયો
ભલે ચ્હેકે ના કોઈ આસપાસમાં,
ચ્હેરાને ચીતરીને ઊગ્યો અષાઢ, હવે લીલા
હળોતરા છે પાસમાં,

## સોળ સોળ શ્રાવણિયા

યોગેશ પણ્ડ્યા

સોળ સોળ શ્રાવણિયાં વરસ્યા ઓધાર તોય
કોરા હોવાનું મને દુઃખ રે,
ભવભવની તરસી છું વાલમજી, એકવાર !
એકવાર કાગળ તો લખ રે...

આડઝૂડ વીંઝાતી ઝડીઓમાં આંગળી,
વીંધે છે. અઝ્ઝ સોયદોરા,
બખિયા મારે છે આજ જલઝીણા જીવને
દરજી થઈ રેશમિયાં ફોરાં,

સીધુંસટ્ટાક કાંઈ સાંધ્યું સંધાય ? આ તો
આંગળીથી વેગળા છે નખ રે...

અધવચ્ચે પૂગીએ ને અગ્જળ નંદવાય તેમાં
હોય કોનો વાંક તને પૂછું,
સગપણની રમત્યું તો વસમી છે સહિયર
હું આંખોનાં આંસુને લૂછું.

છેલ્લી ઇચ્છાને હવે માંગુ : તું ઘોળી દે
સોના વાટકડીમાં વખરે...
સોળ સોળ શ્રાવણિયા વરસ્યા ઓધાર તોય
કોરા હોવાનું મને દુઃખ રે...

## મુક્તક

'જિજ્ઞાસુ'

અહો કેવાં મીઠાં રસસભર આ નીર ઉરનાં !
થતાં કેવાં ખારાં સરક સરતાં ભીતર મહીં !

## સમય

રજનીકાન્ત પચ્ચોળી

સમયના વાઘની પીઠે ચડી બેઠો
ચડતાં ચડી બેઠો,
હવે શું થાય ?
ઊંચે શ્વાસ મોઢું ફાડીને
આંખો વકાસી
જોઈ રહું છું
ચિરાઈ જાતા પવનને,
સ્થળને, ક્ષિતિજને..

કમજોર ફીક્કું આ કલેવર
સમયની ઝાળે ઝગી
તલવાર જેવું તગતગે
ગતિની આગથી
સળગી ઊઠી છે બાજુઓ
સળગી ઊઠ્યા છે વાળ
દાવાનળ શિખાઓ..
તે ગતિના તાપથી
વાઘની આ પીઠના પટ્ટા ઉપર
હું ઓગળી ચોંટી ગયો છું.

જોશો ત્હમે તમ આંખ આગળ
દોડતો પીળો લિસોટો..
હું નહીં દેખાઉં ત્હમને..
ને હુંય ત્હમને જોઈશ ક્યાં ?
બાજુએ ઊભા લીંટા-શા સૌ ત્હમે
આડા થઈને
ધૂમ્રની બનશો લકીરો..

આ વાઘ ક્યારે થોભશે ?
લક્ષ્ય સર જો થાય તો
થોભે ખરો !
ભક્ષ્યનું જે લક્ષ્ય ત્હેનું
તે નથી મ્હારું જરાયે, ઓ પ્રભુ !

પણ હવે સમજાય છે
કે હું જ ત્હેનું લક્ષ્ય છું
પાકી પ્રતીતિ થાય છે
કે હું જ ત્હેનું ભક્ષ્ય છું.

સમયનો વાઘ
પીળો ને ભયાનક ઘાતકી
કાળા પટા પીળું કલેવર...
આ વાઘ ક્યારે થોભશે ?
હું જ ત્હેનું ભક્ષ્ય છું
એવી ભીતિથી ઓગળી
આ પીઠ પર ચોંટી રહ્યો છું
ને માનવીની ગન્ધથી ભૂલેલ ભાન
વાઘ દોડ્યો જાય છે....

## વરસાદી હાઈકુ

મંગળ રાવળ 'સ્નેહાતુર'

ઘૂઘવે પાણી
નદી નીતરે : આંખો
ખેતર ભણી.

ફૂલ ગુલાબી
નજર પાણિયારે;
ચૂવા ઉલેચે !

## વનમાં પીળાં પાન આપણે

(વૉશિંગ્ટનમાં પાનખર)

રજનીકાન્ત પઞ્ચોળી

વૉશિઙ્ગટનના વનમાં વહાલી
ઘટાટોપ વરતાય...
અન્ધારું ચોપાસ ઊતરતું
પવન શીતલતમ વાય.
ઠારી દે અઙ્ગે અઙ્ગ
હાથના પઞ્જા ટાઢા હિમ.
વનમાં વસતિ, વસતિમાં વન
પોટોમૅકના પાણી કાળાં
વાદળ આભ ઝળૂમ્બે
બાષ્પ ઠરીને ફરફર પડતું
નાગાં વૃક્ષો નહાય બરફમાં
હિમ પ્રભાતે પડતું
ચોમેર વાયરા વાય ભીતિના...

ઊડે ઘરડાં પાન પવનમાં
ઊડે પીળાં પાન
આપણ પણ પીળાં પાન
વહાલી, આપણ પીળાં પાન,
જીવનનાં વન બેયે જોયાં
દુઃખ ઝાઝાં, સુખ ઓછાં...
હૂંફ ખરી છે એકમેકની
સુખદુઃખનો છે સાથ,
બાકી આ રતમાં તો, જોને
ખરતાં કેવાં પાન તરફડી
છે આકરું વનપ્રસ્થાન...

પર્ણહીન કઙ્કાલ વૃક્ષનાં
નાગાં હાલે ડોલે
માળા ખાલી સાંઠીકડાંના
પક્ષી ગયાં છે ઊડી
રહેવા દક્ષિણની ઉષ્મામાં
હંસ ઊડ્યા પાંખો સઙ્કેલી
કાળાં પાણી છોડી...

વનમાં નગર, નગર છે વનમાં,
ફરે વનેચર નગરશેરીએ
લોકો જાયે સાંજે ભાગી
તગતગતી જો આંખો રાતી
ગાડીની પાછળ ઊગે છે.

કાળી, ધોળી, પીળી લાટિનો
વેજા અહીં ભૂંડી ભટકે એ
પડછાયા તો સૌના કાળા
કાળી ધોળી, પીળી, લાટિનો
વેજા ભુંડી ચઢી શિકારે
ગાંડી લોહી તરસ છિપવે છે.

વનનાં વૃક્ષ ઉખેડી ત્હેનાં
કર્યાં હતાં મહાલય જે ત્હેનાં
બન્ધ કર્યાં છે બારીબારણાં
આડા માર્યા બન્ધ
મારી મારી આડા લાક્ષ
બન્ધ કર્યાં છે દ્વાર તોયે
માંહિ વનેચર બખોલ પાડી
પેસી ઊંડે
કરતાં કાળાં કામ...

માનવને રહેવાની બન્ધી !
ગન્ધ પારખી ગયાં વનેચર...

તારાના ચુંચા અજવાસે
લાંબા કાળા ઓળા ભમતા
ખરતાં ઊડે પાન પવનમાં
વનમાં પીળાં પાન...

# અનુવાદ

## Haiku

The wet kingfisher
shakes his feathers
in the late
reflected sunlight

-Tori

Supper in autumn...
Flat light through
an open door
from a setting sun.

-Chora

The calling bell
travels the curling
mist-ways
autumn morning.

-Basho

The windblown grass
hovering mid-air
in vain
An autumn dragonfly

-Basho

In lantern-light
my yellow
Chrysanthemums
lost all their colour

-Buson

## હાઈકુ

સિક્ત પિચ્છ
કલ્કકલ્યો ઝેરે, વળતાં
સૂરજતેજે.

શારદ્-વાળુ,
પાણ્ડુ રવિનું તેજ
દ્વારથી ખુલ્લાં.

આહ્વાન-ઘણ્ટ
ઓસ-ઘૂંઘરા માર્ગે...
શરત્ પ્રભાતે.

વા-વહ્યું તૃણ...
ઝૂમે વ્યર્થ હવામાં
શારદ્ વાણિયું

ફાનસ-તેજે
પીળાં સેવતી પુષ્પો
રઙ્ગવિહીનાં.

## ખાયણાં

સાંજનાં પાછાં વળતાં સૂરજ તેજે
કોકિલ્લો ઝઝ્ઝે
ભીનાં નિજ પિચ્છને.

શારદ-સાંજનું લઈ રહેલાં વાળુ,
આથમણું તેજભાળું
આવ્યું પરસાળમાં.

આવતો ઓરો ઓરો બોલાવણ-ઘણ્ટ
ઝાકળ ભીને પન્થ,
સવારે શારદી.

વાયરે ઊડ્યું તરણું... હવામાંહે
ફોગટ ભમતું રહે
આસોનું વાણિયું.

કાચની બારીનાં તેજ મહીં સહુ-પીળાં
ફૂલ મ્હારાં દાવરીનાં,
ગુમાવે રઙ્ગને.

અનુ. રાજેન્દ્ર શાહ

## કાગડા

ઝુલ્ફિકાર ગાઉજ
વ્રજલાલ દવે

કાગડા તો કોઈપણ ચીજમાં ચાંચ ઘોંચે
વિરૂપતા એમનું બખ્તર છે.
બાળકો ત્હેમને પાળવાની તમા રાખતા નથી.

કાગડા વૃક્ષો પર ઊતરે છે ત્યારે ગરુડો શાણા
બનીને ચૂપચાપ ક્યાંક સરી જાય છે.
કાગડા અગાસી પર બેસીને રસ્તે દોડતાં
વાહનોની વિવેચના કરતા દેખાય છે.
ત્હેમનો શ્યામ વેશ ત્હેમની વાચાનું ખંજર
છુપાવી શકતો નથી.

તેઓ 'કા કા' કર્યા જ કરે છે. વાચા તો
એમનું જાતિગત શસ્ત્ર છે. એકાએક
'કા કા' કરીને રાત્રિની શાન્તિનો ભઙ્ગ
કરતા મ્હેં સાંભળ્યા છે.

આકાશના ખરતા તારા પર વાદવિવાદ
કરતાં તેઓ ઉશકેરાઈ ગયા ન હોય !
તેઓ ફરી પાછા આકાશમાં ઊડે
જાણે કોઈ પ્રમાણ શોધવા ઉદ્યત
બનેલા વિજ્ઞાનીઓ ન હોય !

એમની મન્ત્રણાઓ ભાંગી પડે ત્યારે એ બધા
તીવ્રપણે પોતાની જાત પાથરી દેતા
રાજપુરુષો ન હોય !

## વિકલ્પ

ઇલિનોર વાઈલી
વ્રજલાલ દવે

ધૂમાડિયાં ટોળાંને છોડો,
અભડાયેલા સમુદાયોથી દૂર હઠો.
ઊંચેરા ખડક પર આસનબદ્ધ
આત્મતુષ્ટ ગરુડ થઈને જીવો.
ટોળાની કચડાતી કૂટાતી ગર્મી
આલે છે અને પોષે છે ધિક્કાર !
ગરુડનું થાનક ઊંચું :
વાદળથીએ ઊંચું એ આસન;
ટોળાંઓ ગર્મીનાં પડોમાં ભીડાઈ જાય છે,
અને સમુદાયો આશરો ઢૂંઢવા દોટ મૂકે છે !
ત્યારે ગરુડ તો વાવાઝોડાની આણની
ઉપર રહીને આભમાં હેલારા લે છે
અને સૂર્યમાં નજર ખોડી શકે છે.

પણ ગરુડના પન્થને ખેડવાની તમારા
અઙ્ગમાં તાકાત ન હોય તો પણ
સાબુના ફીણના ગોટા જેવા માનવ ઢગોથી દૂર રહો
વરાળ છીંકોટિયાં ઘેટાંનાં ટોળાંથી દૂર હઠો.
ડાઘાડૂઘી ભર્યાં દશ્યો અને અવાજોથી
ત્હમારા આત્માને અસ્પૃષ્ટ રાખો.
મખમલચર્મ છછૂન્દર બનીને
ભોંયની ભીતરે વસો,
વૃક્ષોનાં મૂળિયાં સાથે
નદીના મૂળ જલસોત સાથે
અને શરીર વિહોણાં અસ્થિઓ સાથે
દોસ્તી કરો.

## શિશુલોક

### સૂરજને અજવાળે

રાજેન્દ્ર શાહ

આખી રાતનું અન્ધારું જે ત્રમત્રમ કાળું કાળું,
સૂરજદાદા આવે ત્યારે બધે થતું અજવાળું.

હું જ્યાં વ્હેલો ન્હાઈ, શિરામણ કરી જાઉં
રમવાને,
દડી આવતાં બાળ બીજાં તે ખડકીના મેદાને

કુકરે કુક કુક...
ગાડી છુક છુક,
સન્તાકુકડી...
અડી દડ-દડી

થાક લાગતાં ઘરે જવું, તૈયાર રસોડે થાળી,
પાંચ આંગળિયે ખાવું, ના રખાય એકે ટાળી.

બપોરના તડકામાં તો જ્યાં હોય ઝાડની છાયા,
જાગે તે આવે, રહે બીજા ઊંઘમહીં લપટાયા.

ચકલી ચલ્લુ
ભમરો ભલ્લુ,
કાળી કોયલ
કાબર કલબલ,

બોલ બોલ ને ચાલ ચાલના અમે ચડીએ ચાળે;
વનવાનરની જેમ ઝૂલીએ નમી રહેલી ડાળે.

### મનનો મોરલો

સુશીલા ઝવેરી

કરે મનનો મોરલિયો કલહોર :
નાવલિયા ઢૂંઢતી મીં પળપળ ઊંડાણે તુંના
અન્તરના ફમ્ફોહી તળ
લાધી ભીનાહ ના લગરિહ લોચન મંઈ
ઊડે તીં હોઈ કિયાં જળ ?
નાંઉ કે ભીનાઉં ઠેમ ઉમટેલા ઓરતા —
તીંયા હિયુ રિયુ મુંનું કોરું ધાકોર...

મનમાં ઉતુ હે તીંયા વેળુ ને વીંખતા;
વરડાના મળહે એંધાણ,
હોહી પાતાળ ઠેતો હુક્કી ભઠ્ઠ હાઉં;
અવરથા વગડે રોણું ઠે થાતી જાણ
વેગળા વહન કીધાં મનનાં વીટેલ બધાં
ઊઘાડી આહ લાજી ભરતીતી ન્હોર...

વલખે તરહ તીં ભીતરની કારમી;
એકેક રુંવાડે ઊગી પ્યાહ
ટીપાના વૈભવથી છીપતો ન કણ્ઠ કમે ય;
રુંધાતો વાવલિયે હાંહ;
બારે તે મેહની માંગ ઉતી ધરતીની
ફોરાંની ફરફરમાં વરતાતો તોર...

## ડાહ્યા અને શાણા

**પિનાકિન્ ઠાકોર**

ડાહ્યા માણસનો બુધવાર
એવું શાણા સજ્જન કહેતાં
ગાંડાં જૂદે ગામ નહીં વસનાર
લોકો એક જ સાથે રહેતાં.

ચાલો સમય સાચવી સૌએ
આજ નિશાળે જઈએ;
ભણતર ગણતર શીખી લઈએ
શાણા માણસ થઈએ.

ડાહ્યા જનના સઙ્ગ કરીને
આપણને કેળવીએ
સમ્બન્ધોને સ્નેહે ભરીને
મૈત્રી મધુર મેળવીએ.

ખોટાં કામ નહીં આચરિયે
સદ્‌ગુણ સૌ સઙ્ઘરિયે
અવગુણોથી અલગ રહિયે,
ચેતન પથ સઞ્ચરિયે.

## ખેલા

**એકલવ્ય**

ખેતર-શેઢે ખોરડું હાં રે ખેલીએ ખેલા;
ડાળીએ બાંધ્યું દોરડું હાં રે ઝૂલીએ ઝૂલા.

લીમડે આલી છાયા હાં રે ખેલીએ ખેલા;
હઉની હારે માયા હાં રે ઝૂલીએ ઝૂલા,

કોયલ સાથે કૂજીએ હાં રે ખેલીએ ખેલા,
બોલડ બોલે ઝૂઝીએ હાં રે ઝૂલીએ ઝૂલા.

વાયરો વહે ધીમે હાં રે ખેલીએ ખેલા;
ટહુકો સીમે સીમે હાં રે ઝૂલીએ ઝૂલા.

વાનર ભેળા વાનર હાં રે ખેલીએ ખેલા;
કેમેય નહીં કાયર હાં રે ઝૂલીએ ઝૂલા.

ગોળ-ચણાથી રીઝીએ હાં રે ખેલીએ ખેલા;
વ્હેણનાં પાણી પીજીએ હાં રે ઝૂલીએ ઝૂલા.

# કચ્છી કવિતાનો મૂલગામી પરિચય : 'ઘટડો મિંજ તો ગરે'

રમણીક સોમેશ્વર

એક મેક્સીકન ગીતમાં કહેવાયું છે કે "I carry in my heart the land I knew' જે ભૂમિને મ્હેં જાણી છે, જે ધરતીમાં મ્હારાં મૂળિયાં રોપાયાં છે એ ધરતીને હું મ્હારા હૃદયમાં લઈને ફરું છું. ધરતી પ્રત્યેની આવી અદમ્ય મમતા અને એ મમતાના પ્રતાપે માટીની સુગન્ધ જેમ મ્હોરી ઊઠતી ભાષા, એના પ્રત્યેની ચાહના. એ કારણે જ કદાચ આપણા દેશના પશ્ચિમ સીમાડાના ખૂણે આવેલા કચ્છ પ્રદેશની ભાષા કચ્છીનું સાહિત્ય અનેક અવરોધો વચ્ચે પણ અદ્યાપિ ટકી રહ્યું છે અને પોતાની લિપિના પ્રશ્નો હોવા છતાં હજુય સર્જકતાથી મઘમઘી રહ્યું છે.

કચ્છી ભાષા સાહિત્યના અભ્યાસી અને આલોચક શ્રી પ્રભાશઙ્કર ફડકે આ ભાષા સાહિત્યની પરિસ્થિતિ અંગે વાત કરતાં લખે છે. "કચ્છની કોઈ નિશાળમાં કોઈ બાળક દૂધભાષા કદી શીખ્યો નથી, કે ત્યાંના વહીવટ કે વ્યવહારમાં લિખિતરૂપે તે કદી વપરાઈ નથી. આ તો એની જિજીવિષા જબરદસ્ત છે, એની ગણીગાંઠી કલમોની સિસૃક્ષા એટલી પ્રબળ છે કે એ ભૂંસાઈ જતી નથી, નહિ તો એના અસ્તિત્વ સામેના પડકારો ન્હાનાસુના નથી, અને એના માર્ગમાં અવરોધો ઓછા નથી."

કચ્છ પ્રદેશ અનેક રીતે અનોખો છે. પ્રાકૃતિક પરિવેશની દૃષ્ટિએ તે રણ, સમુદ્ર અને ટેકરીઓથી ઘેરાયેલો છે. દુષ્કાળજન્ય પરિસ્થિતિ અને અનેકવિધ વિટમ્બણાઓ વચ્ચે ઘેરાયેલા આ પ્રદેશનું જનજીવન ખમીર અને ખુમારીવાળું છે. તેથી જ એની ભાષામાં લાઘવ અને એક આગવું જોમ જોવા મળે છે. કવિ ઉમાશઙ્કર જોશી આ પ્રદેશને 'ભારત પચ્છમ અચ્છો કચ્છ' કહે છે. લિપિ, પ્રકાશન વ્યવસ્થા વગેરે અંગેની અનેક સમસ્યાઓ વચ્ચે પણ રણમાં ખીલતા પુષ્પની જેમ કચ્છી ભાષાનું સાહિત્ય પ્રગટ થતું રહે છે. ભલે પછી એની નોંધ બહુ ઓછી લેવાતી હોય. અહીં ઉર્દૂનો પેલો શેર યાદ આવી જાય છે :

*હજાર બર્ક ગિરે, લાખ આંધિયાં ઉઠે,*
*વો ફૂલ ખિલ કે રહેંગે જો ખિલને વાલે હૈ.*

પ્રત્યેક ભાષાની જેમ સર્જકક્ષણોનો પ્રથમ ઉન્મેષ અહીં પણ કવિતા દ્વારા પ્રગટ્યો છે. અને કવિતાના અભ્યાસીઓને અનિવાર્ય પણે ધ્યાન આપવું પડે એવી ઉત્તમ કવિતાઓ આ ભાષામાં જોવા મળે છે. પરન્તુ કચ્છી કવિતાના સુવ્યવસ્થિત પ્રકાશનો કે અધિકૃત સમ્પાદનો બહુ ઓછાં થયાં છે. વિવેચનનો લાભ તો એને નહીંવત જ મળ્યો છે. કચ્છી ભાષાથી અભિજ્ઞ એવા વિશાળ ભાવક સમુદાય સુધી આ પ્રદેશની કવિતા હજુ ભાગ્યે જ પહોંચી છે.

આવા સઞ્જોગોમાં ડૉ. ધીરેન્દ્ર મહેતાનું પુસ્તક 'ઘટડો મિંજ તો ગરે, એક અગત્યનું પ્રકાશન સિદ્ધ થાય છે. મૂળે 'જન્મભૂમિ પ્રવાસી'ની રવિવારીય પૂર્તિમાં કાવ્ય આસ્વાદ શ્રેણી રૂપે લખાયેલા કાવ્ય રસદર્શનોનો આ સઞ્ચય છે. પરન્તુ ડૉ. ધીરેન્દ્ર મહેતાની અભ્યાસપૂત દૃષ્ટિ અને સાહિત્ય નિષ્ઠાએ એને નવું પરિમાણ બક્ષ્યું છે.

પુસ્તકમાં પ્રવેશતાં તરત જ આપણું ધ્યાન ખેંચે છે સતાવન પૃષ્ઠોમાં વિસ્તરેલી 'તૃણના શિખરેથી આકાશ દર્શન' એવા શીર્ષકથી લખાયેલી એની પ્રસ્તાવના. આ

પ્રસ્તાવના આપણને સમગ્ર કચ્છી કાવ્ય-સાહિત્યનો મર્મગામી પરિચય કરાવે છે. અને આપણને ખ્યાલ આવે છે કે કચ્છી કવિતાનાં તૃણ-શિખરો પરથી કવિતાના ભાતીગળ આકાશનું લીલયા દર્શન કરાવવાનો પ્રયાસ આ પુસ્તક દ્વારા થયો છે. કચ્છી લોકસાહિત્યની પ્રારમ્ભિક ક્ષણોથી માંડીને સામ્પ્રત કચ્છી કવિતા સુધીના એક પ્રલમ્બ પટનું સુરેખ ચિત્ર અહીં આપણને પ્રાપ્ત થાય છે. અહીં કચ્છી કવિતાનો ઇતિહાસમૂલક પરિચય તો મળે જ છે. પરન્તુ સાથે સાથે કચ્છી કવિતાની વિશિષ્ટતાઓ, લાક્ષણિકતાઓ, સ્થિત્યન્તરો, વળાંકો, પરિવર્તન કે વિકાસનો ખ્યાલ પણ મળી રહે છે.

લેખકની અભ્યાસી નજર અહીં બધું ઝીણવટપૂર્વક જોતી રહે છે. જેમકે કચ્છના લોકસાહિત્ય વિશે વાત કરતાં તેઓ લખે છે "કથા કાવ્ય કે પ્રસઙ્ગકાવ્ય, બાલકાવ્ય, જોડકણાં, દુહા, સોરઠા, સાખી, ગુજારતો, ભજન, ગીત, કાફી, બેત, કવિત, સઙ્ગર, પિરોતી સલોકા જેવા વિવિધ સાહિત્યપ્રકારો અને શૈલીઓ અહીં છે, પ્રેમ, વૈરાગ્ય નીતિ, લોકજીવન અને વ્યવહાર તથા પર્યાવરણ જેવા વિષયોનું અને શૃઙ્ગાર, કરુણ, વીર, હાસ્ય, શાન્ત વગેરે રસોનું નિરૂપણ એમાં થયેલું છે. ભાષા અને અભિવ્યક્તિની અનેક છટાઓ એમાં દેખા દે છે : અલઙ્કાર, કલ્પન અને પ્રતીકની યોજના ભાષાની સરળતા અને સચોટતા, ભાષા અને ભાવનો ચમત્કાર, વર્ણનની ચિત્રાત્મકતા જેવાં લક્ષણો એને સૌન્દર્યમણ્ડિત કરે છે. કવિતા સાહિત્યનો સાચો અભ્યાસી જ આવાં તારણો કાઢી શકે પોતાના આ તારણો માટે લેખકે અહીં સચોટ ઉદાહરણો પણ આપણી સમક્ષ મૂક્યાં છે. એમાંથી એક-બે ઉદાહરણો દ્વારા આપણે પણ ચાલો, કચ્છી લોકસાહિત્યની ઝલક પામીએ.

*ન ચાં ત ઉધામા અચે ચોંધે જિભ ન વરઈ,*
*આઈયલ ! ઇતરી ગાલમેં ઉમ્મર સજી ઉસઈ.*

[ન કહું તો અજમ્પો રહે, કહેતાં જીભ ન ઉપડે માડી ! આટલી વાતમાં આખું જીવન ગયું] ભીતરની અનુભૂતિની વાત અહીં કેવી સચોટ રીતે મુકાઈ છે !

અને મનના ખેલની વાત પણ જુઓ કેવી સુન્દર અભિવ્યક્તિ પામી છે

*કડેં મન માકુડી, કડેં કેસર સીં,*
*હેડો ન રે હિક્કિ ધાણ, રાત ન કો ડીં*

[મન ક્યારેક મક્કોડી જેવું નિર્બળ બની જાય છે તો ક્યારેક એ જ મન કેસરી સિંહ જેવું બળવાન હોય છે. માનવીનું હૈયું રાતદિવસ એક જ સ્થિતિમાં રહેતું નથી.]

કાવ્ય-આસ્વાદમાં પણ મુગ્ધાની મૂંઝવણનું નમણું લોકગીત પસન્દ કરાયું છે. એ આસ્વાદ લેખ જોઈશું તો ખ્યાલ આવશે કે ભાષાના વિલક્ષણ પ્રયોગો અને લોકસાહિત્યની વિશિષ્ટતાઓને પણ આસ્વાદક ભાવકો સમક્ષ ખોલતાં જાય છે.

કચ્છી કવિતામાં એક બળૂકો પ્રવાહ છે સન્તપરમ્પરાનો. કચ્છી કવિતાનું બીજારોપણ પણ અહીં જોવા મળે છે. આ પ્રારમ્ભિક ક્ષણોની લેખકે પૂરી ઉલટતપાસ કરી છે અને પછી એવા તારણ પર આવ્યા છે કે કચ્છી કવિતાનો રીતસરનો પ્રારમ્ભ ૧૮મી સદીની પહેલી પચીસીના અન્તમાં જન્મેલા સન્તકવિ મેકણથી થયો. આ મેકણની વિશિષ્ટતાઓ તારવી બતાવતાં લેખક કહે છે, "મેકણની સાખીઓમાં, પદો અને ભજનોમાં વૈરાગ્યબોધ અને તત્વબોધ સાથે વ્યવહારબોધ પણ જોવા મળે છે. સહજતા અને સૂઝ મેકણની કવિતાને એક મોટું પરિમાણ અર્પે છે. વર્ણસગાઈ અને યમક, અન્તર્પ્રાસ અને આન્ત્યાનુપ્રાસ એમની અભિવ્યક્તિને સુન્દર બનાવે છે, તો સહજ સુલભ દૃષ્ટાન્તો, કહેવતો, રૂઢિપ્રયોગો, સચોટતા, માર્મિકતા, લક્ષણા, લાઘવ જેવાં તત્વો મેકણની રચનાઓને લોકહૃદયમાં અને કણ્ઠમાં સ્થાન આપે છે."

આસ્વાદ લેખોમાં પણ મેકણની કોઈ એક જ કવિતાનો આસ્વાદ ન કરાવતાં 'મેકણની કવિતા' વિશે લેખ કરી સન્ત મેકણના મહત્ત્વના પ્રદાનની વાત કરી છે. આ સન્ત કવિનો એક દુહો જોઈએ.

*ગુજારત જયું ગાલિયું, વધી વડ થઈયું*
*ચઝે માડુએ ન પૂછઈયું મનજયું મનમેં રઈયું.*

[ગૂઢાર્થની વાતો વિકસીને વડ જેવી ઘટાટોપ થઈ યોગ્ય ભાવક ન મળ્યો, કોઈ યોગ્ય માણસે એ વિશે પૂછ્યું નહીં તેથી મનની એ વાતો મનમાં જ રહી] અહીં અષ્ટાવક્રગીતાની એક પઙ્ક્તિ યાદ આવી જાય છે,

अन्तर्यदनुभूयेत तत्कथं कस्य कथ्यते ।

[અન્દર અનુભવાતું હોય તે કેવી રીતે, કોને કહી શકાય ?]

આવી જ ગૂઢાર્થની વાતો કરનારા કચ્છનાં કવયિત્રી છે રતનબાઈ. રતનબાઈની વાત કરતાં કરતાં લેખક તુલનાત્મક અધ્યયનના મુદ્દાને પણ આવરી લે છે. કારણકે રતનબાઈની કાફીઓ મીરાંબાઈના પદો સાથે ઘણું સામ્ય ધરાવે છે. એક મુદ્દો તારવતાં લેખક કહે છે, "મીરાંબાઈની માફક રતનબાઈ પણ સ્રીજીવન સાથે સઙ્કળાયેલી કેટલીક સંજ્ઞાઓ પ્રયોજી ઊર્મિને અસરકારક રીતે નિરૂપે છે." આસ્વાદ લેખોમાં રતનબાઈની કાફીઓ વિશે પણ અલગ લેખ થયો છે. અહીં મીરાંબાઈ સાથે સામ્ય ધરાવતી કેટલીક પઙ્ક્તિઓ આપણી નજરે ચડે છે. એક-બે ઉદાહરણ જોઈએ.

*કાગ ઉડાઈયાં, વાયું ન્યારિયાં, અચો આંઈ મુંજા*
*પિરી !*

[કાગ ઉડાડું, વાટ નિહાળું, આવો મારા વહાલમ. આ પઙ્ક્તિો વાંચતાં મીરાંબાઈનું પદ 'મુખડાની માયા લાગી રે...' સાથે સામ્ય ધરાવતી રતનબાઈની આ પઙ્ક્તિઓ જોવા જેવી છે.

*"મુખ ન ડિસાં તતાં સુખ ન થિયે*
*માં, તેજી કેડી વલે ?"*

[મુખ ન ભાળું તો સુખ ન પામું, હે મા ! આ તે કેવી દશા છે !] વિરહની વેદના અને અવિરત પ્રતીક્ષાનું અસરકારક નિરૂપણ કરતી ખોજા જ્ઞાતિની આ કવયિત્રીની કૃતિઓ આપણને અનેક સ્થળે મીરાંબાઈનું સ્મરણ કરાવે છે.

તો, કચ્છીભાષાનો કવિ રાઘવ આપણને અખાની યાદ અપાવી જાય છે. અનેક પ્રકારની ધાર્મિક અન્ધશ્રદ્ધામાં ખદબદતા સમાજને એમાંથી બહાર કાઢવાનું કામ કવિ રાઘવ આવેગપૂર્વક કરે છે. રાઘવના પૂર્વજો વેદાન્તી, પરન્તુ વેદાન્તનું મિથ્યા અર્થઘટન કરી પાખણ્ડ આચરતા તરકટી પણ્ડિતોને ફટકારવાનું કાર્ય આ રાઘવે કર્યું. અખાના 'ગુરુ અઙ્ગ'ના છપ્પાઓની યાદ અપાવે એવા છપ્પા રાઘવમાં 'કલીજા કુસાધુ' (કલિયુગના કુસાધુ) નામે જોવા મળે છે. એના કાવ્યસઙ્ગ્રહો (મરણોત્તરો)ના નામો પણ વિશિષ્ટ છે 'દામ્ભિક માનખણ્ડન-ખેતાબાવની' અને 'સન્નાસન્ત દર્પણ અથવા ખોતો ખાંટ અને અન્ધશ્રદ્ધાળુ ઉમાડીઓ. રાઘવની બીજી વિશેષતા એ છે કે એણે કચ્છી ભાષામાં સંસ્કૃત વૃત્તોમાં સુન્દર રચનાઓ આપી છે. પુસ્તકમાં કાવ્ય આસ્વાદમાં શાર્દૂલવિક્રીડિતમાં લેવાયેલી એની રચના આપણું ધ્યાન ખેંચે છે, તો બીજી રચના મનહર છન્દમાં છે.

પરમ્પરાના આ કચ્છી કવિઓની વાત કરતાં એક પ્રતિભાશાળી કવિ લાલજી નાનજી જોશીનો એક ચોટદાર દુહો યાદ આવી જાય છે. ટપકાવું,

*કાં ફૂલ મેં બૂ ખોટ, કાં ભમરે મેં ભાવજી*
*લગે ચિતમેં ચોટ, ત પેલી રાત પ્રભાત વે.*

[કાં ફૂલમાં સુગન્ધની ઊણપ હોય, કાં ભમરાના ભાવની, (નહિતો) ચિત્તમાં ચોટ લાગ્યે પહેલી રાતે (સીધું) પ્રભાત જ હોય] હા, વાત છે ચિત્તમાં ચોટ લાગવાની અને આવી ચોટ કચ્છના અનેક મધ્યકાલિન કવિઓમાં આપણે અનુભવી શકીએ છીએ. એનો ખ્યાલ ડૉ. મહેતાનું આ પુસ્તક વાંચતાં આવે છે. એ બધા કવિઓની માંડીને વાત અહીં નથી કરતો.

કાવ્યલેખન શીખવવા માટેની કોઈ વ્યવસ્થિત પાઠશાળા ચાલતી હોય એવું કોઈ આપણને કહે તો

એ વાત આશ્ચર્ય પ્રેરે. પરન્તુ કચ્છમાં કાવ્યરસિક મહારાવ શ્રી લખપતજીએ ઈ. સ. ૧૭૪૯માં વ્રજભાષા પાઠશાળાની સ્થાપના કરેલી. લેખક કહે છે, "વ્રજભાષા પાઠશાળા એ માત્ર કચ્છની જ નહીં પરન્તુ સમગ્ર ભારતની એક સાંસ્કૃતિક ઘટના છે. "કવિવર ન્હાનાલાલે પણ આ પાઠશાળાનું ગૌરવ કરતાં કહેલું "કચ્છ રાજ્યનું સિંહાસન તો ભુજિયો છે, પણ ત્હેનો કિર્તિમુકુટ તો ભુજની વ્રજભાષા પાઠશાળા છે. આપણા કવીશ્વર દલપતરાય પણ આ પાઠશાળામાં પિંગળપાઠ પઢ્યાનું નોંધાયું છે. લેખક નોંધે છે તેમ આ સમયના કવિઓએ છન્દ અલઙ્કાર, રસ, શબ્દ, શક્તિ, નાયિકાભેદ વગેરેની ચર્ચા કરતા લક્ષણગ્રન્થો લખ્યા છે. આ કવિઓ બહુશ્રુત હતા. એમણે દર્શન, પુરાણ, નૃત્ય, વૈદક, યોગવિદ્યા, કામવિદ્યા, સામુદ્રિક વિદ્યા, અશ્વવિદ્યા, શસ્ત્રવિદ્યા, જ્યોતિષ, ગણિત, ઇત્યાદિ વિષયો પર શાસ્ત્રીય ગ્રન્થો પણ લખ્યા છે. આ બધી માહિતી એ કાળના સર્જકો પ્રત્યે અહોભાવ જન્માવે. વિસ્તાર ભયે અહીં વિગતોમાં નથી જતો.

કવિ દુલેરાય કારાણી કચ્છી કવિતાના એક સીમા સતમ્ભ સમાન છે. કારાણીની કાવ્ય-પ્રવૃત્તિ સમયના દીર્ઘ પટ પર પથરાયેલી છે, અને કચ્છી કવિતામાં સહજ પરિવર્તનનું એ એક નિમિત્ત બને છે. કારાણી વિશે વાત કરતાં લેખક કહે છે, "એમની કવિતામાં એક બાજુ લોકસાહિત્ય, સન્ત મેકણ, તો બીજી બાજુ કલાપી ન્હાનાલાલ, મેઘાણી, સુન્દરમ્‌ની અને ક્વચિત વર્તમાન કાલીન ગુજરાતી કવિતાના તેમજ રીતિકાલીન હિન્દી કવિતાના સંસ્કાર ઝીલે છે. કરથી લોકસાહિત્યના સંશોધનનું કામ પણ કારાણીએ ખન્તથી કર્યું છે. એમની કવિતામાં દીર્ઘતા અને વતન પરસ્તીના પરિબળો આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. કારાણીના કચ્છી અને ગુજરાતી બે ભાષામાં લખાયેલા એક જ વિષયપરના ગીતનો આસ્વાદ પ્રસ્તુત પુસ્તકમાં કરાવવામાં આવ્યો છે. એમાંનું ગુજરાતી કાવ્ય 'ઝારાનું મયદાને જંગ' નો પ્રો બ. ક. ઠાકોરે 'આપણી કવિતા સમૃદ્ધિ'માં સમાવેશ કરેલો. એ એક જ કવિની એક વિષય પરની બે ભાષામાં લખાયેલી કૃતિઓનો તુલનાત્મક આસ્વાદ મૂકી આસ્વાદકે કાવ્ય આસ્વાદની વિવિધ તરાહોનો ખ્યાલ આપ્યો છે.

કરાંચીમાં રહી કચ્છી કવિતા-લેખનમાં પ્રવૃત્ત શાયર મકભૂલ કચ્છી દ્વારા કચ્છીમાં ગઝલના કાવ્ય પ્રકારનો નક્કર પ્રવેશ થાય છે. મકભૂલ કારાણીના સમકાલીન છે. અને ગઝલનાં ઉદાહરણો તો કારાણીમાં પણ જોવા મળે છે. પણ મકભૂલનો અવાજ કંઈક અનોખો છે અને એની ગઝલની ઇબારત પણ. એક શેર જોઈએ.

*ઉમેધૂં ભંધ ઐ ઇનમેં હજારૂં*
*વડેમેં વડો હી ધિલ કેદખાનું !*

[ઉમેદો કેદ છે એમાં હજાર મોટામાં મોટું આ દિલ કારાગાર]

આસ્વાદ માટે લેવામાં આવેલું મકભૂલનું જાનપદી ઇજન આપતું ગીત કચ્છી કવિતાની એક યાદગાર રચના છે. મકભૂલ જેમ કવિ 'અબ્દ'ની રચનાઓ પણ બહુધા ગઝલ સ્વરૂપે જોવા મળે છે. એમની કવિતાનો વ્યાપ પણ બહોળો છે.

કચ્છી કવિતાને નવો વળાંક આપનાર કવિઓમાં માધવ જોશી 'અશ્ક' એક મહત્ત્વનું નામ છે. એમની વિશેષતા એ છે કે કચ્છીમાં સામાન્ય રીતે પ્રયોજાતી જાડેજી બોલીનો ઉપયોગ ન કરતાં તેઓ લખપત અને બન્નીમાં વપરાતી ભાષાને ઉપયોગમાં લે છે. ભાષાની આ છાંટ અન્ય કવિઓમાં જોવા નથી મળતી.

વિપુલ માત્રામાં કાવ્ય સર્જનમાં પ્રવૃત કવિ 'તેજ' પણ સમકાલીન કવિઓમાં એક બબુકો અવાજ છે. લેખક નોંધે છે તેમ "તળપદી મીઠાશ એ 'તેજ'ની કવિતાનું વ્યાપક બલકે મૂળભૂત લક્ષણ છે. નિરૂપ્ય તેમ નિરૂપણ બન્નેમાં એ જોવા મળે છે." વિગતે વાત ન કરતાં કવિ 'તેજ' ની એક ચમત્કૃતિ-સભર રચના જ અહીં માણીએ.

*સરધપૂનમજી રાતજો*
*મું પિરૂલ્યો તે સુઈમેં ડોરો*
*ને પિરૂલાજી વ્યો ચંધર !*

[શરદપૂનમની રાતે હું પરોવવા ગયો સોઈમાં દોરો ને પરોવાઈ ગયો ચંદ્ર !] 'તેજ'માં પરમ્પરા અને પ્રયોગ બન્ને જોવા મળે છે. એના હાઈકુયુગ્મનો એક નોંધપાત્ર પ્રયોગ આ પુસ્તકમાં નોંધાયો છે.

સમકાલીન કવિઓની વાત કરતાં લેખક નોંધે છે કે, "માધવ જોશી 'અશ્ક', તેજપાલ ધારશી 'તેજ' અને ઓસમાન સાટી શુદ્ધ કચ્છી કવિઓ છે. આમાં 'તેજ' પરમ્પરામાં પોતાનું સામર્થ્ય દાખવીને ધ્યાન ખેંચે છે, તો સાટી, પ્રણય, પીડા, જુદાઈ, બેવફાઈ, વૈફલ્યના નિરૂપણથી કચ્છી કવિતામાં એક નિરાળું ભાવજગત ખડું કરીને." સાટીના કાવ્ય સંગ્રહ 'બ વાટું'એ એ રીતે અભ્યાસીઓનું ધ્યાન આકૃષ્ટ કરેલું.

ગુજરાતી અને કચ્છીમાં સમાન્તરે કાવ્યસર્જન કરતા કવિ મદનકુમાર અન્જારિયા 'ખ્વાબ' કચ્છી કવિતાને અનોખી તાજગી બક્ષે છે. સમકાલીન ગુજરાતી કવિતાના સમ્પર્કનો લાભ એમની કચ્છી કવિતાને પૂરેપૂરો મળે છે. અલઙ્કાર પ્રતીક, કલ્પન, તરઙ્ગ જેવા કવિતાના મહત્વના ઉપકરણો સૂઝ અને સાહસપૂર્વક યોજીને તેઓ કચ્છી કવિતામાં અપૂર્વ પરિણામો સિદ્ધ કરે છે. અછાન્દસ, મુક્તક અને હાઈકુ તેમજ તાન્કાના કાવ્ય સ્વરૂપોને પણ એમણે કચ્છી ભાષામાં અજમાવ્યા છે. એમની એક વિલક્ષણ ગઝલનો આસ્વાદ કરાવતાં અહીં લેખક નોંધે છે, "વ્યઞ્જનાપૂર્ણ અર્થદ્યોતક કામગીરી, ભાવવાહી પાઠક્ષમતા આ બધાં લક્ષણો મદનકુમારની અભિવ્યક્તિને અજબ તાજગી અને સમૃદ્ધિ બક્ષે છે." 'ખ્વાબ'ની ગઝલનો એક શેર જોઈએ.

*ગરેડી ઐયાં આઉં ઠલ્લે કુએજી;*
*ને પૈયાભમ પદ્દર ! ભચાયો ભચાયો.*

[હું નિર્જળ કૂવાની અચલ ગરગડી છું
ને સૂમસામ પાદર ! બચાવો બચાવો]

સામ્પ્રત કવિઓમાં કવિ 'વ્રજગજ કન્ય', પબુ ગઢવી 'પુષ્પ', 'કમર' કચ્છી, દયારામ શિ. નાકર 'મજલ', જયન્તી જોશી 'શબાબ', આનન્દ કુમાર આરે, રવિ પેપાણી 'સભર' વગેરે અનેક નોંધપાત્ર અવાજો આપણને જોવા મળે છે. વ્રજગજ કન્યની એક પ્રયોગલક્ષી કૃતિનો આસ્વાદ અહીં કરાવવામાં આવ્યો છે. 'મી જા મામા' (ઇન્દ્ર ગોપ) અહીં વિષયની નૂતનતા તરત આપણું ધ્યાન ખેંચે છે. પાછી આ હાઈકુ ગઝલ છે. હાઈકુ સાંકળી દ્વારા કવિએ સુન્દર ચિત્ર ઉપસાવ્યું છે. તો રવિ પેયાણી 'અમિર'ની તળપદી સુવાસ પ્રસરાવતી રચના જોતાં કચ્છના જાનપદી જીવન સાથે આજે પણ કચ્છી કવિતાનો તાર જોડાયેલો અનુભવી શકાય છે. 'શબાબ', 'પુષ્પ', વ. કવિઓ દ્વારા કચ્છી સાથે ગુજરાતી હિન્દીમાં પણ કાવ્ય રચનાઓ મળતી રહે છે.

મહાનગર મુમ્બઈમાં રહીને કચ્છી કાવ્ય સાહિત્યમાં પ્રવૃત્ત કવિઓની અહીં અલગ નોંધ લેવાઈ છે. લેખક કહે છે. "વતનની ભાષા અને નગરજીવનના અનુભવો સંવેદનોનો કોઈ અજબ સમ્બન્ધ તેમની કવિતામાં જોઈ શકાય છે. એ સ્પર્શે છે તેમ કૌતુક પણ જગવે છે. વતનની સ્મૃતિની છાલક પણ વાગે છે અને ખટકો પણ ક્યારેક જાગે છે." આ કવિઓમાં ભાષાની આખી ઇબારત અને અભિવ્યક્તિની તરેહ બદલાયેલી માલૂમ પડે છે. આ કવિઓમાં હ. વિસન નાગડા (કાવ્ય સંગ્રહ 'સોજાંખો) આવેગ-સભર ઊર્મિઓ લઈને આવે છે. આસ્વાદ માટે લેવાયેલા એમના વર્ષાગીતમાં તળપદી ભાષાની પ્રવાહિતા ધ્યાન ખેંચે છે. એ કાવ્યમાં એમણે પ્રયોજેલા રૂપક અલઙ્કારનું ઉદાહરણ જોઈએ.

*નરિયે જે ધિલ જે તારેં તે ફિરે છડેં જયું આંગરિયું*
*છિનલ છોરિયું લિકી સુકેતીં કનસારે ડી ચાગરિયું*

[નળિયાંના હૃદયના તાર પર વર્ષાની બુન્દો રૂપી આંગળીઓ ફરવા લાગી. અલ્લડ છોકરીઓ એ લપાઈ

લપાઈને સાંભળવા લાગી] અહીં વરસાદ પણ કેવો ઉદ્દીપક બની જાય છે !

ગુલાબ દેઢિયાનાં કાવ્યોમાં ભાષાના વિવિધ સ્તરના પ્રયોગો ધ્યાન ખેંચે છે.એમના કાવ્ય સંગ્રહ 'અણોસાર'માં મુખ્યત્વે અછાન્દસ રચનાઓ જોવા મળે છે. અહીં આસ્વાદ માટે લેવાયેલ કાવ્ય 'યાર્ડમેં' દ્વારા અસ્તિત્વની ઉપેક્ષા કરતી યાન્ત્રિકતાનો આજના જીવનવ્યવહાર પરનો પ્રભાવ નિરૂપિત થયેલો જોઈ શકાય છે. ડો. ગિરીશ વિછીવોરા પણ આ કવિઓમાં પોતાનો આગવો અવાજ લઈને આવે છે. તો અમૃત ગજ્જર તો તદ્દન આધુનિક પરિભાષા લઈને જ આવે છે. કચ્છી કવિતામાં સ્કેવર ફીટનું વ્યાકરણ અહીં પ્રવેશે છે. ગજ્જરના એક કાવ્યની પઙ્ક્તિઓ જોઈએ :

*કેબરે ડાન્સરજી નાભિ મિંજાનું*
*રોજ રોજ વિયાંઈધલ મુંબઈ !*
*તો કે લાનત આય !*

[કેબરે ડાન્સરની નાભિમાંથી રોજ પેદા થનાર મુમ્બઈ તને લ્યાનત છે !]

આમ, કાવ્યપ્રેમીઓ અને અભ્યાસીઓ માટે આ એક મહત્ત્વનું પ્રકાશન સિદ્ધ થાય છે.

['ઘટડો મિંજ તો ગરે' ધીરેન્દ્ર મહેતા. પ્રકાશક : ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર. પ્રથમ આવૃત્તિ ૧૯૯૩ (કચ્છી કવિતાનો આસ્વાદ) ]

## ગોરમ્ભાયેલી ગઝલો

**રાજેશ વ્યાસ 'મિસ્કીન' !**

('ગોરમ્ભો' – મનીષ પરમાર; સઙ્કલન ચન્દ્રાબહેન એસ. શ્રીમાળી; પ્રકાશક : પ્રિયદર્શિની એજ્યુકેશન ટ્રસ્ટ, ગાંધીનગર ૩૮૨ ૦૨૩. પ્રથમ આવૃત્તિ, ૧૯૯૪, મૂલ્ય રૂ. ૩૫/-)

ગઝલ અને માત્ર ગઝલ લખતા આજના ગઝલકારોમાં મનીષ પરમાર ધ્યાન ખેંચતું એક નામ છે. 'ગોરમ્ભો' મનીષનો પ્રથમ ગઝલસંગ્રહ છે જેમાં ૧૦૧ ગઝલોનું સઙ્કલન ચન્દ્રાબહેન એસ. શ્રીમાળીએ કર્યું છે. ૧૯૮૦ થી માંડીને ૧૯૯૨ સુધીના સામયિકોમાં પ્રગટ થયેલી મનીષની આ ગઝલોનું વીણીવીણીને સંકલન કરવામાં આવ્યું છે.

ભારતની અન્ય ભાષાઓની સરખામણીમાં માત્ર ગુજરાતી જ એક એવી ભાષા છે જેમાં ગઝલકારોએ સમ્પૂર્ણ નિષ્ઠાથી એકોપાસના કરીને સબળ અને સફળ ગઝલો આપી છે. મનીષનું ખેડાણ આ દિશા તરફનું છે તે 'ગોરમ્ભો'માંથી પસાર થતાં અનુભવાય છે. આકાશ બરોબર ઘેરાયું હોય, વરસાદ પડું પડું થતો હોય તેમ લાગે, આખીય ધરતી હમણાં ભીંજાઈ જશે, આખું વાતાવરણ બદલાઈ જશે એવું લગાડતી ક્ષણો એ જ ગોરમ્ભો. મનીષની ગઝલોનું આકાશ પણ ગોરમ્ભાયું છે જે ત્હેની આવતી કાલનોય સઙ્કેત કરે છે.

*કૈંક ગોરમ્ભો અને વરસાદ છે,*
*ને બન્યું બળવાનું ઝબકારા વિશે.*

*તું જવાબ એનો નહીં આપી શકે,*
*રેખને કરવત નહીં કાપી શકે.*

*ઘણીવાર હું આથમ્યો છું સમયમાં,*
*સૂતો છું કિરણની સપાટી ઉપર હું.*

*રોજ લીલી ઋતુ ઇચ્છાની રહે છે,*
*આંખમાંથી આંસુ બારેમાસ આવે.*

*છે ગઝલ બીજો મનીષ અવતાર ત્હારો,*
*બેઉ સરખા શબ્દ આવે શ્વાસ આવે.*

*એજ અન્ધારે ત્હને શોધ્યા કરું છું,*
*એકબીજામાં મળ્યા અટકળ અને હું.*

*યાદ આવે કોઈની દીવાનગી ને*
*એજ બસ ક્ષણથી મનીષ અજરા-અમર હું.*

*હું પછી તો પીઉં પણ શું હે તરસ ?*
*આંસુઓ પણ નીતરીને આવશે.*

*પ્હાડમાં પગલાં પડ્યાં કોનાં મનીષ ?*
*પત્થરે પત્થર સુગન્ધીદાર છે.*

*જળ ઉપર તારા પડેલા જોઈને,*
*રાતમાં આકાશ નીચે ઊતરે.*

*આંખમાં કાયમ જગા એને મળી છે,*
*આંસુ રૂપે કોઈ જીવનભર મળ્યું છે.*

*માંયલો આ માર હું કોને કહું કોને બતાવું લાભ શો ?*
*આ પડેલા સોળ લોહીમાં હજીયે જોઈ લે અકબન્ધ છે.*

*સૂર્ય અડધી રાતના ઊગી ગયો,*
*લોહીમાં જાગી ગયું એ શું હશે ?*

*અન્ધકારો આજ પુરાણા થયા રે,*
*કોની ફૂંકેથી દીવા રાણા થયા રે.*

*પત્ર ત્હારો વાંચીને બેઠા પછી,*
*દૂરતા માપ્યા કરું છું રોજ હું.*

૧૦૧ ગઝલોના આ સઙ્ગ્રહમાંથી પસાર થતાં ઘણા શેર ગમી જાય તેવા છે. મોટાભાગની ગઝલો ટૂંકી બહરમાં લખાયેલી છે. બે ત્રણ લાંબી બહરમાં લખાયેલી ગઝલો છે. આ ગઝલોમાં ક્યાંક ક્યાંક છન્દદોષ છે પરન્તુ તે મુદ્રણદોષ જોવો ક્ષમ્ય છે. મનીષે ગઝલની અનેક શક્યતાઓને હજુ ચકાસવાની બાકી છે. ત્યારે બેત્રણ બાબતો તરફ ધ્યાન ખેંચવાનું મન થાય છે. વિષયની એકવિધતા અને એકના એક વિચારના શિકાર થતા અટકવું જ રહ્યું. ઉદાહરણ તરીકે અન્ધકાર-અન્ધારાનો ઉલ્લેખ ૩૨ શેરમાં, આંસુનો ઉલ્લેખ ૨૯ શેરમાં, તો ધુમાડા ૧૫ શેરમાં જોવા મળે છે. આથી ધુમાડો અને છમકાર પૃ. ૨,૧૯, ૬૦ ઉપર. ધુમાડાનું વજન પૃ. ૫૭, ૨ ઉપર. અધૂરો કાગળ પત્ર પૃ. ૨૭ ૩૦-૩૨ ઉપર. આંસુની ભીનાશ પૃ. ૧૩-૧૫-૧૮ વગેરે ઉપર. આમ એકના એક વિચારનું પુનરાવર્તન થતું જોવા મળે છે. વળી તે એટલા ચોટદાર શેર રૂપે પણ નહીં.

*પૂર જેવી રાત ધસમસતી..*
*પૂરની માફક વહેતા અન્ધકારો...* (પૃ. ૩-૧૧)

અને ક્યારેક તો આખા મિસરા જ સરખા લાગે છે. દા.ત.

*આંસુનો ભૂલી ગયો આકાર હું* (પૃ. ૧૪)

*આંસુનો આકાર હું ભૂલી ગયો છું.* (પૃ ૨૨)

જો કે આના બચાવમાં મનીષનો એક મિસરો કહી શકાય કે 'તું બળ્યો છે આગવી રીતે મનીષ'... પરન્તુનો અર્થ એ ન કરવો જોઈએ કે થોડાક શબ્દોની આસપાસ જ હમેશાં ગઝલ રમ્યા કરે. જાગ્રત ગઝલકાર થવા માટે વિષયવૈવિધ્ય અને ભાષાસમૃદ્ધિ અંગે પ્રમાદ ન સેવાય તેનો ખ્યાલ રાખવો જરૂરી છે.

*એક માણસ પાળ બનતો જાય છે,*
*દૂસરો શેવાળ બનતો જાય છે.*

આવા શેર ગઝલ-સઙ્કલન વખતે વિચારણામાં લેવાયા હોત તો સારું થાત. 'ગોરમ્ભો'માં જ્યારે સહજતા સિદ્ધ થઈ છે ત્યારે ગમી જાય તેવા શેર મળે છે. પરન્તુ સામે પક્ષે કૃતકતા આયાસ છતાં થઈ જાય તેવી નબળી ગઝલો સઙ્કલનમાંથી નિવારી શક્યા હોત તો સઙ્ગ્રહને સમૃદ્ધ બનાવી શકાત. કવિના એકાધિક સઙ્ગ્રહો પ્રગટ થઈ ચૂકયા હોય અને તે પછી ત્હેનું સઙ્કલન પ્રગટ થાય તે સમજાય છે, પરન્તુ પ્રથમ સઙ્ગ્રહ સઙ્કલન રૂપે હોય ત્યારે આશ્ચર્ય જરૂર જન્મે. પરન્તુ જે હોય તે, મનીષનો 'ગોરમ્ભો' તેની આવતી કાલની ગઝલો માટે આશાઓ જન્માવે છે.

## અશ્વ

*વ્હેલી પરોઢીયે મચ્યો આષાઢનો વરસાદ,*
*ને આછી ઘણી છે આવજા રસ્તા ઉપર,*
*હું હોટલે ચાની હૂંફાળી બાષ્પને ચાહી રહું જ્યાં રોકવા*
*ત્યાં સ્ટેન્ડ પર એકલ નિહાળું કોક ગાડી એકધારી*
*ક્યારની દદડી રહી,*
*ને એટલાં પલળેલ પેખું ચર્મના એ દાબડા*
*ઘેરા બન્યા અંધાર જેવા અશ્વની આંખો ઉપર*
*કે વ્યોમથી પડતું હજી પાણી હવે પાછું પડે,શોષાય ના;*
*બ્રશ સમી કાપેલ એની કેશવાળીની મહીં તો કેટલું રૂહે ?*
*ધોધ જે પાણી પડ્યું એમાં ઘણું તો વહી ગયું એ ઠીક*
*નહીં તો ક્યારનો ડૂબી ગયો એ હોત !*
*ને એય પણ કંઈ ઠીક જેવું થાત.*

*ને હજુ ઉપરાઉપર વરસી રહ્યાં આ વાદળાં,*
*લિસ્સી રુવાંટીની થકી લસરી રહ્યાં,*
*થોડાંક પણ એવાં ભરાયાં કાંધ પરના ભારમાં, સામાનમાં*
*ને એટલે ચારે તરફ વ્યાપી વળ્યા આ શીતમાં*
*અકડઈ ગયેલું પુચ્છ, આખી કાય,*
*શું એકાદ ક્ષણ બસ અગ્નિની જ્વાલા સમું ધ્રુજી ઊઠે;*
*નીચી નમેલી ડોક એવા એક ઊંડા કમ્પથી*
*ઊંચી થઈ એ શીઘ્ર પાછી એ ક્ષણે નીચી પડી,*
*અઙ્ગ આખાની માહીં વ્યાપી વળી લાચાર ત્યારે*
*અશ્વની શું યે વિમાસણ*
*સૂર્યનો રથ જ વહે એ સપ્તમાંથી એક પોતે*
*ક્યાંથી અહીં આવી પડ્યો ?*

પ્રિયકાન્ત મણિયાર

પ્રિયકાન્ત મણિયારની કૃતિ 'અશ્વ' નિમિત્તે અહીં કંઈક કહેવાનો ઉપક્રમ છે. પ્રિયકાન્ત ગુજરાતી કવિતાના એક સમર્થ પ્રતિભાવાન અને અગ્રયાયી કવિ તરીકે પોતાના જીવનકાળ દરમિયાન જ સર્વસ્વીકૃતિ પામ્યા હતા. કવિ હોવું એ જ પર્યાપ્ત પણ લોકપ્રિય કવિ નીવડવું એ સોનામાં સુગન્ધ ભળ્યા બરાબર. પ્રિયકાન્ત લોકપ્રિય કવિ હતા. વિશાળ જનસમાજ અને અધિકારી વર્ગ બન્નેને એમની કવિતા એક સરખો આનંદ આપતી. એમનું કાવ્યપઠન કાવ્યપ્રેમીઓના હૈયાનો ઉમળકો બની રહેતું. એ જાણે કે આખા અઙ્ગથી કવિતા વાંચતા. '૫૦ અને ૬૦'ના ગાળાની કવિતા નિતાન્ત સૌન્દર્યબોધ અને વાસ્તવબોધની કવિતા છે. આ સમયની કવિતાને ઉમાશઙ્કર માનવતાવાદી વલણો દાખવતી કવિતા તરીકે ઓળખાવી છે યથાર્થને લક્ષ્ય કરતી કવિતાનું ઉદાહરણ એમણે પ્રિયકાન્તની રચના 'એક ગાય'માં જોયું હતું. ગભીર સરળ પ્રનજાકત ભરી છન્દોબદ્ધ રચનાઓ ઉપરાંત લોકઢાળમાં રચાયેલી અસઙ્ખ્ય કલ્પનરસિત ગીત રચનાઓ આપણે આપી છે.

૧૯૪૮માં પ્રિયકાન્તની પોતીકી મુદ્રા ઉપસાવતી કૃતિઓ પ્રકટ થઈ ચૂકેલી. ત્હેમનું લેખન કાર્ય અનવરત ચાલ્યું છે. ૧૯૭૬માં ૪૯ વર્ષની વયે તે આપણી વચ્ચેથી વિદાય લે છે. ત્રણેક દસકાના સર્જનાત્મક ગાળામાં એ ૭ કાવ્ય સઙ્ગ્રહો આપે છે 'પ્રતીક', 'અશબ્દ રાત્રિ', સ્પર્શ', 'સમીપ', અને 'પ્રબલ ગતિ', 'લીલેરો ઢાળ' અને 'વ્યોમલિપિ' મરણોત્તર પ્રકાશનો છે. ટૂંકા ગાળામાં આટલું ભવ્યસુન્દર અને માતબર સર્જન જવલ્લે જોવા મળે.

'અશ્વ' એમની એક મહત્ત્વની કૃતિ છે. ૧૯૫૯માં રોકડા ૧૬ કાવ્યો ધરાવતો એમનો સઙ્ગ્રહ 'અશબ્દ રાત્રિ' પ્રકટ થાય છે. પ્રસ્તુત કૃતિ આ સઙ્ગ્રહમાંથી લીધી છે. સામાન્યમાંથી અસામાન્યમાં, સાધારણમાંથી અસાધારણમાં જવાનો કલ્પન સાધ્યો કીમિયો આ કાવ્યોનું એક તરતું લક્ષણ છે. વાસ્તવદર્શી કવિતાનું એક નવું પરિમાણ દાખવતી આ રચનાઓ જાણે કે એક અખણ્ડ કાવ્ય હોય તેવો અનુભવ કરાવે છે. અહીં એ નોંધવું જોઈએ કે આ સઙ્ગ્રહ કાવ્યભાષા કાવ્યવસ્તુની દષ્ટિએ પૂરોગામી સઙ્ગ્રહ 'પ્રતીક' થી તદ્દન ભિન્ન છે. વેદના વિષાદ અને વિચ્છિન્નતા આ બીજા સઙ્ગ્રહની રચનાઓનું કાવ્ય વસ્તુ છે. અને અશ્વમાં આ ત્રણેય અવસ્થિતિની પરાકાષ્ઠા છે.

પ્રિયકાન્તનાં પ્રાણીકાવ્યો પછી કાવ્યોની સઙ્ખ્યા એક સ્વતન્ત્ર સઙ્ગ્રહ થાય તેટલી છે. અહીં કટાક્ષ વિડમ્બના વ્યંગ્ય આદિ આવે છે. વિશેષ તો કાવ્ય નિરૂપિત વેદનાને સાઙ્કેતિક રીતે રજૂ કરવા પ્રતીકની કૃતિઓ 'કબૂતરો' 'કપિ', 'કુત્તા,' 'એક ગાય' મનુષ્ય સાથે જોડાયેલ અવસાદની તીવ્ર લકીર આંકી આપે છે. 'અશબ્દ રાત્રિ'ની ત્રણ કૃતિઓ 'હાથી' 'અશ્વ' 'ખિસકોલીઓ' કલ્પનની સઙ્કુલ આન્તર રેખા પર ચાલે છે.

*અચિન્ત ક્યાંથી*
*અહીં આમ હાથી ?*

નગરમાં હાથી આ પ્રશ્નાર્થ સાથે ઊઘડતું કાવ્ય પૂરું થાય છે ત્યારે જે ભાવ દૃઢ થાય છે તે મનુષ્યની હૃદય શૂન્યતાનો.

*સિગારના ધ્રૂમ સમો વહી ગયો.*

હાથી નગર-સોંસરો પસાર થઈ ગયો. એક મોટી ઘટના, કોઈ વ્યાપક ક્રિયા એમને એમ નિરર્થક વહી ગઈ. સમાજ કોરોને કોરો. અહીં કટાક્ષ નથી એકરાર છે. સામ્પ્રત સમાજની સંવેદન શૂન્યતાનો 'અશ્વ' રચનારીતિની દૃષ્ટિએ વિલક્ષણ છે. ખાસ કરીને તેની લયસંરચનાને લઈ અહીં એ નોંધવું રસપ્રદ રહેશે કે પાંચમા-છઠ્ઠા દાયકાની કવિતામાં માત્રામેળ છન્દોનો વિનિયોગ આધુનિક નગરજીવનના વૈયક્તિક મનો-જગતના સંવેદનોને વ્યક્ત કરવામાં સવિશેષ થયો છે. 'અશબ્દ રાત્રિ'ની મોટા ભાગની રચનાઓ હરિગીતમાં છે અને પ્રત્યેક કાવ્યમાં આ છન્દનો નવો ચહેરો ઊઘડી આવ્યો છે. બોલચાલની અનેકવિધ લઢણને સારવતા આ છન્દનો અને તે સાથેજ અન્ય માત્રામેળમાં છન્દોના લય-સઞ્ચલનોનો નૂતન આવિષ્કાર નિરઞ્જન ભગત પ્રિયકાન્ત મણિયાર અને હસમુખ પાઠકની રચનાઓમાં અનન્ય રીતે થતો જણાય છે.

કાવ્ય આરમ્ભાય છે વર્ણનથી. વરસતા ધોધમાર વરસાદમાં સ્ટેન્ડ પર એક ગાડી પલળી રહી છે. વાદળાં પર વાદળાં વરસે છે. પાણી, અન્ધાર, ઠણ્ડીથી ભર્યું વાતાવરણ ઝઝૂમેલું છે. તોફાની ઝિંકાતી વરસાદની ઝડીઓમાં ગાડીએ જોડાએલ અશ્વ પલળતો ઊભો છે. તેની આંખ પરના ચર્મના દાબડા blinkers પલળી પલળી અન્ધાર જેવા ઘેરા બની ત્હેની દૃષ્ટિને અન્ધ બનાવી રહ્યાં છે. અહીં વર્ણનાત્મક વાસ્તવદર્શી ઘટકના પૂરા થવા સાથે જ નાટ્યાત્મક રીતે પાત્રનો કાવ્યમાં પ્રવેશ થાય છે. પાસેની હોટેલમાં ચાની બાષ્પને નિહાળતી વ્યક્તિ કાવ્ય ઘટનાની ક્રિયા સાથે સીધી સઙ્કળાય છે અને એક માનવીય સન્દર્ભ ઊભો થતો આવે છે. વસ્તુતઃ આ વ્યક્તિ કાવ્યના ઉપાડથી જ અશ્વની સાથે છે કેમકે તેની આંખે જ અનરાધાર વરસાદમાં લથબથ થયેલ ગાડીને જોડાએલ પલળેલ અશ્વનું નિરૂપણ થયું છે. પણ હવે વ્યક્તિ અશ્વના અન્તરઙ્ગમાં જાણે કે પ્રવેશે છે અને આ સાથે જ કાવ્ય એક જુદા જ સ્તર પર ઊંચકાઇ આવે છે. કંઈક એવું થાય છે જે અશ્વની કાયા ધ્રુજાવી જાય છે. આન્તર ચેતનાનો તીખારો અશ્વના રોમેરોમમાં અગ્નિ પ્રસારાવી મૂકે છે. બદ્ધતાનું, પરતન્ત્રતાનું, દયનીય સ્થિતિનું જાણે કે ક્ષણ માટે વિસ્મરણ થાય પણ તરત જ કારમી લાચારીનું વેધક ભાન થાય છે.

*અશ્વની શું વે વિમાસણ-*
*સૂર્યનો રથ જે વહે એ સપ્તમાંથી એક પોતે*
*ક્યાંથી અહીં આવી પડ્યો ?*

સૂર્યના રથના સાત અશ્વો —આ એક પરિચિત પુરાણકલ્પનને કવિસંવેદના માનુષી વેદનાનો સંસ્પર્શ આપી આધુનિક કલ્પનમાં રૂપાન્તરિત કરે છે. કાવ્યમાં જે ચમત્કાર સધાય છે તે કવિકલ્પનાનો — એક સ્ખલન અવપતન પામેલો અશ્વ કરુણ લાચારી અનુભવે છે. આ કરુણ સ્ખલન tragic fall છે. અવપતન પામેલા અશ્વના રૂપક દ્વારા ગૌરવાન્વિત જિન્દગીની અવમાનના સૂચવતી સ્થિતિ સુચવાઈ છે વેદના વિષાદ અને વિચ્છિન્નતાગ્રસ્ત મનુષ્યની અવસ્થિતિનો અહીં જાણે નિર્દેશ છે. પ્રિયકાન્તની ઉત્કટ સંવેદનશક્તિ અને વિલક્ષણ કલ્પનકળાનો ઉત્તમ સમન્વય દાખવતી 'અશ્વ' એક વિશિષ્ટ રચના છે.

— નલિન રાવળ

# પ્રિયાના આગમનની સ્વાગત-લિપિ

દેવેન્દ્ર દવે

## તમે આવ્યાં ને આ—

માધવ રામાનુજ

*તમે આવ્યાં ને આ અમથું અમથું મૌન ઊઘડ્યું,*
*ગયાં ગોરમ્ભીને ઘન વરસી, આકાશ ઊઘડ્યું,*
*થીજ્યાં આંસુ ઓથે સ્મરણ, અધરે સ્મિત ઊઘડ્યું.*

*યુગોથી વેંઢારી નરી અલગતા ચન્દ્ર ફરતો*
*રહે, મ્હારું યે આ જીવતર વીત્યું એ જ ગતિમાં,*
*ત્હમારા આવ્યાનો કલરવ ભરી યાન ઊતર્યું*
*અને રુંવે રુંવે પ્રથમ પળનું દર્દ ઊઘડ્યું !*

*અષાઢી રાતોનાં રિમઝિમ બધાં ગીત ફણગે*
*ત્હમારાં આછેરાં કુમકુમ ઉગે સ્તબ્ધ ફળિયે,*
*ઝરૂખે ટાંગેલી નીરવ ઠીબની પાંખ ફરકે,*
*ત્હમારી કીકીના સજલ ટહુકે, મુગ્ધ નળિયે*
*ઝમે આળો આળો દિવસ, ઘરમાં રાત રણકે !*

*ઘડી ઊભાં રૂહે જો ઉંબર પર સિંદૂર વરણાં,*
*ત્હમારા સેંથામાં મિલન-પળનું મૌન ભરી દો.*

પ્રીતિનાં અનેકવિધ સ્પન્દનો ઝીલતાં સૉનેટો આપણી કવિતામાં રચાયાં છે. ત્હેમાં કવિના મિજાજ પરક નવીનતા પણ પ્રગટી છે. પ્રિયજનના આગમનનો હર્ષોલ્લાસ પ્રણયના રોમાઞ્ચ સાથે આલેખ્યો છે. પ્રથમ પઙ્ક્તિએ જ ઉમળકો વરસે છે

*"ત્હમે આવ્યાં ને આ અમથું અમથું મૌન ઊઘડ્યું"*

અહીં 'અમથું' 'અમથું' દ્વાર કશા કારણ વગર મૌનનું ઊઘડવું એ જ અન્તરની લાગણીને ફૂલની માફક ઊઘડતી દર્શાવી છે. ચિત્રકાર એક લસરકે રેખાના વળાંક દ્વારા જેવી રીતે તેની કલાનો ઉઘાડ કરે છે તેમ પ્રથમ પઙ્ક્તિ જ ભાવકને આનન્દની અનુભૂતિએ પ્રવેશ કરાવે છે.

ગોરમ્ભેલાં ઘન સમાન વ્યથાનાં વાદળો વરસીને, આકાશના ઉઘાડ દ્વારા જે સૌંદર્યાનુભૂતિ થાય તેવી નિરાળી પળને સ્કેચ કરી દીધી. પ્રિય પાત્રના આગમન પહેલાં જે કાંઈ આંસુ, નિરાશા હતાં ત્હેના સ્મરણો થીજી ગયાં, અને અધર પર સ્મિત ઊઘડ્યું. કાવ્યની ખૂબી એ છે કે 'ઊઘડ્યું' પ્રથમ ત્રણેય પઙ્ક્તિમાં આવે છે, છતાં કવિ કૌશલથી પોતાના આનન્દની વાત કરે છે કે તેમાં પુનરુક્તિ દોષ લાગતો નથી !

સૉનેટની ત્રીજી પઙ્ક્તિથી પોતાના પ્રિય પાત્રના આગમન પહેલાંના જીવનની વાત-વ્યથા સરસ ઉપમા અલઙ્કાર પ્રયોજી કરે છે કે યુગોથી નરી અલગતા વેંઢારી ચન્દ્ર ફરતો રહે છે, એ જ ગતિમાં મ્હારું અત્યાર સુધીનું જીવન વ્યતીત થયું છે. યાન એટલે વિમાન, 'કલરવ' શબ્દ આનન્દનું સૂચન કરે છે. જાણે પક્ષીની જેમ પ્રિયજન પોતાના શુષ્ક જીવનમાં ઊતરી આવે છે, તેમ કવિએ સૂચવ્યું છે.

આઠમી પઙ્ક્તિથી શરૂ થતું પ્રકૃતિ-વર્ણન કૃતિમાં ઠીબ ઉપરનું પક્ષી, બધું પ્રતીકાત્મક છે. ભાવકના ચિત્તની મુક્તિની પ્રસન્નતાની અનુભૂતિ એ સૂચવે છે. આષાઢની મેઘલી રાતે ગીતનું ફણગવું એ જ કવિની અવિસ્મરણીય ઘટના છે. આગળ કવિ કહે છે કે ત્હમારાં આછેરાં કુમકુમ પગલાંથી મ્હારા સ્તબ્ધ ફળિયે રિમઝિમ ગીત ફણગે છે. ઝરૂખામાં ટાંગેલી, જે અત્યાર સુધી 'નીરવ' ઠીબ હતી ત્હેને પણ પાંખ ફરકે છે ! શું સજીવારોપણ અલંકાર દ્વારા કાવ્યની ગતિમાં ઉમઙ્ગ છંટાય છે ! વળી પ્રિયાની કીકીના સજલ ટહુકે (ટહુકો પણ ભીનાશમય!) નળિયું પણ મુગ્ધ બની નીરખે છે કે આખ્ખો દિવસ આળો આળો ઝમે છે અને ઘરમાં રાત રણકે છે ! દિવસને 'આળો' કહી ત્હેમાં ઋજુતા અને રાતને રણકતી કહીને મિલનનો થનગનાટ પ્રકટે છે !

સૉનેટનો ખરો વળોટ તેની અન્તિમ બે પઙ્ક્તિ દ્વારા સધાય છે :

*ઘડી ઊભાં રેજો ઉંબર પર સિન્દૂર વરણાં,*
*તમારા સેંથામાં મિલનપળનું મૌન ભરી દો.*

# ચન્દ્ર પરમાર

કનુભાઈ જાની

*ઢોળી ફોરમ વગડે ઢળ્યું*
*વણબોલ્યું એક ફૂલ !*

મૂળ પંક્તિ છે : 'Full many a flower is born to blush unseen.' કોઈ ખખડાટ-ભભડાટ વિના, પણ અક્ષરપૂજામાં વ્યસ્ત-મસ્ત રહીને જીવતા'તા ચન્દ્ર પરમાર; ને એમ જ ચૂપચાપ ૧૬-૯-૯૪ને શુક્રવારે ગયા - ચુંમોતેરની ઉંમરે ! અહીં તો બોલે એનાં કાચાં-કોરાએલાં બોરેય વેચાવી આપનાર કુશળ બજારનિષ્ણાતો છે ત્યાં કોઈ રામની રાહ જોઈને શબરીવેડા માંડે તો આપણે શું કરીએ ?રહેવું કન્ઝયૂમર્સ કલ્ચરના જમાનામાં ને તખલ્લુસ રાખવું 'અલામા પરવેઝ' - ઓલિયાનું, એ કેમ ચાલે ? પછી ચાર દાયકાની તમારી કવિતાપ્રવૃત્તિની અમે નોંધેય શું કામ લઈએ ? છો પડી એ કવિતા વેરાયેલી 'સંસ્કૃતિ', 'કુમાર', 'કવિલોક', 'કવિતા', 'ઊર્મિ' કે 'નવચેતન'ના જૂના અંકોમાં કે બીજેત્રીજે ! તમે 'અજોડ અમદાવાદ' વિષે સરસ લેખમાળા લખેલી, નહિ ? ચા...લો ! અમદાવાદ વિષે લખનારને એ ખપમાં આવશે. તમે - તમારું એકમાત્ર, ડેમી સાઈઝના સો પાનનું અભ્યાસયુક્ત પુસ્તક, જેને મોનોગ્રાફ કહી શકાય તેવું, એ વિષયનો સાંગોપાંગ ખ્યાલ સંક્ષેપમાં આપતું, 'હઝરત શાહ વજીહુદ્દીન ગુજરાતી'. કેટલા ગર્વથી તમે સોળમી સદીના એ મહાપંડિત વિષે લખ્યું છે !

"આરબ લોકોમાં એક ઘમંડ હતો : પોતાની અરબી ભાષા પર એમને નાઝ હતો, ગુરૂર હતો. અરબસ્તાન સિવાયના તમામ દેશોને તેઓ અજમ કહે છે. અને તેના રહેવાસીને અજમી કહે છે. અજમીની અરબી ભાષા માટે આરબોને જરાય માન ન હતું. એ તો એટલું જ સમજતા કે અરબસ્તાનનો રહેવાસી જ સાફ અરબી બોલી-લખી-વાંચી શકે.

આરબોનો આ ઘમંડ એક ગુજરાતીએ... એવો તો ઉતારી દીધો કે છેલ્લાં ચારસો વર્ષથી ગુજરાતીનાં પુસ્તકો તેઓનો ફરજિયાત વાંચવા જ પડે છે. એ પુસ્તકો ન વાંચે તો મુસ્લિમ ધર્મના મહાપંડિત (અલામા) થયાવ નહિ. અલામા થવું હોય તો, અમદાવાદમાં પેલા ખાનપુર જવાના માર્ગે, નાકા પર, જ્યાંથી બહાઈ સેન્ટર જવાનો માર્ગ આરંભાય છે, ત્યાં, ખાનકાહ(મઠ)માં હિજરી સને ૯૩૪(ઇ.સ.૧૫૨૪) બાદ, એ ગુજરાતીએ ઇસ્લામ ધર્મના મુખ્ય...ગ્રંથો પર કરેલું વિવરણ... વાંચવું જ પડે.

એ 'ગુજરાતી' પણ કેવા હતા ! માત્ર પુસ્તકોનાં પાનાં પર... હાંસિયામાં નોંધ કરતા ! આશરે ૨૬૦ પુસ્તકોના હાંસિયા પર એ ગુજરાતી એ નોંધો કરી છે અને આશરે ૪૦ જેટલાં પુસ્તકો (એમ) રચાયાં...'

પણ, કવિ, તમે તો હાંસિયાય ન ચીતર્યા ! ગુજરાતી ભાષા પ્રત્યે નાઝ/ગુરૂર (ગર્વ) જરૂર. ઉર્દૂની છાંટવાળું થોડું પણ સરસ ગુજરાતી ગદ્ય લખ્યું. ઇતિહાસ-સંસ્કૃતિનાં પુસ્તકો સતત ફંફોસતા રહ્યા. મરાઠી, હિન્દી, ગુજરાતી, અંગ્રેજી એ ભાષાઓ પણ જાણે. અંગત ગ્રંથાલય સારું. કાંઈક જૂનું જોવું હોય તે ચન્દ્રનો હાથ પકડીએ. મને યાદ છે : 'કવિલોક' માટે જૂની લોકરમતોનાં જોડકણાં ભેગાં કરતાં કરતાં ચન્દ્ર સાંભર્યા; એમને ઘેર ગયો; તો, સો-સવાસો વર્ષ પહેલાનું એ સરસ પુસ્તક આપ્યું ! વળી યાદ છે નરભેરામ-દ્વિશતાબ્દી પરનું એમનું વક્તવ્ય. નરભેરામ ચન્દ્રના વિસ્તારના, ગોમતીપુરના. આખા ગોમતીપુરને

એ વખતે એમણે જગાડેલું; અનન્તરાય રાવળ અધ્યક્ષ; કે.કા. અને ઉમાશંકર પણ વક્તાઓ; અન્યમાં આ લખનાર, વિનોદ અધ્વર્યુ, નલિન રાવળ વગેરે વગેરે વગેરે ઘણા. ત્યારે અમદાવાદના સ્થાપકની કવિતાથી આરંભીને પછી વહેતા રહેલા અહીંના અરબી-ફારસી-ઉર્દૂ કવિતાપ્રવાહની ઝાંખી એમણે કરાવેલી ! (૧૯૬૮)

પણ જાહેરમાં ભાગ્યે જ બોલે ! દેખાવે તો, ન ઓળખતા હોય એ ચોકડી જ મૂકે ! કાળો રુક્ષ વાન, એમાં સફેદ માથે જીંથરકા, ને સફેદ અણીદાર દાઢી; રાતા જરા મોટા હોઠ; ને રાતી, મોટી, ચળકતી, ભીનીભીની, કવિહૃદયની ચાડી ખાતી આંખો. ક્યારેક પેન્ટ-શર્ટ-કોટ, ક્યારેક લેંઘો-ઝભ્ભો.

પોતે વ્યવસાયે વૈદ્ય. પણ વ્યવસાય પરત્વે પણ બેતમા. ૧૯૨૦ની આસપાસ જન્મ. રાધનપુરનું શમી એ વતન. એની વઢિયારી બોલી, એના રીતરિવાજ, એનાં ગીતો, એના ઢાળ રગરગમાં. માધ્યમિક શિક્ષણ અમદાવાદની ન્યૂ એજ્યુકેશન હાઇસ્કૂલમાં. મેટ્રિક થયા પછી નડિયાદ જઈ 'આયુર્વેદભિષક' થયા. પણ અહીં ઘેર, ધીરધારનો સારો ધંધો કરતા પિતા પથુભાઈ પરમાર, દીકરા રામચન્દ્ર (એ એમનું મૂળનામ)ની રાહ જોતા રહ્યા, ને ભાઈ નર્મદાકિનારે હનુમંતેશ્વરમાં જઈને પેટલાદ પાસેના સિમરડાગામના ગુરુ માતમરામની સન્નિધિમાં, સાધનામાં લાગી ગયા ! એમની કવિતામાં - ખાસ કરીને 'મધરો મધરો પાયો કલાલણ' -માં અધ્યાત્મરંગ એ એમની કવિતાનો એક રંગ; બીજો પ્રીતિ; ત્રીજો વતનપ્રેમ; પછી પ્રકીર્ણ.

એમની કલમ બે રીતે ચાલી : પત્રકારી કોલમોમાં ખાસ કરીને ઇતિહાસ-સંસ્કૃતિને વિષયે; અને કવિતાને ક્ષેત્રે ખાસ કરીને ગીતોમાં. આરંભ ગઝલોથી કર્યો. ત્યાં પણ અખિલને જોવાની જ મનીષા. એક ગઝલનો ઉઘાડ છે —

*મદીલી આંખથી આસવ પ્રિયા તું પાય તો સારું,*
*મને ફરતું અખિલ બ્રહ્માંડ જો દેખાય તો સારું.*

માનવમહત્તાનો ઉત્તાન સૂર પણ છે :

*ચહો છો ભૂલવા, કિન્તુ નહિ ભૂલી શકો એમને;*
*અમે વિદ્યુત્ નથી કે તુર્ત અન્તર્ધાન થઈ જાશું.*

❊

*રૂપેરી ચન્દ્ર પણ સાક્ષાત્ બતલાવી દઉં પળમાં;*
*જુઓ આ અશ્રુબિન્દુમાં ગગનનો વાસ લાવ્યો છું.*

❊

*મરણ-અંતે બળીને પણ અમે કેવી જિકર કીધી :*
*ધુઁવાનું રૂપ લઈ, ઝૂમી, ચઢાઈ આભ પર કીધી.*

ગઝલો લખાતી'તી ને મુશાયરાઓમાં જતા'તા ત્યારે જ ત્રણ મિત્રો મળ્યા : પ્રિયકાન્ત મણિયાર, ઇન્દુકુમાર ત્રિવેદી અને નલિન રાવળ. પરિણામે કાવ્યદિશા બદલાઈ. ગીતો લખતા થયા. બુધસભામાં મુ. બચુભાઈ-પિનુભાઈની રાહબરી, ને અન્ય કવિમિત્રો સાથે સંબંધો બંધાયા. દર શનિવારે 'સૂરજમિલન' નામે એક કવિતાબેઠક થતી — સ્વ. બિપીન 'ચાચુ'ને ઘેર. ત્યાં પણ આવતા. પ્રિયકાન્તની અસર નીચે — મૂળના અધ્યાત્મસંગને અનુકૂળ, રાધા-કૃષ્ણનાં ગીતો રચાયાં.

પણ એમનો વિશેષ તો વઢિયારી બોલીનાં ગીતોમાં છે. પહેલવારકે આણે, પત્નીને ગામ પહોંચતા જુવાનને જોઈને રાહ જોતાં મોટેરાં, 'કોણ ફલાણાજી ?' એમ પૂછી, જવાબમાં શરમથી કેવળ માથું ધુણાવી 'હા' કહેતો જુવાન, ને તે પછી એક પનિહારીની પાછળપાછળ જવાનું મોભીઓએ કહેતાં, એના બેડાના - એની હાંડીના - અજવાળે અજવાળે જતો યુવાન - એ પ્રસંગકલ્પના કાવ્યોત્તેજક છે જ, પણ ગીત તો અત્યંત ચિત્રાત્મક : કેવા ઓરતા ત્યાં જવાના ! 'હું તારે ત્યાં આવીશ, મોભીઓ પૂછશે ને ડોક હલાવીશ, ને પછી આગળ-આગળ પેલી હાંડી જતી હશે ને પાછળપાછળ હું !'

—

*હો, તમાં ઘર અવશાં પરા !*
*મસત ઓલી પાંણીઆરીની*
*હેલ આંસ્યે અજવાળશાં પરા !*

*ડોક નમાઈને મોઈડા પૂછીં*
*ઉત્યોરમાં કાંઈ ડોલશાં પરા !*
*મ્ઓરીં મ્ઓરી ઊડશીં હાડીં*
*વાંહેવાંહે ઊડશાં પરાં ! - હો, તમાં ઘર...*

વરસાદ આવે ને સીમની કિનાર ઘાસથી લીલી બને. એ બોકનો (ઘાસ) વીણવાનો કેવો આનંદ ! (હૈયામાં ઊગતી લીલાશનો પણ !) અપ્રગટ ગીત છે :

*આઘેરી સેંમનો બોકનો હોજી !*
*ઊઠ મોરી ગોઠણ હેંડોનો ચૂંટવા*
*આઘેરી સેંમનો...*
*મોયડાળી ડોકમાં બોળી મેવલીએ*
*પેંછેથી આભલું ચિતર્યું જી રે !*
*આભે ખંચેરી હેડાની હોંશ તે*
*કણેકણે રૂપ નેંતર્યું જી રે !*
*લીલુડી છાબડીમાં ડોલે ભમ્મરજી*
*મજુરો ઝીલે લોકલોકનો જીરે !*
*આઘેરી સેંમનો...*

બીજું એક અપ્રગટ વર્ષાગીત; એનો અંશ —

*આભલું ગાજ્યું કડાકે કડાકે !*
*ડાળે ને પાંદે એમ વરસ્યાં ઢેંખૂડાં,*
*પંખીડાં ધૂડ-ભેડ ફાકે,*
*શકરો સંતાણો ઓલ્યાં ઢૂંઢાંની સોડમાં,*
*ચેંમ કરી આભલે તાકે ?*
*ડાળે પાંદેથી કરા ખંચેરતા,*
*ચાડે ચડ્યો છે વાત*
*ફડાકે ફડાકે !*
*આભલું ગાજ્યું...*

બીજું એક અપ્રગટ વતનપ્રેમનું — એનો અંશ —

*રૂડી રે રૂડી મા ભોમકા !*
*કાંઈ ભલો રે અમારો વઢિયારજી !*
*ઝાંઝવાનાં નીર એ તો ગંગાજીથી અદકાં,*
*મલક અમારો નિત ના'ય જી;*
*એક રે મોંઠી અમું ઓરિયે,*
*એ તો ગાંડાં ભરીને ચાલે જાય જી !*
*કાંટાળા તોય ભલાં ઝાંડવાં*
*મારી આંખ્યુંનાં લીલાં શણગારજી !*
*રૂડી રૂડી રે...*

ભોળાભટાક માનવીની વાત ક્યાંક, આમ, સીધી સટાક - અભિધામાં પણ હોય. એ કવિતાઝાડ ભલે કાંટાળા પણ લીલાં છે. ભાવ સાચ્ચો છે ને અભિવ્યક્તિ પોતીકી છે. એ અવાજને ક્યારે અંકે કરીશું ? કોણ કરે ? નહિ તો વાપરો તો વહી જશે જ ને ? એ થાકો માણસ સામે જોઈને બેઠો રહે છે ?

---

અનુસંધાન પૃષ્ઠ ૨૮ ઉપરથી

ત્યાં પ્રણયભાવની પણ પરાકાષ્ટા સૌભાગ્યના સ્થૂળ કુમકુમ ને બદલે મિલનનું મૌન પ્રિયજનના સેંથામાં પૂરવાની વાત કરે છે. મૌનમાં પ્રીતિની પરાકોટિ છે. આત્માના મિલનનું સૂચન છે. તે સ્થૂળ સૌભાગ્યચિહ્ન કરતાં પણ વધુ સુભગ છે. આમ અન્તે સોનેટકવિની બધી વાચાળતા પ્રીતિના મૌનમાં સઙ્કોરાતી જોઈ શકાય છે. નવમી પઙ્ક્તિથી બારમી પઙ્ક્તિ સુધીના 'એ'ના પ્રાસ અને 'ઘડી ઊભા રે જો' પઙ્ક્તિના 'ર'કારના અનુરણનથી કવિની ભાષા પ્રત્યેની સજાગતા વ્યક્ત થાય છે. કવિ માધવ રામાનુજના જૂજ સોનેટોમાંનું આ રમણીય એવું સંવેદનવળાંકોથી નવતર અભિવ્યક્તિ સિદ્ધ કરતું સોનેટ બને છે.



## અંજવાળાં

નાથાલાલ દવે

હે જી ભેદીને ભ્રમણાકેરાં જાળાં
રે ગુરુજી અમને આપી ગયા અંજવાળાં.

માનસ સરના વાસી રે હંસલા
ઊતર્યા અમ આંગણે રૂપાળા,
આંખલડીમાં એણે અંજન આંજ્યાં
વચન સુણાવ્યા મરમાળાં.

દલડા કેરા દવ શમાવ્યા
વાસે ફેરવ્યા હાથ હેતાળા,
ભીતર કેરા ભોગાળ તૂટ્યા,
લાગી કૂંચી ને ખૂલ્યાં તાળાં.

હદમાંથી અનહદના ઊઘડ્યા
નિરભય પન્થ નિરાળા,
સુરતારાણી સહેલે પલાણી
પ્રાણતુરગ પક્ષાળા.

❑

## ક્ષણિકનું ગાન

ગા ક્ષણિકનાં ગાન, રે મન ! ગા ક્ષણિકના ગાન.

૧

આજ આ સંધ્યાની ઝલકે
અકારણ આનંદ પુલકે,
સ્ફુરે નવલાં ગાન
રે મન ! ગા ક્ષણિકનાં ગાન.

૨

જે પલક નીરખી, પલક મલકી
ક્યાંક ચાલ્યાં જાય,
જે પીઠ ફેરી મીટડી પણ
માંડવા નવ ચાય;
એ સૌ ક્ષણિકનાં ગાન
ગા મન ! ગા ક્ષણિકનાં ગાન.

ટાગોર / મેઘાણી

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

તન્ત્રી : ધીરુ પરીખ



હેમન્ત : ૨૦૫૧

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૪ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૨૨

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમન્ત ૨૦૫૧ : વર્ષ ૩૭ : સળંગ અંક ૨૨૨




તન્ત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ ✱ નિરઞ્જન ભગત

સહયોગ
નલિન રાવળ, જગદીશ ત્રિવેદી,
માણેકલાલ પટેલ, રાજેશ વ્યાસ

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૫૦૦
* આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૦
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૪૪૭૬૬૦
ટાઇપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ © 400668
મુદ્રણસ્થાન : યુનિક ઑફસેટ, નોબતસિંહ રૂપરામ એસ્ટેટ, તાવડીપુરા, અમદાવાદ. © 900952

હેમન્ત વિ. સં. ૨૦૫૧ નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૪

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## સર્જકતા

સર્જકતા creativeness મૌલિકતા originalityના કંઈક વિશેષ વિવરણ માટે ફરી એક વાર હું વર્ડ્ઝવર્થની આર્ષ વાણીનો આશ્રય લઈશ. કૃતિ આરમ્ભતાં કર્તા વિષયને જે સ્વરૂપે દેખે છે તે પલાળેલા આટાના રજ અને ગુણ જેમ રસોઇયો તેને ગૂંદતો જાય છે તેમ ફરે છે, એ પ્રમાણે કલાની છીણીએ કલાને રન્દે ફરતા જાય છે. કહે છે કે આપણા જૂના કાળના શિલ્પીઓને આરસ અને અડદિયા પત્થર ઘડવાને સારુ પૂરતાં તીક્ષ્ણ ઓજારો હતાં નહીં. છાતી અને ઉદર વચ્ચેના ભાગનું નીચાણ તેમને ઓજારે બરાબર સધાતૂં જ ન્હોતું. પછી શિલ્પીઓમાં એક સર્જક નીકળ્યો. તેણે વિચાર કર્યો, એ ન્હાનો અસાધ્ય ખાડો કરવાની માથાકૂટ જ શાને ? લાવ ત્યાં એક ઉપસેલો હીરો જ રાખું, તેને હીરાના પહેલો પાડું; શ્રીકૃષ્ણની મૂર્તિ હશે ત્યાં એને કૌસ્તુભમણિ કહીશ, શ્રી મહાવીર જિનપ્રભુની હશે ત્યાં એને બીજું નામ આપીશ, ત્રીજા દેવ કે અવતારની મૂર્તિમાં ત્રીજું આપીશ. એ નિમ્નતાને હતી તેવી નિરૂપવાની મુશ્કેલીનો ઉપાય કલાએ ત્યાં હીરો ઉપસાવીને કર્યો. ચિત્ર કહાડતાં આંખો અને તેને છેડે બે બાજુનાં લમણાંનો એ છેડો હતો તેવો આલેખવો લગભગ અશક્ય જણાતાં કલાએ શું કર્યુ ? સ્ત્રીની આંખોને પણ હરિણના જેવી બનાવી ! આ તો માત્ર આખ્યાયિકાઓ કે ટુચકા છે, પણ કલા કેટલીક વાર મુશ્કેલી અને પરાજયમાંથી પણ વિજય કેવી રીતે ઉપજાવી લે છે તેનાં સારાં દૃષ્ટાન્ત છે. હવે એ વર્ડ્ઝવર્થના અર્થગર્ભ શબ્દો ટાંકું. કવિ પોતાની કૃતિને રચતાં રચતાં ફેરવતો જાય છે; પોતાના મગજમાંના મૂળ સ્વરૂપને પણ ફેરવતો જાય છે. બન્ને સાથે સાથે રચાય છે, મગજમાંનું સ્વરૂપ તે મૂળ કૃતિ, માતૃકા, શબ્દોમાં કવિતારૂપે આલેખાય છે તે બાહ્ય કૃતિ. આમ ફેરવ ફેરવ કરતો, પ્રયોગો કરતો કરતો, તે ક્યારે અટકે છે ? ના, હવે બરાબર, હવે રજ પણ નથી ફેરવવું એમ તેને ક્યારે લાગે છે ? હં, મ્હારે જે આમાં ખાસ આણવું હતું તે આમાં આવ્યું એમ જ્યારે એને લાગે છે ત્યારે જ. એ ખાસ્સિયત, કવિના એ આગવા સ્પર્શ (touch ટચ) વિષે વર્ડ્ઝવર્થ નીચેના શબ્દો વાપરે છે :

*The light the gleam,*
*That never was on sea or land;*
*The consecration and the poet's dream.*

અને એ હીરાકણી એ સોનરેખ કવિતામાં માત્ર અમુક સ્થળે પ્રકાશે એમ નથી રહેતું. આદિથી અન્ત લગીની આખી કૃતિ એ ઉચ્ચીકરણ સમૃદ્ધીકરણ, તેજસ્વીકરણે ઝગી રહે છે અને અભૂતપૂર્વ બને છે. અને આ બને છે કલાએ, આયોજને, કવિના વિચારબળે, ઊંચામાં ઊંચી કલ્પનાશક્તિ અનુસરે છે, કવિની કલાએ તેના મગજમાં ઉદ્ભવેલાં આ કૃતિના અન્તિમ રૂપને, માટે જ સર્જક કવિતાને માટે કલ્પનાપ્રધાન કે બીજું વિશેષણ યોજવાને બદલે તેને વિચારપ્રધાન કહેવાનું પસન્દ કરું છું. આમ સર્જકની કલા વડે આખું વસ્તુ ફરી જાય, અપરિમેય સુન્દર અને ઉદાત્ત અને સર્વાઙ્ગવિમલ બની રહે...

બલવન્તરાય ક. ઠાકોર ['નવી કવિતા વિષે વ્યાખ્યાનોમાંથી]

# વિમર્શ

## કવિતા છે મનોગત બોધ

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

પ્રત્યેક કલાસ્વરૂપ કોઈ એક મનોગત પ્રતિભાનની એને યોગ્ય માધ્યમમાં વિભાવન પ્રક્રિયા દ્વારા થયેલી પ્રતિપત્તિ છે. સમ્બોધિત છે એનાથી આપણી સંવિત્તિ. આ પ્રકારનું કાર્ય છે દ્વયાત્મક, વૈયક્તિક તેમ જ વૈશ્વિક. વૈયક્તિક એટલા માટે કે એ એક વ્યક્તિની વિભાવનાનું સર્જન છે, વૈશ્વિક એ કારણે કે સામાન્ય સંવેદનશીલ કોઈ પણ જણની આકલનશક્તિ એનું અનુસન્ધાન કરી શકે છે અને એ રીતે એના સમગ્ર પરિમર્શની કે પૂર્ણ આશયની (ચમત્કાર, ધ્વનિ, રસ, વિશ્રાન્તિ વગેરે જે આ કાલ્પનિક ક્રિયા દ્વારા પ્રેરિત થાય છે તેની) સમભાગી બને છે.

સાહિત્યિક કલામાં પ્રવર્તમાન આ ક્રિયાનું સમ્પ્રદાન-માધ્યમ છે ભાષા અને ભાષા છે જીવન્ત, ગતિશીલ; એનું અસ્તિત્વ છે કાલની અન્તર્ગત. કલ્પનોત્થ હોવાના કારણે એ છે સુસ્પષ્ટ.

ઘટનાના અનુબન્ધમાં સઙ્ઘઠનનું એકત્વ કે સામઞ્જસ્ય હોવું જરૂરી હોય, જો એ કલા સ્વરૂપ હોય તો હોવું જોઈએ જ, તો તે સિદ્ધ થશે, વાચક જેનો પરિચય પામી શકે એવો ભાષાના પરમ્પરાગત રૂપ-વિધાનથી, વાગ્વ્યાપારથી, અર્થચ્છટાથી, છન્દ-વૃત્તથી, માત્રાથી, લયથી અન્ત્યાનુપ્રાસથી અને અલઙ્કરણ કે અલઙ્કારથી.

ક્રમાગત ભાષા આ સમ્પદનો પ્રચુરતાથી પ્રબન્ધ કરે છે. અને કવિ એનો વિનિયોગ કરી પોતાની કલાકૃતિમાં પ્રાપ્તભાષાને નવ-સંસ્કાર આપી શકે છે. કવિતાની તેમ જ સમગ્ર સાહિત્યિક સર્જનની બાબતમાં વિભાવન-પ્રક્રિયાનું અસ્તિત્વ છે કાલમાં, શૂન્યમાં કે દિશા-દેશમાં નહીં. (કેટલીક બીજી કલાનું ક્ષેત્ર અને એની સઞ્ચલના અવકાશમાં કે અવકાશ અને કાલમાં સંયુક્ત હોય છે.) કવિતાનું જીવન અને એની ક્રીડા, એના શાબ્દિક વ્યવહારમાં-આશાના અનુક્રમમાં, ઘટકતત્ત્વોના વહનમાં, લય-અનુપ્રાસ-છન્દમાં, સાકલ્ય સાધતા શ્રુતિસામ્યમાં — નિઃસન્દેહ, કાલાન્તર્ગત છે. વળી, એથી અતિરિક્ત, કવિતા અર્થના વિકાસની કે અભિવૃદ્ધિની અપેક્ષા રાખે છે; પછી ભલે તે સંવેદનાની, ક્રિયાની કે વિચારની હોય, તે હોય છે વિશદ અને નાટ્યાત્મક. એને હોય છે આરમ્ભ, મધ્ય અને અન્તઃ બીજથી ફલ સુધીનું સંવર્ધન, પોતાની જ અન્દર સઙ્ઘર્ષ, માર્ગ માટેની મથામણ, સઙ્કટ-સ્થિતિ અને અભિવ્યઞ્જક નિષ્કર્ષ.

કવિતા માનવસ્વભાવની, એની અવસ્થિતિની, એના જીવનની વ્યક્તિગત કે સામૂહિક કે સામાજિક વ્યવસ્થાતન્ત્ર સાથેના સમ્બન્ધની — વિચારણા કરે છે, કરે છે એ પોતાના વિષયને વિશદ અને મર્મસ્પર્શી કરવા ઘટિત આયાસ, બધું તત્ત્વજ્ઞાન — રસનું કે ધ્વનિનું, સૌન્દર્યમીમાંસાની બધી જ કસોટીનું — એથી, અહીં પણ સુસઙ્ગત છે. સાહિત્યિક કલાનો આ છે તાત્ત્વિક સિદ્ધાન્ત ને એ જ છે સાહિત્યિક સર્જનના પ્રત્યેક પ્રકાર માટે.

❑ ❑ ❑

# મક્તા અને તખલ્લુસ વિશે થોડુંક...

## રાજેશ વ્યાસ 'મિસ્કીન'

ગઝલનું વિવેચન હોય કે પ્રસ્તાવના — હમેશાં મતલા – મક્તા, કાફિયા-રદીફ, આટલા વિશે વાત થઈ જાય એટલે પૂરતું થયું એવો અભિગમ મોટાભાગે જોવા મળ્યો છે. હકીકતમાં તો કાફિયા-રદીફ, મતલા-મક્તા વિશેની ફરી ફરીને પ્રાથમિક સમજો આપવા સિવાય ખાસ ઊંડી પ્રવૃત્તિ છેલ્લાં પચાસ વર્ષમાં થયેલી જોવા મળતી નથી. સામે પક્ષે માત્ર કાફિયાના બન્ધન સિવાય રદીફ મતલા-મક્તા વગેરે ન હોય તેવી વિશેષ ગઝલો કે પછી રદીફ મતલા-મક્તા તરફ એટલી ચુસ્તતા ન ધરાવતા હોય એવું વલણ જોવા મળે છે. અહીં મક્તા અને તેમાં ગૂંથાતા તખલ્લુસ વિશે ચર્ચા કરવાનું વિચાર્યું છે.

ગઝલે આરમ્ભનો ગાળો ઉર્દૂ-ફારસીનો પ્રભાવ ઝીલવામાં જ કાઢ્યો. ત્યાર પછી મરીઝ, ગની, શૂન્યના સમયગાળામાં ગઝલના બાહ્ય સ્વરૂપને ચુસ્તીથી પાળવામાં આવેલ જોવા મળે છે. જેમાં ગઝલ ગુજરાતણ બની એમ કહી શકાય. આદિલ-રાજેન્દ્રનો ગાળો ગઝલનાં આન્તર-બાહ્ય તત્ત્વોને ચકાસવાનો અને શુદ્ધ ગુજરાતી ગઝલને વિહરતી કરવાનો છે. જ્યારે ગઝલ ગુજરાતણ બનતાં બનતાં આજે એ સ્થિતિએ આવી પહોંચી છે કે "પ્રતિભાષાના કવચમાં" ચન્દ્રકાન્ત ટોપીવાલા જણાવે છે તેમ ગઝલ નહિ પણ પ્રતિગઝલ બની ચૂકી છે. આ પ્રતિગઝલે રદીફના અને કાફિયાનાં ચુસ્ત બન્ધનો સ્વીકાર્યાં નથી. મતલા-મક્તાની પ્રણાલીને નિભાવી નથી. મરીઝ, ગનીના જમાનામાં મક્તાનો અને તખલ્લુસનો રિવાજ અતિ પ્રચલિત હોય તેમ જણાય છે, જે આદિલ-રાજેન્દ્રના સમયગાળાની ગઝલોમાં નહિવત્ જણાય છે અને મક્તાનો રિવાજ આજના ગઝલકારમાં લગભગ વિસરાતો જતો હોય તેવું જણાય છે. આને બીજી રીતે જોઈએ તો મરીઝ, ગની, બેફામ, સૈફ, શૂન્ય, શયદા, સગીર, નસીમ, સાબિર, ઘાયલ વગેરે શાયરો તખલ્લુસથી જાણીતા છે; જ્યારે તે પછીની પેઢીના ગઝલકારોમાં આદિલ સિવાય ભાગ્યે જ કોઈ ગઝલકાર તખલ્લુસથી જાણીતા હોય કે તખલ્લુસ ધરાવતા હોય એમ કહી શકાય. મનહર મોદીએ 'નયન', ચિનુ મોદીએ 'ગરલ' કે ભગવતીકુમાર શર્માએ 'ભગીરથ' તખલ્લુસ રાખ્યાં હશે તેવી હવે તો કલ્પના આવવી અઘરી ખરી. કવિતામાં નામને અન્તિમ પઙ્ક્તિમાં મૂકવાની પ્રથા માત્ર ઉર્દૂ-ફારસી કાવ્યપ્રકારોમાં જ નહીં ગુજરાતી અને હિન્દી કાવ્યપ્રકારોમાં પણ જોવા મળે છે. ઉદાહરણ તરીકે 'મીરાં કહે પ્રભુ ગિરધર નાગર', ભણે નરસૈયો..., કહે પ્રીતમ... વગેરે. પરન્તુ અહીં આદ્ય કવિઓએ પોતાના નામને સ્થાને અન્ય નામ કે ઉપનામોનો પ્રયોગ કરેલો, દાસી જીવણ જેવાને બાદ કરતાં, જોવા નથી મળતો. જ્યારે ગઝલમાં ગઝલકાર પોતાના નામ ઉપરાંત જે પોતાનું તખલ્લુસ રાખેલું હોય તેનો ઉપયોગ ગઝલના અન્તિમ શેરમાં કરે છે. શાયરનું તખલ્લુસ કે નામ જ્યારે અન્તિમ શેરમાં આવે છે ત્યારે તે શેરને મક્તા કહેવાનો રિવાજ જોવા મળે છે. અન્યથા ઉર્દૂ મુશાયરાઓમાં પણ 'આખરી શેર હૈ' એમ કહેવાતું જોવા મળે છે.

મક્તા એ ગઝલની અન્તિમ બે પઙ્ક્તિઓ છે અને તેનો અર્થ થાય છે અન્ત. મક્તાનું પણ ગઝલમાં એક મહત્ત્વનું સ્થાન રહેલું છે. મક્તાના શેરથી માત્ર ગઝલ પૂરી થયાની જાણકારી અને શાયરના નામ કે તખલ્લુસનો માત્ર પરિચય નથી મળતો, પરન્તુ મક્તા દ્વારા શાયર પોતાની અને ભાવકની વચ્ચે બૌદ્ધિક સ્તરે એક ઘરોબો સ્થાપે છે. તેમાંય જો ગઝલ વાંચતા હોઈએ છીએ ત્યારે તો ખાસ આમ બનતું જોવા મળે છે. ગુજરાતી ગઝલો ઉપર નજર નાખીએ છીએ ત્યારે તેમાં નીચે મુજબના ફેરફારો ખાસ જોવા મળ્યા છે :

(૧) ગઝલના આરમ્ભકાળથી લઈને જલન માતરી સુધીના ગઝલકારોએ તખલ્લુસ રાખ્યાં છે અને મક્તા રચ્યા છે.

(૨) જે મક્તાઓ રચાયા છે તેમાં ત્રણ વિશેષતાઓ નજરે પડે છે. (૧) ગઝલકાર પોતાના વિશે જ મક્તા રચે. ઉદાહરણ તરીકે :

*હૃદયમાં કોની એ ઝંખના છે, નયન પ્રતીક્ષા*
*કરે છે કોની ?*
*ઊભો છે 'શયદા' ઉંબરમાં આવી ન જાય ઘરમાં*
*ન બહાર આવે.*

— શયદા

(૨) તખલ્લુસ ક્યારેક મક્તાના શેરના અર્થનું મહત્ત્વનું એકમ બનીને આવતું જણાય છે. ઉદાહરણ તરીકે :

*રડ્યા બેફામ સૌ મ્હારા મરણ પર એ જ કારણથી,*
*હતો મ્હારો જ એ અવસર ને મ્હારી હાજરી નહતી.*

— બેફામ

અહીં તખલ્લુસ રડવાના ક્રિયાવિશેષણ તરીકે આવ્યું છે.

(૩) મક્તાના શેરમાં તખલ્લુસ માત્ર નામ પૂરતું જ મુકાયેલું જોવા મળે. મોટાભાગના મક્તાઓમાં આવું જ બનતું જણાયું હોય છે :

*જિન્દગીનો એ જ સાચેસાચ પડઘો છે ગની,*
*હોય ના વ્યક્તિ ને એનું નામ બોલાયા કરે.*

— ગની દહીંવાલા

ગનીભાઈનો આ યાદગાર શેર માત્ર 'ગની' તખલ્લુસને લીધે જ મક્તાનો શેર બન્યો છે. 'ગની' કાઢી નાખવાથી પણ શેર તેની ભાવસમૃદ્ધિ ગુમાવતો નથી.

સ્વાતન્ત્ર્યોત્તર ગુજરાતી ગઝલમાં મક્તાના શેર અંગે નીચે મુજબની મહત્ત્વની વાતો ધ્યાન ખેંચે છે :

(૧) આદિલ-રાજેન્દ્રના સમયગાળામાં તખલ્લુસ રાખવાની પરમ્પરા ખાસ જોવા નથી મળતી. એકમાત્ર આદિલ સિવાય કોઈ તખલ્લુસથી જાણીતું નથી.

(૨) બધા જ શેર મક્તાના કરવા, નામ કે તખલ્લુસ મૂકેલો મતલા કરવો કે નામ તખલ્લુસની રદીફ પ્રયોજવી. ઉદાહરણ જોઈએ તો...

*માનવી ને આ જગત આદમથી શેખાદમ સુધી,*
*એ જ દોરઝી લડત આદમથી શેખાદમ સુધી.*

શેખાદમ આબુવાલા આદમે તખલ્લુસનો રદીફમાં પ્રયોગ કર્યો હોય તેવી આ પ્રથમ ગઝલ ગણી શકાય. આ પછી અન્ય ગઝલકારો દ્વારા પણ આવા પ્રયોગ થયેલા જોવા મળે છે. ઉદાહરણ તરીકે :

*શોધું છું પણ રમેશ મળે ક્યાં રમેશમાં,*
*મળતા નથી રમેશના રસ્તા રમેશમાં.*

—રમેશ પારેખ

*સાત ખોટનાં સપનાં છોડી તીરથધામ ગયો મિસ્કીન,*
*આમ સ્વયમને તોડીફોડી તીરથધામ ગયો મિસ્કીન.*

—રાજેશ વ્યાસ

એકથી વધુ વાર ગઝલમાં નામ કે તખલ્લુસનો ઉપયોગ કરવાનું પણ વલણ જોવા મળે છે.

(૩) નામ કે તખલ્લુસના વિશેષ અર્થ પ્રગટાવતા શેર, કે નામ કે તખલ્લુસને કેન્દ્રમાં રાખીને મક્તા રચાયેલા જોવા મળે છે. ઉદાહરણ તરીકે :

*મનોજ નામની એક નદીના કિનારે,*
*તજે પીપળા નીચે બેસીને શ્વાસો.*

—મનોજ ખણ્ડેરિયા

*'ર' નિરન્તર મેશ-માં સબડે અને,*
*સૂર્ય પણ નીકળે તો કાળા નીકળે.*

—રમેશ પારેખ

*રમેશ સાવ હું ચપટી રમેશ જેવો છું,*
*અને જુઓ તો હું પર્યાય છું સકળ માટે.*

—રમેશ પારેખ

*કોણ છોડાવશે મ્હારી કુંવારી આંખોને,*
*છે કિલ્લો બન્ધ ને ફરતો ર.પા.નો ભરડો છે.*

—રમેશ પારેખ

*ક્યાં રહ્યો છું હવે મ્હારા સમો,*
*કે હરીશનો માત્ર હું આકાર છું.*

—હરીશ ધોબી

*પત્ર મિસ્કીનયુગના જો વાંચશો તો લાગશે,*
*કે સહી કરતા'તા એકલતા વતી રાજેશભાઈ.*

—રાજેશ વ્યાસ

*કઈ રીતે એ રાજિયો સમજે કે હું રાજેશ છું,*
*હા, હજુ પણ દૂરથી બોલાવતો રમવા મ્હને.*

—રાજેશ વ્યાસ

જોકે આ પ્રકારના શેર મરીઝના સમયગાળામાં પણ લખાયેલા જોવા મળે છે :

*જીવનનું પૂછતા હો તો જીવન છે ઝેર ઘાયલનું,*
*છતાં હિંમત જુઓ કે નામ અમૃતલાલ રાખે છે.*

—અમૃત ઘાયલ

આદિલ-રાજેન્દ્રના સમયગાળામાં આદિલ અને એ પછી ચિનુ મોદી 'ઇર્શાદ'ની ગઝલોના મક્તાને બાદ કરતાં અન્ય ગઝલકારોએ મક્તા કર્યા હોય તેવું પ્રમાણ ઓછું રહ્યું છે. રાજેન્દ્ર શુક્લનો એકમાત્ર મક્તા જોઈએ...

*રાજેન્દ્ર છું છતાંયે હકીકત જુઓ તો આ,*
*ક્યાંયે ન ઘર કે બ્હાર મુકદ્દરની વાત છે.*

—રાજેન્દ્ર શુક્લ

આમ જુઓ તો રાજેન્દ્ર શુક્લની ગઝલનો આ મક્તા મનુભાઈ ત્રિવેદી 'ગાફિલે' રચીને રાજેન્દ્રના નામે મૂકેલો છે. અને તેનું એકમાત્ર કારણ એ છે કે ગાફિલ સાહેબનો આગ્રહ હતો કે મક્તા વગર ગઝલ ન હોવી જોઈએ. બાકી ગઝલકાર રાજેન્દ્રને પૂછીએ કે આટલી વિપુલ માત્રામાં ગઝલના સર્જકે કેમ તખલ્લુસ રાખ્યું નથી તો તરત જણાવે છે કે... 'એક નામનોય ભાર નથી ઉપડતો તો બીજું ક્યાં ધારણ કરું ભઈ ?' આવો જવાબ આપનાર અગમની એંધાણીનો આ ગઝલકાર મક્તા વિશે પોતાની આગવી જ વિચારસરણી ધરાવે છે. તેમની દૃષ્ટિએ મક્તા ગમે તે ભૂમિકાએ કે ગમે ત્યારે કહેવાની વાત નથી. સાત નભની ટોચે બેઠા પછી મક્તાને પઢવાનો હોય છે.

*સાતમા નભની નિસરણી ચઢ હવે,*
*ટોચ પર બેસીને મક્તો પઢ હવે.*

—રાજેન્દ્ર શુક્લ

રાજેન્દ્રભાઈની ગઝલોમાં આ એકજ શેરમાં 'મક્તા' શબ્દ પ્રયોજાયેલો છે જે નોંધનીય બાબત છે. મક્તાની વાત કરતાં કરતાં આડી વાતે ચડ્યાજ છીએ તો... બેફામ સાહેબે તેમની ગઝલોના મક્તામાં ખાસ કરીને મૃત્યુ વિષયક ચિન્તન પ્રકટ કરેલું છે. માનસર પછીની ગઝલોમાં મક્તાનો શેર મૃત્યુવિષયક જ હોય તેવો તેમણે ખાસ આગ્રહ રાખેલો જણાય છે. આવો આગ્રહ વાંધાજનક નથી પરન્તુ તે જ્યારે દુરાગ્રહમાં પરિણમે છે ત્યારે મક્તા કૃતક બની ગયો હોય તેવું જણાય છે. મનોજ ખણ્ડેરિયાના 'અટકળ' ગઝલસંગ્રહની ગઝલોના અન્તિમ શેરમાં પણ 'શબ્દ' વિશે વિશેષ લખાયેલું જોવા મળે છે.

તખલ્લુસ જ્યારે શેરમાં એકરસ થઈને આવ્યું હોય, શેરના અર્થને અડચણરૂપ ન નીવડ્યું હોય, ચોંટાડેલું કે થીંગડા મારેલું ન લાગતું હોય પરન્તુ મક્તાના શેરના અર્થનું મહત્ત્વનું એકમ બનીને આવ્યું હોય ત્યારે મક્તાનો શેર ઓર દીપી ઊઠે છે.

*છું શૂન્ય એ ન ભૂલ ઓ અસ્તિત્વના ખુદા,*
*તું તો હશે કે કેમ પણ હું તો જરૂર છું.*

—શૂન્ય પાલનપુરી

ઉર્દૂ-ફારસીમાં ગઝલકારો તખલ્લુસ રાખતા હતા તેના વિશે બે-ત્રણ અટકળો કરી શકાય. એક તો એ સમયગાળામાં પ્રિન્ટ મિડિયાની સગવડ ઉપલબ્ધ નહોતી. વળી ગઝલો રાજદરબાર, જલસા અને મુજરામાં

ગવાતી હતી. એટલે કે ગઝલનો પ્રસાર ત્યારે કર્ણોપકર્ણ હતો. વળી ગઝલકાર પોતાનું કર્તૃત્વ ગોપનીય રાખવા માગતો હશે અને આમ તખલ્લુસ મૂકીને મક્તા રચવાનો આરમ્ભ થયો હશે.

તખલ્લુસ બે રીતે રાખવામાં આવે છે :

(૧) કોઈ કવિ પોતાના મૂળ નામનો જ એક અંશ તખલ્લુસના રૂપમાં રાખે છે. જેવી રીતે શેખાદમ આબુવાલા 'આદમ', અબ્દુલ ગની દહીંવાલા 'ગની દહીંવાલા', જેમ કે ઉર્દૂમાં મુહમ્મદ મોમિન ખાં 'મોમિન', સર મુહમ્મદ ઇકબાલ 'ઇકબાલ', મુહમ્મદ હફીઝ 'હફીઝ જાલન્ધરી', અખ્તર ઉલ ઇમાન 'અખ્તર', ફૈઝ અહમદ 'ફૈઝ' વગેરે. પોતાના નામના અંશને તખલ્લુસ તરીકે કવિ ત્યારે જ ઉપયોગમાં લે છે કે જ્યારે તેને પોતાના નામનો એ અંશ વિશેષ અર્થવાળો અને ગઝલમાં વિશેષ અર્થમાં પ્રયોજી શકાય તેવો જણાયો હોય. (૨) મોટાભાગે ગઝલકારો એવા શબ્દો પસન્દ કરે છે જેને ગઝલના મિજાજ સાથે સમ્બન્ધ હોય અને જેને તે પોતાની માનસભૂમિનું પ્રતીક સમજે. દા.ત. અમૃત 'ઘાયલ', બરકત વિરાણી 'બેફામ', જેમ કે ઉર્દૂમાં શેખ મુહમ્મદ ઇબ્રાહીમ 'જોક', નવાબ મિર્ઝાખાં 'દાગ' વગેરે.

ઘણા ગઝલકારો માત્ર તખલ્લુસથી જ જાણીતા હોય છે. સાબિર, સગીર, નસીમ, મરીઝ, આદિલ વગેરે; ઉર્દૂમાં ગાલિબ, મજરુહ, અદમ, જોશ, જિગર, અશ્ક વગેરે. ઘણા કવિઓનાં તખલ્લુસ એટલાં જાણીતાં બની જાય છે કે લોકો તેમનું સાચું નામ ભૂલી જાય છે કે જાણતા પણ નથી હોતા.

કોઈ કવિ પોતાના તખલ્લુસની સાથે પોતાના જન્મસ્થાનને પણ જોડી દે છે. જેમ કે શૂન્ય પાલનપુરી, સૈફ પાલનપુરી, બરબાદ જૂનાગઢી, ઉર્દૂમાં નજીર અકબરાબાદી, અકબર ઇલાહાબાદી, જિગર મુરાદાબાદી વગેરે. માત્ર પંજાબમાં જ 'સાહિર' તખલ્લુસ ધરાવતા ત્રણથી ચાર જાણીતા કવિઓ છે. અને આથી પણ તખલ્લુસ પાછળ ગામનું નામ મૂકવાનો રિવાજ પડ્યો હશે. ઉદાહરણ તરીકે સાહિર લુધિયાનવી. એક જ ગઝલકાર તેના તખલ્લુસ નામને મક્તાના શેરમાં પોતાની સર્જક પ્રતિભા અનુસાર તેની વિવિધ ગઝલોમાં પ્રયોજતો હોય છે, તો ક્યારેક મક્તા રચવાના મોહને લીધે મક્તાનો શેર કૃતક બની જતો હોય છે. જોકે આ વાત પોતે જ એક મહાનિબન્ધનો વિષય બની શકે તેવી છે. □

## દાનપૂર્તિ

૧૦૧/- શ્રી શશિકાન્તભાઈ અમીન, આણન્દ

## નવા આજીવન સભ્યો

શ્રી કીર્તિવદન જોષી

## હા, હું સાક્ષી છું

રાજેન્દ્ર શાહ

૧

હા,
હું સાક્ષી છું, એકાકી
વિહાર મ્હારો...
  રાજપથે,
  નગર-ગ્રામની ગલીગલીએ,
સવાર-સાંજની
  અરુણાઈમાં
  ગોરજમલિન છાયામાં
રવિતપ્ત મધ્યાહ્ન-અપરાહ્ને,
ને
નિદ્રિત ઉલૂક-જાગ્રત રાત્રિના અન્ધકારે
છે મ્હારો વિહાર.
હા, એક અલગારી
  હું સાક્ષી છું, એકાકી.

સાક્ષી —
ઘરઆંગણે આવીને ચાલી જતો
  અભ્યાગત હું નથી.
રાજપ્રાસાદના ખણ્ડે ખણ્ડે
  જવનિકાઓની બન્ને બાજુ,
તેમ જ
ઘરઘરના ગોખમાં, એકાન્તમાં
રોકટોક વગર છે
મ્હારું વિચરણ...
વિચરણ
નિર્જન કાનનની છલછદ્મ એકાન્ત
  સ્થલિએ પણ.

નથી મ્હારે કોઈ પક્ષ...
પક્ષવિહીન મન
ધરા-અધરાએ છે ગતિશીલ.

અહીં છે શાસક અને શાસિત
પરસ્પર કર્તવ્યભાન વિસ્મૃત.
શાસકનું શાસિત પર
  એવું જ
શાસિતનું શાસન શાસક પર
આદિમ આ પ્રતિજ્ઞા
  બલ-અબલને વ્યામોહ
  વ્યર્થ...
ને વૈષમ્યનો પ્રસવ.
સત્તાલોભે ક્યાંક રચાય છે ષડ્યન્ત્ર,
  અન્યત્ર
દૈવયોગ,
ભાવ-તરઙ્ગિત પ્રાણે
આરોહ-અવરોહ...
હાસ્ય છે, ગ્લાનિ છે, ક્રોધ છે, કુણ્ઠા છે,
છે રુચિ, નિર્રુતિ.

હા, હું સાક્ષી છું...
સર્વના સર્વ ભાવને ઝીલું છું હું
  એકાકી.
આવેગ નહીં, આવેશ નહીં,
સ્પૃહાહીન અવધૂતની જેમ.

ધીર ચરણની છે મ્હારી ગતિ,
એવી જ વાણી, સરલ...
નિરભ્ર અવકાશમાં વિહરતા
રાત્રિના ત્રણેય યામને પૂર્ણ અજવાળતા
ચન્દ્રની સુધા-ધવલ કૌમુદીમાં-
વ્રજભૂમિના
   લીલામય જીવનના રાસોલ્લાસથી
   અજાણ છે હસ્તિનાપુર ?
કે ઉપાલમ્ભ છે એની નજરમાં ?

પોતાના જ બોલનો પડઘો
   પોતાના કાને ઝીલનાર
પોતાના જ મનોરથ -નિજી સામ્રાજ્ય
   ઘેરાતાં વાદળોને દુર્લક્ષ્ય કરી
   જોનાર...
છે બધિર, છે અન્ધ...
જે કંઈ છે પોતાનું
   તેય ડોલવા માંડે છે,
   એનાથીયે અજાણ
છે મૂઢ, મૂર્છિત...

હા. આ સર્વ હું નિહાળું છું...
સાક્ષી છું.

યુગે યુગે આમ જ મહાભારતનું
   થાય છે આવર્તન.
ધૃતરાષ્ટ્ર ને વિદુર
બન્ધુ બન્ધુ
   સન્નિકટ તોયે દૂર દૂર.
સાક્ષીની વાણીની આગાહી
કુરુક્ષેત્રના સમરાઙ્ગણે સર્વગ્રાહી.

*

૨.

કેટકેટલી પતાકા...
   ફરકી રહી છે !-
   આકાશને કમ્પાવતી !?
ભગવી, ભૂરી, લીલી ને લાલ
   ને મિશ્રિત એવી
નિજ-નિજી સંજ્ઞા-સઙ્કેતે અઙ્કિત;
છે સિંહની ગર્જના
છે ઊડતો ગરુડ
છે ગ્રહ-તારા, છે રથચક્ર,
છે ઘૉણ, છે તાતી તલવાર,
આડ-અન્તરાલે છે
બુભુક્ષુ લાલ આંખ.

સહુની છે ધર્મની ધજાઓ...
એકની દૃષ્ટિએ અન્ય
   છે આતતાયિન્
   સંહારને યોગ્ય...
પવનમાં ફરફર ફરકતી
   ફફડતી
ગગનના નિગૂઢ સમઞ્જસ ધ્વનિને
   ખણ્ડિત કરતી
ગર્ભિત ભયને આવરી રહે છે
   ભેરી-નાદે
નિજી ગૌરવના નારાના ગોરમ્ભે.

અનુત્તર અમે
અમારું છે મુક્તિદાતા સૈન્ય
આવો
અમારા નેજા નીચે સ્વેચ્છયા
કે
   અનિચ્છયા

ધરી દૈન્ય...
પ્રભુને દરબાર સર્વ સમર્પણ
એ જ
પ્રત્યાહારની-મનાની -
(નહિ કોઈ ભ્રાન્તિ)
ચરમ, પરમ શાન્તિ.
અન-અનુભૂત સુખ.

દિશાદિશાએથી વિસ્ફુટિએ પ્રગટતો
ધ્વનિ પ્રતિધ્વનિએ વધતો
જતો
એકબીજાને છેદતો
આ કોલાહલ...
શર-સન્ધાન ને ટઙ્કાર
અઙ્ગેઅઙ્ગને કરે છે બધિર
કરે છે અન્ધ...

તૂફાન જાગે છે રગેરગના રક્ત-પ્રવાહે...

દિશાદિશાના કર્ષણે પ્રતિબદ્ધ
ગતિરુદ્ધ
દિશાવિહીન, વિહ્વલ...

ઉપાલમ્ભે
નભ-વ્યાપ્ત
વિજૃમ્ભિત અટ્ટહાસ્ય
ત્રિશૂલ સમાન ત્રણ શબ્દે
कालोस्मि लोकक्षयकृत प्रवृद्ध :

*

૩

હા...
વિનષ્ટિને નિહાળું છું
તેમ જ નિહાળું છું પુષ્ટિ;
રઙ્ગરઙ્ગને બાહુલ્ય.

નભ અને નીરનો નીલ-બિલોરી,
પ્રત્યેક સન્ધિ-સમયે
કમનીય કાઞ્ચન સુષમા,
વૃક્ષ-વલ્લરીનાં પૂર્ણેપૂર્ણે
પ્રથમ અઙ્કુરે તામ્ર,
ક્રમશઃ હરિત ને હરિતશ્યામલ.
પુષ્પે પુષ્પે
પતઙ્ગિયાંની પાંખે,
પક્ષીએ પક્ષીએ
કેટકેટલું છે વર્ણ-વૈચિત્ર્ય !
અને લાલ પીળી કાળી
સુગન્ધ ફોરતી ધરાની માટી !
સહુનુંય છે સાહચર્ય...

સાહચર્ય રઙ્ગરઙ્ગનું
ભૂઃ ભૂવઃ અને સ્વર્-ને
પોતાના વિસ્તૃત બાહુમાં સમાવતું
નિહાળી રહું છું,
પેલું ઇન્દ્રધનુ...
પુલકિત થાય છે મ્હારું મન,
મ્હારા પ્રાણ.

ગહન ગભીર છે કાલનું વહન.
પ્રત્યેકનું પ્રત્યેકમાં લહું વિગલન
અવશેષે
લુપ્તસીમ
સકલને સંવરણ
પ્રશાન્ત એક શ્વેત.



## નર્મદાતીરે



પ્રિયવદન શેઠ

(ઘોડાપૂર પહેલાં અને પછી)

આ વાયુની મદભરી લહરીની સઙ્ગે
શી શ્રાવણી ઘનઘટા ઝરતી ઉમઙ્ગે !
હિલ્લોળતી તરુ-લતા ટહુકન્ત ઘેરું,
પૃથ્વી તણું હરિત રૂપ સુહે અનેરું.

એ રૂપ-રઙ્ગ-લય સન્નિધિ સઙ્ગ બન્ને
તીરે જતી સરતી સુન્દરતા નદીની,
માણી રહું મનભરી, લહું ત્યાં કશેથી
આવે ધસન્ત જલ પૂર તણાં પ્રવેગે.

સૌન્દર્ય સર્વ ત્યજી ભીષણ રૂપ ધારી,
તોડી બધાં જ તટ-બન્ધનને સકોપ,
વેગે પ્રચણ્ડ ચહુમેર ધસે વહેણ,
વિધ્વસ્ત સર્વ સ્થલમાં કંઈ કેટલુંય !

જે તીરમધ્ય સરલા લહી મ્હેં લલામ,
રે, તે જ રુદ્ર, તટબન્ધન-ક્રાન્ત આમ !

## દ્વાસુપર્ણા

નિત્ય સાથી ને સખા ખગ બેઉ જે
એક તરુવરમાં કરન્ત નિવાસ તે.
સ્વાદુ પિપ્પલ-ફલ ચુગે છે એ થકી
એક, અન્ય ન ખાય, રહે સાક્ષી બની.

## ઊભા બધું ઓવારીને

રાજેન્દ્ર શુક્લ

સકળ પદારથ હારીને,
ઊભા બધું ઓવારીને !

હવે શું કરશો વારીને,
પડે ન પગલું ધારીને !

અલપઝલપ ને અણધાર્યું,
નહીં કહું વિસ્તારીને !

ત્હમે દીધું જે લીધું લો,
પરત કરું શણગારીને !

જુઓ, સુણો ને સમ્ભારો,
અડો નહીં અલગારીને !

## લ્હાવ લીજિયેં

રાજેન્દ્ર શુક્લ

આજની કાલ નવ કીજિયેં,
જે મળ્યો લ્હાવ લઈ લીજિયેં !

સહરો શું કરીશું, ભલા,
સામટું સાવ દઈ દીજિયેં !

પાઈયેં આ બધાંને પ્રથમ
જે વધે તે પછી પીજિયેં !

પીગળ્યો શબ્દ તો પીગળ્યાં,
એ થીજે તો હવે થીજિયેં !

લે, હવે ક્યાંય કોરું નથી,
તું કહે તો, ફરી ભીજિયેં !

## સહજ ને સભર

રાજેશ વ્યાસ

બેચાર પગથિયાંની અગર ચઢ-ઊતર રહે,
પ્રત્યેક મુલાકાત સહજ ને સભર રહે.

શબ્દો સ્વયમ છે બ્રહ્મ હમેશાં ખબર રહે,
વાણી શું મૌનમાંય તે ધારી અસર રહે.

આ શું કે તું સદાય ઉપર ને ઉપર રહે,
આ શું કે અમારોય સદા ઊંચો સ્વર રહે.

એ પણ ખરું કે કોઈ વગર ચાલતું નથી,
એ પણ ખરું એકાન્ત આ સાલ્યા વગર રહે.

અત્તરને છાંટવાના અભરખાઓ મૂક મન,
કર એવું તું જ ખુશ્બુ બને તરબતર રહે.

મિસ્કીન હું જ ઝોકે ચઢી જાઉં છું નહીંતર,
એનું સ્મરણ, એ સ્પર્શ તો આઠે પ્રહર રહે.

## મ્હોં-સૂઝણે

રાજેશ વ્યાસ

મૌન છેડી રહ્યું સૂર મ્હોંસૂઝણે,
અખિલનાં ઉમટ્યાં પૂર મ્હોંસૂઝણે.

કોણ ઊભું હશે દૂર મ્હોંસૂઝણે,
પોંખવા નીકળ્યું નૂર મ્હોંસૂઝણે.

શહેર લાગે સરોવર અને બાગનું,
વાગતું એમ સન્તૂર મ્હોંસૂઝણે.

નીતરે તાજગી એ જ સોહામણી,
ભીતરે એ જ ભરપૂર મ્હોંસૂઝણે.

તેજમય તરલતમ મન્ત્રમય કલરવે,
થઈ ગયું સર્વ ચકચૂર મ્હોંસૂઝણે.

## વિહગ-ગોષ્ઠિ

જગદીશ ત્રિવેદી

સન્ધ્યા ઢળી વિવિધ રજ ઉછાળતી મેં
ફંફોસતો હૃદયગ્રન્થ તણાં હું પૃષ્ઠ
લાંબો થઈ કુટિર મધ્ય પડ્યો હતો, ને
ક્યારેક વાયુલહરી વહી આવતીક
ઉડાડતી સકલ રે ઉરગ્રન્થ-પૃષ્ઠ.
હું કમ્પતે કર કરી સહુ પૃષ્ઠ ભેગાં
માંડું યથાક્રમ બધાં કરવા ત્યહીં તો
આવી ચડ્યું વિહગવૃન્દ ક્યહીંકથી, ને
કોઈ ચડી શિર પરે હળવે રહીને
કેવું વહાલ વરસે ઘસી ચાંચ આછી,
સ્કન્ધે ચડી વિહગ કો ફફડાવી પાંખ
કૂણાં ભીનાં હૃદયહેત વિશે હુલાવે !
પમ્પાળું હું વિહગને લઈ અઙ્ક માંહે.
થોડી ક્ષણો વ્યતીત આમ થઈ હશે ને
ચાલ્યું પછી ખબરઅન્તર પૂછવાનું :

'જોયો નહીં દિવસ મેં થકી એટલે તો
આવી ચડ્યાં ખબર તાહરી કાઢવાને
આખું મહાનગર શોધી વળ્યાં અમે તો !'

'કેવી રીતે નીકળવું – મન તો ઘણુંયે-
કાયા થઈ જરઠ, ના પગમાંય હામ—
જોકે હતો સતત સંસ્મરતો તમોને.'

(પૂર્વે અમે નદીતટે, ગિરિશિખરે કે
કોઈ અડાબીડ અરણ્ય વિશે અચૂક
રાત્રેદિને અગર સાંજ સમે જતાં'તાં.

એ આવતાં ગગનને પથ ઊડતાં ને
હું તો જતો ડગુમગુ ડગલે ધરા પે-
નક્કી સ્થળે મિલન-મ્હેફિલ જામતી શી !)

કિલ્લોલતી વિહગટોળકી એકસાથે
ટૌકી ઊઠી શી : 'પીઠ પે ઊંચકી જઈશું,
ક્યારેય ના અલગ રે પડશું હવે તો-
ને ઝૂલશું ઝળહળાં - તરુડાળનીડે.'

## બલાબ્ધિ

જગદીશ ત્રિવેદી

હવે તો વસ્ત્રોનું વજન પણ લાગે અસહ રે !
વળી વાંકોડીઆ ફરફર થતા કેશ પણ રે
હવે પીળા પીળા બરછટ સુકા ઘાસ સરખા-
રહે છે ભોંકાઈ : દમ-બ-દમ નિઃશ્વાસ નીકળે.
વળી આ ભુજાઓ ભર-વજન થેલા લટકતા
મ્હને એવા પીડે અણકથ મહાવ્યાધિ સરખા.

અશક્ત અણુએ અણુ — કજળતા જતા શ્વાસ છો,
હજી હૃદય-અબ્ધિમાં ભરજુવાળ : શી છે તમા-
ખરા જીવનનો હવે અજબ ન્યાળું પ્રારમ્ભ હું :
અહા થનગનાટ શો : શરીરબન્ધનો તોડીને
વિહઙ્ગ સમ તાગવા ગગન-પૃથ્વીના ભેદને,
અગોચર બધુંય ગોચર કરીશ હાવાં અહીં.
ફિરાવી લકડી દીધી ઇલમ કેરી છે સાંઈએ,
હવે ઊછળતા બલાબ્ધિ મુજ જીર્ણ આ ખોળિયે.

## એક ફલશ્રુતિ

જગદીશ ત્રિવેદી

ગાંધીને ગોળીએ મારવા,
ગોડસેને ગામ વચ્ચે પૂજવા.

## માટી

જગદીશ ત્રિવેદી

માટીમાં ઊગવું, માટીમાં મ્હેકવું,માટીમાં વિરામવું.

## ઝાલર લગી

સુરેન્દ્ર કડિયા

આવ ભલે તું ભીતર અથવા કર પરકમ્મા,
ઝાલર વાગી,
અધકચરા અજવાળે આછી વયમાં ખમ્મા,
ઝાલર વાગી.

કોયલ પોપટ મોર બપૈયા ચકલી તેતર બુલબુલ મેના,
બોલે તો શું બાકી રાખે રે મધુવનમાં, ઝાલર વાગી.

સોનાવરણી થાપ પડી ને સ્થાવર-જઙ્ગમ તાતા-થૈયા,
પાયલ અટકળ બાંધી બેઠી કે રણઝણમાં ઝાલર વાગી.

સેવ મનોરથ છોને હાથ ન આવે ઝીણીઝીણી ઝરમર
ચોમાસું મણ્ડાયું ભીનું, ભર-સગપણમાં ઝાલર વાગી.

## ફૂલ જેવું

સુરેન્દ્ર કડિયા

અવિચળ, અવિરત અહો ફૂલ જેવું,
ત્યાં કૈંક ભીતર લખો ફૂલ જેવું.

પ્રથમ કલ્પવા દો મહેક, રઙ્ગ એનાં,
કદી ના અચાનક ધરો ફૂલ જેવું.

ઉમઙ્ગો, વિષાદો બધું એકસરખું,
હસો ફૂલ જેવું, રડો ફૂલ જેવું.

હજી દ્વાર ખુલ્લાં, હજી ઝૂલે તોરણ,
હજી મન મૂકી ઉદ્ભવો ફૂલ જેવું.

## ક્યાં મળશે પરમાર

ઇન્દુકુમાર ત્રિવેદી

પરમમિત્ર તું પરવર્યો તજી સકલ સંસાર,
કાવ્ય કૈં અધૂરાં રહ્યાં, રે ક્યાં મળશે પરમાર ?

વસમી વ્યથા વિરહ તણી વ્હેતાં ચખ ચોધાર,
પ્રેમ-પિયૂષ પાનાર રે ક્યાં મળશે પરમાર ?

ગુર્જર કુઞ્જે ગ્હેકતો ગીત-ગઝલ રચનાર,
લયમાં લસબસ લ્હેકતો રે ક્યાં મળશે પરમાર ?

વસતો સૌ સાથે છતાં હૈયે હતો વઢિયાર,
વઢિયારી ગીત ગાનાર રે ક્યાં મળશે પરમાર ?

તન શ્યામલ મન ઊજળું 'શ્યામ' ગાન રચનાર,
મિજલસનો મસ્તાન રે ક્યાં મળશે પરમાર ?

જ્ઞાની ધ્યાની વૈદ્ય ખરો કરતો કૈંક ઉપચાર,
સહુ દુખિયાનો આધાર રે ક્યાં મળશે પરમાર ?

અભ્યાસી ઇતિહાસનો અવનવું કૈં લખનાર,
જ્ઞાતા સંસ્કૃતિ તણો રે ક્યાં મળશે પરમાર ?

ઝઝૂમ્યો જીવનજઙ્ગમાં ભાવે ભજી કિરતાર,
નિજાનન્દમાં ઝૂમનાર રે ક્યાં મળશે પરમાર ?

(સદ્‌ગત ચન્દ્ર પરમારની સ્મૃતિમાં)

## ચરવાત

શિલ્પીન થાનકી

ચરણ-ચરણ ચાલ્યો જા મનવા
વાદળ લગી ગહકતો,
તો સાંપડશે ત્હને નિરાળો
સૂરજ તેજ-મહકતો.

તાલ મળે તો મેળવતો જા
જામે સઙ્ગત સૂરની,
નીલ ગગન પણ દેશે પડઘો :
ઘની વૃષ્ટિ નિજ ઉરની.

નીરવ ઘોષ અતલ અન્તરમાં
બાહર તોય ચહકતો.

તોર-શોર-ગુલ્મ્હોર તજી દે,
દેખ કઞ્જ-દલ લીલાં,
લય હરિયાળો ધર મનમાંહી,
હૈયે દશ્ય છબીલાં.

લે લ્હાવો લાવણ્ય-વણજનો
ને સુણ નાદ બહકતો.

---

**બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર પારિતોષિક**

ખ્રિસ્તાબ્દ ૧૯૯૩ના કવિલોકના અઙ્કોમાં પ્રગટ થયેલ કાવ્યોમાંથી શ્રી મણિલાલ હ. પટેલના કાવ્ય 'વર્ષા'(દોહરામાં)ને શ્રી બ. ક. ઠાકોર પારિતોષિક એનાયત કરવામાં આવે છે.

નિર્ણાયકો : રાજેન્દ્ર શાહ • નલિન રાવળ

---

## ઝુરાપો

ભગીરથ બ્રહ્મભટ્ટ

મ્હેં રોપેલો મલમલ છાંયો તડકો થઈને ફળ્યો,
મ્હને ઝુરાપો મળ્યો ક્યાંકથી મ્હને ઝુરાપો મળ્યો,

કાલ લગી હણહણતા ઘોડા
ભફાક્ક હેઠે બેઠા,
બ્હેરાશ્યુંના ઠળિયા ઠકઠક
ઊંડે ઊંડે પેઠા :

છલક્ક મારતા હરણચરણમાં કોક પારધી ભળ્યો !
કોયલ, કલરવ રફુચક્કર,
કાયા થૈ ગૈ સૂની,
મીંચ્યાં નેણે જોઉં મેડિયું
ને મ્હેલાતું જૂની;
વેણ મ્હેણથી ઘવાઈ ગ્યેલો છોડ શ્વાસનો છળ્યો,
અરે અરે આ રાતદિવસની વાડી વચ્ચે વેલો
વખનો ઢળ્યો.

[કવિ ફકીર મહમ્મદ મનસુરીના વૃદ્ધત્વને જોતાં]

## પહેલા વરસાદમાં

રમણીક સોમેશ્વર

પહેલા વરસાદમાં ફૂટેલા ઘાસ સમું
લાવ્યો છું ગીત એક, સાંભળો :
રજ્જ રજ્જ હોય છે પતઝિયાં તમારામાં,
હોય છે તમારામાં નદિયું
ફોરું વરસાદનું ઝીલે ત્યાં ઓગળે
તમારામાં થીજેલી સદીયું :
જોયું ? તમારામાં સાતમે પાતાળ છેક
ફૂટે છે રેલો એક પાતળો
પહેલા વરસાદમાં...

સાચ્ચું કહું ચોમાસું ક્યારનુંય બેઠું
આ પહેલો વરસાદ તો છે બહાનું,
ઝરમરતું ઝરમરતું લસરે છે છાતીમાં
કેટલુંય અણદીઠું છાનું :
હમણાં વરસાદ આંહીં આવી ન જાય !
એમ ડેલીને દીધો છે આગળો.
પહેલા વરસાદમાં...

ચન્દા રાવળ

વરસો હે મમ વિકલ હૃદયની રેણ પરે પય વરસો.
નભ ઘેરીને વરસો,
પવનપલાણે વરસો,
વરસો હે ઉન્માદ ઉત્સવી ઝનન ગરજ લય વરસો.
પય વરસો.

અવ નહિ પ્રાણ ટકે તનમાહીં
તલખવલખતા શ્વાસો.
રોમરોમભર અકથ વેદના
વિરહ રહે અતિપ્યાસો,
દયા કરો હે પતિતપાવન સઘન મુક્તિમય વરસો.
પય વરસો.

બેઉ નયનમાં નિર્મલ છલછલ
ભરજો રે તવ દરશન;
પલક પલળજો પ્રમદ પ્રવાદે
ઝરજો રે જલ હરષન,
અહો સુભાગી ઊર્મિલ અન્તર ! સુખ
પ્રસન્નમય વરસો.
પય વરસો.

## વાસન્તી વાયરો

કનુ સુથાર

આંબલે આંબલે ઝૂલતા દીસે મ્હોર;
છેડે સાળુતણી કોર
વાસન્તી વાયરો.

કિશોર મોદી

પળવિપળમાં વહી જવાનું હોય છે,
શ્વાસમાં તબકી જવાનું હોય છે.

ઓસ જેવી ઝંખના વાદળ બને,
બાણ થઈ ઝૂલી જવાનું હોય છે.

લાગણી કેવળ ફટકિયું મોતી છે,
સ્પર્શીને ભૂલી જવાનું હોય છે.

છે અગોચર ને અકળ આખું જીવન,
મૌનથી પામી જવાનું હોય છે.

મોં ઉપર કિશોર લીંપણ મ્હેકશે,
ને સ્મરણમાં રૂહી જવાનું હોય છે.

## યત્ન કર

કિશોર મોદી

કૈંક ખુદને કહેવું છે તો યત્ન કર,
મનને જાણી લેવું છે તો યત્ન કર.

ગુલની સનાતન યાદમાં બન્ધાઈ ને
હરહમેશાં રહેવું છે તો યત્ન કર.

ઝાંઝવા કે જળ તણી ઓળખ વગર,
એકલાએ વહેવું છે તો યત્ન કર.

જિન્દગીની મુઠ્ઠીમાં છે વ્યક્તતા,
ક્યાંક સમજણ જેવું છે તો યત્ન કર.

ભીતરે કિશોર કૈં પડઘાય છે,
મૌનપૂર્વક સહેવું છે તો યત્ન કર.

## શોધ

નલિન રાવળ

વર્ષો વર્ષોનાં વર્ષો બધું
બધા જ ઉપર પહાડ જેવા અન્ધારાં તૂટી
પડતાં હતાં
જળસપાટીની નીચે શેવાળનાં લીલાંકચ વનોમાં
ખરી પડેલ સ્વપ્નોનાં પ્રેત કિકિયારી નાખી
દોડતાં હતાં
ચોફેર

તમરાંથી ત્રોફાતા વરસાદે ઢાળી દીધાં હતાં ઝાડ
ઝાડની ભિંગડાં ભિંગડાંવાળી છાલો
ચીકણા પ્રકાશમાં
કાદવિયા દેડકાંઓ જેવી ભડક ઢળતી હતી.
દૂર — હજીય દૂર પડઘાતો હતો જઙ્ગલમાં
કાળા અવાજોથી ભર્યો કાળો વરસાદ
વરસતો હતો
વર્ષોથી, વર્ષોનાં વર્ષોથી એના ઉપર
એ
નીકળી પડ્યો હતો શોધમાં
ક્યારેક વરસ્યો હતો વરસાદ મુશળધાર તેના
મસ્તિષ્કમાં —
કરોડો કોષોને, આંતરડાનાં જાળાંને, ફેફસાંની
શાળને
રક્તછન્દાની છોળને બ્રહ્માંડના રહસ્ય સમા
હૃદયને
પરિપ્લાવિત કરી ગયો હતો —
મેઘની છાતી ચીરતી અજસ્ર વીજળીની દ્યુતિમાં
એણે ક્ષણાર્ધ નીરખી હતી
દિશાઓને ત્રાડથી થથરાવી
અગ્નિપથે ધસમસતા વ્યાઘ્રની પીઠ પર
હુંકારતી અગ્નિજિહ્વા આકૃતિને
ગુઞ્જી હતી સહસ્ર વસન્તભરી પર્ણમર્મર,
રણઝણી હતી સહસ્ર પૂર્ણિમાની રક્તને
ચકાચોંધ કરતી ચાંદની,
વહી આવી હતી પૃથ્વીના અન્તરાલમાંથી
ચન્દ્રચકચૂર ગન્ધ
અને
સાગરનાં ફેનિલ જળમોજાંઓની ભીતરમાંથી
ધસમસ્યો આવ્યો હતો ઝળહળન્ત લયઅશ્વ.
લયઅશ્વ પલાણી
એ
ઘૂમ્યો હતો મબલક ફૂલોનાં ઉદ્યાનોમાં
ઘૂમ્યો હતો
અવન્તિ, વારાણસી, માહિષ્મતિના રઙ્ગોત્સવોમાં
નીરખ્યાં એણે અપ્સરાવૃન્દો, આશ્ચર્ય-પુષ્પો
સમી કન્યકાઓ
મહારાજ્ઞીઓ વારાઙ્ગનાઓ.
અને
નીરખી અચ્છોદ સરોવર-જળક્રીડારત મહાશ્વેતા
કાદમ્બરીને.
સમય સમયના જાજ્વલ્ય દ્વીપો ઘૂમી
એ
એક ઠેકે આવ્યો
ઘાસલ મેદાનો વળોટી, વૃક્ષલળતી સાંજના
પવનો વળોટી
તારકો ગ્રહો નિહારિકા ઉપર
અને
નીરખ્યો ઘૂમતી પૃથ્વીનો આકાશવ્યાપી છન્દ
પણ

પવનપન્થી લયઅશ્વ લથડે છે, પડે છે,
પછડાય છે
ભફાઙ્ગ નીચે અને નીચે
પડે છે વર્ષો વર્ષોનાં વર્ષો બધું
બધા જ ઉપર પહાડ જેવાં અન્ધારાં તૂટી પડે છે
પણ
એ
હારતો નથી, ખખડે છે અસ્થિઓમાં મરુતો,
સળગે છે નેત્રોમાં વૈશ્વાનર
ઘુમરાય છે હૈયામાં આદિમ લય
એ આવે છે શોધતો
શોધે છે ચોમેર,
પ્હો ફાટે છે, કિરણો ફેલાય છે, ટહુકે છે પક્ષીઓ
તરે છે તૃણ પર પતઙ્ગિયાં.
એ
જુએ છે... જોયા કરે છે
તીખા તડકામાં તબકતી વ્યાઘ્રની ખાલ,
પડઘાતા હુંકાર કરતી અગ્નિજિહ્વા આકૃતિના
નીરવ ભણકાર
એ
જુએ છે ખાલી આકાશ જેવી ખાલી આંખથી,
એ
જુએ છે, જોતા નથી, જુએ છે...

## હીંચકે

કનુ સુથાર

ઝૂલતી રૂપલ હીંચકે એકલ એવી.
વાયરે વેલડી જેવી...
વેરતી ફૂલડાં.

## ખજૂરાહો

દલપત ચૌહાણ

હજીય ચહેરાઓ પર
કામનો,
કણકણ થઈ વિખરાયાનો ભાસ
યોગીના મન્દિર પ્રાઙ્ગણમાં
યૌવનના પડછાયા,
ઉન્માદ-ઇચ્છાઓ,
તૃપ્તિની છોળો
ચાંદનીમાં ઊડ્યાના આભાસ
રસ-ધોધ કામના
છલક્યું હશે ? શિવસાગર.
માતઙ્ગેશ્વરે ધારી હશે પૃથ્વી;
લાસ્ય ઝમ્યું હશે ઉમા સઙ્ગે
ઓમ... ઓમ... બમ્ બમ્ ઘણ્ટનાદે
ફરફર્યાં હશે બીલીપત્ર,
મન્દ મન્દ પૂર્વીય પવનનો તું સાક્ષી,
ખજૂરાહો તું જ
અવકાશ-ગુઞ્જિત રણકાર નર્તક યુગ્મના
અનન્ત ચિત્કાર, પશુ-આચાર યુગ્મોના
દિશાઓ ધમધમે સૈનિક પગતાલે;
બજી ઊઠે બાંસુરી માણ્ડોવરોમાં
બાહુઓથી ખરે વિરહી સદ્યસ્નાતાના
કેશ પરથી, મોતીગણ.
પત્રવાહકનાં પગલાંની છાપ
ત્હારાં પ્રાઙ્ગણોમાં.
ઉચ્છ્વાસના અરણ્યમાં ધગધગે જ્વાળાઓ
થરકન્ત તાર તાર થૈ તા... થૈ... તા.
લયવિલય કમ્પે
ભીંજાતી ક્ષણ અનન્ત અવિચળ.
કામ એ જ મોક્ષ
મોક્ષ ધરે કામના રૂપ.

અન્ય - અનન્ય - અનન્ય સર્વભાસે
ભળી જવું આભનું ધરા અઙ્કે, ક્ષિતિજે.
પછી... જાણે
અનરાધાર વરસે વસન્ત,
તરપતી હરક્ષણમાં,
ડૂબ્યાં યુગાન્તરો.
ના આરો, ના ઓવારો
હળાહળ ઝૂમવું ડૂબવું ઝૂમવું ડૂબવું
ક્ષોભ ના ક્ષણોનો
ક્ષોભ ના રતિનો
ક્ષોભ ના કામ કે મોક્ષનો.
કામ કાલ-વિસ્તર્યો વિસ્તર્યો
સ્નેહના પ્રસ્વેદ નીતરે શિલ્પ-અઙ્ગઅઙ્કે.
અહીં તો
નાદબ્રહ્મ
કામબ્રહ્મ
શિલ્પબ્રહ્મ
શબ્દબ્રહ્મ
મૌનબ્રહ્મ
બ્રહ્મ... બ્રહ્મ... બ્રહ્મ...
ત્રણેય લોક
સ્વર્ગ-મૃત્યુ-પાતાળ
ત્રણ અંશ
જન્મ જીવન અન્ત
ના બન્ધન
ના કાળનું બાંધ્યું રૂપ.
સૂર્ય હચમચે
સ્નિગ્ધ સમય સર સર વહે.
ચન્દ્ર તારક બ્રહ્માણ્ડ ગર્જી રહે.
ડમ ડમ ડમ ડમરુ તાણ્ડવ ધ્વનિ કામના
અનન્ત પડઘા અનન્ત પડઘા
ક્ષણ પછી ક્ષણ પછી ક્ષણ
શબ્દ પછી શબ્દ પછી શબ્દ
નર્તન અનહદ
સૌમ્ય લાસ્ય મૃદુહાસ
સત્ય અર્ધસત્ય સત્ય અર્ધસત્ય
મર્ત્ય અમર્ત્ય
વસન્ત ગતિ
ઘૂમરિયો લેતું બ્રહ્માણ્ડ
આદિ મનનો પ્રચણ્ડ પ્રતિઘોષ,
પ્રચણ્ડ આરાડવું હયાશ્વોનું
સિંહ-ત્રાડો
સરકતું ક્ષણક્ષણનું અસ્તિત્વ,
સિસકાર તરઙ્ગિત શિવ-સાગરે.
પ્રાઙ્ગણો રઙ્જિત રજ રજ રતિથી.
એ જ આદ્ય પુરુષ,
એ જ આદ્ય શક્તિ,
યોગી-યોગિની
કાપાલિક - કાપાલિકા
પિતા-માતા, પતિ-પત્ની,
આ પાર, ઓ પાર ઓ પાર ઓ પાર.
સર્વ,
રેત રેત કણકણ,
વિરાટ વલવલાટ તલસાટ વલવલાટ
લમ્બાયે જતા પડઘાઓ,
કેટલું કણ્ડારાયેલું
કેટલું ભણ્ડારાયેલું
હું મુગ્ધ-દૃષ્ટિ શોધું
દિવ્યતા અનન્તા મમળાવતો.
દૂર સુધી જોયા કરું
પડછાયા પાછા ફરે સરે,
હું અવિચળ.
હું ક્યાં હતો ?
ક્યાં ક્યાં હતો ?
આ પત્થરોમાં મ્હારો ચહેરો શોધું !
કદાચ જડાઈ ગયો કિચક બની;

મણ્ડોવરોમાં !
ભિક્ષાપાત્ર લઈ
ઊભો રહ્યો હું બાહુઓમાં
વ્યાસપીઠ પર પગ ધરું ત્યાં ?
મત્ત ગજ પર બેઠો હું,
મોઢું છુપાવી આર્દ્રતાથી.
કચડાવા તૈયાર મુજ મસ્તક
ગજ પગ તળે પ્રાઙ્ગણોમાં,
હર પ્રસ્વેદ મ્હારો આ ભૂમિ પર
હર ચિત્કાર મ્હારો
હર ટાંકણાની ધારથી છું હું ઘડાયો
હું જ મારું સ્મારક બન્યો છું
હું હતો ત્યારેય
આજેય છું
ને વળી અજેય છું.
ધરબાઈ બેઠો હર પળોમાં
યુગોથી,
યુગાન્તરોથી...
તુજમાં હું હે ખજૂરાહો.

૨

ના શિલ્પ,
ના કલ્પના,
યુગાન્તરોથી ગુઞ્જિત
યોગિની-મન્દિરના પ્રાઙ્ગણોમાં
શ્વાસ-ઉચ્છ્વાસ.
સઘ આકારો, ના ! અન્ય કશું ?
વીતેલ હર પળને,
લીંપી ગૂંપી શિલ્પીઓએ,
પીઠિકા, બાહુઓ, મણ્ડોવરો ને
શિખરોમાં.
એ જ લય,
એ જ ગતિ,
એ જ ક્ષય,
એ જ શાન્તિ.
ખરતી ભૂમિ પર સ્થિર યુગાન્તરો !
માનવીના ધધકતા શ્વાસ,
કેવું આકારમાં નિરાકાર,
નિર્વિકાર વિકારમાં.
અતરલ તરલતામાં
અલય લયમાં
ગુઞ્જ પૂર્ણ રાત્રિઓનું,
અમાવાસ્યાઓનું લાસ્ય,
ટમટમે
મૃત્યુમય જીવન
જીવનમય અન્ત.
ન ક્ષોભ,
ન પીડા
ન થાક, ના કશું અવનવું,
તોય,
ભરાઈ રહે આભ આખું
છકી રહે શિવસાગર
ને
માતઙ્ગેશ્વર નયન ખોલે
સૂર્ય ઝમઝમે;
ખજૂરાહો !
તારી પાળે
રઙ્ગોત્સવ વસન્તોત્સવ આદિ માનવનો
અનન્ત

૩

એક
સૂર્ય ઝળહળે, બીજું ના કશું
તુજમાં
હે... ખજૂરાહો.



## બૈરાગી ભૈરવ

ઉષા ઉપાધ્યાય

કૂંપળના કોમળ આ હૈયામાં કોળે
શો કેસરિયા સૂરજનો વેશ !
વાયરાના આછેરા હિલ્લોળે હિલ્લોળે
ઝૂલતો કયા સુખનો રે દેશ !

ઝાકળનાં મોતીને સેંથે સજીને
ઊભી લજ્જાળુ વેલીની કાય,
નજરું ભરીને એને હૈયે ઝીલે છે
કોઈ અડાબીડ ગુલમહોરી છાંય !

પક્ષીના ટહુકાનો કેડે કન્દોરો ને
આંખે આંજ્યાં છે આછાં ઘેન,
નેણલાં ઉઠાવી જરી જુએ સૂરજને
પછી ઝળહળતી ઝૂકેલે નેન !

વનમાં ને મનમાં ને મેનાના વેણે
હવે બૈરાગી ભૈરવ ઘૂંટાય,
ઝાકળની ઝરમરને ઝીલન્તાં નેણે
ઝરે શ્વેત શ્વેત ફૂલોની ઝાંય !

## ઠીક છે મ્હારા ભાઈ

કૃષ્ણ દવે

ઠીક છે મ્હારા ભાઈ
આ તો કરવા ખાતર કરીએ બધું
સ્મિત પ્હેરીને ફરીએ વધુ
બાકી તો આ સમ્બન્ધમાં જ્યાં જુએ ત્યાં
ઠેક ઠેકાણે હોય છે ઊંડી ખાઈ;
ઠીક છે મ્હારા ભાઈ.

રોજ ઉડાડી જાતના લીરા લાગીએ સવા લાખના હીરા
ઠાવકા રહી બોલીએ એવું જળમાં જાણે પાડીએ ચીરા;
સાવ રે ઠાલા પગમાં છાલાં તોય પ્હેરીને ફરતા રહીએ
બૂટની ઉપર સૂટ ને પાછી હોય ગળામાં ટાઈ :
ઠીક છે મ્હારા ભાઈ.

રોજ પળેપળ બદલી લઈએ કેટલા ચ્હેરા કેટલાં મ્હોરાં
દરિયે છપાક ડૂબકી મારી નીકળી જઈએ સાવ રે કોરા
મૂકવું પડે, ઝૂકવું પડે, ગમતું બધું ફૂંકવું પડે,
તોય ભેજામાં લઈને ફરીએ કેટલી કેટલી રાઈ ?
ઠીક છે મ્હારા ભાઈ.

હૂંફને જરીક ઝીલીએ ત્યાં તો આપણું આખું
તળિયું તૂટે
ટેરવાં ઘડીક ટહુકે ત્યાં તો મૂળમાંથી આંગળીયું તૂટે,
કેટલું કેટલું હોય ખોવાનું હાથવગું તો હોય રોવાનું
તોય ફરી ફરી કોક મજાનાં ગીતની માફક
જિન્દગી આખી ગાઈ.
ઠીક છે મ્હારા ભાઈ

## ચક્કર – ચક્કર*

ગીતા પરીખ

પાય મૂકું ત્યાં જમીન જાણે ઘૂમી રહે ચકડોળ,
ખાટ માહરી અજાણ લયનો ઝુલાવતી હિંડોળ.

દશે દિશાઓ ગોળ ગોળ કો ગરબે ઘૂમે આજ,
તાળી દેતો સચરાચર સૌ ચીજોનો અવાજ.

ધારણી ધરણીએ છોડી પક્કડ મારી સાવ,
સ્થિર ના કાંઈ, ડગમગ ડોલે ચેતનની મુજ નાવ.

ચક્કર-ચક્કર ઘૂમતું સઘળું કેન્દ્ર ન આવે હાથ,
મળે કેન્દ્ર તો શોધું એમાં જગન્નાથનો સાથ !

(* ચક્કર દરમ્યાન સ્ફૂરેલું કાવ્ય)

## બેસ, હવે તું

મેહુલ ત્રિવેદી

ત્હારા કરતાં લાભ સવાયા એની ઠોકરના સરવાળા !
બેસ, હવે તું.
એક એક એ પગલાં બોલે કેમ જવાતું ત્યાં પગપાળા!
બેસ, હવે તું.
ઘણા લગાડી જોયા જેણે વિવિધ હવાના રઙ્ગો,
શણગાર્યા વિધવિધ ઉત્સવના જેણે સકળ ઉમઙ્ગો;
એ જ બતાવી જાણે આજે કોણ કેટલા ધોળા-કાળા !
બેસ, હવે તું.
ત્હારા કરતાં લાભ સવાયા એની ઠોકરના સરવાળા !
બેસ, હવે તું.
કદીય ના જે સામે જોતા કાલ હશે તે ભાઈ,
આંખો ભીની બાથ ભરે ને આ તે નવી સગાઈ !
એનાં ભીનાં ઊંડાણે ઉપહાસ નશીલા અતિ રૂપાળા !
બેસ, હવે તું.
ત્હારા કરતાં લાભ સવાયા એની ઠોકરના સરવાળા
બેસ, હવે તું.

## મળતા રહો

સુધીર પટેલ

દૂરથી મળતી રહો કે પાસમાં મળતા રહો,
આવતા અથવા તો જાતા શ્વાસમાં મળતા રહો.

બસ કોઈ પણ અર્થોમહીં મળવાનો મહિમા છે અહીં
વ્યગ્ર થૈ મશતા રહો, ઉલ્લાસમાં મળતા રહો.

સ્પર્શ થાતાં થૈ જશે અજવાળું અજવાળું બધે,
ક્યાં જરૂરી છે જ કે અજવાસમાં મળતા રહો.

તો મળીને પણ તમે એકાન્તને ખોશો નહીં,
પોતપોતાના રચેલા વ્યાસમાં મળતા રહો !

આપમેળે વાત આગળ ચાલશે નક્કી 'સુધીર',
ભાર છોડી દઈ પ્રથમ હળવાશમાં મળતા રહો !

## બારમાસી

શૈલેશ ટેવાણી

કારતક, માગશિર, પોષ
ખાલી ડણકતો કોષ,
જ્યમ ખેતર મૂંગું રુવે
ત્યમ ગુમાવું હોશ.

મહા ફાગણ ચૈતર મહીં
તલતલ બળવું એમ,
વૈશાખે વસમું દીસે
આ કહેવું કોને કેમ !

જીવમાં ચચરે જેઠ;
બપોરે ખરેખર એઠ;
વેઠી કેમે જાય
ભવભવની આ વેઠ ?

પાણડમાં એવી લ્હાય
અષાઢ વેગી વાય
ઝરમર વરસે મેહ
પાંપણથી વંચાય.

હું કેવી છું બ્હાવરી
મુજમાં નથી સમાઈ,
તુજ સઙ્ગ મન હરખાય
તુજ વિણ ક્યાં અટવાઈ ?

શ્રાવણ સૂધબૂધ લઈ જતો,
ભોંઠો ભાદરવો;
આંસુ અવસર છાબ છે
કેમ કરીને વેડવો ?

## નાટક

રવીન્દ્રનાથ ઠાકુર : અનુ. ભોળાભાઈ પટેલ

[આપણે જેને 'અછાન્દસ' કહીએ છીએ, ગદ્યના એ છન્દમાં-'ગદ્યછન્દ'માં રવીન્દ્રનાથે સૌ પ્રથમ બંગાળી 'ગીતાઞ્જલિ'ને અંગ્રેજીમાં ૧૯૧૨માં ઉતારેલી. ૧૯૨૨માં 'લિપિકા'માં એ પ્રયોગ બંગાળીમાં કર્યો, પણ બાહ્ય સ્વરૂપ ગદ્યનું રાખ્યું. ૧૯૩૨માં 'પુનશ્ચ'માં એ મોકળે મને લખે છે ગદ્ય-છન્દમાં અને પછી પરવર્તી ઘણી રચનાઓમાં એ પરમ અધિકારથી એમાં અભિવ્યક્ત થયા છે. 'નાટક' રચનામાં જાણે પદ્ય ને ગદ્યની વિવિધ શક્તિઓ અને સામર્થ્યની વાત કવિ કહે છે, અને તેમ કરતાં ગદ્યછન્દમાં પ્રયોજાતી ભાષાનો પણ નિર્દેશ કરે છે, બોલચાલનો લય તો ખરો જ. ઘરગથ્થુ મુહાવરો લાવવાનો પ્રયાસ. કવિ જાણે કહે છે કે કવિતા દ્વારા સિદ્ધ થતી ચિરકાલની સ્તબ્ધતા અને ગદ્યમાં અભિવ્યક્ત થતી ચાલુ જમાનાની ચઞ્ચલતા બન્ને ગદ્યકાવ્ય(અછાન્દસ)માં સિદ્ધ કરવાની ક્ષમતા છે. સિદ્ધાન્ત એક કોરાણે. આ રચના તો છે જ અને તેય સ-રસ થઈ છે. ... અનુવાદક]

**નાટક લખ્યું છે એક**
**વિષય શો છે તે કહું**

અર્જુન ગયો છે સ્વર્ગે
 ઇન્દ્રનો અતિથિ છે તે નન્દનવનમાં.
ઉર્વશી ગઈ મન્દારમાળા લઈ હાથમાં
 ત્હેને વરવાની ઇચ્છાથી.
અર્જુને કહ્યું, "દેવી, ત્હમે દેવલોકવાસિની છો,
 અતિ સમ્પૂર્ણ છે ત્હમારો મહિમા,
 અનિન્દિત છે ત્હમારી માધુરી,
 પ્રણમું છું ત્હમને.
ત્હમારી માળા તો છે દેવોની સેના માટે."

ઉર્વશીએ કહ્યું, "કશો અભાવ નથી દેવલોકોને,
 નથી ત્હેમને પિપાસા
 તે જાણતા જ નથી ચાહવાનું
તો પછી હું સુન્દર શા માટે બની !
 ત્હેમનામાં કશું ઊતરતું હોય એવું નથી,
તો પછી સારા થવાનું શા માટે
મ્હારી માળાનું મૂલ્ય નથી તેમના ગળામાં
 મર્ત્યોને જરૂર છે મ્હારી,
 મ્હને મર્ત્યોની જરૂર છે.
 એટલે આવી છું ત્હારી પાસે
આકાંક્ષા કરી કર મ્હારું વરણ
દેવલોકમાં દુર્લભ છે એ આકાંક્ષા
 મર્ત્યની એ જ અમૃત-અશ્રુની ધારા."

સરસ થઈ છે મ્હારી રચના
'સરલ થઈ છે' શબ્દો છેકી નાખું શું
 પત્રમાંથી ?

 કેમ ? શું દોષ છે એમાં ?
સાચી વાત જ નીકળી છે કલમને મુખે
 નવાઈ લાગે છે મ્હારી ધૃષ્ટતાથી —
કહેશો, "સરસ થઈ છે, તે જાણ્યું કેવી રીતે ?"
મ્હારો જવાબ એ છે કે, કદાચ ચોક્કસ રીતે
 ન પણ જાણતો હોઉં.
 એક વેળાનું સરસ

કદાચ નયે હોય બીજી વેળાનું સરસ.
એટલે તો એકીશ્વાસે કહી દઉં છું :
'સરસ થઈ છે.'
ચિરકાલના સત્યની વાત હોત જો
ચૂપ રહેત ભયથી.
કેટલું બધું લખ્યું છે કેટકેટલા દિવસોથી,
મનોમન કહેતો રહ્યો છું, 'બહુ સરસ'.
આજે મ્હારા પરમ શત્રુને નામે
ચઢાવી દઈ શકું એ બધું
તો ખુશી થાત.
આ રચનાની પણ એક દિવસ થશે એવી દશા,
એટલે જ, દોહાઈ ત્હને
આજ માટે તો વિના સઙ્કોચે કહેવા દે
આ રચના થઈ છે બહુ સરસ.
અહીં પછી થોડી તન્દ્રા આવી !
એકાએક વરસાદ થતાં ચારેબાજુથી ડહોળાં
પાણીના રેલા
જેમ ઊતરી આવે, એવી.
તોયે આંચકે આંચકે જાગી ડોલતી ડોલતી
કલમ ચાલે છે,
જેમ દારૂ પીને નાચવા જતાં થાય,
તોપણ પૂરો કરીશ આ પત્ર,
ધુમ્મસ વચ્ચેથીય જહાજ જેમ ચાલતું રહે
મશીન બન્ધ કરતા નથી.

વિષય તો છે મ્હારું નાટક.
મિત્રોની ફરમાયશ છે — અગેય પ્રવાહી
પદ્યરચના જોઈએ.
મ્હેં લખ્યું છે ગદ્યમાં.
પદ્ય તો છે સમુદ્ર,
સાહિત્યના આદિ યુગનું સર્જન
ત્હેનું સૌન્દર્ય છન્દોલયમાં,
કલકલ્લોલમાં.

ગદ્ય તો આવ્યું ઘણું મોડું.
બાંધ્યા છન્દની બહાર જમાવી મહેફિલ.
રૂપ-કુરૂપ સારું-નરસું સૌ તેના આંગણામાં
આવ્યાં
ઠેલાઠેલી કરતાં
ફાટેલી ગોદડી ને કાશ્મીરી શાલ
આવ્યાં હળીમળી.
સૂરમાં બેસૂરમાં ઝનાઝન્ ઝઙ્કાર બજાવી દીધો.
ગર્જનામાં ને ગીતમાં, તાણ્ડવમાં ને તરલ
તાલમાં
આકાશને અડી ગયો ગદ્ય-વાણીનો મહાદેશ.
ક્યારેક છોડ્યા અગ્નિનિશ્વાસે
ક્યારેક વહાવ્યા જળપ્રપાત
ક્યાંક સમતલ ક્યાંક ઊબડખાબડ;
ક્યાંક દુર્ગમ અરણ્ય, ક્યાંક મરુભૂમિ.
એના પર જેને અધિકાર જોઈએ ત્હેની પાસે
જોઈએ રાજપ્રતાપ;
પડ્યા વિના શીખવી પડશે.
એની જાતજાતની ગતિ-અવગતિ
બહારથી એ વહાવી ન જાય પ્રવાહના વેગમાં
ને ભીતરમાં જગાવવો પડે છન્દ
ગુરુલઘુ અનેક ભઙ્ગિમાં.
એ ગદ્યમાં લખ્યું છે મ્હારું નાટક
એમાં ચિરકાલની સ્તબ્ધતા છે
અને ચાલુ જમાનાની ચઞ્ચલતા.



## ઘાસલ ફૂલ

માણેકલાલ પટેલ

જ્યાંત્યાં છલકે ઘાસલ ફૂલ !
સોંઘાંમોંઘાં એનાં મૂલ !

જિંઝવો રમાડે છે વાડ,
તારોડિયું કરે છે લાડ !

ભેગાં પૂજાય ધરો-ડાભ,
છોગે નાચે મોટું આભ !

મકાઈ, જુવાર, ઘઉં ને ભાત
ગણાય સરીખડાંની જાત !

દાણે દાણે મોતી-ઝૂલ,
બજારની વાતોને ભૂલ.

## જળ

માણેકલાલ પટેલ

જળ છે રે વરસાદ,
જળ છે રે પરસાદ !

જળનાં ઊંચાં આભ,
જળનાં ઊંડાં ગાભ !

જળની લાંબી વાટ,
જળની પ્હોળી હાટ !

જળમાં છૂપે ચન્દર,
જળની એવી કન્દર !

જળમાં સૂરજ ડોલે,
જળની વાણી બોલે.

## ખેલા

રાજેન્દ્ર શાહ

ખેતર-શેઢે ખોરડું, હાં રે ખેલીએ ખેલા;
ડાળીએ બાંધ્યું દોરડું, હાં રે ઝૂલીએ ઝૂલા.

લીમડે આલી છાયા, હાં રે ખેલીએ ખેલા;
હઉની હારે માયા, હાં રે ઝૂલીએ ઝૂલા.

કોયલ સાથે કૂજીએ, હાં રે ખેલીએ ખેલા;
બોલડ-બોલે ઝૂઝીએ, હાં રે ઝૂલીએ ઝૂલા.

વાયરો વહે ધીમે, હાં રે ખેલીએ ખેલા;
ટહુકો સીમે સીમે, હાં રે ઝૂલીએ ઝૂલા.

વાનર ભેળા વાનર, હાં રે ખેલીએ ખેલા;
ક્યારેય નહીં કાયર, હાં રે ઝૂલીએ ઝૂલા.

ગોળ-ચણાથી રીઝીએ, હાં રે ખેલીએ ખેલા;
વ્હેણનાં પાણી પીજીએ, હાં રે ઝૂલીએ ઝૂલા.

## પતઙ્ગિયાં

કલાધર વૈષ્ણવ

અમે પતઙ્ગિયાં રૂપાળાં
પચરઙ્ગી પાંખોવાળાં...

અમે ફૂલ ફૂલ પર મોહ્યાં
અને અમી અન્તર ખોલ્યાં,
એમાં ભાન અમે ખોયાં.

પેલાં ચમ્પો કરેણ બોલાવે,
એનાં દિલનાં દ્વાર ખોલાવે;
એ તો અમને ઉરે ઝુલાવે.

પેલો પવન નાચતો આવે,
ઘેલો બન્સી કેવી બજાવે !
અમને ફૂલ-સઝે ડોલાવે.

અમે રાગ ફૂલડાંના ગાયા,
અને મીઠા અમીરસ પાયા;
એની કેમ ભુલાશે માયા ?

## આ વાયરો

ફિલિપ કલાર્ક

મમ્મી મમ્મી જોને આ
  વાયરો દોડી જાય;
મોટર, સાઇકલ, સ્કૂટર, નહીં —
  તોયે આગળ જાય.
મમ્મી ત્હેં સુન્દર ઓળેલા
  વાળને વીંખી નાખે,
રૂડારૂપાળા મોરભાઈનાં
  પીંછા પીંખી નાખે.
ગાંડો બની જાય તો -
  તોડીફોડી જાય,
મમ્મી મમ્મી જોને આ
  વાયરો દોડી જાય.

મમ્મી એ તો પાન ઉડાડે
  રેતી, મોજાં, ધૂળ;
મોટાં મોટાં ઝાડ ઉખાડે
  સાથે લઈને મૂળ;
ડાહ્યો બની જાય તો
  હળવે હળવે વાય.
મમ્મી મમ્મી જોને આ
  વાયરો દોડી જાય.

## કૂકડે કૂક છૂક છૂક છૂક...

રાજેશ વ્યાસ

સવાર થઈ ગઈ જાગો સૌ
સપનાંઓને ત્યાગો સૌ.

પછી ન કહેતા રુક રુક રુક,
કૂકડે કૂક છૂક છૂક છૂક...

ડાળે ડાળે હીરા-મોતી,
મનગમતાં સૌ લઈ લો ગોતી.

સૂરજનું સોનું લખલૂટ
કૂકડે કૂક છૂક છૂક છૂક...

રાજેશ વ્યાસ

શિયાળામાં પડતી ઠાડી,
હું નીકળું પહેરીને બાંડી.

સૌને વ્હાલા સૂરજદાદા,
તડકો લાગે મીઠાં ખાજાં.

ચકલી પાણીમાં ન્હાવા ગઈ,
લો ! એને કેવી શરદી થઈ.

ચૌદમી જાન્યુઆરી યાદ,
પતંગનો થાતો વરસાદ.

હવે પાંદડાં ખરશે ખરખર,
એ ઋતુનું નામ પાનખર.

બોર, જામફળ, તલના લાડુ,
પોંક હવે ખાશું શિયાળુ.

# ક્ષર-અક્ષર

## ચં. ચી. મહેતા

ધીરુ પરીખ

*ઇલા સ્મરે છે અહીં એક વેળા*
*આ ચોતરે આપણ બે રમેલાં.*
*દાદાજી વાતો કરતા નિરાંતે*
*વ્હેલા જમીને અહીં રોજ રાતે.*

આ પઙ્ક્તિઓ આજે ઘણાંને સ્મરી આવતી હશે. સરળ અભિવ્યક્તિ, સફળ છન્દોલય, ભાવ-ભાવનાત્મક વિશ્વ અને સચોટ વાતાવરણ ઊભું કરી આપનાર આ કવિ તે ચં. ચી. મહેતા. એમનો જન્મ સૂરતમાં ૧૯૦૧ના એપ્રિલની છઠ્ઠી તારીખે થયો હતો. પ્રાથમિક શિક્ષણ વડોદરામાં, માધ્યમિક શિક્ષણ સૂરતમાં અને ઉચ્ચ શિક્ષણ મુમ્બઈમાં લઈ એમણે ૧૯૧૯માં મેટ્રિક તથા ૧૯૨૪માં ગુજરાતી વિષય સાથે બી.એ.ની ઉપાધિ પ્રાપ્ત કરી હતી. તેમણે પોતાની વ્યાવસાયિક કારકિર્દીનો આરમ્ભ ૧૯૩૩માં મુમ્બઈની ન્યૂ એરા હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાઈને કર્યો હતો. ૧૯૩૬માં એ નોકરી છોડી પ્રથમ મુમ્બઈ અને પછી અમદાવાદમાં આકાશવાણીના નિયામક બનેલા. નિવૃત્ત થયા પછી વડોદરાની મ. સ. યુનિવર્સિટી તેમ જ અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠમાં નાટ્યવિભાગ સાથે અધ્યાપકને નાતે સઙ્કળાયેલા રહ્યા હતા.

સર્જક તરીકે એમની કારકિર્દીનો આરમ્ભ કવિ તરીકે, પણ એમનું ઉત્તમ પ્રદાન નાટ્યક્ષેત્રે. બલવન્તરાય ઠાકોરે પ્રસ્થાપિત કરેલો કાવ્યપ્રકાર સૉનેટ એમણે એમના પહેલા અનુગામી તરીકે સફળતાથી ખેડ્યો અને ૧૯૨૬માં ૧૪ સૉનેટનો સઙ્ગ્રહ 'યમલ' પ્રકટ કર્યો. ભગિનીપ્રેમનાં સબળ અને સફળ કાવ્યોનો સઞ્ચય 'ઇલા-કાવ્યો' ૧૯૩૩માં પ્રકટ થયો ત્યારે તેમાં 'યમલ'નાં સૉનેટ ફરી પ્રકટ કર્યાં હતાં અને 'કઞ્ચનજઙ્ઘા'ની સૉનેટમાળા પ્રથમ સમાવી હતી. ૧૯૩૫માં એમનાં બાળગીતોનો સઙ્ગ્રહ 'ચાંદરણાં' પ્રકટ થયો તો ૧૯૩૭માં પૃથ્વી છન્દમાં રચાયેલું ૧૬૩૬ પઙ્ક્તિઓનું કથાકાવ્ય 'રતન' પ્રકટ થયું, જેમાં એક ભગિનીની અનુપમ ત્યાગકથા તથા કારુણ્યસભર મૃત્યુઘટના ગૂંથાયેલી છે. ૧૯૪૦માં 'રૂડો રબારી' નામનું કથાકાવ્ય આપ્યું તો છેક ૧૯૭૫માં એમનાં પ્રતિનિધિ કાવ્યોનો સઞ્ચય 'ચઢો રે શિખર રાજા રામનાં' પ્રકટ થયો હતો, જેમાં નૂતન ઢબે 'ઓ ન્યૂ યૉર્ક' તથા 'કોલોક્વિયલ ગુજરાતીમાં કાવ્ય' જેવી વિશિષ્ટ રચનાઓ સમાવાઈ છે.

એમનાં કાવ્યોમાં આરમ્ભમાં ભાવનાસૃષ્ટિ પ્રત્યે ન્હાનાલાલની અસર તો ઇબારત પ્રત્યે બલવન્તરાય ઠાકોરની અસર ઝિલાયેલી જોવા મળે છે. ભાવ-ભાવનાના ઉછાળવાળાં તથા તેની અભિવ્યક્તિની સચોટતાવાળાં 'ઇલાકાવ્યો' એ ગુજરાતીમાં ભગિનીપ્રેમનાં કાવ્યોનું એમનું અદ્વિતીય પ્રદાન છે. પ્રેમની તીવ્ર ઝઙ્ખના સાથે સૃષ્ટિ-સંસારની ઉન્નતિનો આદર્શ તેમ જ પ્રકૃતિપ્રેમ પણ એમની કવિતામાં સ્થાન પામ્યાં છે. ઉપજાતિ અને પૃથ્વી છન્દ પરનું એમનું પ્રભુત્વ સરાહનીય છે. એમણે ઓછાં પણ સત્ત્વશીલ કાવ્યો આપ્યાં છે. કવિ તરીકે

ગાંધીયુગના પ્રારમ્ભિક તબક્કાના એ ખૂબ જ નોંધપાત્ર કવિ છે. 'ઇલાકાવ્યો'ની સફળતાથી એ સહુમાં સુખ્યાત છે.

કવિ તરીકે સર્જક-કારકિર્દીનો આરમ્ભ કરનાર ચન્દ્રવદન મહેતાનું સર્વોત્તમ પ્રદાન નાટ્યક્ષેત્રે રહ્યું છે. 'અખો' (૧૯૨૭)થી 'અંતર-બહિર અને બીજાં નાટકો' (૧૯૭૫) સુધીમાં એમણે એકાંકી અને અનેકાંકી મળી ૨૯ નાટકસઙ્ગ્રહો આપેલા છે. 'આગગાડી' એમનું પ્રથમ પ્રયોગલક્ષી સફળ નાટક છે. એમનાં નાટકોની મઞ્ચનક્ષમતા એમની ઊંડી નાટ્યસૂઝની પ્રતીતિ કરાવી આપે છે. એમણે ટ્રેજેડિ, કોમેડિ અને પ્રહસન પ્રકારનાં નાટકો રચ્યાં છે, જેમાં પૌરાણિક, ઐતિહાસિક, સામાજિક વસ્તુસામગ્રીનો કલાત્મક વિનિયોગ કરી જાણ્યો છે. હાસ્ય-કટાક્ષ એમનાં નાટકોમાં સવિશેષ સિદ્ધિ પામે છે. નાટ્યલેખનની જેમ એમણે નાટ્યક્ષેત્રનાં વિવિધ પાસાં પર વિવેચનાત્મક લખાણો આપ્યાં છે, જે 'નાટક ભજવતાં' (૧૯૬૨), 'લિરિક અને લગરિક'(૧૯૬૫), 'નાટ્યરઙ્ગ'(૧૯૭૩), 'અમેરિક થિયેટર'(૧૯૭૪), 'યુરોપના દેશોની નાટ્યસૃષ્ટિ' (૧૯૭૪), 'જાપાનનું થિયેટર' (૧૯૭૫), 'એકાંકી ક્યારે ક્યાં અને કેવાં ઉપરાન્ત બીજા નાટ્યવિષયક લેખો'(૧૯૭૫)માં સઙ્ગૃહીત થયા છે. આ લેખોમાં એમના દિશવિદેશના નાટ્યાનુભવોનો નિચોડ પામી શકાય છે. અઙ્ગ્રેજીમાં નિરૂપાયેલા એના નાટ્યક્ષેત્રના સંશોધનાત્મ ગ્રન્થ 'બિબ્લિઓગ્રાફી ઓવ સ્ટેજેબલ પ્લેઝ ઇન ઇન્ડિયન લંગ્વેજિસ' ભાગ ૧-૨ (૧૯૬૪-૬૫)એ એમને યુરોપના નાટ્યક્ષેત્રમાં પ્રસિદ્ધ કર્યા હતા.

શ્રી અરવિન્દના મહાકાવ્ય 'સાવિત્રી' પરથી સરસ રેડિયો રૂપકો તૈયાર કર્યાં છે, તો મહાત્મા ગાંધીના જીવન પર આધારિત ૧૩ રૂપકો તથા સરદાર વલ્લભભાઈ પટેલના જીવન પર આધારિત ૧૨ રૂપકો પણ લખ્યાં છે.

કવિતા-નાટક ઉપરાન્ત એમણે 'ખમ્મા બાપુ' (૧૯૫૦), 'વાત ચકરાવો' (૧૯૬૭) અને 'મઙ્ગલમયી' (૧૯૭૫) સઙ્ગ્રહોમાં વાર્તાઓ પણ આપી છે તથા 'જીવતી પૂતળીઓ' નામક નવલકથા પણ લખી છે.

એમની આત્મકથાનું નિખાલસ નિરૂપણ કરતી 'ગઠરિયાં' શ્રેણી એમની ગદ્યશૈલીનો પણ ઉમદા નમૂનો છે. રઙ્ગદર્શી મિજાજનું છતાં પ્રશિષ્ટતાના પુટવાળું અને બોલચાલની લોકલઢણવાળું એમનું ગદ્ય આ ગ્રન્થશ્રેણીમાં સવિશેષ આસ્વાદ્ય છે. ઊર્મિ-આવેગ ને સચ્ચાઈનો રણકો જેમ એમનાં વાણીવર્તનમાં આગળ તરી આવતાં તેમ એમનાં સર્જનોમાં પણ આગળ તરી આવે છે. આવા માતબર સર્જકની કદર પણ ગુજરાતી સાહિત્યમાં પૂરેપૂરા આદર સાથે થયેલી છે. ૧૯૩૬માં એમને રણજિતરામ સુવર્ણચન્દ્રક એનાયત થયેલો તો ૧૯૮૬માં નર્મદચન્દ્રક અર્પણ થયેલો. ૧૯૫૦માં 'કુમાર'માંના એમના શ્રેષ્ઠ અર્પણને લક્ષમાં લઈ કુમાર-ચન્દ્રક એનાયત થયેલો, જેનો એમણે સાભાર અસ્વીકાર કરેલો. ૧૯૭૧માં દિલ્હી સાહિત્ય અકાદમીનો પણ એમને પુરસ્કાર પ્રાપ્ત થયેલો.

આવા અલગારી, નિર્મળ અને નિખાલસ પ્રકૃતિના સર્જક ચન્દ્રવદન મહેતા આપણા સાહિત્યની એક ઘટના હતી. ૪થી મે ૧૯૯૧ના રોજ ટૂંકી માંદગી બાદ વડોદરામાં એમનો દેહવિલય થયો તે એક મહત્ત્વની ઘટનાનું તિરોધાન હતું.

# 'પાર્થતા'ની સાર્થતા

રમણ પટેલ

નવી કવિતા એટલે શું ? પરમ્પરાથી જુદી પડતી કે પરમ્પરાગત માળખામાં રહીને પણ જુદો અવાજ પ્રગટાવતી કવિતાને 'નવી' કહી શકાય ? લય, અર્થચમક, શબ્દચમક, છન્દાદિ અન્તર-બાહ્ય ઓજારો બદલાયા બાદ પણ કવિતામાં જે શાશ્વત તત્ત્વ છે, તે કવિતાને કવિતા કહેવડાવે છે. એટલે કવિતામાં કશુંક શાશ્વત તત્ત્વ હોય, એ તત્ત્વ પ્રગટાવતાં ઓજારો બદલાય, આ ઓજારોમાં બદલાવ લાવતી કવિતા જે તે કાળમાં નવી કવિતા તરીકે ઓળખાય. સામ્પ્રતમાં, એવી નવી કવિતા લાવનારાઓની યાદીમાં એક નામ ઉમેરી શકાય તે નામ છે કવિ વિનોદ ગાંધી. ૧૯૮૪માં પ્રથમ કાવ્યસંગ્રહ 'રમ્યતા' આપ્યા બાદ બીજો સંગ્રહ 'પાર્થતા' લઈને એ આવે છે.

'પાર્થતા' સંગ્રહમાં ચોવીસેક ગીતરચનાઓ છે, તો આઠેક ગઝલરચનાઓ છે અને બાકીની અછાન્દસ રચનાઓ છે. નોંધપાત્ર બિના એ છે કે અગાઉના એમના સંગ્રહમાં છાન્દસ રચનાઓ હતી, જે આ સંગ્રહમાં નથી, પણ અર્પણની એક કડી શિખરિણીમાં છે, જે છન્દપ્રૌઢિની સાખ પૂરે છે. ગીતોમાં એમની કલમ નવા ભાવની અભિવ્યક્તિ લઈને આવે છે. ઘણાં ગીતોમાં પરમ્પરાગત લયની જગાએ નવો લય લઈને એ આવે છે. 'સ્વરૂપાન્તર' શીર્ષકવાળી રચનામાં લય અને ભાવ ઉભયમાં નાવીન્ય છે.

*તળિયું ઝાટકઝૂટ કે વાતો ખલાસ થઈ,*
*ગઈ, પાનખર ગઈ કે, રાતો પલાશ થઈ.*

એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાંની ગતિ ફક્ત ગત્યાન્તર ન બની રહેતાં, એમાં ઊર્ધ્વતા પણ છે તે વાત સ્થૂળતાથી સૂક્ષ્મતામાંનું રૂપાન્તર કેવું થાય છે તે દ્વારા કવિએ બતાવી છે.

*દુનિયાદારી ગઈ, દીવાલો ઉદાસ થઈ !*
*ફૂલમાંથી ખરી જઈ પાંખડી સુવાસ થઈ !*

એક ગીતમાં

*જીરણ ચદરિયા થઈ ને ભાતો રહી ગઈ,*
*ઘટના મૂળથી ગઈ ને વાતો રહી ગઈ !-માં*

કવિએ સ્થૂળતાના ભારેખમપણાની અભિવ્યક્તિ બરાબર તાકી છે. 'કોઈ છોડાવો' નામની ગીતરચનામાં વસ્તુ સાથેના અવિભાજ્ય તત્ત્વમાંથી મુક્તિ ઝંખતી વ્યક્તિની અકળામણ વ્યક્ત થઈ છે. જળ અને ભીંજાવું, ફળ અને ખાવું તથા પળ અને હોવું એ અવિભાજ્ય છે. એમાંથી મુક્તિ એટલે નિર્મોહપણાની પ્રાપ્તિ, સ્થિતપ્રજ્ઞની સ્થિતિ. આપણી હયાતી સમયસાપેક્ષ છે. સમયને અતિક્રમી જવામાં જ આપણા હોવાપણાનો વિસ્તાર છે. આપણું હોવું એ ફક્ત વર્તમાનકાળનો જ વિષય નથી. અરે ભૂત, વર્તમાન કે ભવિષ્યના કાળવિભાજનવાળી હયાતીયે નહીં, નિરન્તર હયાતી. આ હયાતીના નિરન્તરપણાની સાધન્ત પ્રતીતિ કરાવતી આ રચના નખશિખ સુન્દર છે. બીજી નોંધપાત્ર ગીતરચનાઓમાં 'તમ્બૂ તાણી રહેવું', 'નીરખ તું', 'ઇતરવાસપ્રવાસ', 'ભરચકતાનો ભાસ', 'આંધળી રાતો' વગેરે છે. દરેક વિશે અલગ રીતે આગવી વાત કરી શકાય તેવી સક્ષમ રચનાઓ છે. આંખ, સ્વાદાદિ પઞ્ચેન્દ્રિયના સ્વીકાર અને એ સ્વીકારમાં નાનમ નહીં, પણ જમીન સાથેની તમારહિતતાનું ખમીર પ્રગટ કરતી 'તમ્બૂ તાણી રહેવું' ખૂબ જ પ્રૌઢિ દાખવતી રચના છે.

કાળના એકચક્રી શાસનના નકારનો હુંકાર બરાબર પ્રગટ્યો છે, જુઓ —

*કાળને માથે કલગી મૂકી*
*કેમ સદા કરગરીએ,*
*જીવવાની આ તક મળી તોય*
*જીવતાં પહેલાં જ મરીએ ?*

*પણ્ડને 'પૂરણ બ્રહ્મ', હા, વળી એમ જ જાણી રહેવું,*
*ચાર દિશામાં પાંચ ખૂંટાનો તમ્બૂ તાણી રહેવું.*

પૂર્ણ બ્રહ્મ એ બીજું કોઈ નહીં, પોતે જ. અહીં પણ્ડના બે અર્થ બરાબર ખીલ્યા ને ખૂલ્યા છે. પણ્ડ એટલે પોતે અને પણ્ડ એટલે પઞ્ચતત્ત્વોનો સમૂહ-શરીર. અન્ય ગીતરચનાઓમાં ત્રણેક 'અભેદ', 'ક્યાં ક્યાં છે વનમાળી ?', 'તો વર વરીએ', જેવી કૃષ્ણવિષયક રચનાઓ અનન્ય છે. પોતે પારખેલા અભેદને માતા યશોદાને બાલકૃષ્ણ બતાવે છે, બલકે શીખવે છે.

*માખણ કે માટીમાં મૈયા, ભેદ મ્હને ના જડતો*
*માખણમાં જે મધુર મૃદુતા*
*માટીમાં હું ભાળું,*
*માટીમાં જે રસની સુરતા*
*માખણમાં પરમાણું,*
*મ્હેં જે કળ્યો અભેદ, મૈયા, ત્હને કેમ ના જડતો !*

'તો વર વરીએ' રચનામાં 'છોડીએ તો પામીએ'ના ભાવનું સરસ રીતે આલેખન થયું છે. સઙ્ગ્રહની બધી ગીતરચનાઓ લખવા લલચાવે તેવી છે.

ગઝલોમાં આધુનિક સંવેદના, નગરવિષયક વેદના કે સામ્પ્રત ગઝલોમાં જણાતા વિષયોથી ઉફરા જઈ કવિ પોતીકો અવાજ પ્રગટાવે છે. નોંધપાત્ર વાત એ છે કે આ ગણ્ય ગઝલોના કાફિયારદીફ બીજો પુરુષ આજ્ઞાર્થનું ક્રિયારૂપ દર્શાવે છે. અન્દર જજે, જજે પછી, ચાલ છોડ, સમ્ભાળ કર, અવતર પ્રિયે — આમ ક્રિયા કરવાની આજ્ઞા કરતા કાફિયારદીફમાં કવિ કોઈ અન્યને નહીં પણ પોતાને ('અવતર પ્રિયે'ને બાદ કરતાં)જ આજ્ઞા કરે છે. અધ્યાત્મભાવની જુદી તાજપ ગઝલોમાં વર્તાય છે. કેટલાક શેઅર નોંધવા જેવા છે :

*શબ્દને છે, અર્થને પણ એકનિશ્ચિત તળ મળે,*
*નાદમૂળના મન્ત્ર આ ૐકારની અન્દર જજે.*

ટૂંકી બહરની રચના પણ સરસ છે.

*ચાલ જીવ, ચાલ છોડ,*
*આજ, આજકાલ છોડ.*

અહીં 'આજ' અને 'આજકાલ'માં એકલો 'આજ' શબ્દ 'હાલ,' 'તરત'નો અર્થ દર્શાવે છે. જ્યારે 'આજકાલ' સામાસિક પદ ભૂતકાળ અને વર્તમાનકાળના વિસ્તારને વ્યક્ત કરે છે. એથી મિજાજ પ્રગટે છે. 'સમ્ભાળ કર', 'ઓળખું છું', સર્વપ્રિય બને એવી ગઝલ-રચનાઓ છે. તો 'રૂપાન્તર' એક નોખી જ ગઝલ છે.

આ સઙ્ગ્રહની 'એક રણાનુભૂતિ', 'કાચું ફળ', 'સત્ય', 'બળાપો,' 'ગામવટો' જેવી અછાન્દસ રચનાઓમાં વ્યઞ્જનાની દૃષ્ટિએ ઉત્તમ કૃતિ 'કાચું ફળ' છે. બહુદિશ વિસ્તરતી વ્યઞ્જના માટે એક માત્ર 'ફળ' શબ્દ જ અજબની કરામત કરે છે. ફળ — પણ શેનું ? કાવ્યનાયકને તો કુતૂહલ છે, પણ ભાવકને પણ એ કુતૂહલ થયા કરે છે. કદાચ ભાવકને એ કુતૂહલનો અર્થોત્તર મળે, પણ એ ભાવકે ભાવકે જુદો હોવાનો. સત્યના રૂપ-સ્વરૂપને પ્રગટાવતી, છતાં આવરણિત રહેતા સત્યની અભિવ્યક્તિ સાધતી 'સત્ય' નામની કાવ્ય-રચનામાં સત્યની સાપેક્ષતા, નિરપેક્ષતા બરાબર પ્રગટી છે :

*સત્ય તો સત્ય છે.*
*સત્યની આ બાજુ*
*કે સત્યની પેલી બાજુ કશું નથી.*

'બળાપો'માં બે પેઢી વચ્ચેનો ખાડો ઉઘાડો થયો છે. 'ગામવટો'માં અતીતરાગ ઉત્તમ રીતે વ્યક્ત થયો છે.



**મુખ્ય મંત્રીશ્રી છબીલદાસ મહેતા**
**અને રાજ્ય મંત્રીમંડળ ગુજરાતના**
**સૌ પ્રજાજનોને નવું વર્ષ સર્વ રીતે સુખદાયી**
**બની રહો એવી મંગલ કામના પાઠવે છે.**

વિતેલા વર્ષ દરમિયાન એક પછી એક કુદરતી આપત્તિઓનો આપણે હિંમતભેર સામનો કરીને ગુજરાતના વિકાસની ગતિમાં રુકાવટ આવવા દીધી નથી. કુદરતી આફતોનો ભોગ બનેલા ગુજરાતના અર્થતંત્ર અને અસરગ્રસ્ત વિસ્તારોના પુન. સ્થાપન માટે ગુજરાતના પુનઃ નિર્માણમાં આપ સૌનો સહકાર અનિવાર્ય છે. આપણે સૌ નવા વર્ષે ગુજરાતને સમૃદ્ધ બનાવવાની નેમ પાર પાડવાનો સંકલ્પ કરીએ.

છબીલદાસ મહેતા
મુખ્ય મંત્રી
ગુજરાત રાજ્ય







41153

## તરણા ઓથે ડુંગર રે

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજાજૂથ માંહે રે, સમરથ ગાજે સહી. ધ્રુ૦

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તૂરી મૃગ રાજંન,
તલની ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી. ૧

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. ૨

મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ,
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, તેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહીં કો ઠાલો રે, એક અણુમાત્ર કહીં. ૩

સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ,
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. ૪

ધીરો ભગત

# ચપટી, વગાડતાંજ ચોંટાડે!



જાદૂ જ જોઈ લો જાણે. મજબૂત ચોંટાડે-ક્ષણ માત્રમાં અને જોઈએ માત્ર એક ટીપું.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ મોટા ભાગના પ્લાસ્ટિક, રબર, ઍક્રિલિક, વિનાઈ માટીના વાસણ, સિરૅમિક, ધાતુ અને લગભગ બધી જ વસ્તુઓ ચોંટાડે એવી શક્તિશાળી ફૉર્મ્યુલા.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ વાપરો અને જાતે જ અનુભવો જગતના સૌથી વધુ ઝડપથી ચીટકાવતા એડ્હેસિવનો જાદૂ

ફેવિક્વિક. તરત જ ચોંટાડે, લાં બુ ટકે.

ફેવિક્વિકથી નમ.રી આગળીઓ પણ ચોંટી જાય.

સાવચેતીપૂર્વક વાપરશો.




વ ન - ડ્રૉ પ ઈ ન્સ્ટં ટ એ ડ્ હે સિ વ



4153